# JAINA GURJARA POETS

## SECOND PART.



**[ A Descriptive Catalogue of Jaina Poets of Gujarati Language with their works of Vikrama 18th Century ].**



*Collected and Compiled by*

**Mohanlal Dalichand Desai,**
B. A. LL. B.
Advocate High Court Bombay.

[ Compiler of Jaina Rasamala-Supplement, Jaina Aitihasika Rasamala, Jina-Deva-Darshana, Jaina Kavya Pravesha, Jaina Gurjara Poets Part I, Annotator of Naya-Karnika, Translator of Episles of Swami Vivekanand, Editor of the late 'Jaina S. Conference Herald and 'Jaina-Yuga'. Member of 'Sahitya Sansad' and of Committees of several Jaina Institutions. ]



SAMVAT 1987 VEERAT 2457 A. D. 1931

Publishers: **Shri Jaina S. Conference Office, BOMBAY.**



**Price Three Rupees.**

# જૈન ગૂર્જર કવિઓ

## બીજો ભાગ

[ વિક્રમ અઢારમા શતકના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિઓ સહિત વિસ્તૃત સૂચી. ]

---


સંગ્રાહક અને સંપ્રયોજક

**મોહનલાલ દલીચંદ દેશાઈ**

બી. એ. એલ્. એલ્. બી.

ઍડવોકેટ હાઇકૉર્ટ મુંબઈ.

[ જૈનરાસમાળા-પૂરવણી, જૈન ઐતિહાસિક રાસમાળા, જિનદેવદર્શન, સામાયિકસૂત્ર, જૈનકાવ્યપ્રવેશ, નયકર્ણિકા આદિના લેખક-વિવેચક, વિવેકાનંદના પત્રોના અનુવાદક, ગત 'જૈન શ્વે૦ કૉન્ફરન્સ હેરૅલ્ડ' અને 'જૈનયુગ'ના તંત્રી, 'સાહિત્યસંસદ્'ના તેમજ અનેક જૈનસંસ્થાની સમિતિઓના સભ્ય. ]



વિ. સં. ૧૯૮૭ વીરાત્ ૨૪૫૭ ઇ. સ. ૧૯૩૧

**પ્રકાશક—શ્રી જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ-મુંબઈ.**

**કિંમત ત્રણ રૂપીઆ.**

શ્રી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ અમદાવાદ

આવૃત્તિ ૧લી પ્રત ૧૦૦૦

પ્રકાશક
શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઑફિસ તરફથી
રણછોડભાઈ રાયચંદ ઝવેરી
મોહનલાલ ભગવાનદાસ ઝવેરી, સોલિસિટર
સ્થાનિક જનરલ સેક્રેટરીઓ
૨૦, પાયધુની, મુંબઈ.

ॐ

# નિવેદન

આ ગ્રંથનો પ્રથમ ભાગ શ્રીમતી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ તરફથી વિ. સં. ૧૯૮૨માં બહાર પડી ગયો તે માટે તેના કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે. તેમાં વિક્રમ તેરમાથી સત્તરમા સૈકા સુધીના કવિઓ અને તેમની કૃતિઓની મેં નોંધ કરી છે અને તેની પ્રસ્તાવના તરીકે ૩૨૦ પાનાંનો 'જૂની ગૂજરાતીનો ઇતિહાસ' એ નામનો મેં લખેલો નિબંધ પ્રકટ કરવામાં આવ્યો છે. તે સંબંધી જુદા જુદા વિદ્વાનો અને પત્રકારોના અભિપ્રાયો આ બીજા ભાગના પરિશિષ્ટ પાંચમામાં આપવામાં આવેલા છે, તે પરથી તેની આંતરિક કિંમત જનતાને જણાશે.

વિશેષમાં પ્રસિદ્ધ સાક્ષરવર્ય શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવે નડીઆદની ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકેના ભાષણમાં મારા સંબંધે નીચેના ઉદ્‌ગાર કાઢયા હતા:—

'જૂની ગૂજરાતી અને અપભ્રંશના ગ્રંથોનો ઉદ્ધાર કરવામાં ચમનલાલ દલાલનો વિદ્વત્તાભર્યો પરિશ્રમ જગજાહેર છે. તે ઉપરાંત મોહનલાલ દલીચંદ શાહે (? દેશાઇએ) પણ આ દિશામાં બહુ ઉપયોગી સેવા કરી છે.

× × × ×

'મુનિ જિનવિજયજી મોહનલાલ દલીચંદ વગેરે જૈન ભાઇઓ જૂની ગૂજરાતી અને અપભ્રંશ યુગના પડ ઉકેલવા મથી રહ્યા છે.'

રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ B. A.એ હમણાં બહાર પડેલી 'કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિ' તૈયાર કરી તેના પ્રવેશકમાં જણાવ્યું છે કે:—

'એમણે (દી. બા. કેશવલાલ ભાઇએ) તો ગુજરાતી ભાષાનું મૂળ છેક હેમચંદ્રના અપભ્રંશના સૂત્રોમાં લગભગ તેરમા સૈકા સુધી

ખોળ્યું છે; અને એ અભિપ્રાય વજુદવાળો છે, એમ સ્વ. દલાલે ચૌદમા સૈકાના પ્રાચીન ગુર્જર કાવ્યોનો સંગ્રહ ગા. એ. ગ્રંથમાળામાં છપાવ્યો છે તેપરથી, તેમજ "જૈન ગુર્જર કવિએ" ભા. ૧ માં રા. મોહનલાલ દલીચંદ દેસાઇએ સં. ૧૨૪૧ ની 'બાહુબળી (? ભરતેશ્વર બાહુબલિ) રાસ'ની હાથપત નોંધી છે, તે આધારે– કહી શકાય.

× × × ×

'અદ્યાપિ અન્યત્ર વિશાળ સાહિત્ય જૈન ભંડારોમાં સુરક્ષિત પડેલું હશે. તે કેટલું સમૃદ્ધ, વિસ્તૃત, બહોળું ખેડાયલું, અને એવું વિવિધ જાતનું છે, કે જેનો કંઇક ખ્યાલ આવવા અમે વાચકબંધુને શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈ સંપાદિત 'જૈન ગુર્જર કવિએ– ભા. ૧' એ નામની હાથપ્રતોની યાદી જેવાની ભલામણ કરીશું.

× × × ×

'આપણે જોઇ ગયા છીએ કે ગુજરાતી ભાષાનું મૂળ છેક વિક્રમના બારમા સૈકા સુધી ગયેલું છે, અને તેરમા સૈકાની કેટલીક જૈન કૃતિએ મોજુદ છે, એમ રા. મોહનલાલ સંપાદિત જૈનગુર્જર કવિએ–ભાગ ૧ માંની યાદી વાંચતાં જણાય છે. પ્રસ્તુત સંગ્રહમાંની હાથપ્રતોમાં પણ નરસિંહ મહેતા પૂર્વેના જૈન ગ્રંથો નોંધાયલા જણાશે.'

શ્રી અંબાલાલ બુલાખીરામ જાની B. A. એ પોતે સંપાદિત કરેલ 'વિષ્ણુ–ભીમકૃત હરિલીલા ષોડશ કલા'ના પોતાના વિદ્વત્તાભર્યા વિસ્તૃત ઉપોદ્‌ઘાતમાં આ સંગ્રહ ગ્રંથનો ઉલ્લેખ એવી રીતે કર્યો છે કે–' જુઓ સાક્ષરશ્રી મોહનલાલ દલીચંદે સંયોજન તેમજ સંવિધાન- પુરઃસર રચી પ્રકટ કરેલો મહામૂલો–મહાભારત સૂચિગ્રંથ "જૈન ગુર્જર કવિએ" ભાગ ૧ લો.'

ઉક્ત પ્રથમ ભાગ છપાવા દરમ્યાન અને છપાયા પછી અત્યાર સુધી આ સંગ્રહને બને તેટલો સંપૂર્ણ કરવા માટે જુદાં જુદાં સ્થળોએ રહેલા ભંડારો જોવા તપાસવાની સતત મહેનત મારા તરફથી ચાલુ રહી છે. તે ભંડારોનો અત્ર ઉલ્લેખ કરવામાં આવે છે. સં. ૧૯૮૨ની વિજયા દશમીએ ખંભાત જવા મુંબઈથી નીકળી ત્યાં દશેક દહાડા સ્થિતિ કરી ત્યાંના 'વિજયનેમિ સૂરીશ્વર જ્ઞાનમંદિર'માંનો ભંડાર અને ત્યાંની જૈનશાળામાંનો મુનિ શ્રી લાવણ્યવિજયનો ભંડાર—એ એમાંના ભાષાના કાવ્યગ્રંથો—રાસ ચોપાઇ આદિ હસ્તલિખિત ગ્રંથો જોવાની તક મળી હતી અને કેટલુંક નવીન સાહિત્ય મળી આવ્યું હતું. આ માટે શેઠ મૂળચંદ પાનાચંદ, શેઠ કસ્તૂરચંદ અમરચંદ શેઠ નાનજી અમરચંદ વગેરેનો ઉપકાર માનું છું. આ ઉપરાંત ત્યાં રા. હીરાલાલે રા.કેશવલાલ ભોગીલાલ દ્વારા શ્રી શાંતિનાથના મંદિરમાં રહેલ તાડપત્રોના ભંડારનું દર્શન કરવાનો સુપ્રસંગ પ્રાપ્ત કરાવ્યો હતો તે માટે તેમનો ઉપકૃત છું.

સં. ૧૯૮૩ની મેની છૂટીમાં પાટણ શા ભોગીલાલ હાલાભાઈને ત્યાં રહી ત્યાંના ફોફલીયા વાડાના, સંઘના તથા સાગર ઉપાશ્રયના ભંડારો ત્યાં પંદરેક દિન નિવાસ કરી જોયા તપાસ્યા. તે માટે શેઠ ભોગીલાલનો પરમ ઉપકાર સ્વીકારૂં છું. ત્યાંથી અનેક સામગ્રી ઉક્ત ગ્રંથમાં આવેલ કૃતિઓની ત્રૂટિઓ પૂર્ણ કરવામાં મળી. આ સંગ્રહ-ગ્રંથમાં મૂકાયેલ કૃતિઓમાં મુખ્યપણે પ્રવર્તક શ્રીમન્ કાંતિવિજય જિનવિજય આદિની સહાયથી પાટણના ભંડારોમાંની કૃતિઓની અંતિમ પ્રશસ્તિઓ લગભગ આવી ગઈ હતી, ને તેનાં આદિનાં મંગલાચરણો વગેરે નહોતાં લખાયાં તે અત્ર લખી લેવામાં આવ્યાં અને એ રીતે તે સંગ્રહ તેટલો સંપૂર્ણ બની શકયો. નવિન બહુ જૂજ હતું. વિશેષમાં ગૂજરાતનું એક વખતનું છસો સાતસો વર્ષ સુધીનું પાટનગર, જૈન મુસદ્દી અને મંત્રીઓનું કાર્યક્ષેત્ર અને એક મુખ્ય જૈન શહેર એવા આ પાટણ જોવાનું સદ્ભાગ્ય પહેલ પ્રથમ પ્રાપ્ત થયું.

અકટોબરની છૂટીમાં સુરતમાં શેઠ જીવણચંદ સાકરચંદ ઝવેરીના મિત્ર શેઠ ભુરાભાઈ નવલચંદ ઝવેરીને ત્યાં રહી ત્યાંના જૈન ગ્રંથ-ભંડારો નામે શ્રી સીમંધર સ્વામીના મંદિરાંતર્ગત જૂનો ભંડાર, વડા ચૌટાના ઉપાશ્રયનો ભંડાર, વડા ચૌટાનો બીજો-મારા મિત્ર રા. ડાહ્યાભાઈ મોતીચંદ વકીલ B. A. LL. B. હસ્તકનો ભંડાર, શ્રી મોહનલાલજી જૈન શ્વે૦ જ્ઞાનભંડાર, જિનદત્તસૂરિ ભંડાર અને જૈનાનંદ પુસ્તકાલય ભંડાર જોયા. શ્રી ચિંતામણી પાર્શ્વનાથ મંદિર તથા સગરામપુરાના ઉપાશ્રયમાંની થોડી પ્રતો પણ જોઈ. આ જોવા કારવવામાં ઉક્ત શેઠ ભુરાભાઈ, રા. ડાહ્યાભાઇ વકીલ, શેઠ ચુનીલાલ ગુલાબચંદ દાલીઆ, રા. મગનલાલ બદામી વકીલ, શેઠ બાલુભાઇ ઉત્તમચંદ, રા ઠાકોર-ભાઈ, શેઠ પાનાભાઈ ભગુભાઈ, રા. પોપટલાલ પુંજાભાઈ, શેઠ રતનચંદ ખીમચંદ આદિએ જે સહાય આપી છે તે માટે તે સર્વેનો આભાર માનું છું. (વિશેષ માટે જુઓ જૈનયુગ ભાદ્રપદ-આશ્વિન ૧૯૮૩ નો અંક 'પાટણ અને સુરતની જ્ઞાનયાત્રા' એ નામની મારી તંત્રી તરીકેની નોંધ પૃ. ૪-૫.)

સં. ૧૯૮૪ માં નાતાલની રજામાં અમદાવાદ જઈ શ્રી વીર-વિજયના અપાસરાનો ભંડાર રા. અમૃતલાલ ચુનીલાલ દ્વારા જોવાની સુપ્રસિદ્ધ આગેવાન રા. કેશવલાલ પ્રેમચંદ મોદી B. A. L L. B. વકીલે ગોઠવણ કરી આપી, ને તે ભંડારના સાચવનાર શેઠ મણિલાલ ગોકળદાસ જકાભાઇએ પૂરી સગવડતા કરી આપી તે માટે તે બધાનો ઉપકાર. ત્યાં ચાર દિવસ કાર્ય કર્યા પછી પાલણપુરમાં શ્રી જિનવિજય અને પં. સુખલાલ સાથે જઇ ત્યાંના સુપ્રસિદ્ધ શેઠ (હાલ સ્વ૦) ચંદુલાલ કોઠારીને ત્યાં ઉતરી ત્યાંના ડાયરાના અપા-સરાનો ભંડાર મુનિ ધીરવિજયની સહાયથી જોવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું ને પછી આરાસણના ભવ્ય અને ઉત્તમ શિલ્પકલાની મૂર્તિસમાં જૈનમંદિરોની તીર્થયાત્રા કરી ત્યાંના શિલાલેખો શ્રી જિનવિજયની મહત્ કૃપા અને વિદ્વત્તાના યોગથી ઉતારી લીધા. (વિશેષ માટે

જુઓ જૈનયુગનો પોષ ૧૯૮૪ નો અંક-તેમાં 'અમારી જ્ઞાનયાત્રા તથા તીર્થયાત્રા' એ નામની મારી તંત્રી તરીકેની નોંધ પૃ. ૧૩૨-૧૩૪ તથા 'અમારો પ્રવાસ' એ નામનો પંડિત સુખલાલજીનો લેખ પૃ. ૧૩૯ થી ૧૪૫) આ વર્ષની મેની છૂટીમાં ખેડા જઈ શ્રીયુત રતિલાલ મોહનલાલ દલાલને ત્યાં ઉતરી ત્યાંના અગ્રેસર શેઠ બાલુભાઈ મોહનલાલના દ્વારા મોટા મંદિરમાં આવેલો પુસ્તક ભંડાર (નં. ૧), મુનિ ભાગ્યરત્ન પાસેનો ગ્રંથભંડાર (નં. ૨), રસુલપરામાં ભાવસાર શ્રાવકોથી વહીવટ કરાતા દેરાસરમાંનો ગ્રંથભંડાર (નં-૩) અને ત્યાંની સુમતિરત્ન જૈન લાયબ્રેરીમાંના ત્રણ દાબડા તેના મંત્રી અને 'ખેડા વર્ત્તમાન'ના તંત્રી રા. સોમચંદ પાનાચંદ શેઠની કૃપાથી તપાસ્યા. આ કાર્યમાં મુનિ ભાગ્યરત્નની સહાય ખાસ નોંધવા જેવી છે. તેમનો હૃદયપૂર્વક આભાર માનું છું. (વિશેષ માટે જુઓ જૈનયુગના સં. ૧૯૮૪ ના જ્યેષ્ઠના તથા આષાઢ-શ્રાવણના અંકમાં 'અમારો ખેડાનો જ્ઞાનપ્રવાસ' પૃ. ૩૫૪-૩૫૬, ૪૦૧ अ-૪૦૯). નડીઆદમાં અકટો-બર ૨૬-૨૮ તારીખે ભરાયેલી નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌માં ભાગ લઈ પછી રાજકોટમાં રા. ગોકુળદાસ નાનજી ગાંધી પાસેનાં હસ્તલેખિત પુસ્તકો પૈકી થોડાંની ઉપયોગી પ્રશસ્તિઓ ઉતારી. (જૈનયુગ કાર્ત્તિક-માગશર સં. ૧૯૮૫ નો અંક 'અમારો પ્રવાસ' પૃ. ૧૬૩-૧૬૫).

સં. ૧૯૮૫ માં કલકત્તાના આગેવાન બાબુશ્રી પૂરણચંદ નાહર M. A. B. L. ની કૃપાથી પોતે મહામહેનત અને પુષ્કળ દ્રવ્યના વ્યયથી ત્યાં સ્થાપેલ ગુલાબકુમારી લાયબ્રેરી (વિશેષ માટે જુઓ જૈનયુગનો સં. ૧૯૮૫ ના ભાદ્રપદથી ૧૯૮૬ ના કાર્તિક સુધીનો અંક પૃ. ૧૧૫-૧૧૬) માંથી વેબરનું કૅટલૉગ, પોતે કરેલ પ્રશસ્તિ-સંગ્રહ અને કેટલીક પ્રતો પ્રાપ્ત થઈ, તેમાંથી ઉપયોગી નોંધ કરી લીધી. અકટોબરની છુટીમાં વઢવાણ કેંપવાળા રા. રતિલાલ લખમી-ચંદ શાહ સાથે ઝીંઝુવાડા જઈ ત્યાં શ્રી ઉમેદ-ખાંતિ જૈન જ્ઞાનમંદિ-

માંની હસ્તલિખિત ૪૨૭ પ્રતો પૈકી ભાષામાં લખાયેલ રાસ ચોપાઇ આદિ જોઇ લીધાં તેમાંથી મારા સંગ્રહમાં આવેલ રાસ વગેરેથી કાંઇ નવીન ન સાંપડયું, છતાં તેમાં આપેલી લેખક (લહીયા)ની પ્રશસ્તિઓ વગેરે ઉતારી લીધું. ( વિશેષ માટે જુઓ 'અમારો જ્ઞાનપ્રવાસ ૧ ઝીંઝુવાડા'–એ નામનો લેખ જૈનયુગ ભાદ્રપદ ૮૫–કાર્ત્તિક ૮૬ નો અંક પૃ. ૧૦૭–૧૧૧, અને આષાઢ–શ્રાવણ ૧૯૮૬ નો અંક પૃ. ૪૨૭–૪૩૦ ) ત્યાં છએક દિવસ રહી **વીરમગામ** સુપ્રસિદ્ધ આગેવાન વકીલ શ્રી છોટાલાલ ત્રિકમલાલને ત્યાં ત્રણ દિવસ વાસો કરી તેમની સહાયતાથી ત્યાંની લાયબ્રેરીની થોડી પ્રતો, તથા સંઘના ભંડારની પ્રતો જોઇ લીધી.

સ્વ. મુનિશ્રી ભક્તિવિજયજીના શિષ્ય મુનિ જશવિજયે મારા પર છૂટક છૂટક અનેક નાની કૃતિઓ મોકલી અને તેમના આદેશથી ઈસ્ટરની છુટીમાં વડોદરા રાજ્ય પાંચમી પુસ્તકાલય પરિષદ્ પાટણ તરફથી આમંત્રણ આવતાં પુનઃ **પાટણ** જઈ તે પરિષદ્ તરફથી ભરાયેલા પ્રદર્શનનો (જૈનયુગ વૈશાખ–જ્યેષ્ઠ ૧૯૮૬નો અંક પૃ. ૩૭૯–૩૮૨) અને ઉક્ત મુનિશ્રીની પાસેના ગ્રંથસંગ્રહનો અનેકવિધ લાભ લીધો. ઉક્ત મુનિ જશવિજય અનેક પુસ્તકોની શોધ ખોળ કરી સંગ્રહ કર્યે જાય છે અને તેનો ખપીને આનંદપૂર્વક વિના સંકોચે સહાય આપતા રહે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. મારા પર તેમની ઘણી કૃપા છે તેથી તેમના સંગ્રહનો લાભ થઇ રહ્યો છું ને હજુ પણ ઠેઠ સુધી લઈ શકીશ. તેમનું ઋણ ભૂલી શકાય તેમ નથી.

પ્રથમ ભાગ બહાર પડયા પછી ચાર વર્ષે આ બીજો ભાગ પ્રકટ થાય છે. તેમાં અઢારમી સદીમાંના લગભગ ૧૮૦ જૈન કવિઓ અને તેમની કૃતિઓ ચારસો ઉપરાંતની ૫૮૯ પૃષ્ઠ માં નોંધ લીધી છે. આ બંને ભાગ છપાતા હતા તે દરમ્યાન ને તે છપાયા પછી જે કંઈ પ્રાપ્ત થતું ગયું તે સર્વે ત્રીજા ભાગમાં પ્રથમ ૧૯ મા અને ૨૦ મા સૈકાના કવિઓ અને કૃતિઓનો નિર્દેશ કર્યા

પછી મૂકવામાં આવશે. પ્રથમ ભાગ પ્રમાણેજ આ ભાગની યોજના રાખવામાં આવી છે. **'સાંકેતિક અક્ષરોની સમજ'** આ ભાગમાં પ્રથમ ભાગ અનુસાર બીજાના ઉમેરા સહિત જૂદી મૂકી છે.

અઢારમી સદીના કવિઓની કૃતિઓ સુધીમાં આ બીજો ભાગ પૂરો થાય છે. તેમાં આપેલા ક્રમ પ્રમાણે **કવિઓની અનુક્રમણિકા** પ્રથમ આપી છે અને અંતે **વિક્રમ ૧૮મા શતકની ગદ્યકૃતિઓની** નોંધ કરી **ચાર અનુક્રમણિકાઓ** આપવામાં આવી છે. (૧) કવિઓની (૨) મોટી કૃતિઓની (૩) નાની કૃતિઓની-એ ત્રણ અક્ષરાનુક્રમે, તથા (૪) સંવત્વાર અનુક્રમણિકા જોડવામાં આવી છે કે જેથી કોઈપણ હકીકત મેળવતાં સરળતા થાય.

ત્યાર પછી પાંચ પરિશિષ્ટો આપવામાં આવેલ છે. ૧ લામાં **જૈન કથાનામકોષ** છે કે જેમાં દશેક કથાગ્રંથોમાં સાંપડતી જૈન કથાઓ તેના લબ્ધસ્થળ સહિત આપેલ છે. આજ પ્રમાણે હવે પછીના ભાગમાં બીજા કથાગ્રંથોના ઉલ્લેખવાળી કથાઓના નામનો કોષ અપાશે. ૨ જામાં **જૈન ગચ્છોની ગુરૂપટ્ટાવલીઓ** કે જેમાં ખરતર, તથા તપા ગચ્છોના ગચ્છનાયકોની પરંપરા ક્રમાનુક્રમે તે તે દરેકની શાખા સાથે આપવામાં આવી છે. ૩ જામાં **વિધિપક્ષ ગચ્છ-અંચલ ગચ્છની પટ્ટાવલી** છે, ૪ થામાં **રાજાવલી** મૂકી છે કે જેમાં ગુજરાતના બહાદુરશાહ સુધીના રાજાઓનો ક્રમ સંવત્વાર સં. ૧૫૮૭ સુધીનો આપ્યો છે. આ ચારે આપણને કોઇપણ કવિ યા તેની કૃતિમાં સંવતનો નિર્દેશ ન હોય પણ અમુક ગચ્છ-નાયકના કે રાજાના રાજ્યમાં રચ્યાનો નિર્દેશ હોય તો તે પરથી તેના કાલનો નિર્ણય કરવામાં સહાયભૂત થાય છે. ૫ મામાં અગાઉ કહ્યા પ્રમાણે **પ્રથમ ભાગ સંબંધી અભિપ્રાયો** છે.

આ ભાગમાં ( પ્રસ્તાવના તરીકે ) 'જૈનો અને તેમનું સાહિત્ય' એ સંબંધી મારો લખેલો એક વિસ્તૃત નિબંધ પ્રથમ ભાગના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે આપવાનો વિચાર હતો પરંતુ તેને સપ્રમાણ

સંશોધિત વર્દ્ધિત આકારમાં પુનઃ લેખારૂઢ કરી મૂકવાનો અને ખાસ કરી જૈન આગમ-સાહિત્યનો ઇતિહાસ ઉમેરવાનો મારા સહૃદય મિત્રો અને ખાસ કરી મારા સુહૃદ્ રા. **મોહનલાલ ભગવાનદાસ** ઝવેરીનો આગ્રહ થતાં તેમ કરવાનો અથાગ પરિશ્રમ આરંભ્યો. તેનું નામ **'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'** રાખી શ્રીમન્ મહાવીર પ્રભુના આગમ-સાહિત્યથી શરૂ કરી એક એક પ્રકરણ લખાતું ગયું, સાત સાત પ્રકરણોનો એક વિભાગ કરવામાં આવ્યો, ને જેમ જેમ તૈયાર થાય તેમ તેમ ૫૦-૧૦૦ પૃષ્ઠ છાપવા મોકલાતાં ગયાં ને તેનું કદ વધી પડયું. મૂળ ધારેલાં ત્રણથી ચારસો પૃષ્ઠ, ને થઇ ગયાં તેથી લગભગ બમણાં, એટલે ૭ વિભાગમાં હીરવિજય સૂરિના સમય સુધીનાં ૫૬૦ પૃષ્ઠ છપાઇ ગયાં ત્યારે તે ઇતિહાસને જૂદાજ પુસ્તક રૂપે બહાર પાડવો યોગ્ય થશે એમ સમજાતાં અઢારમી સદીના કવિઓનો આ બીજો ભાગ કે જે ક્યારનો (સને ૧૯૨૮ ના સપ્ટેંબર પહેલાં) છપાઇ ગયો હતો તે હાલ પુસ્તક રૂપે તુરત પ્રકટ કરી દેવામાં આવે છે. તેની ઉક્ત પ્રસ્તાવના-**જૈન સાહિત્યનો ઇતિહાસ** હવે પછી થોડા માસમાં જુદા પુસ્તક રૂપે બહાર પડશે; અને ત્યારે શ્વેતામ્બર જૈનોએ આર્ય સંસ્કૃતિની ભવ્ય ઇમારતમાં કેટલો સુન્દર ફાળો આપ્યો છે તે જણાશે.

પ્રથમ અને બીજા ભાગમાં 'પ્રેસ'ના દોષ વગેરેથી ઘણી સ્ખલનાઓ રહી ગઇ છે તેનું શુદ્ધિપત્રક સ્થાનાભાવને લીધે આમાં અપાયેલ નથી તે, તેમાં અત્યાર સુધીના શોધખોળને પરિણામે થયેલા સુધારા વધારા વગેરે, તેમજ ખાસ કરી જૈનોએ ગૂજરાતી સાહિત્યમાં આપેલો ફાળો-શતકવાર કવિઓની કાવ્ય પ્રસાદી વગેરે ઘણી ઉપયુક્ત બાબતો ત્રીજા ભાગમાં આપવાનો મારો મનોરથ છે.

ગૂજરાતને ચરણે પ્રથમ ભાગ ધરતાં મેં જે આશા રાખી હતી તે ઘણે અંશે ફલિત થઇ છે તેથી વીસ વર્ષના મારા પરિશ્રમના ફલરૂપે તૈયાર થયેલ આ બીજા ભાગની કદર પણ સમસ્ત ગૂજરાત

એટલે ગૂજરાત–મહાગૂજરાત અવશ્ય કરશે એવી ખાત્રી ભરી આશા છે. આ પ્રકટ કરવામાં આપણી મહાસંસ્થા નામે શ્રીમતી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સને જૈન શ્વે૦ સમાજ અચૂક ધન્યવાદ આપશે અને તેનું ઋણી ગૂજરાતી સાહિત્ય પોતાના અસ્તિત્વ સુધી રહેશે.

પ્રથમ ભાગ અને આ બીજો ભાગ–બંને થઇને વિક્રમ તેરમીથી અઢારમી સદીના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની જે નોંધ કરે છે તે પરથી અત્યાર સુધી ગૂજરાતી સાહિત્યના પદ્યસાહિત્ય સંબંધી જે જે સિદ્ધાંતો (theories) યા અનુમાનો બંધાયાં હતાં તેમાંનાં ઘણાં સ્વતઃ ઉડી જાય છે–ને કેટલાકમાં પરિવર્ત્તન કે વૃદ્ધિ કરવામાં પ્રામાણિકતા સિદ્ધ થાય છે. આ સર્વથી ક્રાંતિકારક સ્થિતિ ઉપસ્થિત થવાથી આશ્ચર્યચકિત થવાનું નથી. જેમ જેમ શોધખોળ થતી જાય, ને તેને પરિણામે જૂનું ઉપલબ્ધ થતું જાય તેમ તેમ પૂર્વકાલે વિદ્યમાન ઉપલબ્ધ સામગ્રી અને સાહિત્ય પરથી ઘડેલાં અનુમાનોમાં શુદ્ધિ કે હાનિવૃદ્ધિ કરવીજ પડે એ કુદરતી છે. તેમ કરવામાં સાંપ્રદાયિક મોહ કે પ્રાંતિક યા કોમી અભિનિવેશ અંતરાયભૂત થવો ન ઘટે. સાહિત્યની માલેકી સાર્વજનિક છે અને તેને તો ગમે તે સ્થળેથી પ્રાપ્ત થતાં વધાવવુંજ જોઇએ.

આ વક્તવ્યને સમર્થન કરતું રા. હીરાલાલ ત્રિ૦ પારેખનું નીચેનું કથન સમસ્ત ગૂજરાતના સાહિત્યપ્રેમીઓ લક્ષમાં રાખશેઃ—

"જૈન સાહિત્ય અને બ્રાહ્મણ સાહિત્ય, એ સંજોગવશાત્ પડેલા કૃત્રિમ ભેદો છે. ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ, એ બંને સાહિત્યોનો પદ્ધતિસર અને ઐતિહાસિક રીતે અભ્યાસ થવાની જરૂર છે; તે પરથી બંને સાહિત્યની વિવિધતા અને સમૃદ્ધિનો પરસ્પર સંબંધ, એક બીજા ઉપર થયેલી અસર, દરેકની વિશિષ્ટતા અને પ્રજાના ઉત્કર્ષમાં દરેકે શો હિસ્સો આપેલો છે, તે બધાની સરખામણી અને તુલના કરવાનું અને તપાસવાનું, બની આવશે. તેથી એ કૃત્રિમ ભેદને હવે વિશેષ અવકાશ કે ઉત્તેજન ન આપતાં, સઘળું

'સાહિત્ય એકજ ભાષાસાહિત્યની દૃષ્ટિએ અવલોકાય અને તેનો યોજનાપૂર્વક અભ્યાસ થાય, એ ઇચ્છિવા યોગ્ય અને ઇષ્ટ છે.'

એમ થતાં ગૂર્જર સાહિત્યરૂપી મહાવૃક્ષ અનેક રીતે અને અનેક દિશામાં ફૂલ્યું ફાલ્યું થઇ ભારતના–બલ્કે જગત્‌ના સાહિત્યમાં પોતાનું યથાસ્થિત મૂલ્ય અંકાવશે. જય હો ગૂર્જર સાહિત્યનો!

ત્રીજે માળે, તવાવાલા બિલ્ડિંગ,
લોહારચાલ-મુંબઈ.
તા. ૭-૧-૩૧ બુધવાર,
પોષ વદ ૩ સં. ૧૯૮૭.

**મોહનલાલ દલીચંદ દેશાઈ.**



# સાંકેતિક અક્ષરોની સમજ.

| | |
|---|---|
| + | આ ચિન્હ મુદ્રિત-છપાયેલ કૃતિ સૂચવે છે. |
| ? | આ પ્રશ્નચિન્હ શંકા-સંદેહ સૂચવે છે. |
| ૧. ૨, ૩ | એ પહેલો બીજો ત્રીજો ભાગ યા નંબર સૂચવે છે. |
| અનંત. | અનંતનાથજીનું જૈન મંદિર, માંડવી મુંબઈમાંનો ભંડાર |
| અમ૦ | અમદાવાદ |
| અમર. | અમરવિજય મુનિ-સીનોર કે ડભોઇમાંનો ભંડાર. |
| અં. | અંચલ ગચ્છીય |
| આ. | (૧) આગમિક ગચ્છીય (૨) આશરે, આસપાસ. |
| આં. | આંચલિક ગચ્છીય. |
| આ. ક. | શેઠ આણંદજી કલ્યાણજીની પાલીતાણામાંની પેઢીમાં જે સ્વ૦ અંબાલાલ ચુનીલાલનો જ્ઞાનભંડાર સોંપાએલો તે ભંડાર. |
| ઉ. | (૧) ઉપાધ્યાય (૨) ઉપાશ્રય. |
| ઉદય. | ઉદયપુર |
| ઋ૦ | ઋષિ. |
| એપિ. ઇંડિ. | એપિગ્રાફિકા ઇંડિકા. |
| ઐ. | ઐતિહાસિક. |
| ઐ. રા. સં. | ઐતિહાસિક રાસ સંગ્રહ (પ્ર૦ યશોવિજય ગ્રંથમાલા ભાવનગર.) |
| કચ્છી દ. ઓ. | કચ્છી દશા ઓસવાલ પાઠશાલા, માંડવી મુંબઈ. |
| ક. વિ. | કલ્યાણવિજય મુનિ. |
| ખ. | ખરતર ગચ્છ. |
| ખં. | ખંભાતના ભંડાર. |
| ગ૦ | (૧) ગચ્છ (૨) ગણી. |

ગા. ગારીયા ઘરનો ભંડાર.
ગુ. વિ. ગુલાબવિજયજી પંન્યાસ કે જે અમદાવાદમાં વીરવિજયના ઉપાશ્રયમાં રહે છે તેમની પાસેનો તેમનો ભંડાર અમદાવાદ.
ગો. ના. ગોકુળદાસ નાનજી ગાંધી રાજકોટ.
ચૈત્ય. આ. સં. ચૈત્યવંદન સ્તુતિ સ્તવનાદિ સંગ્રહ. ભાગ ત્રણ પ્ર૦ શિવનાથ લુંબાજી જૈન પુસ્તકાલય ૪૯ વેતાલપેંઠ, પૂના.
ચં. ચંચલ બ્હેનનો ભંડાર, ફતાશાની પોળ, હરકોર શેઠાણીની હવેલી, અમદાવાદ.
ગે. રે. ડૉ. ગેરિનોની જૈન રેપર્ટરી (ફ્રેંચ ભાષામાં).
ચિ. ડા. (સદ્ગત) ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ M. A.
ચો૦ ચોપાઇ.
જિ. શ્રીજિનવિજય સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ.
જેસ. જેસલમેરનો ભંડાર.
જૈ. જૈન.
જૈ. એ. ઈ. જૈન એસોશિયેશન ઑફ ઈંડિયા મુંબઇ હસ્તકનો ભંડાર.
જૈ. ગૂ. ક. જૈન ગૂર્જર કવિઓ.
જૈ. પ્ર. જૈન પ્રબોધ પ્ર. ભીમશી માણેક.
જૈ. શા. જૈનશાળા.
ડે. ડેહલાના અપાસરાનો ભંડાર અમદાવાદ, તથા
ડે. એટલે બીજો ભંડાર ( રત્નવિજયજીનો ભંડાર ) કે જે હમણાં તેમાં સોંપાયેલો છે તે વહીવટ કર્ત્તા શેઠ મંગળદાસ તારાચંદ ઝવેરી–દોસીવાડાની પોળમાં અમદાવાદ.
ડો. ત્રિ. ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ.
ત. તપાગચ્છ.
દા. દાબડો.
દિ. દિગંબર

દે. લા. શેઠ દેવચંદ લાલચંદ પુસ્તકોદ્ધાર ફંડ સુરત.

દે. લા. પુ. લા. " " " લાયબ્રેરી "

ઘો. } ઘોરાજી સ્વ. માણેકચંદજીએ સંગ્રહેલ સર્વજ્ઞ મહાવીર
ઘો. સ. ભં. } જૈન પુસ્તક ભંડાર.

નં. નંબર

ના. (૧) નાનચંદજી યતિનો શાંતિનાથ મંદિર, પાયધુની મુંબઇમાંનો ભંડાર ( ૨ ) નાહર પૂરણચંદજીના જૈન લેખ સંગ્રહ.

પા. ૧, પા. ૨ પા. ૩ પાટણના ભંડારો એક બે ને ત્રણ એમ જૂદા પાડવા માટે જણાવેલ છે; પણ તે દરેક કયો છે તે બરાબર જાણી શકાયું નથી.

પં. (૧) પંક્તિ (૨) પંન્યાસ-પંડિત.

પૂ. અ. જુઓ રા. પુ. અ.

પૌ. પૌર્ણમિક-પૂનમિયા ગચ્છના.

પ્ર. (૧)પ્રકાશિત, પ્રકાશક-પ્રકટકર્ત્તા (૨) પ્રતિમા.

પિં. } પીં. } પિંપલ ગચ્છીય

પ્રા. તી. સં. પ્રાચીન તીર્થમાલા સંગ્રહ (પ્ર૦ યશોવિજય ગ્રંથમાલા, ભાવનગર)

પ્ર. કા. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી પાસેનો ભંડાર નરસિંહજીની પોળમાં, વડોદરા

" છાણી. છાણીમાં તેમનો ભંડાર.

પ્રે. ર. શેઠ પ્રેમચંદ રતનજી ભાવનગર પાસેનો સંગ્રહ.

બા. બાળાવબોધ-ટબો. (ગૂજરાતી ભાષામાં અનુવાદ)

બાલ. યતિ બાલચંદ, ખામગાંવ.

બી. ડી. ભાઉદાજી

બુ. બુદ્ધિસાગર સૂરિ પ્રયોજિત જૈન ધાતુપ્રતિમા લેખ સંગ્રહ.

ભ. ભરૂચમાંનો ભંડાર.

ભા. (૧) ભાગ (૨) ભાદ્રપદ માસ.

ભં. ભંડાર.

ભા. } ભાવનગરનો ભંડાર. ડોસાભાઇ અભેચંદનો જૈન સંઘનો
ભાવ. } ભંડાર.
ભી. મા. ભીમશી માણેક હાલ બારીઆ બિલ્ડિંગ પાયધુની મુંબઈ.
મ. કી. (સ્વ) મનસુખલાલ કિરતચંદ.
મ. બ. (સ્વ) મણિભાઈ બકોરભાઇ વ્યાસ.
માણેક. માણેકવિજય યતિ ઈંદોરનો ભંડાર.
માં. માંગરોલના સંઘ હસ્તકનો ઉપાશ્રયમાંનો ભંડાર.
મિશ્ર. મિશ્ર બંધુઓ.
મો. મોરબી સંઘનો ભંડાર.
મો. સેં. લા. શ્રી મોહનલાલજી સેંટ્રલ લાયબ્રેરી, પાંજરા પોળ ગલી લાલબાગ મુંબઇ.
ર. રચના, રચ્યા.
રત્ન. રત્નવિજયનો ભંડાર, અમદાવાદ કે જે હાલ ડેહલાના અપાસરાના ભંડાર સાથે રાખવામાં આવેલ છે ને તેનું નામ વ ડે. પણ મૂકેલ છે. જુઓ ડે.
રા. રાસ.
રા. પૂ. અ. રાજકોટ શ્રી પૂજ્યના અપાસરાનો ભંડાર સ્વ. યતિ નાનચંદજીના શિષ્ય મોહનલાલ હસ્તકનો.
રો. એ. સો. રૉયલ એશિયાટિક સોસાયટી. ટાઉન હૉલ મુંબઈ.
લ. લખ્યા.
લા. લાવણ્યવિજય મુનિનો જૈનશાળા ખંભાતનો ભંડાર.
લિ. લિખિત, લિપિકૃત.
લીં. લીંબડીનો ભંડાર ( આ કાઠિયાવાડમાં મોટામાં મોટો ભંડાર છે )
લે. લેખક.
લોં. લોંકાગચ્છીય.
વ. રા. વર્ધમાન રામજી હેમરાજ શેઠનો માળો માંડવી મુંબઈ, યા કચ્છ-નલીયા.

| | |
|---|---|
| વ. સેં. | વડોદરા સેંટ્રલ લાયબ્રેરી જુઓ સેં. લા. |
| વડો. | વડોદરા. |
| વા. | વાચક = ઉપાધ્યાય. |
| વિ. | વિક્રમ. |
| વિ. ધ. | (સ્વ.) વિજયધર્મસૂરિનો ભંડાર કે જે હાલ વિજયધર્મ-લક્ષ્મી લાયબ્રેરી, બેલનગંજ આગ્રામાં રાખવામાં આવ્યો છે. |
| વિ. ને. | વિજયનેમિ સૂરીશ્વર જ્ઞાનમંદિર–ખંભાત. |
| વિદ્યા. | વિદ્યાવિજય મુનિ તે સ્વ. વિજયધર્મ સૂરીના શિ. |
| વી. પા. | વીરબાઈ પાઠશાળા પાલીતાણા. |
| વૉ. | વૉલ્યુમ–પુસ્તક. |
| શિ. | શિષ્ય. |
| શુ. | શુદિ, શુક્લપક્ષે. |
| શ્લો. | શ્લોક. |
| સ. | સઝાય. |
| સ. મા. ભી. | સઝાયમાળા ભીમશી માણેકની પ્રકટ કરેલ. |
| સં. | (૧) સંવત્ (૨) સંસ્કૃત ભાષા. (૩) સંગ્રહ. |
| સાગર ભં. | સાગરગચ્છનો ઉપાશ્રય મણિયાતી પાડો-પાટણમાંનો ભંડાર |
| સૂ. | સૂરિ. |
| સ્ત. | સ્તવન. |
| સ્વ. | સ્વર્ગવાસ, સ્વર્ગસ્થ. |
| સેં. લા. | સેંટ્રલ લાયબ્રેરી, વડોદરા. જુઓ વ. સેં. |
| હા. ભં. | શેઠ હાલાભાઈ મગનલાલ જ્યાં રહેતા તે ફોફલીયાવાડા પાટણનો ભંડાર. |
| હં. | હંસવિજયજી પંન્યાસનો ભંડાર, નરસિંહજીની પોળમાં વડોદરા. |
| ક્ષ. | ક્ષમાકલ્યાણકૃત ખરતર ગચ્છની પટ્ટાવલી. |

# અનુક્રમણિકા.

( બીજી પચીશી સં. ૧૭૨૬-૫૦ )

૩૪૨ યશોનંદ, ૩૪૩ માનવિજય (૩), ૩૪૪ ધર્મમંદિર(૨૩૪-૨૪૩), ૩૪૫ જિનદેવસૂરિ, ૩૪૬ જિનદત્તસૂરિ, ૩૪૭ લક્ષ્મીવલ્લભ, ૩૪૮ હેમરાજ શ્રાવક, ૩૪૯ જીતવિજય, ૩૫૦ હીરાણુંદ (હીરમુનિ), ૩૫૧ વિજયસૂરિ, ૩૫૨ લક્ષ્મીવિજય, ૩૫૩ માનવિજય (૪), ૩૫૪ વીરજી, ૩૫૫ ઉદયવિજય, ૩૫૬ કુશલધીર, ૩૫૬ કનકનિધાન, ૩૫૭ મતિકુશલ, ૩૫૮ ઉદયસમુદ્ર, ૩૫૯ વૃદ્ધિવિજય (૨), ૩૬૦ અમૃતસાગર (૧), ૩૬૧ કર્મસિંહ (૨), ૩૬૧ક જિનરંગસૂરિ, ૩૬૨ વિવેકવિજય (૨), ૩૬૩ તત્ત્વહંસ, ૩૬૪ વિબુધવિજય, ૩૬૫ નિત્યસૌભાગ્ય, ૩૬૫ક માન, ૩૬૫ખ ક્ષમાસાગર, ૩૬૬ આણુંદ, ૩૬૭ ખેતો, ૩૬૮ સુખસાગર, ૩૬૮ શાંતિદાસ શ્રાવક, ૩૬૯ જયસાગર, ૩૭૦ વિનિતવિજય, ૩૭૦ક માણિક્યસાગર (?) ૩૭૧ સુરવિજય. ૩૭૨ પદ્મનિધાન, ૩૭૩ જિનવિજય (૧), ૩૭૩ક નિત્યવિજય, ૩૭૪ તેજસિંહ, ૩૭૫ ચંદ્રવિજય (૧), ૩૭૬ ચંદ્રવિજય (૨), ૩૭૭ તેજપાલ, ૩૭૭ક જ્ઞાનકીર્તિ, ૩૭૭ખ રામચંદ, ૩૭૮ **જ્ઞાનવિમલસૂરિ** ( ૩૦૮-૩૩૮ ), ૩૭૯ હેમસૌભાગ્ય, ૩૮૦ **ધર્મવર્દ્ધન** ( ધર્મસિંહ ), ૩૮૧ વિનયલાભ, ૩૮૨ દેવવિજય (૨), ૩૮૩ દયાતિલક, ૩૮૪ નયનશેખર, ૩૮૫ રૂચિરવિમલ, ૩૮૫ક કેશવદાસ, ૩૮૫ ખ આણંદરૂચિ, ૩૮૬ અજીતચંદ, ૩૮૬ક ભાનુ (ણુ) વિજય, ૩૮૭ કનકવિલાસ, ૩૮૮ આનંદસૂરિ, ૩૮૯ હરખચંદ સાધુ, ૩૯૦ લક્ષ્મીરત્ન, ૩૯૧ લક્ષ્મીરત્નસૂરિ, ૩૯૨ તિલકચંદ, ૩૯૨ ક પ્રાગજી, ૩૯૨ખ અમરવિજય, ૩૯૨ગ જીવરાજ, ૩૯૩ કીર્તિસાગરસૂરિ શિષ્ય, ૩૯૪ જ્ઞાનસાગર (૨), ૩૯૫ જ્ઞાનસાગરશિષ્ય, ૩૯૬ કુશલસાગર (કેશવ), ૩૯૭ દીપસૌભાગ્ય, ૩૯૮ અમરચંદ, ૩૯૯ શીલવિજય, ૪૦૦ યશોવર્દ્ધન, ૪૦૧ ઋષભસાગર (૧), ૪૦૧ક વિનિતવિમલ, ૪૦૨ સુમતિવિજય, ૪૦૩ કમલહર્ષ, ૪૦૪ ઉદયરત્ન (૩૮૬-૪૧૫), ૪૦૫ દીપ્તિ(પ)વિજય (૧), ૪૦૫ક વિમલવિજય, ૪૦૬ સૌભાગ્યવિજય (૨), ૪૦૬ક હિમ્મત. પૃ. ૨૩૪-૪૨૦

( ત્રીજી પચીશી સં. ૧૭૫૧-૭૫ )

૪૦૭ જિનવિજય ( ૨ ), ૪૦૮ બાલ, ૪૦૯ વિનયચંદ્ર, ૪૧૦ પ્રીતિસાગર, ૪૧૧ ગોડીદાસ શ્રાવક, ૪૧૨ **મોહન-વિજય** ( ૪૨૮–૪૪૨ ), ૪૧૩ કેસરવિમલ, ૪૧૪ દાનવિજય, ૪૧૪ ક જસવંતસાગર, ૪૧૪ ખ કાહનજી, ૪૧૫ લક્ષ્મણ (૨), ૪૧૬ **નેમવિજય** ( ૪૪૯-૪૫૫ ), ૪૧૬ક ખેમચંદ. ૪૧૭ લક્ષ્મી-વિનય, ૪૧૮ લબ્ધિવિજય (૨), ૪૧૯ ગંગમુનિ, ૪૨૦ જિનસુંદર-સૂરિ, ૪૨૧ ઝાંઝણયતિ, ૪૨૧ક કીર્તિવિજય, ૪૨૨ નેમિદાસ શ્રાવક, ૪૨૩ તેજસિંહ (૨), ૪૨૪ કાન્તિવિમલ, ૪૨૫ જીવસાગર, ૪૨૬ કીસન (કૃષ્ણદાસ ), ૪૨૭ **દેવચંદ્ર** ( ૪૭૩–૪૯૬ ), ૪૨૮ લાધાસાહ, ૪૨૯ દેવવિજય (૩), ૪૩૦ **ભાવરત્ન** (૨)–**ભાવપ્રભસૂરિ** ( ૫૦૩–૫૧૧ ) ૪૩૧ વેણીરામ, ૪૩૨ સુખસાગર, ૪૩૩ લબ્ધિસાગર (૨), ૪૩૪ ચતુર, ૪૩૫ જિનસુખસૂરિ ૪૩૬ **ગંગવિજય** (૫૧૭–૫૨૧ ), ૪૩૭ રામવિજય (૧), ૪૩૮ ઋદ્ધિવિજય, ૪૩૯ વલ્લભકુશલ, ૪૪૦ કાંતિવિજય (૨) પૃ. ૪૨૦–૫૩૩.

( ચોથી પચીશી સં. ૧૭૭૬-૧૮૦૦ )

૪૪૧ કેસર, ૪૪૨ રંગવિલાસ, ૪૪૨ ક પ્રેમચંદ, ૪૪૩ પુણ્યવિલાસ, ૪૪૪ જ્ઞાનવિજય, ૪૪૫ **નિત્યલાભ** ( ૫૩૭–૫૪૨ ), ૪૪૬ ન્યાયસાગર, ૪૪૭ રામવિજય (૨), ૪૪૮ રંગવિજય, ૪૪૯ ગજવિજય, ૪૫૦ જિનેંદ્રસાગર, ૪૫૧ માણેકવિજય, ૪૫૨ તિલકસૂરિ, ૪૫૩ ઉદયસમુદ્ર, ૪૫૩ક કુશલસિંહ, ૪૫૪ હંસરત્ન, ૪૫૫ શાંતસૌભાગ્ય, ૪૫૬ જિનવિજય (૩), ૪૫૭ માણિકવિજય, ૪૫૮ જિનવિજય (૪), ૪૫૮ક રઘુનાથ, ૪૫૯ **જ્ઞાનસાગર–ઉદયસાગરસૂરિ** ( ૫૭૪–૫૮૧ ), ૪૬૦ ત્રિલોકસિંહ, ૪૬૧ અમર, ૪૬૨ રાયચંદ (૨), ૪૬૩ ગુણવિલાસ, ૪૬૪ પુણ્યરત્ન (૨), ૪૬૫ મહિમાવર્દ્ધન, ૪૬૫ ઉદયસાગરસૂરિ (૨), ૪૬૬ સત્યસાગર. ૫૩૩–૫૮૯.

# જૈન ગૂર્જર કવિઓ.

## બીજો ભાગ.

## વિક્રમ અઢારમી સદી.

### ૨૮૮ આનન્દઘન (લાભાનંદજી)

**(૫૪૨) ચોવીશી—૨૪ જિનનાં સ્તવન.**

આનાપર મહોપાધ્યાય યશોવિજયજી, જ્ઞાનવિમલસૂરિ અને જ્ઞાનસારમુનિ એ ત્રણેએ બાલાવબોધ—ટબા રચ્યા છે. યશોવિજયજીએ ૨૨ સ્તવનપર કર્યો છે તેથી મૂલ તેમનાં ૨૨ સ્તવન છે એમ સિદ્ધ થાય છે; પાછળથી બે અન્યકૃત ઉમેરાયાં છે. જ્ઞાનવિમલ અને જ્ઞાનસાર એ બંનેનામાંથી સારભૂત લઈ શ્રાવક ભીમસી માણેકે ટબાસહિત ૨૪ સ્તવન આનંદઘન ચોવીસી એ નામથી પ્રકટ કરેલ છે.

—પત્ર ૧૧—૧૪ આ. ક.

**ટબાસહિત**—લિ. સં. ૧૮૭૩ ભાદ્રપદ વદ ૬ રવૌ સૂર્યપૂર વરબંદરે સાગરગચ્છિય પં. ન્યાયસૌભાગ્ય ગણીભિ: લિ.—પત્ર ૨૫ વી. પા.; પત્ર ૨૬—૧૫ આ. ક. કે જેમાં ટબાકાર આદિમાં કહે છે કે:—

ચિદાનંદમય જિનવરૂ, સદા મુદા ધરિપ્રેમ,  
પ્રણમી પરમ પ્રમોદસું, જગનાયક જગખેમ. ૧  
જિનગુણ થુતિ કરતા થકાં, એ જન જિન હુયાય,  
તે ભણી જિનગુણ કીર્ત્તના, કરતા પાપ પુલાય. ૨

## (૫૪૩) બહોતેરી—અધ્યાત્મપદ બહોતેરી.

થોડાં પદ ટબાસહિત—લ. સં. ૧૯૦૭ જેઠ સુદ ૭ રવિ લિખિંત જેસો મનોરદાસ રતલાંમ (રત્નપુરિ) મધ્યે અંબાલાલજી આત્માર્થે.

૧૭—૧૫ આ. ક.

આ પણ આનંદઘન બહોતેરી તરીકે મૂળ શા ભીમસી માણેકે પ્રસિદ્ધ કર્યા છે. બધાં મળી ૧૦૭ આનંદઘનનાં પદો તરીકે હાલમાં ગણાયાં છે. તેમાંનાં કેટલાંક (૫૦ પદ) પર શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ સોલીસીટરે વિવેચન કરેલ છે તે આનંદઘનપદ્યરત્નાવળી પ્રથમ વિભાગ એ નામથી જૈન ધર્મપ્રસારક સભા ભાવનગરે છપાવેલ છે. તેમજ શ્રીબુદ્ધિસાગરજીએ બધાંપર વિવેચન કરેલું છે તે આનંદઘન પદસંગ્રહ-ભાવાર્થ એ નામથી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળે પ્રકટ કરેલ છે. ખરતરગચ્છીય કૃપાચંદજી મુનિશ્રીનું એમ કહેવું છે કે નાનસારજીએ આનંદઘનજી બહોતેરીનાં ચાળીશ પદો ઉપર ટબો-બાલાવબોધ લખ્યો છે અને તેની પ્રત મોટી મારવાડમાં જયતારણ ગામમાં છે.-૧૯૧૨ નો જાન્યુ. હેરા. અંક બુદ્ધિપ્રભા.

આનંદઘન આ નામ પોતાનું રાખી ૨૪ નહિ પણ ખરી રીતે પ્રથમનાં ૨૨ જિનસ્તવનો અને અધ્યાત્મપદ બહોતેરી-બાવીશી અને બહોતેરી જે અધ્યાત્મ કવિએ રચેલ છે તેનું નામ લાભાનંદજી હતું. તે પ્રાયઃ તપાગચ્છના હતા, અને કોઈ કહે છે કે ખરતરગચ્છના હતા. પણ ગચ્છ પ્રત્યે જરાપણ મોહ નહોતો અને ઉલટું ગચ્છના ભેદોથી હાનિજ થાય છે તે પ્રત્યક્ષ સ્વીકારતા હતા. જુઓ 'ગચ્છના ભેદ બહુ નયણ નીહાલતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે; ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડીઆ કલિકાળ રાજે'—અનંતનાથ સ્ત૦— તેમનાં સ્તવનો અને પદો એટલાં બધાં સરલ, છતાં એટલા બધા ગૂઢ ગંભીર આશયવાળાં છે કે દરેક તેને સૂત્રમાફક મોઢે કરી તેપર પોતપોતાનાં ભાષ્ય, ટીકા કે અર્થ કરી આનંદ અનુભવે તેમ છે. તે દરેકની મીમાંસા કરતાં તે કવિના સંબંધમાં ઘણું મળી આવે છે. તેઓ તે સમયમાં એક આદર્શ યોગી-મહાવીર પ્રભુ કે જેમને

દીર્ઘ તપસ્વી એ નામ આપેલું સાર્થક છે તેના યોગીપુત્ર હતા.—અનુભવી આગમજ્ઞાતા તત્ત્વજ્ઞાની હતા. કવિ તરીકે તેમની સ્પષ્ટ, સાથે ગૂઢાશયવાળી વાણી, તેનાં પદોની સુશ્લિષ્ટતા—પદલાલિત્ય મનને મુગ્ધ કરે તેમ છે. કબીર નાનકાદિનાં પદો કરતાં પણ તેમનાં પદો ચડી જાય તેમ છે. પ્રફુલ્લ વિકસિત કમલ જેવું આત્મજ્ઞાન સ્થળે સ્થળે દેખાય છે. ખરા વૈરાગ્યની સુગંધ જ્યાં ત્યાં પ્રસરે છે; વિચારની વિશાલતા હૃદયની ઉદારતા મહા સુધારકને છાજે તેવી છે. જુઓ પદ ' કોઈ રામ કહે રહેમાન કહે કોઈ...' તેમના સંબંધી અનેક ચમત્કારિક વાતો સાંભળવામાં આવે છે. (આ સર્વ સંબંધી જાણવા માટે જુઓ રા. મોતીચંદ ગિરધરલાલ કાપડિયાએ તૈયાર કરેલ આનંદઘન પદ્મ રત્નાવળી પ્રથમ વિભાગની પ્રસ્તાવના, સ્વ. શ્રી બુદ્ધિસાગરજી કૃત આનંદઘન પદસંગ્રહની પ્રસ્તાવના, જૈન કાવ્યદોહનમાં સ્વ. શ્રી મનસુખલાલ રવજી મહેતાએ લખેલી પ્રસ્તાવના, મારો અંગ્રેજીમાં શ્રીમદ્ યશોવિજયજી પર નિબંધ. વગેરે.)

આમ છતાં પણ વિશ્વસનીય હકીકતો આ યોગી કવિ સંબંધી જળવાઇ નથી, કારણ કે તેઓ કોઇ આચાર્યની પદવી પામેલા નહોતા તેમજ કોઈ ગ્રંથ લખી તેમાં પોતાની લાંબી પ્રશસ્તિ પોતે આપવાની કાળજી રાખે તેવા તે નહોતા. તેની મસ્તીમાં નામ—કીર્ત્તિને સ્થાન ન્હોતું. છતાં પણ યશોવિજયજીએ તેમનાપર બનાવેલી આઠ પદની સ્તુતિ–'અષ્ટપદી' પરથી જણાય છે કે યશોવિજયજીએ તેમનો પરિચય લીધો હતો અને 'પારસ સંગ લોહા જો ફરસત, કંચન હોતહી તાકે કસ, આનંદઘનકે સંગ સુજસહી મિલે જબ, તબ આનંદ સમ ભયો સુજસ' એમ યશોવિજયજી મુક્તકંઠે સ્વીકારે છે. તેમનો ઉત્તરવયમાં મોટા ભાગે મેડતામાં વાસ હતો અને ત્યાંજ દેહત્યાગ થયો હોય. ત્યાં એક પડી ગયેલ ખંડેરને આનંદઘનજીનો ઉપાશ્રય એમ કહેવામાં આવે છે. ત્યાંના લોકો કહે છેકે આ ઉપરાંત મેડતામાં આનંદઘનજીનો સ્તૂપ (મૃત્યુસ્તંભ) હતો પણ તેનો પત્તો મળતો નથી. તેઓ સત્તરમી સદીના મધ્યભાગ સુધી હતા એ હકીકત અનુમાનથી પુષ્ટ થાય તેમ છે.

જ્ઞાનસારજી જણાવે છે કે સં. ૧૮૨૫ થી આનંદઘન ચોવીશી-પર મેં વિચાર કરવા માંડયાં. સં. ૧૮૬૬ સુધી પણ વિચારતાં-વાંચતાં અનુભવતાં એ 'ચોવીશી' યથાર્થ ન સમજાઇ શકી, છેવટતો હવે તો દેહ પડશે, માટે જેટલું જેમ સમજાયું છે તેમ તો લખું એમ કહી સં. ૧૮૬૬ માં વર્ત્તમાનમાં જે ભીમસી માણેકદ્વારા અર્થ પ્રસિદ્ધ થયા છે તેવા લગભગ લખ્યા. ને તે ભાદરવા શુદિ ૧૪ ના દિવસે પૂર્ણ કર્યા. તેમાં પોતે જણાવે છે કેઃ—

આશય આનન્દઘન તણો, અતિ ગંભીર ઉદાર,
બાલક બાંહ્ય પસારીને, કહે ઉદધિ વિસ્તાર.

---

## ૨૮૯ વિનયવિજયજી*.

**(૫૪૪) +સૂર્યપુર ચૈત્યપરિપાટી** સં. ૧૬૮૯ (સુરતનાં મંદિરોનું વર્ણન)

**આદિ—**

પૂજીએ પૂજીએ પ્રથમ તિર્થંકરએ, ત્રિભુવન ત્રિભુવનદીપક દેવ તો
સેવ કરૂં મન રંગસ્યું એ, સૂરતિ સૂરતિ-પુર સિણગાર કે
પૂજીએ પ્રથમ તીર્થંકરએ.

* * * *

---

* (વિનયવિજયજીના ગુરૂ કીર્ત્તિવિજય સંબંધમાં જણાવવાનું કે વીરમગામમાં વીરજીમલિક નામનો એક વજીર રહેતો હતો તે જાતે પોરવાલ હતો અને પોતાની સાથે કાયમને માટે પાંચસો ઘોડેસ્વારો રાખતો હતો. વીરજીનો પુત્ર સહસકરણ મલિક થયો તે પણ પ્રસિદ્ધ હતો. અને મહમ્મુદશાહ (રાજ્યકાલ ઈ. સ. ૧૫૩૬ થી ૧૫૫૪) બાદશાહનો મંત્રી હતો. સહસકિરણને ગોપાલજી, અને કલ્યાણજી નામના પુત્રો હતા. એક પુત્રી પણ હતી. ગોપાલજીએ બ્રહ્મચર્ય સેવી સાધુસમાગમ રાખી દીક્ષા લેવાની ઇચ્છા કરી. અમદાવાદ જઇ હીરવિજયસૂરિ પાસે દીક્ષા લીધી અને સાથે પોતાના ભાઇ કલ્યાણજી તથા બહેનને પણ દીક્ષાનો વિચાર કરા-

અને—

**ત**પગચ્છિ **હીર** સમાન ગણુધર **વિ**જયસિંહ સૂરિંદ એ
તસ ગચ્છભૂષણુતિલક વાચક **કીર્ત્તિ**વિજય સુખકંદ એ,
તસ ચરણુ સેવક **વિનય** ભગતંઇ થુણ્યા શ્રી જિનરાજ એ,
**સસિકલા** સંવત **વર્ષ વસુનિધિ** ફ્લ્યા વંછિત કાજ એ. ૧૪

—પ્રા. તી. સં. પૃ. ૧૮૯–૧૯૪.

---

વરાવી દીક્ષા લેવડાવી. ગોપાલજીનું નામ સોમવિજય રાખ્યું કે જે પછીથી પ્રસિદ્ધ ઉપાધ્યાય થયા, કલ્યાણજીનું નામ કીર્ત્તિવિજય રાખ્યું કે જે પછીથી ઉપાધ્યાય અને આપણા કવિના ગુરૂ થયા. બ્હેનનું નામ વિમલશ્રી રાખ્યું. આ વખતે સાથે સાથે શાહ ગણુજીનામના ગૃહસ્થે, ધનવિજયે અને તેની સાથે તેના બે ભાઇ કમલ અને વિમલ તથા તેમના માતપિતાએ, તથા તે ઉપરાંત સહયવચ્છ ભણુશાળી, પદ્મવિજય, દેવવિજય અને વિજયહર્ષ મળીને એકંદર અઢારે દીક્ષા લીધી. જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ. ૨૧૭–૨૧૮. આ કીર્ત્તિવિજયથી બીજા કીર્ત્તિવિજય કે જેણે વિજયસેનસૂરિ પાસે દીક્ષા લીધી ને જે વિજયસિંહસૂરિના સંસારપક્ષે ભાઇ થાય ને જેને સં. ૧૬૭૦ માં પંડિતપદ મળ્યું હતું તે જુદા છે. આપણા કવિ વિનયવિજયના પિતાનું નામ તેજપાલ અને માતાનું રાજશ્રી હતું, તેમણે સંસ્કૃતમાં કલ્પસૂત્રપર સુખબોધિકા નામની ટીકા સં. ૧૬૯૬ જેઠ સુદ ૨ ગુરૂને દિને, લોકપ્રકાશ નામનો મહા ગ્રંથ સં. ૧૭૦૮ જેઠ શુદ ૫ જુનાગઢમાં, હૈમલઘુપ્રક્રિયાનો વ્યાકરણ ગ્રંથ સં. ૧૭૧૦ માં સ્વોપજ્ઞ ટીકા સહિત રાધનપુરમાં, નયકર્ણિકા નામનો નયપર ૨૩ શ્લોકનો ટુંકો અલ્પગ્રંથ દીવમાં, અને શાંતિસુધારસ ભાવના નામનો જુદા જુદા રાગોમાં સંસ્કૃતમાં ૧૬ ભાવનાઓ પરનો ગ્રંથ રચેલા છે. સંસ્કૃતમાં એક વિજ્ઞપ્તિ નામે આનંદલેખ વિજયાનંદસૂરિ પર સં. ૧૬૯૪ માં લખેલી છે તે અપ્રસિદ્ધ છે ને જેની પ્રત મુનિશ્રી અમરવિજયજી પાસે છે; અને પછીથી વિજયપ્રભસૂરિ પર લખેલી બીજી વિજ્ઞપ્તિ નામે ઇંદુદૂત જોધપુરથી પોતાના આચાર્ય પર સુરત મોકલી છે તેમાં આબુ, સિદ્ધપુર,

**(૫૪૪ ક) નેમિનાથ ભ્રમરગીતા સ્તવન** સં. ૧૭૦૬ ભાદ્રપદ,
(૨૭ કડી)

**આદિ—** દૂહા.

સમુદ્રવિજય કુલિતિલઉ, માતા શિવાદેવી નંદ,
બાલબ્રહ્મચારિ સદા, નમીઇ નેમિજિણંદ. ૧

---

અમદાવાદ, વડોદરા, ભરૂચ અને પછી સુરતનું સુંદર વર્ણન કર્યું છે. તે પ્રાચીન કાવ્યમાળામાં પ્રકટ થયું છે. તે માટે જુઓ વિજ્ઞપ્તિત્રિવેણી-શ્રી જિનવિજયજીકૃત. તેમનો એક શિલાલેખ મળ્યો છે તે આ પ્રમાણે છેઃ- સં.૧૭૧૦ના જ્યેષ્ઠ શુદ ૬ ગુરૂને દિને શેત્રુંજય ઉપર ઉગ્રસેન (આગ્રાશહેર) વાસી ઓસવાલ જ્ઞાતીય વૃદ્ધશાખીય અને કુહાડગોત્રીય સા૦ વર્ધમાન (સ્ત્રી વાલ્હાદે)ના પુત્ર સા૦ માનસિંહ, રાયસિંહ, કનકસેન, ઉગ્રસેન અને ઋષભદાસ આદિએ સા. જગત્‌સિંહ અને જીવણદાસ પ્રમુખ પુત્રાદિ પરિવાર સહિત પોતાના પિતા (વર્દ્ધમાન)ના વચનથી તેના પુણ્ય માટે આ સહસ્રકૂટ તીર્થ કરાવ્યું અને પોતાનીજ પ્રતિષ્ઠામાં પ્રતિષ્ઠિત કર્યું. તપગચ્છાચાર્ય શ્રી હીરવિજયસૂરિના પટ્ટધર આચાર્ય વિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવસૂરિ અને વિજયપ્રભસૂરિની આજ્ઞાથી, હીરવિજયસૂરિ શિષ્ય મહોપાધ્યાય શ્રી કીર્ત્તિવિજયગણિના શિષ્ય ઉપાધ્યાય વિનયવિજયજીએ એની પ્રતિષ્ઠા કરી. આ કાર્યમાં શત્રુંજય તીર્થ સંબંધી કાર્યોની દેખરેખ રાખનાર પંડિત શાંતિવિજય ગણિ, દેવવિજયગણિ અને મેઘવિજયગણિએ સહાયતા કરી છે. આ લેખ ખરતરવસહી ટુંકમાં આવેલા શેઠ નરસી કેશવજીના મંદિરના ગર્ભાગારની બહારના મંડપમાં, દક્ષિણ દિશા તરફની દિવાલ ઉપર એક શિલાપટ્ટમાં ૪૩ પંક્તિમાં કોતરેલો છે. શત્રુંજયના શિલાલેખોમાં, આ સૌથી આધુનિક છે." જુઓ લેખાંક ૩૨ પ્રાચીન જૈન લેખસંગ્રહ-શ્રી જિનવિજયજી સંપાદિત.

આના સંબંધમાં કેટલીક દંતકથાઓ છે તે માટે મેં વિસ્તારથી નયકર્ણિકાની મારી પ્રસ્તાવનામાં વિનયવિજયજીનું ચરિત્ર આપ્યું છે

તીર્થંકર બાવીસમો, યાદવ કુલિ શિણગાર,
રાજીમતી મનિ વાલહો, કરૂણરસ ભૃંગાર.
મુનિમનપંકજ ભમરલો, ભવભય ભેદણહાર,
ભમરગીત ટોડર કરી, પૂજૂં બંધૂ મોરારિ. ૩

ઢાલ ફાગની.

પ્રણમીઅ સરસતી વરસતી, વચન સુધારસ સાર.
નેમિ જિણેસર ગાઇઇ, પાઇઈ હરષ અપાર.
જાન લેઇ જવ આવીઆ, યાદવ તોરણ બારિ,
ગોખિ ચઢી તવ નિરપઈ, હરષે રાજુલ નારિ. ૪

× × × ×

અંતે— દૂહો.

નેમજી રાજુલ પ્રીતિ પાલી, વિરહની વેદના સવ ટાલી,
સુખ ઘણાં મુગતિનાં વેગિ દીધાં, નેમના વિનયથી કાજ સીધાં. ૨૫

ફાગ.

શ્રી વિજયદેવ સૂરિશ્વર તપગછનો શિણગાર,
શ્રી વિજયસિંહ સૂરીશ્વર જયવંતા તસ પટોધાર.
શ્રી કીર્તિવિજય ઉવઝાયનો પામી ચરણ પસાય,
યદુપતિના ઇંમ વાચક વિનયવિજય ગુણ ગાય. ૨૬

---

તેમાં જુઓ.) તેમણે કેટલાક ગ્રંથો જ્ઞાનકોશમાં પોતાની માતાના શ્રેયસર્થે મૂક્યા હતા એમ જણાય છે. આ પૈકી બે ગ્રંથોની પ્રતિઓ પાટણના હાલાભાઈ ભંડારમાં દાબડા ૬૨ અને ૧૨ માં હાલ મોજુદ છે. તેમાં પહેલી જૂદી જૂદી કથાઓની પાનાં ૩૯ ની પ્રતિ છે અને બીજી જ્ઞાતાધર્મ કથાના મૂળની પ્રતિ પાનાં ૯૬ ની છે તે દરેકની અંતે સ્વહસ્ત લિખિત કારિકાનો એ શ્લોક છે કેઃ—

**श्री कीर्त्तिविजय वाचक शिष्योपाध्याय विनयविजयेन ।**
**निजजननी श्रेयोऽर्थं चित्कोशे प्रतिरियं मुक्ता ॥ १ ॥**

ભેદ સંયમતણા ચિત્ત આણો માન સંવતતણું એહ જાણો,
વરસ છત્રીસનો વર્ગમૂલ, ભાદ્રવે પ્રભુ થુણ્યો સાનુકૂલ. ૨૭

—બે પત્રમાં બીજી કૃતિઓ સાથે થઈ કુલ પત્ર ૭-૧૨. સં. લા. વડો. નં. ૪૭૫૪. ના. ભં.

—આમાં નેમિરાજીમતિનું વર્ણન છે. સા. ભં. પાટણ.

---

(૫૪૫) **પટ્ટાવલિ સજ્ઝાય.** સં. ૧૭૧૦ પછી.

**આદિ—**

બ્રહ્માણી વાણી દિઓ, આણી અધિક સનેહ,
હું સેવક છું તહ્મ તણો, મન અવધારો તેહ. ૧
ગુણ બોલીસ ગણધર તણા, જિહા કરિસિ પવિત્ર,
ગંગાજલ પરિ નિરમલા, જેહના સરસ ચરિત્ર. ૨
ગુણ પરિ વાડી વેલિનું, મૂલ નમું મહાવીર,
ફલદાયક તેહ જેહથી, પસરિ ગૂંહિર ગંભીર. ૩
ઇંદ્રિભૂતિ આદિ નમું, ગુરૂ ગણધર ઇગ્યાર,
સયલ સૂત્ર જેણિં રચ્યાં, જિન શાસન જયકાર. ૪
ગણધરમાંહિ પાંચમો, નમો સુધર્મા સ્વામિ,
પાટપરંપર જેહની, વર્ત્તિ ગુણ અભિરામ. ૫

* * * *

ત્યારપછી જંબૂથી તે હીરવિજયસૂરિ સુધીની પરંપરા આવે છે તેમાં પોતાના ગુરૂ કીર્ત્તિવિજય સંબંધી હકીકત નીચે પ્રમાણે આપે છે:—

વલી જુઓ ગુરૂની પુણ્યાઈ, ગોપાલ નઈ કલ્યાણ,
મલિક સહસકરણના, કુંઅર ધર્મ્મ મર્મના જાંણ,
બાર વરિસ કુંઅર ગોપાલઇ, અધિકી કીધી વાત,
જંબૂપરિ લીધું ચોથું વ્રત, દુઃખ આણુઈ મનિ તાત. ૬૧
અનુમતિ નવિ પામઇ, માય બાપની તેહ,
લૂખઇ મનિ વસિઆ, સિવ કુમાર પરિ ગેહ,

પણિ કેતે વરસે માય બાપ અભાવઈ,
દિષ્યાનિં હેતિં રાજનગરમાંહિ આવઈ,

ત્રુટક.

રાજનગરિ આવ્યા ભગનીપતિ સહા હુનુઆ આવાસિં.
વસતા પુરૂષ ઘણાનિં કીધો સંયમનો ઉલ્હાસ,
છ મહિના ફૂલેકે ફૂરીઆ ધન છત્રીસ હજાર,
રૂપઇઆ ત્યારઇં ખરચાણા, દીષ્યામહોત્સવસાર. ૬૨
જગગુરૂનઈ હાથઈ, સાથઇં જણ અઢાર,
દોઇ બંધવ ભગનિ, ત્રિણિ ત્રિભુવન સાર,
સાધ્વી વિમલશ્રી, સોમવિજય ઉવઝાય,
શ્રી કીર્તિવિજય ગુરૂ, હુયા વાચકરાય.

ત્રુટક.

હૂઆ વાચક શિષ્ય જેહના, વલી અનેક યતેરા,
શ્રી કલ્યાણવિજય વાચક બુધ, રામભાંણ ગુરૂ કેરા,
ઇણિપરિ શિષ્ય અનેક નીપાયા, તપ વલિ બહોલા કીધી,
ભાદ્રવા સુદિ ઇગ્યારસ દિવસઈ, ઊનામાંહિ સીધી. ૬૩

પછી વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિ, અને વિજયપ્રભસૂરિની હકીકત આપી છે, પછી છેવટે.

કલસ.

એ વીર જિનવર પટ્ટદીપક, મોહજીપક ગણધરા,
કલ્યાંણકારણ દુખનિવારણ, વરણવ્યા જગિ જયકરા,
હીરવિજયસૂરિ સીસ સુંદર, કીર્તિવિજય ઉવઝાય એ,
તસ સીસ ઇમિ નિસદીસ ભાવઇ, વિનય ગુરૂગુણ ગાય એ. ૭૨

—આમાં વિજયપ્રભસૂરિ પટ્ટપર સ્થાપ્યા એ વાત છે અને તે બીના સં. ૧૭૧૦ માં બની તેથી આ સઝાય તે સં. ૧૭૧૦ પછી રચાયેલી સિદ્ધ થાય છે.

(૫૪૬)+ ઉપધાન સ્તવન.

(ઉપ એટલે પાસે-ગુરૂ પાસે, અને ધાન એટલે ધારણ કરવું-નવકાર આદિ સૂત્રોને શાસ્ત્રોક્ત વિધિ મુજબ ગુરૂને મુખેથી ગ્રહણ કરવાં-એમ ઉપધાનનો અર્થ છે. ઉપધાન વહન કરવાથી જિનાજ્ઞાનું આરાધન, તપથી કર્મશોષણ, અસારભૂત શરીરમાંથી સારગ્રહણ, શ્રુતભક્તિ, ઇંદ્રિય-નિરોધ, કષાયનો સંવર, ધર્મધ્યાન આદિ અનેક લાભ થાય છે એમ બતાવ્યું છે.)

આદિ—

ઢાલ ૧ લી-દેશી ત્રુટકની.

શ્રી વીર જિણેશ્વર સુપરેં દીઈ ઉપદેશ,
સુણે બાર પરષદા, નહિ પ્રમાદ પ્રવેશ,
સુણજોરે શ્રાવક જો વહિઇં ઉપધાન,
નવકાર ગણ્યા તો સુઝે સુગુણ નિધાન. ૧

* * * *

અંતે— કલસ.

શ્રી વીર જિનેશ્વર ઉપધાન વિધિ ઉમ ભવિકહિત હેતે કહે,
મહાનિશિથ સિદ્ધાંતમાંહે સુલભબોધિ સદ્‌વહે,
આરાધીએ ઉપધાન વહેતાં ચ્યારે ભેદે ધર્મ એ,
દાનશીલ તપભાવ સુભગ તે પામીએ શિવશર્મ એ. ૧
અઘટઘાટ શરીર હોય તે ઘાટમાંહે આવે ઘણો,
ખમાસમણ મુહપત્તિ કિરિયા જાણે વિધિ શ્રાવકતણો.
ઉપધાનના ગુણ કહું કેતા કહેતાં નાવે પારએ,
હોય સફલ શ્રાવકતણી કિરીઆ ઉપધાને નિરધારએ. ૨
તપગચ્છનાયક સુમતિદાયક શ્રી વિજયપ્રભ સૂરીશ એ,
પુન્ય પ્રતાપે અધિક દિનદિન જગત જાસ જગીશએ,
શ્રી કીર્ત્તિવિજય ઉવઝાય સેવક વિનય ઇણિપરે વિનવે,
દેવાધિદેવા ધર્મહેવા દેજો મુઝ ભવોભવે. ૩

—પ્ર૦ ઉપધાનવિધિમાં પ્ર. શા કુંવરજી આણંદજી ભાવનગર.

**(૫૪૭)+ ધર્મનાથ સ્તવન.** લઘુ ઉપમિતિ ભવપ્રપંચ સ્તવન. સં.
૧૭૧૬ સૂરતમાં

આદિ—                    દુહા.

ચિદાનંદ ચિત્ત ચિંતવું, તીર્થંકર ચોવીસ
જગઉપકારી જગતગુરૂ, જ્યોતિરૂપ જગદીશ. ૧
આપે આપ વિચારતાં, લહીએ આપ સ્વરૂપ,
પ્રગટે મમતા તૃણ છપે, સમતા અમૃતકુંપ. ૨

અંતે—

**સત્તરિસો સોલોત્તરઈ,** સૂરતિ રહી ચુમાસ,
તવન રચ્યુ મઈં અલ્પમતિ, આતમજ્ઞાન પ્રકાશ. ૧૩૭
શ્રી **વિજયદેવસૂરિંદ** પાટિ, શ્રી **વિજયપ્રભસૂરિ,**
શ્રી **કીર્તિવજય** વાચકતણો, **વિનયવિજય** રસપૂરિ. ૧૩૮
(પ્ર. કા.)

૬—૧૨ આ. ક. લિ૦ સં. ૧૭૨૯ માઘ વદિ ૪ રવિ.
પાનાં. ૬. પ્રે. ર.

**(૫૪૭ક) નેમિનાથ બારમાસ સ્ત.** (ટુંક ૨૭) સં. ૧૭૨૮ રાનેરમાં
( ઓધવ માધવનઈં કહો—એ દેશી. )

આદિ—

પંથીઅડોરે સંદેસડો, કહયો **નેમ**ને એમ
છટકી **છેહ** ન દીજીઇ, નવ ભવનો પ્રેમ. પંથિઅડારે
માગસિર માસઈં મોહિઉ, મોહનીએ મન્ન,
ચિતમાંહિં લાગી ચટપટી, ભાવઈં ઉદક ન અન્ન. પં. ૨

×        ×        ×        ×

અંત—

**નેમિ રાજુલ** બેહુ મિલ્યાં પામ્યાં સુખ અનંત
**વિનય** સદા સુખ પાંમીઈં, ભજતાં ભગવંત, ૨૬

સંવત **સતર અઠાવીસઇ**, રહી **રાંનેર** ચોમાસ,
રાજુલ **નેમિ** સંદેસડો, ગાયો હરખ ઉલ્લાસ. ૨૭
(તીર્થમાલા સાથે-પ્ર. કા.)

**(૫૪૮)+ પુણ્યપ્રકાશ (આરાધના)નું સ્તવન.** સં. ૧૭૨૯ રાનેર ચોમાસું વિજયદશમી.

**આદિ—** ઢાલ.

સકલ સિદ્ધિદાયક સદા, ચોવીસે જિનરાય,
સહગુરૂ સામિણિ સરસતિ, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ **ત્રિશલા**તણો, નંદન ગુણગંભીર,
શાસનનાયક જગિ જયો, **વર્દ્ધમાન** વડવીર. ૨

* * * *

**અંતે—** કલશ.

ઇઅ તરણતારણ સુખકારણ દુખનિવારણ જગ જયો,
શ્રી **વીર**જિનવર થુણતાં અધિક પુનિ ઉલટ થયો,
શ્રી **વિજયદેવસૂરિંદ** પટધર તીરથ જંગમ ઇણિ જગેં
તપગછપતિ શ્રી **વિજયપ્રભસૂરિ** સૂરિ તેજેં ઝગમગેં.
શ્રી **હીરવિજયસૂરિ** શીષ વાચક શ્રી **કીર્તિવિજય** સુરતરૂ
તસુ શિષ્ય વાચક **વિનયવિજયે** થુણ્યો જિન ચોવીસમો.
સંવત **સત્તરે ઉગણત્રીશમેં** રહિ **રાનેર** ચોમાસએ
વિજયદશમિ વિજયકારણ કીયો ગુણ અભ્યાસએ.
નરભવઆરાધન સિદ્ધિસાધન સુકૃતલીલવિલાસએ
નિર્જરા હેતેં તવન રચિઉં નામે **પુણ્યપ્રકાશ**એ.
—પ્ર૦ સજ્જન સન્મિત્ર પૃ. ૨૧૮ થી ૨૨૫

**(૫૪૮ક) ૧૪ ગુણસ્થાનક વીર સ્ત.**

**આદિ—** ચોપાઇ

**વીર** જિનેસર પ્રણમીય, શાસનનાયક સિદ્ધિઉપાય,
ગુણઠાંણા અનુગતિ આચાર, કહિસ્યું શાસ્ત્રતણે અનુસાર. ૧

* * * *

અંતે—

શ્રી **વિજયદેવ** સૂરિપટ્ટ સોહાકરણુ, શ્રી **વિજયપ્રભસૂરિ** તપગચ્છરાજા,
શ્રી **વિજયરત્નસૂરી** તાસ પટ્ટ પ્રગટીયા, લહી જસવાસ સોભાગ તાજા. ૬
જગતગુરૂ **હીરગુરૂ** શિષ્યગુણ રયણનિધિ, **કીર્તિવરવિજય** ઉવઝાયરાયા,
સીસ તસ **વિનય** ઉવઝાય ઇમ ભક્તિસું, ભણીય ગુણઠાણુ શ્રી**વીર**ગાયા. ૭૩

૩—૧૭ આ. ક.

—સુશ્રાવિકા ધનકુંઅર બાઇ પઠનાર્થં સંવત્ ૧૮૦૭ ના વર્ષે ભાદ્રવા વદિ ૮ બુધે લખિતં. (પાછળથી બીજાએ ઉમેર્યું છે. સાવક વેલજી નાથા પઠનાર્થે થરેવાસી શ્રી કચ્છદેશનો ગામ સીદ્ધાણુ મધે સંવત ૧૯૧૬ નો વરષે.) ૪—૧૩ અનંત.

**(૫૪૯)+ છ આવશ્યક સ્તવન.**

આદિ— દુહા.

ચોવીસઈ જિન ચિંતવી ચતુર ચેતના કાજ.
આવસ્યક જિણું ઉપદિસ્યા, તે ગુણસ્યૂં જિનરાજ.

અંતે— કલસ.

તપગચ્છનાયક મુગતિદાયક, શ્રી **વિજયદેવ** સૂરીશ્વરો,
તસ પટ્ટદીપક મોહજીપક, શ્રી **વિજયપ્રભ** સૂરિગણધરો,
શ્રી **કીર્તિવિજય ઉવજ્ઝાય** સેવક, **વિનયવિજય વાચક** કહે,
પડાવસ્યક જેહ આરાધે, તેહ સિવસંપદ લહે.

—પ્ર. સજ્જન સન્મિત્ર પૃ. ૨૧૫ થી ૨૧૮

**(૫૫૦)+ પંચકારણ (પંચસમવાય) સ્ત૦**—સ્યાદ્વાદ સૂચક મહાવીર સ્ત૦ સં. ૧૭૩૨.

આદિ— દુહા.

**સિદ્ધારથસુત** વંદીઈ, જગદીપક જિનરાજ
વસ્તુતત્ત્વ સવિ જાંણીઇ, જસ આગમથી આજ.

* * * *

અંતે— કલશ.

ઇયિ ધર્મનાયક મુગતિદાયક **વીર** જિનવર સંથુણ્યો,
**સેં સતર** સંવત **વહ્નિલોચન** વર્ષ હર્ષ ધરી ઘણો,
શ્રી **વિજયદેવ** સૂરીંદ પટધર શ્રી **વિજયપ્રભ**સૂરિંદ એ,
શ્રી **કીર્ત્તિવિજય** વાચક સીસ ઇણિપરેં, **વિનય** કહે આણંદએ. ૫૮

—પંચબોલકારણ સ્ત. સં. ૧૮૮૫ ભાદ્રવા શુ. ૧૦ ૨-૧૮
આ. ક. ૪-૧૨ આ. ક., પ્ર. કા. નં. ૭૯
પ્ર૦ રત્નસમુચ્ચય પૃ. ૧૯૦, ચૈત્ય૦ આદિ સં. ભા. ૩ પૃ. ૬૫
સજ્જન સન્મિત્ર પૃ. ૩૨૪ થી ૩૨૯

---

**(૫૫૦ક)+ આદિનાથ વિનતિ.**

આદિ—

પ્રણમી સદગુરૂ પાએ, શેત્રુંજા ધણી, શ્રી રિસહેસર વીનવું એ.
ત્રિભોવનનાયક દેવ, સેવક વિનતિ, આદેસર અવધારીએ.

× × × ×

અંતે—

શ્રી કીર્ત્તિવિજય ઉવઝાયરે સેવક ઇણિપરે,**વિનય** કરીને વિનવૂં એ. ૩૦

પ્ર. કા., ૩-૧૨ માં. પ્ર૦ સઝાયપદ સં. પૃ. ૯૩

**(૫૫૦ખ)+ પચ્ચખાણની** સ. ૨ ઢાલની.

આદિ—

ધૂર સમરૂં સામિનિ સરસતી, સરસ વચન અમૃત વરસતી,
પચ્ચખાણનો ભણીશ વિચાર, જે સિદ્ધાંતે બોલ્યા સાર. ૧

× × × ×

અંતે—

આહાર એહ વિચાર ભણી, પચ્ચખાણ સુધા ધરો,
શ્રી કીર્ત્તિવિજય વાચક સીસ ઇણીપરે, વિનયસયલ સંપત્તિ વરો. ૧૭

—પ્ર૦ પંચ પ્રતિક્રમણ સૂત્ર. જૈ. શ્રે. મંડળ પૃ. ૫૨૫-૫૨૭.

(૫૫૦ગ)+ **આંબિલ** સ.

**આદિ—**

સમરી શ્રુતદેવી સારદા, સરસ વચન વર આપે સદા,
આંબીલ તપનો મહિમા ઘણો, ભવિજન ભાવથકી તે સુણો. ૧

**અંતે—**

આંબિલ તપ ઉત્કૃષ્ટો કહ્યો, વિઘ્નવિડારણ કારણ લહ્યો,
વાચક કીર્ત્તિવિજય સુપસાય, ભાખે **વિનયવિજય** ઉવઝાય. ૧૧

(૫૫૧)+ **વિનયવિલાસ** સુંદર ૩૭ પદોનો સંગ્રહ.

પ્ર૦ ભી. મા., સઝાયપદ સંગ્રહ.

(૫૫૧ક)+ **ભગવતીસૂત્ર સઝાય.** સં. ૧૭૩૮ રાનેર ચોમાસું.

**આદિ—** કપુર હોયે અતિ ઉજલોરે–એ દેશી.

વંદિ પ્રેમસ્યું રે, પૂછે ગૌતમ સ્વામ
**વી**ર જિનવર હિત કરીરે, અરથ કહે અભિરામ રે ૧
ભવિક સુણજ્યો **ભ**ગવઈ અંગ, મનઆણી ઉછંગરે ભ૦

**અંતે—**

સંવત **સતર અડત્રીસમે**રે રહ્યા રાનેર ચોમાસ,
**સં**ઘે સૂત્ર એ સાંભલ્યું રે, પામ્યો મન ઉલ્લાસ. ભ૦ ૧૭
વિધિ સઘલી એ સાચવીરે, પૂજા ભક્તિ અપાર,
અંગપુંજણા સાચવ્યારે, શક્તિતણો અનુસારરે. ભ૦ ૧૮
**કી**ર્ત્તિવિજય ઉવઝાયનોરે, સેવક કરેરે સઝાય,
એણીપરે **ભ**ગવતી સૂત્રનારે, **વિનયવિજય** ગુણગાયરે. ભ૦ ૧૯

—મારી પાસે છે. આ. ક. સઝાય પદ સં. પૃ. ૧૬૩.

પાઠાંતર–પૂજા ભક્તિ પ્રભાવનાજી, તપ કિરિયા સુવિચાર
વિધિ એમ સઘલો સાચવ્યોરે, સમયતણે અનુસારરે.

(૫૫૨) **અધ્યાત્મગીતા** (ગાથા સંખ્યા ૨૪૨ શ્લોક ૩૩૦)

(૫૫૩)+ **ચોવિસી**—૨૪ જિનપર ૨૪ સ્તવન.

આદિ— છબીલે લાલન એ દેશી.

શત્રુંજા શિરશેહર દુખહર આદિજિણંદ, સોભાગી સુંદર
મરૂદેવીનો નદંન, સુખસુરતરૂનો કંદ, રમો મનમંદિર. ૧

* * * *

અંતે— વીરજિનસ્ત૦

ભોલીડા હંસારે વિષય ન રાચીયે-એ દેશી.

સિદ્ધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર,
ભવમંડપમાંરે નાટક નાચિયો, હવે મુજ દાન દેવડાવ
હવે મુજ પાર ઉતાર. સિ. ૧

* * * *

વાચકશેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય
ધર્મ તણેરસ જિનચોવીસમા વિનયવિજય ગુણગાય. સિ. ૫
—ચોવીશી વીશી સંગ્રહ.

(૫૫૪)+ **વીશી**—૨૦ વિહરમાન જિનપર ૨૦ સ્ત૦

આદિ—

કેદારો-નયરી વિનીતામાંહી તુમ છો રાયારે-એ દેશી.

પહેલા શ્રીમંધર સ્વામી સ્ત૦
સીમંધર સ્વામી સુણજો વિનતિ કીજેરે, સ્વામી વિનતિ કીજે.
દરિસણ દયા કરી અહ્મને દીજેરે, સ્વામી.

× × × ×

અંતે— કલશ

રાગ ધન્યાશ્રી-નયરી અયોધ્યાથી સંચર્યાએ-એ દેશી.

વંછિત દાયક સુરતરૂએ, વિહરમાન જિન વીશ,
નમો ભવિ ભાવશુંરે.
રિદ્ધિસિદ્ધ સવિ સંપજેએ, પૂગે મનહ જગીશ-નમો૦

* * * *

શીળદેવ પંડિત રચ્યોએ, એકવીશ ઠાણું જેહ
તે જોઇ અનુક્રમ કહ્યોએ, શ્રી જિનવરનો એહ. નમો ૯
બીજે ગ્રંથે દેખીયે એ, નામ ક્રમપદ ફેર,
તે પણ સાચા જિન વિનાએ, કુણ દાખે શુદ્ધ શેર. નમો ૧૦
શ્રી કીર્તિવિજય ઉવઝાયનોએ, વિનય વંદે કરજોડ. ન.
શ્રી જિનના ગુણ ગાવતાં એ, લહિઇ મંગલ કોડ. નમો ૧૧
—૯-૧૧ આ. ક.

**શાશ્વતજિન ભાષ.** (ઉપરની વીશી સાથે આ એક પ્રતમાં મૂકયું છે)
**અંતે**

કીરતિવિજય ઉવઝાય કેરો, લહીઈ પુણ્યપસાય,
સાસતાજિન થુણઈ ઇણિપરિ, વિનયવિજય ઉવઝાય. મેરે. ૯

—પં. શ્રી સંઘવિજયગણિ શિ. પં. ખેમાવિજય ગણિના લિ૦ ગણિ રૂપવિજય વાચનાર્થ તે વીશીની પ્રત. ૧૫—૧૧. આ. ક.

---

## ૨૮૯-૨૯૦ વિનયવિજય અને યશોવિજય.

**(૫૫૫)+ શ્રીપાલ રાસ.** સં. ૧૭૩૮.
**આદિ—**

દોહા.

કલ્પવેલિ કવિયણ તણી, સરસતિ કરી સુપસાય,
સિદ્ધચક્ર ગુણ ગાવતાં, પૂર મનોરથ માય. ૧
અલિયવિઘન સવિ ઉપશમે, જપતાં જિનચોવીશ,
નમતાં નિજગુરૂ પયકમલ, જગમાં વધે જગીશ. ૨
ગુરૂ ગૌતમ રાજગૃહી, આવ્યા પ્રભુ આદેશ,
શ્રીમુખ શ્રેણિક પ્રમુખને, ઇણિપરિ દે ઉપદેશ. ૩
ઉપગારી અરિહંત પ્રભુ, સિદ્ધ ભજો ભગવંત,
આચારય ઉવઝાય તિમ, સાધુ સકલ ગુણવંત. ૪

દર્શન દુર્લભ જ્ઞાન ગુણુ, ચારિત્ર તપ સુવિચાર,
સિદ્ધચક્ર એ સેવતાં, પામીજેં ભવપાર. ૫

ઇહિભવ પરભવ એહથી, સુખ સંપદ સુવિશાલ,
રોગ શોગ રૌરવ ટલે, જિમ નરપતિ શ્રીપાલ. ૬

પૂછે શ્રેણિકરાય પ્રભુ, તે કુણ પુણ્યપવિત્ર,
ઇંદ્રભૂતિ તવ ઉપદિશે, શ્રી શ્રીપાલચરિત્ર. ૭

(સિદ્ધચક્ર એટલે અર્હત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ નવ પદઃ—આ નવપદના સેવનથી શ્રીપાલ રાજા કેટલી બધી મહત્તા પામ્યો એનું ચારિત્ર આમાં છે.)

× × × ×

અંતે—

તે તરીયારે ભાઇ તે તરીયા એ દેશી.

તપગચ્છનંદન સુરતરૂ પ્રગટયા, હીરવિજય ગુરૂરાયાજી
અકબરસાહ જસ ઉપદેસેં, પડહ અમારિ વજાયાજી. ૧
હેમસૂરિ જિનશાસન મુદ્રાઈ, હેમ સમાન કહાયાજી,
જાસો હીરો જે પ્રભુ હોતાં, શાસનસોહ ચઢાયાજી. ૨
તાસપટ્ટ પૂર્વાચલ ઉદયો, દિનકરતુલ્ય પ્રતાપજી,
ગંગાજલ નિર્મલ જસ કીરતિ, સઘલેં જગમાંહે વ્યાપિજી. ૩
સાહસભામાંહિં વાદે કરીનેં, જિનમત થિરતા થાપીજી,
બહુ આદર જસ સાહેં દીધો, બીરૂદ સવાઈ આપીજી. ૪
શ્રી વિજયદેવસૂરી પટધારી, ઉદયા બહુ ગુણવંતાજી,
જાસ નામ દસ દિશિ છેં આતું, જે મહિમાઈ મહંતાજી. ૫
શ્રી વિજયપ્રભ તસ પાટધારી, સૂરિ પ્રતાપેં છાજેજી,
એહ રાસની રચના કિધી, સુંદર તેહનેં રાજેંજી. ૬
સૂરી હીરગુરૂની બહુ કિરતિ, કીર્ત્તિવિજય ઉવઝાયાજી,
સીસ તાસ શ્રી વિનયવિજયવર, વાચક સુગુણ સુહાયાજી. ૭

વિદ્યા વિનયવિવેક વિચક્ષણ, લક્ષણ લક્ષિત દેહાજી,
સોભાગી ગીતારથ સારથ, સંગત સખરસ નેહાજી. ૮
સંવત્ **સત્તર અડત્રીસા** વરષેં, રહી **રાંનેર** ચોમાસુંજી,
સંઘતણા આગ્રહથી માંડયો, રાસ અધિક ઉલ્લાસેજી. ૯
સાર્ધ સપ્તશત ગાથા (૭૫૦) વિરચી, પૂહતા તે સુરલોકેજી,
તેહના ગુણ ગાવે છે ગોરી, મલી મલી થોકે થોકેંજી. ૧૦
તસ વિશ્વાસભાજન તસ પૂરણ, પ્રેમ પવિત્ર કહાયાજી,
શ્રી **નય**વિજયવિબુધ પદસેવક, સુ**જ**સવિજય ઉવઝાયાજી. ૧૧
ભાગ થાકતો પૂરણ કીધો, તાસ વચન સંકેતેંજી,
તિણેં વલી સમકીત દૃષ્ટિ જે નર, તેહ તણઈ હિત હેતેંજી. ૧૨
જે ભાવઈ એ ભણસ્યેં ગુણસ્યેં, તસ ઘર મંગલમાલાજી
બંધુર સિંધુર સુંદર મંદિર, મણીમય ઝાકઝમાલજી. ૧૩
દેહ સબલ સસનેહ પરિ છે, રંગ અભંગ રસાલાજી
અનુક્રમે તેહ મહોદય પદવી, લહેસ્યઈ જ્ઞાન વિશાલાજી. ૧૩

(૭૫૦ ગાથા સુધી વિનયવિજયજીએ રાસ રાંનેરમાં રચ્યો, પછી તેઓ સં. ૧૭૩૮ માં સ્વર્ગસ્થ થયા ને રાસ અપૂર્ણ રહ્યો એટલે તેમના પ્રીતિપાત્ર એવા યશોવિજયજી મહોપાધ્યાયે બાકીનો ભાગ પુરો કર્યો.)

—ઇતિ શ્રી મહોપાધ્યાય વિનયવિજય ગણિ વિરચિતે પ્રાકૃતબંધે મહોપાધ્યાય **શ્રી** યશોવિજયગણિ વિરચિતે શ્રીપાલ ચરિત્રે પ્રાકૃતબંધ ચતુર્થ ખંડ સંપૂર્ણ મિતિ. ૪ સંવત્ ૧૮૧૫ વર્ષે કાર્ત્તિગ માસે શુકલ-પક્ષે દ્વીતીયા તિથૌ ગુરૌ વારે ચતુર્માસિક સ્થિતૌ. મહોપાધ્યાય શ્રી ૧૦૮ શ્રી શ્રી સુંદરસૌભાગ્ય ગણિ શિષ્ય સકલપંડિત પ્રવર પંડિત શ્રી ૫ શ્રી ખૂશાલસૌભાગ્યગણિ તસ્ય શિષ્ય પયપંકસરોરૂહ સેવિત—રંગસૌભાગ્યલીખીતાયં શ્રી શ્રીપાલરાસ સંપૂર્ણ—શ્રીભવતુ પૃ. ૫૧ પં. ૧૪ આ. ક.

**—ગ્રંથ ગાથા સર્વ ગ્રંથ ચોપઇ ૧૯૦૦ સંવત્ ૧૮૮૩ રા શાકે ૧૭૪૮ પ્રવર્ત્તમાને કાર્તિકમાસે શુકલપક્ષે દશમ્યાં તિથૌ ગુરૌ લિખિતમ્ ૯૪-૧૧ પોપટલાલ પ્રાગજી કરાંચીવાળા પાસે.**

—સંવત્ ૧૮૮૦ ના વર્ષે ફાલ્ગુનમાસે કૃષ્ણપક્ષે દ્વિતીયાતીથૌ ચંદ્રવાસરે લખીકૃતં:-શ્રી ચલોડાનયરે. શ્રી જીરાઉલા પાર્શ્વનાથજી પ્રાસાદાત્ શ્રી કલ્યાણમસ્તુ. આનો ચોથો ખંડ પાનાં ૩૭–૧૫ મારી પાસે છે.

પ્ર૦ ભીમશી માણેક.

---

## (૨૯૦) યશોવિજય (જશવિજય)

[ ત૦ કલ્યાણવિજય–લાભવિજય–જીતવિજય–નયવિજય શિષ્ય].

આ કવિ તાર્કિકશિરોમણિ, પ્રખર વિદ્વાન્ અને ધુરંધર પ્રભાવક થયા છે. હેમચંદ્રાચાર્ય પછી સર્વશાસ્ત્ર પારંગત, સૂક્ષ્મદષ્ટા અને બુદ્ધિનિધાન યશોવિજયજી જેવા જૈનશાસનમાં કોઇ થયેલ નથી. તેમના સંબંધમાં લખતા પહેલાં તેમના પ્રગુરૂ ગુરૂ કલ્યાણવિજયજી માટે હકીકત મળી છે કે ગૂજરાતના પલખડી નામના ગામમાં પ્રાગ્વંશી સંઘવી આજડના પૌત્ર નામે રાજસીના પુત્ર થિરપાલને ગૂજરાતના સુલતાન મહમૂદશાહે (૧ લો બેગડો) લાલપુર ગામ ભેટ આપ્યું. તે થિરપાલે સં. ૧૫૬૩ માં લાલપુરમાં જિનમંદિર બંધાવ્યું. તે થિરપાલના પૌત્ર હરખાશાને ભાર્યા નામે પુંજીથી ઠાકરશી નામે પુત્ર સં. ૧૬૦૧ આશો વદ ૫ સોમવારે જન્મ્યો. તે ઠાકરશીને સં. ૧૬૧૬ ના વૈશાખ વદ ૨ ને દિને ત. હીરવિજયસૂરિએ મહેસાણામાં દીક્ષા આપી કલ્યાણવિજય નામ આપ્યું, અને સં. ૧૬૨૪ ના ફાગણ વદ ૭ ને દિવસે પાટણમાં વાચકપદ (ઉપાધ્યાયપદ) આપ્યું. વ્યાખ્યાનકળા ઘણી સરસ હતી અને ચારિત્ર ઉત્તમ પાળતા તેથી લોકોપર સારી છાપ પાડી શકતા. તેમણે રાજપીપળામાં રાજા વચ્છત્રિવાડીની સભામાં બ્રાહ્મણ–પંડિતોને જીત્યા હતા. તેમણે ગૂજરાત, માલવ વગેરે દેશોમાં બહુ વિહાર કરી અનેક તીર્થોની યાત્રા કરવા ઉપરાંત પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી. (હાલ જયપુર રાજ્યના) વૈરાટ નગરમાં અકબરના અધિકારી ઇંદ્રિરાજે કરાવેલા ઇંદ્રવિહાર નામે ભવ્ય પ્રાસાદોમાં પાર્શ્વનાથની બિંબ પ્રતિષ્ઠા કરી હતી સં. ૧૬૪૪. આ પ્રસાદોમાંનું હાલ પાર્શ્વનાથ મંદિર કહેવાય છે તે

દિગંબરોના તાબામાં છે. આ પ્રાસાદની પ્રશસ્તિ કલ્યાણવિજયના એક પ્રમુખ વિદ્વાન શિષ્ય અને આપણા આ સુપ્રસિદ્ધ જૈન તાર્કિક અને મહાન્ લેખક યશોવિજય ઉપાધ્યાયના ગુરૂ પંડિત નયવિજયના ગુરૂ લાભવિજય ગણિએ રચી હતી. (જુઓ વૈરાટનો લેખ નં. ૩૭૯ પ્રાચીન જૈન લેખસંગ્રહ મુનિશ્રી જિનવિજયજી સંપાદિત.) ત્યાર પછી કલ્યાણવિજયજીએ ગુજરાતમાં વિહાર કર્યો.

હીરવિજયસૂરિના સ્વર્ગવાસ થયા પછી તેજ સાલમાં એટલે સં. ૧૬૫૨ ના માગશર વદ ૨ ને સોમવારે તેમના ભક્ત ખંભાતના સંઘવી ઉદયકરણે વિજયસેનસૂરિના હાથે મહોપાધ્યાય કલ્યાણવિજય અને પંડિત ધનવિજયજીની વિદ્યમાનતામાં હીરવિજયસૂરિનાં પગલાંની પ્રતિષ્ઠા સિદ્ધાચલ ઉપર સ્થાપના કરી પ્રતિષ્ઠા કરાવી હતી. (વિશેષ માટે જુઓ સં. ૧૬૫૫ માં તેમના શિષ્ય જયવિજયજીએ (નં. ૧૯૨) રચેલો કલ્યાણવિજય રાસ-મારી જૈન ઐતિહાસિક રાસમાળા ભા. ૧ લામાં પ્રકટ થયેલ છે. અને સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ ૯૬ અને ૨૪૨ થી ૨૪૫. આ કલ્યાણવિજયજીએ ધર્મસાગરજીના ઝઘડામાં પાટણમાં સારો ભાગ લીધો હતો. જુઓ ઐ. રા. સં. ભાગ ૪ થો હવે ઉપરોક્ત લાભવિજય વૈયાકરણ ચૂડામણિ હતા, અને તેઓ અકબર બાદશાહને મળવા હીરવિજયસૂરિ પોતાના ૧૩ સાધુઓ સાથે ગયા તે પૈકી એક હતા. પૃ. ૧૦૯ સૂરીશ્વર અને સમ્રાટ્.)

યશોવિજયજી મહાપુરૂષ-જ્ઞાનપુંજ પ્રતાપી પ્રખર વિદ્વાન્ થઈ ગયા તે નિઃશંક વાત છે. શ્રીમદ્ હરિભદ્રસૂરિ જેવા વિદ્વાન્ જૈનશાસનમાં એકજ છે, અને તેમની પછી લગભગ એકહજાર વર્ષ પછી આ યશોવિજયજી જૈનશાસનના સદ્ભાગ્યે અઢારમી સદીમાં થયા. તેમણે પોતાના પવિત્ર જન્મથી કઇ ભૂમિ, કઈ જાતિ અને કયા કુળને અલંકૃત કર્યું હતું એની કાંઇપણ સત્ય હકીકત હજુ સુધી જાણવામાં આવી નથી, તેમજ ક્યારે દીક્ષા લીધી, ક્યારે ન્યાયાચાર્યાદિ પદ પામ્યા અને કઈ કઇ વખતે શી શી શાસન-સેવાઓ બજાવી, ઇત્યાદિ વૃત્તાંત પણ અનુપલ-

બધજ છે; અર્થાત્ જૈનશાસનના આ મહાન્ વિચારક, પ્રભાવક અને ફિલસુફના પવિત્ર જીવનની વિસ્તૃત ચર્યાથી ઘણાભાગે આપણે અજ્ઞાતજ છીએ. આવા એક અસાધારણ મહાત્માના મહાન્ અને જગત્મંગળકર જીવનથી અપરિચિત રહેવું પડે તે શોચનીય છે. જો તેઓશ્રી મૂળ પરંપરામાં પટ્ટધર આચાર્ય થયા હોત તો તો તેમના સંબંધમાં થોડોઘણો ઉલ્લેખ–એટલે દેશ, જાતિ, માતાપિતાનાં નામો તથા દીક્ષા વગેરેની સાલો ઇત્યાદિ પટ્ટાવલિમાંથી અવશ્ય મળી આવત, પરંતુ તેઓશ્રી ઉપાધ્યાય પદથી વિભૂષિત થયેલા હોવાથી પટ્ટાવલિમાં તત્સંબંધે કોઇપણ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

છતાં પણ 'સુજસવેલી–ભાસ' એ નામની ટુંક કૃતિ તેમના સંબંધે પોતાની ભક્તિ દાખવવા કે ભાવિ પ્રજાના ઉપકાર માટે–ગમે તે કારણે પાટણના સંઘના આગ્રહથી કાંતિવિજય નામના મુનિવરે યશોવિજયજીના ગુણગણનો પરિચય આપવા રચી છે, પણ દુર્ભાગ્યે સંપૂર્ણ પ્રત હાથ ન લાગતાં પાટણના ભંડારમાંના તૂટક પાનાંઓમાંથી એકજ પત્ર મળ્યો છે; તે પણ છેવટનો એક પત્ર મળ્યો છે; તે પરથી સત્ય અને વાસ્તવિક હકીકત જે મળી છે તે એટલીજ કે–તેઓ જયગાન ગાનારા એવા યાચક (ભોજક) અને ચારણભાટ આદિના ટોળાથી તથા સકલસંઘ સમુદાયથી વીંટાયેલા અમદાવાદ નાગપુરીય સરાહ (હાલ જેને નાગોરી સરાય કહે છે તે) પધાર્યા. ક્યાંથી અને શું કરીને પધાર્યા તે હકીકત આગલા અનુપલબ્ધ પત્રમાં હોવી ઘટે, પણ એમતો સમજાય છે કે કોઇ વિપક્ષી સાથે મહાન્ વિજય મેળવીને પધાર્યા હોય; તેમની કીર્ત્તિ સાંભળી ત્યાંના સુબા મહબતખાન (ગુજ્જરપતિ) ને જોવાની હોંસ થઇ, અને તેના કથનથી યશોવિજયે અઢાર અવધાન કરી બતાવ્યાં જેથી ખાને ઘણો ખુશી થઇ તેમની પ્રશંસા કરી આડંબરથી વાજતે ગાજતે સ્થાનકમાં પધરાવ્યા. જિનશાસનની ઉન્નતિ–ખાસ તપગચ્છના સાધુની શોભા વધી અને તેમની 'અક્ષોભ પંડિત' તરીકે ખ્યાતિ થઇ. 'સકલસંઘે શ્રી વિજયદેવસૂરિને વિનતિ કરી કે તેઓ બહુશ્રુત લાયક

અને અજેય અનુપમ વિદ્વાન્ હોવાથી ત્યાં રહેવા દેવા, અને પદ આપવું. ગચ્છપતિ નાયકે પણ એમજ ધાર્યું. પંડિતજી ( યશોવિજયજી )એ સ્થાનક તપ-વીસ સ્થાનકની ઓળીનો તપ વિધિપૂર્વક આદર્યો. શુદ્ધ સંવેગથી પાળી સંયમ શુદ્ધ કર્યો; તે વખતે જયસોમ (આગળ જુઓ નં.) આદિ પંડિત મંડળે તેમનાં 'અદોષ ચરણ' સેવ્યાં. ઓળીતપ પૂર્ણ થયા પછી વિજયપ્રભસૂરિએ સં. ૧૭૧૮ માં વાચક-ઉપાધ્યાયનું પદ તેમને આપ્યું. કાંતિવિજયજી તેમના ગુણનું વર્ણન કહે છે કેઃ—

ઢાલ—આજ અમારે આંગણીયે—એ દેશી.

શ્રી યશોવિજય વાચકતણા, હું તો ન લહું ગુણ વિસ્તારો રે,
ગંગાજલ કણિકા થકી, એહના અધિક અછે ઉપગારો રે. શ્રી. ૧
વચન રચન સ્યાદ્વાદનાં, નયનિગમ આગમ ગંભીરોરે,
ઉપનિષદા જિમ વેદના, જસ કવિ ન લહે કોઈ ધીરોરે. શ્રી. ૨
શીતલ પરમાનંદિની, શુચિ વિમલસ્વરૂપા સાચીરે,
જેહની રચના ચંદ્રિકા, રસિયા જણ સેવૈ રાચીરે. શ્રી. ૩
લઘુબાંધવો હરિભદ્રનો, કલિયુગમાં એ થયો બીજોરે,
છતા યથારથ ગુણ સુણી, કવિયણ બુધ કો મત ખીજોરે. શ્રી. ૪

પછી યશોવિજયનો સ્વર્ગવાસ ડભોઈ ચોમાસું સં. ૧૭૪૩ માં રહ્યા હતા ત્યારે થયું હતું તે જણાવે છેઃ—

સત્તર ત્રયાલેં ચોમાસું રહ્યા, પાઠક નગર ડભ્યૌઈરે,
તિહાં સુરપદવી અણુસરી, અણસણ કરી પાતક ધોઈરે. શ્રી. ૫
સીત તલાઈ પાખતી, તિહાં થૂભ અછે સસનૂરોરે,
તે માંહિંથી ધ્વનિ ન્યાયની, પ્રગટે નિજ દિવસિં પડુરોરે. શ્રી. ૬

વળી ગુણગાન કરે છે કેઃ—

સંવેગી સિરસેહરો, ગુરૂ જ્ઞાનરયણનો દરિયોરે,
કુમતતિમિર ઉચ્છેદિવા, એતો બાલારૂણ દિનકરિયોરે. શ્રી. ૭

પછી પોતે લખવાનું કારણ આપી સુજસવેલિ નામા ભાસ પૂરી કરે છે કેઃ—

શ્રી પાટણના સંઘનો, લહી અતિ આગ્રહ સુવિશેષિરે,
સોભાવી ગુણ ફુલડિ, ઇમિ સુજસવેલી મ્હેં લેષિરે. શ્રી. ૮
ઉત્તમ ગુણ ઉદ્દભાવતા, મ્હેં પાવન કીધી જીહા રે,
કાંતિ કહે જસ વેલડી, સુણતાં હુઈ ધન ધન દીહારે. શ્રી. ૯

ડભોઇમાં તેઓ સ્વર્ગવાસ થયા પછી ત્યાં સમાધિસ્તૂપમાં તેમના કોઇ શિષ્યે સં. ૧૭૪૫ માં કરેલી છે તેનો લેખ ઘસાગેલો પણ હાલ મોજૂદ છેઃ—

(૧) સંવત્ ૧૭૪૫ વર્ષે ॥ શા ॥ ૧૬૧૧

(૨) પ્રવર્તમાને માર્ગશીર્ષ માસે શુક્લપક્ષે એકાદશી તિથૌ ॥ છ ॥

(૩) શ્રી શ્રી હીરવિજયસૂરીશ્વર શિષ્ય । પં । શ્રી કલ્યાણવિજયગ

(૪) શિષ્ય । પં ! શ્રી લાભવિજય ગ । શિષ્ય પં । શ્રી જીતવિજય ગ । સોદર

(૫) સતીર્થ્ય । પં । શ્રી નયવિજય ગ । શિષ્ય । પં । શ્રી જસવિજય

(૬) ગણીનાં પાદુકા કારાપિતા । પ્રતિષ્ઠિતા ડયં ।

(૭) તચ્ચરણસેવક...વિજયગણિના શ્રી રાજનગરે ॥

આ લેખ અમદાવાદમાં સં. ૧૭૪૫ માં કોતરાવેલો ને ડભોઇમાં લઇ જઈ સ્થાપિત કરેલો. આ પરથી સં. ૧૭૪૫ની સાલ તેમના સ્વર્ગગમનની અત્યાર સુધીમાં ગણાતી, તે પ્રમણા હતી એમ સિદ્ધ થયું છે.

તેમના જીવનની કેટલીક ઘટનાઓ અંતરંગ પ્રમાણથી મળી આવે છે તેનો ઉલ્લેખ કરીશું. સંસ્કૃતમાંના પોતાના તર્કભાષામાં પ્રશસ્તિરૂપે જણાવે છે કે "કાશીમાં પ્રથમતો પંડિતોએ પોતાને 'ન્યાયવિશારદ' નામનું બિરૂદ આપ્યું હતું અને પાછળથી જ્યારે સો (૧૦૦) ગ્રંથો રચ્યા ત્યારે 'ન્યાયાચાર્ય' નું મહાન્ પદ આપવામાં આવ્યું." આ ન્યાયાચાર્ય પદ અપાવનાર આ સો ગ્રંથો કયા તેનો તો હજી સુધી કાંઈ પણ પત્તો મળતો નથી કારણકે જે ગ્રંથો હાલ મળે છે તે પ્રાયઃ કરીને બધા કાશીથી આ દેશમાં આવ્યા પછીના કરેલા છે. કાશીમાં રચેલું એકપણ પુસ્તક હજી સુધી હસ્તગત થયું નથી. આ ઉપરાંત 'ભાષાર-

હસ્ય ' નામના સ્વરચિત સં. ગ્રંથમાં પ્રારંભે કરેલા ઉલ્લેખથી જણાય છે કે તેઓશ્રીએ " રહસ્ય " પદવડે અંકિત એવા એકસો આઠ (૧૦૮) ગ્રંથ રચવા ઇચ્છયા હતા. આમાંથી કેટલા રચ્યા તે સંબંધે કાંઇપણ હકીકત મળી નથી. માત્ર આમાંના ભાષારહસ્ય, ઉપદેશ રહસ્ય અને નયરહસ્ય નામના ત્રણજ ગ્રંથો મળ્યા છે.

પાટણના એક ભંડારમાં એક છુટક પાનાપર કોઇએ ' સંવત્ ૧૭૬૭ વર્ષે કાતી શુદિ ૨ દિને પત્તન મધ્યે ઉપાધ્યાય શ્રી યશોવિજય કૃત ગ્રંથા ' આવા મથાળાવાળી નોંધમાં અગ્યાર ગ્રંથોની ટીપ એ પ્રમાણે છે કેઃ—૧ વીરસ્તવટીકા શ્લોક સં. ૧૨૦૦૦, ૨ સિદ્ધાંતમંજરી ટીકા ૩ અલંકાર ચૂડામણિ ટીકા ૧૪૦૦૦, ૪, કાવ્યપ્રકાશ ટીકા, ૫ અનેકાંત વ્યવસ્થા ૮૦૦૦, ૬ તત્ત્વલોક વિવરણ, ૭ જ્ઞાનાર્ણવ, ૮ વેદાંતનિર્ણય, ૯ તત્ત્વાર્થટીકા, ૧૦ કૂપદૃષ્ટાંત વિશદાકરણ, ૧૧ આનંદ-ઘન બાવીસી બાલાવબોધ. આ સિવાય બીજા અલભ્ય ગ્રંથોનાં નામ ભંડારની ટીપોમાંથી જે જાણવામાં આવ્યા છે તે આ છે:

૧૨ અધ્યાત્મોપદેશ ૧૩ આત્મખ્યાતિ ૧૪ છંદશ્ચૂડામણિ ટીકા ૧૫ જ્ઞાનસારચૂર્ણિ: ૧૬ તત્ત્વવિવેક ૧૭ ત્રિસૂત્ર્યાલોક વિધિ: ૧૮ પ્રમા-રહસ્ય ૧૯ સ્યાદ્વાદ રહસ્ય ૨૦ માર્ગપરિશુદ્ધિ ૨૧ વિચારબિંદુ ૨૨ વિધિવાદ ૨૩ શઠ પ્રકરણ ૨૪ મંગલવાદ ૨૫ દ્રવ્યાલોક ૨૬ પતંજલ યોગસૂત્ર ચતુર્થપાદવૃત્તિ ૨૭ સિદ્ધાન્તતર્કપરિષ્કાર ૨૮ ચતુર્વિંશતિ જિન (ઐંદ્ર) સ્તુતયઃ આ પૈકી સુભાગ્યે નં. ૯ નો અમુક ભાગ મળી આવ્યો છે ને હાલ તે છપાયો છે. નં. ૨૬ નો આખો ગ્રંથ મળી આવ્યો ને તે પંડિત સુખલાલજીની ગૂજરાતી ટીકા સહિત આત્માનંદ સભાએ છપાવ્યોછે.

હવે નં. ૧૧ સિવાયના સર્વ ગ્રંથો સંસ્કૃતમાં જણાય છે. નં. ૧૧ પરથી જણાય છે કે તેઓશ્રીએ આનંદઘન યોગિરાજ (જુઓ નં. ૨૮૮)ના સુપ્રસિદ્ધ અને ગંભીરવિચારપૂર્ણ ૨૨ સ્તવનો પર સુંદર બાલા-વબોધ કર્યો છે. તે અતિ મહત્ત્વની કૃતિ હશે એ નિ:શંક છે. મહાન્ યોગીના ગંભીર ઉદ્‌ગારો ઉપર મહાન્ તત્ત્વવેત્તાનું વિવરણ, તે સુવર્ણમાં

સુગંધ મેળવા બરોબર છે. જો તે ગ્રંથ મળે તો આનંદઘનજીના જીવન સંબંધમાં અને ઉપાધ્યાયજીની તેમના પ્રતિ પ્રીતિ-ભક્તિના વિષયે જાણવાજેવી ચોક્કસ હકિકતો મળી શકે. આનંદઘનજી પ્રત્યે પોતાની ભક્તિ તેમનાપર આઠ પદની અષ્ટપદી રચી બતાવી આપી છે. તેમાંનું નમુનારૂપ ' આનંદઘનકે સંગ સુજસહી મિલે જબ તબ આનંદસમ ભયો સુજસ, પારસ સંગ લોહા જો ફરસત, કંચન હોતહીં તાકે કસ.' આ સિવાય લભ્ય ગૂજરાતી કૃતિઓનું સૂચિપત્ર આમાં આપ્યું છે, જ્યારે લભ્ય સંસ્કૃતાદિ ગ્રંથો નીચે પ્રમાણે છેઃ-

જૈન તર્કપરિભાષા, નયપ્રદીપ, નયોપદેશ, નયરહસ્ય, જ્ઞાનબિંદુ, અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્, યતિલક્ષણ સમુચ્ચય, અધ્યાત્મમતખંડન યાને અધ્યાત્મમતપરીક્ષા, દેવધર્મપરીક્ષા, પ્રતિમાશતક, ભાષારહસ્ય, ગુરૂતત્ત્વનિર્ણય, વૈરાગ્યકલ્પલતા, ઉપદેશરહસ્ય, જ્ઞાનસાર, ન્યાયખંડન ખાદ્ય, ન્યાયાલોક, અષ્ટસહસ્રી ટીકા, દ્વાત્રિંશિકા, શાસ્ત્રવાર્ત્તા સમુચ્ચય પર ટીકા નામે સ્યાદ્વાદ કલ્પલતા, આ સર્વ મુદ્રિત છે અને પરમાત્મ દર્શન પંચવિંશતિકા, પરમજ્યોતિઃ પંચવિંશતિકા, મુદ્રિત છે. અમુદ્રિત પણ લભ્ય એવા ગ્રંથો ષોડશક વૃતિ, કર્મપ્રકૃતિ ટીકા, ધર્મપરીક્ષા સવૃતિ, પંચનિર્ગ્રંથ પ્રકરણ, પ્રતિમાસ્થાપન ન્યાય, મુક્તાશુક્તિ, સામાચારી પ્રકરણ સવૃત્તિ, સ્તોત્રો.

ગણ,ગચ્છ અને સંઘના રક્ષણાર્થે તેમની ઉન્નતિ માટે અને પરસ્પરનો પ્રેમભાવ સાચવવા માટે શ્રી હીરવિજય, વિજયસેન, વિજયદેવ, વિજયપ્રભ આદિ સૂરિઓએ જુદી જુદી વખતે શાસનપત્રો અને મર્યાદા પટ્ટો કાઢયા હતા તેમ ઉપાધ્યાયજી મહારાજે પણ સુવિહિત પ્રવૃત્તિ પ્રગટ કરવા માટે અને જિનશાસનની શુદ્ધતા જાહેર કરવા માટે આત્માર્થી અને પરિણત સમવાયયોગ્ય શાસનપત્રો પ્રકટ કર્યા હોય એમ જણાય છે. એ નિઃસંશય વાત છે કે ઉપાધ્યાયજી સ્વસમયમાં અદ્વિતીય કર્મયોગી-શ્રમણ અને સુવિહિત જનના અતિ ઉચ્ચનેતા હતા. તેમના જેવા વિદ્વાન્ સહનશીલ, કર્ત્તવ્યપરાયણ, શાસનરસિક અને સત્યમાર્ગ પ્રકાશક

'શ્રમણ' સ્વસમયમાં શું પરંતુ સેંકડો વર્ષમાં કોઇ થયેલ નથી એવું સ્પષ્ટ દીસી આવે તેમ છે. આવી સ્થિતિમાં પોતે ગચ્છનાયક ન હોવા છતાં તેના જેવી આજ્ઞાઓ અને મર્યાદાઓ બાંધે તો તેમાં નવાઇ જેવું કશું નથી. આવું એક શાસનપત્ર સં. ૧૭૩૮ ના વૈશાખ સુદ ૭ ગુરૂનું બનતા સુધી ખુદ પોતાના હાથનું લખેલું મુનિશ્રી જિનવિજયજીને પ્રાપ્ત થયેલું તે પોતે પ્રકટ કર્યું છે. (જુઓ તેમનો લેખ વીરાત્ ૨૪૪૨ પોષ પુ. ૧૩. અં: ૬ આત્માનંદ પ્રકાશમાં પ્રકટ થયેલો તે, કે જેનાપરથી ઉપરની હકીકત લીધી છે.) તેમની શિષ્ય પરંપરા ચાલી છે. તેમના શિષ્ય તત્ત્વવિજયે (જુઓ નં. આગળ) અમરદત્ત મિત્રાનંદનો રાસ સં. ૧૭૨૪ માં રચ્યો છે. વળી તેમના ગુણવિજય કે જેના સુમતિવિજય કે જેના ઉત્તમવિજય કે જેના પ્રતાપવિજય થયા કે જેણે યશોવિજયકૃત સીમંધર સ્વામીનું સ્તવન લખ્યું છે. તેમણે પોતામાટે વિશેષ લખ્યું નથી છતાં જંબુસ્વામીના રાસના મંગલાચરણમાં જણાવ્યું છે કે શારદાનો જાપ ગંગાપાસે ધરતાં તે તુઠી હતી-તર્કકાવ્યનો વર આપ્યો હતો અને ભાષાપર પ્રભુત્વ આપ્યું હતું.

**૫૫૬+સમુદ્રવહાણ સંવાદ સં. ૧૭૦૦**

**આદિ—**

શ્રી નવખંડ અખંડ ગુણ, નમી પાસ ભગવન્ત;
કરશું કૌતુક કારણે, વાહણ સમુદ્ર વૃત્તાન્ત. ૧

એહમાં વાહણ સમુદ્રનાં, વાદ વચન વિસ્તાર;
સાંભલતાં મન ઉલ્લસે, જિમ વસંત સહકાર. ૨

મોટાં નાનાં સાંભલો, મત કરો ગુમાન;
ગર્વ કર્યો રયણાયરે, ટાળ્યો વાહણે નિદાન. ૩

વાદ હુઓ કિમ એહને, માંહોમાંહે અપાર,
સાવધાન થઇ સાંભલો, તે સવિ કહું વિચાર. ૪

× × × ×

અંતે—

એ ઉપદેશ રચ્યો ભલો હો, ગર્વત્યાગ હિતકાજ;
**તપગચ્છભૂષણ** સોભતા, શ્રી **વિજયપ્રભ** સૂરિરાજ. હો૦ ૧૭
શ્રી **નયવિજય** વિબુધતણો હો, સીસ ભણે ઉલ્લાસ.
એ ઉપદેસે જે રહે, તે પામે સુજસવિલાસ. હો૦ ૧૮
**મુનિ વિબુધ** સંવત જાણી એહો તે હર્ષ પ્રમાણ;
કવિ જસવિજએ એ રચ્યો, ઉપદેસ ચહ્યો સુપ્રમાણ, હસ ૧૯

—ઇતિ યાનપત્રયાદસ્પત્યોઃ પરસ્પરં પ્રશસ્ય સંવાદાલાપઃ સમાપ્તઃ પ્ર૦ બુદ્ધિસાગરજી કૃત ભજન પદસંગ્રહ ભાગ ૪ થો પૃ. ૨૦૧ થી ૨૩૨

**(૫૫૭) દ્રવ્યગુણ પર્યાયનો રાસ.** સં. ૧૭૧૧

આદિ

શ્રી ગુરૂ **જીતવિજય** મનિધરી, શ્રી **નયવિજય** સુગુરૂ આદરી,
આતમ અર્થીનઇ ઉપકાર, કરૂં દ્રવ્ય અનુયોગ વિચાર. ૧
વિના દ્રવ્યઅનુયોગ વિચાર, ચરણ કરણનો નહીં કો સાર,
**સંમતિ** ગ્રંથઈ ભાષિઉં ઇસ્યૂં, તેતો બુધજન મનમાં વસ્યૂં. ૨

* * * *

પાલણપુર ભંડારની મૂલ ને તત્કાલીન પ્રતિમાં દેશી કર્તાએ કે લેખકે પાછળથી મૂકેલી જોવામાં આવે છે-નામે તે બલીઆ ભાઈ તે બલીઆ, લાલ રીષભનો વંસ રયણાગર અને કોસંબીયાપૂ નયરી સોહિ; બાકી માટે મારગ મૂક્યો છે; પણ પાછળથી મૂકેલી નથી.)

× × × ×

અંતે—

ઢાલ ૧૭ ધન્યાસરી.

**તપગચ્છનંદન** સુરતરૂ પ્રગટ્યો, **હીરવિજય** સૂરીંદો;
સકલ સૂરિમાં જે સોભાગી, જિમ તારામાં ચંદોરે. હમચડી. ૧
તાસ પાટિં **વિજયસેન** સુરીસર, ગ્રાન રયણનો દરિઉ;
સાહિસભામાં જે જસ પાંમ્યો, વિજયવંત ગુણ ભરિઓરે. હ૦ ૭૨

તાસપાટ વિજયદેવ સૂરિસર, મહિમાવંત નિરીહો;
તાસપાટ વિજયસિંહ સૂરિસર, સકલ સૂરિમાં લીહોજી. હ૦ ૭૩
તે ગુરૂના ઉત્તમ ઉદ્યમથી, ગીતારથ ગુણ વાધ્યો;
તસ હિતસીખ તણે અનુસારે, જ્ઞાનયોગ એ સાધ્યોરે. હ૦ ૭૪
જસ ઉદ્યમ ઉત્તમ મારગનો, ભલે ભાવથી લહીઇં;
જસ મહિમા મહિમાઈ વદિતો, તસ ગુણ કેમ ન ગહીઇંરે. હ૦ ૭૫
કલ્યાણવિજય વડવાચક, હીરવિજય ગુરૂસીસો;
ઉદયો જસ ગુણ સંતતિ ગાવે, સુરકિન્નર નિસદીસોરે. હ૦ ૭૬
ગુરૂશ્રી લાભવિજય વડ પંડિત, તાસ સીસ સોભાગી;
શ્રુતવ્યાકરણાદિક બહુ ગ્રંથે, નિત્યેં જસમતિ લાગીરે. હ૦ ૭૭
શ્રીગુરૂ જીતવિજય તસ સીસો, મહિમાવંત મહંતો;
શ્રી નયવિજય વિબુધ ગુરૂ ભ્રાતા, તાસ મહા ગુણવંતોરે. હ૦ ૭૯
જે ગુરૂ સ્વપર સમય અભ્યાસેં, બહુ ઉપાય કરી કાસી;
સમ્યગ્દર્શન સુરૂચિ સુરભિતા, મુઝમતિ શુભ ગુણવાસીરે. હ૦ ૮૦
જસસેવા સુપસાયેં સહજેં, ચિંતામણિ મેં લહિઓ;
તસ ગુણ ગાઇ સકું કિમ સઘલા, ગાવાને ગહગહિઓરે. હ૦ ૮૧
તે ગુરૂનિ ભગતિ શુભશક્તિ, વાણી એહ પ્રકાશી;
કવિ જશવિજય ભણેં એ ભણજો, દિનદિન બહુ અભ્યાસીરે. હ૦ ૮૨

કલશ.

ઇમ દ્રવ્યગુણ પર્યાય કેરી, જેહ વાણી વિસ્તરી,
ગતપાર ગુરૂ સંસાર સાગર, તરણ તારણ તરવરી (વરતરી);
તે એહ ભાખી સુજન મધુકર, રમણ સુરતરૂમંજરી,
શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જશવિજય બુધ જય કરી. ૨૮૩

—ઇતિશ્રી ઉપાધ્યાય શ્રી ૧૦૮ શ્રી જશોવિજયગણિ કૃતે દ્રવ્યગુણ પર્યાય રાસ સંપૂર્ણમિદં.

ઇયિમુચિતપદાર્થોલ્લાપન શ્રાવ્ય શોભા,
બુધજન હિતહેતુ ભાવના પુષ્પ વાટી;

અનુદિનમિત એવ ધ્યાન પુષ્પૈરૂદારૈ—
ર્ભવતુ ચરણ પૂજા જૈન વાગ્દેવતાયાઃ—

સં. ૧૮૧૭ ભાદ્ર૦ વ૦ ૯ ભોમે લિ૦ ગણિ અમૃતવિજયેન. મુનિસુવ્રત પ્રસાદાત્-૫૬-૯.—સ્વોપજ્ઞ બા લા૦ સહિત ભ.

( ટબો સ્વોપજ્ઞ લાગે છે કારણ કે તેમાં **ऐंद्र श्रेणिनतं नत्वा**- એમ ઐંદ્ર અક્ષરથી શરૂ થતો પ્રથમારંભે શ્લોક છે કે જે યશોવિજયનો દરેક સંસ્કૃતાદિ ગ્રંથમાં જોવામાં આવે છે.)

—સં. ૧૭૧૧ વર્ષે પંડિત જસવિજયગણિના વિરચિતઃ સંઘવી હાંસા કૃતે આસાઢ માસે, શ્રી સિદ્ધપુર નગરે, લિખિત શ્રીભટ્ટારક શ્રી વિજયદેવ સૂરિ રાજ્યે પં. નયવિજયેન. શ્રી સિદ્ધપુર નગરે પ્રથમાદર્શઃ। સકલ વિબુધજનચેતશ્ચમત્કારકારકો યં રાસઃ સકલ સાધુજનૈ-રભ્યસ-નીયઃ-શ્રેયોસ્તુ સંઘાય. ૧૧-૧૫, પાલણપુર ભંડાર. [ આ પ્રતિ કવિના સમયનીજ હોવાથી પૂર્ણ વિશ્વસનીય છે. અને સં. ૧૭૧૧ માં આ કૃતિ થઈ તે સિદ્ધ કરે છે. લેખક નયવિજય, કવિના ગુરૂજ સંભવે છે. ]

—સં. ૧૮૧૧ કા. કૃષ્ણ ૫ કર્મવાટયાં સોમે ટબા સહિત. ૫૮-૬ લીં૦ પ્ર૦ ૨. ભા૦ ૧ લો.

**(૫૫૮) સાધુવંદણા** સં. ૧૭૨૧ વિજયાદશમી-ખંભાતમાં.

**આદિ—**

પ્રણમું શ્રી ઋષભાદિ જિણેસર સુવણ દિણેસર દેવ,
સુરવર કિંન્નર વિદ્યાધર જેહની સારઈ સેવ;
પુંડરીક પમુહાવલિ વંદુ ગણધર મહિમા ગેહ,
જેહનું નામ ગોત્ર પણિ સુણતાં લહિઈ સુખ અછેહ.

**અંતે—**

ખંભનયરમાં રહિય ચોમાસું, સાધુતણા ગુણ ગાયારે,
સંવત સતર છકવીસા વરસે, વિજય દશમી સુખ પાયારે.
શ્રી વિજયપ્રભસૂરિ વિરાજઇ, તપાગછ કેરા રાયારે;
તસ રાજેંભવિજન હિતકાજઈ, કીધો એહ સઝાયરે. ૯૮

શ્રી કલ્યાણવિજયવર વાચક, તપ ગચ્છ ગયણદિણંદારે;
તાસ સીસ શ્રી લાભવિજય બુધ, આગળ કૈરવ ચંદારે.
તાસ સીસ શ્રી જીતવિજય બુધ, શ્રી નયવિજય મુણિંદારે;
વાચક જસવિજયઈ તસ સીસઈ, ગણ્યા સાધુ ગુણવૃંદારે. ૯૯
જે ભાવે એ ભણસ્યે ગુણસ્યઈ, તસ ઘર મંગલમાલારે;
સુકુમાલા બાલા ગુણવિશાલા મોટા મણિમય થાલારે.
બેટા બેટી બંધુર સિંધુર ધણ કણ કંચણ કોડિરે;
અનુક્રમેં શિવલચ્છી તે લહિસ્યે સુકૃત સંપદા જોડીરે. ૧૦૦

કલશ.

ઇમ આઠ ઢાલ રસાલ મંગલ હુંઆ આઠ સુહામણા,
વરનાણ દંસણ ચરણ શુચિ ગુણ કિયાં મુનિગુણ ભામણાં;
જે એહ ભણસ્યઈ તાસ ફલસ્યઈ, ત્રિદશતરૂ ઘર આંગણે.
શ્રી નયવિજય બુધ ચરણસેવક, જસવિજય વાચક ભણે. ૧૦૧

—સં. ૧૯૨૩ અસાડ સુ. ૪ શુક્ર, લિ૦ વ્યાસ કામેશ્વર શીવલાલ સ્થંભનપુર મધ્યે. ૫-૧૪ આ. ક.

**(૫૫૯) પ્રતિક્રમણ હેતુગર્ભિત સ્વાધ્યાય.** સં. ૧૭૨૨ સુરતમાં ચોમાસું

**આદિ—** દોહા. (૧૯ ઢાલમાં)

શ્રી જિનવર પ્રણમી કરી, પામી સુગુરૂ પસાય;
હેતુ ગર્ભ પડિક્કમણનો, કરશું સરસ સજ્ઝાય. ૧
સહજ સિદ્ધ જિનવચન છે, હેતુરૂચિને હેતુ;
દેખાડે મન રીજવા, જે છે પ્રવચનકેતુ. ૨
જસ ગોઠેં હિત ઉલ્લસે, તિહાં કહીજેં હેતુ;
રીઝે નહી બૂઝે નહી, તિહાં હુઇ હેતુ અહેતુ. ૩
હેતુ યુક્તિ સમજાવીયેં, જે છોડી સવિ ધંધ,
તેહિજ હિત તુમે જાણજો, આ અપવર્ગ સંબંધ. ૪

× × × ×

ઢાલ ૧૯. ટોડરમલ જીત્યોરે–એ દેશી.

અંતે—

હેતુ ગર્ભ પૂરો હુઆરે, પહોતા મનના કોડ,
વૈરાગ બલ જીતીયુંરે;
દલિય ને દુર્જન દેખતાંરે, વિઘ્નની કોડા કોડ. વૈ૦ ૧
ગઇ આપદા સંપદારે, આવી હોડાહોડી; વૈ૦
સજ્જન માંહે મલપતારે, ચાલે મોડા મોડી. વૈ૦ ૨
જિમ જિમ વરસી દાનમારે, નર કર ઊડા ઊડી; વૈ૦
તિમ સદગુરૂ ઉપદેશમાંરે, વચન વિચારશું ડોડી. વૈ૦ ૩
લીયો લિયો ઘેરમાં મોહરાયરે, હરખ્યો મુંછ મરોડી; વૈ૦
અશુભ પ્રકૃતિ સેના દલીરે, શુભની તો નહિ ઓડી. વૈ૦ ૪
કર્મ વિવર વર પોલીયોરે, પોલી દીયે છે છોડી; વૈ૦
તખત વખત હવે પામશુંરે, હુઈ રહી દોડા દોડી. વૈ૦ ૫
સૂરત ચોમાસું રહીરે, વાચક જસ કરી જોડી; વૈ૦
યુગયુગ મુનિ વિધુ વત્સરેંરે (૧૭૨૨), દેઓ મંગલ કોડી. વૈ૦ ૬
(આ કાવ્ય અંતનું કવિની આત્મદશા બતાવે છે.)

(૫૬૦) ૧૧ અંગની સજઝાય. સં. ૧૭૨૨ સુરતમાં.

આદિ—

(દરેક અંગપર સઝાય છે. પછી કલશ છે.)
કોઇલો પરવત ધૂંધલો રે લો. એ દેશી.
આચારાંગ પહેલું કહ્યુંરે લો, અંગ ઇગ્યાર મઝારરે ચતુરનર;
અઢારહજાર પદેં જિહાંરે લો, દાખ્યો મુનિ આચાર રે. ચ૦ ૧

× × × ×

અંત—

કલશ. ટોડરમલ્લ જીતિયોરે––એ દેશી.
અંગ અગીયારે સાંભલ્યાંરે, પુહતા મનના કોડ,
ટોડરમલ્લ જીત્યોરે—

ગઇ આપદા સંપદા મિલી એ, આવી હોડાહોડ. ટો૦ ૧
દલિયેં તે દુર્જન દેખતાં રે, વિઘનની કોડાકોડ, ટો૦
સજ્જનમાંહિ મલપત રે, ચાલે મોડામોડ. ટો૦ ૨
જિમ જિમ વરસી દાનમાં રે, ન કરે ઉડાઉડ, ટો૦
તિમ સદ્ગુરૂ ઉપદેશમાંરે, વચન વિચારશું કોડ, ટો૦ ૩
કર્મવિવર ચર પોલીયોરે, પોલે દીયે છે છોડ, ટો૦
તખત વખત બલ પામશુંરે, હુઈ રહ્યા દોડાદોડ. ટો૦ ૪
માત બગોઈ મંગલ પિતારે, રૂપચંદભાઇ ઉદાર, ટો૦
માણેકશાયેં કાંઇ સાંભલ્યાંરે, વિવિશું અંગ અગ્યાર. ટો૦ ૫
યુગ યુગ મુનિવિધુ સંવચ્છરે રે, શ્રી જસવિજય ઉવઝાય, ટો૦
સુરત ચોમાસૂં રહીરે, કીધો એ સુપસાય. ટો૦ ૬

૫૬૧ **મૌન એકાદશીના ૧૫૦ કલ્યાણકનું સ્તવન.** સં. ૧૭૩૨
દિવાલી ચોમાસામાં ખંભાતમાં.

ઢાલ ૧. છઠ્ઠી ભાવના મન ધરો—એ દેશી.

**આદિ—**

પુર પ્રણમું જિન મહરસી, સમરૂં સરસતિ ઉલ્લસી,
ધસમસી, મુજ મતિ જિન ગુણ ગાયવાએ. ૧
હરિ પૂછે જિન ઉપદિશી, પરવ તે મૌન એકાદશી;
મન વસિ, અહનિસિ તે ભવિલોકને એ. ૨

× × × ×

**અંત—**

ઢાલ ૧૨.

× × × ×

શ્રી **વિજયપ્રભ સુરીસ્વર** રાજે, દિનદિન અધિક જગીસજી,
ખંભ નયર રહી ચોમાસો, સંવત **સત્તર બ(છ)ત્રીસેંજી,**
દોઢસો કલ્યાણકનું ગુણણું, ઇમ મેં પૂરણ કીધુંજી.
દુઃખ ચુરણ દીવાલી દિવસેં, મનવંછિત ફલ લીધુંજી. ૩

શ્રી કલ્યાણવિજય વર વાચક, વાદીમતંગજસિંહોજી;
તાસ શિષ્ય શ્રી લાભવિજય બુધ, પંડિત માંહિલિહોજી.
તાસ શિષ્ય શ્રી જિતવિજય બુધ, શ્રી નયવિજય સોભાગીજી;
વાચક જશવિજયેં તસ શિષ્યે, થુણીઆ જિન વડભાગીજી, ૪
એ ગણુણો જે કંઠે કરશે તે શિવરમણિ વરશેજી,
તરસે ભવ હરસે સવિ પાતિક નિજ આતમ ઉધરશેજી.
બાર ઢાલ જે નિત સમરસે ઉચિત કાજ આચરશેજી;
સુકૃત મહોદય સુજસ મહોદય, લીલા તે આદરશેજી. ૫

કલશ.

એ બાર ઢાલ રસાલ બારહ ભાવના તરૂ મંજરી,
વર બાર અંગ વિવેક પલ્લવ બારવ્રત સોભાકરી,
ઇમ બાર તપ વિધ સાર સાધન, ધ્યાન જિનગુણ અનુસરી,
શ્રી નયવિજયબુધ ચરણસેવક, જસવિજય જયશ્રી વરી.

પ્ર૦ સઝાયપદ સ્તવનસંગ્રહ.
પ્ર૦ સજ્જનસન્મિત્ર પૃ. ૨૪૦ થી ૨૪૫

(૫૬૨)+ **સમકિતના ષટસ્થાન સ્વરૂપની ચોપઇ.** અર્થ (ટબ્બા) સહિત. સં. ૧૭૩૩ ચોમાસું-ઇદલપુરમાં.

**આદિ—**

ઇંદ્રશ્રેણિનતં નત્વા વીરતત્ત્વાર્થદેશિનમ્,
સમ્યક્ત્વસ્થાન ષટ્કસ્ય, ભાષેયં ટિપ્યતે મયા. ૧
વીતરાગ પ્રણમી કરી, સમરી સરસતિ માત,
કહિશું ભવિહિત કારણે, સમકિતના અવદાત. ૨
દર્શન મોહ વિનાશથી, જે નિરમલ ગુણઠાણ,
તે સમકિત તસ જાણિયેં, સંખેપે ષટ ઠાણ. ૩

* * * *

અંતે—

જિનશાસન રત્નાકરમાંથી, લઘુકપર્દિકા માનેજી,
ઉદ્ધરિઉં એહ ભાવ યથારથ, આપ સકતિ અનુમાનેજી,
પણ એહને ચિંતામણિ સરિખા, રતન ન આવે તોલેંજી,
શ્રી નયવિજય વિબુધપયસેવક, વાચક જસ ઇમ બોલેજી,

—ઇતિશ્રી સમ્યકત્વ ચતુષ્પદી સમાપ્તા. લોકગિરાસમર્થિત નય પ્રસ્થાન ષટ્સ્થાનક વ્યાખ્યા સંઘમુદે યશોવિજય શ્રી વાચકાનાં કૃતિ:

અર્થ—(જિનશાસન કે૦) પ્રકરણ પરિસમાસેં એટલે જિનશાસન-રૂપ રત્નાકર તે માંહેથી એ ષટસ્થાનક ભાવ ઉદ્ધરિઉં, એ ઉદ્ધાર ગ્રંથ યથાર્થ છે. જિનશાસન રત્નાકરને લેખે એ ગ્રંથ લઘુકપર્દિકા માન છે, અને રત્નાકરતો અનેક રત્નેં ભર્યો છે. એ ઉપમા ગર્વ પરિહારને અર્થે કરી છે. પણ શુભ ભાવ એવા વિચારિયેં તો ચિંતામણી સરખા રત્ન પણ એને તોલે નાવે. ગ્રંથકર્ત્તા ગુરૂ નામાંકિત યશ એવું પોતાનું નામ કહે છે, એટલે શ્રી નયવિજય વિબુધના પદનો સેવક વાચક શ્રી યશો-વિજય ઉપાધ્યાય એણિપરેં બોલે છે. ૧૨૪.

ઇતિશ્રી સમ્યકત્વ ચોપાઈ સમાપ્તા. શ્રી રાજનગર એટલે અહમદા-વાદ નગરને વિષે તિહા પ્રસિદ્ધ જે હેમશ્રેષ્ઠિસુત શ્રી તારાચંદ નામના તેની પ્રાર્થનાથકી લોકભાષાયેં કરી નયપ્રસ્થાન એટલે નયમાર્ગ તેણે કરી ષટ્સ્થાનકની વ્યાખ્યા શ્રી સંઘને હર્ષને કાજેં શ્રી યશોવિજયજીની કૃતિ જાણવી.

(પ્ર. જૈનકથા રત્નકોષ ભાવ પૃ. ૨૮૨ થી ૩૧૯).
ટબાવગરની પ્રત લ. ૧૮૨૫, ૯–૧૨ આ. કા,
ટબાવાળી પ્રત (ગ્રંથાગ્રંથ સૂત્ર ટીકા મિલિને ૧૦૦૦ શ્લોક છે)
પાનાં ૨૮–૧૩ આ. ક.

એક પ્રતમાં નીચે પ્રમાણેનો શ્લોક કર્ત્તાનો છે.

શ્રેયો રાજવિરાજિ રાજનગર પ્રખ્યાત હેમાંગભૂ,
તારાચંદ કૃતાર્થના પરિહત વ્યાસંગરંગસ્પૃશાં,

એષા લોક ગિરા સમર્થિત નય પ્રસ્થાન ષટ્સ્થાનકઃ
વ્યાખ્યા સંપ્રમુદેય યશોવિજય શ્રી વાચકાનાં કૃતિઃ ૧૨૫

સં. ૧૮૮૨ વર્ષે વૈશાખ વદિ ૭ ગુરૌ લિખિતા શ્રી શિવપુરી મધ્યે ૧૬ પત્ર પ્ર. કા. નં. ૫૭૮.

(૫૬૩)+ **મહાવીર સ્તવન.** હુંડી સ્ત૦ ૧૫૦ ગાથાનું (હુંઢકમતખંડન) સં. ૧૭૩૩ વિજયાદશમી ઇંદિલપુરમાં.

આદિ—

પ્રણમી શ્રી ગુરૂના પયપંકજ થુણસ્યું **વીરજિણંદ,**
ઠવણ નિખેપ પ્રમાણ પંચાંગી, પરખી લહું આણંદરે.
જિનજી તુજ આણ શિર વહીઈ.

* * * *

અંતે— કલશ.

વર્ત્તમાન સાસનનો સ્વાંમી ચામીકર સમ દેહોજી,
**વીર** જિણેસર મે ઇમ થુણીઓ, મન ધરિ ધર્મ સનેહોજી,
એહ તવન જે ભણસ્યે ગુણસ્યે, તસ ધરિ મંગલમાલાજી,
સમકિત ભાણ હુસ્યેં ઘટ તેહનેં, પરગટ ઝાકઝમાલાજી. ૧

અરથ એહના છેં અતિસૂક્ષ્મ તે ધારો ગુરૂ પાસેજી,
ગુરૂસેવા કરતાં લહીઇ, અનુભવ નિત અભ્યાસેજી,
જે બહુશ્રુત ગુરૂ ગીતારથ આગમના અનુસારજી,
તેહનેં પૂછી સંસય ટાલો, એ હિતસીખ છે સારીજી. ૨

ઇદલપુરમાં રહિય ચોમાસું, ધરમ ધ્યાંન સુખ પાયાજી,
સંવત **સત્તરેં તેત્રીસા વરષેં,** વિજયદસમી મનભાયાજી,
શ્રી **વિજયપ્રભ** સૂરી સવાયા, **વિજયરત્ન** યુવરાયાજી,
તસ રાજે ભવિજનહિત કાજે, ઇમ મેં જિનગુણ ગાયાજી. ૩

શ્રી કલ્યાણવિજય વર વાચક તપગછ ગયણ દીણંદાજી,
તાસ સીસ શ્રી **લાભવિજય** બુધ ભવિજન કૈરવચંદાજી,

તાસ સીસ શ્રી જીતવિજય બુધ શ્રી નયવિજય મુણુંદાજી,
વાંચક જસવિજય તસ સીસેં, થુણિયા વીર જીણુંદાજી. ૪
દોસી મૂલા સુત સુવિવેકી, દોસી મેઘા હેતેજી,
એહ તવન મે કીધું સુંદર, શ્રુત અક્ષર સંકેતેજી,
એ જિન ગુણ સુરતરૂનો પરિમલ, અનુભવતો તે લહેસ્યેજી,
ભમર પરે જે અરથી હુઇને, ગુરૂ આંણા સિર વહેસ્યેજી. ૫

—વીરજિન વિચારસ્તવન સં. ૧૮૪૯ પદ્મવિજયના ટબા સહિત.
ટબા સહિત પ્રત ૨૦. ૧૨ આ. ક. ૧૧-૧૧ માં.

—મૂલ પ્રકટ થયેલ છે. ચૈત્ય આદિ સંગ્રહ ભાગ ૩ પૃ. ૩૩૧-
૪૪૫. સજ્જન સન્મિત્ર પૃ. ૨૮૮ થી ૨૯૯.

—ટબા સાથે પ્રકટ થયેલ છે પ્રકરણ રત્નાકર ભાગ ૩ જો કે જેમાં યશોવિજયજીએ કાગળ ખંભાતમાંથી જેસલમેરના શ્રાવક પર લખ્યો હતો તે પણ આપેલ છે-તેમાં કેવલીભુક્તિ સંબંધી તેમજ બીજી ચર્ચા છે.

**(૫૬૪)+ નિશ્ચય વ્યવહારવિવાદ શ્રી શાંતિ જિનસ્ત૦**
સં. ૧૭૩૨ ૬ ઢાલમાં.

આદિ—

નદિ યમુનાકે તીર ઉડે દોય પંખીયારે—એ દેશી.

**શાંતિ** જિનેસર કેસર, અરચિત જગધણીરે કે અ.
સેવા કીજે સાહિબ, નિત નિત તુમ તણીરે કે નિ.

અંતે— કલશ.

ઇમ સકલ સુખકર દૂરિત ભયહર શાંતિ જિનવર મેં સ્તવ્યો,
**યુગભવન સંયમમાન વર્ષે** ચિત્ત હર્ષે વીનવ્યો,
વિજયપ્રભસૂરિરાજરાજે સુકૃત કાજે નય કહી,
શ્રી **નયવિજય** બુધ શિષ્ય વાચક **યશોવિજય** જયસિરી લહી.

—૪-૧૩ જૈ. એ. નં. ૧૨૮૭.
—૪-૧૨ આ. ક,

+પ્ર. સઝાયપદ સ્તવન સંગ્રહ.-ચૈત્ય૦ આદિ સં. ભા. ૩ પૃ. ૪૪૫ થી ૪૪૯.

**(૫૬૪ ક.) સંયમશ્રેણિ વિચાર સ૦**

**આદિ—**

પ્રણમી શ્રી ગુરૂના ચરણાંબુજ, સમરી સારદ માત,
સંયમશ્રેણિ વિચાર કહેસ્યું, સુણયો યે અવદાત. ૧

**અંતે—**

વીતરાગ આણા સિંહાસન, પુણ્યપ્રકૃતિનો પાયો,
વાચક **જસવિજયઇએ** અર્થહ ધર્મ્મ ધ્યાનમાં ધ્યાયોરે. ૨૧

—સ્વોપજ્ઞ ટબાસહિત ઉપરાંત સંયમશ્રેણિ પ્રરૂપણાના નામે ગદ્યમાં.

૮—૧૦ આ. ક.

**(૫૬૪ ક થી ૫૬૪ ચ.) ઉપરની સંયમશ્રેણિ વિચાર સ, ઇંદ્રિભૂતિભાસ, અગ્નિભૂતિભાસ, વાયુભૂતિગીત, વ્યક્તગણધર સ., સુધર્મા સ.**

એકત્રિત. ૪—૧૨ આ. ક.

(૫૬૫)+ **સીમંધર સ્વામી સ્ત૦** (૧૨૫ ગાથાનું) ૧૧ ઢાલ

સકલ પંડિત શિરોવતંસ મુકુટાયમાન પંડિત શ્રી ૧૯ શ્રી ઉત્તમ-
વિજયગ. શ્રી પરમ ગુરવે નમઃ ।

**આદિ—** ઢાલ—એકદિન દાસી દોડતી—એ દેશી.

સ્વામી **સીમંધર** વીનતી, સાંભલો માહરી દેવરે,
તાહરી આંણ હું શિર ધરૂં, આદરૂં તાહરી સેવરે. સ્વા૦
કુગુરૂની વાસના પાસમાં, હિરણ પરિં જે પડયા લોકરે,
તેહને શરણ તુઝ વિણ નહિ, ટલવલે બાપડા ફોકરે. સ્વા૦

**અંતે—** ઢાલ ૧૧ ( શાંતિ સુધારસ કુંડમાં—એ દેશી )

**કલશ**

ઇમ સયલ સુખકર દુરિત ભયકર, વિમલ લક્ષણ ગણધરો,
પ્રભુ અરજ અમર નરિંદ વંદિત વીનવ્યા **સીમંધરો**,
નિજ નાદ તર્જિત મેઘગર્જિત ધૈર્ય નિર્જીત મંદરો,
શ્રી **નયવિજયબુધ** ચરણસેવક **જસવિજય** વાચક જયકરો. ૨૫

ટબાસહિત પ્રત. ૨૫. ૧૦ આ. ક., ૬—૧૫ માં.

સં. ૧૮૭૬ માગ. શુ. ૩ લિ. મોતીવિજય પાલણપુર મધ્યે ૬-૧૪ ધો., ૭-૧૨ મારી પાસે છે. પ્ર૦ પ્રકરણ રત્નાકર ભા. ૩ જો -સજ્જન સન્મિત્ર પૃ. ૨૯૯ થી ૩૦૯.

—ઇતિશ્રી સકલ વાચક શિરોમણિ મહોપાધ્યાય શ્રી ૧૦૫ શ્રી યશોવિજયગણિ વિરચિતાયાં શ્રી સીમંધર સ્વામી વિજ્ઞપ્તિ સંપૂર્ણ લિખિતા ચ મહોપાધ્યાય શ્રી યશોવિજય ગણિ શિષ્ય પંડિત શીરોમણિ પંડિત શ્રી ૧૯ શ્રી ગુણવિજય ગ. તચ્છિષ્ય પંડિત શિરોવતંસ પંડિત ૧૭ ઉપાધ્યાય શ્રી સુમતિવિજય ગણિતચ્ચરણપંકરૂહેષુ ભૃંગાયમાન ૫. પ્રતાપવિજયેન શ્રી મીયાનગરે શા હરષચંદ પઠનાર્થે શ્રી. ૮-૧૨ જૈ. એ. નં. ૧૩૨૮.

**(૫૬૬)+ આઠદષ્ટિ સ૦**

**આદિ—**

શિવસુખકારણ ઉપદિશી, યોગતણી અડદિઠિરે,
તે ગુણ થુણી જિન વીરના કરસ્યુ ધર્મની પુઠીરે
વીર જિનેસર દેસના

**અંતે**—લોક પૂરયો નિજ નિજ ઇચ્છા યોગભાવ ગુણ રયણેંજી
શ્રી નયવિજય બુધ પયસેવક, વાચક જસનઇ વયણેંજી. ૮

લિ૦ સં. ૧૮૦૭ શક ૧૬૭૩ ચૈત્ર વદી ૧૧ ગુરૌ પં. હસ્તિસાગર ગણિ શિ. મુનિ અમૃતસાગરેણ. સા. અભયચંદ પઠનાર્થં ૪—૧૩ આ. ક.

આ પર જ્ઞાનવિમલસૂરિએ ટબો લખ્યો છે. તેઓ જણાવે છે કે શ્રી નયવિજય પંડિતના વાચકોપાધ્યાય શ્રી યશવિજય ગ. કાશીમેં ન્યાય વિશારદ એહવું બિરૂદ પામ્યા તેહના વચનથી ઇમિ જાણીવું એહવું લખ્યું છે, જૂઓ જ્ઞાનવિમલ. ( આ સઝાયમાં હરિભદ્ર સૂરિના યોગદષ્ટિ સમુચ્ચય પરથી સુંદર ભાવાનુવાદ કરેલો છે. )

**(૫૬૬ ક.)+ બ્રહ્મગીતા—** ૩૦ કડી સં. ૧૭૩૮ ખંભાત

**આદિ—**

સમરીય સરસતી વિશ્વમાતા, હોયે કવિરાજ જસ ધ્યાન ધ્યાતા.
કરિય રંગ રસ ભરિ બ્રહ્મગીતા, વરણવું જંબુ ગુણ જગવદીતા. ૧

× × × ×

**અંતે—**

ખંભનગર થુણ્યા ચિત્ત હરખે, જંબુ વસુભુવન મુનિચંદ વરેખે,
શ્રી નયવિજય બુધ સુગુરૂ સીસ, કહે અધિક પુરયો મનય જગીસ. ૩૦

—પૃ. ૨૬૦ થી ૨૬૫ પ્ર. ભજન૦ ભાગ ૪ થો.

**(૫૬૭) જંબૂરાસ** સં. ૧૭૩૯ ખંભાતમાં ચોમાસું.

**આદિ—**

શારદ સાર દયા કરો આપો વચન સુરંગ
તૂં તૂઠી મુઝ ઉપરેં જાપ કરત ઉપગંગ ૧
તર્ક કાવ્યનો તેં તદા દીધો વર અભિરામ
ભાષા પણિ કરિ કલ્પતરૂ, શાખા સમ પરિણામ ૨
હે માત ! નચાવે કુકવિ તુઝ ઉદર ભરણને કાજિ
હૂંતો સદ્‌ગુણ પદિ ત્રવી પૂજું છું મત લાજિ ૩
તંબૂ ધર્મ સુસાથનો કંબૂ દક્ષિણા વત્ત
અંબૂ ભવદવ ઉપશમે જંબૂ ચરિત્ત પવિત્ત ૪
પવિત્ર કરે જે સાંભળ્યું ત્રિભુવન જંબૂચરિત્ર
આબિલપણિ મુઝ વાણિ તે કરસ્યેં રસેં પવિત્ર ૫
અમૃત પારણું કાંનનું ભવિજનનેં હિત હેત
કરતાં મુઝ મંગલ હુયો એ ભારતિ સંકેત ૬
શ્રી નયવિજય વિબુધતણું નામ પરમ છે મંત
તેહની પણિ સાંનિધિ લહી કીજે એ વૃત્તાંત ૭

* * * *

અંતે—　　ઢાલ ધન્યાશ્રી

વરસ પંચાસે મનહ ઉલ્લાસેં વ્રત લેઈ દુરિત નિવારજી
સ્વામી સુધર્મા પંચમ ગણધર સુખ જલધર જગતારેજી
ત્રીસ વરસ કરી વીરની સેવા પછે વીર નિર્વાણજી,
બાર વરસ છદ્મસ્થજ વિચર્યા આઠ તે કેવલનાંણેજી. ૧
પૂર્ણ શત આયુ પ્રમાણે નાણિ નિજપદ થાપેજી
જંબૂ ગણધર તિહુયણ સુખકર કીરતિ દહદશ વ્યાપેજી
જિનશાસન સોહે મનમોહે ભવિપ્રાણિ પડિબોહેજી
શમરતિ કામ ગવિ સોદોહે ગુણપદવિ આરોહેજી ૨
વીર નિર્વાણથી ચોસઠ વરસેં પ્રભવસ્વામિ પટ્ટ સ્થાપેજી
અક્ષય પદ પામ્યા ગુરૂ જંબૂ અષ્ટ કરમ તરૂ કાપિજી
હોઈ સમાધિ ઉપાધિ ન બાધે આધિ વ્યાધિ સવી જાઇજી
ગુણ ગાતો એહવા મુનિવરના જ્યોતિસું જ્યોતિ મિલાઈજી ૩
એહવા ગુરૂના ગુણ કિમ વીસરે જે જગમાં છે તાજાજી
ગુરૂ ગુણ ગાતાં સવિ સિદ્ધિ લહિઈં નિતનિત મંગલ દિવાજાજી
જંબૂ ગુણનો એ રાસ રસાલો યુગતાયુગતિ ઢાલોજી
જિ ભણસ્યેં તે નિત પાતિક હણસ્યેં લહસ્યેં મંગલમાલાંજી ૪
કમલ વદન સુખસદન વિચક્ષણ આતમ અરથી પ્રાણિજી
પૂરણ જિનશાસન શ્રદ્ધા ગુણ નિર્મલ કોમલ વાંણિજી
રચ્યો રાસ એ ભણ સુણણથી તેહ તણેં હિત કાજેજી
શ્રી વિજયદેવ સૂરીસર પટધર વિજયપ્રભ સૂરિરાજેજી ૫
શ્રી કલ્યાણવિજયવર વાચક સુંદર હીરસીસ સિર હીરાજી
તાસ શિષ્ય શ્રી લાભવિજય બુધ સાયરપરિં ગંભીરાજી
તાસ શીસ શ્રી જીતવિજય બુધ શ્રી નયવિજય ગુરૂ ભાયાજી
વાચક જસવિજયેં તસ સીસેં જંબૂ એ ગુણ એ ગાયાજી ૬
**નંદ તત્વ મુનિ ઉડુપતિ** સંખ્યા વરસતણી એ ધારોજી
ખંભ નયરમાંહિ રહિઅ ચોમાસું રાસ રચ્યો છે સારોજી

ભાવ એહના મનમાંહિ આણિ હિત જાણિ ભવિ પ્રાણીજી,
નિત્ય અભ્યાસેં સુજસ વિલાસેં આદરજ્યો જિનવાંણીજી. ૭

—સં. ૧૮૫૫ માહ વદ ૧૨ દિનેકં વારે. ૪૭–૧૩ લીં.

—ઇતિશ્રી જંબુ સ્વામી પ્રાકૃત પ્રબંધેન મહોપાધ્યાય શ્રી યશોવિજય ગણિ વિરચિતાયાં પંચ ખંડેન રાસ વિરચિતેન સમાપ્તાનિ. શ્રીઃ—સંવત્ ૧૮૫૧ વરષે માસોત્તમ માસે જેષ્ટમાસે શુક્લપક્ષે શુદિ ૧૦ રવીવાસરે લખીતં ઋષ્ય રાઘવજી રામચંદજી શ્રી ભાવનગર બિંદરે લખ્યો છે. ગ્રંથાગ્રંથ ઢાલ દુહા સર્વે મીલીને સંખ્યા શ્લોક ચૌદસે છેં તથા આંક સંખ્યાયેં ૧૪૦૦ છે. ઇતિ અધિકાર સમાપ્તાનિ. શુભંભવતુ, શ્રીઃ—૬૪–૧૦ ભાવ.

—કવિની હસ્તલિખિત પ્રતિ પ્ર. કાન્તિવિજયજી પાસે છે. જુઓ તેનો ઉલ્લેખ મુનિ કલ્યાણવિજયજીએ અમદાવાદ ગુજરાતી સાહિત્ય પરિષદના રીપોર્ટમાં પ્રકટ થયેલા પોતાના લેખમાં કર્યો છે.

**—૨૩–૧૯ આ૦ ક૦**

પ્ર૦ ભાવનગર જૈનધર્મ હિતેચ્છુ સભા.

## (૫૬૮)+ દિક્પટ ૮૪ બોલ.

[ દિગંબર અને શ્વેતાંબર જૈનોની માન્યતા જે નાની નાની ૮૪ બાબતોમાં ભિન્ન પડે છે તે સંબંધી આ ભાષામાં કાવ્ય છે. ]

**આદિ—** છપય છંદ.

સુગુણ ગ્યાન શુભ ધ્યાન, દાન વિધિ ધર્મપ્રકાશક,
સુઘટમાન પરમગ્ન આન જસ સુગતિ અભ્યાસક,
કુમત વૃંદ તમકંદ ચંદ પરિ દંદ નિકાસક,
રુચિ અમંદ મકરંદ સંત આનંદ વિકાસક,
જસ વચન રુચિર ગંભીર નય, દિક્પટ કપટ કુઠાર સમ,
જિન વર્દ્ધમાન સો વંદિયે, વિમલ જ્યોતિ પૂરન પરમ. ૧

× × × ×

અંતે—

હેમરાજ પાંડે કિયે બોલ ચુરાશી ફેર,
યા વિધિ હમ ભાષા વચન, તાકો મત કિય જેર. ૧૫૮
હૈ દિકપટકે વચનમેં, ઔર દોષ શત સાખ,
કેતે કાલે ડારિયે ભુંજત દધિ ઉર માખ. ૧૫૯
પંડિત સાચો સદ્દવહૈ, મૂરખ મિથ્યા વંગ,
કહતે સો આચાર હૈ, જન ન ત્યજૈ નિજ ઢંગ. ૧૬૦
સત્ય વચન જો સદ્દવહૈ, ગહૈ સાધુકો સંગ,
વાચક જસ કહ સો લહૈ, મંગલ રંગ અભંગ. ૧૬૧

—પ્રકરણ રત્નાકર ભા. ૧ લો.

—પત્ર ૪ શ્લો. ૧૬૧ નં ૬૪ દા. ૨૩ લીં.

(૫૬૯)+ સમધિશતક.

[ દિ. પ્રભાચંદ્ર સૂરિના સમાધિશતક-સમાધિતંત્ર નામનો સો શ્લોકના ઉત્તમ ગ્રંથનો ભાષામાં સો દૂહામાં કવિએ અનુવાદ કર્યો છે. )

આદિ—

સમરી ભગવતિ ભારતી, પ્રણમી જિન જગબંધુ;
કેવલ આતમબોધકો, કરશું સરસ પ્રબંધ. ૧

× × × ×

અંતે—

જ્ઞાન વિમાન ચારિત્ર પવિ, નંદન સહજ સમાધ;
મુનિ સુરગતિ સમતા શચિ, રંગે રમે અગાધ, ૧૦૧
કવિ જશવિજયેં એ રચ્યો, દોધિક શતક પ્રમાણ,
એહ ભાવ જો મન ધરૈ, સો પાવૈ કલ્યાણ. ૧૦૨

પ્ર૦ પ્રકરણ રત્નાકર ભા. ૧.

(૫૭૦)+સમતાશતક.

આદિ— દોહા.

સમતા ગંગા મગનતા, ઉદાસીનતા જાત,
ચિદાનંદ જયવંત હો, કેવલ ભાનુ પ્રભાત. ૧

× × × ×

અંતે—

બહુત ગ્રંથ નય દેખિકે, મહાપુરૂષ કૃત સાર,
વિજયસિંહ સૂરી કિઓ, સમતા શતકો હાર. ૧૦૩
ભાવત જાકૂં તત્ત્વ મન, હો સમતા રસ લીન,
જયૂં પ્રગટે તુઝ સહજ સુખ, અનુભવ ગમ્ય અહીન ૧૦૪
કવિ યશવિજય શું શીખ એ, આપ આપકૂં દેત,
સામ્યશતક ઉદ્ધાર કરિ, હેમવિજય મુનિ હેત. ૧૦૫

પ્ર. ૨. ભા. ૧

(આ અને ઉપરોક્ત સમાધિશતક દોહા અને માનવિજયજીનો સાતનય પર રાસ એ ત્રણે કૃતિ એક પ્રતમાં છે. તેમાં લખ્યા સંવત્ ૧૮૦૨ વર્ષે કાર્તિક માસે શુકલપક્ષે ૭ સપ્તમી દિવસે રવીવારે લિખિતં સંઘવી કૃતેચંદ સૂરસંઘ શ્રી પાટણ મધ્યે એમ છેવટે છે. પત્ર ૧૩-૧૩ પ્ર. કા. નં. ૯૭૭).

**(૫૯૧)+સીમધંર સ્વામી વિનતિ રૂપ ૩૫૦ ગાથાનું સ્તવન.**

આદિ—

ઢાલ પહેલી, એ છંડિ કિહાં રાખી—એ દેશી.

શ્રી **સીમંધર** સાહિબ આગેં, વિનતડી એક કીજેં,
મારગ શુદ્ધ મયા કરી મુઝને, મોહન મૂરતિ દીજેરે,
—જિનજી, વિનતડી અવધારો. ૧
ચાલે સૂત્ર વિરૂદ્ધા ચારેં, ભાષે સૂત્ર વિરૂદ્ધ,
એક કહેં અમે મારગ રાખૂં, તે કેમ માનૂં શુદ્ધરે. જિનજી. ૨
× × × ×

અંતે— ઢાલ ૧૭ કડખાની દેશી.

આજ જિનરાજ મુજ કાજ સિદ્ધાં સવે, વીનતી માહરી ચિત્ત ધારી.
× × × ×
વડ તપાગચ્છનંદન વને સુરતરૂ, હીરવિજયો જયો સૂરિરાયા,
તાસ પાટે વિજયસેન સૂરીસરૂ, નિત નમે નરપતિ જાસ પાયા.
આજ. ૯ (૩૪૯)

તાસ પાટે વિજયદેવ સૂરીસરૂ, પાટ તસ ગુરૂ વિજયસિંહ ધોરી,
જાસ હિત શીખથી માર્ગ એ અનુસર્યો, જેહથી સવિ ટલી કુમતિ-
ચોરી આજ. ૧૭ (૩૫૦)
હીર ગુરૂ સીસ અવતંસ મોટો હુઓ, વાચકાં રાજ કુલ્યાણવિજયો,
હેમગુરૂ સમવડે શબ્દ અનુશાસને, સીસ તસ વિબુધવર
લાભવિજયો. આજ. ૧૧
શીસ તસ જીતવિજયો જયો વિબુધવર, નયવિજય વિબુધ તસ
સુગુરૂ ભાયા,
રહિઅ કાશીમઠે જેહથી મેં ભલે, ન્યાય દર્શન વિપુલ ભાવ પાયા.
આજ. ૧૨
જેહથી શુદ્ધ લહિયેં સકલ નય નિપુણ, સિદ્ધસેનાદિ
કૃત શાસ્ત્રભાવા,
તેહ એ સુગુરૂ કરૂણાપ્રભો તુઝ સુગુણ, વયણ
રયણાયરી મુઝ નાવા. આજ. ૧૩

કલસ.

ઇમ સકલ સુખકર દુરિત ભયહર સ્વામી શ્રીમંધર તણી,
એ વીનતિ જે સુણે ભાવે તે લહે લીલા ઘણી,
શ્રી નયવિજય બુધચરણ સેવક જશવિજય બુધ આપણી,
રૂચિ શક્તિ સારૂં પ્રગટ કીધી શાસ્ત્ર મર્યાદા ભણી.

[ આ સ્તવન કવિના સમયની સ્થિતિ બતાવનાર તથા કવિની મનોદશા દર્શાવનાર છે. તેથી ઉપદેશકોને ઘણો પાઠ લેવાનો છે. આ પર ઉત્તમવિજયના શિષ્ય પદ્મવિજયે સં. ૧૮૩૦ માં બાલાવબોધ-વાર્તિક (ટબો) લખ્યો છે ].

[ આ સ્તવન પર કવિના સમકાલીન જ્ઞાનવિમલ સૂરિએ ટબો-ગૂજરાતી કાવ્યમાં બાલાવબોધ લખ્યો છે તેની બે પ્રતો પાલીતાણામાં આણંદજી કલ્યાણજી પેઢીમાંના ભંડારમાં ૮૯-૧૩, અને ૬૬-૧૫

છે. જુઓ જ્ઞાનવિમલ.]-ઉપરની છેલ્લી પ્રશસ્તિ પર આ પ્રમાણે તે ટબામાં જણાવ્યું છે કેઃ—

"વડતપાગચ્છ રૂપ નંદનવનનેં વિષઈં સુરતરૂ સરિખો કલ્પવૃક્ષ સમાન શ્રી હીરવિજયસૂરિ જયવંતા પ્રવર્ત્તો. આચાર્યમાંહઈં રાજા સમાન છઈ. તાસ પાટઇ વિજયસેન સૂરી આચાર્ય થયા. જેહના ચરણકમલ નરપાત ઠાકુર તે પ્રણમઈં છઈં–જિહાંગીર પાતિસાહે સવાઇ જગદ્ગુરૂ ઇતિ બિરૂદ દીધઉ. ૩૪૯. તસ પટ્ટ પ્રભાવક શ્રી વિજયદેવ સૂરિ થયો. તેહનઈં પાટઇ શ્રી વિજયસિંહ સૂરિ ગચ્છભાર ધુરિધર વા ધોરી વૃષભ સમાન થયા જેહની હિત શિખ્યા થકી આજ્ઞા પામીનઈં એ સંવેગમાર્ગ શુદ્ધ કથન યથા સમયઈં શક્તિનઇં અનુસારઈં સંયમ માર્ગ પાલવાનો ખપ તે સંવેગ માર્ગ આદર્યઉ. જેહ સંવેગ માર્ગ અંગીકરણથી કુમત કુગુરૂ કથન શ્રવણરૂપ ચોરી તીર્થંકર અદત્તાદિકની ટલી મીટી ગઈ ૩૫૦. તે શ્રી હીરવિજયસૂરિ તેહના શિષ્ય માંહિ અવતંસ શિરોમણિ સમાન મોટો પ્રધાન થયો. વાચક ઉપાધ્યાયનઈં વિષઇ રાજા સમાન કલ્યાણવિજય નામા હેમાચાર્ય સરિખ શબ્દાનુશાસન હૈમ વ્યાકરણાદિકઈં કરી થયા. તેહના શિષ્ય પંડિત પ્રધાન લાભવિજય વ્યાકરણી થયા. તેહના શિષ્ય જીત મર્યાદા જાણ જીતવિજયનામા પંડિત પ્રધાન થયા. તેહના ગુરૂ ભાઈ એક ગુરૂના શિષ્ય નયવિજય પંડિત થયા કાસીમાંહિ મઠનઈં વિષઈં વિદ્યાના આશ્રમઇ જેહથી ભલા મનોહર ન્યાયદર્શન નૈયાયિક દર્શન નામ મહા મોટા ભાવ પામ્યા પર સમય શાસ્ત્રના જાણ થયા. વલી જે ગુરૂના પ્રતાપથકી પામ્યા સકલનય નિપુણ સર્વ શાસ્ત્રના ડાહાપણના ભંડારરૂપ એહવા જે સિદ્ધિસેનાદિ કૃત નિષ્પાદિત જે ગ્રંથ સંમત્યાદિક તેહના ભાવ જાણીઈ તેહવા જે સુગુરૂની કૃપા તે કેહવી છઈ હે પ્રભો તુમ્હારા સુગુણ જે વચનરૂપ રત્નાકર સમુદ્ર તેહ પાર પામવાનઇં તે ગુરૂની કૃપા માહરઇં નાવા બેડીસમાન છઇં. ૩૫૩ ઢાલ સાતમો પૂરો થયો ૧૭. હવે સ્તવનરૂપ પ્રસાદને વિષે કલશરૂપ છંદ કહે છઇં. ઘણુઇ પ્રકારે સકલ સુખનો કારક દુરતિ કુમતનો જે

ભયનો હરણહાર એહવો નાયક શ્રી સીમંધર સ્વામિ સાહિબની એ વીનતીનાં વચનભાવ આણી જે સાંભલઇ તથા મનમાંહિ અનુભવ આણી ભણઈ તે ધણી લીલા લક્ષ્મી માનપૂજાદિકની પામઈ શોભાઈ. સહિત એહવા જે શ્રી **નયવિજય** પંડિત તેહના જે ચરણ કમલ તેહનો સેવક શ્રી **જસવિજય**નામા પંડિત તેણઇ પોતાની રૂચિ આત્માનો ભાવ સંવિગ્ન માર્ગનો અનુભવ પ્રકટ કીધો, પરના ઉપગારનેં કાજઈ એ સ્તવન સાંભલેં તેહનઇ કુમતિ પરાભવ ન થાઈ પોતાની મતિ સારૂ શાસ્ત્રમર્યાદાની રીતિ સાંમલી ઘણા લોક લોકસંજ્ઞાના ગહિલા છે તે ડાહા થાઈ. ૩૫૪ (પછી માટે જુઓ જ્ઞાનવિમલસૂરિના આ પર ટબા સંબંધમાં)

પ્ર૦ પ્રકરણ રત્નાકર ભાગ ૧ લો ટબા સહિત.
પ્ર૦ સજ્જનસન્મિત્ર પૃ. ૨૫૯ થી ૨૮૮. મૂળ

## (૫૭૨-૫૭૪)+ ચોવીશી ત્રણ.

**(૫૭૨) ચોવીશી પહેલી-આદિ**- મહાવિદેહ ક્ષેત્ર સોહામણું-એ દેશી.

જગજીવન જગવાલ હો, મરૂદેવીનો નંદ લાલરે,
મુખ દીઠે સુખ ઉપજે, દરિસણ અતિહિ આણંદ લાલરે. જગ. ૧

* * * *

**અંતે**— વર્ધમાન જિન સ્તવન. રાગ ધન્યાશ્રી.

તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે,
વાચક **યશ** કહે માહરે, તું જીવજીવન આધારોરે—
ગિરૂઆરે ગુણ તુમ તણા.

**(૫૭૩) બીજી ચોવીશી.**

**આદિ**—

ઋષભ જિનંદા ઋષભ જિનંદા, તું સાહિબ હું છું તુજ બંદા,
તુજશું પ્રીતિ બની મુજ સાચી, મુજ મન તુજ ગુણશું રહ્યું માચી. ૧

* * * *

અંતે— મહાવીર સ્તવન.

વયણ અરજ સુણી પ્રભુ મનમંદિર આવિયારે,
આપે તૂઠા તૂઠા ત્રિભુવન ભાણુરે,
શ્રી નયવિજય વિબુધ પય સેવક ઇમ ભણેરે,
તેણે પામ્યા પામ્યા કોડ કલ્યાણુરે—
દુખ ટલીયાં મુખ દીઠે મુજ સુખ ઉપન્યારે.

## (૫૭૪) ત્રીજી ચોવીશી.

આદિ— આજ સખી શંખેસરો—એ દેશી.

ઋષભ દેવ નિતુ વંદીયે, શિવ સુખનો દાતા,
નાભિ નૃપતિ જેહનો પિતા, મરૂદેવી માતા.

× × × ×

અંતે— વીરસ્તવન. રાગ ધન્યાસી.

ચરણ તુઝ શરણમેં ચરણ ગુણ નિધિ ગ્રહ્યા,
ભવ તરણ કરણ દમ સરમ દાખો,
હાથ જોડી કહે જસવિજય બુધ ઇસ્યું,
દેવ નિજ ભુવનમાં દાસ રાખો—
—આજ જિનરાજ મુઝ કાજ સીધાં સવે.

પ્ર૦ સઝાયપદ સ્તવન સંગ્રહ, તથા ચોવીશી વીશી સંગ્રહ.

## (૫૭૫)+ વીશી.

આદિ— ઇડર આંબા આંબલિરે—એ દેશી.

પૂખલવઇ વીજઈ જયોરે, નયરી પુંડરગણિ સાર,
શ્રી શ્રીમંધર સાહીબારે, રાય શ્રેયાંસકુમાર
જિણુંદરાય ધરજ્યો ધરમ સનેહ. ૧

* * * *

અંતે—

શરણ ત્રાણ આલંબન જિનજી, કોઇ નહિં તસ તોલે,
શ્રી નયવિજય વિબુધવર સેવક, વાંચક જસ ઇમિ બોલેરે. ૯

—સં. ૧૮૮૩ આસો સુદ ૧૩ બૃહસ્પતિવાર ગ્રામ બસુ મધ્યે ચાતુર્માસ રહીને પત્ર લખ્યા છે. લિ. મુ. રાજવિજય ગ. પં, ચતુરસત્કેન બાઈ પ્રેમકુંવર સુશ્રાવિકાર્થે ગામ ઊંઝા વાસ્તવ્ય-૨૦૧. ૬-૧૫ ધો.

**(૫૭૬)+ સમ્યકત્વના ૬૭ બોલની સઝાય.**

**આદિ—** દોહા.

સુકૃતવલ્લિ કાદંબિની, **સમરી સરસતિ** માત;
સમકિત સડસઠ બોલની, કહિશું મધુરી વાત. ૧

× × × ×

**અંત—**

ઇણિપરે સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહેરે,
રાગદ્વેષ ટાલી મન વાલી, તે સમસુખ અવગાહેરે
જેહનું મન સમકિતમાં નિશ્ચળ, કોઇ નહી તસ તોલેરે
શ્રી **નયવિજય** વિબુધ પયસેવક, વાચક **જસ** ઇમ બોલેરે. ૬૮

૭-૧૨ મારી પાસે છે.

**(૫૭૭)+ ૧૮ પાપસ્થાનકની સઝાય.** (દરેક પર એક એમ ૧૮ સઝાય છે).

**આદિ—** કપૂર હોયે અતિ ઉજલોરે-દેશી.

પાપ સ્થાનક પહિલું કહ્યુંરે, હિંસા નામ દુરંત
મારે જે જગ-જીવનેરે, તે લહે મરણ અનંતરે
પ્રાણી જિન વાણી ધરો ચિત્ત-

× × × ×

**અંતે—**

મહોટાઇ શી હોય ગુણ પાખે, ગુણ પ્રભુ સમકિત દાખેજી;
શ્રી **નયવિજય** વિબુધપય સેવક, વાચક **જસ** ઇમિ ભાખેજી.

**(૫૭૭ ક.)+ અમૃતવેલીની સજઝાય** (હિત શિક્ષા સઝાય)

**આદિ—**

ચેતનજ્ઞાન અજુઆલીયેં, ટાલીગેં મોહ સંતાપરે
ચિતડું ડમડોલતું વાલીયેં, પાલીયેં સહજ ગુણ આપરે. ચે૦ ૧

× × × ×

અંતે—

શ્રી **નય**વિજય ગુરૂ શિષ્યની, શીખડી અમૃત વેલરે
એહ જે ચતુર નર આદરે, તે લહે સુ**યશ** રંગરેલરે ૨૯

**(૫૭૭ ખ.)+ ચાર આહારની સજઝાય.**

આદિ—

અરીહંત પદ ધ્યાતો થકો—એ દેશી.

સમરૂં ભગવતી **ભા**રતી, પ્રણમી ગુરૂ ગુણવંતોરે.
સ્વાદીમ જેહ વિહારમાં, સુજે **તે** કહું કંતોરે;
—શ્રી જિનવચન વિચારીએ.

× × × ×

અંતે—

શ્રી **નય**વિજય સુગુરૂ તણા, લેઉ પસાય ઉદારરે,
વાચક **જસ** સિઝાય રચી, એ સેવક સુવિચારરે. શ્રી. ૨૦

**(૫૭૭ ગ.)+ કુગુરૂપર સ્વાધ્યાય.**

આદિ— છેડો ના જી—એ દેશી

શુદ્ધ સંવેગી કિરિયા ધારી, પણ કુટિલાઈ ન મૂકે;
બાહ્ય પ્રકારે કિરિયા પાલે, અભ્યંતરથી ચૂકે.
કપટી કહિયા એહ જિણંદે. ૧

× × × ×

અંતે—

આપમતીનો સંગ તજીને, સાધુવચને રહિયેં;
વાણી વાચક **જસ** એમ બોલે, જિનાજ્ઞા શિર ગ્રહિયેં. ૨૮

(કવિના સમયની સ્થિતિ સાધુ માટેની જણાવેલી છે)

—ચૈત્ય૦ આદિ સં. ભા. ૩ પૃ. ૩૫૮

**(૫૭૭ ઘ)+ સુગુરૂપર સ્વાધ્યાય.** (૪ ઢાલમાં)

**આદિ—**

ઋષભનો વંશ રયણાયરૂ—એ દેશી.

સદગુરૂ એહવા સેવિયેં, જે સંયમ ગુણ રાતારે;
નિજસમ જગજન જાણતા, વીર વચનનેં ધ્યાતારે,
સદગુરૂ એહવા સેવિયે.

× × × ×

**અંતે—**

શુદ્ધ પ્રરૂપક સાધુ નમીજે, શરણ તેહનું કીજેરે;
તાસ વચન અનુસારે રહી, ચિદાનંદ ફ્લ લીજેરે. તે૦ ૪૦
**सिरि णयविजय गुरुणं पसाय मासज्ज सयल कम्मकरं,**
**भणिया गुणा गुरुणं साहुण जससिणए प. ते० ४१**

**(૫૭૮)+ જશવિલાસ—** (પ્ર. સઝાય પદ સ્તવન સંગ્રહ)

આમાં ૭૫ સુંદર ઉત્તમ ભાવમય પદો છે.

**(૫૭૯)+ આનંદઘનજીની સ્તુતિ રૂપ અષ્ટપદી.**

[અધ્યાત્મી આનંદઘનજી કવિના સમકાલીન હતા, તેમના સમાગમથી પોતાને અધ્યાત્મ દશા જાગવા રૂપી ઉત્તમ લાભ મળ્યો હતો, તેના આનંદમાં તે મહાત્માની સ્તુતિ રૂપે પદ કવિએ રચ્યાં છે. તે પૈકી પ્રથમ પદની આદિ કડી આ છેઃ-]

**આદિ—**

રાગ કાનડો.

મારગ ચલત ચલત ગાત, આનંદઘન પ્યારે,
રહત આનંદ ભરપૂર—મારગ.
તાકો સરૂપ ભૂપ ત્રિહું લોકથેં ન્યારો,
બરષત મુખપર નૂર—મારગ.

**અંત—**

અંતનું આઠમું પદ. રાગ કાનડો તાલ.

આનંદ ઘનકે સંગ સુજસહી મિલે જબ,

તબ આનંદ સમ ભયો સુજસ.
પારસ સંગ લોહા જો ફરસત,
કંચન હોતહી તાકે કસ—આનંદ. ૧
ખીર નીર જો મિલ રહે આનંદ,
જસ સુમતિ સખી કે સંગ.
ભયો હે એક રસ, ભવ અપાઈ સુજસ બિલાસ;
ભયે સિદ્ધ સ્વરૂપ લીયે ધસ મસ—આનંદ. ૨
આ બધું સઝાય પદ સ્તવન સંગ્રહમાં છપાયું છે.

## (૫૮૦)+ પંચ પરમેષ્ઠી ગીતા.

આદિ—

પ્રણમીઈ પ્રેમસ્યું વિશ્વત્રાતા, સમરીઈ સારદા સુકવિમાતા,
પંચ પરમેષ્ઠી ગુણ થુણણ કીજે, પુણ્ય ભંડાર સુપરિં ભરીજે. ૧

× × × ×

અંતે—

પંચ પરમેષ્ઠિ ગુણ ગણ પ્રતીતા, જિન ચિદાનંદ મોજે ઉદીતા,
શ્રી **યશો**વિજય વાચક પ્રણીતા, તેહ એ સાર **પર**મેષ્ઠી ગીતા.

—પૃ. ૧૭૩ થી ૧૯૫ મુ. કૃત ભજન પદ સંગ્રહ ભાગ ૪ થો.

## (૫૮૧)+ સીમંધર સ્વામીનું ૪૨ ગાથાનું સ્ત૦ ૪ ઢાળનું (નિશ્ચય વ્યવહારનય ગર્ભિત)

આદિ—

શ્રી સીમંધર સાહિબ આગે વિનતિરે, મન ધરી નિર્મલ ભાવ,
કીજે કીજેરે લીજે લાહો ભવતણોરે. ૧

× × × ×

અંતે—

કલશ

ઇમ વિમલ કેવલજ્ઞાન દિનકર, સકલ ગુણ રયણાયરો,
અકલંક અકલ નિરીહ નિર્મળ, વિનવ્યો **સીમં**ધરો.

શ્રી વિજયપ્રભ સૂરિરાજ રાજે, વિકટ સંકટ ભય હરો;
શ્રી નયવિજય બુધ શિષ્ય વાચક, જસવિજય જય જય કરો.

—ઉપદેશ માળામાં; સજ્જન સન્મિત્ર પૃ. ૩૧૪ થી ૩૧૭.
—ચૈત્ય આદિ સં. ભા. ૩ પૃ, ૪૪૫ થી ૪૪૯; ૨–૧૨ આ. ક.

**(૫૮૨)+ કુગુરૂની સઝાય** (૭ ઢાલમાં)

**આદિ—**

સેવો સદગુરૂ ગુણ નિરધારી, ઇહભવ પરભવ જે ઉપગારી,
વર્જો કુગુરૂ સમય અનુસારેં, પાસત્થાદિક પંચ પ્રકારે. ૧

× × × ×

**અંતે—**

જ્ઞાની છે કેવલી કલ્પ, એ કલ્પ ભાષ્યનો જલ્પ;
જે શુદ્ધ કથક ગુણધારી, તે સદગુરૂની બલિહારી.
**एसो कुगुरु सज्झाए जिनवयणाओ फुडं भणियो**
**सिरि णयविजय मुणीणं सीसेण जणाण बोहट्ठा ।**

**+ઋષભ જિનસ્ત૦** (૩ ચોવીસી ઉપરાંત) ૯ કડી.

ઢાલ કડખાની.

આદિ—ઋષભ જિનરાજ મુજ આજદિન અતિ ભલો,
ગુણનિલો જેણ તું નયન દીઠો;
અંત—ગંગ સમ રંગ તુઝ કીર્તિ કલ્લોલને,
રવિ થકી અધિક તપ તેજ તાજો.
નયવિબુધ સેવક હું આપરો જસ કહે,
અબ મોહિં બહુ નિવાજો. ઋષભ. ૯

—પૃ. ૧૯૭ ૨૮૮ બુ. ભજન ભાગ ૪.

**+શીતલ જિનસ્ત.** ૬ કડી.

રાગ અડાણો.

આદિ—શીતલ જિન મોહે પ્યારા, શીતલ જિન મોહે પ્યારા;

અંત—જસ કહે જન્મ મરણ ભય ભાગો, તુમ નામે ભવ પારો, શી. ૬
(ઉપર મુજબ પૃ. ૧૯૯)

+**નવપદ પૂજા**—(આ શ્રીપાળ રાસમાંની ઢાળોમાંથી છે) વિવિધ પૂજા સંગ્રહ. ભી. મા.

+**જિન સહસ્ત્ર નામ વર્ણન** છંદ—૨૧ કડી.

ભુજંગ પ્રયાત વૃત્ત.

**આદિ—**

જગન્નાથ જગદીશ જગબંધુ નેતા, ચિદાનંદ ચિત્કંદ ચિન્મૂર્ત્તિ ચેતા,
મહામોહ ભેદી અમાયી અવેદી, તથાગત તથારૂપ ભવભય ઉચ્છેદી.

× × × ×

**અંતે—**

ઇશ્યાં સિદ્ધ જિનનાં કહ્યાં સહસ્ત્ર નામ,
રહ્યો શબ્દ ઝગડો લહો શુદ્ધ ધામ,
ગુરૂ શ્રી **નયવિજય** બુધ ચરણ સેવી,
કહે શુદ્ધ પદમાંહિ નિજ દૃષ્ટિ દેવી. ૨૧

—ચૈસ૦ આદિ સં. ભાગ. ૨. પૃ. ૨૦૨ થી ૨૦૫.

+**ચડતી પડતીની સઝાય.** અથવા સંવિજ્ઞપક્ષીય વદન ચપેટા.

**આદિ**—ચડયા પડયાનો અંતર સમઝી, સમ પરિણામેં રહીએરે;
થોડો પિણ જિહાં ગુણ દેખીને, તિહાં અતિ ગહગહીએરે.
લોકા ભોલવીયા મત ભૂલો. ૧

**અંતે—**

તે માટે જ્ઞાનાધિક વચનેં, રહી ક્રિયા જે કરસ્યે;
અધ્યાતિમ પરિણુતિ પરિપાકે, તે ભવસાયર તરસ્યેરે. લો. ૪૦
વાચક **જસવીજયેં** એ દાખી, સીખ સર્વનઈ સાચી,
પિણ પરણમસ્યેં તેહતણેં મનિ જેહની મતિ નવી કાચીરે. લો. ૪૧
—ઇતિ શ્રી સંવીજ્ઞ પક્ષીય વદન ચપેટા સ્વાધ્યાય સમાપ્ત.

+હરિયાળી.
આદિ— કહેજો પંડિત કોણ એ નારી.
+યતિધર્મ બત્રીશી-અથવા સંયમ બત્રીસી.
આદિ—ભાવ જતિ તેહને કહો, જહાં દશવિધ જતિ ધર્મ,
કપટ ક્રિયામાં મ્હાલતા, મહીયા બાંધે કર્મ. ૧
અંતે—વાચક જસવિજયે કહી, એહ મુનિ હિત વાત,
એહ ભાવ જે મન ધરે, તે પામે શિવ સાથ.
પ્ર૦ જૈ. હિતોપદેશ ભાગ, ૨-૩;
તથા સજ્જન સન્મિત્ર પૃ. ૫૨૪ થી ૫૨૭.

+સ્થાપના કુલક. સ૦
આદિ—પૂરવ નવમાંથી ઉધ્ધરી, જિમ ભાખે શ્રી ભદ્રબાહુરે;
સ્થાપનાકલ્પ અમે કહું, તિમ સાંભળજો સહુ સાહુરે. ૧
× × × ×
અંતે—જેહ વસ્તુમાં થાપિયે, દક્ષિણ આવર્ત્ત તેહરે;
તે અખૂટ સઘળું હોયે, કહે વાચક યશ ગુણગેહરે. ૧૫
+પંચ પ્રતિક્રમણ સૂ. જૈ. શ્રે. મં. પૃ. ૫૨૭
+સંયમ શ્રેણીની સ૦
(૫૮૩) કુમતિખંડન-૧૦ મતસ્તવન. સં. ૧૭૩૨ પોશ શુદ૭.
આદિ—

દુહા.
સુખદાયક ચોવીશમો, પ્રણમી તેહના પાય;
ગુરૂ પદ પંકજ ચિત્ત ધરી, શ્રુતદેવી શારદમાય. ૧
ત્રણ તત્ત્વ સ્વરૂપ છે, આત્મ તત્ત્વ ધરેય;
દેવતત્ત્વ ગુરૂતત્ત્વરે, ધર્મતત્ત્વ જ્યોં લેય. ૨
ભસ પરીક્ષા કારણે, શુદ્ધા શુદ્ધ સરૂપ;
કહીશું તે ભવી સાંભળો, ભાખ્યો ત્રિભુવન ભૂપ. ૩
× × × ×

આ પછી (૧) વીરાત્ ૬૦૯ માં દિગંબર મત, (૨) વિ. સં. ૧૧૬૯ માં પૂનમીઆ, (૩) સં. ૧૨૧૨ માં ખરતર (૪) (સં. ૧૫૦૮) લોંકામત, (૫) સં. ૧૫૬૪ કડવાનો મત, (૬) સં. ૧૫૭૦ માં વીજામત, (૭) (સં. ૧૫૭૨) પાસચંદ મત, (૮) પછી શાંતિદાસથી સાગરગચ્છ પછી (૯) નયવિમલ (જ્ઞાનવિમલ સૂરિ), ૧૦ ભાણચંદ જેવા આમ દશ મત પ્રત્યે વિરોધ બતાવી સૂત્ર પ્રમાણે સામાચારી કરવા ને તપગચ્છની સામાચારી સુંદર ગણવા કહે છે. છેવટે

અંતે—

કલશ.

ત્રિશલા તે નંદન ત્રિજગવંદન વર્ધમાન જિનેશ્વરો,
મેં શુદ્ધ પામી અંતરજામી વીનવ્યો અલવેસરો.
સકલ સુખ કરતા દુકૃત હરતા જગતતારણ જગગુરૂ,
યુગભવન સંયમ પોસ માસે શુકલ સપ્તમી સુખ કરૂ.
તપગચ્છ રાજા સુજસ તાજા શ્રી વિજયપ્રભ દિનકર સમો,
નયવિજય સુપસાય વાચક જસવિજય જય શિરિ નમો.

—દશમતાધિકારે વર્ધમાન સ્તવન સમાપ્ત. આની નકલ મારી પાસે છે. આ સ્તવન પ્રસિદ્ધ યશોવિજયજીને નામે કોઇએ ચડાવ્યું લાગે છે અને તેનું અંતરંગ પ્રમાણ એ છે કે (૧) આ સ્તવનમાં 'પુન્ય વિહૂણા પુનમીઆં, 'ખર સરીખા ખરતર' વગેરે શબ્દો તેઓશ્રી ન કાઢે (૨) 'જ્ઞાનવિમલ સૂરિ ધર્યુરે અવિનીતે એ નામ' એમ આ સં. ૧૭૩૨ માં રચેલા ગણાતા સ્તવનમાં જણાવ્યું છે પણ તે સમયવિરોધવાળું કથન છે. જ્ઞાનવિમલ સૂરિએ એ નામ સં. ૧૭૪૮ માં એટલે યશોવિજયજીના સ્વર્ગગમન (સં. ૧૭૪૩) પછી પાંચ વર્ષે નયવિમલજીએ ધાર્યું હતું. છતાં પણ તેમના નામપર ચડેલું માટે તેમના નામ નીચે અત્ર મૂક્યું છે.)

---

## ૨૯૧ મતિસાગર.

**(૫૮૪) ખંભાત તીર્થમાળા. સં. ૧૭૦૧.**

## ૨૯૨ જ્ઞાનસાગર. (અં. ગજસાગર સૂરિ—લલિતસાગર-માણિક્યસાગર શિ૦)

**(૫૮૫)+ શુકરાજ રાસ**—સં. ૧૭૦૧ વદ ૧૩ સોમવાર.

આદિ— દૂહા.

સકલ સિદ્ધિ દાતારવર, શ્રી યુગ આદિ જિણંદ;
શેત્રુંજય સિરસેહરો, પ્રણમું પરમાણંદ. ૧
બ્રહ્માણી વરદાયકા, ત્રિભોવન જગ વિખ્યાત,
પ્રણમું હું શ્રુતદેવતા, કવિજન કેરી માત. ૨
વલી પ્રણમું ગુરૂ ગચ્છ ધણી, શ્રી ગજસાગર સૂરિ;
નામિં નવનિધિ સંપજઈ, સંકટ જાઇ દૂરિ. ૩
તાસ સીસ પંડિત પ્રવર, દિનકર પરિ સોહંત;
લલિતસાગર લછીનીલો, પ્રણમ્યાં પાતિક જંત. ૪
તસ સીસ દિન દિન દીપતા, શ્રુતનિધિ ગુણ ગંભીર;
માણિક્યસાગર સદ્ગુરૂ, પ્રણમું સાહસ ધીર. ૫
ગુરૂપ્રસાદ કવીજન કવૈં કાવ્ય છંદ પ્રસ્તાર;
સરસવનેં મેરૂ કરૈં, એ મોટો ઉપગાર. ૬
ગુરૂપ્રણમી સરસતિ નમી, કહું શુકરાજ આખ્યાંન;
તિણિ પુંડરગિરિનો કીઓ, શેત્રુંજય અભિધાંન. ૭
જાસુ ચરિત સુણતાં થકાં, પાતિક દૂર પલાય,
સુર સાનિધિ કરઈ તેહની, ઘરિ લચ્છી થિર થાય. ૮
તાસુ ચરિત સુંણયો ભવિક, એક ચિત્ત અભિરામ;
કિમ શેત્રુંજય તિણૈં કીઉ, કવણ નાંમ કુંણ ગામ. ૯

× × × ×

અંતે—

રાગ ધન્યાસી પાસ જિણંદ જુહારીઈ—એ દેશી.

શ્રી વિધિ પખિ ગછરાજીયા, શ્રી ગજસાગર સૂરિસોરે;
તસ પાટિ શ્રી પૂન્યરત્ન સૂરીસર, દિનદિન અધિક જગીસોરે. ૧૦૫.

વર્ત્તમાન તસૂ પાટિ પ્રભાવક શ્રી ગુણરત્ન સૂરીંદોરે;
દિનપ્રતિં અધિક પ્રતાપ સવાઈ, પ્રતપો જિહાં ચંદદિણંદોરે. ૧૧બ.
શ્રી ગજસાગર સૂરિવર કેરા, શિષ્ય પંડિત સુખકારીરે;
લલિતસાગર બહૂ ગુણિં સોભિત, પંચ મહાવ્રત ધારીરે. ૧૨બ.
તસુ સીસ માણિક્યસાગર ઉદયા, શ્રુત દિનકર તેજ પ્રકાશોરે;
તો ગુરૂ સુપસાઈ કહીઓ, મેં શુકચરિત લવલેસોરે. ૧૩બ.
અધીકું ઓછું જે ભાખીઉ, તે મીચ્છા દુક્કડ હોયોરે;
હું જડમતિ શિરોમણિ અછું, પંડિત તુમે સોધી જોયોરે. ૧૪બ.
શ્રી શુકરાજ ચરિત્તમેં, નથી દીક્ષાનો અધિકારોરે;
મેં શ્રાદ્ધવિધિથી આંણીઓ, દીક્ષ્યાનો વિસ્તારોરે. ૧૫બ.
સંવત સત્તર એકોત્તરે શ્રી પાટણ નયર મઝારિરે;
સૂદી કૃષ્ણપક્ષ તેરસ દિનિં, નક્ષત્ર પુષ્ય શશીવારરે. ૧૬બ.
ચોથો ખંડ પૂરો થયો, પૂગી મનચી આસોરે,
જ્ઞાનસાગર કહિ સંઘને, હોયો લીલ વિલાસોરે. ૧૭બ.
શ્રી ગોડીપાસ પસાઉલેં, પૂરણ થયો શુક રાસોરે;
એકવીસમી ધન્યાસીઇં, ઢાલ ગાતાં અતિ ઉલ્હાસોરે. ૧૮બ.
ઓગણસઠિ નઈં ચૌદસિં એ ગ્રંથાકર પરમાણોરે;
દૂહા દેસી નેં ચોપઇ સુભાષિત સહીત સુજાંણોરે. ૧૯બ.

—સર્વગાથા ૪૨૫ સુભાષિત ૯ શ્લોક સંખ્યા ૬૭૫ ચતુર્થ ખંડે. ચારેખંડે સર્વગાથા ૯૦૫ ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યા ૧૪૫૯ સં. ૧૮૫૧ આસાઢ વદિ એકાદસ્યાં શનીવાસરે કૃષ્ણપક્ષે સકલ ભટ્ટારકજી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી શ્રી વિજયધર્મ સૂરીશ્વરજી તત્ શિષ્ય પં. દેવવિજયજી તત્ શિષ્ય પં. તીર્થવિજય ગણિ લિપીચક્રં. શ્રી મુઢીયાં મધ્યે. શ્રીરસ્તુ, કલ્યાણમસ્તુ, શ્રી ભદ્રંભૂયાત્, શુભંભવતુ શ્રી પાર્શ્વરાયજી પ્રશાદાત્, લેખક પાઠકયોઃ ૪૧-૧૪ અનંત.

—સં. ૧૭૯૮ પત્ર ૩૨ શ્લો. ૧૪૫૯ દા. ૪૨ નં. ૧૨ લીં.

(૫૮૬) ધમ્મિલ રાસ—સં. ૧૭૧૫ કા. શુ. ૧૩ ગુરૂ.

આદિ—

સ્વસ્તિ શ્રી સુખદાયકા, ત્રિભુવન માતા જેહ,
પ્રણમું હું નિતિ પ્રેમશું, ધુરિ સરસતિ ધરી નેહ. ૧
સાનિધિ કરજો સારદા, દોલતિ દાઈ દેવિ;
કરતાં તપ ઉપરિ કથા, વદનઈ વસયો હેવિ. ૨
માણિક્યસાગર મુનિ નિપુણ, મુઝ ગુરૂ મહિમાવંત;
ચરણ નમું તસુ ચાહસું, વિદ્યમાન જસવંત. ૩
કાવ્યકુંડલીયા કવિતવર, શ્લોક સવાયા ભેઉ;
ગાહા ગૂઢા ગીત બહુ, યમક રૂપક ભેય જેઉ. ૪
છંદ વસ્તુ ને છપ્પયા, દુગ્ધક દોધક ભાતિ;
અડયલ મડયલ આરયા, ચોટીઆ ચોપઇ જાતિ. ૫
ધૂઆ દૂમેલા પધ્ધડી, અઉઠ પદાદિ અનેક;
ભેદ ન લહૂં એહના ભલા, વલી માત્રાદિ વિવેક. ૬
હું જડમતિ ન લહું કિમ એ, સગવટ સખર સંવાદ;
માંડુ જોડણ મનિં ધરી, સદ્ગુરૂ દેજયો સાદ. ૭
નિષ્ઠુર નવય નિદાન તજિ, વાંછા પંચ વિનિષ્ટ;
પરિહરિનઈ જે તપ તપઈ, સો લહે સુખ વિશિષ્ટ. ૮

યતઃ—

પચ્ચખ્ખાણસ્સ ફલં, ઇહપરલોએ અહોઇ દુવિહંતુ;
ઇહલોએ ધમ્મિલાઇ, દામવગ માઈ પરલોઅં, ૧

—ઇતિ આવશ્યકે પ્રત્યાખ્યાનનિર્યુક્તૌ.

કામ ભોગ વાંછા કરી, આંબિલ તપ અભિરામ,
ભજયો ધમ્મિલ લહિઉ તદ્ભવિ, રાજઋદ્ધિરો ધામ. ૯
કવણ ધમ્મિલ કેહવા, કવણ માય કુંણ તાય;
કિણિ કારણિં તપ કિઉં, તે સુણજયો ચિત્ત લાય, ૧૦

× × × ×

અંતે—

શ્રી આવશ્યક સૂત્રમાં પચ્ચખાણ પરભાવિરે,
બૃહદ્ વૃત્તિ વિસ્તર કહિઓ, ધમ્મિલ સંબંધ સુભાવેરે.
તે મેં તિહાંથી આણીઓ, લઘુ ધમ્મિલ ચરિત્રથી લીધોરે;
વૃદ્ધ ચરિત્રસાંહે વલી, સંબંધ એમ છઈ સીધોરે.
વલી વસુદેવની હિંડીમાં ધમ્મિલ હિંડી ધુરહીજ ભાસિરે,
ગોતમ શ્રેણિક આગલિ તપથી ફલપત્તિ પરકાસીરે.
ચિહું ગ્રંથ ચોકસ કરી અધિકાર ધમ્મિલનો આણ્યોરે,
કાંઇક અધિકું ઉછું કહિઉં મિચ્છા દુક્કડ મેં દાખ્યોરે.
ધમ્મિલ વિલાસિ માધુર થકી સગવાસેં સઘળી જોડીરે;
કરજ્યો શુદ્ધ કવિયણ તુમ્હે કહું છું હું બે કરજોડીરે.
દેશી ચોપાઇ ને દૂહા સુભાષિત સહિત સુજાણેરે;
ગ્રંથાગર કીધો ગણી સોલસે પાંત્રીસ પરમાણોરે.
ગચ્છિ અંચલિ ગુરૂ રાજીઆ શ્રી સુમતિસાગર સૂરિ શિષ્યોરે;
શ્રી ગજસાગર સૂરિવરૂ તસુ પાટિ પુણ્યરત્ન સૂરિ દક્ષોરે.
પાટ પ્રભાકર તેહના વિદ્યમાન વિરાજેરે;
ગુણરત્ન સૂરિ ક્ષમા ગુણે વલી શીલ વિદ્યા ગુણિં ગાજિરે.
ગજસાગર સૂરિ ગુરૂ તણા પંડિત શિષ્ય પ્રતાપીરે,
લલીતસાગર લીલાકરૂ જગતીઈ જસુ કીરતિ વ્યાપીરે;
શિષ્ય પ્રથમ સુશોભતા માણિક્યસાગર મુનિરાજેરે.
મુઝ ગુરૂ તે મહિમાનિલો સિધાંત સમાનિધિ કાજેરે;
સંવત કુંથુ સંખ્યા ઘો એકે મહાવ્રત મહાવીરને જાણોરે.
સુચિ કાર્તિક તેરસિ રેવતિ ગુરૂવાર સિદ્ધિ યોગ વખાણોરે;
ત્રીજે ખંડે ત્રેવીસમી કહી ઢાલ થયાં કલ્યાણોરે.
ધમ્મિલવિલાસ ધન્યાસીઈ પૂરણ ચડ્યો પ્રમાણોરે.
ન્યાનસાગર કહે નેહસ્યું શ્રી સંપતે સુષ શ્રીકારોરે,
દિનદિન દોલત દીપજ્યો સુત સંપતિ સયલ પ્રકારોરે.

—ત્રિષુ ખંડેષુ મિલિત્વા સર્વ ગાથા ૧૦૦૬ સુભાષિત ૨૦ (ગ્રંથાગ્રં ૧૬૭૫) સંવત્ ૧૭૩૨ વર્ષે ફાગુણ સુદિ ૭ દિને કેસરવિજયેન લિખિતં પ્ર. કા. વડોદરા નં. ૨૬૭.—ગ૦ શ્રી વિદ્યાસાગર લીપી કૃત્વા ઉચ્છકેન સ્તંભતીર્થ મધ્યે સં. ૧૭૨૯ વર્ષે જેઠ શુદિ ગણેસ તિથૌ ૪૯–૧૩ દા. ૪૨ ડે૦

(૫૮૭)+ **ઈલાચીકુમાર** ચોપાઇ સં. ૧૭૧૯ આસો શુદ ૨ બુધવાર શેષપુરમાં.

દૂહા.

આદિ— સકલ સિદ્ધિ દાઇક સદા, પ્રણમિ જિનવર પાય
ઇલાપુત્ર ઋષિ ગાવતાં આપઈ વચન વિલાસ. ૧
વલી **બ્રા**હ્મિની લીપિ ભલી, પંચમાગિ ધુરિ જેહ,
ગણધર પ્રણમે જેહનઈ હું પણિ પ્રણમું તેહ. ૨
**મા**ણિક્યસાગર મુઝ ગુરૂ, જ્ઞાનદૃષ્ટિ દાતાર,
પ્રણમું હું પય તેહના, વાણી હુઈ વિસ્તાર. ૩

* * * *

આદિ—

ઢાલ ૧૬ રાગ ધન્યાસી.

શાંતિ જિન ભામડલે જાઉં–એ દેશી.

× × × ×

ગચ્છપતિ **વિ**ધિપક્ષ વિરાજઈ, ગુણરત્નસૂરિ કાજઈ, એ. ૮
**લ**લિત સાગર બુધ લાવણ્ય ધારિ, તસ શીષ્ય પ્રથમ સુખકારિ, એ. ૯
**મા**ણિકસાગર મુનિ સુપ્રકારી, મુઝ ગુરૂ જ્ઞાન દાતારી, એ. ૧૦
તે ગુરૂતણા લહી સુપસાયા, મેં ઈલાપુત્ર ઋષિ ગાયા, એ. ૧૧
સૂત્ર **આ**વશ્યકને નિરધારે, વૃંદારવૃત્તી અણુસારે. એ. ૧૨
વળી **ઋ**ષિમંડલમાંથી લીધું, એ અધિકાર મેં સીધું, એ. ૧૩
તિણથી ન્યૂન અધિક જે ભાખ્યો, તે મિચ્છામિ દુક્કડ મેં ભાખ્યો, એ. ૧૪

ગ્રંથાગ્રંથ અખર ગુણુ આણ્યો, બેસેં ઉગુણસઠિ જાણ્યો, બે. ૧૫
(વીસે સતસઠિ જાણ્યો.)
સંવત **સતર ઉગણીસા** વરષે, **સેષપુરે** મન હરષે, બે. ૧૬
આસોસુદિ દ્વિતીયા દિન સારેં, હસ્ત નક્ષત્ર બુધવારે, બે. ૧૭
**જ્ઞાનસાગર** ઘેં સંઘ આસીસા, દિનદિન ઘુઈ સુજગીસા, બે. ૧૮
જસુ સાનિધિ સાધુ ચરિત પાલઈ, જ્ઞાનચારિત અજૂઆલેં બે. ૧૯

—ઇતિશ્રી ભાવ વિષયે ઇલાકુમાર ચોપાઈ લિખિતં ભુજન(ગ)રે મુનિ સુમતિવિજય, શ્રી રસ્તુ, કલ્યાણ મસ્તુ સા ધનરાજ તત્પુત્ર સા સેજપાલની પઠન કૃતે. પ્ર. કા., માણેક.

—સકલપંડિત શિરોમણી પં. કૃષ્ણવિનય શિ. મુનિ મોહનવિજય લિ૦ સં. ૧૮૫૧ મહાવદ ૨ પા–૧૫–૧૧ આ. ક., ૭–૧૭ આ. ક., ૧૦–૧૨ અને ૯–૧૩ વી. પા.

—સં. ૧૭૮૮ ચૈ. વ. ૩૦ શનૌ લ. શ્રી શિવજી લિ. સ્વ અર્થેણ નૌતનપુરે. ૫–૧૭ ઘો૦

આ પ્રતમાં ૯ મી ૧૦ મી કડી નથી. તેને બદલે એક કડી એ મૂકી છે કેઃ—

સૂત્ર આવસ્યક એ નિરધારી, બ્રહદવ્રત અણુસારી.

—સં. ૧૯૨૪ વૈશાખ શુદિ ૧૫ શનિવાસરે લી. ઋષજી હીરાચંદજી તસ્ય શીષ્ય સુરજમલ લખિતા ગ્રામ જાવરા મધ્યે વાસી મારવાડી સોઝતકા ૧૧–૧૨ ઘો,

—સર્વ સંખ્યા શ્લો. ૨૮૮ લ. પં. તેજવિજય ૪–૨૧ ગારી-આધર; પા. ૧૮ પ્રે. ૨.

—સર્વગાથા ૧૮૭ ગ્રંથાગ્ર ૨૬૭ સં. ૧૭૩૫ વર્ષે પોસ શુદિ ૨ વાર શુક્રે લિ. ૧૦–૧૧ વિ. ધ.

—સં. ૧૮૦૮ વર્ષે શાકે ૧૬૭૩ પ્રવર્ત્તમાને માહમાસે કૃષ્ણપક્ષે ૪ બુધવાસરે લ૦ ભુજનગર મધ્યે પૂ૦ ઋ૦ ગોવર્દ્ધનજી તત્ શિ. રાયચંદજી તત્ શિ. ઋષિ નાથા લિ. ભુજનગરે. ૮–૧૪ રાજકોટ. પૂ૦અ૦

(૫૮૮) **શાંતિનાથરાસ** સં. ૧૭૨૦ કાર્તિક વદ ૧૧ રવિ, પાટણમાં.

આદિ— દૂહા.

સકલ સુખ સંપત્તિ કરણ, ગઉડી પાસજિણંદ,
પ્રણમું પદ કરજોડીનઈ, સેવક નયણાંણંદ. ૧
સરસ સબંધ શ્રી શાંતિનો, ચઉપઈ કરતાં ચાહિ,
સાંનિધિ કરયો સાહિબા, મહિર કરી મનમાંહિ- ૨
વાગ્ વાણી પ્રણમું વળી, વાહત જાસ મરાલ,
સિદ્ધિ બુદ્ધિ હોઇં સદા, નામઈ મંગલમાલ. ૩
માણિક્સાગર મુઝગુરૂ, અતિસયવંત અપાર,
પ્રણમું હું પાય તેહના, વાણી હુઇં વિસ્તાર. ૪
ઉત્તરાધ્યયન અઢારમઈ ચક્રીનઈ અધિકાર,
બોલ્યા આણિ બુદ્ધિ કરી, વૃત્તિ થકી વિસ્તાર. ૫
બાર ભવંતરનો ચરી, કહસ્યું મનનેં કોડિ,
સદગુરૂ સુપસાઇં કરી, જોપૈં હાસ્યેં જોડિ. ૭

× × × ×

અંતે—

રાગ ધન્યાસી દીઠોરે દીઠોરે વામાકો નંદન દીઠો–એ દેશી.

ઉત્તરાધ્યયન વૃત્તિથી એ મેં, સંબંધ સરસ દીપાયો,
હેમસુરી કૃત **શાંતિ**ચરીત્ર થેં. વિધ વિધ ભાવ બણાયો. શાંતિ. ૩
ધવલધિંગ ગોડીનેં સાંનિધ સુષ સંપતિ બહુ પાયો,
પૂરણ **શાંતિ** પ્રભૂકો કીનો, સરસ સંબંધ સવાયોરે- ૪
સંવત **સતરવીસોત્તર વરસેં કાર્તિક વદિ સુખકારરે,**
એકાદસી અમૃત સિદ્ધયોગેં, હસ્ત નક્ષત્ર રવિવારરે. ૫
અંચલ ગણી ગિરૂઆ ગચ્છપતિ, શ્રી **ગજસાગર** સૂરિરે,
શ્રી પુણ્યરત્નસૂરિ તિણકેં પાટે, પ્રતપ્યા પુણ્યપડૂરરે. ૬
તાસ પાટ પ્રભાકર દિનકર, દિન દિન અધિક સવાઇ,
શ્રી ગુણરત્નસૂરી ગચ્છપતિ કે, સોહાસણિ ગુણ ગાંધરે. ૭

સરવ મિલિ ઇગ્યારસેં ગ્રંથાગર થયો માનોરે;
કીધી ચોંપઇ ચુંપસ્યું શેખપુરેં શુભ થાનોરે. ૧૦
ઢાલ ઉગણચાલીસમી **ન્યાનસાગર** બુધ વારૂરે,
કહી ધન્યાસીમાં સુણો દીઇ દોલતિ દીદારૂરે. ૧૧

—૩૩–૧૩ (વિ.ધ.)

—લ. સં. ૧૭૩૪ શ્લો. ૧૧૦૦ દા. ૪૨ નં. ૧૩ લીં, પા. ૧, ચં.
—૩૩–૧૫ દા. ૪૩ નં. ૫૧ ब ડે.

**(૫૯૦) ધન્ના અણગાર-સ્વાધ્યાય**—સં. ૧૭૨૧ શ્રાવણ સુદ ૨ ખસગામમાં.

**અંતે—**

રહી ચોમાસિ **સતર એકવીસે**, શ્રી **ખસગામ** મઝારિજી;
શ્રાવણ સુદિ તિથિ બીજ તિણઇ દિનિ, ભૃગુનંદન ભલઇ વારજી. ૫૮
મુજગુરૂ મુનિશ્રી **માણિકસાગર**, પામી તાસ પસાયજી;
ઇમિ અણગાર ધન્નાના હરષઇ, **ન્યાન**સાગર ગુણ ગાયજી. ૫૯

પ્ર૦ કા.

**(૫૯૧)+ સ્થૂલભદ્ર નવરસો**—નવ ઢાલમાં.

[ આમાં શૃંગાર આદિ નવેરસના વિષય સ્થૂલભદ્ર અને કોસ્યા એ વચ્ચેનો પ્રસંગ લઇ સુંદર રીતે પ્રતિપાદિત કર્યા છે. કાવ્ય રસિક છે. ]

**આદિ—**

રાગ કેદારો-ઉધવ સાથેં સંદેસડો ગોકલના વાસીએ.
કરી શૃંગાર કોસ્યા કહે, નાગરનારે નંદન;
મોહન ! નયણ નિહાલરે, નાગરનારે નંદન.

× × × ×

પ્રથમ રાગ શૃંગારમાં, ના૦ કેદારો કર્યો રાગરે ના૦
**ન્યાન** કહે સહુ સાભળો, ના૦ લહે સીલ રતનમાં ભાગરે ના૦ ૭

અંતે—

રાગ મેવાડો ધન્યાસી વિનય કરીજેરે ભવિયણ ભાવસું–દેશી.

કોસ્યા બોલેરે સાધુજી સાંભળો, તુમને જેહ વિરૂદ્ધ;
વિષય વિકારનાં વચન કહ્યાં ઘણાં, ખામું ત્રિકરણ શુદ્ધ. ૧કોશ્યા.

× × × ×

રાગ મેવાડોરે મિશ્ર ધનાસરી, શાંતરસ નવમોરે સાર;
ન્યાનસાગર કહે શ્રી થુલિભદ્રને હું જાઉ બલીહાર. ૧૦કોસ્યા.
—ચાર પત્રમાં બીજી કૃતિઓ સાથે સોંલા. વડોદરા નં. ૪૭૫૪
—ના. ભં. એક ગુટકામાં.

**(૫૯૨) રામચંદ્ર લેખ ૫ ઢાળમાં.** સં. ૧૭૨૩ આશો સુદ ૧૩.

આદિ—

ઢાલ બિંદલીની દેશી.

સ્વસ્તિ શ્રી લંકા જ્યાંહિ, આરામ પદમવન ત્યાંહિ હો, વાંચે સસિવયણી,
લખઇ રામજી વિરહનુ લેષ, સીતા ઉપરિ સુવિશેષ હો, માને મૃગનયણી. ૧
લપી લેષનિ મૂંદ્રડી એક, વાયુસુતનિં દીધી વિવેકિ હો, સીતા શશિવયણી,
લેષમુદ્રિકા હનુમંત જાઇ, દીયાં સીતાનિં સુષદાઇ હો, સીતા૦ ૨

× × × ×

અંતે—

વિરહી હોવિ વાઉલારે, ઓછું અધિકું જેહ;
વાંચી લિષીઉં વાલહીરે, રીસ ન ધરજ્યો તેહ. વાં૦ ૭
સત્તર ત્રેવીસઈ સહીરે, ઉજ્જવલ આસો માસિ; વાં૦
લષ્યો લેષ તેરસિ દિનઇરે, ન્યાંનસાગર ઉલ્હાસ. વાં૦ ૮
વક્તાનું મન રંજસિરે, શ્રોતાનઈ સુષદાય; વાં૦
વિરહી દુખ ઓલ્હવિરે, હૃદય અમીરસ થાય. વાં૦ ૯

—સુશ્રાવિકા મીઠિબાઇ વડનાર્થં. ૯–૧૧ દા. ૭૦ નં. ૯ ડે.
(આમાં સ્થૂલભદ્ર નવરસો પણ છે.)

(૫૯૩) **આષાઢભૂતિ રાસ** સં. ૧૭૨૪ પોષ વદ ૨ ચક્રીપુરીમાં.
**આદિ—**

દૂહા.

સકલ ઋદ્ધિ સમૃદ્ધિ કર, ત્રિભૂવન તિલક સમાન;
પ્રણમું **પાસ** જિણેસર, નિરૂપમ જ્ઞાનનિધાન. ૧
ગોયમ આદઈ ગણધરઇ, જે પ્રણમી નિતમેવ;
સાનિધકારી **સારદા**, તે પ્રણમું શ્રુતદેવ. ૨
**માણિકસાગર** મુનિ તણઈ, ચરણે નામું સીસ;
મુઝ ગુરૂ તે મહિમાનિલો, પ્રણમુ વીસવાવીસ. ૩
સદગુરૂના સુપસાયથી, હોવઇ સરસ સંબંધ;
વચન વિલાસ વિશેષથી, પ્રગટ થાઈ પ્રબંધ. ૪
માયા પિંડ ન લ્યે જિકે, તે કહિએ નિગ્રંથ;
મુનિ મારગ સૂધો ધરી, સાધઇ શિવપુર પંથ. ૫
લંપટ સરસ આહારના, જે થાઈ અણગાર;
ચારિત છોડીને તિકે, માંડે ધર વિવહાર. ૬
**આષાઢભૂત** અતુલીબલી, વિદ્યાનો આવાસ;
મુનિવર મોદિક લાલચઈ, પડિઉ નારી પાસ. ૭
એ ગુરૂ વચન હીયે ધર્યો, તઉ પાંમઉ પ્રતિબોધ;
માનીનઈ મુંકી વલી, તરીઉ તે થઈ જોધ. ૮

× × × ×

**અંત—**પિંડ વિશુદ્ધિની ટીકા માંહેથી એ અધિકાર મેં લીધોરે,
વલી ઉપદેશચિંતામણિ માંહિ એમ એ સંબંધ છઈ સીધોરે. ચા૦ ૪
રસના રસમિં ઉછો અધિકઉ તિણથી જે કહીઉ જોજ્યોરે;
સંઘતણી સાખિ મુઝ મિછા દુકડ હોજ્યોરે. ચા૦ ૫
અંચલિ ગછિ ગિરૂઆ ગછનાયક, શ્રી **ગુણરત્ન** સૂરિંદોરે;
તાસ પાટિ આચારય સૂરિવર, શ્રી **ક્ષમારત્ન** મુણિંદોરે. ૭
શ્રી **ગજસાગર** સૂરિ તણા શિષ્ય **લલિતસાગર** બુધ સોહઇરે;
તાસ સીસ મુનિ **માણિકસાગર**, મુઝ ગુરૂ ભવિ મમ મોહઇરે. ૮

તે ગુરૂનઉ સુપસાય લહીનઈ, આષાઢભૂતિ ઋષિ ગાયઉરે;
ઋષભદેવની ઈ સંઘની સાંનિધે, સરસ સંબંધ સવાયઉરે. ૯

શ્રી **ચક્રાપુરી** ગામમાં, **સંવત સતર ચઉવીસઇરે,**
પોષ કૃષ્ણ દ્વિતીયા પુષ્પારકિ, સિદ્ધિ યોગિ સુજગીઇરે. ૧૦

કીધઉ પ્રત્યક્ષર ગણી, ગ્રંથાગરનઉં માનોરે;
એકાવન નઇ ત્રણિસઈ, લખજ્યો ચિત રાખી થાનોરે. ૧૧

સોલમી ઢાલ ધન્યાસીઈ પૂરણ ચઢી પરમાણોરે;
**ન્યાનસાગર** કહિ સંઘનઈ, નિતિ હોજ્યો પરવ કલ્યાણોરે. ૧૨

—સર્વગાથા ૨૧૮ કુલ ઢાલ ૧૬ ઇતિશ્રી પિંડ વિશુદ્ધિને વિષયે આષાઢભૂતિ ચઉપઇ સમાપ્ત. ૬–૧૬ આ–ક., ૬–૨૧ લીં. ગ્રંથાગ્રંથ ૩૫૧ પત્ર ૧૩. હા. ભં. પાટણ ડા. ૮૩. ૮–૧૫, બાલ૦

—લિષતમખિલ ક્ષ્માલ ભૂપાલ જન શિરોરત્ન પાતિશાહ શ્રીમત દવરંગજેબ પ્રદત્ત૦ પૌષધશાલાભિધ સ્થાન સકલ પંડિત શ્રી ૫ શ્રી... અમરજી શિષ્ય ગણિ પ્રેમદાસજી લિખ્યંતે શ્રાવિકા પુન્ય પ્રભાવિકા શ્રીવીકા...જોગ્યં. ૧૪–૧૨. અનંત. (પ્ર૦ કા૦, લીં. ડે. રત્ન. ભાવ.)

—સં. ૧૮૭૯ દ્વિતીય ચૈત્ર વદિ ૭ મી શ્રી પાટણનગરે ૧૩–૧૧ દા. ૭૦ નં. ૭૮ ડે.

—સકલ ભટ્ટારક શિરોમણી ભ૦ શ્રી ૧૦ રાજસાગર સૂરિ શિ૦ સકલ પં. શિરોવતંસ પં. શ્રી ધીરસાગર ગણિ શિ૦ ગ૦ અમરસાગર શિ૦ મુનિ કુંમરસાગરેણ લિપીકૃતા સં. ૧૭૪૯ વર્ષે દ્વિતીય ભાદ્રવા વદિ ૮ દિને સૂંહાલા ગ્રાંમે લી૦ ૧૩–૧૨ દા. ૭૦ નં. ૭૯. ડે૦

—શ્રી રાજધન્યપુરે લ૦ પંડિત શ્રી હર્ષસાગર ગણિ તત્ શિ૦ પં. શ્રી શિવસાગર ગણિ તત્ શિ૦ મુનિ સુંદરસાગર લિ૦ સં. ૧૭૨૭ વર્ષે શ્રાવણ વદિ ૧૪ ગુરે મિતિ સંપૂર્ણ. ૮–૧૫ દા. ૭૦ નં. ૮૦ ડે., ૭–૧૬ નં. ૮૧ ડે.

+ભાવનગરની પ્રતમાં વધારે એવું છે કે,

અંચલીકમાંહિ તિલકસૂરી કૃત, પિંડ વિસુદ્ધની વૃત્તિરે;
વિ(?)ર કથા વિશેષે ઈહાં, આંણી તસુ અણુવૃત્તિરે. ૫
રસના રસમે ઉછુ અધિકુ, તિણથી જે કહીઉ જાજયોરે;
સંઘતણી સાખિ કરી તે મુઝ, મિછા દુકડ હોજ્યો. ૬

અંચલિગછિ ગિરૂઆ ગછનાયક લલિત સાગર બુધ સોહેરે તાસ સીસ મુનિ માણિકસાગર...વગેરે પછી આપેલ છે કે જે મળતું આવે છે. આમાં ગુણરત્નાદિનાં નામ નથી તે પ્રત ઉતારનાર ( લિષતં સદારૂચિ ગણિના છે તેથી ) સદારૂચિ ગણિએ ભૂલથી મૂકી દીધાં લાગે છે માટે પરંપરા બરાબર જોવા માટે આ રાસકારની બીજી પ્રશસ્તિઓ જોવી.

ભાવ. પ્રતમાં પત્ર ૧૧ પં. ૧૩.

**(૫૯૪) પરદેશી રાજાનો રાસ**—સં. ૧૭૨૪ જયેષ્ઠ શુદ રવિ. ચક્રાપુરીમાં.

રાગ ધન્યાસી પાસ જિણંદ જૂહારીઇ એ દેશી.

**અંતે**—

છંડ હિંસા નેં કરો તુમે દયા ધરમ ભવિ પ્રાણીરે,
પરદેશી નૃપની પરેં ફલ એહનાં મીઠાં જાણીરે. ૧
કરૂણા ધરમ આરાધજ્યૌ, શ્રી વીર સહિત એ વાંણીરે,
આંણુ સહીત એકણિમનેં હૈંડામાં ભવિઅણ આંણીરે. ક૦ ૨
રાયપસેણી સૂત્રથી મેં અધિકાર એ ભાષૈરે,
ન્યૂન અધિક તેહથી કહ્યૌ તે મિથ્યા દુક્કડં દાષિરે. ક૦ ૨
ગછ અંચલ ગિરૂઆ ગછનાયક શ્રી ગુણરત્ન સૂરિંદારે
બ્રહ્મચારી ચૂડામણી જે અભીનવ જંબુ મુણિંદારે. ક૦ ૪
તેહનેં પાટેં પ્રભાકર, શ્રી ક્ષમારત્ન સૂરી સોહેરે.
લલિતસાગર બુધ લાવણ્યધારી, ભવીઅણનાં મન મોહેરે. ૫ક.
પ્રથમ શિષ્ય તસુ પરગડા, મુઝ ગુરૂ મહીમાવંતોરે.
માણિકસાગર મુનિવરૂં, તસું ચરણ પ્રસાદિં એકંતોરે. ૬ક.

શ્રી ચક્રાપૂરી ગામમાં સંવત્ સત્તર ચૌવી(ત્રી)સેરે,
જ્યેષ્ટ શુક્લ તેરસિરવી વાસરેં, સિદ્ધિયોગિ સુજગીસેરે. ૭ક.
રાજા પરદેશી તણો મેં રાસ કર્યો રસ આણીરે;
શ્રીગુરૂના સુપસાયથી, એ જોડિ ચઢી પરમાંણીરે. ૮ક.
સર્વ મીલિ ઇગ્યારસ્યેં એ ગ્રંથાગરનો માંનોરે;
કીધો પ્રત્યક્ષર ગણી, લિષજ્યે ચિત રાષી થાંનોરે. ૯ક.
રાગ ધન્યાસરીઇ કહી એ તૈતરીસમી ઢાલોરે;
ન્યાનસાગર બૂધ ઘરમથી કહેં લહીઈ મંગલમાલોરે. ૧૦ક.

—વૈજલપૂરે સં. ૧૭૯૬ વર્ષે પોશ શુદ ૮ બુધ વાસિરે. શ્રી પં. પ્રેમચંદ લપિકૃત્યં વાચનાર્થં. પા. ૩૬ પં. ૧૪. આ. ક.

—લ. સં. ૧૭૬૬ પત્ર ૩૫ ગ્રંથ. ૭૨૧ દા. ૪૪ નં. ૩ લીં.

(૫૯૫) **નંદિષેણરાસ.** ૧૭૨૫ કા. વ. ૮ કુંજવાર રાજનગરમાં.
આદિ—

દુહા.

સુત સિદ્ધારથ ભૂપનો, વરધમાન જિનચંદ;
પ્રણમું તેહ પરમેસરૂ, ઉચ્છક પરમાણંદ. ૧
નંદિષેણ મુનિવરતણા, ગાતાં ગુણ ઉલ્લાસિ;
સેવક સંભારી કરી, દેયોં વચન વિલાસ. ૨
માણિકસાગર મુનિવરૂ, મહાસત્વી માહંત;
પ્રણમું તેહના પદ યુગલ, મુઝ ગુરૂ મહિમાવંત. ૩
મહાનિસીથમાં વીરનિં, પૂછઇ ગોયમસ્વામિ;
છઠિ અધ્યયનિં ભલો, શ્રુત મહિમા હિત કામ. ૪
કહિઉ પ્રભૂ સૂત્ર ભણઇ જિકે. ચિંતિ કરઇ વષાણ;
અનાચાર તે આચરિ, રહિ ચારિત થિર ઠાણ. ૫
અક્ષર એક સિદ્ધાંતનો, જેહ ભણ્યા મુનિ જાણ;
અનાચાર તેહનાં ચરિ, સુણિ ગોયમ ગુણષાણિ. ૬

દસ પૂરવધર દીપતો, નંદિષેણ મુનિરાજ;
કીમ રહિઉ ગણિકાનઇ ઘરિં, મુંકી શ્રુતની લાજ. ૭
ભોગ નિકાચિત તેહનિં, ચરમ સરીરી તેહ;
વિણ વેદઇ કીમ નીંપજઇ, અસરીરી ગુણ ગેહ. ૮
કિમ ચારિત્ર છંડી વલી, તેણઇ મંડયો ઘરવાસ,
તાસ ચરિત સુણયો ભવિકા, ધુરિથી લીલવિલાસ. ૯

× × × ×

અંતે—

રાગ ધન્યાસી—દીઠો દીઠોરે વામાકો નંદન દીઠો—એ દેશી.

અંચલગચ્છિ ગિરૂઆ ગચ્છનાયક, જે તપ તેજ દિણંદ;
રાજહંસ કમલા સિરિ ઉયરિ, ગજસાગર સૂરિંદોરે.
પુણ્યરત્ન સૂરિ તેહનઈ, પાટઇ વિદ્યમાન વિરાજઇ;
શ્રી ગુણરત્ન સૂરિ ગચ્છનાયક, દોલતિવંત દિવાજઇરે.
અધિક પ્રતાપિ તેહનઈ પાટિ, આચારિજ ગુણવંત;
ક્ષમારત્ન સૂરિ શીલ ક્ષમા ગુણિ, સાધુ શિરોમણિ સંતરે.
ગુરૂ ગજસાગર સૂરિ તણા શિષ્ય, વચન સુધારસ ધારી;
લલિતસાગર બુધ તેહ તણા શિષ્ય, મુઝગુરૂ શુભ સુખકારીરે.
માણિકસાગર મુનિનઉ એ મઈં, પાંમી ચરણ પસાય;
ગિરૂઉ નંદિષેણ ઋષિ ગાયઉ, શ્રેણિક સુત સુખદાયરે.
મહાનસીથમાં છઠઇ અધ્યયનિં, ઇમ અધિકારઇ ભાખ્યો;
વલી ઉપદેસ માલા ઋષિમંડલ, વૃત્તિમાં વિસ્તર દાખ્યોરે.
હેમ સૂરિકૃત વીરચરિતમાં, ઈમ સંબંધ કરિઉ એહ;
તિણથી ન્યૂન અધિક જે ભાખિઉં, મિચ્છામી દુક્કડ તેહરે
રહિઓ ગણિકા ઘરિ તે દિન સંખ્યા, મહાનિસીથ છઈમાંહિં;
મઇ ઉપદેશમાલા ઋષિમંડલ, વૃતિથી આણી આંહિરે.

**વીર** ચરિત્ત કહિઉં **નંદિષેણ** એ, દેવલોક થયો દેવ;
**મહાનિસીથ** કહિઉં કેવલ પાંમિઉ, જાણઇ તે જિનદેવરે.
ગુણી અક્ષર ગ્રંથાગર કીનો, ચ્યારસઇં નઇં એકવીસ;
ગુણવંતના ગુણ લષી લષાવી, લહજ્યો યશ સુજગીસરે.
ધન્યાસીઇ એ ઢાલ સોલમી, **ન્યાનસાગર** કહઇ નેહઇં;
એ રાસ ભણતાં અવિચલ થાસિં, ઋદ્ધિ સિદ્ધિ નિતિ ગેહરે.
સંવત **સત્તરસઇ પંચવીસઇ, રાજનગર** કુજવારઇં,
કાતિવારિ આઠમિ ઉત્તરાઇં, સિદ્ધિ યોગ સુખકારિરે. ભ૦

સર્વગાથા ૨૮૩ ઇતિશ્રી નંદિષેણ ચોપઇ સંપૂર્ણ. સંવત ૧૭૨૮ વર્ષે ચૈત્ર વદિ ૨ દિને શ્રી જીર્ણગઢ મધ્યે, ગણિ વિનીતકુશલ લિખિત—ભાવ૦,

બીજી પ્રતમાં સંવત સત્તર પંચવીસા વરસઇ કારતિક વદિ કુંજ વારઈ અષ્ટમી દિન પૂર્વા સિદ્ધિ યોગઇ રાજનગર સુખકારઈ, ધન્યાસિરિ ઢાળ એ સોલમી ન્યાનસાગર કહીને હઈ, એ રાસ ભણંતા અવિચળ થાસિ, સિદ્ધિ રિદ્ધિ નિતિ ગેહઇરે. (૨૨ પત્ર પ્ર. કા.).

—લ૦ સં. ૧૮૪૭ આષાઢ વદ ૯ સોમ ૧૪–૧૧ આ. ક. રત્ન લીં. વિદ્યા. ૧૫–૧૩ દા. ૭૦ નં. ૭૭. ડે.

ખંભાતમાં આગમ ગચ્છીયમુનિ લક્ષ્મીરત્નેન–(ઉદયપુરભં.)

**(૫૯૬) શ્રીપાલ રાસ.** (સિદ્ધચક્ર વિષય) સં. ૧૭૨૬ આસો વદ ૮ ગુરૂ અમદાવાદના શેખપુરમાં.

આદિ—

સકલ સુરાસુર જેહના પૂજઇં ભાવઇં પાય,
પુરિસાદાણી પાસજી તે પ્રણમું ચિત લાય. ૧
ચઉદહ પૂરવમાં વલી સાર જિકો નવકાર;
પ્રણમું તે પરમેષ્ટિ હું નવપદ નિતિ સુવિચાર. ૨
સંભારી શ્રી ગણધરે સૂત્ર તણઇં ધુરિ જેહ,
તે પ્રણમું શ્રુતિદેવતા નિજ મનિ આણી નેહ. ૩

માણિકસાગર મુઝ ગુરૂ, જ્ઞાન દૃષ્ટિ દાતાર;
પાલી જિણ પોઢો કિયો પ્રણમું ગુણ ભંડાર. ૪
સિદ્ધચક્ર મહિમા કહું જેહનાં નવ પદ સાર;
આંબિલસું આરાધતાં આપૈ સુખ શ્રીકાર. ૫

× × × ×

અંતે—

ઢાલ (દીઠો દીઠોરે વામાકો નંદન એ.)

નવપદ મંત્રના ધ્યાનનો મહિમા, બારે પરષદ માંહિરે;
બેસોનેં નૃપ શ્રેણીક આગલિ, શ્રી જીન કહ્યો ઉછાંહિરે. ૧
ભવિ સીદ્ધચક્ર આરાધો.
આંબિલ એકાસી કરિ એહનો, શીવ પદનાં સુષ સાધોરે. ભ૦ ૨
ભંભસાર દેસન સુણી ઉઠયો, કીધો વીર વિહાર;
પર ઉપગારિ પ્રથવિ પાવન, કરવા જગદાધારરે. ભ૦ ૩
શ્રી રત્નસેખર સૂરીસર, કૃત શ્રીપાલ ચરીત્ર;
ગાથા બંધ થકી મેં આંણ્યો, એ અધિકાર પવિત્રરે, ભ૦ ૪
તેહ થકી કાંઈ અધિકું ઓછું, કહેવાંણું હોઈ જેહ;
એહ ચતુરવિધ સંઘની સાષેં, મીચ્છા દૂક્કડ તેહરે. ભ૦ ૫
અંચલ ગચ્છ ઉદય કરિ દિનમણી, શ્રી ગુણરત્ન સુરિંદ;
તાસ પાટિ આચાર્ય સૂરીવર, શ્રી ક્ષમારત્ન મુણીંદરે. ભ૦ ૬
લાવન્યધારી લલીતસાગર બુધ, તેહ તણા શીષ્ય સોહે;
શ્રુતનિકર મુનિ માંણીકસાગર, કવિ ગુરૂ ભવિમન મોહેરે. ભ૦ ૭
મૈં શ્રીપાલ નરેસર ગાયો, તે ગુરૂનૈ સુપસાઇં;
ગુણવંતના ગુણ ભણતાં સુણતાં, ઋદ્ધિ સિદ્ધિ ઘરિ થાઇરે. ભ૦ ૮
સત્તર છવ્વિસાનિં આસો, વદિ આઠિમ દિન સારરે;
સીદ્ધયોગેં કીઉ રાસ સંપૂરણ, પૂષ્પ નક્ષત્ર ગુરૂવારરે. ભ૦ ૯
ગ્રંથાગર અક્ષર ગણી આણ્યો, ઇગ્યારશેં એકતીસ;
લષિ લષાવિ સાધૂ શ્રાવક, લહેંગો સુજસ જગીસરે. ભ૦ ૧૦

સેખપૂરમાં સુરસ સંબંધ એ, જ્ઞાનસાગર કહ્યો રંગે;
ધન્યાશરિમાં ઢાલ ચાલિસમિ, સુણયો સહૂ ચીત ચંગેરે. ભ૦ ૧૧

—ઇતિશ્રી સીદ્ધચક્ર તપ મહાત્મ્ય વિષયે શ્રી શ્રીપાલ નૃપ ચઉપઈ સંપૂર્ણ. સં. ૧૭૭૦ વર્ષે ભાદ્રપદ સિત રાકાયાં લષિતમસ્તી શ્રીવટપદ્ર નગરે. પત્ર. ૨૧ પં. ૧૮ ભાવ.

—ગ્રં. ૧૧૩૧ શ્લોક સંખ્યા પંડિત શ્રી ૫ શ્રી ઋદ્ધિકુશલ ગણિ ચરણસેવી ગ૦ અમૃતકુશલેન લિપીકૃતં શ્રી નવાનગરે સંવત્ ૧૭૩૬ વર્ષે પો. શુ. ૧૧ પાનાં ૧૩ પંક્તિ ૨૦ બાલ૦ ]

ગ્રંથાગ્ર ૧૧૩૧ સંવત ૧૭૫૦ કાતિક શુ. ૨ દિને લિપીચક્રે. ૨૬–૧૩ લીં.

—પં. તત્ત્વવિજય–પં. પુણ્યવિજય ગણિ–તત્ શિ૦ રત્નવિજય લિખિતં. સં. ૧૭૯૪ પોસ વદિ ૧૩ થાવર વાસની વાસરે ગોત્રકા મધ્યે ૩૩–૧૩ લીં.

—લ. સં. ૧૮૪૯ પ્રથમ વૈશાખ સુદ ૧૨. પાનાં ૩૯ પ્રે. ૨.

—સુરપત્તન મધ્યે લિખિતં પં. વૃદ્ધિકુશલ ગણિના સં. ૧૭૪૦ વર્ષે કાર્તિક વદિ ૧૩ દિને મુનિ સુંદરકુશલ વાચનાર્થં. ૨૦–૧૯ માં. બહુ સુંદર પ્રત છે. કવિના રચના સમયથી ૧૪ વર્ષે આ લખાઈ છે. ]

—૨૫–૧૬ દા. ૭૦ નં. ૫ ડે, ૧૬–૧૯ નં. ૪; ૪૮–૧૧ નં. ૨.

—સં. ૧૬૫૨ વર્ષે કાતી શુદિ ૯ દિને ભૃગુવારે ડો. (ઝ) ટાણા મધ્યે મુંનિકમલરાજ લ૦ ૧૩–૧૪ દા. ૭૦ નં. ૧૩, ડે.

—૧૧–૧૩ દા. ૭૦ નં. ૧૨ ડે. ૧૫–૧૧ નં. ૧૦, ૧૮–૧૧ નં. ૯, ૨૩–૧૧ નં. ૭, ડે.

—લિખિતો ગણિ જસવંતસાગરેણ સુશ્રાવક શ્રી જેસિંગજી વાચનાર્થં શ્રી આગરા મહાનગરે. ૧૭–૧૧ નં. ૧૧ ડે.

—સં. ૧૭૩૦ વર્ષે પોષ શુદિ ૧૧ ગરૂવારેણ લ૦ મંગલં ૧૩–૧૩ નં. ૮ ડે.

—સં. ૧૭૩૦ વર્ષે વૈશાખ વદિ ૧૦ બુધે લ૦ શ્રી રાજનગર મધ્યે લખિતં ગુરૂ પ્રાસાદાત્ ૨૮–૧૫ નં. ૬ ડે.

—સકલ ભટ્ટારક શ્રી ભ૦ શ્રી. વિજયપ્રભ સૂરીશ્વર તત્ શિ૦ પંડિત શ્રી ઋદ્ધિવિજય ગણિ તત્ શિ. પં. ગુણવિજય ગણિ તત્ લઘુ ભ્રાતા મુનિ તિલકવિજય લષીતં સ્વયં પઠનાર્થં માહ વદ અષ્ટમ્યા સૌમ્યવારં. ધનિષ્ટાયા દ્વિતીય નક્ષત્રં શ્રી વાડિ પાર્શ્વનાથ પ્રસાદેન. ૨૧–૧૮ દા. ૭૦ નં- ૩ ડે.

—સં. ૧૭૩૨ ભાદ્રપદ સિત પંચમ્યાં તિથૌ સોમવાસરે શ્રી સેનાપુરે. સારી શુદ્ધ અક્ષરની પ્રત ૧૮–૧૦ દા. ૪૧ નં. ૧૧ ब ડે.

—૩૦–૧૫ દા. ૪૧ નં. ૨૦ ब ડે.

—સં. ૧૭૭૩ વર્ષે કાર્તિક વદિ ૫ બુધે લિ. રાજનગરે પ્રાગ્વાટિ જ્ઞાતિ શ્રાવિકા તેજકુંયરિ લિખાપિતા. પાઠનાર્થે. ૧૯–૧૧ દા. ૪૧ નં. ૨૨ ब ડે.

—૧૭-૧૧ દા, ૪૧ નં. ૧૧ ब ડે.

**(૫૯૭)+ આર્દ્રકુમાર ચોપાઇ.** સં. ૧૭૨૭ ચૈત્ર શુદિ ૧૩ સોમ લઘુ વટપદ્રમાં.

**આદિ—**

દોહા.

સકલ સુરાસુર જેહના, ભાવે પૂજે પાય;
ઋષભાદિક ચઉવીસ હું, તે પ્રણમું જિનરાય. ૧
વલી પ્રણમું શ્રુતદેવતા, વાગીશ્વરી વિખ્યાત;
આર્દ્રકુમાર ઋષિ ગાવતાં, મુજ મુખ વસજ્યો માત. ૨
માણિકસાગર મુનિવરૂ, મુજ ગુરૂ મનનેં કોડય;
સાનિધ્ય કરજ્યો શિષ્યની, કહું છું બે કરજોડ. ૩
શ્રી સોહમ સ્વામેં કહ્યો, જંબૂ આગલ સાર;
આર્દ્રકુમર ઋષિનો ભલો, સૂગડાંગેં અધિકાર. ૪
તે હૂં આણીશ તિહાં થકી, વૃત્તિ થકી સુવિશેષ;
ઉપદેશચિંતામણિ પ્રમુખ, ગ્રંથ ચરિત સવિદેખ. ૫

ચારિત્ર લેઈને ચતુર, મનથી શલ્ય વિકાર;
મૂકીને પાલો ભવિક, સંયમ નિરતિચાર. ૬

× × × ×

દીઠો દીઠોરે વામાજીનો નંદન દીઠો—એ દેશી.

× × × ×

અંતે— ઢાલ ૧૯ રાગ ધન્યાશી.

અંચલ ગચ્છ ગિરૂઆ ગચ્છનાયક શ્રી ગુણરત્ન સૂરિંદ;
બ્રહ્મચારીમાંહે ચૂડામણિ અભિનવ જંબૂ મુણિંદરે. ૮
શ્રી ક્ષમારતન સૂરિ (તસ) પાટે સોહે જિમિ દિણંદ;
નામ તિસો પરિણામે દીઠો નયણ અમીરસચંદ. ૯
શ્રી ગજસાગર સૂરિ તણા શિષ્ય,*પંડિત અધિક પ્રતાપિ;
લલિતસાગર બુધ લાવણ્યધારી, જગ જસુ કીરતિ વ્યાપિરે. ૧૦
પ્રથમ શિષ્ય મુનિ માણિકસાગર તેહ તણા મતિમંત;
તે ગુરૂને સુપસાયે ગાયો, આર્દ્રક ઋષિ ગુણવંત. ૧૧
સત્તર સત્તાવીસે ચૈત્ર સુદી તેરસ શસીવારે;
પૂર્વાફાલ્ગુની ધ્વજયોગે લઘુ વટપદ્ર મઝારીરે. ૧૨
એમ ઓગણીસમી ઢાલ ધન્યાશ્રી, જ્ઞાનસાગર કહી નેહે;
ધવલધીંગ ગોડીની સાનિધિં દિનપ્રતે દોલત ગેહરે. ૧૩

—શ્રી વિજયપ્રભસૂરીશ્વર શિષ્ય પં. પ્રેમવિજય ત. શિ. પં. કાંતિવિજય ત. શિ. પં. રાજવિજય ત. શિ. પં. કૃષ્ણવિજય ત. શિ. મુનિ રંગવિજય લિખિતં. (૧૫ પત્ર પ્ર૦ કા.) હા. ભં. પાટણ, લીં. ચં.

(પ્રકાશિત—શિલાછાપમાં. મુંબઇ જગદીશ્વર પ્રેસ સં. ૧૯૪૩ એલાચી કુમારનો ષટ્ઢાલીયોની સાથે.)

**(૫૯૮) સનત્ચક્રી રાસ.** સં. ૧૭૩૦ માગ૦ વ. ૧ મંગલ ચક્રાપુરી ગામમાં.

---

* પાઠાંતર—જગ જયવંત અવાપિ.

આદિ—

દૂહો—સોરઠી.

પ્રણમું **પારસનાથ**, વંછિતદાયક વલ્લહો;
હરખેં જોડિ હાથ, ધવલ ધિંગ ગોડી ધણી. ૧
કહું છું કરી મનોહાર, ચોથો ચક્રી ગાવતાં;
શરણાગત આધાર, સાનિધ કરજો સાહિબા. ૨
ગણધર પ્રણમી જેહ, સિદ્ધાંતે શ્રુતદેવતા;
હું પણિ પ્રણમું તેહ, જિનમુખ પંકજ વાસિની. ૩
કહું છું મનરે કોડિં, **માણિકસાગર** મુઝ ગુરૂ;
જેપેં થાઈ જોડિ, સાનિધિ કરજો શિષ્યની. ૪
ચક્રીના અધિકાર, ઉત્તરાધ્યયન અઢારમેં;
વૃત્તિ થકી વિસ્તાર, તે હું આણિશ તિહાં થકી. ૫

× × × ×

અંતે—અંચલ ગચ્છ ગિરૂઆ ગચ્છનાયક, શ્રી ગુણરત્ન સૂરિંદોરે;
તાસ પાટે પ્રભાકર સૂરિવર, શ્રી **ક્ષમારત્ન** મુણિંદોરે—શ્રીજિન.
બુધ **લલિતસાગર** તણા શિષ્ય પ્રથમ સુખકારીરે;
**માણિકસાગર** મુનિવરૂ, મુજ ગુરૂ જ્ઞાન દાતારરે.
તે ગુરૂના સુપસાયથી, મેં ચઉથઓ ચક્રી ગાયોરે;
**ઋષભદેવ**ને સંઘની સાંનિધિ, સરસ સંબંધ સોહાયોરે.
શ્રી **ચક્રાપુરી** ગામમાં, સંવત **સત્તરસા ત્રીસેરે;**
મૃગશિર વદિ પડવે ભૃગુવાસરે, સિદ્ધયોગી સુજગીસોરે.
એકાવન ને સાતસે, ગ્રંથાગરથ માનોરે;
કીધો પ્રત્યક્ષર ગણી, લિખજ્યો ચિત્ત રાખી થાનોરે.
ધન્યાસિરીઈ એ ભલી, કહી એકત્રીશમી ઢાલરે;
**જ્ઞાનસાગર** કહિ સાધુના, ગુણ સુણતાં અમિય રસાલોરે.

—સં. ૧૭૫૯ માગશિર સુદિ ૧૦ દિને લિખિતં પંડિત શ્રી દીપ્તિ-

વિજય શિષ્ય શ્રી ધીરવિજય ગણિ શિષ્ય ચતુરવિજય ગણિ શિષ્ય ચતુર-વિજય શિષ્ય લાલવિજયેન લિપીકૃતં. —૨૮–૧૬–ધોરાજી ભંડાર.

—સર્વ ગ્રંથાગ્રંથ ૭૫૧ લિખિતા સકલ વિદ્વજ્જન સભા શૃંગાર-હાર સકલ પંડિત શ્રી ૧૦૮ શ્રી માનવિજય તત્ શિષ્ય ચરણ સેવક સકલ પંડિત પ્રવર પંડિત શ્રી ૧૦૮ શ્રી વિમલવિજય ચરણ સેવક પં. વીરવિજય લખિત્તં થાંવલા મધ્યે સંવત ૧૮૦૯ મા વર્ષે કાત્તિ વદિ ૧૧ એકાદશી દિને સંપૂર્ણં ભવેતુવાર શુક્રો. શ્રીરસ્તુ. શિષ્ય પં. અમીવિજય, તત્ શિષ્ય મુ. રામવિજય મુનિ વિનોદવિજય ભાવ ચારિત્રિયા કેશવદાસ વાચનાર્થં લપિકૃત્વાઃ—૧૬–૧૭ અનંત. —લ. સં. ૧૮૯૬ પત્ર ૩૧ શ્લો. ૭૫૧ દા. ૪૪ નં. ૮ લીં.

**(૫૯૯) નલાયણ** સં. ૧૭૨૦ આસપાસ.

(૬૦૦) **ધન્નાચારિત્ર** સં. ૧૭૨૭.

(૬૦૧) **શાંબપ્રદ્યુમ્ન કુમાર રાસ.**

**(૬૦૧ ક.) જ્ઞાન છત્રીશી.** સં. ૧૭૦૩.

આદિ— દૂહા.

જિનવર દેવ ન જાણીએ, સેવ્યા નહી સુસાધ,
ભગવંત ધરમ ન ભેદિઓ, ઇમ ભવ ભમિયઉ અગાધ.

અંતે—

સંવત **સતર તિડોત્તર** સમૈં. શ્રી જીનહર્ષ સૂરીસોજી;
વાચક શ્રી ગુણરતન વખાણીંઈ, **જ્ઞાન** સમુદ્ર નિજ સિસોજી. સ૦ ૩૫
કીધી એહ છત્રીસી કારણે, શ્રાવક સમકિત ધારીજી;
સુવિહિત આગ્રહ **ચોથ** સાહરે, **દોસી** વંશ ઉદ્ધારોજી. સ૦ ૩૬

—આસાજી પઠનાર્થં. પત્ર ૨ અમર૦

(આમાંના ગુણરત્નના શિષ્ય જ્ઞાનસમુદ્ર અને આપણા આ જ્ઞાનસાગર બંને એક લાગે છે. જ્ઞાનસાગરજી પ્રશસ્તિમાં ગુણરત્નજી આવે છે. થોડો ફેરફાર હોવાનું કારણ કંઇ જુજ હોવું ઘટે.)

**(૬૦૧ખ.) ઋષભ સ્ત૦** (અર્બુદ તીર્થપ્રતિમા સંખ્યામય ચૈત્ય પરિપાટીરૂપ.)

**આદિ—** દેશી હઠીલા વયરાની.

**અરબુદ** ગઢ રળિયામણોરે, બાર જોયણ વિસ્તારરે એ ડુંગર વારૂ,
શિખરે ઘણુ કરી શોભતો હો લાલ,
જીહાં નંદનવન સારિખો હો લાલ, વનનો કોઇ ન પારરે એ ડુંગર વારૂ.

**અંતે—** કલશ.

ઇમ સંસ્તવ્યા **અરબુદ** અચલ મંડન સયલ થલ જીનહર જિનવરા,
ત્રિજગનાયક સિદ્ધિદાયક દુરિત દોહગ દુખહરા,
**અંચલ** ગચ્છ બુધ **લલિતસાગર** શીસ **માણિકસાગરૂ**,
તસ સીસ વિનયો સેવક **ન્યાનસાગર** ભણે ભાવ ભગતિ ભુરૂ.—અમર.

મહાવીર સ્ત૦, પાર્શ્વનાથ સ્ત૦ (વિઘા), સ્થૂલભદ્ર સ. પા. ૩, રાજમતિ ગીત, વૈરાગ્ય ગીત. (વિઘા).

---

## ૨૯૨ક. મતિસાર (ખ૦ જિનરત્ન સૂરિ-જિનવર્ધમાન-શિ.)

**(૬૦૧ગ) ધન્નાઋષિ ચઉપઇ**—સં. ૧૭૧૦ આશો સુદ ૬ ખંભાતમાં

**અંતે—** ઢાલ ૩૧.

શ્રી **જિનવર્દ્ધન** સૂરિ સવાઇ, વડ **ખરતર** વરદાઇજી;
કીરતિ જસ માહિ મંડલ છાઇ, સૂધી જાસ કમાઇજી.
તાસ પરંપર શ્રી **જિનચંદા**, નવ લખ વંશ દિણંદાજી;
વંછિત પૂરણ સુરતરૂ કંદા, સુવિહિત મુનિવર ઇંદાજી.
તસપટ શ્રી **જિનરત્ન** વિરાજૈ દિનદિન અધિક દિવાજૈજી;
જસ દરસણ મિથ્યામતિ ભાજૈ, ગુણગણ કરિ ગુરૂ ગાજૈજી.
તસ શિષ્ય **જિન** વધમાન જગીસૈ **આસો સુદિ છઠિ દિવસૈજી;**
સંવત **સત્તર દાહોત્તર** વરસૈ, **ખંભાઇત** મન હરસૈંજી.
એ સંબંધ રચ્યો **મતિસારૈં**, નવમ અંગ આણુંસારૈજી;
ભવિઅણ જણનૈ વાંચણ સારૈ, વિસતરજો જગિસારૈજી.

(પત્ર ૨૭ પ્ર. કા.) ૧૬-૧૬ આ. ક.

—સંવત્ ૧૭૧૭ વર્ષે શાકે ૧૫૮૨ પ્રવર્ત્તમાંને પૌષ સુદિ સસમ્યાં ભૃગુવાસરે શ્રી સ્તંભતીર્થે તીર્થે ભટ્ટારકશ્રી જંગમ જુગપ્રધાન શ્રી જિન-વર્દ્ધમાન સૂરિવિજય રાજ્યે શ્રી ખતરગચ્છે વાણારિસ શ્રી કલ્યાણસાગર ગણિમણીનાં શિષ્ય વાચનાચાર્ય શ્રી વિદ્યાવિજય ગણિ ગજેંદ્રાણાં શિષ્ય પં. કીર્ત્તિસમુદ્રેણાલેખિ. (ઇડર બાઇઓનો ભંડાર). —૨૩-૧૪ આગ્રાભંડાર.

(જુઓ મતિસાર-જિનસિંહ સૂરિ શિષ્ય કૃત શાલિભદ્ર રાસ સં. ૧૬૭૮ અગાઉ પૃ. ૫૦૧ પહેલો ભાગ અને મતિસાર એકજ લાગે છે ને રાસ પણ એકજ જણાય છે. પ્રત બંનેની સરખાવવાથી વિશેષ ખબર પડે.

---

## ૨૯૩ જિનહર્ષ (ખ૦ ગુણવર્દ્ધન ઉ૦-સોમ ગણિ-શાંતિહર્ષશિ.

(૬૦૨) **ચંદન મલયાગિરિ ચોપઈ**—સં. ૧૭૦૪ વૈશાખ સુદ ૫ ગુરૂ.

આદિ—

સરસતિ મતિદાઇક નમું, ત્રિકરણ શુદ્ધિ ત્રિકાલ;
રિદ્ધિ સિદ્ધિ દાતા સકલ સેવકજન પ્રતિપાલ. ૧
નિજગુરૂ ક્રમ પંકજ નમું સુમતિ વચન દાતાર;
કુમતિ હરણ તમદિન મણી અતિશયવંત ઉદાર. ૨
ચતુર વિચક્ષણ રસિક નર, શીલ વરત પ્રતિપાલ;
સુણિજ્યો એકમના થઇ કહિસુ કથા સુવિલાસ. ૩
સીલ વડઉ સંસારમઈ સીયલઈ સુજસ કહાઈ,
સીયલઇં દુખ દોહગ ટલઈ સીયલઈ સંપદ થાઈ. ૪
સીયલવંત નરનારિ જે તે પ્રતપઈ જાં ભાંણુ,
સુર સાનિધિકારી હુવઇ જસ ગાવઇ રાઇરાંણુ. ૫
ચંદનનૃપ મલયાગિરી સાયર નીર કુમાર,
સાંભલિજ્યો સહુ કો જણાં તાસુ પ્રબંધ વિચાર. ૭

× × × ×

**અંત**—અનુક્રમે નૃપ સુખ ભોગવી છેહડઇ તજિ ભંડાર;
નૃપનારિ **ચંદણ** દીખ લે સફલ કરઇ અવતાર. ૧૯સ.
વ્રત પાલિ નિરમલ ભાવસું કરિ ધરમ ધ્યાંન અભંગ;
દિવલોક સુર સુખ પામીયા અવિચલ લીલા રંગ. ૨૦સ.
સંવત **સત્તર ચીડોતર**ઈ સુભ જોગ નઈ ગુરૂવાર;
વૈશાખ સુદિ પાંચિમ દિનઈ એ કીધઉ અધિકાર. ૨૧સ.
**ખરતર** ગછ મહીયલ પ્રસિધ ચઉરાસીયાં ગણુઈદ્રિ;
શ્રી **જિનરતન** સુરીસરૂ સીલ સધર સુખકંદ. ૨૨સ.
વાચનાચારિજ ગુણ અધિક શ્રી શ્રી ગુણવર્દ્ધન સાધુ;
તસુ સીસ ગણિશ્રી **સોમજી** સુજસ ધરા જિણ લાધ. ૨૩સ.
સુવિનેય તસુ આખઈ ભવી પાલિજ્યો નિરમલ સીલ;
**જિનહરખ** ઇણિ ભવિ સંપદા પરભવ સુખ લીલ. ૨૪સ.

—સર્વગાથા ૩૭૨ ઇતિ સીલ વિષયે ચંદણ મલિયાગરી ચઉપઈ સંપૂર્ણં. ૧૨–૧૭ બાલ.

**(૬૦૩) વિદ્યાવિલાસ (રાજાની) ચોપઇ**—સં. ૧૭૧૧ સુદિ ૯ ડે.

વાચક ગુણવર્ધન સુખદાયા, શ્રી **સોમગણી** સુપસાયા; એમ **જિનહર્ષ**
ગુણ ગાયા..........

**(૬૦૪) મંગલકલશ ચોપાઇ.** સં. ૧૭૧૪. મહા વદ ૯ ગુરૂ.

**અંત**—સંવત **સતરેસઈ ચવદોતર**ઈ રે પ્રથમ અસીત નભ માસ,
નવમી તિથી દિવસઈ ગુરૂવાસરે સુપ્રસાદઇ શ્રી **પાસ**. ૧૨સો.
શ્રી **ષરતર** ગચ્છ ગયણ દિણેસરૂરે શ્રી **જિનચંદ્ર** સૂરીંદ;
**ષેમસી** ચાવી ચીહું ષંડમઈરે જાંણે જાસુ નરિંદ. ૧૩સો.
વાચક શ્રી ગુણવર્ધન ગણિ જસ નિરમલોરે તાસુ સીસ ગુણવંત;
ગણિશ્રી **સોમ** સુસીતલ સોમજ્યુંરે સાધુ ગુણે સોભંત. ૧૪સો.
**શાંતિહર્ષ** તસુ સીસ વષાંણીયેરે ઇમ **જિનહરખ** કહંત,
ઢાલ એહ ઇકવીસમી રાગ ધન્યાસિરીરે આદરજ્યો ગુણવંત. ૧૫સો.

**પં. જસવિજયેન આત્માર્થ.—વિવેકવિજય ભં. ઉદયપુર.**

(૬૦૫) **મત્સ્યોદર રાસ**—સં. ૧૭૧૮ ભાદ્ર૦ શુ. ૮ બાહડમેરમાં.

**અંતે**—શાંતિનાથ ચરિત્રથીએ એ કહ્યો અધિકાર,
મછોદરનો ભલોએ, સાંભળતાં જયકાર. ધ૦ ૧૯
**ગિરિ શશિ ભોજન** વછરાએ, ભાદ્રવા સુદિ સુવીચાર;
સંપૂરણ ચોપઇ કહીએ આઠમ તિથીવાર. ધ૦ ૨૦
શ્રી **જિનચંદ્ર** સૂરિ ચિરંજીયોએ **ખરતરગચ્છ** સિણગાર,
સુગુરૂ સુપસાઉલે એ, **બાહડમેડ** મઝાર. ધ૦ ૨૧
**શ્રી ગુણવર્દ્ધન** ગણિવરએ વાચક પદવીધાર;
વણારસ પરવડાએ, શ્રી **સોમ** સુષકાર. ધ૦ ૨૨
તાસ સીસ રલીયામણાએ, **શાંતિહરષ** ગુણ જાન;
કહે **જિનહરષ**સું એ તેત્રીસમી ઢાલ વષાંન. ધ૦ ૨૩

—ઇતિશ્રી ધરમ વિષયે મચ્છોદર રાસ સ૦ સં. ૧૮૪૭ શક ૧૭૧૨ આસો. શુ. ૧૦ દશરાદિને રવિવારે આગમગચ્છે લક્ષ્મીરત્ને લિ૦ ખંભાત બિંદરે અલંવસૈ માંડવીપોલ મધ્યે-ઋષભદેવ પ્રાસાદ-મુનિસુવ્રત પ્રસાદેન ૨૩—૧૫. આ. ક.

(૬૦૬) ૯૦૦ કન્યા**ની ચોપઈ**—( **વિક્રમસેન ચરિત્રે ખાપરા ચોર** ચોપઈ) સં. ૧૭૨૩ માહ શુદ ૧૩ બુધ. થાવર નગરીમાં.

**અંતે**—દીપતો ગચ્છ **ષરતર** તણો શ્રી ષેમસાષ પરસીધ,
**જિન**દત્ત વલિ **જિન**કુશલ ગુરૂ સદા કરે સાંનિધ. ભ૦ ૮
તિણ સાષ માહે પરવડી વાચક પદવી સાર,
શ્રી ગુણવર્ધન ગુણવર સૂજસ ચિહિસી સાર. ભ૦ ૯
તસ સીસ વાચક પટ ધરૂ શ્રી **સોમ** ધણી સુપ્રધાન,
નરનારિ પ્રતિ જેહની ગાવે જસુ ગુણગાન. ભ૦ ૧૦
મહિમા ઘણો મહી મંડલો તસ સીસ સુગુણ વિચાર,
બાણારસ પદ સોલેહે **સાંતિહર્ષ** સુષકારતો. ભ૦ ૧૧
પરસાદ તિણ સદગુરૂ તણો એ કીધ ચોપઇ સાર,
ઢાલ સતાવીસમી ભલી સુણતાં હર્ષ અપાર. ભ૦ ૧૨

**સતરસે તેવીસમે નભ**માસ સૂદિ ૫૫ શુધિ,
તિહાં એ સંપુરણ થઈ તિથિ તેરસ વાર બુધ. ભ૦ ૧૩
શ્રી **જયતારણ** સલહીયેં નગરિ સુથિર સુષકાર,
નાંમજ **થાવર** જેહનો પંડિત કરો વિચાર. ભ૦ ૧૪
જિહાં સાધુ વર્ગ સુખિ રહેં શ્રીસંઘને સુપસાય,
બહુ શ્રાવક શ્રાવિકા કહે ધર્મ ચિત લાય, ભ૦ ૧૫
શ્રી **જિનચંદ** સુરીસરૂ ગછપતિ ગુણભંડાર,
તેહને રાજે કીધ એ સંપૂર્ણ અધિકાર. ભ૦ ૧૬
—લ. સં. ૧૮૨૬.—વિવેકવિજય ભં–ઉદયપુર.

(૬૦૭)+ **સીયલ નવવાડ સ.** સં. ૧૭૨૯ ભા૦ વ૦ ૨

**અંતે**—ઢાલ ૧૧ મી. આપ સવારથી જગસહુરે—એદેસી

**નિધિ નયણ સુર સસિ** ભાદ્રપદ વદિ બિજ આલસ છંડિ
**જિન** હરખ કહે વ્રતપાલજો, બ્રહ્મચારિ ( વ્રતધારી ) હો જુગતે (યુગતે)
નવવાડિ-સિલ સદાલમે સેવજોરે. ૯૭

ઇતિ શીલની નવવાડ સંપૂર્ણ.

દૂહા.

પઢન પઢાવન ચાતુરિ. તિનુ બાત સહલ
કામદહન મન વસકરન, ગગન ચરણ મુશ્કેલ. ૧
જ્ઞાન ગરિબિ ગુરૂ વચન, નરમ વાત નરતોષ
એતા કબહુ ન છોડિયે, સરધા સિયલ સંતોષ ૨
જિભ્યા, કર, કછોટડિ. એ તિનુ વસ હોએ,
સજન ચાલે મલપતા, દુર્જન હસે ન કોય. ૩

—લી. ગુરૂજી પ્રમોદ સાગરજી સં. ૧૯૨૦ ફાગણ સુદ ૧૪ સોમ
( કચ્છી દ. ઓ. પાઠ )

૯. નિધિ ૯ નયણ ૭ સુર ૧ શશિ ભાદ્રપદ એમ આ. ક. પ્રતમાં છે. પત્ર ૫-૧૪ લ. સં. ૧૯૧૬ ફા. શુ. ૨ રૂપચંદ પુનમગચ્છ રતલામ નયરે.

**(૬૦૮) જ્ઞાતાસૂત્ર સ્વાધ્યાય ૨૧** કુલ સં. ૧૭૩૬ ફા. વ. ૭ પાટણ
અંતે—

× × × ×

**સતરઈ** છત્રીસઈ સમઇ, ફાગુણ વદિ સાતિમનઇ દીસ,
ભાસ રચી ઉગણીસઈ, **અણહિલપુર** પાટણ સુજગીસ. ૬ સ.
શ્રી **ખરતરગચ્છ** ગુણનિલઉ, શ્રી **જિનચંદસૂરિ** અવિચલપાટ,
વાચક **શાંતિહરખ** તણુઉ, સિષ્ય **પભણઇ** થાજ્યો ગહગાટ ૭ સ

—ઇતિશ્રી જ્ઞાતા સૂત્રસ્ય એકાનવિંશતિ સ્વાધ્યાયા સમાપ્તઃ સ. ૧૭૩૬ ચૈત્ર સુદિ ૧૧ દિને શ્રી પત્તન મધ્યે શ્રીર્ભવતુ. ( પ્ર. કા. )

**(૬૦૯)+ સમકિતસિત્તરી સ્તવન** સં. ૧૭૩૬ ભાદરવા
સુદ. ૧૦ પાટણમાં )

અંતે— ઢાલ ૭

× × × ×

**સત્તરશેં** છત્રીશ સમેજી, નભ શુદી દશમી દીશ, ભવિયણ
સમકિત સિત્તરી એ રચીજી, પુર પાટણ સુજગીશભ. શ્રી.
ભણજો ગુણજો ભાવશુંજી, લેશો અવિચલ શ્રેય, ભ૦
**શાંતિહર્ષ** વાચક તણોજી, કહે **જિનહર્ષ** વિનેય. ભ૦
શ્રી જિનધર્મ આરાધિયેજી.

( પ્ર૦ પંચ પ્રતિક્રમણ સૂત્ર જૈ. શ્રે૦મં. મહેસાણા પૃ. ૫૫૦)

**(૬૧૦) શુકરાજ રાસ** સં. ૧૭૩૭ માગ૦ શુ. ૪ પાટણમાં
અંતે—

× × × ×

**શ્રાદ્ધવિધિ** પ્રકરણ **તપ** ગચ્છ કૃત તેહથીરે શુકનૃપતિનો અધિકાર,
ભદ્રક સુંણ સમકિત અક્ષય વિત્ત ઉપરેરે,–રચ્યો રાસ શ્રીકાર મેં દીધ. ૧૧
સંવત **સતરસેં સાત્રીસ** સંવત્સરેં હે, મૃગસિર શુદિ ચઉથિ દીસ,
ઢાલ પંચ્યોતર રાસ કીયો રલીયાંમણોરે, પાટણ નયર જગીસ.–દીધ. ૧૨

ખરતરગચ્છ ગયણાંગણ ચંદ સમોવડિરે, શ્રી જીનચંદ સૂરીસ,
વાચક શાંતિહરખ ગણીવર સુપસાઉલેરે, કહે જીનહરખ મુણિદ-દીધ ૧૩
—સર્વગાથા ૧૩૭૬ ઇતિશ્રી ભદ્રકત્વાદિ ગુણ સમ્યકત્વોપરિ શ્રી શુકરાજ રાસ સમાપ્તં. (પત્ર ૬૪ પ્ર. કા.)

**(૬૧૧) શ્રીપાલરાજાનો રાસ** સં, ૧૭૪૦ ચૈત્ર શુ, ૭ સોમ પાટણમાં

**આદિ—** દૂહા.

શ્રી અરિહંત અનંત ગુણ. ધરિયે હીયડે ધ્યાન,
કેવલ જ્ઞાન પ્રકાસકર, દૂરિહરણ અગન્યાંન. ૧
ચઉદ રાજ ઊપરિ રહે, સિદ્ધ અનંત સમૃદ્ધિ
મુગતિ યુવતિ સુખ ભોગવઇ. દાયિક અવિચલ સિદ્ધિ. ૨
આચારિજ પય જુગ નમું, પાલે પંચાચાર
ગુણ છત્રીશ વિરાજતાં, આગમ અરથ ભંડાર, ૩
કરજોડી નીતિપ્રતિ નમું, ચોથે પદ ઉવઝાય
દ્વાદશાંગ મુખ ઉપદિસેં, ભવિયણ જણ સુખદાય. ૪
અઢીદ્વીપ માહે નમું, સાધુ સકલ ગુણવંત
સુમતિ ગુપ્તિ સૂધી ધરે, રાખે જગના જંત. ૫
પંચ પરમેષ્ટિ નમી કરી, આણી ભાવ વિશાલ,
શ્રી શ્રીપાલ નરિંદનો, રચિસું રાસ રસાલ. ૬
મંત્ર જંત્ર જડ ઓષધી, સાછે અવર અનેક
પિણિ નવકાર સમો ન કો, જોવો આણિ વિવેક. ૭
સિદ્ધિચક્ર આરાધીયે, ગણીયે શ્રી નવકાર,
ભવસાયર તરીયે સુગમ, જઇયે મુગતિ મઝાર. ૮
નવ પદનો મહિમા કહું, સાંભલજ્યો નરનારિ,
સાંભલતાં સુખ પામિસ્યો, સફલ હુસ્યે અવતાર. ૯

× × × ×

**અંતે—**

ઢાલ ૪૯—ઇમિ ધન્નઉ ધણનઇ પરચાવઇ—એહની

ઇમ શ્રીપાલ ચરિત્ર મનરાગે, શ્રેણિક નરવર આગેરે

કહ્યો ગોયમગણહર વડભાગૈ, સાંભલતા મન જાગૈરે. ૮ ભ૦
ઇમિ જાણી નવપદ સું રાતા, સિદ્ધચક્ર જે ધ્યાતારે
નૃપ **શ્રી**પાલતણી પરિ માતા, રહૈ સદા સુષમાતારે. ૯ ભ૦
સંવત **સતરૈસે ચાલીસૈ,** ચૈત્રાદિક સુજગીસૈરે,
સાતિમ સોમવારિ શુભ દીસૈ, **પાટણ** વિસવાવીસૈરે ૧૦
શ્રી **ષરતરગચ્છ** મહિમ ધારી, **જિનચંદસૂરિ** પટધારીરે
**શાંતિહરષ** વાચક સુષકારિ, તાસુ સીસ સુવિચારીરે. ૧૧
કહે **જિનહરષ** ભાવિક નર સુણિજ્યો, નવપદ મહિમા સુણજ્યોરે
ઉગણ પંચાસે ઢાલે ગુણિજ્યો, નિજ પાતિકવન મુણિજ્યોરે ૧૨

—સર્વગાથા ૫૨ ઢાલ ૪૯ ઇતિશ્રી સિદ્ધચક્ર મહિમોપરિ શ્રીપાલ મહારાજાકી ચઉપઈ સંપૂર્ણા. શ્રી. પત્ર ૪૨ પં. ૧૧ ગુ. વિ.

(ભાવ. પ્રતમાં સં. ૧૮૪૧ ના વર્ષે શાકે ૧૭૦૬ પ્રવર્ત્તમાને માઘસિર વિદ ૧૦ દિને મંગલવાર શ્રી કચ્છદેશે શ્રી યુનુરા બિંદર મધ્યે લિષતં શ્રી બૃહત્ખરતર ગચ્છે શ્રી ષેમ સાષાયાં સકલ ગુણ સેષ્ટ સોભિત ચારિત્ર પાત્ર ચૂડામણી ગુણગેય પાઠકોત્તમ ઉપાધ્યાય શ્રી ૧૮ સદાનંદજી તત્ શિષ્ય વાચનાચાર્ય વા. શ્રી ૧૦૭ સૌભાગ્યચંદજી ગનિ તત્ શિષ્ય ચરણ કમલ સેવિત ચંદ ગણિણા, શ્રી. મહાવીરજી પ્રસાદાત્ શ્રી. ષોડિયા ષેત્રપાલજી પ્રસાદાત્ મેરૂ મહીધર જા લગેં જાંલગ ઉગે સૂર તાં લગ એ પોથી સદા રહેજ્યો સુખ ભરપૂર ૧ વગેરે.)

—સર્વગાથા ૮૫ ઢાલ ૪૯ ઇતિ શ્રી સિદ્ધચક્ર મહિમોપરિ શ્રી શ્રીપાલ મહારાય ચરિત્ર ચતુષ્પદિકા સમાપ્તા સંવત ૧૭૮૩ વર્ષે મિતી ચૈત્ર માસે શુક્લપક્ષે ૧૩ દિને ૨૬-૧૫ પોપટલાલ પ્રાગજી કાળા કરાંચીવાલા પાસે.

**(૬૧૨) રત્નસિંહ રાજર્ષિ રાસ**—સં. ૧૭૪૧ પોશ વ. ૧૧ પાટણમાં
સુગુરૂ વચનથી ઇણિ ભવ પર ભવ સુખ લહ્યાંરે,

શ્રી રણસિંઘ મુણિંદ.
તેહનાંરે (૨) સુણ્યાં ચરિત્ર તેહવાં કહ્યાંરે. ૧૦
રતનપ્રભ સૂરિ ઉપદેશમાલ તણી કરીરે;
રતનપ્રભી ઇણિ નામ,
ટીકારે (૨) તેહનાઇ ધુરિએ છઈ વરીરે. ૧૧
ઇણિ પરિ ભવિયણ શ્રી પ્રવચન આરાધિસ્યઇરે,
ધરિસ્યઈ ગુરૂની સીષ,
તે નરરે (૨) સુગતિ મુગતિ સુષ સાધિસ્યઇરે. ૧૨
સંવત સતરઈ ઇકિતાલીસઇ વચ્છરઇરે,
ઇગ્યારસિ વદિ પોસ.
પાટણરે (૨) રાસ રચ્યઉ ભાવઈ ષરઇરે. ૧૩
શ્રી ષરતર ગચ્છગયણ દિવાકર દીપતઉરે,
શ્રી જિનચંદ્ર સૂરીંદ્ર.
કુમતીરે (૨) પ્રબલ નિસાચર જીપતઉરે. ૧૪
એક અધિક અડત્રીસે ઢાલે સ્વર ભલઇરે;
ગાવઉ મિલિ જિનહર્ષ.
વાચકરે (૨) શાંતિહર્ષ સુપસાઉલઇરે. ૧૫

—સર્વગાથા ૭૦૯ ઢાલ ૩૯-ઇતિશ્રી ઉપદેશ—માલયા પ્રતિબોધિત શ્રી રણસિંઘ રાજર્ષિરાસ; સંપૂર્ણઃ લિખિતો જિનહર્ષેણ શ્રી પત્તન મધ્યે. શ્રી. શ્રી. (પ્ર. કા.) કવિની હસ્તલિખિત,

(૬૧૩) **શ્રીપાળ રાસ**—(નાનો-સંક્ષિપ્ત) સં. ૧૭૪૨ ચૈત્ર વદ ૧૩ પાટણમાં.

× × × ×

અંતે—

શ્રીપાલ ચરિત્ર નિહાલિનઈ, સિદ્ધચક્ર નવપદ ધાર;
ધ્યાઇયઇ તઉ સુખ પાઇયઈ, જગમઈ જસ વિસ્તાર. ૨૯૬શ્રી.

શ્રીગચ્છ ખરતર પતિ પ્રગટ, જિનચંદ્ર સૂરિ સુરીસ;
ગણિ શાંતિહરષ વાચક તણુઉ, કહઈ જિનહરષ સુસીસ. ૨૭૦શ્રી.
સતરઇ બયાલીસઈ સમઇ, વદિ ચૈત્ર તેરસિ જાંણુ;
એ રાસ પાટણુમાં રચ્યઉ, સુણુતાં સદા કલ્યાણુ. ૨૭૧શ્રી.

—સંવત્ ૧૭૬૯ વર્ષે કાર્તિક વદિ ૧૩ શુક્રવારે—શ્રી રાજનગર મધ્યે લિખિતં. પં. જયકલશ મુનિના શ્રી નવપદ સિદ્ધચક્ર મહિમાયાં શ્રીપાલ નૃપ રાસ; સંપૂર્ણઃ—(પત્ર ૧૨ પં. ૧૬ ભાવ)

—પં. સુમતિસાગર શિ૦ મુનિ વિવેકસાગર લિપીચક્રે. શ્રી વ્યાલપુર મધ્યે. સુમતિ પ્રસાદાત્ સં. ૧૮૬૯ ચૈત્ર સુદિ ૮ તિથૌ બુધવાસરે પત્ર. ૮ પં–૧૭. આ. ક.

**(૬૧૪) અવંતિ સુકુમાલ સ્વાધ્યાય** ૧૦૨ કડી સં. ૧૭૪૧ વૈશાખ સુદ ૮ શનિ

આદિ—

દૂહા.

પાસ જિણેસર સેવિઇ, ત્રેવિસમો જિનરાય,
વિઘનવારણુ સુખકરણુ, નાંમે નવવિધ થાય. ૧
ગુણુ ગાસુ ખાતે કરી, અવંતિસુકુમાલ,
કાન દેઇને સાંભલો, જેમ હોય મંગલમાલ. ૨

× × × ×

અંત—

ઢાલ ૧૩ મી સુણુ બેનિ પીઉડો પરદેસી. એ દેસી.
ભદ્રા ઘરે આવી એમ ભાખે, ગર્ભવતી ઘરે રાખે રે,
અન્ય વહુ પોતે ગુરૂ સાથે, વ્રત અમૃત રસ ચાખેરે, ભદ્રા.
પાંચ મહાવ્રત સુધા પાલે, દૂષણુ સઘળા ટાળેરે,
દુકર તપ કરિ કાયા ગાળે, કલમલ પાપ પખાલેરે. ૨ ભદ્રા.
અંતકાલે સહુ અણુસણુ લેઈ, તજી ઉદારિક દેહિરે,
દેવલોકના સુખ લહેઇ, ચારિત્રના ફલ એહિરે. ૩ ભદ્રા.

કેડે ગર્ભવંતી સૂત જાયો, દેવલ તેણે કરાયોરે,
પિતા મરણની ઠામ સુહાયો, એવંતિ પાસ દેવ કહાયોરે. ૪ ભદ્રા
પાસ (નાથ) જિણેસર પ્રતિમા થાપી, કુમતિલતા જડ કાપીરે,
કિરતી જેહની સઘલે ત્રિભુવન વ્યાપી, સૂરજ તેજ જેમ પ્રતાપીરે ૫ ભદ્રા
(ઘો. પ્રત)
સંવત સત્તર એકતાલીસઈ, શુકલ વૈશાખ કહીશઈરે,
વાર સનીસર આઠમી દિવસે, કીધી સઝાય (ઢાલ) જગીશેરે ૬ ભદ્રા
(પાઠાંતર) સંવત સતરૈસૈ ઇકિતાલીસેં શુકલ આસાઢ કહીસઇરે
રાજનગર તિથિ આઠમિ દિવસઇ કીધી સઝાય જગીસઇરે. ૧૦૨
અવંતી સુકુમાલ મલ્હાવી મધુર સ્વરે ગુણ ગાવિરે,
તે જિનહરષ દીપિ વડદાવિં, શાંતિહરષ સુખ પાવીરે. ૭
પત્ર ૬ ૧૩ ઢાળ હા૦ ભં પાટણ ડે, ૧૦–૧૧ ઘો૦.
—લ૦ અ. કરમસી., ૪–૧૭ (મારી પાસે છે)

(૬૧૫)+ ઉત્તમકુમાર ચરિત્ર રાસ સં. ૧૭૪૫ આશો શુદ ૫ પાટણમાં
અંતે—

ભુતવેદ સાયર શશી, આશો શુદી પંચમી દિવસેરે,
ઉત્તમ ચરિત્ર કુમારનો મેં રાસ રચ્યો સુજગીશેરે ૧૫, સુ.
શ્રી જિનવર સુપ્રસાદથી શ્રી પાટણ નયર મઝારેરે,
ગાથા સત્યાશી પાંચશેં, ઓગણત્રીશમી ઢાલ ઉદારેરે ૧૬ સુ.
શ્રી ખરતર ગચ્છ ગુણનિલો, શ્રી જિનચંદ સુરીંદોરે,
વાચક શાંતિહર્ષ ગણિ, જીનહર્ષ સદા આણંદોરે. ૧૭ સુ.
સર્વ મળી ૫૮૫—વસ્ત્રદાન ફલ માહાત્મ્યરૂપ.

× પં. જિનહર્ષે શ્રી સોમસુંદર સૂરિ શિષ્ય શ્રી જિનસુંદર સૂરિએ કરેલા દીવાલી કલ્પનું ગુજરાતી વાર્તિક રચ્યું છે સં. ૧૭૫૧ વર્ષે ચૈત્ર સુદિ ૧૩ ના દિવસે લખાયેલી પ્રતિ પત્ર ૨૨ હા. ભં. પાટણ ડા. ૬૮

(૬૧૬)+ કુમારપાળ રાસ—૧૭૪૨ આસો શુ. ૧૦ રવિ પાટણમાં.
આદિ—

શ્રી સરસતિ ભગવતિ નમું, બુદ્ધિ તણી દાતાર;

મૂર્ખને પંડિત કરે, કરતાં ન લાવે વાર. ૧
આગળ જે પંડિત હૂઆ, વર્ત્તમાન કહેવાય;
વલિ પંડિત જે હોઇસેં, તે સરસતિ સુપસાય. ૨
મૂરખ છાલિ ચારતો, નહિ મુખ વયણ વિલાસ;
તેહનેં તુઠી કાલિકા, કિયો કવિ કાલિદાસ. ૩
તિમ મુઝને સુપ્રસન્ન હૂવઉ સુમતિ દિયણ સરસતિ:
મુઝ મન કમલ વિકાસ કરિ, હંસાસણ દિયો મતિ. ૪
મતિ દે માતા મુઝ ભણી, હું સેવું તુઝ પાય,
મુઝ વયણેં રસ આપજે, સહૂનેં જેમ સુહાય. ૫
સજન માણસ ગોઠડી, મિઠા બોલી નારિ,
મિઠાં ભોજન સરસ વયણ, સહુને પ્યારાં ચાર. ૬
સુલલિત સરસ સુભે વિયણ, સરસતિ ધઉ તતકાલ;
તુઝ પસાયેં વર્ણવું, કુંમારપાલ ભૂપાલ. ૭
ઋષભ ને વીર વિચેં હુઆ, ઉત્તમ નરનાં વૃન્દ;
પણ ઇણ સરિખો જોવતાં, ન હુઓ કોઈ નરંદ. ૮
દયા પલાવી જેણ નૃપ, દેશ અઢાર મઝાર;
ઉતમ કારજ આદર્યો, કિધા પર ઉપગાર. ૯
જિનશાસન દિપાવિયો, કહિસ્યૂં તાસ ચરિત્ર;
સાવધાન થઇ સાંભળો, થાસેં શ્રવણ પવિત્ર. ૧૦

× × × ×

અંતે—

ઢાલ ૧૨૯ મી.

બાર વરસાંરી સાહીલા ચાકરી, પધાર્યા;
તેરમેં વરસ ધરિ આયાહેં, સોહાગણી.
રાણી હાલ હાલ હોરેં હુલરાઇ લેઇ—એ દેશી.
એહ ચરિત્રનિજ હિયડેં ધારી, લોભ તજો નર નારિ હો–
સોભાગી વયણ ધર્મસ્યું હો ચિત લાઇલે.

× × × ×

રિષભ કીયો મેં રાસ નીહાલી, વિસ્તરમાંહિથી લાલી હો;
રાસ રચ્યો નિજ મતિ સંભાળી, રસના પવિત્ર પખાલી હો. ૧૨
સંવત **સતર એંતાલીસે** આસો સુદિ જગીસેં હો;
વિજયદશમી દિન તાપ ન દીસેં, નયર **પાટણ** મન હીંસેજી. ૧૩
અધિકો ઓછો કેહવાણો હોઇં, મુઝનેં દોષ મ કોઇ હો;
રાસ કીધો પૂર્વરાસ જોઇ, સાંભળજો સહુ કોઇ હો. ૧૪
ખરતર ગચ્છમાંહિ બિરાજે, શ્રી **જિનચંદ** સૂરિ છાજે હો;
વાચક **શાંતિહર્ષ** ગણી ગાજે, એમ શાખા માંહે રાજે હો. ૧૫
તાસ ચરણ પંકજ રસ રાતો, ભમર તણી પરેં માતો હો;
કહે **જિનહરષ** હરષભર ગાતો, રાસ સહુને સુહાતોજી. ૧૬
અઠયાવીસ સેં ગાથાનો દાવો, ઉપરે છિહોત્તરિ ઠાવો હો;
રાસ રૂડી પરે એહ મલ્હાવો, એકશો ત્રીસ ઢાલે ગાવો હો. ૧૭

—સંવત અઢાર ચોરાણુંઓ, વસંતમાસ સુખકાર, એકાદશી ભોમવાસરે, જયસાગર લિખનાર ૧ ભટ્ટારકશ્રી વિજયાણુંદ સૂરીગચ્છે દાનાવત્ સંઘાડે પંન્યાસ રાજેંદ્રવિજયજી તત્ શિ૦ પં૦ માનવિજયજી, તત્ શિ૦ પં૦ પં. જયવિજયજી, તત્ શિ૦ પં. ઋદ્ધિવિજયજી તત્ભ્રાતા લઘુ પં. તિર્થવિજયજી મુનિ વિરવિજયજી, પં. તીર્થવિજયજી લખાવીતં લઘુ શિ૦ ચેલા રત્નચંદ પઠનાર્થે શ્રી વીજાપૂર નયરે શ્રી ચિંતામણ પાર્શ્વનાથજી તથા શાંતિનાથજીપ્રસાદાત્ સં. ૧૮૯૪ ના વર્ષે વસંતમાસ ફાલ્ગુને શુકલપક્ષે એકાદશી તિથૌ ભોમવારેસઃ લિપિકૃતં અંચલગચ્છે પંન્યાસ શ્રી તત્ત્વસાગરજી તત્ શિ૦ મુની જયાબ્ધિના લિપીકૃતં શ્રી લીંબડી નયરના રેવાશી તે અત્ર આવ્યા હૂંતા તેઉની પાસેં લખાવી છે વાંચે તેને વંદના ૧૩૩–૧૧ ઘો૦, ૧૪૫–૧૧ [પાલણપુર ભં.]

—લ. સં. ૧૯૩૯ કાર્ત્તિક વદ ૪ ભોમ પાનાં ૧૩૧ પ્રે. ૨. —૨૮૭૬ ગાથા ૧૩૮ ઢાલ ગ્રંથાગ્ર ૪૦૧૬૦ સકલ ભટ્ટારક શીરોમણી ભટ્ટારક શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી હીરવિજય સૂરીશ્વર; તત્ ચરણસેવી શિષ્ય શ્રી શ્રી શ્રી પંડિત શ્રી ૧૦૭ શ્રી આણુંદવિજય

ગણી તત્ શિષ્ય પંડીત શ્રી ૧૦૫ મેરૂવિજય ગણી તત્ શિષ્ય મહોપાધ્યાય શ્રી ૧૦૩ શ્રી શ્રી શ્રી લાવણ્યવીજયગણી તત્ શિષ્ય ઉપાધ્યાય શ્રી ૧૦૧ શ્રી શ્રી લક્ષ્મીવિજય ગણી તત્ ભ્રાત્ પં શ્રી પંડીત શ્રી ૯૯ શ્રી જ્ઞાનવિજય ગણી તત્ શિષ્ય પંડીત શ્રી ૨૧ શ્રી નયવિજય ગણી તત્ શિષ્ય પંડિત શ્રી ૧૯ શ્રી પ્રવર કોટી શ્રી પં. શુભવિજય ગણી તત્ શિષ્ય પંડિત, શ્રી ૧૭ શ્રી પં. પ્રેમવિજય ગણી તત્ શિષ્ય પંડિત શ્રી ૧૫ શ્રી પં. સુબુદ્ધિવીજય ગણી તત્ શીષ્ય પં. શ્રી ૫ પં. ૯ નીત્યવીજયગણી તત્ ભ્રાત્ પં. શ્રી ૫ પં. રૂપવીજય ગણી તત્ શીષ્ય પં. વીદ્યાવિજય ગણી તત્ લઘુ ભ્રાત્રી ચરણસેવી ખૂશાલવીજયગણી લપીકૃતં સંવત્ ૧૮૫૨ ના આશો વદી ૬ દને વાર સસાંકવારેઃ પ્રાતુર્સમયે અરણ પ્રકાસ્યે દીવસ ઘટી ૬ ચઢે લપીકૃતં ૧ યાદૃશં પૂસ્તકં દૃષ્ટં તાદૃસં લખીતં મયા, મમઃ સુદ્ધમસૂધ્ધં વા મમ દોષો ન દીયતે ૧ કનકાપૂરે પૂરે તસ્ય પૂણ્યશાલી જનાકુલે લખીતો જ્ઞાન વૃદ્ધયર્થે શિષ્યાણં પાઠ હેતવે ૧ જલાત્ રક્ષેત્ તૈલાત્ રક્ષેત્ રક્ષેત્ નીવડબંધનં, મૂરખ હસ્તેન દાતવ્યં એવં વંદન્તી પૂસ્તકા ૧ સંવત ૧૮૫૨ નેં રહી કડોલી ચોમાસ, શાંતી જિનંદ સૂપસાઉલે પૂગી મનની હુંસ ૧ જિહાં લગણ મેરૂ થીર રહે, ધ્રુઅ સાયર સસી ભાંણ, તિહાં લગે એહીજ પૂસ્તીકા, વાંચો ચતુર સુજાણ ૧ જ્ઞાન સમો કોઇ ધન નહી, ગુરૂ સમો નહી ગ્યાંન, ધર્મ સખાઇ જીવને આતમગ્યાંન પ્રમાણ ૧ સ્થાને સિંહ સમે રણે મૃગ સમે દેશાંતરે જાંબુકે, આહારે ગજ ભીમ સેન્ય સદૃશા શ્વાનોપમા મૈથુને રૂપ મરકટ પિશાચલપિકા કૂટાક્ષરા નિદયઃ કાર્યાર્થે બધીરા ભવંતી કુટિલા એતા ગુણા વાણિજા ૧ ઇતી શ્રી સંપૂર્ણ. શ્રી રસ્તુ, શ્રી કલ્યાણમસ્તુઃ શ્રી શુભં ભવતુંઃ–૧૦૩–૧૩ અનંત૦

—સં. ૧૮૨૪ ચૈતર વદ ૫ ગુરૂ. પ્રે. ૨.

—સં. ૧૯૩૧ વર્ષે શ્રા. શુ. ૧૧ રવિવાસરે પૂર્ણકૃતા ૧૨૨ પં. ૧૨. આ. ક.

—સં. ૧૮૩૫ ચૈત્ર શુ. ૧ ૧૨૦–૧૭ ભં૦

—સં. ૧૮૫૭ પત્ર ૧૬૯ શ્લો. ૨૮૭૬ નં. ૩ દા. ૨૫ લીં.

—સં. ૧૮૨૧ ના વર્ષે અશ્વીન માસ કૃષ્ણપક્ષે ૮ અષ્ટમી તીથૌ ગુરૂવાશરે પ્રતિ સંપૂર્ણઃ-સકલ પં૦ શ્રી ૧૦૦૮ શ્રી ચતુરસાગર ગણી તત્ શિ૦ પં. શ્રી લાલસાગર ગણિ તત્ શિ૦ પં. વિશેષસાગરગણી તત્ શિ૦ શ્રી ઉમેદસાગર ગણી તત્ ભ્રાત્રી પં-જનસાગરેણ લપીકૃતં-શ્રી માંડવિ બિંદરેલીષ્યતે શ્રીશીતલનાથ પ્રસાદાત્ ૮૮. ૧૫. ચા૦ (ચારિત્રવિજયજીકચ્છી)

—સં. ૧૮૫૭ માઘ માસે શુકલપક્ષે નવમી તિથૌ ભૃગુવાસરે. ૧૬૯-૧૧ લીં.

પ્ર૦ શા. ડાહ્યાભાઈ લલુભાઈ, પ્રેમચંદ નગીનદાસ અને મોહનલાલ જયચંદ અમદાવાદ. સં. ૧૯૫૧.

**(૬૧૭) અમરદત્ત મિત્રાનંદ રાસ.** ૧૭૪૪ ફા. વ. ૨ સોમ પાટણમાં.

**અંતે—**

× × × ×

**ભાવચંદ** સૂરીસકૃત શ્રી **શાંતિ**નાથ ચરિત્ર;
તે માંહિથી જોઈ લીધા, કીધઉ રાસ પવિત્ર. ૧૬
શ્લોક સાર્ધ ઇગ્યારસઈ, ગણિતાં થયઉ છઈ એહ;
ગાથા તઉ સાઢા આઠસઇ, રાસ રચ્યઉ ગુણગેહ. ૧૭
**નિધિ વેદ રિષિ શિશિ** વચ્છરઇ, વદિ બીજ ફાગુણ માસ,
શિશિવાર **પાટણ** નયરમઇં, એ મઇ કીધઉ રાસ. ૧૮
ગચ્છ **ખરતર** ગુણ નિલય, શ્રી તીર્થંકર દ્વિજપત્તિ;
વિદ્વાન ગચ્છનાયક જયઉ, પુહવી પ્રતપઉ નિત્તિ. ૧૯
શ્રી **શાંતિહર્ષ**વાચક પ્રવર, તસુ સીસ ધરિય જગીસ;
**જિનહરષ** કહઇ એ રાસની, ઢાલ ઉગુણચાલીસ. ૨૦

—ઇતિ ક્રોધોપરિ અમરદત્ત મિત્રાણંદ રાસ સંપૂર્ણઃ—શ્રી આદીશ્વર પ્રસાદાત્ લખતં પાટણ મધ્યે; (પ્ર૦ કા૦)

**(૬૧૮) ચંદન મલયાગિરિ રાસ**-૧૭૪૪ શ્રાવણ શુ. ૬ ગુરૂ પાટણમાં.

અંતે—

યુ[૪]ગ બ્રહ્મા[૪]મુખ જલ[૭]નિધિજી, ચં[૧]દ્ર સંવચ્છર જાણિ;
નભસિત ષષ્ઠી વાસરઇજી, સુરગુરૂવાર પિછાણિ. ૧૦ચં૦
રાસ રચ્યઉ રલીયામણુઉજી, ઢાલ થઈ ત્રેવીસ;
ગાથા એહની ચ્યારિસઇજી, ઉંપરિ સમ જગીસ. ૧૧ચં૦
શ્રી **ખરતર** ગચ્છ ગુણતિલઉજી, શ્રી **જિનચંદ** સૂરિંદ;
વાચક **શાંતિહરષ** તણઉજી, કહઇ **જિનહરષ** મુણિંદ. ૧૨ચં૦
સાંભલિજ્યો ભણિજ્યો તુમ્હેજી, ચતુર રસિક નરનારિ;
પાંતઇ કીધઉ અછઇજી, **પાટણ** નયર મઝારિ. ૧૩ચં૦

—ઇતિશ્રી સીલમહિમાયાં ચંદણ મલયાગરી ચતુષ્પદી સમાપ્તા- સંવત્ ૧૭૪૫ વર્ષે શ્રાવણ સુદિ ૬ દિને ગુરૂવારે લિખિતા જિનહર્ષેણ શ્રીપત્તને. કવિની સ્વહસ્ત લિખિત. (પ્ર. કા.)

(૬૧૯) **હરિશ્ચંદ્ર રાસ.** સં. ૧૭૪૪ આશો સુ. ૫ પાટણમાં.

અંતે—

× × × ×

રાસ રચ્યઉ રલીયામણુઉ, **સતરઇ ચમ્માલીસ** હો. સા૦
આસૂ પાંચિમ ઊજલી, પૂગી સયલ જગીસ હો. સા૦ ૧૫દે.
શ્રી **જિનચંદ** સૂરીસરૂ, **ખરતર** ગચ્છ સિણગાર હો. સા૦
રાસ કીયઉ તસ રાજમાં, સુણતાં જયજયકાર હો. સા૦ ૧૬દે.
ખેમસાખ ક્ષતિ મંડલઇ, ચાવી ચ્યારે ખંડ હો. સા૦
વાચક શ્રી **સોમ** ગણિ તણુઉ, મહિમા વિશ્વ અખંડ હો. સા૦ ૧૭દે.
તાસસીસ વાચકવરૂ, **શાંતિહરષ** ગુણવંત હો. સા૦
અંતેવાસી તેહનઉ, કવિ **જિનહરષ** કહંત હો. સા૦ ૧૮દે.
**ભાવદેવ** સૂરિનઉ કીયઉ, **પાર્શ્વનાથ** ચરિત્ર હો. સા૦
જોઈ અધિકાર તિહાંથકી, રાસ રચ્યઉ સુવિચિત્ર હો. સા૦ ૧૯દે.
લિખિજ્યો ભણિજ્યો વાચિજ્યો, રૂડઉ રાસ રસાલ હો. સા૦
ગાથા એહની સાતસઇ, પરગટ પાંત્રીસ ઢાલ હો. સા૦ ૨૦દે.

સત્વવંત ગુણ ગાવતાં, લહીયઇ સત્વ શરીર હો. સા૦
કાયા થાયઇ નિરમલી, પ્રગટ હુવઇ સુષ સીર હો. સા૦ ૨૧દે.
અણહિલપુર પાટણ ભલઉ, રહી તિહાં ચઉમાસ હો. સા૦
રાસ રચ્યઉ હરિચંદનઉ, સુપસાયઈ શ્રી પાસ હો. સા૦ ૨૨દે.

–સર્વગાથા ૭૦૧ ઢાલ ૩૫ ઇતિશ્રી સત્વ વિષયે રાજા હરિચંદ્ર રાસ સમાપ્તઃ–સંવત્ ૧૭૪૪ વર્ષે આસૂ સુદિ ૫ દિને શ્રીપત્તન મધ્યે. શ્રી.

(પ્ર૦ કા૦)

**(૬૨૦)+ હરિબળલાછીનો રાસ**—સં. ૧૭૪૬ આશો સુદ ૧ કવિની સ્વહસ્ત લિખિત. ખુવ પાટણમાં.

**આદિ**—

શાંતિ કરણશ્રી **શાંતિ**જિન, અચિરારાણી નંદ;
વિશ્વસેન નૃપકુળ કમળ, સહસકિરણ સુખકંદ. ૧
માય ઉઅર આવી કરી, દેશ નિવારિ મારિ;
શાંતિ થઇ સહુ લોકને, **શાંતિ** નામ દિયોસાર. ૨
શ્રી **શાંતિ**શ્વર સોલમો, જિનનાયક જિનચંદ;
ચક્રવર્ત્તિ વળી પાંચમો, આપે પદ મહાનંદ. ૩
સોવનવરણ સોહામણો, લંછન જાસ કુરંગ;
ભાવઠ ભાજે નામથી, દિનદિન રંગ અભંગ. ૪
ચરણકમળ તેહના નમી, ધ્યાન હૃદય અવધારિ;
રાસ કરૂં હરિબળતણો, જીવ દયા અધિકાર. ૫
માછીગર કુળ ઉપનો, પામ્યો રાજ્યભંડાર;
સુખ ભોગવી શિવપદ લહ્યો, દયા તણો ઉપગાર. ૬
ઊમાર્યો એક માછલો, પાળી અગડ અપાર;
વિકથા ઊંઘ તજી કરી, સાંભળજો નરનાર. ૭

× × × ×

**અંતે**—

ઢાલ ૩૨ મી—કાગળીયો કરતાર ભણી શીપરે લયુંરે.

× × × ×

પહેલા વ્રત ઉપર આદર કરેરે, પાળો દયા દયાળ;
જીવ દયાથી સહુ સુખ પામશોરે, જિમ હરિબળ ભૂપાળ. ઇમિ૦ ૧૦
સંવત **સત્તર છેતાળીસમેરે**, આસો સુદિ બુધવાર;
પડવા દિવસે રાસ સંપૂરણ થયોરે, પાટણનગર મઝાર. ઇમ૦ ૧૧
શ્રી **ખરતર** ગચ્છનાયક શોભતારે, શ્રી **જિનચંદ્ર** સૂરિંદ;
**શાંતિહર્ષ** વાચક પદ પંકજ અલીરે, કહે **જિનહર્ષ** મુણિંદ. ઇમિ૦ ૧૨
ષટ્શત ઓગણ્યાશી ગાથા થઇરે, ઢાલ થઈ બત્રીસ;
વર્ધમાન દેશનાથી કહ્યો અધિકાર એરે, સુણજો ધરી જગીશ. ઇમ૦ ૧૩
+પ્ર૦ આનંદ કાવ્ય મહોદધિ—ભાગ ૩.

(૬૦૩) **વિદ્યાવિલાસ રાસ** સં. ૧૭૧૧ આ. શુ. ૮ બુધ (જુઓ પૃ. (૮૨).

**આદિ**— દૂહા.

સરસતિ નિતિ આપો સુમતિ ચિતહિત ધરિ પ્રણમેવિ,
જિત તિતથી થાનિક અચળ, શોભિત દહદિસિ દેવ. ૧
કવિયણ નર સાંનિધિકરણ, દુરિહરણ અજ્ઞાન,
ચરણ ઉપમ ધરણ ઊપાવણ ગુણજ્ઞાન. ૨
તાસુ તણે સુપસાઉલે, કહિસ્યું પુણ્ય ચરિત્ત
પુણ્યથકી સુખ સંપદા, પામિજે નિત નિત્ત, ૩
પુણ્યે સુજસ લહીજીયે, પુણ્ય પસાયે ભોગ
પુણ્ય થકી આપદ ટલે, મિલે સયલ સંયોગ. ૪
પુન્યવંત વખાણતાં જનમ હુવે સુકયત્થ
રસના પવિત્રપણો લીયે, સીઝે નિજ પરમત્થ. ૫
અણહુંતા ગુણ દાખવ્યા, જીહા પવિત્ર ન હોઇ
સારસનાઇ કસ લહીએ, છતા કહે ગુણ જેહ, ૬
ઉત્તમ નરગુણ આગલો, પોતે પુણ્ય પ્રકાશ
વિદ્યાવિલાસ નરવઇ તણો, સુણજ્યો ચરિત્ર ઉલ્હાસ. ૭

× × × ×

અંતે—

**સતરેંઇગ્યારોત્તર** વરસે શ્રાવણ સુદિ મન હરસેજી,
બુધવાર નવમી તિથિ અવસેં કીધ ચઉપઈ સરસેજી. ૧૨ જિ.
શ્રી **ખરતરગચ્છ** ગયણદિણંદા, શ્રી **જિનરત્ન** સૂરીંદાજી
તાસુ પસાઇં ચરિત્ર સુખકંદા, નિસુણજ્યો નરવૃંદાજી. ૧૩ જિ.
વાચક ગુણવર્દ્ધન સુખદાયા, શ્રી **સોમગણિ** સુપસાયજી
ઇમિ **જિનહરષ** પુણ્ય ગુણ ગાયા, તીસઢાલ સુખપાયાજી. ૧૪ જિ.

લિખિતં અમરવિજય શ્રી બીલાડા મધ્યે સકલ ભ૦ વિજયદેવ સૂરીસ્વર શિ૦ મહોપાધ્યાય શ્રી લાવણ્યવિજય ગણી સ્વ શિષ્ય સકલ પં૦ શ્રી માનવિજય ગણી સ્વ શિ૦ સકલ પં. લબ્ધિવિજય ગણી શિ. પં. શ્રી અમરવિજય ગણી લિપિકૃતં. મુનિશ્રી ધનવિજય ગણી વાચનાર્થે સં. ૧૭૫૪ વર્ષે માગસિર શુદિ દ્વિતીય દિને શુક્રવારે યેશ્રી નક્ષત્રે શુક્રમાસ યોગદિને સંપૂર્ણ. ૨૭–૧૭ દા. ૪૩ નં. ૫૭ ■ ડે.

**(૬૨૧)+ વીશસ્થાનકનો રાસ** સં. ૧૭૪૮ વૈ. શુ. ૩

આદિ—

દોહા

સકલ સિદ્ધિ સંપતિ કરણ, હરણ તિમિર અજ્ઞાન,
ત્રણે કાલના જિન નમું, આણી ભાવ પ્રધાન ૧
મહાવિદેહે વિચરતા, વંદૂં જિનવર વીશ,
સંઘચતુર્વિધ આગલે, ધર્મ કહે જગદીશ. ૨
નમતાં નવનિધિ પામિયે, જપતાં પાતક જાય,
પૂજતાં શિવપદ દિયે, ખાંમ તણી ખલ ન્યાય. ૩
શ્રી જિનપદ પ્રાપ્તિ ભણી, હવું તપ ઉચ્છાહિ,
વીશ સ્થાનક નાંમે કહ્યું, શ્રી જિન આગમ માંહિ. ૪
ચાર ભેદ જિન ધર્મના, દાન શીલ તપ ભાવ,
સુખારામ અમૃત જલદ, ભવદુઃખ સાયર નાવ. ૫

× × × ×

અંતે—   કલશ રાગ ધન્યાશ્રી

આરાહો, ભવિયણ થાનક આરાહો,
અમિત પ્રભાવ વીશ સ્થાનક ભાખ્યા, એ સેવી લ્યો લાહોરે,
ભવિયણ થાનક આરાહો.   ૧

×   ×   ×   ×

ગ્રંથ વિચારામૃત સંગ્રહી, એહ રચ્યો મન ભાવો,
અધિકો ઓછો જે કોઈ ભાખ્યો, પંડિત તેહ શોધાવોરે. ભ. ૯
શ્રી ચંદ્રપ્રભ ચિતમાંહે ધારો, અભિનંદન મન ભાવો,
કુંથુ જિનેશ્વર સ્વામી કૃપાથી, અશુભ કર્મ સહુ જાવો. ભ. ૧૦
માધવ કૃષ્ણોત્તર જિન પહેલો, પારણ દિવસ વધાવો,
ખરતરગચ્છ જિનચંદ્ર સૂરીશ્વર, દિન દિન જડતો દાવોરે ભ. ૧૧
વાચક શાંતિહર્ષ ગણિ કેરો, શિષ્ય વચન ચિત લાવો,
પુણ્યવિશાલ રાસ રસરંગે, કહે જિનહર્ષ ભલાવોરે.   ભ. ૧૨
(પ્ર૦ ભીમશી માણેક.

—પાનાં ૩૦૬ કમલમુનિનો સંગ્રહ હાલ ગૂજરાત વિદ્યાપીઠમાં.

—સંવત ૧૭૬૪ વર્ષે શાકે ૧૬૨૯ પ્રવર્ત્તમાને કાર્ત્તિક માસે કૃષ્ણ પક્ષે ૧૩ દિને અર્કવાસરે લિખિત શ્રી પત્તનનગરે પં. જયકલસ મુનિના શુભં ભૂયાત્ પા, ૯૧—૧૬ આ. ક.

(૬૨૨) **મૃગાંકલેખા રાસ** સં. ૧૭૪૮ આપાઢ વદ ૯ પાટણ
અંતે—

×   ×   ×   ×

સતર અડતાલીસમેં આસાઢ વદિ નુંમિ દીસ
એ રાસ પાટણ મેં રચ્યો, ઢાલે ઇકિતાલીસ ૧૮ ગા.
ગછરાજ ખરતર ગુરૂ જયો, જિનચંદસૂરિ સૂરીંદ
શાંતિહર્ષ વાચક તણો કહે જિનહર્ષ મુણીંદ.   ૧૯

—શીલ વિષયે મૃગાંકલેખા સતી રાસ સં. ૧૮૧૯ પો. સુ, ૮ ગુરૂ નવાનગર મધ્યે ઋ. પીતાંબરેણ લી.

—સં, ૧૮૮૩ શાકે ૧૭૪૬ માગશીર્ષ શુદ ૭ ભોમે શ્રીમાંડવી મધ્યે શ્રી બાઇ નાથીબાઇ પઠનાર્થં લિ૦ ભાઇ માણેકચંદ બેન નાથીબાઇને ભણવાને કાજે લખી છે. ૪૬—૯ પ્રે. ૨.

(૬૨૩) **સુદર્શન શેઠ રાસ** સં. ૧૭૪૯ ભાદરવા શુ. ૧૨ શુક્ર પાટણમાં
અંતે—

યોગશાસ્ત્રની ટીકામાંહિ છઇરે, એહ અવલ અધિકાર,
તે જોઇનિઇ રાસ કીયઉ ભલઉરે, સાંભલિજ્યો નરનારી. ૧૬ કે
ગાથા રાસ તણી થઇ તીનસઇરે, ઉપરિ બ્યાસી જાણિ,
વાધાની ભાવન એ દેસી ગાઇજ્યોરે, એકવીસ ઢાલ વષાણિ ૧૭ કે.
સતર **ઉગણ પંચાસઇ** વચ્છરઇ રે, ભાદ્રવ સુદિ સુષકાર;
બારસ તિથિએ રાસ પૂરઉ થયઉરે, સુભ મહુરત શુક્રવાર ૧૮ કે.
શ્રી ષરતર ગચ્છનાયક ગુણનિલઉરે, શ્રી **જિનચંદ** સૂરિંદ,
વાચક **શાંતિહરષ** ગણિ સીસ કહઇ ઇસુંરે, ઘઉ **જિનહરષ**
આણંદ ૧૯ કે.

—ઇતિ શ્રી સુદરસન રાસઃ સપૂર્ણઃ—**લિખિતોજિનહર્ષેણ** શ્રી ગ્રંથાગ્ર શ્લોક સંખ્યા પપર સર્વગાથા ૩૮૨ ઢાલ ૨૧ સંવત ૧૭૪૯ વર્ષે ભાદ્રપદ શુકલપક્ષે દ્વાદશી તિથૌ પત્તન મધ્યે કવિ સ્વહસ્ત લિખિત.
( પ્ર. કા. )

—સંવત ૧૮૦૮ વર્ષે પોસમાસે કૃષ્ણક્ષેત્ર ત્રયોદિસી દિને શુક્રવારે પાલીતાણા મધ્યે લખીતં શ્રી શુભં ભવતુ ભાવ. પા. ૨૧—૧૧ આ. ક.

(૬૨૪) **અજિતસેન કનકાવતિ રાસ** સં. ૧૭૫૧ મહા વદિ ૪)
આદિ— દૂહા

વીણા પુસ્તક ધારિણી, હંસાસણિ સરસતિ,
બ્રહ્માણી બ્રહ્મા સુતા, આપો અવિચ(ર)લ મતિ. ૧
ચરણકમલ તાહરા નમુ, પાંમુ તુઝ સુપસાય,
સરસ વચન રચના રસૈ, સહુનૈ આવે દાય. ૨

નૃગ કન્યા કનકાવતી, સરસ કથા છે તાસ,
ચતુર નરાં મનરંજણી, સુણતાં ચિત ઉલ્લાસ. ૩
જે રસિયા વેધક પુરૂષ, ગુણીયલ કેસ ભાવ,
રસ લ્યૈ ભમર તણી પરૈ, જાણૈ સઘલા ભાવ. ૪
રસિયા જાણે રસ વિરસ, વેધૈ વેધક જેહ,
મૂરખ નર પશુ સારિખા, સ્યું જાણૈ રસ તેહ, ૫
ભમરો જાણે રસ વિરસ, જે સેવે વનરાય,
ઘણુ સ્યું જાણે બાપડો, જે સૂકાં લકડ ખાય, ૬
ભમર સરિખા જે ભમર, વેધક વચન રસાલ,
રાચૈ સરસ કથા સુણી, વિકથા તજૈ વિચાલ, ૭
કનકાવતી તે કિહાં થઇ, કિસો થયો અધિકાર,
સાવધાંન થઇને સહુ, સાંભલજ્યો નરનારિ, ૮

અંતે—

( બાર વરસાંરી સાહિબ ચાકરી પધાર્યા, તેરમૈ વરસૈ ઘર આવ્યા હો,
મનભોલા ઠાકુર હાલરો હુલરાયલે—એ દેશી )

ચારિત્ર પાલી મુનિવર સદગતિ બાંધી, પુન્ય પસાઇ તે તો બાંધી હો,
—ગુણવંતા રૂષિજી દેવના સુખ પાંમીયા—
ઐ સાધવી પિણુ શુદ્ધ વ્રત પાલી, દુષણુ સઘલા ટાલી હો; ગુ૦ ૧
કરિ સંલેખણુ વ્રતની સુરપુર પોહતી, જિહાં સુખ લીલા બહુ લી હો.
એકિણુ થાનિક મિત્ર થયા તે, સુખ વિલસૈ દિનરાતિ હો ગુ૦ ૨
આઉ પૂરી તિહાંથી તીનૈઇ ચવિસૈ મહાવિદેહૈ ઉપજસ્યૈ હો; ગુ૦
સુકુલ ભોગવિ ભોગ તિહાં વ્રત ગ્રહસ્યૈ, પૂરવ પાતિક દહસ્યૈ હો. ગુ૦ ૩
મુગતૈ જાસ્યૈરે તેતો સંયમપાલી, ગતિ આગતિનાં દુખ ટાલી હો. ગુ૦
ચારિત્રના તો એહવા તુમ્હે ફલ જાંણો, ભાવ હીયામૈ આંણો હો. ગુ૦ ૪
આંબિલ તપથી વર્ધમાંન જિણિ વાંચી, રૂપ સંપદમાં નહી કા
ખાંમી હો; ગુ૦
રૂપ જોઇનૈ જેહનો સુરની પિણુ નારી, કનકવતીને આગૈ હારી હો.
ગુ૦ ૫

તપનો તો મહિમા એહવો ઉત્તમ જાંણી, તેહસું લય લાવો રૂડા
પ્રાંણી હો. ગુ૦
કરમ મહાવનપાવક તપ તિહાં કહિઈ, ખિણેક માંહિ તે તો હ દહીયૈહો ગુ. ૬
કનકવતી એ તો કથા વખાંણિ, તપ કરિઈ હિત આંણિ હો, ગુ૦
કનકવતી અજિતસેનની વારતા, સાંભલતાં હોવૈ સાતા હો, ગુ૦ ૭
**નિશિપતિ**[1] **બાંણ**[5] **વારિધિ** (વાર) **શશિ**[7] વરસૈ, ચોથ અંધારી
માહની હરસૈ હો, ગુ૦
શ્રી **ખરતરગચ્છ** અધિક વિરાજૈ, શ્રી **જિનચંદ** સૂરિ રાજૈ હો, ગુ૦ ૮
વાચક **શાંતિહરષ** ગણિના, જેહની જગમૈ મહિમા હો, ગુ૦
તે સદ્‌ગુરૂનો ઉપકારજ લીધો, તેહ સુપસાઇ કીધો હો. ગુ૦ ૯
સાતસૈ અઠાવન્ન ગાથા સનૂરી, ઢાલ ત્રેંતાલીસ પૂરી હો, ગુ૦
શ્લોકની સંખ્યા એક સહસ વખાણુ, ઉપરિ વલીદ ચૌદ જાંણુ હો. ગુ૦ ૧૦
રાસ સરસ છૈ વાંચોરે ભાઇ, કહૈ **જિનહર્ષ** સુણાઇ હો, ગુ૦
રીઝવજ્યો તુમ્હે લોક લુગાઇ, થાસ્યૈ લાભ સવાઇ હો. ગુ૦ ૧૧

ઇતિશ્રી અજિતસેન કનકાવતી રાસ સંપૂર્ણ લિખિતં.

લિખિતં સકલપંડિત શિરોમણિ વિદ્વજ્જન મુગટ ચૂડામણિ પંડિતાધિરાજ્ય પંડિત કૃપાનિધાંન પૂજ્યસ્થ વિરજી શ્રી૬શ્રી ઋષિશ્રી સુજાંણજી જીતકા નામંતેવાસિના ઋષિ દયારાંમેણ લિપીકૃતાઃ પઠનાર્થં ધર્મધુરંધર આણંદ કામદેવ સમાન સુશ્રાવક પુન્યપ્રભાવક જિનાજ્ઞાપ્રતિપાલક ભણુસાલી અવટંકે શેઠશ્રી હીરાચંદજી વાચનાર્થં ચિરંજીવી શ્રી સૂરતિબિંદિરે, સંવત ૧૮૩૦ ના મિતી ચૈત્ર શુદિ દ્વિતીયાયાં રવિવાસરે, શ્રીલૂંકાગચ્છે શ્રી —ગ્રંથાગ્ર ૧૦૨૪. ( લીં. રત્ન. ડે. ભ. )

—સંવત ૧૭૬૨ વર્ષે ફાલ્ગુન વદિ ૩ વાર ભોમે પંડિત શ્રીપશ્રી વિશેષચંદ્ર ગણિ શિષ્ય પં. શ્રી વીરચંદ્ર ગણિ શિષ્ય મુનિ વાહછ ચંદ્રેણ લિખિતં, ( પ્ર. કા. )

—સંવત્ ૧૭૬૩ વર્ષે માગશિર વદિ ૧૨ દિનં પં. કનકરત્નઇ રાસ દાતા થકી વિહર્યું છે. ( પ્ર. કા.)

—સં. ૧૮૦૯ જેઠવદિ ૪ બૃહસ્પતિવાસરે રાંનેરગ્રામે પં. કૃષ્ણવિજય ગણિ શિ. પં. રંગવિજયગણિ શિ. પં. ભિમવિજય ગણિ લિ૦ હંસવિજય વાચનાર્થં ૨૪-૧૬ દા. ૪૩ નં. ૪૯ બડે.

—પં. રામસાગર ગણિ શિ૦ રૂપસાગરેણ લિ૦ દેગામ ગ્રામે. સં. ૧૮ (૯?) ૧૫ જ્યે૦ વ૦ ૭ ભોગ-પા. ૨૬-૧૬ આ. ક.

—સં. ૧૮૧૭ વર્ષે ભાદ્રવા સુદ ૭ દિને વાર ભોમે લષીતં સકલ પંડિત શિરોમણિ પંડિતશ્રી પં. કેસરવિજય ગ૦ તત્ શિષ્ય પં. શ્રી કમલવિજય ગ૦ તત્ શિષ્ય પં. મોહન લિષિતં વલાસણા મધ્યે. ૨૭-૧૫ (પાલણપુર ભં.)

(૬૨૫) **ગુણકરંડ ગુણાવળી રાસ.** સં. ૧૭૫૧ આસો વદિ ૨ (શશી બાંણ ભોજન વત્સ) પાટણમાં ગ્રં. ૬૦૫ રત્ન ભા. ડે.

**આદિ—**

દૂહા.

શ્રી અરિહંત અનંત ગુણ, સેવે સુરનર ઇંદ;
પાયકમલ જસુ પ્રણમતાં, લહીઇં પરમાણંદ. ૧
ચોવીસે જિન જગત ગુરૂ, જગજિવણ જિનચંદ,
જગનાયક દાયક સયલ, સેવકને સુષવૃંદ. ૨
કરૂણાનિધિ કાંમતિદિયણ, સકલ જીવ પ્રતિપાલ,
ચોવીસે જિનવર નમી, સરસ્વતિ નમે ત્રિકાલ. ૩
મનવચ કાયા થીર કરિ, સેવિંજે મન શુદ્ધિ,
તો માતા સુપ્રસન થઈ, આપે નિરમલ બુદ્ધિ. ૪
બુદ્ધે જગ જસ પાંમિઈં, બુદ્ધે સીઝે કાજ,
બુદ્ધે પ્રભુતા પાંમિઇ, બુદ્ધે લહિઈં રાજિ. ૫
બુદ્ધે સુરનર રંજીયેં, બુદ્ધે જ વધન વિડાર,
બુધવંત જગ જસ લિઈં, બુધિ વડિ સંસાર. ૬
બુદ્ધે નારી ગુણાવલી, ચઢયા બોલ પ્રમાણ,
ચાર પ્રીતમના કહ્યા, મુંક્યો નહિં નિજ માંણ. ૭

વાસ કથા કહેસું સરસ, ધરજ્યો રિદય મઝાર,
વિકથા ઉંઘ તજી કરી, સાંભળજ્યો નરનારિ. ૮

× × × ×

અંતે—

ઢાલ ૨૬ મી આપ સવારથ જગ સહુરે–એ દેશી.

**સસિ બાંણ ભોજનસંવચ્છરે**, વદિ બીજે હો આશ્વિનમાસકે,
ઢાલ છવિસેં રહ્યો, પાટણ મેં હો રૂડો એ રાસ કે. ગુ૦ ૧૬
શ્રીગચ્છ **ષરતર** ગુણનિલો, **જિનચંદ્રહો** સૂરીસરીસકે,
શ્રી **શાંતી**હરષ વાચકતણો, ઇમિ પભણે હો **જિનહરષ** સૂરીસકે. ગુ૦ ૧૭
—ગુણકરંડ ઈમિ વિનવે૦

—ઇતિ શ્રી ગુણકરંડ ગુણાવલી રાસ સંપૂર્ણ:–શ્રી શાંતિજિન પ્રસાદાત્ સકલ પંડિત શિરશેષર સકલ–પંડિત શીર મુગટામણી પંડિત શ્રી ૧૦૮ પંશ્રી જિન વિજયગણિ તત્ શીષ્ય પ્રવર પુંડરીક સર્વગુણ પંડીત સર્વોત્તમ ઇહાવંત મેધાંબુધિ પંડિત શ્રી ૨૧ પં. શ્રી મુંનિવિજયગણી તત્ શીષ્ય ગુણકેશ ભામિનીભાલસ્થળ તિલકાયમાંન સર્વ પંડીતાભરણ પંડીત શ્રી ૫ પંશ્રી રત્નવિજયગણિ તત્ શીષ્ય પાદાબ્જ ભ્રમર સર્વકલા કૌશલ પંશ્રી હર્ષવિજય ગણિ તત્ ગુરૂ ભ્રાતા મું. કાંતિવિજય ગ. લિપિં કુર્વે મું. ધર્મવિજય વાચનાર્થે સંવત્ ૧૮૫૦ વર્ષે ભાદ્રપદમાસે ધનપક્ષે ૭ જીવ વાસરે શ્રી વામનસ્થલી નગરે. શ્રી પાર્શ્વનાથ પ્ર૦. (ભાવ. પૃ. ૨૦ પં. ૧૫).

—સં. ૧૮૪૭ જયેષ્ઠ વદિ ૬ ભોમ પં. ભાનુસુંદર શિ. પં. દુલીચંદ લિ. ખરતરગછે પાટણ મધ્યે ૧૫–૧૭ દા. ૪૩ નં. ૬૮ બડે

બીજી પ્રતમાં આ પ્રમાણે છેઃ—

શ્રી ગચ્છ ખરતર ગુણનિલો ગચ્છરાજ જિણચંદસૂરિ
જસુ નામથી નવનિધિ મિલૈ, પ્રતપો ગુરૂહો જ્યું સસિસૂર ગુ૦ ૧૮
જંગમ યુગપરધાન જગગુરૂ નામથી નિસતાર
પ્રહ ઉઠી પ્રણમૂં ભાવસું કલિ જુગમેં હો ગોતમ ગણધાર. ૧૯

શ્રીખિમસાખેં સોભતા વા. શાંતિહરષ મુણિંદ,
તસુ સીસ કહિં જિનહર્ષ મુનિ ગુરૂ નામેં હો દિન દિન આણંદ ૨૦
પત્ર ૨૧-૧૪ આ. ક.

—સંવત ૧૮૬૦ વર્ષે વૈશાખ સુદિ ૯ દિનેં ભોમવારે શ્રી ભટ્ટારક પુરંદર ભટ્ટારક શ્રી ૧૦૮ થી વિજયપ્રભસૂરિશ્વરના ચરણાન્ ચરણકમલાન્ પં. ૫ શ્રી પ્રેમવિજય ગણિ શિષ્ય શ્રી પં શ્રી ૫ સકલ પંડીત શિરોમણી કાંતિવિજય ગણી શીષ્ય પં. શ્રી ૫ રાજવિજય ગણી શ્રી શિષ્ય પં શ્રી ૫ રત્નાયમણી પં. શ્રી કૃષ્ણવિજય ગણી શીષ પં. શ્રી ૫ પંડીતશ્રી ૫ રંગવિજય ગણી શીષ સીસૂ ચેલા રૂપચંદ લિખિતં રાધનપૂરે મધ્યે. ૨૨-૧૩ પ્ર. કા. નં. ૩૭૧.

—લ. મુ. બુદ્ધિરત્નેન ૧૭-૧૭ ઝીંઝુવાડા ભંડારમાં,

**(૬૨૬) મહાબલ મલયસુંદરી રાસ**—સં. ૧૭૫૧ આસો શુદ ૧ શનિ પાટણ.

અંત—

શ્રી જયતિલક સૂરિશ્વર, આગમિયા ગચ્છનો પટધાર,
મલયસુંદરીનો રચ્યો, એ ચરિત્ર જોઇ સુખકાર. મ. ૧૭
સત્તરસેં એકાવને, આસો શુદિ પડવા શશિવાર,
રાસ કીયો રળિયામણો, પાટણમેં સુણતાં સુખકાર. ૧૮
ચોથો પ્રસ્તાવ પૂરો થયો, ઢાલ એહની અડતાલીસ ખાસ,
તેરસેં ચાલીસ શ્લોકનિ સંખ્યા પરિમાણે કહી જાસ. ૧૯
શ્રી જિનચંદ્ર સૂરીશ્વર, ખરતરગછ નાયક ગુણધાર,
વાચક શાંતિહર્ષ તણો શિત ભણે જિનહર્ષ વિસ્તાર. ૨૦

—પ્રથમ પ્રસ્તાવ સર્વગાથા ૫૧૬ શ્લો. સં. ૬૩૩ દ્વિતીય પ્રસ્તાવ સર્વગાથા ૮૯૧ શ્લો. સંખ્યા ૧૧૬૫, તૃતીય પ્રસ્તાવ સર્વગાથા ૫૭૩ ગ્રંથ સંખ્યા ૭૩૭ ચતુર્થ પ્રસ્તાવ ગાથા ૧૦૨૬ ગ્રંથ સંખ્યા ૧૩૪૦ પ્રથમ ખંડની ઢાલ ૨૬, બીજાની ૪૨, ત્રીજાની ૨૬, ચોથે ૪૭,=સર્વ ઢાલ ૧૪૨ સં. ૧૮૧૨ પ્રથમ જયેષ્ટ શુદિ ૨ દિને ચંદ્રવાસરે પા. ૬૧-૨૩ રાજકોટ પૂ. અ.

—ઇતિશ્રી મલયાસુંદરી ચરિત્રે શીલાવદાત પૂર્વભવ વર્ણનો નામ ચતુર્થ પ્રસ્તાવ શ્લોક સંખ્યા ૬૦૦૦ સં. ૧૯૩૫ મીતિ ભાદ્રવા શુદ ૧૨ બીકમપુર મધ્યે. પૃ. ૧૨૮ પં. ૧૪ ગુ૦ વિ૦

**(૬૨૭)+ શત્રુંજય માહાત્મ્ય રાસ** ૧૭૫૫ આષાઢ વદિ ૫ બુધ પાટણમાં

**આદિ—**

વિશ્વનાથ ચરણે નમુ, વ્યક્ત અરિહન્ત
યુગાદીશ યોગીંદ્ર પ્રભુ વિશ્વ સ્થિતિ વિચરન્ત. ૧
જીન ચક્રી લખમી ધણી, ચામીકર દ્યુતિ ભાંતિ,
સ્તવના શિવ સંપત્તિ મિલે, શાન્તિકરણ શ્રી **શાન્તિ.** ૨
**જ**રાસિંધ પ્રતાપહરિ, અન્દોલિત દૈત્યારિ
મથ્યો દર્પ કંદર્પનો, નમુ **નેમિ** બ્રહ્મચારિ. ૩
જાસ દૃષ્ટિ અમૃત ભરી, અહિ અહિ ઇશ્વર કીધ,
મુક્ત તાપ સંતાપથી, **પાર્શ્વ**નાથ પ્રસિદ્ધ. ૪
સંશય સુરપતિ ટાલવા, મેરૂ કંપાવ્યો **વીર**
ત્રિધા વીર નમિઈ ચરણ, ગુણસાયર ગંભીર. ૫
મુક્તિ શ્રિય પુંડરીક શ્રમ, શ્રેય શ્રિય પુંડરીક,
પુંડરીક સિર રત્ન સમ, નમું તેહ **પુંડરીક.** ૬
જિન મુનિ સર્વ નમી કરી, શ્રુતદેવી ધરિ ધ્યાન,
શ્રી **શત્રુંજય** મહાત્મ્યનો રચિસું રાસ પ્રધાન. ૭
નિજ મન થિર કરી સાંભલો, તીર્થતણા અવદાત,
સુણતાં શ્રવણ હુસ્યેં પવિત્ર, વિચિ મત કરજો વાત. ૮

× × × ×

**અંતે—**

શ્રી **યદુવંશ** વિભૂષણ દિનમણિ, **શિલાદિત્યગિરિ** સ્વામિ,
સૂરિ **ધનેશ્વર** પાસિ કરાવીયો, ગ્રંથ **મહાતમ** નામિ. શ્રી૦ ૧૮
**સજ્જન** વિદ્વજ્જન મન રંજણો, કવિ કુલમાંહિ પ્રસિદ્ધ,
**વિનયચંદ્ર** નિર્મલ ગુણમાલિકા, હીયડે વાસો કીધ. શ્રી૦ ૧૯

મુજને ઉદ્યમ તિણે કરાવીયો, રાસ રચ્યો શ્રીકાર,
શ્રી **શત્રુંજય** મહાત્મ્ય ગ્રંથનો, લોક ભણી ઉપગાર. શ્રી૦ ૨૦
સંવત **સત્તરેસે પંચાવને**, પાંચમ વદિ આષાઢ,
રાસ સંપૂરણ બુધવારે થયો, મેં કીધો કરિ ગાઢ શ્રી૦ ૨૧
શ્રી ખરતર ગચ્છ ગયણ સમો, શ્રી જીનચંદ સુરિંદ,
જાસ પ્રતાપ જગતમાં વિસ્તર્યો, દરસણ હોઇ આણંદ શ્રી૦ ૨૨
વાચક શ્રી **સોમગણિ** મણિ શોભતા જાણે સહુ સંસાર,
**શાં**તિહર્ષ ગણિ વાચક તેહના, શિષ્ય બહુ પરિવાર. શ્રી૦ ૨૩
તાસ શીસ જિનહર્ષ હર્ષધરી, કીધો પૂરણ રાસ,
નવમે ખંડે ઢાલ ઇગ્યારમી, એ થઇ પૂરણ તાસ૦ શ્રી૦ ૨૪
નવખંડે એ રાસ સુહામણો, હોઇએ સત્તર ઢાલ,
શ્રી **પાટણ** માંહિ જીન સુપસાયથી, રચીયો રાસ રસાલ. શ્રી૦ ૨૫

સર્વગાથા ૬૪૫૦ સં. ૧૭૫૫ વર્ષે આષાઢ વદિ પંચમી દિને શ્રી પત્તન મધ્યે શ્રી જિનપ્રસાદાત્ સૌખ્યં ભવતુ.

—ઇતિશ્રી જિનહર્ષ વિરચિતે શત્રુંજય મહાતીર્થ મહાત્મ્ય ચતુષ્પદ્યાં શ્રી પાર્શ્વનાથાદિ મહાપુરૂષ ચારિત્ર વરણનો નામ નવમઃ ખંડઃ સમાપ્ત...... ......લિખિતં શ્રીમદ્ ભાવનગરે સંપૂર્ણ કૃતં પં. ન્યાનચંદ્રેણ શીઘ્રતરં લિખિતમ્—પૃ. ૧૮૧ પં. ૧૫ આ. ક. આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૫.

**(૬૨૮)+સત્યવિજય નિર્વાણ રાસ** સં. ૧૭૫૬ મહાસુદિ ૧૦ પાટણમાં

**આદિ—**

શ્રી જિનવરના ચરણ જુગ, પ્રણમું ભાવ સહીત,
વંછીત પૂરણ કલ્પતરૂ, પૂજીત સુરાસુર પત ૧
સરસતી માત પસાઉલે, ગાઇશિ મુનિ મહિરાણ,
સત્યવિજય પન્યાસનું, સાંભળજ્યો નિર્વાણ. ૨

× × × ×

**અંતે—**

**સતર છપને** સંવત્સરે મહા શુદિ દશમી પ્રમાણ,
નિર્વાણ પન્યાસનો એ થયો, **જિનહર્ષ** સુજાણ. સુ. ૧૨

—વધુ માટે જુઓ મારો જૈ૦ ઐ૦ રાસમાળા ભાગ ૧ લો.

(૬૨૯) **રત્નચૂડ મુનિરાસ** સં. ૧૭૫૭ આસો શુ. ૧૩ શુક્ર પાટણમાં

અંતે—

× × × ×

રતનચૂડનઉ ચરિત્ર સુહાયઉ દાન સુપાત્ર દીપાયઉરે,
દાન પ્રભાવઈ ધનસુષ પાયઉ, દાનઈ મુગતિ સિધાયઉરે. ૧૪ પૂ.
**સતર સતાવન** આસૂમાસૈં સુદિ તેરસિ પ્રતિભાસઈરે,
શુક્રવાર કીધઉ અભ્યાસઈ, રાસ **પાટણ** ઉલાસઈરે. ૧૫ પૂ.
ઢાલ એકત્રીસમી એ થઈ ચંગી, સાંભલિજ્યો સહુ અંગીરે,
બઈસિ સભામાંહિ એ સંગી, ગાવઉ ઢાલ સુરંગીરે. ૧૬ પૂ.
શ્રી **ષરતર** ગચ્છગયણ દિણંદા, શ્રી **જિનચંદ** સૂરિંદારે,
વાચક **શાંતિહરષ** ગુણ વૃંદા, શિષ્ય **જિનહરષ** મુણિંદારે. ૧૭ પૂ.

—સર્વગાથા ૬૭૭ ગ્રંથાગ્ર શ્લોક સંખ્યા ૮૯૭ ઇતિ શ્રી રત્નચૂડ મુનિ રાસઃ સંપૂર્ણઃ શ્રીરસ્તુ. (પ્ર૦ કા.)

(૬૩૦) **શીલવતી રાસ** સં. ૧૭૫૮ ભાદરવા શુ૦ ૮ પાટણમાં.

સંવત **સતર અઠાવનઈ**, ભાદ્રિવ સુદિ આઠિમનઈ દીસ, ધ.
**પાટણ**માંહિ પ્રેમસું, રાસ કીધઉ મન ધરી જગીશ. ૧૭ ધ.
શ્રી **ષરતરગછ** દીપતો, શ્રી **જિનચંદ** સૂરીસર રાજ, ધ.
વાચક **શાંતિહરષ**તણઉ, શિષ્ય પભણઇ **જિનહરષ** સુકાજ. ૧૮ ધ.

—ઇતિશ્રી શીલવિષયે શીલવતી રાસ સંપૂર્ણમ્–સર્વ ગાથા ૪૮૦ (પ્ર૦ કા.)

(૬૩૧) **અભયકુમાર રાસ** સં. ૧૭૫૮ શ્રાવણ શુ. ૫ સોમવારે પાટણમાં

આદિ—

દેશી—અલબેલાની

**મગધદેશ** રળીઆંમણોરે લાલ, નવલખ સંખ્યા ગામ, સુખદાઇરે,
**રાજગ્રહી** પુરી રૂઅડીરે લાલ, સુરપુરીથી અભિરામ, સુ૦ ૧ મં.
રાજ કરે રાજા તીહાંરે **શ્રેણીક** ગુણની શ્રેણ સુ.
નિરમલ સમકીત જેહનોરે ચૂકવીઈ નહિ કેણ સુ. ૨ મ.

ભગતિ કરે ભગવંતનીરે, પૂજા કરે ત્રિકાલ સુ.
વીરવચન શ્રવણે સુણેરે, મિથ્યા મનથી ટાલ સુ. ૩ મ.
મંત્રીસર સેહરોરે નામે અભયકુમાર સુ.
પ્રથમ પૂત્ર રાજાતણોરે બુધી તણો ભંડાર સુ. ૪ મ.

× × × ×

અંતે—

ઢાલ ૧૧ મી (આજ નીહેજોરે થઇ રહ્યો નાહલોરે એ દેશી.
બીજી પિણ તુઝ માની પ્રાર્થનારે ના કહું કિમ ઇણુ કામ,
અરે અકારજ જેહને કારણેરે, નૃપ સુત કરે સંગ્રામ. ૧ બી૦
તેં એ રાજ દેતાં લીધો નહીરે, વાલ્હા તું ધનધન્ન
વિઘન ન હોજયો તાહરા ધર્મમાંરે, કહે શ્રેણીક રાજન્ન ૨ બી૦
વ્રતઉછવ સહુ કરાવીઆંરે, ધરતો ચિત્ત ઉલ્લાસ
ધીરાધર જિમ કંચન વરસતો, આવ્યા જિનવર પાસ. ૩ બી૦
વિધિસું દીક્ષા દીધી અભયનેરે, નંદા પિણ વ્રત લીધ,
અંગ ઇગ્યારસ ધર મુનિવર થયોરે, ઉત્તમ કર્ણિ કીધ. ૪ બી૦
બહુ દિન નિરવદ્ય સંયમ પાલીયોરે, કરી સંલેખણા અંત,
ગયા સર્વાર્થસિદ્ધ અભયમુનિરે, ચવી શિવપુર પોહચંત. ૫ બી૦
સંવત સત્તર અઠાવન સંવચ્છરેરે, ઉજ્જવલ શ્રાવણ માસ,
પંચમી દિન સોમવાર સોહામણોરે, પાટણનયર ઉલ્લાસ. ૬ બી૦
ખરતરગચ્છ જિનચંદસૂરીસરૂરે, શાંતિહર્ષ સુપસાય,
ઢાલ ઇગ્યારે અભયકુમારનારે, કહે જિનહર્ષ સુખદાય. ૭ બી૦

—સં. ૧૯૧૯ વૈ. શુ. ૧૩ દિને લ. પં. તેજવિજેજી ગારીયાધર ગ્રામે શ્રી શાંતિજિન પ્રસાદાત્—૪-૧૫ ગારીયાધર ભં.

**(૬૩૨) રાત્રિભોજન પરિહારક (અમરસેન જયસેન) રાસ.** સં. ૧૭૫૯ આષાઢ વદિ ૧ પાટણમાં.

આદિ—

શ્રી શંખેશ્વર પાસ પ્રભુ, મહિમા ત્રિજગવાસ,
યક્ષ જેહનો જાગતો, પૂરે વાંછિત આશ. ૧

જૂની મૂત્તિ જેહની, તુરત જણાવે દેહ,
વારે ચંદ્ર પ્રભુ તણે, બિંબ ભરાવ્યું એહ. ૨
પૂજી કેતા કાલ લગેં, ભુવનપતિ ધરણેન્દ્ર,
અઠ્ઠમ કરી પદમાવતી, આરાધી ગોવિંદ. ૩
જરાસિંધુયેં મૂકી જરા, યાદવ કર્યા અચેત,
પ્રભુપદ નમણે સીંચીયા, હૂઆ તુરત સચેત. ૪
શંખ શબ્દ પૂર્યો તદા, હર્ષ ધરી ગોપાળ,
થાપ્યો નયર સંખેસરો, થાપ્યો પાસ દયાલ. ૫
આવે જગ સહુ જાતરા, પરતા પૂરે તાસ,
કલિયુગ માંહે કલા વધી, સેવે સુરનર જાસ. ૬
તાસ ચરણ પ્રણમી કરી, હૈયડે ધરી ઉલ્લાસ,
કરૂં સ્વામી સુપસાયથી, રાત્રિ ભોજન રાસ. ૭
સાંભલજો આલસ ત્યજી, થાશે લાભ અપાર,
રાત્રિ ભોજન વારજો, સાંભલી દોષ વિચાર. ૮

× × × ×

અંતે—

નિધિ પાંડવ ભક્ષ સંવત્સરે એ, વદિ આષાઢ જગીશ,
પૂરણ થઇ ચોપાઇએ, પડવા કેરે દીસ—
શ્રી ખડતરગચ્છ રાજીયો એ, શ્રી જિનચંદસૂરીંદ
રતનસૂરિ પાટવીએ, દીઠાં હોયે આણંદ—સ.
શાંતિહર્ષ વાચક તણોએ, કહે જિનહર્ષ મુણીંદ,
વામેય પસાઉલે એ, કીર્તિ કમલા કંદ,
પાંટણ માંહે મેં રચ્યો એ, રાત્રિભોજન રાસ.
પચ્ચીસ ઢાલે કરી એ, સુણતાં લીલ વિલાસ.

ગાથા ૪૭૭, ઢાલ ૨૫.

(૬૩૩) રત્નસાર નૃપ રાસ—સં. ૧૭૫૯ પ્ર. શ્રા૦ વ૦ ૧૧ સોમવાર પાટણમાં.

× × × ×

અંતે—

રયણકુમાર ચરિત્ર શ્રવણેં સુણીરે, પાલો નિરમલ સીલ,
સદગુરૂની સેવા રૂડી પરિ આદરોરે, જિમ પામો સુષ લીલ. ૧૨ ચા.
**સતરાદિમ પંચાસ નવોત્તર** વચ્છરેરે, પ્રથમ શ્રાવણવદિ માસ,
ઇગ્યારસિ સિસિવાર સુહામણોરે, પૂરણ પૂરણ થયો એ રાસ. ૧૩ ચા.
શ્રી **ખરતરગચ્છ** કુમુદવનાલિ પ્રભાકરૂરે, શ્રી **જિનચંદ્ર** મુણિંદ,
શ્રી **જિન** રત્નસૂરિસર પાટ દીપાવિવારે, પ્રગટયો જાણિ દિણંદ. ૧૪ ચા.
શ્રીશ્રી **શાંતિહર્ષ** વાચક સુપસાઉલેરે, **પાટણનયર** મઝારિ,
રાસ રચ્યો **જિનહરષ** સુહામણોરે, સાંભલિજ્યો નરનારિ. ૧૫ ચા.
પ્રથમ જિણેસર **આદીસર** તણેરે, સુપસયેં થયો રાસ,
ઢાલ તેત્રીસ રૂડીપરિ ગાઇજ્યોરે, ધરિ **જિનહરષ** ઉલાસ. ૧૬ ચા.

—સર્વગાથા ૬૦૪ ઢાલ ૩૩ ઇતિ શીલવિષયે રત્નસાર નૃપ સારઃ સમાપ્તઃ સંવત ૧૭૬૨ વર્ષે જ્યેષ્ટ સુદિ ૯ દિનેં શ્રી પત્તનમધ્યેં લિષેં (પ્ર૦ કા૦)

**(૬૩૪) વયર સ્વામી ઢાલબંધ સઝાય**—સં. ૧૭૫૯ આસો શુ. ૧.

**આદિ**— જીરે જીરે સામી સમોસર્યા—એ દેશી.

અરધ **ભરત**માંહિ શોભતોરે, દેશ **અવંતી** ઉદારોરે,
વસવા થાનિક લછિનો, સુખિયા લોક અપારોરે. ૧
ઇભ્યપુત્ર પુન્યાતમા, **ધનગિરિ** નામે સુહાવેરે,
કાયામન વચનેં કરી, ધર્મી ઉપમા પાવેરે. ૨

× × × ×

અંતે—

**સત્તરસઇં નવ પંચાસઇરે** પડિવા શુદિ આસો માસેરે,
થઇ ઢાલ પન્નર ઉલ્લાસેરે, ભણતાં સુણતાં સુખ થાસ્યેરે. ૫ વ૦
શ્રી **જિનચંદ્રસૂરી** ગુરૂ ગાયારે, **ખરતરગચ્છ** જિણ સોભાયારે,
વાચક **શાંતિહર્ષ** પસાયારે, **જિનહર્ષ વયર** ગુણગાયારે. ૬ વ૦

—ઇતિ શ્રી વયર સ્વામી ઢાલ ૧૫ સંબંધ સંપૂર્ણ સંવત ૧૮૧૭ વર્ષે શાકે ૧૬૮૨ ચૈત્ર શુદિ ૩ બુધૌ પાટણનગરે. પ્ર. કા.

—પાટણ નયરે પંચાસરાજી પ્રસાદાત્ લિ. મોહનવિજયજી
પા. ૫-૧૪ આ૦ ક૦

—સં. ૧૭૮૩ વર્ષે જયેષ્ટ શુદ ૧ દિને લ૦ ૪-૧૮ માં.
—સકલ પંડિતોત્તમ પં. શ્રી ગુલાલવિજયજી તત્ શિષ્ય ગણી શ્રી હિત વિજયજી લિખાવતં. પં. શ્રી ધનસોમજી સતક પં. જિનેંદ્રસોમ લિષતં ઘોતાગ્રામે સીરોહી વાસી ૩-૧૭ (મારી પાસે છેલ્લું પાનું છે.)

**(૬૩૫) જંબુસ્વામી રાસ**—૧૭૬૦ જેઠ વદ ૧૦ બુધ પાટણમાં.

**અંતે**—

**શિશિ ઉદધિ કાય આકાશ** વચ્છર દશમિ જયેષ્ટવદિ જાણિ,
બુધવાર રાસ પુરઉ થયઉ, સુણિજયો ઉલટ આણિ. ૧૧ ધ૦
શ્રીગચ્છ ષરતર પતિ પ્રગટ જાણો જતઉ નવષંડ,
શ્રી **જિન**રતન સૂરીસનઇ, પાટઇ આણું અષંડ. ૧૨ ધ.
શ્રી **જિન**ચંન્દ્ર સૂરીસરૂ, ગુરૂ રાય પ્રતપઉ એહ,
વાચક શ્રી **શાંતિહરષ**સ્યું, રહઉ **જિન**હરષ સનેહ. ૧૩ ધ.
અધિકાર ચઉથા તણી પૂરી, ઢાલ થઇ એ વીસ.
ગાથા સત્યાસી ત્રિણસઈ, ગાઅઉ **જિન**હરષ મુનિસ. ૧૪ ધ.

સર્વગાથા ૬૮૭ ઢાલ ૨૦ ઇતિશ્રી જંબુસ્વામી ચતુષ્પદ્યાં બુદ્ધિ સિદ્ધિ કથા જાત્યા સ્વકિશોર કથા ગ્રામકૂટસુતકથા સોલ્લક કથા માસાહસ શકુનિ કથા ત્રિસુહૃત્ કથા વિપ્ર પુત્રી નાગશ્રી કથા લલિતાંગ કથા સપરિવાર જંબુપ્રવ્રજ્યા પ્રભવ પ્રવ્રજ્યા જંબુ સ્વામિ નિર્વાણ વર્ણનો નામ ચતુર્થોધિકારઃ ૪ ઇતિશ્રી જંબુસ્વામિ રાસઃ સંપૂર્ણ: પ્રથમાધિકારે ગાથા ૪૭૬, દ્વિતીયાધિકારે ગાથા ૪૩ તૃતીયાધિકારે ૩૫૮ ચતુર્થાધિકારે ગાથા ૩૯૧ સર્વ ગાથા ૧૬૫૭ શ્લોક સંખ્યા ૨૦૭૫ ઢાલ ૮૦ (પ્ર. કા.)

**(૬૩૬) સ્થૂલભદ્ર સ્વાધ્યાય ૧૭૫૯** આસો શુદ ૫ કુંજવાર પાટણમાં

**અંતે**—

× × × ×

નિધિબાણુ રિષિ શશિ વછરઈ, આસોજ ઉજ્વલ માસ,
કુંજવર પાંચિમિ તિથિ ભલી, ગાયઉ મુનિજસ વાસ. ૫ મુ.
શ્રી ગચ્છ ષરતરપતિ જયઉ, જિનચંદ્ર સૂરિ સૂરિંદ,
શ્રી શાંતિહરષ વાચક તણુઉ, કહઇ જિનહરષ મુણિંદ, ૬ મુ.
ઢાલ સતરઇ ગાઇયઉ, શ્રી થુલભદ્ર મુનીસ,
જિનહરષ પાટણ નગરમઇ, શ્રી સંઘ અધિક જગીસ. ૭ મુ.

—ઇતિશ્રી થૂલભદ્ર સ્વાધ્યાયઃ—સર્વગાથા ૧૫૧. (પ્ર૦ કા.)

(૬૩૭) **વીસ વિહરમાન સ્તવનાનિ** રચ્યા અને લખ્યા સં ૧૭૬૧ જયેષ્ટ વદિ ૧ શનિવારે લિખિતા જિનહર્ષેણ શ્રી પત્તનમધ્યે (પ્ર૦ કા.)

(૬૩૮) **નર્મદાસુંદરી મહાસતી સ્વાધ્યાય**—સં. ૧૭૬૧ ચૈત્ર વદિ ૪ સોમ. પાટણમાં

અંતે—

સંવત **સતરઈ એકસઠઇ** સમઇરે, ચૈત્રકવદિ સોમવાર
ચઉથી દિવસ સઝાય સંપૂરણ એ થયઉરે, ભણિજ્યો છઇ શ્રીકાર. ૭ ક.
શ્રી **જિનચંદ્ર** સૂરીસ્વર **ષરતર** ગછ પતીરે, તાસ આણ સુપ્રમાણ,
વાચક **શાંતિ**હરષ સુપસાઉલઇરે, કહઇ **જિનહરષ** સુજાણ. ૮ ક.

—ઢાલ ૨૯ ગાથા ૨૧૪ ગ્રંથાગ્ર ૨૭૦ સંવત્ ૧૭૬૧ વર્ષે ચૈત્ર વદિ ૪ દિને લિખિતો જિનહર્ષેણ શ્રી પત્તન મધ્યે (પ્ર. કા. શ્રી પાર્શ્વનાથ પ્રસાદાત્ શ્રેયો ભવતુ સર્વદા.

(૬૩૯) **આરામશોભા રાસ** સં. ૧૭૬૧ જ્યેષ્ઠ શુ. ૩ પાટણમાં

અંતે—

આરામ શોભાની પરઈ, તુમે કરઉ જિનવર ભક્તિ,
સુખ લહઉ રહઉ સંસારમાં આગલિ પામઉ મુક્તિ. ૧૨ પ્રી૦
**સત્તર એકસઠઈ** સમઇ, સુચિ જેઠિની તિથિ ત્રીજ,
એ રાસ સંપૂરણ કીયઉ, થયઉ નિરમલ બોધિ બીજ. ૧૩ પ્રી૦
શ્રી ગચ્છ **ષરતર** તાસ પતિ, શ્રીસુગુરૂ **જિનચંદ્ર** સૂરિ
શ્રી **શાંતિહર્ષ** વાચક તણુઉ, કહઈ **જિનહરષ** સનૂર ૧૪ પ્રી૦

એ રાસની ગાથા ચ્યારિસઇ, ઉપરઇં ઉગુણત્રીસ,
જિનહરષ પાટણમાં રચ્યઉ, ઢાલ થઇ એકવીસ. ૧૫ પ્રી૦

—સર્વગાથા ૪૨૯ ઢાલ ૨૧ સંવત ૧૭૬૧ વર્ષે જ્યેષ્ટ સુદિ ૩ દિને શ્રી પત્તન મધ્યે લિખિતો જિનહર્ષેણ આરામ સોભા રાસઃ સંપૂર્ણઃ- ઇતિશ્રી સમ્યકત્વ પૂજા વિષયે આરામ સોભા મહાસતી રાસઃ સમાપ્તઃ ગ્રંથાગ્ર શ્લોક સંખ્યા ૫૭૪ (પ્ર૦ કા.)

**(૬૪૦) વસુદેવ રાસ ૧૭૬૨** આશો શુ. ૨ રવિવાર પાટણમાં.

**અંતે—**

× × × ×

**પક્ષરસ સ્વર ચંદ્રમા,** આસુ સુકલ તિથિ બીજ,
રવિવારે સંપુરણ થયઉ, સુણતાં ઉપજઇ રીઝ ૫૯ ચા૦
એ રાસ વસુદેવનઉ, ઇગ્યારસઇ ત્રેસઠિ,
પચાસ ઢાલે ગાઇજ્યો, મિલિ બે જણુ એકઠ. ૬૦ ચા૦
ગછરાજ ષરતર ગછ તણુઉ, શ્રી આદિ જિનચંદ સૂરિ,
શ્રી જિનરત્ન પટોધરૂ, જાસ પ્રતાપ પડૂર ૬૧ ચા૦
વાચના ચારજ તિલક શ્રી, શ્રી સોમ ગણિવર સીસ,
શ્રી શાંતિહરષ વાચક તણુઉ, લહઇ જિનહરષ જગીસ. ૬૨ ચ૦
શ્રી નેમિજિન સુપસાયથી રચ્યઉ રાસ પ્રમાણ,
નગર પાટણ સંઘમાં, સદા કલ્યાણ કલ્યાણ. ૬૩ ચ૦

—ઇતિશ્રી વાસુદેવ રાસઃ સંપુર્ણઃ—(પ્ર૦ કા.) પ્ર. ૩

**(૬૪૧) સીતા સુડડી.**

**આદિ—**

સરસત માતા વીનવું, ગણપતિ લાગૂં પાય,
એકરજોડી વીનવું, અક્ષર દીજ્યો માય. ૧
ગાવંતા ગુણ રામકા, બોલૂ બે કરજોડિ
સેવક મનમેં ચિંતવે, કીજ્યો પરમ કરોડી. ૨

સીતા ગુરૂકી સેવકરૂ, જપૂં તે લક્ષ્મણ રામ,
સીતા હણુવંત ગાવતાં, સફળ સદા હોય કામ. ૩
પરજ્યાપાલક શ્રી રામહૈ, સબ પદજાકે નાથ,
સેવક હંદી વીનતિ, દાય સમાવો હાથ. ૪

× × × ×

અંતે—

કહે જિણહરખ સીતા તણોરે, નિત પ્રણમીજે પાયરે સુ.
સીતા નારી સુલખણીરે, તોં સમ અવર ન કોયરે. સુ.
અગનકૂંડ પાણી કીયોરે રામ લછમણુ જોડરે. સુ. ધીo ૮

૪-૧૬ સચિત્ર ધોo,

(૬૪૨) જિનપ્રતિમા દૃઢકરણ હુંડી સં. ૧૭૨૫ માગશર.

આદિ—

હું બલિહારી યાદવા એ દેશી

સુઅદેવી હિયડૈ ધરી, સદ્દગુરૂ વયણ રયણ ચિત ધારકૈ
રાસ ભણું રલિયામણો સૂત્રૈ જિનપ્રતિમા અધિકાર કૈ ૧
કુમતિ કદાગ્રહ પરિહરો, મન હઠ મ કરો મૂઢ ગિમારકૈં
હઠ મિથ્યાત વખાંણીયૈં મિથ્યા તે વાધે સંસાર કૈં. ૨ કુ.

× × × ×

અંતે—

મુજ મન જિન પ્રતિમા રમી, જિન પ્રતિમા માહરૈ આધારકૈ
સદ્દવહણા મુઝ એહવી જિનવર જિન પ્રતિમા આકારકૈ. ૬૫ કુ.
સતરૈ સૈ પચવીસૈ સમૈં હિમરિત સીતલ મૃગસિર માસકૈ,
રાસ કીયો રલિયામણો, જિનવર નમતાં લીલવિલાસકૈ. ૬૬ કુ.
શ્રી ખરતર ગછ ગહગહૈ શ્રી જિનચંદસૂરીસ મહંતકૈ
વાચક શ્રી સોમગણિ તણૈ સુપસાયૈં જિનહર્ષ કહંતકૈ. ૬૭ કુ.

—લિo પં. સૌભાગ્યવિજયેન સં. ૧૮૩૪ વૈ. સુ. ૧૨ આઉવા નગરે. ૩-૧૪ પ્ર. કા. નં. ૩૫૩., પા. ૧.

(૬૪૩) **જસરાજબાવની.** સં. ૧૭૩૮ ફાગણ વદ ૭ ગુરૂ.

**આદિ—**

ૐકાર અપાર જગત આધાર સબે નરનારી સંસાર જપેહે,
બાવની અક્ષર માહિં ધૂરાક્ષર જ્યોતિ પ્રદ્યોતન કોટિ તપેહેં,
સિદ્ધિ નિરંજન ભેષ અલેષ સરૂપ નિરૂપ જોગેંદ્ર જપેહેં,
એસોં મહાતમ હે ૐકાર કો પાપ જસા જાકેં નામિ ષપેહેં. ૧
નંગ ચિંતામણિ ડારિકેં પત્થર જોઉ, ગ્રહે નર મૂરષ સોઈ,
સુંદર પાટ પટંબર અંબર છોરિકેં ઓઢણ લેતહે લોઇ,
કામદૂધા ઘરતેં જૂં બિડારકેં છોરિ ગહેં મતિમંદ જિ કોઇ,
ધમ્મકૂં છોર અધમ્મ કરેં જસરાજ ઉણે નિજ બૂદ્ધિ વિગોઇ. ૨

× × × ×

**અંતે—**

ક્ષૌર સૂસીસ મુંડાવત હે કેઇ લંબ જટા સિર કેઈ રહાવે,
લૂંચન હાથ સેં કેઇ કરે રહે મૂન દિગંબર કેઇ કહાવે,
રાષસૂં કેઈ લપેટ રહે કેઇ અંગ પંચાંગનિ માહેં તપાવે,
કષ્ટ કરે જસરાજ બહુતપેં ગ્યાન વિના શિવ પંથ ન પાવે. ૫૬
સંવત **સત્તર અઠતીસે** માસ ફાગુણમે બહુલ સાતમ દિનવાર ગુરૂ પાએહેં,
વાચક **શાંતહરષ** તાહુકે પ્રથમ શિષ્ય ભલેં કે અક્ષરપર કવિત બનાએહેં,
અવસરકે વિચાર બેઠિકે સભા મઝાર કહે નરનારિનકેં મનમેં સુહાયેહેં
કહે **જિનહરષ** પ્રતાપ પ્રભૂજીકે ભઈ પુરણ બાવની ગૂણ ચિતકું રેઝાએ. ૫૭

—ઇતિ ભલે ધ્રુવાક્ષર **બાવની** કવિત્ત બંધ જસરાજ કૃત સંપૂર્ણ.

પં. જીવવિજય શિ. જસવિજય લિ૦ ઘો. ૫-૧૫

**મહાવીર છંદ**

**આદિ—**શ્રી સિદ્ધારથ કુલ કમલા દીપાવણ દિણરાવ.

**અંતે—** કલશ

ધણી સીસ ધારીયઉ એક તુંહીજ અલવેસર,
અવર નમણ આખડી પ્રગટ કીધી પરમેસર,

દેવ તણુઉ તું દેવ સેવ તોરી નિતિ સારૂં,
મુગતિ આપી મહારાજ સદા આણા શિર ધારૂં,
કરજોડી તુઝ આગલિ કહું, કમિત કમલા સુખકરણુ,
જિનહરષ નામ તોરઉ જપઇ, તારિ તારિ તારણુ તરણુ. ૩૬
તું સુરવૃક્ષ સમાન તુંહીજ સુરકુંભ સમોવડિ,
કામધેનુ કલિજુગ્ગ તુંહીજ સુરમણી તડોવડિ,
તું દીપતઉ દીવાણુ આણુ તેરી આરાધું,
વડિમ ચઢાવણુ વંસ સજસ તાહરઉ સરાહું.
ધન ધન્ન સિદ્ધારથ નૃપધરા, ધન ત્રિસલા ઉયરઇ ધર્યઉ,
જિનહરષ જિનવર જયઉ જિણિ આતમપર ઉદ્ધર્યઉ. ૩૭
(પ્ર૦ કા.)

**વાડી પાર્શ્વનાથ (પાટણ) બૃહત્સ્ત૦** ૨૬ કડી (આદિ–સાંઇ ધન કહે કરજોડી, હો વાલ્હા, દુકૃત દૂરિ નિવારિવા મ્હારા લાલ) મારી પાસે છે.)

**સ્તવનપદ સ્વાધ્યાયાદિ સંગ્રહ.**

સ્વલિખિત પ્રતનાં પત્ર ૮૦ (પ્ર૦ કા.)

(ચાર) મંગલ ગીત (અમ.)

**પાર્શ્વનાથ ઘઘર નીસાંણી** ૪૭ સવૈયામાં.

**આદિ—**

સુખસંપતિદાયક નરસુર નાયક પરતિક પાસ નિણંદાહૈ,
જાંકી છબિ કાંતિ અનોપમ ઉપમ દીપતિ જાંણિ જિણંદાહૈ,
મુખ જોતિ ઝિગામિ ઝગમગિ ઝગમગિ પુનિમ પૂરણુ ચંદાહૈ.
સમરૂપ સરૂપ વષાંણિત્ત ભૂપસો તુંહી ત્રય ભુવણુંદા હૈ. ૧

× × × ×

**અંતે—**

તેરી બલજાઉ મોજા પાઉ વીનતી આ સુનંદાહૈ
કહી કહી ઇતોસું મુગતિ દે મોસું મેરા દિલ રીઝિંદાહૈ

× × × ×

ઘઘર નીસાણી પાસ વષાંણી ગુણી જિનહરષ કહંદાહૈ. ૪૭

—સં. ૧૧૮૭ વર્ષે શ્રાવણ વદિ ૧૦ ભોમદિને ૪-૧૦ ના. ભં.

**ચોબોલી કથા કવિત્ત દૂહા—કુલ ૨૧**

**સઝાયો.**

૨૦ અસમાધિ સ્થાનક—વીસકારણ અસમાધિના, જાણઉ

૨૧ સબલા—કહઈ ચારિત્રનઈ કાબરઉ

૨૯ પાપસ્થાનક—ઓગણત્રીસ પાપ શ્રુત કેરા.

૩૧ મોહનીય સ્થાનક—થાનક ગુરૂ આરે મહા મોહણીતણા

સિદ્ધના ૩૧ ગુણ—સિદ્ધ વિરાજઈ ગુણ એકત્રીસહુંરે

બત્રીશયોગ સંગ્રહ—બત્રીસ યોગ સંગ્રહ કરઉ,

( પ્ર૦ કા. )

**મુદ્રિત સઝાયો.**

પાંચમા આરા પૃ. ૩૬, પરસ્ત્રીવર્જન ૧૦૦, સુગુરૂ પચીશી ૧૨૪, રાજીમતિ (૩૯૩, સ. મા. ભીક); સિદ્ધાચલ સ્તુતિ ૨૪૮ (જૈ. પ્ર.) ઢંઢણઋષિ ૬૦, શ્રાવકની કરણી ૬૫ ( સ. મા. ભી. )

**ઋષિ બત્રીશી.**

**આદિ—**

અષ્ટાપદ શ્રી આદિ જિણંદ, ચંપા વાસુપૂજ્ય જિણંદ

પાવા મુગતિ ગયા મહાવીર, અરીઠ નેમિ ગિરનારસદ્વીર,

× × × ×

**અંતે—**

રિષી બત્રીસી જે નર ગુણે ભણે ભાવસું શ્રવણેં સુણે,

રિદ્ધિ વૃદ્ધિ પાંમિ ગુણગેહ, અજર અમર પદ લાધે તેહ. ૩૧

ઉત્તમ નમતાં લહીયે પાર, ગુણ ગ્રહિતાં થાયે નિસ્તાર

જાયે દુરિ કરમની કોડિ, કહિ જિનહર્ષ નમું કરજોડિ. ૩૨

( ૩-૧૧ ચા૦ )

મેઘકુમાર ચોઢાલીઉં.

આદિ— શ્રી જિનવરનાં ચરણ નમી કરી, ગાઇસુ મેઘકુમારોરે.

× × × ×

અંતે— ૪ થી ઢાલ.

એકણ ભવને આંતરે, લહિસ્યૈ ભવનો થાગ,
ઇમિ જિનહરષૈ સીસનેરે, ચૂકયો આંણ્યો માગ ૧૦ મે૦

—સં. ૧૮૧૯ વર્ષે મિતિ આસૂ સુદિ ૧૦ દિને લિષતં પં. ગણેશ. ૨-૧૩ મારી પાસે છે.

## ૨૯૪ લબ્ધિવિજય (ત. વિજયસિંહ-વિજયદેવ-સંજમ-હર્ષ-ગુણહર્ષ શિ.)

(૬૪૪) ઉત્તમકુમારનો રાસ—૧૭૦૧ કાર્તિક શુ. ૧૧ ગુરૂ

આદિ—

દૂહા.

શ્રી ગુણહરષ (ગુરૂ) તણો, પામી પુણ્યપ્રભાવ,
વિષમ વિઘનજલ તારવા, જે વડ અવિહડ નાવ. ૧
જિનવર મુખકમલિ વસે, ષટ ભાષા મય ઉપદેહ,
બાવન અખર વિવિધ વર, રયણે ઘડીયો એહ. ૨
જગજયની જગ જીવની, જગદંબા જગમુખ,
જગતારણ જગમોહની, તુઝ સમરિ સવિ સુખ. ૩
વીણા પુસ્તકધારણી, ભગવતી ભારતિ દેવ
કવિત કરૂં સંખેપથી, હિયડે તુઝ સમરેવ. ૪

× × × ×

અંતે—

શ્રી ઉત્તમરાયતણી મેં કથા કહી લવલેશ
જીરણ શાસ્ત્ર તણે અનુસારે ઢાલબંધ સુવિશેષ. ૮૭ કુ૦

સંવત સતરશત એક ઉપરિ ૧૭૦૧ વરસિ કાતિમાસ
ઉજ્જવલ અગ્યારસેં ગુરૂવાસરેં રચ્યો રાસ ઉલ્લાસ. ૮૮ ક૦
એણિ રાસે ઢાલ મનોહર ચ્યાર અધિક ચ્યાલીસ
ગાહા દૂહાદિક સવે લેખેં પન્નરસે ચ્યાલીસ. ૮૯ ક૦
પંચખંડ હૂઓ સંપૂરણ નિજ ગુરૂ નામ પ્રભાવેં
ભગત તણા દાલીદ દૂખ ટાલિ, સહગુરૂ સહજ સભાવિ. ૯૦ ક૦
ઓછો અધિકો હોવે અણઘટતો, રાસિ વયણ વિશેષ,
તે મિચ્છાદુક્કડ મુઝ હજ્યો, સુણજ્યો સયણ અસેસ. ૯૧ ક૦
ઉત્તમ રાસ રસિક જન રતિકર સુઘટિત સિત પદબંધ
શીલે સુરભિત ચંપ કુસુમ જિમ સદલ સરૂપ સુગંધ. ૯૨ ક૦
શીયલવંત વિવિધપરિ વિલસ્યો, જે ઉત્તમ નરરાય,
દેવી પ્રારથીઓ નવી ચૂકો, જેહ વજ્રદઢ કાય. ૯૩ ક૦
અતિ સવી છંડીને દીક્ષા, લેઈ કરી તપ સાર
પામી સરગ મુગતિ સાધસેં, અનુક્રમે જે નિરધાર ૯૪ ક૦
તેહનો રાસ રસાલ એ રૂડો, જે સાંભલસે કંત
તે તેહના વિછડ્યા વાલાને મિલસે સહી નિશ્ચંત. ૯૫ ક૦
જિહાં મંગલ કારણ હોવે ઝાઝો, જિહાં હોવે મનવિનોદ
ધર્મ ફલાફલ સુણવા જો મનતો સુણો એસપ્રમોદ. ૯૬ ક૦
જિહાં પઢીયે ગુણીમેં તિહાં હોવે કુશલ કલ્યાણ,
ભણો ગુણો તે આગલે રૂડી જે હોવે સુઘડ સુજાણ. ૯૭ ક૦
શ્રી તપગછ ગયણંગણિ દિનમણિ, શ્રી વિજયદેવ સૂરીંદ
વિજયસિંહસૂરિ આચારજ પ્રતપો જ્યાં રવિચંદ. ૯૮ ક૦
તાસ પરંપર ગુરૂ તપ ગછપતિ વિજયદેવ સૂરિરાય,
તાસ સીસ સંજમહર્ષાભિધ, વરપંડિત કહવાય. ૯૯ ક૦
તાસ સીસ પડિત મુગટમણિ, શ્રી ગુણહર્ષ સુસીસ,
લબધિવિજય કવિ કહે કરજોડી, ઇમ હર્ષે નિસદીસ.

જિહાં થીર થઇ રહે શ્રી જિનશાસન, જિહાં તપે સુ દિણુંદ
ગ્રહ ગણુમંડિત મેરૂ મહીધર જાં ધ્રુઅ તારાચંદ. ૩૦૦
તિહાંતાઈ ઉત્તમરાયનો જાનો ઉત્તમ રાસ રસાલ,
ભણે ગુણે નિસુણે જે ભાવે, તિહાં ઘર મંગલ માલ, ૩૦૧
**તપગચ્છ** મંડણ **સંજમહર્ષ** સુશિષ્ય શ્રી ગુણહર્ષ સુસીસ
લબ્ધિવિજય કહે રાસ રસાલો, પ્રતપો જાં નિસદીસ.
૩૦૨ કરો.

—મુનિશ્રી કસ્તુરિવિજય પન્યાસજીકી સવાઇ શ્રી પં. અમરવિજય પન્યાસજી વાચનાર્થે મુનિ પં. કેસરવિજયેન લિખિતા. ઉન્હાનગરે. ૮૮-૧૫ માં૦

**(૬૪૫) અજાપુત્રનો રાસ** સં. ૧૭૦૩ આસો શુ. ૧૦
**આદિ—**

દૂહા.

વંદુ શ્રી જિનવર તણાં, ચરણ કમલ ઉલ્હાસ,
જે પ્રણમંતે પાંમીઈ, શિવસુખ બારેમાસ. ૧
સિદ્ધ સાધજિન ધર્મધુર, એ સવિ મંગલ મૂલ.
સંકટ હરજો સમરતાં, હોજ્યો મુઝ અનુકુલ. ૨
જેહથી જીસ જસ પામીએં સરે મનવંછિત કાંમ,
શ્રીગુણહર્ષ ગુરૂજી તણાં, જગ જયવંતું નાંમ. ૩
શ્રી સરસતી તું સારદા, ગિરવાંણી ગુણ ગેલ,
બ્રહ્માણી બ્રહ્માડવિ, મોહ્યો મોહનવેલિ. ૪
(સરસ્વતિની સ્તુતિ છે.)

× × × ×

**અંતે—**

ઓછું અધિકું રે આગમથી કહિઉં ઘટતા ઘટતું રે જેનવિ સદવહિયું,
નવિ સદવહીઉં મે અઘટ ઘટતું તે મિછા દુકડ દીઓ

મેં જીરણ પુસ્તક જોઇને એ રાસ હ જોડી લીઓ
વળી અઘટ વયણ જિકો હોઇ તે સુગુણ ખમજો માનવી
શ્રી અજાપુત્ર રાસ કેવલી વાત છે અતિ નવ નવી. ૧૭

અંકે ગાહારે દુહા ચઉપઇ, સવિ સરવાલેરે ચઉદહે સત થઇ,
સત થઈ ચઉદહ ચોપઈ તિમ ઢાલ ઉગણત્રીસએ
શ્રવણે સુણતાં સુખ હોઇ હીયડુ હરખેં હીસે;
સંવત સતરત્રન આસુ સુદમાં દસમી શુક્રેં સહી
શ્રી અજાપુત્ર કથા સકોમલ રાસ બંધે એમ કહી. ૧૮

જાં ધ્રુઅ તારારે જાં રવિચંદ્રમા, જાં લવણોદધિ લોપે નવિ સિમા,
નવિ સિમા લોપે લક્ષણ જલનિધિ મેર પ્રમુખ મહીધરા,
જાં જૈનશાસન માહિ લીજેં જૈન નામ નિરંતરા,
તાં લગેં પ્રતપો શ્રી અજાસુત રાય રાસ સોહામણો
સાંભલેં સવિ સુખ સંપજેં ઘર હોઇ નિત વધામણાં. ૧૯

તપગચ્છ ગિરૂઓરે ગુરૂ ગુણસાયરૂ, જે તપ તેજેરે દેવ દિવાયરૂ,
દિવાયરૂ તપ તેજથી શ્રી વિજયદાન (દેવ) સુરિસરૂ
તસ સીસ સંજમહર્ષ પંડિત શ્રી ગુણહરષ મુનિસરૂ
તસ સીસ લીલા લબ્ધિવિજયાભિધ વિબુધભાવે ભણેં
અજાપુત્ર નરપતિ નિઘટ નિરૂપમ કીરતપટ હો રણઝણેં. ૨૦

—અજાપુત્ર રાસસ્ય સમખંડ સં. સર્વખંડ ૭ સર્વઢાલ ૨૯ છે. સર્વગાથા ૧૪૨૦ છે, સર્વ સલોક સંખ્યા ૩૨૨૫ છઈ એ રાસનો અધિકાર જીરણ ગ્રંથ પ્રમુખ શાસ્ત્ર મધ્યે વખાંણ્યો છઈ તેહથી વિશેષ ધારવઉ સહી સં. ૧૮૮૨ વૈશાખમાસે શુકલ પક્ષે ૧૫ તિથૌ શ્રી રવિવાસરે લખિતં શ્રી પોરબંદિર મધ્યે સા. ખીમચંદ શિવરાજ લખિત સ્વ આત્માર્થે ૬૯-૧૫ માં.

(૬૪૬) મૌન એકાદશી સ્ત૦

આદિ—		વસ્તુ છંદ.

સરસતિ (૨) પઢમ પણુમેવિ.
પછિનિ ગુરૂનઈ નમે, તારૂ નાસ નિઅ મન્નિ આણિઅ,
કહસ્યું મુનિ એકાદસી જૈન આગમ વષાણિઅ,
આરાહઉ એકાદશી આણી મન આણુંદ,
સુષ સંપદ સહજિ હોઈ જાં ધ્રુઅ તારાચંદ.		૧

જિહાં તીરથ (૨) અચ્છિ શેત્રુંજ
શ્રી ગિરનારિ અઝાર તિમ ચોરવાડિ ચંદાક જિણવર,
ને સોરઠમાંહિ સબલ અવર તીર્થ પ્રણુમતિ નરવર,
નગરી મોટી દ્વારકા તિહાં માધવ નરરાય,
રાજકરઇ સુરપતિ પરિ નરપતિ પ્રણુમઈ પાય.		૨

×		×		×		×

અંત—

શ્રી વિજયદેવ સૂરિદેવ સહગુરૂ લહો, શ્રી ગુણુહરષ કવીસીસ લેશિ,
મૌન એકાદસી દિવસ મહિમા કહો, ગહગહો લબધિ લીલાવિશેસિં. ૬૪

૧ સૌભાગ્ય પંચમી જ્ઞાન પંચમી સ્ત૦

આદિ જિણુવર (૨) સયલ જગજંત
વંછિઅ સુહંકર પયકમલ નમવિ દેવ સારદા સમરિઅ,
તિમ નિઅ સહગુરૂ નામનઇં મુઝ મન્નિકજિ કરિઅ ભમરીઅ,
કહિસ્યું સોહગપંચમી નાણુપંચમી તિમ્મ
આરાહતઈં દૂરિ હોઇ નાણાવરણી કમ્મ.		૧

અંતે—

જય (૨) શ્રી સીમંધર સામી, જય નિર્જ્જર ગજગામીરે,
શ્રી ગુણુહર્ષ સેવાફલ પામી, લબધિ કહિ સિરનામીરે.

૨ પંચકલ્યાણકાભિધ જિનસ્ત૦

આદિ— દૂહા.

ચોવીસઇ જિણવર નમી, નિઅ ગુરૂ ચરણ નમેવિ,
કલ્યાણક તિથિ જિનતણી, સુણિ ભવિઅણ સંષેવિ

× × × ×

અંત—

શ્રી વિજયદેવ સૂરીંદ સહગુરૂ સગુણ, શ્રી ગુણહર્ષ વરવિબુધ સીસો,
પંચકલ્યાણકાભિધ તવન જિનતણું, લબધિ પભણઇં પ્રબલ જગિ
જગીસો. ૩૬

—પં. શ્રી લબ્ધિવિજય શિ ભાવિગણિ આણંદવિજયેન લિ૦ સોહીગ્રામે ઉપરનાં ત્રણ એક સાથે ૮-૧૭ (વિ. ધ.)

## ૨૯૫ આણંદ—(ખ૦ મહિમાસાગરશિ૦)

(૬૪૭) +અર્હન્નક રાસ—સં ૧૭૦૨ (૧૭૦૪)

આદિ— ઇડર આંબા આંબલીરે દેશી.

સરસતિ સામિણિ વીનવું રે, પ્રણમી શ્રી ઋષિરાય,
સાધુ શિરોમણિ ગુણનિલોરે, અરહનક શિરતાજ, ૧
મુનીસર ગાસ્યું ગુણ ગંભીર, મેરૂતણી પરિ ધીર. સુ. આંકણી.

અંત—

× × × ×

સંવત સતર ૧૭૦૨ બિડોત્તરઇ, વડ ષરતર ગછે વાસ,
મણિ મહિમાસાગર હિત વીનવે, આણંદપુરે કહીયો રાસ
વિલાસકિ—

ભેટિઉરે ગુરૂરાજ, તિણિ સાધ્યોરે આપણડાંકાજ.
ભેટયોરે ગુરૂરાજ. ૯

—સં. ૧૭૪૦ વર્ષે શાકે ૧૬૦૫ પ્રવર્ત્તમાને માસોત્તમમાસ

અશ્વની માસે શુકલપક્ષે દ્વિતીયાયાં સોમપુત્રે લિખિતં પંડિતશ્રી જયાનંદગણિ શિ. પંડિત શ્રી દેવાનંદ ગણિ તત્ શિષ્ય ગણિ વિનયાનંદેન શ્રી ધારાનગર્યાં સાધવી શ્રી રાજશ્રી વાચનાર્થે ૪-૧૩ (વિ. ધ.)

અન્યપ્રતમાં.

સંવત **સત્તર ચાડોત્તરી** વડ **ખરત્તરે** ગચ્છવાસ,
ગણિ મહિમાસાગર ગુરૂ હિતકર **આણુંદિરે** કહીએ
રાસ વિલાસ—

—સં ૧૭૫૧ વર્ષે ચૈત્રમાસે તપાગચ્છે રાજાધિરાજ ભટ્ટારક શ્રી **ભા**વરત્નસૂરિ શિષ્ય માનરત્ન લિખિત સૂર્યપુર નગરે. પ્ર. કા, પાનાં ૬ પ્રે. ૨.

—અમ૦, ખં ૧, આ. ક. પ્રકાશિત પૃ. ૩૦૧ સ. મા. (ભી.)

**૨૯૬ રાજહર્ષ (ખ. કીર્ત્તિરત્નસૂરિ-હર્ષવિશાલ-હર્ષધર્મ-સાધુમંદિર-વિમલરંગ-લબ્ધિકલ્લોલ-લલિતકીર્ત્તિ શિ૦)**

**જુઓ સુમતિરંગ.**

**(૬૪૮) થાવચ્ચા શુકસેલગ ચોપાઇ** સં૦ ૧૭૦૩ માગ૦ સુ. ૧૩ સોમ બીકાનેરમાં.

અંતે—

સંવત **સતરઇસૈ વરસૈ ત્રિડોત્તરઇજી** વીકાનેર મઝારિ,
મોટો સંઘ સદાશ્રી **બી**કાનેરનોજી જીવદયા પ્રતિપાલ
હિત જાણી મઇ તેહતણૈ કરી આગ્રહઇજી ચોપઇ કરીય રસાલ.
ગિરૂવાશ્રી ખરતરગછનાયક દીપતાજી શ્રી **જિ**નરતન સૂરીસ
તેહનઇ વારઇ આગમ અનુસારઇ રચીજી ઢાલ કરે પચવીશ.
**સં**ખવાલ મંડન આચરિજ ભલોજી **કી**રતિરતન સૂરીશ,
ચરણ કમલ સેવઇ નિતુ તેહનાજી પુરઇ મનહ જગીસ.
જેહની સાખા જિમ પાલ્લવીજી, સીસ સકલ સુવિસાલ
સોહઇ તસુ પાટૈ મુનિવર ચઢતી કલાજી, વાચક **હર્ષ**વિશાલ.

હુષધર્મ વાચક તસુ પાટે જાણીયઇજી, સાધુમંદિર ગુણવંત,
કિરિયા ઉત્કૃષ્ટિ જિણુ સૂધી આદરીજી વાચક અતિશયવંત.
વિમલરંગતણી રહણી અતિ આકરીજી, તસુ પાટે સુવિશેષ
સાધુ શિરોમણિ વિનયકલા ગુણુ આગિલાજી, સહૂ સરાહૈ દેષિ.
તેહનૈ પાટઇ વાચક લબધિકલ્લોલજીરે સેવકનઇ સુષદાય,
કરિ અણુસણુ આરાધન સુરપદવી લહીજી નામઇ નવનિધિ થાય.
તસુ પાટે પાઠક મોટા સારા હીયઇજી લલિતકીરતિ પરધાન
આગમ અરથ વિચાર સકલ કલા જીણે ભલાજી, દિનદિન ચઢતેવાન
તેહતણે સુપસાયૈ રાજહરષ કહઇજી મુનિવરનાં ગુણગાન,
ભણુતાં સુણુતાં સાંભલતાં સુષ ઉપજૈજી પામીજૈ બહુમાન.
જેહનો ભાઈ પુણ્યહરષ વિદ્યાનિલોજી સહુજાણૈ સંસાર
તેહની સાંનિધિ લહિરિ કીધી ચોપાઇજી, રાજહરષ સુષકાર.

—સંવત્ ૧૭૪૩ પ્રમિતે વૈશાષ માસે ૧૨ તિથૌ ૫. શ્રી. સમય માણિક્ય ગણિભિ વ્યંલેખિ.

(ચડરની બાઇઓનો ભંડાર).

## ૨૯૭ જયસોમ—(ત૦ જશસોમ શિ૦)

**(૬૪૯) બારભાવનાની ૧૨ સ.-ભાવનાવેલી સ.** સં. ૧૭૦૩ શુદ ૧૩ કુંજવાર. જેસલમેરમાં.

આદિ—

પાસ જિનેસર પય નમી, સદ્ગુરૂને આધાર,
ભવિયણુ જનને હિત ભણી, ભણુશું ભાવના બાર. ૧
પ્રથમ અનિત્ય અશરણુપણું, એહ સંસાર વિચાર
એકલપણું અન્યત્વ તિમ, અશુચિ આશ્રવ ભાર. ૨
સંવર નિર્જર ભાવના, લોકસરૂપ સુબોધિ,
દુલ્લહ ભાવન જિનધરમ, એણીપરેં કરજીઉ સોધિ. ૩
રસકૂપી રસ વેધિયો, લોહ થકી હોય હેમ,
જીઉ ઇણુ ભાવન શુદ્ધ હુયે, પરમરૂપ લહે તેમ. ૪

ભાવવિના દાનાદિકાં, જાણે અલૂણું ધાન,
ભાવ રસાંગ મળ્યા થકી, ત્રૂટે કરમ નિદાન. ૫

× × × × ×

અંતે— દોહા.

તપગચ્છપતિ વિજયદેવગુરૂ, વિજયસિંહ મુનિરાય,
શુદ્ધધર્મદાયક સદા, પ્રણુમો એહના પાય. ૬

ઢાલ ૧૩ રાગ ધન્યાશ્રી.

તુમે ભાવોરે, ભવિ ઇણીપરે ભાવના ભાવો,
તન મન વયણુ ધર્મલય લાવો, જિમ સુખ સંપદ પાવોરે. ભ. ૧
લલના લોચન ચિત ન ડોલાવો, ધન કારણ કાંઇ ધાવો,
પ્રભુ શું તારોતાર મિલાવો, જો હોય શિવપુર જાવોરે.
કાંઇ ગર્ભાવાસ ન આવોરે. ભ. ૨
જંબૂની પેરેં જીવ જગાવો, વિષયથકી વિરમાવો
એ હિત શિખામણ અમારી માની, જગ જસપડહ વજાવોરે. ભ. ૩
શ્રી જશસોમ વિબુધ વૈરાગી, જસુ જસ ચિહુ ખંડ ચાવો,
તાસ શિષ્ય કહે ભાવના ભણતાં, ઘર ઘર હોયે વધાવોરે. ભ. ૪

દોહા.

ભોજનનભગુણ વરસ શુચિ, સિત તેરસ કુંજવાર
ભગતહેતુ ભાવના ભણી, જેસલમેર મઝાર. ભ. ૫

—પ્ર. સઝાયપદસંગ્રહ પૃ. ૯૭ થી ૧૧૪.

—સં. ૧૭૪૦ વર્ષે કાર્તિક માસે કૃષ્ણપક્ષે અષ્ટમી તિથૌ લષીતં.

૭-૧૨ પ્ર. કા. નં. ૪૪૯.

**૧૪ ગુણસ્થાનક સ્વાધ્યાય.**

**અંતે—**

તપગચ્છપતિ વિજયદેવ મુનીસર કવિ જસસોમ ગુણ વરિઆરે.
તારુ સીસ જયસોમ નમઇ તરુ જે સમરસ ગુણ ભરિઆરે. તિ૦

—લિ૦ પં. સદાસાગર ગણિ લિ. સં. ૧૮૦૪ ચૈત્ર વદિ ૧૧ દિને શ્રી અજમેર મધ્યે. વિવેકવિજય ભં. ઉદયપુર. પ્ર. કા. પાસે યંત્રસહિત પ્રત છે.

(વિજયદેવસૂરિ-આચાર્યપદ ૧૬૫૮ પાટણ, ભટ્ટારક પદ ૧૬૭૧ અને સ્વ. ૧૭૧૩ ઉનામાં).

જયસોમ પંડિતે સં. ૧૭૧૬ માં છએ કર્મગ્રંથનો (ગદ્યમાં) બાલાવબોધ રચ્યો છે, જેની શ્લોકસંખ્યા ૧૭૦૦૦ સુમારે છે. બાલાવબોધ સ્વ. ભીમસી માણેકે પ્રકરણ રત્નાકરના ૪થા ભાગમાં છપાવ્યો છે. તેમની ગુરૂ પરંપરા તપગચ્છની ૫૬ મી પાટે થયેલા આનંદવિમલસૂરીથી છે અને આ પ્રમાણે કેઃ—આનંદવિમલસૂરિ-તેમના સોમનિર્મળ ઉપાધ્યાય-તેમના પાઠક હર્ષસોમ-તેમના યશઃસોમ અને તેમના આપણા કવિ જયસોમ કે જેમના ઉક્ત બાલાવબોધની પ્રથમ પ્રતિ તેમના જ શિષ્ય કલ્યાણસોમે લખી હતી. આ જયસોમ આદિ પંડિત મંડલિ પ્રસિદ્ધ યશોવિજયજીના અદોષ ચરણ સેવતી હતી.

---

## ૨૯૮ માનવિજય (ત. વિજયસિંહસૂરિ-જયવિજય શિ.)

**(૬૫૦) શ્રીપાલ રાસ** ૧૭૦૨ (૪) આસો શુ. ૧૦ સોમ પીલવણમાં.

**આદિ—**

શ્રી આદીસર જિન તણા, પ્રણમું પાયારવિંદ
આદિ ધરમ જેણઈ ભાષીઉ, ભવિજન કમલદિણંદ. ૧
પંચમ ચક્રિ પદ ધરણ, સોલમો જિનદેવ
ત્રિભુવન શાંતિકરણ વિભો, શાંતિ જપો નિતમેવ. ૨
યાદવ કુલ ઉદયાચલઇ, દિનમણિ પ્રગટ્યો જેહ
રાજુલ વલ્લભ શીલધર, નેમિ નમું ગુણગેહ. ૩
પ્રગટ પ્રભાવ પ્રભાધર, પાસ જિણંદ દયાલ
નામ જપંતાં જેહનું, લહિએ મંગલમાલ. ૪

વર્તમાન તીરથ ધણી, વર્દ્ધમાન ધરૂં ધ્યાન,
વર્દ્ધમાન સુખ સંપદા, વાધઇ મનિ ધર્યે માન. ૫
જિન વાણી પ્રણમી મુદા, ગુરૂનઈ કરી પ્રણામ,
સિદ્ધચક્ર મહિમા થુણુ, ભાવ ધરી અભિરામ, ૬
કાલ અનાદિં સાસતો, નવપદ નવનિધિ કાર,
ગુણ અનંત ગ્નાની ભણ્યા, કહું નિજમતિ વિસ્તારિ. ૭

× × × × ×

અંતે— ઢાલ.

આજ સખિ મુઝ આંગણુઇ, સુરતરૂ ફલિયો સાર એ દેશી.
તીહાં ચવી નરભવ લહિ, ભવનુ મઇ સિવસુખસાર,
તે સુણિ વાંદિ વલ્યો, શ્રી સાધુજીરે તિહાથી કરઇ વિહાર.
જપિયે ભવિ શ્રી નવપદસાર
તે તુઠોરે માનવિજય દાતાર.
તે થુણતાંરે હુયો હરષ અપાર
મુઝ નિત્ય નિત્યરે હોજ્યો મંગલકાર. ૭

× × × × ×

**યુગ ગગન મુની શશી** વરસની, આસો સુદિ દશમી શશિવાર,
રચ્યો રાસ શ્રી **ચંદ્રપ્રભ** પસાઉલઇરે, **પીલવણ** મઝારિ, જપો. ૮
**તપગછ** નાયક જગગુરૂ, શ્રી **હીરવિજય** સૂરીંદ
**અકબર** જેણુઈ પ્રતિબોધિયો, જિન સાસનરે જયકાર મુણિંદ. ૯
પટિ સવાઈ શ્રી **વિજયસેનસૂરિ**, વાદિવૃંદ ગજમદસીંહ,
તસુ પટિ શ્રી **વિજયદેવસૂરિ**, સંપ્રતિ વિચરઇરે પ્રભુ અકલ અબીહ.
જપો. ૧૦
આચારિજશ્રી **વિજયસિંહસૂરિ**, સકલસૂરિ સિરદાર
બુધ **જયવિજય** સિસઈ રચ્યો, **માનવિજય**ઇં રે લહ્યો સુજસ અપાર.
જપો. ૧૧

મેરૂ રવિ સસિ સાગરા, તિહા લગઇ થિર એહ રાસ,
સહુ સંઘ સદાએ વાંચયો, પહુચઇ નિતુ નિતુરે માહરા મન તણી આસ.
જપો. ૧૨

—શ્રીમાલવદેસે સાહપુરે સં. ૧૭૧૫ વર્ષે વૈશાખ સુદિ ૭ બુધે સચિત્ર પ્રતિ પત્ર ૩૧-૧૬ સેં. લા. વડો૦ નં. ૧૧૭૧.

## ૨૯૯ તેજમુનિ—(લોં૦ કર્મસિંહ-કેશવ-મહિરાજ-ટોડર -ભીમજી શિ૦)

**(૬૫૧) ચંદરાજાનો રાસ**—સં. ૧૭૦૭ કાર્તિક દિવાલી શુદિ ૨ સોમવાર-રાણપુરમાં.

આદિ— દૂહા.

શ્રી જિન શાંતિ નમું સદા, સોલસમો જિનચંદ,
અસુખ વ્યથા આપદ હરેં, આપેં પરમાણંદ. ૧
વીરતણો ગણધર વડો, શ્રી ગોત્તમ ગુણધાર,
ચર્ણ નમું હું તેહના, જિમ પાંમું સૂખ સાર. ૨
કાશ્મીર મુંખ મંડણી, રૂપેં ઝાક ઝમાલ,
સા સરસ્વતી પ્રણમું મુદા, આપેં વયણ રસાલ. ૩
ગુરૂ નમીયેં ગુરૂતા ભણી, ગુરૂ મોટા સંસાર,
કીડીથી કુંજર કરે, ધન્ય ગુરૂના ઉપગાર. ૪
ચરણ કમલ શ્રી ગુરૂતણા, જે સેવિં ચિત્ત લાય,
ઇહ ભવ પરભવિ સુખ લહૈ, પાપતિમર સહુ જાય. ૫
દાન સીલ તપ ભાવના, ચ્યારિ મુગતિ સોપાંન,
શીલતણા ગુણ વર્ણવું, સુંણયો સહુ સાવધાન. ૬
સીલ પ્રભાવે સૂખ લહ્યો, ચંદ નરેસર રાય,
ધુર છેહાં લગિ સાંભલો, ચરિત કહું સુખદાય. ૭

ઉંઘ બગાઈ પરહરિ છાંડિ વિગથા વાત,
નરનારી તુમ્હે સાંભલો, ચંદત્તણો અવદાત. ૮

× × × × ×

અંતે—

(ઢાલ—દાંન કહિ જમ હું વડો-એ દેસી.)

ચંદ મુનીવર વંદીઇ સહી, વંદતાં પાતિક જાયરે;
સંજમ પાલે નિરમલો, એનેં દર્શનેં આનંદિ થાયરે. ચંદ. ૧
એક પોતઇ નેં ગુણાવલી પ્રેમલા લચ્છિ સુજાંણો;
સુંમતિપ્રધાંન ચોથો વલી, કરે સંજમનો મંડાણરે. ચંદ. ૨
શિવ કુમર જે નાંટકીયો, શિવ માલા બેંટી તાસરે;
એષ જીવેં સંજમ લીધો, જિનવરજીને પાસેરે. ચંદ. ૩
વાત થઈ વિમલપુરે, ચંદરાજા સંજમ લીધોરે;
વાત સૂણી સુસરેં તિહાં, નિજ મનિ વૈરાગેં કીધોરે. ચંદ. ૪
રાય રાણી મંત્રીસરેં તિહાં લીધો સંજમ ભારરેં;
ચંદ મુનીવર સિંહ તણી પરેં મહીયલ કરેં વિહારેરે. ચંદ. ૫

× × × ×

એહવા સાધતણા ગુણ ગાંતાં, લહીઇ સુખજવાસોરે;
ઉત્તમ સાધ સદા સુખકારી, દર્શન દીઠેં ઉલ્હાસોરે. ચંદ. ૧૩
શ્રી લૂંકા ગછ જાંણીઈ, જગમાંહેં પ્રગટયો તેહરે;
દયા ધર્મ તિહાંકણ લહીઈ, સૂત્રેં ચાલેં જેહરે. ચંદ. ૧૪
**રૂપજીવ** યુગ હરી કહીઇ, તાસ પાટે જયવંતોરે;
**રૂપસીંહ દામોદર** દીપે, શ્રી **કર્મસીંહ** મહંતોરે. ચંદ. ૧૫
તાસ પાટેં ગછનાયક સૂંદર, શ્રી **કેશવ** ગણધારેરે;
સીલ સીરોમણિ રૂપ પુરંદર, જિન સાસણ સિણગારીરે. ચંદ. ૧૬
તાસ સાસણ માહિ તામ જીઓ દયા વૈરાગી સંવેગીરે;
**મારૂવાડિ** જેણે પ્રતિબોધી, સહુ જાંણે વડભાગીરે. ચંદ. ૧૭

તાસ શિષ્ય **મહિરાજ** વખાણું, ગોત્ર લોટા જસ છાજેરે;
તાસ સીસ તલ સૂધા ચારા, શ્રી **ટોડર** વિરાજેરે. ચંદ. ૧૮
તસ સીસ સુંદર સાધ સોભાગી, તપસીનેં ગુણવંતોરે;
ઋષિ **ભીમ**જી ઉત્તમ આચારે, દરશન જેહને સંતરે. ચંદ. ૧૯
તાસ શિષ્ય **તેજ** મુની ઇમ બોલે, રાસ રચ્યો મેં ખાંતિરે;
ભવિજન ભાવ ધરીનેં સૂંણયો, ઢાલ આંણી બહુ ભાંતેરે. ચંદ. ૨૦
ચરિત્ર થકી કથા જિમ ધારી, તિમ મઇ કીધી જોડરે;
અધિકા ઓછાનો મિછા દુક્કડ, દેતાં કાંઈ નહી ખોડરે. ચંદ. ૨૧
**સોરઠ** દેશ દેસાં સિર સોહેં, સહુ દેસાંનો ટીકોરે;
નગર ભલો ગઢ કોટ સંયુત્તો, નામેં **રાણપુર** નીકોરે. ચંદ. ૨૨
સંવત **સતરેસઈ સાતે** કાતિક, પર્વ દીવાલી વારૂરેં;
શ્વેત પક્ષ દ્વિતીયાઈ સોહેં, સોમવાર છેં વારૂરે. ચંદ. ૨૩
ચંદ્ર પ્રબંધ સરસ મેં કીધો, ચોઉથો ખંડ ઉદારોરે;
ભણસેં ગુણસેં ભાવસ્યું, તે લહસી જયજયકારોરે. ચંદ. ૨૪

—ઇતિ શ્રી સીલ વિષયે પ્રેમલા લછી ચંદ રાજારાસ ચતુર્થખંડ સંપૂર્ણં. સં. ૧૭૯૫ વર્ષે જયેષ્ટ વદિ તિથિ ૯ મી વાર ભોમેઃ બાલાપુર મિધ્યે લિખતં પુજ્ય ઋષિ શ્રી ૫. જસરાજજી તત્ સીષ્ય પુજ્ય ઋષિ શ્રી ૫ દેવચંદજી તત્ શિષ્ય લિપીકૃતં ઋષિ નાનજી. આતમા અર્થેઃ શ્રીઃ (પ્ર૦ કા૦)

—સંવતિ દ્રુમુની શુક્રાકિ ગુપ્તિ વર્ષે ચુંદ...(વિ. ધ.)

(૬૫૨) **જિતારીરાજા** રાસ સં. ૧૭૨૫ વૈ. વ. ૨ બુધ સીરોહીમાં.

**આદિ—**

દૂહા.

પ્રાત ઉઠી પ્રણમું સદા, શ્રી જિન **પાસ** જિણંદ;
તાસ પસાઇં પામીઇં, સુખ શાંતિ આણંદ. ૧
મનિ સમરૂં હું સરસ્વતી, આપઈ અમૃત વાંણિ;
સીસ નમાવું નિજ ગુરૂ, ગુણમણિ કેરા ખાંણિ. ૨

સાધતણા ગુણ ગાવતાં, કાયા નિર્મલ થાય;
કુમતિ હરઈ મતિ સંપજઈ, કલમષ દુરિ પુલાય. ૩
દાન સીયલ તપ ભાવના, શિવપુર મારગ ચ્યારિ;
સીલ તણા ગુણ વર્ણવું, જે જગમાંહિ સાર. ૪
જીતારી નૃપની કથા અતિ સુંદર સુખકાર;
અંતઃકર્ણ મન મેલવી, સાંભલજ્યો નરનારિ. ૫
કુણ દેસઇ કુંણ પુર હુઓ, કિમ ગ્રહ્યો સંયમ ભાર;
નારિ પાંચસે પરહરી, તે સુણયો અધિકાર. ૬

× × × ×

અંતે—

શ્રી લુંકા ગચ્છમંડણ કહીઈ શ્રી તેજસિંઘ મુણિંદ.
શ્રી પૂજ્ય શ્રી કેશવ કઇ પાટિઇં, પ્રતપો જિમ દિણુંદ. ૧૦ ભ.
પ્રબલ પુન્યાઇ દિન દિન ચઢતી, સહુ જાંણઇ સંસાર.
ગુણનિધિ કરણા રસસું ભરીયો, સંઘ સકલ સુખકાર. ૧૧
ઋષિ ભીમજી સિસ સાસણ કહીઇં, જેહનો જગ જસવાસ;
તસ શિષ્ય તેજ મુનિ ઈમ ભાસઇ, રચીયો સરસ મઈ રાસ. ૧૨
સંવત સતર રામવેદ સંખ્યા નિર્મલ વઇસાખ માસ;
વદિ દ્વિતીયા બુધવાર વદીતો, સીરોહી નયર ઉલ્હાસ. ૧૩
ગુરૂ મુખથી જિમ કથા સુણીથી તિમ મઈ કીધી જોડિ;
અધિક ઓછાનો મિછામ દોકડો, દેતાં કાંઇ નહિ ખોડ. ૧૪
સાધુ તણા ગુણ સહજઈ મીઠા, વલી ગુંથ્યા મનમેલ;
દુધ પીતાં હોવઈ મીઠો, અરૂ મિશ્રીનો મેલિ. ૧૫
ઢાલ પનરલગિં મઇ તે આણી, કહયો કંઠ બનાય;
ભાવઈ સાધતણા ગુણ સુણતાં, પાતિક દુરિ પુલાય. ૧૬
નરનારી રસ નામઈ ગાયો, જિમ પામો સુખવૃંદ,
તેજમુનિ કહિ સાધ નામથી, મુઝ સદાહી આણુંદ. ૧૭ ભ.

—સં. ૧૭૪૬ શ્રાવણ કૃષ્ણપક્ષે દ્વાદશીતિથૌ લિષતં ઋ. ઠાકુર, આ. ફૂલાં આ૦ નાંનબાઈ તસ્ય શિષ્યણી આ૦ કેશર પઠનાર્થે સૂરતિ બિંદરે. ૯–૧૪ દા. ૭૧ નં. ૩૧ ડે.

---

## ૩૦૦ લબ્ધોદય ગણિ–( ખ૦ જિનમાણિક્ય સૂરિ–વિનયસમુદ્ર–હર્ષવિલાસ–જ્ઞાનસમુદ્ર–જ્ઞાનરાજ ગણિ શિ૦)

**(૬૫૩) પદ્મિની ચરિત્ર.** સં. ૧૭૦૭ ચૈત્ર સુ. ૧૫ શનિ.

**આદિ—**

શ્રી આદિસર પ્રથમ જિન, જગપતિ જ્યોતિ સરૂપ;
નિરભય પદવાસો નમૂં, અકલ અનંત અનૂપ. ૧
ચરણ કમલ ચિતરું નમું, ચોઉવીસમ જિનચંદ;
સુખદાયક શેવક ભણી, સાચો સુરતરૂ કંદ. ૨
સુપ્રસન્ન સારદ સામિણી હોજ્યો માત હજુર;
બુધિ દેજ્યો મુજને બહુત, પ્રગટ વચન પંડૂર. ૩
જ્ઞાતા દાતા જ્ઞાનધન, જ્ઞાનરાજ ગુરૂરાજ;
તાસ પ્રસાદથકી કહુ, સતી ચરિત સિરતાજ. ૪
ગોરાવાદલ અતિગુણિ, સૂરવીર સિરતાજ;
ચિત્રકોટ કીયઉ ચરીત, સાંમી ધરમ સિરતાજ. ૫
સરસ કથા નવરસ સહિત, વીર શૃંગાર વિશેષ;
કહિસ્યું કવિત કલ્લોલસું, પૂરવ કથા સંખેપ. ૬
પદ્મનિ પાલ્યો સીલવ્રત, વાદલ ગોરો વીર;
શિલવીર ગાવત સદા, પાંડમિલી ધૃત પીર. ૭

× × × ×

પ્રથમ ખંડની અંતે—

ગિરવો ગછ ખરતર તણોરે, જાંણે સકલ જિહાંન;
ગછનાયક લાયક બડો જગમેં જુગપરધાનરે. મો. ૬

શ્રી જિનરંગ સૂરીસરૂ, તસુ શ્રાવક સિરતાજોરે;
કુલમંડણુ કટારીયા, મંત્રીસર હુંસરાજોરે. મો. ૭
જેહનો જસ જગિ મહમહેં, કરણી સુકૃત કુમેરોરે;
પરમભગત ગુરૂ દેવરા, બડદાતા મન મેરોરે. મો. ૮
ભાઇ ડુંગરસી ભલો, લઘુ બંધવ ગુણ વૃંદોરે;
દુખીયાં દલિદ્રં ભંજણો, ભાગચંદ કુલચંદોરે. મો. ૯
તાસુ તણે આદર કરી, સંબંધ રચ્યૌ તિ રસાલોરે;
પાઠક જ્ઞાનસમુદ્ર તણો, શિષ્ય મુખી જ્ઞાનરાજોરે. મો. ૧૦
સુપસાયે શ્રી ગુરૂતણે, લબ્ધોદય ગુણ ભાખેરે;
પ્રથમ ખંડ પૂરો કીયો, ધરમ તણી અભિલાષેરે. મો. ૬૧

—ઇતિશ્રી પદ્મની ચરિત્રે ઢાલ ભાષાબંધે શ્રી જ્ઞાનરાજ ગણિ રાજાનાં શિષ્ય મુખી મણિ પડિત લબ્ધોદયગણિ વિરચિતે કટારીયા ગોત્રી શ્રી હંસરાજ મં. શ્રી ભાગચંદ્રાનુરાધેન રાણા રતનસિંહ પદ્મિની પરણુયનં નામ પ્રથમ ખંડ સંપૂર્ણં.

**અંતે—**

( દૂહા. )

સૂર કહાવૈં સુભટ સહૂ અપણૈ અપણૈ મન્ન,
દાઊ પડૈં દૂપ ઉદ્ધરૈ, તેહ કહિઈ ધન્ન ધન્ન. ૧
સામિધરમ વાદલ સમો, દૂએ: ન કોઈ હોઇ,
જુધિ જીતો દીલ્લીધણી, કુલ અજુઆલ્યા દોય. ૨
રાણોજી છોડાવિયા, રાણી પદમણિ રાષી,
બીરૂદ વડા પાટયો વસુ, સુભટાં રાષિ સાષિ. ૩
ચઇ(રય)ન રાજ ચિત્રોડકો (રો), કીધો વાદલ વીર;
નવખંડે યસ વિસ્તર્યો, સ્વામી ધરમી રીણધીર. ૪
નિરભય પામૈ રાજ નિજ રતનસીંહ મહારાઉ;
સેવક વાદલ સાનિધઇ, પદમિણિ સીલ પસાઉ. ૫

સર્વં ગાથા ૫૦૪

(ઢાલ ૨૪ રાગ ધન્યાસી–લોકસરૂપ વિચારઉ આતમહિત ભણીરે
એહની દેસી.)

સતિય સિરોમણિ પદમણિ સાચિ સીલ હીયેરેં, સુખ લહીયૈ શિરદાર
કુલ હીયઇ સરદાર,
પાલ્યો કષ્ટ પંડયે જિણ સીલ સુહામણોરે,
મન તન વચન ઉદાર. સ૦ ૧

શ્રી રાણોજી છૂટા મોટા કષ્ટથીરે, સુપ હૂઉ ગઢ જેહ,
વડો પવાડયો પાટયો ગોરિંવાદલેંજી, સીલ પ્રભાવજ જેહ. (૭૪૬) સ૦ ૨

સીલ પ્રભાવેં નાસેં અરિ કરિ કેસરીરે, વિષધર જલ જલંત,
રોગ સોગ ગ્રહચોર ચરણ અલગા ટલેરે, પાતિગ દૂર પુલંત. સ૦ ૩

શ્રી યં સુધરમા સ્વામી પાટિ પરંપરારે, સુવિહિત ગચ્છ શિણગાર;
શ્રી ખરતર ગચ્છી શ્રી જિનરાજસૂરિસરૂરે, આગમ અરથ ભંડાર. સ૦ ૪

તાસ પાટિ ઉદયાચલ દીપઇ દિનકરૂરે, શ્રી જિનરંગ વાષાણ
રીઝવિયો જીણ સાહિંજિહાંનં દિલ્લીસરૂરે, કરિ દિધો ફુરમાણ. સ૦ ૫

તાસ હુકમ સંવત સતરછિડોત્તરઇરે ૧૭૦૬, શ્રી ઉદયપુર સુવષાણ.
હિંદૂપતિ શ્રી જગતસિંહ રાણો જીહાં, રાજકરૈ જગભાણ. સ૦ ૬

તાસ તણી માતા શ્રી જાંબુવતી કહીરે, નિરમલ ગંગા નીર;
પુણ્યવંત ષટ દરસણ સેવ કરેં સદા, ધરમ મુરતિ મતિ ધીર. સ૦ ૭

તેહ તણા પરધાન જગતમેં જાણીયેરે, અભિનવ અભયકુમાર;
કેસર મંત્રિસર સુત અરિ કરી કેસરીરે, હંસરાજ હીતકાર. સ૦ ૮

જિનવર પૂજા હેતે જાણી પુરંદરૂરે, કામદેવ અવતાર;
શ્રેણિકરાય તણી પરિ ગુરૂ ભગતા સહુરે, સિંહ મુગટ સિણગાર. સ૦ ૯

પાટ સાત પછે જિણ દેશ મેવાડમેરે, થાપ્યો ગછ થીરથોભ;
કટારીયા કુલદીપક જગિ જસ જેહનોરે, શ્રી ષરતર ગછ સોભ. સ૦ ૧૦
તસ બંધવ ડુંગરસી પિણ દીપતોરે, ભાગચંદ કુલભાણ;
વિનયવંત ગુણવંત સોભાગી સીરએહરોરે, વડદાતા ગુણજાણ. સ૦ ૧૧

તસુ આગ્રહ કરિ સંવત **સતરસતોતરેરે**, ચૈત્ર પૂનિમ શનિવાર;
નવરસ સહિત સરસ સંબંધ નવૌ રચ્યોરે, નિજ બુધિને અણુહાર
(અનુસાર) સ૦ ૧૨
શ્રી **જિન**માણિક સૂરિ પ્રથમ શિષ્ય પરગડોરે વાચક **વિનયસમુદ્ર**;
તાસ સીસ વડ વષતિ જગતમેં જાણિયૈહો, **હ**ર્ષસીલ (વિશાલ-વિલાસ).
અક્ષુદ્ર. સ૦ ૧૩
તાસ વિનયચંદ (ચવદ) વિદ્યા ગુણ આગરૂરે, વાણી સરસ વિલાસ;
જસનાંમિ પાઠક શ્રી **જ્ઞાન**સમુદ્રજીરે, પરગટ તેજ પ્રકાસ.　સ૦ ૧૪
સાધુ સીરોમણી સકલ વિદ્યાગુણ સોભતોરે, વાચક શ્રી **જ્ઞાન**રાજ;
તાસ પ્રસાદઇ સીલતણા ગુણ સંથુણ્યારે, શ્રી **લ**બ્ધોદય હિતકાજ. સ૦ ૧૫
સાંભિમર્મ નઇ સીલતણા ગુણ સાંભલ્યાંરે, પૂજૈ મનની આસ;
ઉછો અધિકો જેહ કહ્યો કિવિચાતુરીરે, મિછા દુક્કડ તાસ.　સ૦ ૧૬
નવનિધી નઈ વલી અષ્ટમહાનિધિ સંપજઇરે, દૂરિ મિટઇ દૂષદંદ;
**લ**બધિઉદય કહઈ પુત્ર કલત્ર સુષ સંપદારે, સીલ સફલ સુરકંદ.　સ૦ ૧૭

—ઇતિશ્રી પદ્મની ચરિત્ર ઢાલ ભાષાબંધે શ્રી મહોપાધ્યાય શ્રી જ્ઞાનરાજગણિ રાજાનાં શિષ્ય શ્રી લબ્ધોદય ગણિ વિરચિતે કટારિયા ગોત્રિય મંત્રી-રાજશ્રી હંસરાજ મં. શ્રી ભાગચંદ્રાનુરોધેન શ્રી ગોરાવાદલ રિણેજય પ્રાપણો નામ તૃતીય ષંડ ૩.

દૂહા.

સોરઠા સોલ અધિકસય અઠ ૮૧૬,
કવિતદૂહા ગાથા મિલ્યાં, સુણો સુગુરૂ મુખ પાઠ
ઢાલ સરસ ગુણચાલ ૩૯ સુ. ૧
શ્લોક તણી સંખ્યાત એકાદશ શત વધિકછે,
પંચાસત ને સાત, અનુમાનેં લાલચંદ કહઇ.　૨

—ઇતિ પદ્મની ચોપી સંપૂર્ણઃ—સકલ પંડિત શિરોમણિ પંડિત શ્રી ૧૦૫ શ્રી રાજકુશલ ગણિ શિષ્ય ગ૦ ઋષભકુશલ લિખિતં આમેટ નગરે સં. ૧૭૫૮ વર્ષે પત્ર ૨૯ પ્ર. કા., [ વડોદરા સેં લાયબ્રેરી ]

—સંવત્ ૧૭૭૩ વર્ષે વૈશાખ શુદિ ૭ દિને લિપિકૃતં ન્યાનવિજયેન ભાદસોડા નગેશ ભાવ.)

—ઇતિ શ્રી પદ્મણીકી ચઉપઇ સંપૂર્ણ સં. ૧૮૩૭ આ૦ વ૦ ૧૪ રવિ ધુંધડકા ગ્રામે દ્વિતીય પ્રહરે પં. ખુસ્યાલરૂચી શિ૦ શુબ્દરૂચિ શિ. કનકરૂચિના. ૩૧–૧૫ આ. ક.

—સકલ પંડિતોત્તમ પ્રવર પધાન શિરોવતંસ પંડિત શ્રી ૫ શ્રી કલ્યાણસાગર ગણિ તચ્છિષ્ય પંડિત શ્રી ૫ શ્રી હર્ષસાગર ગણિ તત્સિષ્ય પંડિતશ્રી સકલ સભાશૃંગાર શિરોમણી રત્ન પંડિત શ્રી ૧૯ શ્રી હીરસાગર ગ......શ્રી૫ શ્રી ગુણસાગરગણિ તચ્છિષ્ય પુન્યસાગરેણ લિષિતેયં સં. ૧૭૬૧ વર્ષે આશુ વદિ ૧૦ ભોમે દરીઆ મધ્યે લિષિતં.' (વિ. ધ. ભંડાર).

—સં. ૧૭૭૧ વર્ષે મિતિ આસોજ શુદિ ૨ ગુરૂવાસરે લિખતં ઋષરાજ શ્રી આચાર્યજી શ્રી જસવંતજી તત્ શિ. ઋ. ગણેશજી તત્ શિ. ઋ. કેશવજી તત્ શિ. પટપ્રભાવક ઋ. જીવરાજજી તત્ શિ. ઋ. મોહણજી પૂજિ પાટપ્રભાવકાનાં સીરોરત્ન પાઠિક ઋ. સોમચંદ્રજી તત્ શિ. ઋ. સાંવલજીભાઈ ગાંગજીભાઇ ઠાકુરસીજી ભ્રાત્રીજ હીરજી રહડગ્રામે લિપિકૃતં રીષ ગાંગજી લિપિકૃતં (ચતુરવિજયગણિ પાસેની પ્રતિ. મ. બ.)

---

## ૩૦૧ વીરવિજય –( ત૦ કનકવિજય શિ. )

### (૬૫૩ ક) બંભણવાડી મહાવીર સ્તવન સં. ૧૭૦૮

વસુ–અંબર–મુનિ–શશિ (૧૭૦૮) વર્ષે **વિજયસિંહ** વારે કનકવિજય શિષ્ય **વીરવિજયે** માટ બાંદિર (?) માં બંભણવાડી જિનમહાવીર સ્તવન રચ્યું પત્ર ૪—હા. ભં. પાટણ.

### (૬૫૩ ખ)+ વિજયસિંહસૂરિ નિર્વાણ સ્વાધ્યાય સં. ૧૭૦૯ ભાદ્રવા વદિ ૬ સોમ. અમદાવાદમાં.

આદિ—

ઢાલ—પ્રણમું તુમ શ્રીમંધરૂજી–એ દેશી.

સમરૂ સરસતિ સામિની, આપો અવિચલ વાંણી
શ્રી વિજયસિંહસૂરી તણોજી, બોલીસ હું નિરવાણિ
માહરા ગુરૂજી તું મનમોહન વેલિ. ૧

× × × ×

અંતે—

સંવત સતર નવોતરઈ રે, અહમદપુર મઝારિ
સહુ ચોમાસું એકઠારે, શ્રાવક સમકિત ધારોરે. ૫૧
ભાદ્રવા વદિ દીપતીરે, છઠિ નઈ સોમજવાર
વાસુપૂજ્ય પસાઉલઈ રે, થુણિઓ એ ગણધારરે. ૫૨
ગુરૂપદ પંકજ ભમરલોરે, આણી મન ઉલ્લાસ
વીરવિજય મુનિ વીનવઇરે, પૂરો સંઘની આસોરે.
સુણિ સુણિ સાહિબા એક કરૂં અરદાસોરે
કાં છોડયા નિરાસોરે, સુણિ સુણિ સાહિબા સુણિ. ૫૩

—વિજયસિંહસૂરિ સ્વર્ગસ્થ સં. ૧૭૦૯ આસાઢ શુદિ ૯ ને દિને અમદાવાદમાં થયા છે ને આ સઝાય ભાદ્રવામાં કરાયેલી છે.

પ્ર૦ જૈ. ઐ. ગૂર્જરકાવ્ય સંચય.

## ૩૦૨ પદ્મમુનિ.

(૬૫૪) પુણ્યસાર—સં. ૧૭૦૯

—ખં. ૧ ચં.

## ૩૦૩ સુમતિહંસ.

**(૬૫૫) ચંદનમલયાગિરિ ચોપઇ સં. ૧૭૧૧ ચૈત્ર શુ. ૧૫.**

આદિ—

સ્વસ્તિ શ્રી પૂરણ સદા શ્રી ચિંતામણિ પાસ
પણમિય પરમાનંદકર અવિચલ લીલ વિલાસ. ૧
વીણા પુસ્તક ધારિણી, સરસતિ શાસ્ત્ર સમૃદ્ધ,
સરસ વચન રચના દિયો વરદાયિની બહુ બુદ્ધિ. ૨
કીડીથી કુંજર કરે સુખકારી શુભ મન્ન
પ્રણમું પય પંકજ પ્રગટ શ્રી સદગુરૂ સુપ્રસન્ન. ૩
ધરમ ધુરા દૃઢ ધારિયે ધરમ અનેક પ્રકાર
સવિહું માહે સાર છે સત્વ શીલ સંસાર. ૪
શીલેં સાનધિ સુર કરે, શીલે લાભે લીલ
શીલ સત્વ સંભાઇએ દૃઢ મન હુઇ વિણ ઢીલ. ૫
ચંદન ને મલયાગરી સત્વ શીલ બે રાખિ,
અવિચલ કીરતિ આદરી પાર્શ્વચરિની સાખિ. ૬
સાંભલયો સંબંધ એ આણી મન હઈ લોલ
રાગ રંગ રચના વચન કવિયણ તણા કિલોલ. ૭

× × × ×

અંતે—

સત્વ સુદૃઢ સંબાહિઈએ, સત્વે સહુ સિદ્ધિ હોઇ
રાજા ચંદન જેઇને જોઇને સત્વ ધરો સહુ કોઇ. ૬૮
શ્રી ખરતર ગચ્છ સોભવે હે શ્રી જિનહર્ષ સૂરીસ
એ સંબંધ રચ્યો ભલે એ સુમતિહંસ તસુ સીસ. ૬૦
રાજસીંહ સંઘવી ભલોએ અમીપાલ વીરપાલ
લોઢા ગોત્ર દીપાવીઓ હે જયવંતરા ભૂપાલ. ૭૦
અમીપાલ નંદન જોહે વીરધવલ કુલચંદ
જગધવલ બંધવ સુનુએ, પાસદત્ત દિલિચંદ. ૭૧

આગ્રહ **વીરધવલ** તણુએ ચઉપઇ કીધી ઉછાહ મ૦
**પારસનાથ** પસાઉલઇએ શ્રી **બરહાનપુર** માંહિ. મ૦ ૭૨
સંવત્ **સતર ઇગ્યારા મહે** ચૈત્ર પૂનિમ સુખદાય. મ૦
સીલ તણા ગુણ ભાસિયાએ, શ્રી **સુમતિહંસ** ઉવઝાય. મ૦ ૭૩
સંભલતાં સંભલાવતાંએ ગુરૂઆરાં ગુણગાન,
કુશલખેમ આનંદસ્યુંએ, લિખમી વધે નિદાન, મ૦ ૭૪

—૮–૧૫ દા. ૪૩ નં. ૯૬ ન્ન. ડે૦

---

**૩૦૪ ઇંદ્રસૌભાગ્ય** (ત૦ રાજસાગર સૂરિ–વૃદ્ધિસાગર સૂરિ–લક્ષ્મીસાગર સૂરિ–કલ્યાણસાગર સૂરિ–સત્યસૌભાગ્ય ઉ. શિ.

**(૬૫૬) જીવ વિચાર પ્રકરણ.**

**આદિ—**

**વીર** જિનેસર પય નમી, કહિસ્યું જીવ વિચાર;
સિદ્ધ અનઇં સંસારનાં, એ બિહુ જીવ પ્રકાર. ૧

**અંતે—**

**તપગચ્છ** મંડન વાચક નાયક, **સત્યસૌભાગ્ય** ગુરૂરાયરે;
તાસ શિષ્ય ઇણિપરે બોલે, **ઇંદ્રસૌભાગ્ય** ઉવઝારે. ૫૭
બાલકને ભણવાને કારણે, વિરચ્યો જીવ વિચારરે;
ભણે ગણે જે ભવિયણ ભવિ, તે પામે ભવપારરે. ભવિયણ. ૫૮

ઇતિ **જીવ વિચાર** પ્રકરણ સંપૂર્ણ; ઇતિ સંવત્ ૧૭૫૩ વર્ષે ફાલ્ગુન માસે શુકલપક્ષે દશમી તિથૌ શનિવાસરે લિખિતમિદં સંપૂર્ણ.
૫–૩ પં ૧૫ આ. ક.

[ નોટ—આ ઇંદ્ર સૌભાગ્ય સં. ૧૭૪૭ સુધી અચૂક વિદ્યમાન હતાં અને તેના શિષ્ય વીરસૌભાગ્ય અને તેના પ્રેમસૌભાગ્ય અને તેના શાંતસૌભાગ્ય શિષ્યે સં. ૧૭૮૭ માં પાટણમાં અગડદત્ત ઋષિની ચોપાઇ સં. ૧૭૮૭ માં બનાવી છે. ]

## ૩૦૪ અ ઉત્તમચંદ (ત. વિજયદેવ સૂરિ-વિદ્યાચંદ શિ.)

(૬૫૬અ) **ઉપધાનવિધિ સ્તવન.** સં. ૧૭૧૧ શ્રાવણ સુ. ૧૦ ગુરૂ વીજાપુર.

અંતે—

**બી**જાપુર મંડણ શ્રી જીરાઉલ **પાસ**, મઇ તાસ પસાઈ તવન રચ્યુ ઉલ્લાસ,
ભણસઇ નઈ ગુણસઇ સાંભલસઇ નરનાર;
ઉપધાન આરાધ્યાનૂં ફલ બેઠાં ઘરબારિ. ૮
સંવત્ **સત્તરવરસઇ એકારશ** સાર;
શ્રાવણ સુદિ દશમી દિવસૈ ગુરૂ તે વાર,
પંડિત **વિ**દ્યાચંદ સીસ કહઇ કરજોડી;
એ તવન ભણસઇ તેહ ઘર સંપતિ કોડ. ૯

કલસ.

ઇય **પાસ** જિનવર ભવિક દૂખહર **વી**જાપુર મંડણ ધણી,
મનિ આસ પૂરઇ પાપ ચૂરઇ જાસિ જગિ કીરત ઘણી;
**ત**પગછ નાયક મૂગતિદાયક શ્રી **વિ**જયદેવ સૂરીસરો,
વર વિબુધ **વિ**દ્યાચંદ સેવક ઉત્તમચંદ મંગલ કરો. ૧૦

—ઇતિ શ્રી ઉપધાન વિધિસ્તવન સંપૂર્ણ સંવત્ ૧૮૦૧ વર્ષે મતી પોસ વદિ ૭ ને ૦)) (પ્ર૦ કા.)

---

## ૩૦૫ અભયસોમ—(ખ૦ સાતમા જિનચંદ્રસૂરિ-સોમસુંદર શિ૦

(૬૫૭) **વૈદર્ભી ચોપાઈ**—સં. ૧૭૧૧ ચૈત્ર સુદ ૧૫.

આદિ—

પાસ જિણેસર પરગડો, દોલતિનો દાતાર
ફલવધિ તો ઘઇ ફલવધિ, નામ જપઇ નિરધાર. ૧

સદગુરૂ ચરણ નમું સદા ત્રિકરણ શુદ્ધ ત્રિકાલ
પાથરથી પૂજણ જિસે કીધો જિણ તતકાલ. ૨
યાદવ કુલ મંડણ જયો, કિસન પ્રજૂન્ન કુમાર
તાસ ત્રિયા ગુણ વરણવું, વૈદરભી વિસ્તાર, ૩
જો મુઝ વચન રસન કથા સરસ કહિવાઇ
નહી દેવાતન દેવ મઇ, પીતલ મોલ ન જાય. ૪

× × × ×

ધન્યાસી. દીધી ભગવંતએ દેશનારે દેશી.

× × × ×

સંવત સત્તર અગ્યારોતરઇંજીરે, ચૈત્રી પૂનિમ માંન
ખરતર ગચ્છઇં સોહગ સંપદાજી જિનચંદ ચઢતઇં વાંન. ૮
સોમસુંદર ગુરૂ સુપસાવલઈજીરે, કહિય કથા ભરપૂર
અભયસોમ શ્રી સંઘનઈ રે મંગલ કરૈ સનૂર. ૯

—ઇતિ વૈદર્ભી ચતુઃષ્પાદિકા. ગ. મુક્તિવિજય–૬–૧૫ આગ્રા; ૯–૧૩ ગુ. વિ.

(૬૫૮) વિક્રમચરિત્ર ખાપરા ચોપઈ—સં. ૧૭૨૩ જેઠ. સીરોહીમાં.
આદિ—

સરસત માતા સમરીયે, નિત પ્રતિ લીજૈ નાંમ;
ચિતમાંહે જે ચિંતવૈ તે સવિ ગીઝે કામ. ૧
પયજુગ પ્રણમી તેહના, વિક્રમચરિત કહેસ;
સાંનિધિ કરજ્યો માયડી, હું તુઝ વિનય વહેસ. ૨
તીર્થંકર નેં કેવલી સાધુ સતી રાજાંન;
હૂઆ ઘણા ચોથે અરૈ, મહીયલ મોટૈ માંન. ૩
આજ વિષમ પંચમ અરૈ, લાગતૈ કલિ કાલ;
કોઈ ન વિક્રમ સારિખો, ભારી બલ ભૂપાલ. ૪
આપણ કાજ અનેક દુખ, સહેસ કોઈ દાય;
પર પીડા લ્યે પિંડમાં, સોઇજ વિક્રમરાય. ૫

પીડ ગમાવે પારકી જસ ગ્રાહક જગમાંહિ;
પરદુખકાતર જેહનો, જગ સહુ નામ કરાહિ. ૬

× × × ×

અંતે—

ઢાલ ૧૭ રાગ ધન્યાસિરી.

રાજ કરે ઉજેણી રાજીયોજી, એહવો પૃથિવી એક;
જિણ જગમઇં સાકો રાખીયોજી ષટ્ દરસણ સુવિવેક; રાજ. ૧
પૃથિવી ઊરણ કીધી વિક્રમેંજી દુખીયાં ભાંજે દુખ;
દુર્જન કંટક ભાંજે નાંખીયાંજી સયણાં કીધા સુખ. ૨
**વીર** પછે સત્તરિનેં ચ્યારિસેજી વધાયો **વિક્રમવીર**;
બાવન્ન ઉપરિ ત્રેપન્ને સહીજી નાયક નિર્ભય ધીર. ૩
એહ ચરિત્ર શ્રી **વિક્રમવીરનો**જી, સુણતાં નવ નિધિ થાય;
ભણતાં બહુ બુધિ ઊપજેજી, ભય ભાવઠિ સવિ જાય, ૪
ચોર તણો ભય ન હુવે કદિજી, સદ્‌ગુરૂ એમ કહેઇ;
ચરિત્ત એહ ગુરૂ મુખથી લહીજી, **વિક્રમચરિત** કહેઇ. ૫
**સત્તરહસૈ તેવીસે** સમેજી, જેઠ માસ જગિ સાર
**સી**રોહી નગર સુહામણોજી, ચરિત કીયો સુખકાર. ૬ રા.
**ખ**રતર ગચ્છશ્રી **જિનચંદ** રાજયોજી, **સો**મસુંદર ગુરૂરાય.
**અ**ભયસોમ રચના એ કરીજી **મ**તિમંદિર સુખ થાઇ. ૭ રા.

—પંડિત શાંતિવિજય લિખિતા પ્રતિરિયં. (૧૭૬૮).

સંવત્ ગ્રહરસ અબ્ધિ ઇંદુવર્ષે સુશ્રાવણ શુકલત્રયોદસ્યાં અર્કવારે એષા પુસ્તિકા લિખિતા શ્રી વનગ્રામે. પાનાં ૧૨ પં. ૧૫ આગ્રાભંડાર.

**(૬૫૬) વિક્રમચરિત્ર (લીલાવતી) ચોપઇ** સં. ૧૭૨૪ પ્રથમ આષાડ વદ ૧૦

**આદિ—** શ્રી ગણેશાય નમઃ—

દૂહા.

વીણા પુસ્તક ધારણી, હંસાસન કવિમાય,
પ્રહ ઉગમતે નિત નમું, સારદ તોરા પાય. ૧

દૂહ પંચાસે બાંધીઓ, કોઈ નવો કોઠાર;
બાંધાં ભરને કાઢતાં, કિણહીં ન લાધો પાર. ૨
તો હૂંતી નવ નિદ્ધ હુવે, તો હૂંતી સહૂ સિદ્ધ,
આજ અનેં આગેં લગેં, મુરષ પંડિત કિદ્ધ. ૩
તિણ તોનેં સમરી કરી, કહિસું વિક્રમ વાત;
મેં તો ઉદ્યમ માંડીઓ, પૂરો કરસ્યેં માત. ૪
મોનેં કિણહીં ન છેતર્યો, મે જગ ઠગ્યા અનેક,
મોકલિ જુગ મેં છેતર્યો, રાજા વિક્રમ એક. ૫
ચઊબોલેં રાંણી ચતુર, શીલવતી સુષકાર;
વિક્રમ પરણી જિણ વિધ્ધેં, કથા કહિસ નિરધાર. ૬
× × × ×

અંતે—

ઢાલ ૧૭ મી સામી સુહાકર શ્રી સેરીસે—એ દેશી.

× × × × ×

અતિ ઘણેં હરષેં વિમાન બેસી, ઉજેણી કુસલ ગયા,
દેઇ વધાઇ ધવલ ગાઇ, સબલ સામેલા થયા,
રાજા પ્રજા સવિ આઇ નમીઆ, થઈ હિઆમાં રંગરલી,
લીલાવતિસ્યું રાય વિક્રમ ચીંતવી આસ્યા ફલી. ૩
કલિયુગમાંહિં વિક્રમરાયનો, સોહગ સુંદર મહિમા વાજનો
જેહનઈં સાંનિધિ દેવ સદા કરેં, આગલિ ઉભા આપદ અપહરે

ત્રૂટક

અપહરે આપદ ચરિત્ર સુણતાં નાંમથી નવનિદ્ધ મિલૈ
ખરતર ગછેં શ્રી જિનચંદ સદગુરૂં સેવતાં વંછિલ ફલેં
સતરે ચઉવીસેં કિસન દશમી, આદિં આષાઢ સહી,
વાચનાચારિજ અભયસોમેં મતિમંદિર કાજેં સહી. ૪

શેઠ પ્રેમચંદ રતનજી પાસેની સં. ૧૮૧૯ લિખિત પ્રતમાં નીચેનું પાઠાંતર છેઃ—

સતરચૌવીસે વર્ષ તે જાણુએ, માસ આસાઢ મહિપતિ રાણુએ;
કૃષ્ણુદશમી સુગુરુ વિચારએ, સંક્ષેપે કહ્યો મેં આચાર એ. ૮

( ત્રૂટક )

આચારીજ શ્રીમનવિનોદે વાત કહી ચિતહારએ,
અભયસોમ ગુરૂપસાઇ કીયો તે જયજયકારએ.

—ઇતિશ્રી વિક્રમચરિત્ર સંપૂર્ણ. સંવત ૧૭૯૬ ના વર્ષે માસ વૈશાખ સુદ ૫ દનેં ભૌમ્યવાસરેં. શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ ઉદેવિજય લષિતં વાસા નગરે શ્રી. છ. પાનાં ૧૫ ગુ. વિ; પાનાં ૧૫, પ્ર. કા.

—ઈતિશ્રી ચાંઓલા વિક્રમ ચોપાઈ સંપૂર્ણ. લિષતં વિવેકસાગર—લાવાગ્રામે, ૧૦–૧૭ આ. ક.

—લિ૦ પુણ્યભાગ રશી માણિક્યસાગરેણુ. ૧૫–૧૨ આ. ક.

—સં. ૧૭૩૨ વર્ષ ફાગણ વદી પુનીમ દિને શનીવારેં મુનિ ફતેકુશલ લિ૦ દેવપૂરનગરે ઉદયપુર ભં.

—સં. ૧૭૯૨ વૈશાખ વદ ૫ પાનાં ૮ પ્રે. ર.

—સં. ૧૮૧૯ કાતિક વદ ૬ શનિવાસરે સકલ પંડિત શિરોમણી પંડિત શ્રી મોહનવિમલ ગણી તત્ શિષ્ય ભોજવિમલેન પ્રે. ર.

—સં. ૧૮૨૦ ના વર્ષે શાકે ૧૬૮૫ પ્રવર્ત્તમાને ભાદ્રપદમાસેં કૃષ્ણપક્ષે ત્રીતિય તિથૌ રવૌ વાસરે શ્રી ગોડલગ્રામેં લિપીકૃતં. ઋષિ ભૂદરજી તત્ શિષ્ય કર્મસી વાચનાર્થે. લષીતં શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ શ્રીગોમીદં. શ્રીરસ્તુ. પા. ૯. પં. ૧૯ ભાવનગર.

—સં. ૧૮૪૪ દુતિય શ્રાવણ સુદિ ૧૩ સૂર્યવારે શ્રી મેડતાનગરે લિ. પં. જિણવિજૈ ભ્રાતા પં. આણંદવિજૈ અર્થે પત્ર ૧૭. પ્ર. કા. વડોદરા.

—સં. ૧૮૮૨ વર્ષે મિતિ જયેષ્ઠ કૃષ્ણ તિથૌ ૧૦ ગુરૂવાસરે લિષતં ઋષિઃ ચતુર્ભુજ સરવાડમધ્યે. ગુલાબવિજયભંડાર ઉદયપુર.

—સં. ૧૭૫૧ વૈશાખ સુદિ ૩ દિને લિ. પં. લાલચંદમુનિના. ૫–૨૧ દા. ૧૩ જૈ. શા. અમદા.

(૬૬૦) માનતુંગ માનવતિ ચોપઇ (ગા. ૩૦૦) સં. ૧૭૨૭
આષાઢ સુદિ ૨ ગુરૂ.

સંવત સતરે સતવીસે, સુદિ આસાઢે બીજ દિને ગુરૂ,
ખરતર સહ ગુરૂ જિણ જયકરૂ
તેહ રાજે સોહગસુંદર સુંદરૂ.
સોમસુંદર પ્રસાદૈં અભયસોમ ઇણપરિ કહે
એ સરસ કેહિનેં કથા દાખિ,
ભેદ મતિમંદિર લહેંઇ—

ગુ. વિ.

—સં. ૧૭૮૨ મિતિ કા. સુ, ૯ બુધૌ લિષીતં પં. સંતોષ્ય-વિજય રૂણિજા મધ્યે. (ઉદય.)—વિધા. લીં.

## ૩૦૬ ઉત્તમસાગર—(ત૦ કુશલસાગર ઉ. શિ.)

(૬૬૧) ત્રિભુવનકુમાર રાસ—સં. ૧૭૧૨ વૈશાખ સુ. ૩.
ગુરૂ. પોરબંદરમાં

આદિ— દૂહા—સોરઠિઆ;

શ્રી શ્રુતદેવી સાર, સમરૂં સાસન નાયિકા
પ્રણમું જિન ચોવીસ, વલી સહગુરૂ સુખદાયિકા. ૧
મહિયલિ કોડ ઉપાય, પિણ કર્મવસિં સફલા હુવે,
સરસ એક સંબંધ, તેહ ભણી ભણસું હવિં. ૨

દૂહા રાગ આસાઉરી.

સરસ રાસ અનેક છે, હોસ્યેં વલી અનેક
ત્રિભુવનસિંહ કુમારનો, સુણયો રાસ વિવેક. ૩
એહ રાસ સુણતાં થકાં, જો નર નવિ રીઝંત
તો મુઝ વચનિ રસ નહી, કે શ્રોતા નહી ગુણવંત. ૪
એ સુણતાં ધન સંપજે, હોવે નવે નિધાન,
નિદ્રા વિકથા પરિહરી, સુણયો દેઈ કાન. ૫

× × × ×

અંતે—

ઢાલ ૪૪ રાગ પિયુડોરે ઘર આવે. દેશી રાગ ધન્યાસી.
કર્મપસાયે સુખ લહેરે, ત્રિભુવનસિંહ કુમાર
એહતા ગુણ સાધિના ગાયતાં, નવિ હોવેરે સબલો સંસારકે–
ધન ધનરે જગ હુઆ.
આજમેં ગાયોરે ત્રિભુવનસિંહ રાજકે—ધન૦

× × × ×

ભદ્રબાહુ ભાષિત વડોરે દેષી કુમર ચરીત્ર,
સ્તવતાં ગુણ ગુણનધિતણા, મ્હિ રચનારે કીધી સુપવિત્ર કે ધ. ૬૪૪
સંવત સતરેં બારોતરેં આષાત્રીજ ગુરૂવાર
રાસ રચ્યો પુર બંદિરે, જિહાં મોટારેં જિનત્રિણ્ય વિહાર કિ. ૬૪૫
જાણતાં અજાણતાંરે અધિકો ઉછો જેહ,
તે મુઝ મિછામિ દૂકડં ગુણ લીજ્યોરેં ગિરૂઆ ગુણગેહ કિ. ૬૪૬
શ્રી વિજૈદેવ સૂરીસરૂરેં તપગછ ગયણેં તાણુ,
શ્રી વિજયપ્રભ સૂરીસ્વરૂ, સેવતાં રે પર નવય નિધાંન કિ, ૬૪૭
તસ સ્વચ્છ ગછ દિપતાંરેં, કુશલસાગર ઉવઝાય,
તસં સિસ ઉત્તમસાગરેં એહ ગાયોરેં ત્રિભુવનસિંહ રાય કિ. ૬૪૮
ભણુશાલિ વિરાતણોરે આગ્રહ રચ્યો એ રાસ,
આણુંદ અધિક સાંભલો, એહ સુંણુતાંરે નિત લિલ વિલાસ કિ. ૬૪૯
ભાવેં આંણી સાંભલોરે એહ રાસ રસાલ,
ઊત્તમ મુનિ ભાવેં ભણેં એહ સુણતાં ઘર મંગલમાલ કિ. ૬૫૦

—ઇતિશ્રી ત્રિભુવનસિંહકુમાર રાસ સમાપ્ત. ગ્રંથાગ્રંથ ૬૫૦ પં ન્યાયકુશલગણિ શિ. વિદ્યાકુશલ શિ. અખયકુશલ ગણિના લિ૦ શ્રી વિજયદયા સૂરીશ્વર રાજ્યે સં. ૧૭૮૯ ચૈ. વ. ૯ સુરત બિંદરે સુરતમંડણ પાર્શ્વપ્રસાદેન—૧૭–૧૯ આ. ક.,

—ગ્રંથાગ્રંથ સર્વ ગાથા ૬૫૦ સ. ૧૭૯૪ વર્ષે શ્રાવણ વદ

૧૩ મંદવાસરે. પં. લાલસાગર ગણિ શિ. મુનિ રાજસાગર લિપિકૃતમ્ સીણુવા-ગ્રામે શ્રી વાસપૂજ્ય પ્રસાદાત્ ૨૧-૨૦ (ચા.)

—લિ. સં. ૧૭૩૬ શ્રાવણ વદિ ૨ દેવપત્તનનગરે. પ્રે. ૨.

—સોહીગ્રામ મધ્યે સંવત ૧૭૫૩ વર્ષે કાર્તિક વદિ ૧૨ દિને લિપીકૃતં ગણિ કેસરવિજયેન ૧૭-૧૬ લીં. સારી પ્રત છે.

---

## ૩૦૭ આણંદવર્દ્ધન (ખ૦)

**(૬૬૨)+ચોવીશી** સં. ૧૭૧૨.

**આદિ—** ઋષભદેવ જિનગીત

આદિ જિણંદ મયાકરૂ, લાગ્યો તુમ્હશું નેહારે
દિન રયણી દિલમેં વસે, જ્યું ચાતક ચિત્ત મેહારે
બલિ જાઉં વાત સુણો મેરી. ૧

× × × ×

**અંત—**

વીરજિન ગીત-સીમંધર કરો મયા-દેશી.

તું મન માન્યોરે **વીરજી, ત્રિસલાનંદન** દેવ

× × × ×

**આદિત કુલગિર ચંદ્રમા,** સંવત ખરતર વાણુ,
ચઉવીશે જિન વીનવ્યા, આતમહિત મન આણ. તું.
જિન વર્ધમાન મયા કરો, ચઉવીશમા જિનરાય,
મહિમાસાગર વીનતી, **આણુંદવર્દ્ધન** ગુણ ગાય. તું.

—સંવત ૧૭૫૯ વર્ષે ભાદ્રવા વદિ ૧૦ દિનો સુરતિ બિંદરે મુનિ આણુંદવિજય લખિતં. જૈ. એ. ઇ. પાસેની તીર્થમાલામાં.

## ૩૦૭ અ લબ્ધિરૂચિ–(હર્ષરૂચિ શિ.)

**(૬૬૨ ક) પાર્શ્વનાથનો છંદ** ૩૨ કડી. સં. ૧૭૧૨

આદિ—

જય જય જગનાયક **પાર્શ્વજિનં**, પ્રણતાખિલ માનવદેવ ગતં,
જિન શાસન મંડન સ્વામિ જયો, તુમ દરિસન દેખી આનંદ ભયો. ૧

× × × × ×

અંતે—

ગુજર્જર જન પદમાંહે રાજે, ત્રિભુવન ઠકુરાઇ તુજ છાજે, ૨૯
ઇમ ભાવ ભલે જિનવર ગાયો, **વામાસુત** દેખી બહુ સુખ પાયો,
**રવિ મુનિ શશિ સંવચ્છર** રંગે, જયદેવસૂરમાં સુખ સંગે. ૩૦
જય **શંખપુરાભિધ પાર્શ્વ** પ્રભો, સકલાર્થ સમીહિત દેહિ વિભો,
બુધ હર્ષરૂચિ વિજયાય મુદા, તપ લબ્ધિરૂચિ સુખદાય સદા. ૩૧

કલશ.

ઇત્થં સ્તુતઃ સકલ કામિત સિદ્ધ દાતા,
યક્ષાધિરાજ નત **શંખપુરાધિરાજઃ** ।
સ્વસ્તિ શ્રી હર્ષરૂચિ પંકજ સુપ્રસાદાત્
શિષ્યેણ લબ્ધિરૂચિનેતિ મુદા પ્રસન્નઃ ॥ ૩૨ ॥

જૈ. પ્ર. ૨૩૯.

---

## ૩૦૮ વૃદ્ધિવિજય ૧ (ત૦ વિજયરાજસૂરિ–ધનહર્ષ–તેના બે રત્નવિજય અને સત્યવિજય શિ.)

(૬૬૨ ખ) **જીવવિચાર સ્તવન** સં. ૧૭૧૨ આસો શુ. ૧૦ રવિ ગુણદેવીમાં

આદિ—

શ્રી સરસ્વતિરે વરશતિ વચન વિલાસરે.
થુંણસ્યુ ત્રિભુવનરે તારણ શ્રી જિનપાસરે સુણો સમરથરે સુંદર શ્રી જિનદેવ

**અંતે—**

નયર ગુણદેવી ગુણ વેલ વાધઈ સદા, પુષ્કરાવર્ત મેઘ **પાસદેવો,**
શ્રી સંઘ મંડપે વેલી તે વિસ્તરી, ઉપજે આણંદ સુકૃત મેવો,
સંવત **સસી (સા)યર ચંદ્ર લોચન** સ્તવ્યો, આસો સુદી દશમીરવિવાર રાજઇ,
સૂરી શિરતાજ ગુરૂરાજ **આણંદજી** તસ પરિ સૂરિ **વિજયરાજ** રાજે.
ધન્ય ધન્યહર્ષગુરૂ વિબુધ ચુડામણિ, જાસ દીક્ષિત જગી કીરતિ સારી,
રત્નવિજય બુધ **સત્યવિજય** તણો, **વૃદ્ધિવિજય** ભણિ આણંદકારી.

( ૮૦ ગધ પ્ર. કા. ) ૪. ૧૫ ઘો.

—લ. સં. ૧૭૮૬ પત્ર ૬ દા. ૪૩ નં. ૨૨. લીં.

—લ. સં. ૧૯૦૦ પત્ર ૪ દા. ૪૦ લીં.

**(૬૬૨ ગ) નવતત્વ વિચાર સ્તવન** સં. ૧૭૧૩ કા૦ શુ. ગુરૂ ઘોઘાબંદરમાં

**આદિ—**

રાગ સામેરી

**સરસતી** સરસતી સરસતી દેવી, સેવી શ્રી ગુરૂ પાયરે,
**વીરજિણંદ** થૂણસ્યૂં ગુણ ખાંણી, જાણી વાણી પસાયરે. ૧
સદગુરૂ સાચો તુમ્હ ઉપદેશરે.

× × × ×

**અંતે—** રાગ ધન્યાસી.

સંવત **સતરતેરોત્તરા** કાર્તિક શુદિ દ્વિતીયા ગુરૂવાર,
શ્રી **ઘોઘા** બંદિર જિન સ્તવીયો, **નવખંડ પાસ** આધાર રે. ૯૩
તપગચ્છ મંડણ તરણ તારણ ગુરૂ, **વિજયાણંદ** સૂરી સોહઈ
તસ પટ્ટઈ શ્રી **વિજયરાજસૂરીશ્વર**, દેખી ભવિમન મોહઈરે. ૯૪
ધન **ધનહર્ષગુરૂ** ગુણરાજઇ, છાજઈ તસ દોય સીસરે
રત્નવિજય **સત્યવિજય** બુધસેવક, **વૃદ્ધિ** સયલ જગીસરે. ૯૫

કલસ

ઇયિ **વીરજિનવર** ભુવન દિનકર દિવાજઇ સવિ ભાવએ,
ઇમ કહઈ **ગૌતમ** ગુણ ગુણોત્તમ, તરણ તારણ નાવએ,

નવ તત્ત્વનિ સુણો ભણો ભવિકા ઋદ્ધિ વૃદ્ધિ ઘર આવએ,
બુધ રત્નવિજય સત્યવિજયકેરો, વૃદ્ધિવિજય ગુણ ગાવએ. ૯૫
૫-૧૩ આ. ક.

(૬૬૩) ચોવીશી

શ્રી નયવિજય ગણિશિ. ગણિ સત્યવિજય ગણિગુરૂભ્યો નમઃ—

આદિ—

ભોલૂડ રે હંસારે વિષય ન રાચિઇ એ દેશી
પ્રેમઇં પ્રણમુંરે પ્રથમ જિણેસર, આદિસર અરિહંત
× × × ×
બુધ નયવિજય શિશ સત્ય સુહાવઇ, વૃદ્ધિવિજય
પ્રભુ દિલમાંહિ ભાવઇ લાલણ દિ. આજિ ૩

અંતે—

સ્યું કહું પ્રભુ તુજ આગલિં, તું દિલ જાણઇછિઇ દેવ,
વૃદ્ધિવિજય કહઇં માહરઇ, હોયો તુઝ પદ સેવ. ૩ વીર.

લિ० ગણિ વૃદ્ધિવિજયેન શ્રાવિકા સહજ બાઇ તસ્ય પુત્રી શ્રાવિકા ફૂલબાઇ પઠણાર્થં શ્રી સૂરત બંદિરેં ૬-૧૨ આ. ક.

---

## ૩૦૯ નયપ્રમોદ (ખ० જિનચંદ સૂરિ-હીરોદય શિ०)

(૬૬૪) અર્હન્નકમુનિ પ્રબંધ સં. ૧૭૧૩

---

## ૩૦૯ અ અમીચંદ.

(૬૬૪અ) સિમંધર જિનવિજ્ઞપ્તિ. સં. ૧૭૧૩

અંતે— કલશ

વડલીનો વાસી વ્યવહારી શુભ ચિત, ગેલાકુલ દીવો અમિચંદ સુપવિત્ત,
સંવેગી સુધો ત્યાગી સવ સચ્ચિત્ત, એ તવન રચ્યુ મેં ભણવા તેહ
નિમિત્ત. ૫

સંવત સત્તરસે તેરોત્તર સુચિમાસ, શુદી સાતમ શુક્રે સ્વાતિ યોગે
શુભ તાસ;
સૂરિ વિજયપ્રભ રાજ્યે ચિત્ત તણે ઉલ્લાસ, નયરવાડામાહિ થુણીઓ
રહી ચોમાસ. ૬

—સાગરભં-પાટણ.

---

## ૩૧૦ ગજકુશલ (ત૦ વિનયકુશલ-દર્શનકુશલ શિ.)

(૬૬૫) ગુણાવલી ગુણકરંડ રાસ સં. ૧૭૧૪ કાર્તિક શુ. ૧૦ ગુરૂ.

આદિ— દૂહા.

સકલ મનોરથ પૂરવે શ્રી શંખેસર પાસ;
પરતા પૂરણ પ્રણમીઇં, લહીઈં લીલ વિલાસ-સફલ મનોરથ આસ. ૧
સરસતિ ભગવતી ભારતી, સુખદાતા શ્રુતદેવિ;
કાશ્મીરી મુખ મંડણી, ચરણ નમું નિત મેવ. ૨
વીણા પુસ્તક ધારણી, પ્રણમું તેરા પાય;
વચન સુધારસ આપજ્યો, જિમ મુઝ આનંદ થાય. ૩
પુન્યે પરથલ સંપદા, પુન્યે પામે રાજ;
પુન્યે જગ જસ વિસ્તરે, પુન્ય થકી સુખસાજ. ૪
પુન્યે ધણ કણ સંપજે, પામે વંછિત ભોગ;
રાન વેલાઉલ પુન્યથી, પુન્યે સકલ સંજોગ. ૫
પુન્યે સખાઇ જીવને, એહ ભવ પરભવ એહ;
ગુણાવલીની પરિ સદા, પામે વંછિત તેહ. ૬

× × × × ×

અંતે—

ઢાલ ૨૯ ધન્યાસી.

ગાયા ગાયારે મેં સાધુતણા ગુણ ગાયા—

× × × × ×

તપ ઉજવણો વિધિસ્યું કીજે, દાન સુપાત્રે દીજેરે;
રાગદ્વેષ મનમાં નાંણીજે, માણુઅ જન્મફલ લીજે. ૩

× × × ×

સંવત **સત્તર ચૌદોત્તરા** વરસે કાતી માસ વખાણેરે;
સુદિ દસમી શુભ દિન ગુરૂવારે રાસ ચઢયો પરિમાણેરે. ૫
શ્રી તપગચ્છે તેજ વિરાજે, દિન દિન અધિક દિવાજેરે;
**વિજયપ્રભ** સૂરીસર રાજે, રાસ કીયો હિત કાજેરે. ૬
તસ ગચ્છ પંડિત માંહે પ્રધાન, **વિનયકુશલ** બુધ જાંણુ;
વાદીગંજણુ કેસરી સમવડ, સહુ કો કરે વખાણુ. ૭
**દર્શનકુશલ** પંડિત મનમોહન, તાસ સીસ ગુણરાગી;
ઉપશમ દરીઓ સકલ ગુણ ભરીઓ, સાધુ ગુણે વૈરાગી. ૮
તાસ સીસ કહે એ ચોપાઇ, 'જ્યાં લગિ ધ્રુની તારી;
રવિ શશિ ગગન મંડલ એ દીપે, પ્રતપો એ જયકારી. ૯
શ્રી **શંખેસર પાસ** પસાયે, દિન દિન દોલતિ આવે;
ઢાલ ગુણત્રીસમી રાગ ધન્યાસી; **ગજકુશલ** ગુણ ભાવે. ૧૦
ચરિત અને વલિ જૂની ચોપઈ, કીધો રાસ મેં જોઈ;
અધિકો ઓછો જે મેં ભાખ્યો, મિછા દુક્કડ સોઇ. ૧૧
જે નરનારી રંગે ભણસે, તસ ઘર જયજયકારા;
રિદ્ધિ વૃદ્ધિ સુખ સંપદ પામે, પુત્ર કલત્ર પરિવારા. ૧૨
મનવંછિત મે સંપદ પામે, સ્તવતાં એહ મુણીંદા;
**ગજકુશલ** પંડિત કહે મુજને, નિત નિત સુખ આણંદા. ૧૩

—લિ. ૧૮૨૬ વૈ. માસે નૌતનપુરે રાજકોટ પૂજ્ય અ૦

—સં. ૧૮૧૪ વર્ષે જ્યેષ્ટ માસે શુક્લ પક્ષે પંચમી તિથૌ રવિવારે ૧૩-૧૭ લીં. પ્ર. કા., વિદ્યા., માણેક.

—સરવ ગાથા ૫૨૬ ઢાલ ૨૯ દાન વિષયે. સં. ૧૮સય ૫૧ માસે અષાઢ વિદિ અમાવસ વાર સૂકરવાર, લિખી આગરઈ મધ્યે. શ્રી પૂજજી શ્રી. ફકીરચંદજીકે શિષ્ય જસરામજી લિપીકૃતં, ૨૭-૧૨ અનંત.

—પં. ગજકુશલ ગણિ પંકજમધુકર રસમાન ત્રિમારા સિ. પં. વૃદ્ધિકુશલ લિખિત શ્રી સાતિપુર નગરે સંવત ૧૫(?૭) ૧૬ વર્ષે માગસર માસે કૃષ્ણપક્ષે અષ્ટમ્યાં તિથૌ શુક્રવાસરે છે. સં. ૧૫(?૭) ૬૬ વર્ષે શ્રાવણ માસ દન ૨ બીકાનયરે ચઉમાસે રહ્યા. સંવત ૧૮૪૪ વર્ષે શ્રાવણ સુદ દન ૧૧ લ૦ પનાસ જગ. રૂપકુશલ ચેલા રાજકુશલ લપીકૃતં ગ્રામે કાણ્યા મધ્યે લખી. ૩૬-૧૦ દા. ૪૩. નં. ૭૩ ચ. ડે.

---

## ૩૧૧ પદ્મચંદ્ર (ખ૦ જિનસિંહસૂરિ તેના જિનરાજસૂરિ અને પદ્મકીર્ત્તિ-પદ્મરંગ શિ૦)

(૬૬૬) **જંબુસ્વામી રાસ** સં. ૧૭૧૪ કા. શુ. ૧૩ સરિસામાં.

**આદિ**—

સારદ પય પ્રણમું સદા, કવિજન કેરી માત;
મૂરખયોં પંડિત કરે, કાલિદાસ વિખ્યાત. ૧
શ્રી જિનકુશલ સૂરીંદ ગુરૂ, સિમરો હો નિસદીસ;
દુખદોહગ દૂરૈ હરે, પ્રણમતાં સુજગીસ. ૨
સિદ્ધારથ કુલ રવિ સમો, મહાવીર ભગવંત;
ચરણ નમો નિત તેહના, પૂરિ મનની ખ્યંતિ. ૩
ગૌતમાદિ ગણધર નમું, લબધિ તણો ભંડાર;
નામૈ નવનિધિ સંપજ, પરભવ સુખ અપાર. ૪
વલિ સદગુરૂ હરષિ કરી, પ્રણમું ચરણ ચિતલાય;
અનાણ તિમિર દૂરઇ કરે, નાન લોચનની દાય. ૫
ગારૂડિ વિષધરનિ ગ્રહિ. તે તો મંત્ર પ્રભાવ;
ગુરૂ યાતના ગુણ ગાઇયે, સુગુરૂ તણે સુપસાય. ૬
ઇત્યાદિક પણમી કરી, કહિસિ સીલ અધિકાર;
ભાવ દાન તપ મેં વડો, સીલ રતન સિરદાર. ૭

સહસ ચઉરાસી મુનિ ભણી, પડિલાભ્યાં ફલ થાય;
સુકલ કિસન વેષતાં, સો ફલ કહ્યો જિણુરાય. ૮
કોડિ છન્નૂ વૈં કંચણુ તણી, આઠ સુંદરિ નારિ;
જંબુ કુમર વે પરિહરી, સહ્યો સીલ અધિકાર. ૯
તેહ તણા ગુણુ ગાવતાં, લહીયૈ પરમાણુંદ;
સાંભલતાં સુખ સંપજે, દિન દિન અધિક આણુંદ. ૧૦

× × × ×

અંતે—

ઢાલ.

સીલ કહૈ જગિ હું વડો એ જાતિ;
જંબૂ સ્વામિ તણા ગુણુ ગાયા, આણી હરખ અપારોરે;
જંબૂ નામ નવનિધિ મિલૈ, વલી લહીયેં શિવ સુખસારોરે જંબૂ. ૧

× × × ×

પરિશિષ્ટ પર્વથી ઉધરિઉ, એહ સહુ અધિકારોરે;
કેવલજ્ઞાનીયઈ ભાષીયો, ઇહાં કુડ નહી લગારોરે. ૪
સદ્દહિજ્યો સૂધઇ મનેં, મત કરિજ્યો' કોઈ સંદેહોરે;
સંદેહ કરસઇ જે સહી, તે દુરગતિ લેહે નિસંદેહોરે. ૫
સંવત સતરિસૈ ચોહોતરે, કાતી માસ ઉદારોરે,
સુકલ પક્ષ તેરસિ દિને એ કીયો ચરિત સુવિચારોરે. ૬
સરસા પાટણુ પરગડાં, તિહાં શ્રી આદિ જિણંદોરે;
તેહ તણેુ પરસાદથી, ગ્રંથ કીયો આણુંદોરે. ૭
શ્રી ખરતર ગછ રાજ્યો શ્રી જિણુસિંહ સુરંદોરે;
ગછ ચોરાસી સેહરો હૂયા, જાણિુ દિણુંદોરે· ૮
પાતસાહિ અકબ્બર રાજિતઇ, કાસમીર દેસ મઝારોરે;
અમારી પલાવી તિહાં કણુઇ, સર્વ જીવાં હિતકારોરે, ૯
દેસ ચોપડે રપી સમો, ચાંપસી સુત્ત સિરદારોરે.
ચાંપલ દે ધન જનમિયો, પુરષ રતન ગણુધારોરે. ૧૦

તસુ પાટે સુરતરૂ સમો. શ્રી જિણરાજ સુરીસોરે;
સકલ પાટ પ્રભાકર દીપતો, જાણે વિસવાવીસીસોરે. ૧૧
તસ લઘુ બંધવ દીપતો, પદમકીરતિ સુખકારોરે;
તાસુ સીસ ગુણે નીલો, આગમના ભંડારોરે. ૧૨
ચવદ વિદ્યા કરી શોભતા, મહિમા મેરૂ સમાનોરે;
પદમરંગ ગુરૂ ચિરજયો, જાં લગિ ધ્રૂ સસિભાનોરે. ૧૩
પદમચંદ મુનિવર કહે, સંબંધ રસાલોરે,
જે નરનારી સાંભલે; તિહાં ઘર ઘરિ મંગલ માલોરે, ૧૪
વર્તમાન ગચ્છ રાજીયો, શ્રી જિણચંદ સૂરિંદારે;
કીરતિ મહીયલ વિસ્તરી, પ્રણમે નરના વૃંદારે. ૧૫
તેહ તણે વારે કરી, ચોપઈ મોહનવેલોરે;
ચતુર મનમોહણ ભણી, કીધી મનની કેલોરે. ૧૬
ભણતાં ગુણતાં એહને, લહીયૈ લીલ વિલાસોરે;
સાંભલતાં સિદ્ધિ રિદ્ધિ હવઇ, સફલ હોવે મન આસોરે. ૧૭
નરનારી ભાવે કરી, જે પ્રણમે નિસદીસોરે,
ઇણિ ભવ જસ શોભા લહૈ, વલિ પ્રભવે સુખજગીસોરે. ૧૮
બૂડે સાહનઇ આગ્રહ કરી, ચરિત કીયો સુખદાઇરે;
સુણતાં ને વલિ વાચતાં. રિદ્ધિ વૃદ્ધિ બહુ થાઇરે. ૧૯
ચરમ કેવલી એ થયો, જાણે સહુ સંસારોરે;
પદમચંદ મુનિવર કહે, સયલ સંઘ સુખકારોરે, ૨૦

—સર્વ ગ્રંથાગ્રંથ ૧૫૧૧ સં. ૧૮૧૭ વર્ષે ફાગણ વદી ચોદસી મંગલ વાસિરે. કસૂર્સ થાનકે લિ૦ દાનીરાયજી અણગાર શ્રી પૂજ્યજી રામરાયજી પ્રઠણા અર્થ-૩૭-૧૮ નં.

—સં. ૧૮૭૯ મીતી ભાદરવા સુદ ૧૫ લિષતુ સેર નાગોર મધ્યે ૩૭-૧૬ નાનચંદજી ભં. મુંબઈ.

## ૩૧૨ પદ્મવિજય ૨ (ત૦ શુભવિજય શિ૦)

**૨૪ જિનનું સ્તવન. ૨૫**

શ્રી **વિજયાણંદ સૂરિ** ગણધર **શુભવિજય** બુધરાય;
તસ પદ પદ્મ નિજ શિરેધરી, જિનપદ **પદ્મ** ગુણ ગાય.
—ઇતિ ચોવીસ જિન સ્તવન૦

સં. ૧૭૪૯ વર્ષે શાકે ૧૬૧૪ પ્રવજમાને શ્રી રાજગર મધ્યે લિખિતં. —પ્ર. કા.

**(૬૬૭) શીલપ્રકાશ રાસ** સં. ૧૭૧૫ ખં. ૧

## ૩૧૩ કેસરકુશલ.

**(૬૬૮) જગડુ પ્રબંધ રાસ** સં. ૧૭૧૬

## ૩૧૩ અ દેવવિજય (ત. વિજયપ્રભસૂરિ શિ.)

**(૬૬૮અ) સત્તરસો જિનનામ સ્ત.** સં. ૧૭૧૬ મહા શુદ ૧૦

**આદિ—** દુહા

કાસમેરી મુખમંડણી, પ્રણમું તોરા પાય,
સૂગુરૂ તણે પસાઉલિં, ગાસ્યુંજી જિનવર રાય.
સિત્તરસો જીનવર તણા, નામ કહું નીરધાર,
સંખેપિનઇ ગાયતાં, જિમ થાયઇ જયકાર.

× × × ×

**અંતે—**

સંવત **સત્તર સોલોતરે**, માહ સુદિ દશમી સાર,
શ્રી વિજયપ્રભસૂરિ સેવતાં, મેં પાંમ્યોરે શાંતિ સુખકાર
ઇમ બોલેરે દેવવિજય જયકારકે ૫૨

૩૫૩ આ. ક. ડે.

## ૩૧૪ વિદ્યારૂચિ (ત. વિજયપ્રભસૂરિ–સહજકુશલ–સકલચંદ અને લક્ષ્મીરૂચિ–વિજયકુશલ–ઉદયરૂચિશિ.

(૬૬૯) ચંદરાજા રાસ સં. ૧૭૧૧ થી ૧૭૧૭ કા. શુ. ૧૩ ગુરૂ શિરોહીમાં પૂર્ણ કર્યો.

આદિ—

શ્રી જિનનાયક સમરીઇ ઋષભદેવ અરિહંત
વંછિત પૂરણ સુરતરૂ ભવભંજન ભગવંત ૧
શિવ સુખદાઇક સેવીઇ શાંતિનાથ જિનચંદ
યાદવ વંશ નભોમણિ નમીઇ નેમી જિણચંદ ૨
પૂરીસાદાંણિ પરગણે શ્રી વરૂકાણો પાસ,
નામ જપંતાં જેહનો સફલ ફલેં સવી આશ. ૩
શ્રી શંખેસર પાસજી મોટો મહિમા જાસ
ચિંતામણિ ચિંતા હરિ આપઇ લીલ વિલાસ. ૪
વર્દ્ધમાન જિન વાંદિઇ વંછીત સૂખ દાતાર;
જશ પદ પંકજ નિત નમીઇં ઇંદ્રચંદ્ર સૂવિચાર. ૫
તાસ શીશ બહુલબ્ધિનિધિ ગણધર ગૌતમ સ્વામિ
સેવ્યો સુરતરુ સારિખો, ગુણ ગિરૂઓ અભિરામ. ૬
સરસતી પાય પસાઉલેં વાધઈ બુદ્ધિપ્રકાશ
કવિત કવેં કવિજન ભલા નવરસ વચન વિલાસ. ૭
જન ગણધર શ્રુતદેવતા સદગુરૂ ચરણ પસાઇ
રાસ રચ્યો નૃપ ચંદનો, સાંભળતાં સુખ થાઇ ૮
શીલ શીલ સહુકો કહિ શીલવૈનાશ્યો શીલ
શીલવંત જે જગ હોવેં, તે પામિ શિવલીલ. ૯
શીલ પ્રભાવિ ચંદ નૃપ, જગ પામ્યો જયકાર
ઇમ જાણીનઇ ભવિક જન, પાલો શીલ ઉદાર. ૧૦
કવણ ચંદ તે કેહાં થયો પ્રગટ તાંમ પ્રબંધ
સાંભલજો સજન સકલ સરસ એહ સંબંધ. ૧૧

× × × ×

સંવત સતર ઇગ્યારોત્તરો, ભિન્નમાલ સહુ નગરાં શિરે
તિહાં શ્રી સમસ્ફણા મણિ પાસ મનમોહન પૂરે સવી આશ. ૨૬
તે શ્રી પાસ પસાઈ કરી, રચ્યો ચંદ ભૂપનો ચરી,
કાર્તિક શુદિ પાંચમ દિન સાર, મહિલે ખંડે ઢાલ રસાલ. ૨૭
પ્રથમ ખંડ પૂરો થયો, વસુધા ચંદ નરેશ પૂજ્યો
વિદ્યારૂચિ કવિ રંગઈ કહે, શીલે ઋદ્ધિ વૃદ્ધિ સુખ લહે. ૨૮

—ચંદચરિત્ર આભાપુરી વર્ણન. વીરમતી ગુણાવલી મંત્રકરણ ચંદ શ્રવણ વિમલપૂર્યાં ગમનં કનકરથ મિલન તદ પ્રવૃત્તિ શ્રવણ વર્ણનો પ્રથમ ખંડ સંપૂર્ણ અસ્મિન્ ખંડે ઢાલ ૧૧ સર્વ મિલને ગાથા ૩૦૭ રૂપ ૧૧.

સંવત સતર ઇગ્યારોતરઇ ભીનમાલ સહુ નગરાં શિરે
તિહાં શ્રી પાસ તણુઈ સુપસાઈ, બીજો ખંડ રચ્યો સુખદાઈ
શ્રાવણ શુદિ પાંચમ દિન સાર, રાજા ચંદશીલ અધિકાર
વિદ્યારૂચિ કવીયણ ઇમ કહિ, સાંભલતાં સૂખ સંપતિ લહઇ
તપ ગછ ગોવિંદ કુલ શણગાર, પ્રાજ્ઞોદયે રૂચી બુધિ નિધાન
તસ સેવક વિદ્યારૂચિ ભણે, શીલવંતનીઈ જાઉં ભામણઇ.

—સર્વ ગાથા ૫૪૭ ચંદચરિત્રે કનકરથ કૂલદેવ્યા વર પ્રધાન સુતોત્પત્તિ સ્વરૂપકથન, તદ્દથાહ સ્થાપન, સકલ સામગ્રી કરણ ચંદ્રાગમન, પ્રેમલા લછી પાણી ગ્રહણ કરણ શમસ્યાજ્ઞાપન વ્યાઘુટયાભાપુર્યાં ગમન, નિશિસ્વરૂપ પૃછન, સ્વમાત્રા કુકુંટ વિષ્પાદન, રાણી ગુણાવલી તત્વાદનાદિ પૂર્વક વર્ણનો નામ દ્વિતીયખંડ સંપૂર્ણ. અસ્મિન્ ખંડે રૂપ ૧૫ ખંડ ૨

સંવત સતરે સિતરોતરેં શીરોહી સહુ નગરાં શિરે
તિહાં શ્રી ઋષભદેવ સુપસાઈ, ત્રીજો ખંડ રચ્યો સૂખદાઈ
તપગછનાઇક તેજદિણંદ, જઇકારી વિજઈપ્રભ સૂરીંદ
તસ ગછ કોવિદ કરિ કૂલસિંહ, શ્રી ઉદયે રૂચી વાદી શિરલીહ.
તાસ શીશ સમતા રસપૂર વિબુધ હરષરૂચી પુન્યપંડૂર
તાસ સેવક વિદ્યારૂચિ કહઈ, સીલઇ ઋદ્ધિવૃદ્ધિ સુખ લહઈ

—ચંદ ચરિત્રે પ્રેમલાલચ્છી શીલાધિકારે સકલાત્મા સ્વરૂપ કથન, નિજશીલરક્ષણ, અભિગ્રહકરણ, શાસનદેવી વરપ્રદાન પૂર્વક વર્ણનો નામ તૃતીય ખંડ. અસ્મિન્ ખંડે ઢાલ ૭ ગ્રંથાગ્રંથ સર્વ મિલને ગાથા ૧૫૧ રૂપ ૭.

× × × ×

ચાવો એ અધિકાર મુનિસુવ્રતજિનચરિત્રે વર્તમાનસંઘે ચંદ ચરિત્રે
શ્રી વિજયપ્રભ સૂરીશ ચરણ પ્રસાદથી ત્રીજો ખંડ પૂરો થયો એ.

ચઉપઈ—ત્રીજા ખંડ સમાપ્ત.

—ચંદચરિત્રે મંત્રીપૃચ્છન, વીરમતિ ..., રાણી ગુણાવલી કુર્કુટ વ્યરતિકરકથન હેમરથાગમ, રત્નમન સુમતિ ...કરણ, ...વરણ, વીરમતિ સમય રાજપાલન, નટાગમન, નાટિક ..., કુર્કુટદાન પ્રદાન, ઉપમાના કોપ કરણ, ગુણાવલી કુર્કુટાર્પણ, મંત્રી ...પ્રદાન, સાર્થે સામત સૈન્ય મોચન, શિક્ષાદિ કરણ. પૂર્વક વર્ણનો નામ ચતુર્થ ખંડ અસ્મિન્ખંડે ઢાલ ૧૯ મી સર્વશઃ ગ્રથાગ્રંથ ૪૧૨ રૂપભાવ ૧૭.

× × ×

ત્રીજા ખંડની લગભગ સમાન અત્ર કવિતા છે.

—ચંદચરિત્રે, નિજપુરીતો નિર્ગમન, ...આલદેશ, સિંહલદ્વીપ, તતઃ પોતન પુરાગમન, લીલાધર શુલક લીલાવતી સંબંધ કથન, સ્વકીય સ્વરૂપ પ્રકટી કરણ, અનુક્રમેણ વિમલપુર્યાં ગમન તદ્દવર્ણન વર્ણનો નામ પંચમ ખંડ સંપૂર્ણ ૧૧ ઢાલ ગ્રથાગ્રંથ ૨૬૫

× × × ×

અંતે— ઢાલ ૩૧ ધન્યાસી

પ્રભુપરિ ચંદતણા ગુણ ગાયા, લાભ અનંતા પાયારે
... જગ માંહિ એ ઋષિરાયા, પ્રણમે ... પાયારે ભવ. ૨૩૩૪
ભવિજન ભાવ ધરી જે નિસુણે, ચંદચરિત્ર સુખકારે
ઋદ્ધિ ... પદ પામે, દિનદિન અતિ ઉછરંગરે. ૩૫

જુગપ્રધાન શ્રી હીરવિજૈ ગુરૂ, સોહમ સમ અવતારરે,
પાતિસાહ અકબ્બર પ્રતિબોધક, જિનસાસણ સિણગારરે. ૩૬
તાસ પટોધર..............................સુરીસરે
શુદ્ધ પ્રરૂપક એક પરમ ગુરૂ ગુણનિધિ ગચ્છાધીસરે. ૩૭
પટ્ટપ્રભાવક ગચ્છ ધુરંધર, શ્રી વિજય (દેવ) ગણધારરે,
નામ જપંતાં નવનિધિ લહીએ, ઉપસમ રસ ભંડારરે. ૩૮
તાસ પટોધર વંછિત સુહંકર, ઉદયો અવિચલ ભાણરે;
શ્રી વિજયપ્રભ સૂરિ પુરંદર, સુંદર ગુણ મણિ ખાંણરે. ૩૯
તસગછ પંડિત વડવયરાગી, સંવેગી ગુણ ભરીયોરે;
શ્રી ગુરૂ સહજકુશલ સુખદાયક, ઉપશમ રસનો દરિયોરે, ૪૦
સાષા પંચ તિહાંથી પ્રગટી, કુશલ રૂચિ ચંદસારરે;
વર્દ્ધન ધર્મ ધર્મના ધોરી, સહજ ગુણે સિરદારરે. ૪૧
પ્રથમ શિષ્ય શ્રી સહજકુશલના, સકલચંદ ઉવઝાયરે;
બીજા શ્રી લક્ષ્મી રૂચિ પંડિત નામે નવનિધ થાયરે, ૪૨
તાસ સીસ શુધ સંયમધારી, શ્રી વિજયકુશલ બુધઈશરે,
ક્રિયાવંત પંડિત કુલદીપક, તસ સીસ લઘુ સીસરે. ૪૩
તસ પદ પંકજ ભ્રમર બિરાજે, શ્રી ઉદયરૂચિ કવિરાયરે.
કુમતિ માતંગજ કુંભ નિવારણ, કંઠીરવ કહેવાયરે. ૪૪
તારા સીસ સંવેગ મહોદધિ શ્રી હર્ષરૂચિ બુધ કહીયૈરે;
ઉપગારીશ્રી ગુરૂ મુઝ મિલીયા, દરશણથી સુષ લહીયૈરે. ૪૫
વિબુધ શિરોમણિ મુગટ નગીનો, શ્રી વિદ્યારૂચિ તસુ સીસરે;
ગુણમણિ મંડિત પૂરો પંડિત, સુષદાયક સુજગીસરે. ૪૬
તસ લઘુ બંધવ વિબુધ લબ્ધિરૂચિ રચ્યો ચંદરૂપ રાસરે;
ઓછો અધિકો જે કહ્યો હુઇ, મિચ્છામિદુકડ તાસરે. ૪૭
મુનિસુવ્રત જિન ચારિત્ર થકીએ, સહજ સંબંધ વખાણયોરે;
ચરિત્ર પ્રભાવક માંહીએ પિણ, પ્રગટપણે મેં જાણ્યોરે. ૪૮
સર્વગાથા. ૬૫૫.

દૂહા.

સંવત સતર સતરોતરે કાર્તિક માસ ઉદાર
સુદિ તેરસ દિન નિરમલો, બલવત્તર ગુરૂવાર. ૪૯
શ્રી જિણુ પાસ પસાઉલે, એહ રચ્યો મૈ રાસ,
સુકવિ લબ્ધિરૂચિ ઇમ ભણે, સફ્લ ફ્લી સવિ આસ. ૫૦

ઢાલ ૩૨ રાગ સોરઠ જતનીની દેશી.

સવિ આસ ફલી મન કેરી, જિન મૂરતિ દેષી કેરી
ઇમિ ચંદ તણા ગુણ ગાયા, લાભ અનંતા પાયા. ૫૧
ધન ધન શ્રી ચંદ મુણીચંદ, કેવલધર એહ દિણુંદ
જશ જગમાં પ્રતાપ, કીરતિ કમલા બહુ વ્યાપ. ૫૧
જપતા જય થાઈ સદાઇ, એ મુનિ નમીયૈ સુષદાઈ,
કહે વિઘારૂચિ કવિ મન રંગૈ, ઉલટ આણી બહુ રંગૈ ૫૨
તપ ગછ નાયક ગછપતિ રાજૈ, જેહની મહિમા જગ ગાજે,
શ્રી વિજયપ્રભુ સુરીસ ધીર, બડ બષતાવર બડવીર. ૫૩
ને સદગુરૂનૈ આદેસૈ, સીરોહી રહ્યા ચોમાશે,
તહાં સબલી સાતા પામી, શ્રી સંઘ સદા હિતકામી, ૫૪
તિહાં ચંદ તણો અધિકાર, રચ્યો મન ધર હર્ષ અપાર,
ભાવે નિસુણો ભવિ જેહ, વંછિત ફ્લ પાવૈ નેહ. ૫૫

× × × ×

એ સુણતાં સુખની કોડિ, કહે વિઘારૂચિ કરજોડી

× × × ×

—ઇતિ શ્રી ચંદ ચરિત્રે શીલાધિકારે શ્રી શેત્રુંજય ગમન તત્ર સ્વકીય રૂપ પ્રકટી કરણુ ર અનુક્રમે વ્રતગ્રહણુ કેવલોત્પત્તિ પ્રાપ્તિનામ ષટ્ખંડ સંપૂર્ણ ષટ્ખંડ મિલને સર્વસંખ્યા શાસ્ત્ર સંખ્યા ગ્રંથાગ્રંથ દોઢ હજાર નૈ પાંચસે ઇતિ સં. ૧૮૩૫ કા. વદ ર બૃહસ્પતિ વાર.

પા. ૪, રત્ન. અમ. ગુ. વિ.

—અસ્મિન ખડે ઢાલ ૩૨ સર્વ ગ્રંથાગ્રંથ ૫૬૮ ષટ્ખંડ મિલને સર્વગાથા ૨૫૦૫ સર્વ ઢાલ ૧૦૩ સર્વ શ્લોક સંખ્યા ૩૦૫૫ છઈ સં. ૧૭૯૯ વર્ષે જેષ્ટ શુદિ પૂર્ણિમા ચંદ્રવાસરે શ્રી ઉમયાપૂરે લિ૦ સકલ પંડિત શ્રી હેમરત્નજી શિ૦ તિલક રત્નજી શિ૦ વિનયરત્નેન. શ્રી પદ્માવતિ સત્ય છઇ, ૮૫-૧૩ ગારિયાધર.

ઉપરની ૫૪ મી કડી પછી બીજી પ્રતમાં નીચે પ્રમાણે છેઃ-

**સી**રોહી નગરીહી નગરી સારી, જિહા ચતુર વસે નરનારી,
ધરમી જન ધનદ સમાન, દાતાર દીજૈ બહુમાન. ૨૩૫૪
સબલો તપગચ્છ, પ્રતપૈ તપ તેજ સદાય,
નહી કુડ કદાગ્રહકારો, જાણે કરી ચોથો આરો. ૨૩૫૫

તપગછ સામગ્રી સોહૈ, દેખી સુરનર મન મોહૈ,
સાંભલતાં જેહવી આગૈ, તે નયણે દીઠાં માગે. ૨૩૫૬
જિનહર સંખ્યા ઇગ્યાર, સુંદર સોભા શ્રીકાર,
**સી**રોહી સુષનો વાસો, **આ**દીસર પૂરૈ આસો. ૨૩૫૭

જીરાઉલો જિન જયકારી, ભલૈ ભાવ નમૈ નરનારી,
તે પાસ તણે સુપસાઈ, વલિ નિજ ગુરૂનૈ સુપસાઇ. ૨૩૫૮
નૃપ ચંદ તણો અધિકાર, રચ્યો મન હર્ષ ધરી અપાર,
ભાવૈ નિસુણો ભવિ જેહ, વંછિત ફલ પામૈં તેહ. ૨૩૫૯

એ સુણતાં સુષની કોડી, કહૈ વિદ્યારૂચિ કરજોડી. ૨૩૬૦
મોટા શ્રી ચંદ મુનિસ, તસ નામ જપું નિસદિન
એ મુનિવર જગિ ધનિ ધન્ન, શ્રી સંઘ પ્રતૈ સુપ્રસન્ન. ૨૩૬૧

—સંવત્ ૧૭૮૫ વર્ષે શાકે ૧૬૫૦ પ્રવર્ત્તમાને માસોત્તમમાસે કાતી માસે કૃષ્ણપક્ષે તિથૌ ૧૧ વાર શુક્ર લિપીકૃત્વા શ્રી પૂજ્યજી શ્રી ૧૦૮ શ્રી રત્નસાગર સૂરીંદ્રજી તત્ શિષ્યચરણ તુલ્ય ઋષ. કેસર ઋષ શ્રી ભામાજી આત્મા અર્થે લિપીકૃત્વા કપાસણ નગર મધ્યે સંપૂર્ણ સમાપ્ત.

૬૯-૧૩ ના. ભં.

## ૩૧૫ જયરંગ (જેતસી)—ખ. જિનચંદસૂરિ–નયરંગ–વિમલ વિનય–ધર્મમંદિર–પુણ્યકલશશિ)

**(૬૭૦) અમરસેન વયરસેન ચોપઈ** સં.૧૭૦૦ દીવાલી જેસલમેરમાં.

આદિ—

જિનસુષ કમલ વિલાસિની, સમરૂં સરસતિ માય;
અમર વયર ચરિત કહ્યું, દાન પૂજા દીપાય. ૧

અંતે—

સંવત સતરઇ દેવાલી દિનઇરે, જેસલમીર મઝાર;
શ્રી જિનરત્ન સૂરિ વિજય રાજઇરે, શ્રી સંઘ જયકાર. ૭
ગુરૂ શ્રી પુણ્યકલશ સુપસાઉલઇરે, સંબંધ રચ્યઉ એ સુચંગ;
અધિકઈ ઉચ્છઈ મિચ્છામિ દુક્કડુરે, જંપઈ જયરંગ સુરંગ. ૮
આજ ઉચ્છવ રંગ વધામણારે, ટલીયા દુખ દોહાગ;
સુણતાં ભણતાં સરસ સંબંધ ભલઇરે, અવિચલ સુષ સોહાગ. ૯

—ઇતિ શ્રી અમરસેન વયરસેન ચતુપદિકા સંપૂર્ણાઃ

૧૧–૧૫ બી. ડી. ૨૯૬ રો. એ. સો. મુંબઈ નં. ૧૮૬૩.

**(૬૭૧)+ કયવન્ના શાહનો રાસ**—સં. ૧૭૨૧ વિક્રનેરમાં.

આદિ— દુહા.

સ્વસ્તિ શ્રી સુખસંપદા, દાયક અરિહંત દેવ,
સેવ કરૂં સુધે મનેં, નામ જપું નિતમેવ. ૧
સમરૂં સરસતિ સ્વામિની, પ્રણમું સદગુરૂ પાય.
કેવન્ના ચોપઇ કહું, દાનો ધર્મ દીપાય. ૨
પ્રથમ વહી દૂર મંડીઇં, શ્રી ગૌતમ સ્વાંમિની લબ્ધિ,
સુરગુરૂ અભેંકુમારજી, મંત્રીશ્વરની બુદ્ધિ. ૩
અખંડ અખુટ ભંડાર સવ, શાલિભદ્રની રિદ્ધ,
કેવન્ના સોભાગ તિમ, નામ લિયાં રિધ સિદ્ધ, ૪

વારેં શ્રી મહાવીરનેં, શ્રી શ્રેણિક કરેં રાજ,
ભોગી ભમર એ નર હુઆ, સાર્યાં આતમકાજ. ૫

**અંતે—**

સાધુ ગુણ ગાતાં હો હીયડો ઉલસ્યેં ત્રીસમી ઢાલ રસાલ
બે કર જોડી હો જયરંગ ઇંમ કહે, કરૂં વંદના ત્રિકાલ. ૧૧
ચારિત્ર પાલે હો સુધો સિંહ કર્યું,

રાગ ધન્યાસિરિ ઢાલ ૩૧

શાંતિ જિન ભામણે જાઉં—એ દેશી.

ધન ધન સાધુ નમું કરજોડી, જિણ માયા મમતા છોડી. બે. ૧ ધ.
તપ જપ કરી કાયા સોસી, હોંસી સિદ્ધ પામો. બે. ૨ ધ.
મોટો મુનિવર શ્રી કયવન્નો, ધન ધન સોવનવન્નો. બે. ૩ ધ.
ઘણા વરસ ઇમિ સંજમ પાલી, દૂષણ સઘલું ટાલી. બે. ૪ ધ.
અતિચાર આલોવઇ નંદી, વીર જિણેસર વંદી. બે. ૫ ધ.
અલ્પ આઉખો જાણી નાણી, લીયે અણસણ ભાવ આણી. બે. ૬ ધ.
ચોરાસી લખ જીવ ખમાવી, ચિહું ચરણે ચિત્ત લાવી. બે. ૭ ધ.
સુરગતિ સામા જોડયા હાથા, કુણ લે નરકસ્યૂં બાથા. બે. ૮
પંડિત મરણે કારજ કીધો, ચાલ્યો પરમહંસ સીધો. બે. ૯
ભાગા બહુ ભવભવના ફેરા, દીધા સરવારથે કેરા. બે. ૧૦
તેત્રીસ સાગર આઉ ભોગવવસ્યેં, સરવારથી ચવસ્યેં. બે. ૧૧
મહાવિદેહે નરભવ લહિસ્યેં, આઠ કરમ તીહાં દહસ્યે. બે. ૧૨
કેવલ પામી પાર ઉતરસ્યેં, અવિચલ સિવ સુખ વરસ્યે. બે. ૧૩
ધન ધન કયવન્ને કરી કરણી, સુણતાં હુવે પુન્ય ભરણી. બે. ૧૪
જોગી ભોગી હૂઆ નર જાઝા, પિણ એ સહુ સિરરાજા. બે. ૧૫
ઉત્તમ સાધુતણા ગુણ ગાયા, અનંત લાભ સુખ પાયા. બે. ૧૭
દાન તણા ફલ પરતખ દેખી, ઘો દાંન સુવિશેષી. બે. ૧૭
ઉપરી સુધી ભાવના ભાવો, જ્યૂં મનવંછિત પાયો. બે. ૧૮

કવિયણ વચને રચના કીધી, સરસ ચોપઈ એ સીધી. એ. ૧૯
મિચ્છા દુક્કડ અધિકે ઉછઈ, મેં દીધો શુભ સોચે. એ. ૨૦
**૧૭૨૧ સંવત સતરસે એકવીસે**, વીકાનેર સુજગીસે એ. ૨૧ ધ.
આદીસર મૂલ નાયક સોહે, નરનારી મન મોહે. એ. ૨૨ ધ.
એ સંબંધી રચ્યો હિતકાજે, **જિણચંદસૂરિરાજે**. એ. ૨૩ ધ.
ભણતાં ગુણતાં બહુ સુખદાઇ, સુંણજ્યો ચિત્ત લગાઇ. એ. ૨૪ ધ.
**જિણચંદ** (ભદ્ર) સૂરી સુખદાઈ, સુરતરૂ સાખ સવાઇ. એ. ૨૫ ધ.
વાચક શ્રી **નયરંગ** વિખ્યાતા, વડવડા જસ અવદાતા. એ. ૨૬ ધ.
**વિમલવિનય** તસુ સીસ વિરાજે, વાચક અધિક દિવાજે. એ. ૨૭ ધ.
વાચક શ્રી **ધર્મમંદિર** વયરાગી, તાસ સીસ વડભાગી. એ. ૨૮ ધ.
મહોપાધ્યાય પદવી સોહે, સંઘતણા મનમોહે. એ. ૨૯ ધ.
સુગુરૂ પુન્યકલસ સુભનામે, જાંણીતા ઠાંમઠાંમે. એ. ૩૦ ધ.
તાસ સીસ ઇમ **જયરંગ** બોલે, નહિ કો દાનને તોલે. એ. ૩૧ ધ.
દાન તણા ફલ દીસેં ચાવા, દિન દિન અધિક દાવે. એ. ૩૨ ધ.
સરસ ઢાલ ન કાઈ પડતી, ત્રાસ ઉપર ઇક ચઢતી. એ. ૩૩ ધ.
પૂરણ સુણતાં હીયડો વિકસે, ધરમરો મન ઉલસિ. એ. ૩૪ ધ.

ઇતિ શ્રી દાનાધિકારે કયવન્ના શેઠ ચોપઇ સંપૂર્ણં સંવત્ ૧૮૩૦ વર્ષે કાર્તિક સુદિ ૭ શુક્રે લિપિકૃત. (દે. લા.) ચં.

—પં. શ્રી રાજકુશલગણિ શિ. પં. પ્રધાન હીરકુશલ ગણિ ત. ભ્રા. શ્રી મેરકુશલગણિ લિપિકૃત વેલાકૂલ બંદિરે સં. ૧૭૭૭ વર્ષે મહા સુદી ૫ શનૌ. પ્ર. કા.

—સં. ૧૮૭૯ ના વર્ષે શાકે ૧૭૪૪ પ્રવર્તમાંને પ્રથમ આસો શુદ ૧૧ વાર ગુરૌ શ્રી આણંદપુર. ૨૨–૧૬ આ. ક.; ગાથા ૬૦૦ લીં.; ૨૪–૧૪ ગા૦

—સં. ૧૮૨૫ (૨?) વર્ષ આસો માસે દસમ ઉતરાત આ સુકરવારા હાર સાણમ (માં) જે લખતેના નગાજી કીસીખણી તાત, વખતાજી. ૨૩–૧૫ અનંત.

—સંવત ૧૮૩૦ મિતી જ્યેષ્ટ વદી ૯ મી વાર શણિચર થાવર લિખતં આગરા મધ્યે. ૧૩-૧૮ અનંત.

—સંવત ૧૮૩૪ માઘ વદ પ્રતિપદા ભોમ અમરવિજયેન લિ. (પ્ર. કા.)

પ્ર૦ સવાઇચંદ રાયચંદ અમદાવાદ.; ભીમશી માણેક મુંબઈ,

**દશ શ્રાવક ગીતો—**

**આદિ—**

પ્રથમ શ્રાવક ગીત. ઢાલ ખંભાતી.

વાણિયગામિ ગાથાપતીરે, આણંદ...સોહરે;
સિવનંદા તસ ભારજારે, સગુણ સતી મન મોહેરે. ૧
ધન ધનશ્રી **મહાવીરજી** પૂજ્ય પધારિયાજી.
ધન ધન **આણંદ** શ્રાવક કાજ સુધારિયાજી,

× × × ×

**અંતે—**

ધન ધન શ્રાવક શ્રાવિકા, ઈમ પાલ હો પાલે વ્રતની આખડીજી,
ભાવન તેહની ભાવતાં, મન રીઝે હો રિઝે જીવ ઘડી ઘડીજી. ૬
**વીર** શ્રાવક ગુણ ગાઇયા, લાલ માંગુ હો માંગું સમકિત ઉલસીજી;
પુણ્યકલસ સુપસાઉ લૈ, ઈમ બોલે હો બોલૈ રંગ ભરિ **જયતસી**જી. ૭

—ઇતિશ્રી દસ શ્રાવક ગીતાનિ સમાપ્તાનિ. સંવત ૧૭૮૨ વર્ષે મિતી ભાદ્રવા વદિ ૬ દિને પં. લાષણસી લિષતં બાઇ કેસર વાચનાર્થં. શ્રીરસ્તુ. ૮-૧૧ બાલચંદ્રયતિ ખાનગામ.

**દશવૈકાલિક સર્વ અધ્યયન ગીત.**

**આદિ—**

ઢાલ દીવાલી દિન આવિયો એહની.

ધરમ મંગલ મહિમાનિલો, ધરમ સમો નહિ કોય;
ધરમઈ સૂધઇ દેવતા, ધરમેં શિવ સુખ હોય. ૧ ધ.

જીવ દયા નિત પાલિયૈ, સંજમ સતર પ્રકાર;
બારે ભેદે તપ તપૈ, ધરમ તણો એ સાર. ૨ ધ.
જિમ તરૂવરનેં ફૂલડે, ભમરો રસ લે જાય;
તિમ સંતોષે આતમા, જિમ ફૂલ પીડ ન થાય. ૩ ધ.

× × × ×

અંતે—

શ્રી સિજ્જંભવ ગણધર એ રચ્યોજી, દશવીકાલડા સૂત્ર;
સપર આચાર પ્રરૂપ્યો સાધનઉજી, મનક તાર્યો નિજ પૂત્ર. ૭ અં.
સંવત સતર સતોતરમેં સમૈજી, વીકાનેર મઝાર;
પાઠક પુન્યકલસ સિષ્ય જૈતસીજી, ગીત રચ્યા સુખકાર. ૮ અં.

—ઇતિ દશ વૈકાલિક દસમા અધ્યયન ગીત.

દશવૈકાલિક ચૂલિકા ગીત.

આદિ— ઢાલ ધન્યાસિરી.

દશ વીકાલક સૂત્ર સુહામણોરે રચ્યો સજ્જંભવિ સાંમિ,

અંતે—

નવ નવ મંગલ પુન્યકલસ સદાજી, જયતસી જય જય રંગ. ૭૬

ઉપરનાં બંને સાથેની પ્રત. ૪-૧૩ બાલચંદ યતિ ખાનગામ.

---

૩૧૬ રાજસાર (ખ૦ ધર્મનિધાન-ધર્મકીર્તિ-વિદ્યાસાર શિ૦)

(૬૭૨) કુલધ્વજ કુમાર રાસ. સં. ૧૭૦૪ આશો શુ. ૧૫ રવિ.

આદિ—

પારસનાથ પ્રગટ પ્રભુ, અલવેસર આધાર;
ગોડીપુરમે ગાજતો, જપતાં હુવે જયકાર. ૧
શારદ વલિ સમરી કરી, જોતિ રૂપ જગમાહિ;
કવિવણુ કઈ મુખ સિદ્ધિ કરી, પણમિય પરમ ઉચ્છાહ. ૨

સદ્દગુરૂને સમરૂં સદા, નિરમલ ગ્નાન દાતાર;
અક્ષર અક્ષર ઊપજે, તે તો તસુ ઉપગાર. ૩
શીલ વડો સંસારમાં, સીલે સહુ હુવે સુખ;
સીઝે નારદ સીલથી, અવિહડ આગે મુખ. ૪
સીલે લીલા સંપતિ, સીતા સુંદરી જોઇ;
સીલે સંકટ સવિ ટલે, પાવક પાણી હોઇ. ૫
સીલે સંપતિ સંપજે, ભલા લહે સુખ ભોગ;
કુમર કુલધ્વજ જિમ લહ્યા, સીલ તણે સંયોગ. ૬
તેહ તણો સંબંધ સહસ, સંભલિજ્યો સહુ કોઇ:
નિસતારો હુવે નામથી, લહીયે સંપતિ લોઇ. ૭

× × × ×

**અંતે**— ઢાલ ૧૭ મી રાગ ધન્યાસરી.

ધન ધન એહવા સાધુને ધ્યાઇયેરે ધર્મતણા આધાર;
ધર્મવંતના નામે ધન મિલે, વલિ ગહગટ ધરિબાર. ૧ ધ.
સકલ જીભ મુઝ આજ એ સંપનીજી વારૂ વચન વિજ્ઞાન;
ગરૂયાંના ગુણગણુ એ ગાવતાંજી, જીવત જનમ પ્રમાણુ. ૨ ધ.
ગરૂયાંના ગુણ કુણ ગાવી સકે રે, પિણુ શાસ્ત્રતણે અનુસાર;
મેં માહરી મતિ સારૂ કરીરે, વચન રચ્યા વિચાર. ૩ ધ.
સંવત **સાગર નભમુનિ શશિસમે**, ૧૭૦૪ એહ કીયો અધિકાર;
આસૂ પૂનિમ આદિત વાસરે રે, સુણતાં એ સુખકાર. ૪
હાજી ખાના ડેરા હરખસું રે, ચઉપી કીધી વાહ;
**રાજસાર** મુનિ રંગઇ કરી રે, અધિકે મન ઉચ્છાહ. ૫
શ્રી **ખરતર** ગચ્છ સોભાનિલોરે, ભટારક વડભાગ;
શ્રી **જિનચંદ સૂરિ** સદા જયોજી, જુગવર જગિ સૌભાગ. ૬
શિષ્ય તાસુ સારાહીયેરે, **ધર્મનિધાન** ઉવજઝાય;
ગુણ વિદ્યા કરિ સહુ **ગૌતમ** કહે રે, પંડિત સેવે પાય. ૭

તાસુ શિષ્ય વલિ તેહવારે, વાચક વિદ્યા જાણ;
ધરમકીરતિ ધર્મે કરી રે, વિવિધ વિચાર પ્રધાન. ૮
તાસુ શિષ્ય તે ગુરૂ માહરારે, વાચક વિદ્યાસાર;
ધર્મ સોમ બહુ શ્રુત ધરૂ રે, જયવંતા જયકાર. ૯
સાનિધિ ગુરૂ સરસતિ તણેજી, સંબંધ કીયો રસાલ;
રાજસાર રંગે કહેજી,...............માલ. ૧૦
વર્ત્તમાન જિનરતન સૂરીસરૂ રે, રાજે ધરિ મન રંગ;
ચઉપી કી એ મેલિ ચુંપસુંરે, સુણતાં હુવે શુભ સંગ. ૧૧

—સર્વગાથા ૨૫૩ ગ્રંથાગ્ર ૪૧૭. સર્વ ઢાલ ૧૭. લિખિતા હાજીખાનડે રાયં. ૧૦–૧૫ ગોના. આ પ્રત કવિના સમયનીજ જણાય છે.



## ૩૧૭ મેરૂલાભ=માહાવજી [ આં. કલ્યાણસાગરસૂરિ–વિનયલાભ શિ૦ ]

**(૬૭૩) ચંદ્રલેખા સતી રાસ.** સં. ૧૭૦૫ માગશર વદ ૮ ગુરૂ.
આદિ—

દૂહા પવનજાતિ.

મદકલ ગજ ઘટ મદ તરણ, નભ સમ ગતિ નવ બોધ;
અનિશ ઊપાશય ક્રમ અમલ, સિંહ સુરૂપ સુયોધ. ૧
પદ તસુ નિતિ પ્રતિ પ્રેમસું, પ્રણમું તેજ પ્રકાશ;
નત સુર મુકુટ નિચિતાભરણ, ભગત વદઈ ધતિ ભાસ ૨
વર વિશિષ્ટ પામી વિરલ, શાસ્ત્ર જલધિ સંદર્ભ;
પારઈ પોહચઈ તે નમું, વાણી વિદ્યા ગર્ભ. ૩
મેટઉ જડતા મુઝ તણી, નવરસ ઘઉ નિતિ વાણિ;
પરમેસરિ પરસાદથી, પરબંધ ચઢિ પ્રમાણિ. ૪
મહિમનિધિ મેરતુંગસૂરિ, વિષધર કીય વિષમોચ,
વિમલાચલિ વિગતિં વલી, ઊલ્લવીઓ ઉલ્લોચ. ૫

સો સદગુરૂ સાનિધિ થકી, પ્રગટિત પ્રબલ પ્રબંધ;
ચતુરાં ચિતિ ચમતકરઉ, શુક પરિ વાક્ય સંબંધ. ૬
સજ્જન જન સંસારમાં, પરગુણ ગ્રહઇં પ્રત્યક્ષ;
દુર્જન દેષઈ દોસ જિમ, કરહા કંટક ભક્ષ. ૭

યતઃ
કર્ણામૃતં સૂક્તરસ વિમુચ્ય, દોષેષુ યત્નઃ સુમહાન્ ખલસ્ય;
અવેક્ષ્યતે કેલિવનં પ્રવિષ્ટઃ, ક્રમેલકઃ કંટક મેવ જાલં. ૮

તથા સત્સંગોપરિ.
પ્રીતિઃ પુરા નયનયો મનસિ પ્રમોદઃ
સાંસારિક ભ્રમણજઃ સફલ પ્રયાસઃ ।
દુઃખોપશાંતિરધિકો ગુણસંક્રમશ્ચ.
કિં કિં ન સંભવતિ સજ્જનસંગમેન ॥ ૯

દુર્જનજનસંસર્ગે, સાધુજનસ્યાપિ દોષ માયાતિ;
દશમુખકૃતાપરાધે, જલનિધિ ગંભીરબંધનં પ્રાપ. ૧૦
ઇમ દેખી આદરિ અધિક કરૂં કથા કલ્લોલ;
બુદ્ધિ સારિં બોલું કિમપિ, બહુ વિધિ બાલક બોલ. ૧૧
સુર નર મુખનઈં સુરમણી, કામકુંભ કહિવાઈ,
સુરગવિ સુરશાખી લહિ, ધરમહિં જે નર ધ્યાઈ. ૧૨
ધરમ ધરમ સહુકો ધરઇ, ચ્યારજ ધરમઈં ચાર,
દાન શીલ તપ ભાવ દિલિ, પુહુચાવઇં ભવપાર. ૧૩
ચ્યારમાંહિ ચિતિઇ ધરઉ, અધિકો ભાવ ઉલ્હાસિ;
ભરતાદિક ભાવિઈં કરી, સમતારસિ શિવવાસ. ૧૪
નિરખી એ નવમઇં વ્રતિઈં, ભણુસ્યઉં ભાગ ભગત્તિ;
ચંદ્રલેહિ ચઉપઈ સુણુઉ, ચતુર ધરી એક ચિત્ત. ૧૫

× × × ×

શાસનિ સોહ ચડાઇ સતીયેં; નિરૂપમ તારણ નાવિ;
કરજોડી વંદું તિહુ કાલિં. મેરૂલાભ કહિ મન ભાવિ. ૨૮૮

× × × ×

અંતે— રાગ ધન્યાસિરી ઢાલ જયતશિરી.

અવસર બેરિ બેરિ નહિ આવઈ એ દેશીઈ.

દલિતં દલરાજ ઋષિ દેખો, ચંદ્રલેહિ કેવલ ચાઓ;
પૂરવ ભવ ફલ સમરસ પોતઇં, આવાગમનિ ન આઓ, ૨૯૬
ભવિકા જન મન સમરસિં ભલાઓ.
નરગ નિગોદ દૂરભવ નિવારી, જ્યું શિવપદના સુખ પાઓ. ૨૯૭
સામાયક સમતાસોં સાધો, આગમિ એહ અભિપ્રાયો;
મંગલમાલ લહેઓ શ્રીમાનવ, સામાયક સુપસાઓ. ૨૯૮
વિધિપક્ષ ગચ્છિ વિધા વયરાગર માનઈ જન મહારાઓ;
વાદી ગજ ઘટ સિંહ વદીતો, કલ્યાન સૂરીશ કહાઓ. ૨૯૯
વાચક જાસ આજ્ઞાઈ વિરાજઈ, વિનયલાભ વરરાઓ.
વદતિ તાસ સીસ દો બંધવ, મેરૂ પદમ મન ભાઓ. ૩૦૦
ચંદ્રકલા નામઇં એહ ચઉપઇ, સગવટિ કીઓ સમુદાઓ;
પઢઈ ગુણઈ સુણઈ નર પ્રમદા, લીલા તાસુ લહાઓ. ૩૦૧
સંવત **સતરસય** ઊપરિ સારઈ, વેદ સંખ્યાબ્દ વિધાઓ;
મગશિર માસ વદિ અઠમિમાંહિં, સુરગુરૂ દિનઈ સુહાઓ. ૩૦૨
શાંતિનાથ સાહિબ સુપ્રસાદઈ, સંઘ સકલ સુખદાઓ;
મુનિ મહાવજી કહિ મહીયલિમાંએ, રવિદ્રૂ તાંહિ રહાઓ. ૩૦૩

—ઇતિશ્રી ચંદ્રલેખા સતી રાસ સગવટ બંધે સંપૂર્ણતામગમત્. શ્રી ઇલમપુરે લિખિતં વાચક મેરૂલાભ ગણિભિ લિંખિતં કૃતં મિતિ-ભદ્રં ૧૦-૧૮ વ૦ રા૦ મુંબઇ. (આ કવિની સ્વહસ્ત લિખિત પ્રતિ છે.)

(કલ્યાણસાગર સૂરિ. જન્મ ૧૬૩૩, દીક્ષા ૧૬૪૨, આચાર્ય પદ ૧૬૪૯, ગચ્છેશપદ ૧૬૭૦, સ્વર્ગવાસ ૧૭૧૮ ભુજમાં).

**૩૧૮ કેશરકુશલ** [ વીરકુશળ-સૌભાગ્યકુશલ શિ. ]

**(૬૭૪)+ જગડુ પ્રબંધ ચોપઈ** ૨૬ કડીની. સં. ૧૭૦૬ શ્રાવણ. સાંતલપુરમાં.

આદિ—

પાસ જિણેસર પયનમી, પ્રણમી શ્રીગુરૂ પાય;
જગડૂશા સુરલા તણા, ગુણ ગાતાં સુખ થાય. ૧
રાજા કરણ મરી કરી, પોહોતો અરગ મઝાર;
કંચનદાન પ્રભાવથી, પગપગ રહે મનોહાર. ૨
માનવભવ જો પામીએ, તો સહી દીજે અન્ન;
દેવલોકથી અવતર્યો, જગડૂશા ધન ધન્ન. ૩

× × × ×

અંતે—

ઇંદ્રિ ચંદ્ર કે સુરતરૂ સાર, માનવ નહીં એ સુર અવતાર;
ધન ધન જાતિ શ્રીમાલી તણી, જેહની કીરતિ ચિહું દિશે જણી. ૨૪
**સતર નભ ષટ્** શ્રાવણ માસ, એહ સંબંધ કર્યો ઉલ્લાસ.
**શાંતલપુર** ચોમાસું રહી, શ્રાવક જનને આદરે કહી. ૨૫
પંડિતમાંહે પ્રવર પ્રધાન, વીરકુશલ ગુરૂ પરમ નિધાન;
**સૌભાગ્યકુશલ** સદ્‌ગુરૂ સુપસાય, તાસ શિષ્ય કેશર ગુણ ગાય. ૨૬

—પ્ર૦ ભીમશી માણેક (લીલાવતી મહિયારીના રાસ સાથે પ્રકટ કરી છે.)

---

**૩૧૯ જ્ઞાનકુશલ**–( ત૦ વિનયકુશલ–કીર્ત્તિકુશલ શિ૦ )

**(૬૭૫) પાર્શ્વનાથ ચરિત્ર ( શંખેશ્વર પાર્શ્વ)** પ્રબંધ સં. ૧૭૦૭ માગશર વદ ૪ મોહીગામમાં.

આદિ—

પં. શ્રીપશ્રી વિનયકુશલ ગણિ શિષ્ય ગ૦ શ્રી ૩.
શ્રી કીર્ત્તિકુશલ ગણિ ક્રમામ્બુજ યુગલેભ્યો નમઃ

પ્રથમ મોટનક છંદ.

પણમિપય કમલ વરવિમલ નિઅ ગુરૂ તણા;
થુણિસુ પહુ **પાસના** સુગુણ સોહામણા,
**સંખપુરાધીશ** તુહ સબલ મહિમા સુણી,
હેજ ધરી હું ધસ્યો કુમતિ ગતિ અવગણી. ૧
ભૂરિ તુંઇ લંઘતો ભત્તિ આંણી ઘણી;
આવિઓ સામિ તુહ ચરણ ભેટણ ભણી,
દેખી દીદાર સિરિકાર પહુ હું હસ્યો;
તામ તુહ ગુણ થુણણ કરણ મણ ઉલ્લસ્યો. ૨
આદિં દસ ભવિ ભણિસુ હું પહૂ **પાસના,**
બિંબ ઉતપત્તિ પુણ તિત્થની થાપના;
હુઇ અતિમ બોલી નિઅ ચિત્ત રમાડિઈ,
દુઠ કુમ્મદૂરિઉ જેમ નમાડિઈ. ૩
ચ્યારિ વર ખંડ બ્રહ્માંડ પરિ વિસ્તરેં;
ઢાલ સુવિસાલસ્યું રંગ રસ બહુ તરેં,
કરિસુ ઇમ **પાર્શ્વ** પ્રબંધની વર્ણના;
સુણહ ભો ભવિજના ઉંઘ આલસ વિના. ૪
સયલ દીવો દહી મજ્ઝિ જંબૂ ભણું;
લંબ પિહુલ પણઈ દીવ લખ જોઅણું.
ભરહ પણ સય છવ્વીસ જોઅણ છકલાતણું;
તત્થપુર પોઅણું સગ્ગ સમહું ગણું. ૫

× × × ×

તેહનો ખંડ પચંડ પ્રથમ પૂરણ કર્યોરે,
નવ ભવને અધિકારિ,
વરસે રે વરસે રે સંવત **સતર સતોતરે** રે;
આસાઢાદિ વિચાર. ૬

આસાઢી સિત તૃતીઆ સુરગુરૂ વાસરે રે;
ભગવંત ભગતિનો ભાવ,
હૂઉરે હૂઉરે હુઉ શ્રી ગુરૂરાજનોરે;
તવ જાંણી પ્રસ્તાવ. ૪

પાર્શ્વ પ્રબંધનો ખંડ પ્રથમ આરંભીઓ રે, અનુક્રમિ પૂરણ કીધ,
તપગચ્છરે તપગચ્છરે પતિ વિજયદેવ સૂરી રાજતે રે ચિંતિત
કારજ સીધ. ૫.

પ્રાજ્ઞ પુરંદર પંડિત મંડિત ગુણ મણીરે, શ્રી **વિજયકુશલ** કવિરાજ;
તેહનારે તેહનારે શિષ્ય શ્રી **કીર્તિકુશલ** કવીરે, સાધુ સકલ સિરતાજ. ૬
તસ શિષ્ય **જ્ઞાનકુશલિં** કહી **પાર્શ્વ** પ્રબંધનીરે, સતરમીએ ઢાલ;
પહિલેરે પહિલેરે ખંડે અધિકાર મેલવારે, હરખ્યા બાલ ગોપાલ. ૭

ત્રીજો ખંડ પૂરો કર્યો સં. ૧૭૦૭ આસો સુદિ **આઠમે** મોહી ગામમાં.

**અંતે**—

સંવત **સતર સતોતરે** ૧૭૦૭ મગસિર વદિ ચોથે ગાયોરે;
**શાંતિનાથ** સુપસાઉલે પરમાનંદ પરિઘલ પાયોરે.

શ્રી **વીર** પાટિં **સૌધર્મ્મ** થકી પરંપરા નિગ્રંથ વાટિરે.
**સુસ્થિત સુપ્રતિબદ્ધ** થકી કહ્યા કૌટિક નવમે પાટિરે. ૨૬

શ્રી **ચંદ્રસૂરિ** પટિ પનરમે ત્રીજો ચંદ્ર ગચ્છ તિહાં થઉરે;
શ્રી **સામંતભદ્ર** સૂરિ સોલમે પટિ વનવાસી નામ ચઉથોરે. ૨૭

શ્રી **વીર** થકી છત્રીસમે પટિ **સર્વ્વદેવ** સૂરીંદરે;
નામ પંચમે **વડગચ્છા** સાનિધિ કરે જાસ સુરીંદારે. ૨૮

શ્રી **વીર** જિણંદ પરંપરઇં, ચઉમાલીસમે પટિ ગ્રાતારે;
સંવત **બાર પંચ્યાસીએ** વિક્રમહુતી વિખ્યાતારે. ૨૯

શ્રી **જગચ્ચંદ્ર સૂરીસરેં આહડિ** પરવાદી જીતારે;
શક્તિકુમાર રાણો દિઆ, **તપા** વિરૂદ જગત્ર વદીતારે. ૩૦

અનુક્રમિ ચઉપનમે પાટિં, શ્રી સુમતિસાધુ સૂરિ આયારે;
તસ પટિ હેમવિમલ સૂરી, તસ પાટવી ગચ્છ દીપાયારે. ૩૧
શ્રી આણંદવિમલ સૂરી આદર્યો, તપ જપ ક્રિઆ ઉગ્ર વિહારેરે;
મિથ્યાતમ નિર્ઘાટીને, અજુઆલ્યો ભૂતલ સારેરે. ૩૨
ભિન્ન ભિન્ન મત મેહલીને, પરંપર શુદ્ધ પિછાંણીરે;
શ્રાવક મારગિ આવીઆ, સુણી આણંદવિમલ સૂરિ વાણીરે. ૩૩
તત્પટ્ટે વિજયદાન સૂરી, તત્પટ્ટે તિવ્ર પ્રતાપીરે.
શ્રી હીરવિજય સૂરી હીરલો, જસ શોભા સઘલે વ્યાપીરે. ૩૪
અકબ્બર સાહિ જિણિ બૂઝવ્યો, તસ ધરમ મરમ સમઝાયોરે.
રીઝયે અકબ્બરે હીરકું, 'જગતગુરૂ' કહી બોલાયોરે. ૩૫
ગોવધ ડાબર છોડીઓ. જિણિ શત્રુંજકર મેહલાયોરે;
અંબ અકાલિ ચ્યવનકાલેં, ફલ્યો પસર્યો જગિ જસવાયોરે. ૩૬
તત્પટ્ટે વિજયસેન સૂરિ, જિણિં વાદજીતો દરબારિરે;
ભટ્ટ અઢાર હરાવીઆ, હજરત વિચિં લાજ વધારીરે. ૩૭
પતિસાહી નોબતિ ધુરી, ગીત ગાન મહોત્સવે સારેરે,
પૂજ્ય પૌસાલેં પધારીઆ, ગરજ્યો ઘણું તપગછ ત્યારેંરે. ૩૮
તત્પટ્ટે વિજયદેવ સૂરી, તે સલેમ સાહિ મનિ ભાયોરે;
મહા જાહાંગિરી તપા ઇણ બિરૂદેં, શ્રીજી સંમુખિ બોલાયોરે.
માંડવગઢિ મોટિમ પાયોરે. ૩૯
તત્પટે વિજયસિંહ સૂરિ, સંપ્રતિ અનોપમ આચારીરે;
યુગપ્રધાન જગિ જાગતો, ચિરંજય શાસન જયકારીરે. ૪૦
તે ગુરૂના તપતેજથી મનમોહન મોહી ગામેરે;
આરંભ્યો અધિકાર એ, પૂરણ પણિ કૃત તિણિ ઠામેંરે. ૪૧
મેદપાટિં ચિત્ર કોટિં કટો, હીંદૂ પતિ સબલ દવાજેરે;
શ્રી જગતસિંઘ રાંણો તપે, એ ગુણ બાંધ્યો તસ રાજેંરે. ૪૨
શ્રી વીરાત્ ચઉપનમે પાટે, શ્રી સુમતિસાધુ સૂરિ જાંણ્યારે;
કુશલમાણિક્ય શિષ્ય તેહના, બુધ વિબુધ વરે સુવખાણ્યારે. ૪૩

તસ શિષ્ય **સહજકુશલ** સુધી, બુધ **લક્ષ્મીરૂચિ** શિષ્ય તાસરે;
શ્રી **વિવેકકુશલ** કવિ તસ છિષ્ય, જસ સરસ સુવચન વિલાસરે. ૪૪
તાસ શિષ્ય પ્રજ્ઞાનિધિ, સૂત્રાર્થે સવિ શ્રુત જાંણેરે;
તપ જપ ક્ષાંતિ ક્રિયા ગુણે, ગચ્છપતિ જસ આપેં વખાણેરે. ૪૫
શ્રી **વિજયકુશલ** પંડિત કવિ, તપ તેજેં તરણિ અનુતારે રે;
રૂપ કલા મતિ ચાતુરી, પુણ્યાઢ્ય પ્રચુર પરિવારેં રે. ૪૬
શ્રી **કીર્ત્તિકુશલ** કવિ તેહના, શિષ્ય સુવિહિત સાધુ મઝારેં રે;
સંત સોહાગ સુબુદ્ધિ નિધિ, પ્રજ્ઞાન્વિત અતિ અનિવારેરે. ૪૭
**જ્ઞાનકુશલ** કવિ તેહના, શિષ્ય સદા સુગુણના રાગીરે;
**પાર્શ્વપ્રબંધ** પ્રકાશતાં, અતિ બહુત સુમતિ ચિતિ જાગીરે. ૪૮
**પાર્શ્વ** પ્રબંધ પ્રગટ કરી. સંઘ ચતુર્વિંધનાં સંભળાયોરે;
ત્રિણિ અધિકાર વખાંણતાં, સારે જગિ સુજસ ભણાયોરે. ૪૯
એ સુરતરૂ સુરધેનુ સમો, સુરઘટ મણિ એ સુરવેલીરે;
અતિ આદરિ આરાહતાં, આલે ઇચ્છિત ફલ મેલીરે. ૫૦
નવવિધ પરિગ્રહ નવનવા, નિતિ મેલે સજ્જન સંયોગોરે;
પરિત્રલ પુત્ર પરંપરા, ભવિ ભવિ ભલા ભૂરિ સંભોગોરે. ૫૧
ધૃતિ મતિ ગતિ વર કાંતિકલા, લક્ષણ ગુણ પ્રભુતા રાજેરે;
વિજય વિદ્યાજય ચાતુરી, વાધે ભાગ્યાદિ કલાજેરે. ૫૨
ત્રેસઠિ શલાકા પુરૂષના, અવતાર અમરપતિ કેરારે;
પામી પ્રભુતા ભોગવી, પુહચે જિહાં નહી ભવ ફેરારે. ૫૩
એક મના સુણજ્યો સહૂ, વાત તાતિ વિચિં મત કરજ્યોરે;
ઇમિ કરતાં જસ નવિ રૂચે; તો તે નિજ ઘરિ સંચરજ્યોરે. ૫૪
જે વેધક નરનારિ હુસ્યેં, તે અધવિચિં છેહ ન દેસ્યેંરે;
ભ્રમર કમલિનીની પરેં, સારે રસિં રસિઆ હોસ્યેરે. ૫૫
દેશ વિદેશે વિસ્તરો, એ અતિઘણું પાર્શ્વપ્રબંધોરે,
શ્રી ગુરૂના સુપ્રસાદથી, જિમ સુરભિ કુસુમનો ગંધોરે. ૫૬

જાં સુરગિરિં સાયર શશિ સૂરા, ધ્રુવ ધ્રૂધર અંબર તારારે;
જાં વલી ત્રિભુવન થિર તપઇ, તાં તપજ્યો એ જયકારોરે. ૫૭
દોઇ હજાર અને છસેં ઊપરિ પંચ્યોત્તરિ આંણોરે;
શ્લોક સંખ્યા એ ગ્રંથની, ચિહું ખંડે થઇને જાંણોરે. ૫૮
એ પ્રબંધ વાંચે સુણે, તસ સેવેં બહુ સુલતાંણારે;
ઘરિ નવનિધિ ઋધિ વૃદ્ધિ લહે, નિતિ ઉત્સવ ક્રોડિ કલ્યાણારેં ૫૯
—**પાર્શ્વ** પ્રબંધ સોહામણો.

—ઇતિ સર્વગાથા ૨૯૨. ઇતિ પંડિત શ્રી વિનયકુશલ ગણિ શિષ્ય ગણિ શ્રી કીર્ત્તિકુશલ ગણિ શિષ્ય જ્ઞાનકુશલ ગણિભિ વિંરચિત શ્રી પાર્શ્વ પ્રબંધે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્યાધિકાર ત્રય વિષયે તૃતીય તીર્થ સ્થાપના ઘધિકાર વર્ણનો નામ ચતુર્થ ખંડ સંપૂર્ણ પ્રથમ ખંડે ગાથા ૫૦૧, ઢાલ ૧૭ દ્વિતીય ખંડ ગાથા ૫૭૫ ઢાલ ૧૬ તૃતીય ખંડે ગાથા ૫૧૨ ઢાલ ૧૬ ચતુર્થ ખંડે ગાથા ૨૯૨ ઢાલ ૭; ખંડ ચતુષ્ટય મીલને સર્વ ગાથા ૧૮૮૫ ઢાલ ૫૬ ગ્રંથાગ્રં ૨૬૭૫ ઇતિ શ્રી પાર્શ્વ પ્રબંધ સંપૂર્ણ—સંવત્ ૧૭૨૧ વર્ષે ચૈત્ર શુદિ ૧૦ ગુરૂ દિને ગણિ જ્ઞાનકુશલેન લિખિતા લાંબીઆં મધ્યે. પરતિ ચોત્થી ૪, સ્વવાચનાર્થં. ૮૭–૧૩ ગો. ના, આ કવિની સ્વહસ્તલિખિત પ્રત છે.

---

## ૩૨૦ શુભવિજય (૨) ( ત૦ પુણ્યવિજય—લક્ષ્મીવિજય શિ૦ )

(૬૭૬) **ગજસિંહરાજનો રાસ** સં. ૧૭૧૩ આસો સુ. ૫ બુધવાર સંખેટકપુરમાં.

અંતે—

સંવત **સસિ સાયર મેરૂ વન્હિ** એ સંવચ્છર જાણોજી,
આશ્વિન સિત પંચમી બુધવારઈ અનુરાધા રિષ વખાંણોજી. ૬૦૦

તપગચ્છ પતિ શ્રી **વિજયરાજ** સૂરિ જેહની સબલ જગીસજી;
મહિમંડલ માંહિ વિચરંતા, **મહિપતિ** નાંમિં સીસજી. ૧
પંડિત સકલ શિરોમણિ સુંદર, **પુન્યવિજય** ગુરૂરાયજી;
લક્ષ્મીવિજય પંડિત વર કેરા, સકલ સંઘ નમિં પાયજી. ૨
**સ**ષેટકપુર રહી ચોમાસું, શ્રી ગજસિંઘ ગુણ ગાયાજી;
સીલવંત સોભાગી સુંદર, નામઈ નવનિધિ પાયાજી. ૩
સરસ સંબંધ એ રાસ જાંણિનિં, રચીઓ મન ઉલ્લાસજી;
શુભવિજય કહિ સકલ સંઘની, નિત નિત ફલજયો આસજી. ૪

—વિવેકવિજય યતિ ભં. ઉદયપુર.

---

## ૩૨૦૬ સૌભાગ્યવિજય (૧) (ત૦ સાધુવિજય શિ૦)

(૯૭૬૬)+ **વિજયદેવસૂરિ સજઝાય.** ૧૭૧૩ પછી. જૂનાગઢમાં.

આદિ— રાગ—અસાઉરી.

સરસ સુમતિ આપો મુઝ **સરસતિ**, વરસતી વચન વિલાસરે;
શ્રી **વિજયદેવ** સૂરીસર સાહિબ, ગાયતાં અતિહિં ઉલ્લાસરે.
શ્રી ગુરૂ વંદો શ્રી ગુરૂ વંદો ગુરૂ મુખ પુનિમચંદોરે—

× × × ×

અંતે—

ઇમ ત્રિજગભૂષણ દલિતદૂષણ શ્રી **વિજયદેવ** સૂરીસરો
ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કારણ વાંછિત પૂરણ સુરતરો,
ઇમ ગુણ્યો **જીરણગઢ**માંહિ અતિ ઉચ્છાહિં એ ગુરો,
શ્રી **સાધુ**વિજય કવિરાય સેવક **સૌભાગ્ય**વિજય મંગલ કરો. ૫૭

૫૭ ટૂંક છે. પ્ર. જૈ. એં. ગૂર્જર કાવ્ય સંચય તથા ઐ. સઝાયમાલા ભાગ ૧.

(વિજયદેવસૂરિ સં. ૧૭૧૩ માં સ્વર્ગસ્થ થયા તેથી આ ત્યાર પછી રચાયેલ છે)

## ૩૨૧ કાંતિવિજય (ત. કીર્ત્તિવિજયના શિષ્ય-વિનયવિજય ઉ. ના ગુરૂભ્રાતા.)

(૬૭૬ ખ) **સંવેગ રસાયન બાવની.**

આદિ— દૂહા.

સકલ મનોરથ પૂરવઇ, શ્રી **શંખેસર પાસ**
કૃપા કરિં મુજ ઉપરી, આવો વચન વિલાસ. ૧

અંતે— રંગીલે આતમા.

શ્રી ગુરૂ **હીર** સૂરિંદના, શ્રી **કીર્ત્તિવિજય** ઉવજ્ઝાય,
તેહ તણા સુપસાયથી, મેં કીધી એહ સજ્ઝાય.
રંગીલે આતમા. ૫૧
ગુરૂ ભ્રાતા ગુરૂ સારીખા, શ્રી **વિનયવિજય** ઉવજ્ઝાય,
ગ્રંથ બે લાખ જેહણે કર્યો, વાદીમદ ભંજણ હાર. રં. ૫૨
સંવેગ રસાયન બાવની, જે સુણે નર ને નાર,
કાંતિવિજય કહે તસ ઘરે, નિત નિત મંગલમાલ. રં. ૫૩

પત્ર ૭. અમરવિજય.

(૬૭૭) **સુજસવેલી** (યશોવિજય ઉપાધ્યાયના ગુણ પરિચયરૂપ) સં. ૧૭૪૫ આસપાસ પાટણમાં.

( આદિનું પત્ર મળ્યું નથી. )

યાચક ચારણ ગણિ સલહીજતાજી, વીટયા સંઘ સમગ્ર,
નાગપુરીય સરાહેં પધારિયાજી, લેતા અરથ ઉદગ્ર. ૪ વા૦
કીરતિ પસરી દિસિં દિસિં ઉજલીજી, વિબુધ તણી અસમાન,
રાજસભામાં કરતાં વર્ણનાજી, નિસુણે મહોબતખાન. ૫ વા.
ગુજ્જરપતિનેં હુંસ હુઇ ખરીજી, જોવા વિદ્યાવાન,
તાસ કથનથી જસ સાધેં વલીજી, અષ્ટાદશ અવધાન. ૬ વા.
પેખિ ગ્યાની ખાન ખુસી થયાજી, બુદ્ધિ વખાણેં નિઆપ,
આડંબરસ્યુ વાજિંત્ર વાજતેંજી, આવેં થાનિક આપ. ૭ વા.

શ્રી જિનશાસન ઉન્નતિ તીં થઇજી, વાધી તપગચ્છયતિ શોભ,
ગચ્છ ચોરાસીમાં સહુ ઇમિ કહેંજી, એ પંડિત અક્ષોભ. ૮ વા.
સંઘતિ સકલ મિલિં શ્રી વિજયદેવનેં, જી અરજી કહે કરજોડિ,
બહુ શ્રુત એ લાયક ચઉથે પહેજી (?), કુણ કરે એહની હોડિ. ૯ વા.
ગચ્છપતિ નાયક એહવું જાણિનેંજી; ધારે મનમાં આપ,
પંડિતજી થાનક તપ વિધિસ્યું આદરેંજી, છેદન ભવસંતાપ. ૧૦ વા.
ભીના મારગ શુદ્ધ સંવેગનેંજી, ચઢેં સંયમ ચોષ,
જયસોમાદિક પંડિત મંડલીજી, સેવેં ચરણ અદોષ. ૧૧ વા.
ઓલી તપ આરાધ્યું વિધિ થકીજી, તસ ફલ કરતલિ કીધ,
વાચક પદવી **સતર અઢાર**માંજી, **વિજયપ્રભ** દીધ. ૧૨ વા.
વાચક **જસ** નામી જગમાં એ જયોજી, સુરગુરુનો અવતાર,
સુજસવેલિ ઇમિ સુણતાં સંપજેંજી, **કાંતિ** સદા જયકાર. ૧૩ વા.

**અંતે—**

—પછીની છેલ્લી ઢાલ માટે જુઓ યશોવિજય ઉપાધ્યાય કે જે ૧૭૪૩ માં સ્વર્ગસ્થ થયા (નં. ર૯૦ પૃ. ર૦) તેની નીચે આખી મૂકી છે છતાં છેલ્લી બે કડી અહીં મૂકવામાં આવે છેઃ—

શ્રી **પાટણ**ના સંઘનો લહી, **અતિ** આગ્રહ સુવિશેષિરે,
સોભાવી ગુણ ફુલડિં, ઇમ **સુજસ**વેલી મ્હેં લેષિરે. શ્રી. ૮
ઉત્તમ ગુણ ઉદ્દભાવતા, મ્હેં પાવન કીધી જીહારે,
કાંતિ કહે **જસ**વેલડી, સુણતાં હુઇ ધન ર દીહારે. શ્રી. ૯

—ઇતિ શ્રી મન્મહોપાધ્યાય શ્રીયશોવિજય ગણિ ગુણ ગણ-પરિચયે સુજસવેલિ નામા ભાસં । ઠાકોર મૂલચંદ પઠનાર્થં. મુનિશ્રી જિનવિજયજીનો લેખ નામે મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી પૃ. ૧ર૬ થી ૧ર૮, વીરાત્ ર૪૪ર પોષ અંક આત્માનંદ પ્રકાશ.

(આ કવિ કાંતિવિજય માટે શ્રી વિનયવિજયોપાધ્યાયે (જુ. નં. ર૮૯ પૃ. ૪) 'હૈમ લઘુપ્રક્રિયા' વ્યાકરણ બનાવ્યું છે એ વાત પ્રશસ્તિમાં

સં. ૧૭૧૨ ની લખેલી પ્રત પાટણના ભંડારમાં છે તેમાં એક શ્લોક મૂકેલો છે તે પરથી જણાય છેઃ—

કાંતિવિજયાખ્ય ગણિનઃ પઠનકૃતે કૃતધીયઃ સતીર્થ્યસ્ય ।
વિહિતોઽયં યત્નઃ સફલઃ સ્તાત્સર્વપ્રકારેણ ॥

આ વ્યાકરણ જૈનધર્મ પ્ર. સ. એ પ્રકટ કરેલ છે પણ તેમાં આ શ્લોક પ્રકટ થયો નથી.

---

## ૩૨૨ તિલકસાગર (સાગરગચ્છ—રાજસાગર સૂરિ—વૃદ્ધિસાગરસૂરિ—કૃપાસાગર શિ૦)

**(૬૯૮) +રાજસાગરસૂરિ નિર્વાણ રાસ સં. ૧૭૧૫ પછી.**

**આદિ—**

વર્દ્ધમાન જિનવર પ્રવર, વર્દ્ધમાન ગુણગેહ
સકલ લોક વન સિંચવા અવલ આસાઢો મેહ. ૧
સિદ્ધારથ નૃપ કુલતિલો ત્રિશલા માત મલ્હાર
ચરમ જિનેસર ચિત ધરી રચસ્યું રાસ ઉદાર. ૨
શ્રી રાજસાગર સૂરીસરૂ તપાગચ્છનું રાજ
રૂડી પરિં પાલીં સહી, કરી ધરમનાં કાજ. ૩
સુરવરનિં વંદાવવા, જિમ પહુતા ભગવન્ત
તિમ સંખેપિં હું કહું, સુણયો સહુ સજન્ન. ૪

× × × ×

**અંતે—**

વૃદ્ધિસાગર સૂરીસરૂ રે પ્રતિપો કોડિ વરીસતો
શ્રી સંઘ ઇમ કહિં એ
શ્રી કૃપાસાગર કવિરાજનોએ, શિષ્ય દીઇં આસીસ તો. જ. ૫.

ઢાલ ૨૨ મંગલ ગાવિં યુગલીઆરે-એ દેશી.

શ્રી વૃદ્ધિસાગરસૂરિ સરૂરે; વયરસ્વામિ અવતાર,

રૂપિં રતિપતિ જીતીઓરે, ગુણમણિ તણોરે ભંડાર
સુરીસર મેરે મનિ વસ્યોરે. ૧

* × × ×

ઇંદકુંદ દિલ ઉજલૂરે, મનિ નહી મયલ લગાર
તિલકસાગર સૂરગિરિ લગિંરે, જીવયો ગણધાર. સૂ. ૭

—પ્ર. જૈ. ઐ. ગુર્જરકાવ્ય સંચય (ખં ૧)

---

## ૩૨૩ હસ્તિરૂચિ—(ત. લક્ષ્મિરૂચિ–વિજયકુશલ–ઉદયરૂચિ–હિતરૂચિ શિ૦)

**(૬૭૯) ચિત્રસેન પદ્માવતિ રાસ**—સં. ૧૭૧૭ વિજયદશમી અમદાવાદમાં

**આદિ—** શ્રીમદ્ ઉ૦ હિતરૂચિગણિ ગુરૂભ્યો......

દૂહા

શ્રી જિનપતિ પ્રણમું સદા, રંગે ઋષભ જિણંદ,
પ્રણમેં પદકજ જેહના, સહજે સકલ સુરેંદ. ૧
શાંતિ કરણ વલી શાંતિ જિન, વાંછિત સુખદાતાર,
તસ સદ પંકજ હું નમું, જિમ હુઇ હરષ અપાર. ૨
શ્રી સંખેસર પાસ જિન, પ્રણત પુરંદર દેવ
અલિય વિઘન દૂરે હરે, કરે જાસ સુરસેવ ૩
તાસ ધ્યાન મનમાં ધરી, મહાવીર અરિહંત
મહા વિદ્યા ગુણ ગણનિલો, મહાનંદ સુખકંત. ૪
મહા જ્ઞાન ગુણોદધિ. મહા રજત સમ વાન
મહાતિશય મનોહરૂ, મતિ ધરી સો જિન ધ્યાન ૫
તસ ગણધર ગિરૂઓ ગુણે, ગોયમ સુગુણનિધાન,
લબ્ધિ વિશેષેં પરિવર્યો, પસર્યો જસ ગુણવાન. ૬
તાસ ચલન પંકજ નમી, સરસતી સોવનવાન,
સમરૂં સવિ સુખ કારણેં, અગલા મુખી અભિધાન. ૭

વલી નિજગુરૂ પદકજ નમું, પાઠક સવિ પરધાન,
શ્રી હિતરૂચિ ગુરૂ ગુણનિલો, સોવન સુંદરવાન. ૮
જિન ગણહર બગલામુખી, સહગુરૂનેં સુપસાય;
રાસ રચ્યું ચિત્રસેનનો, સાંભલતાં સુખ થાય. ૯
સીલેં સહજેં સંપદા, સીલેં લીલ વિલાસ,
સીલેં શિવ સુખ પામીઇ, સીલેં પુહચિં આસ. ૧૦
ચિત્રસેન પદ્માવતી પામાં અવિચલરાજ;
સીલ પસાયેં તેહનાં સીધાં વાંછિતકાજ. ૧૧

× × × ×

અંતે— ઢાલ.

સિરિ તપગછ કજ દિનમણી. જયવંતારે;
શ્રી હીરવિજય સૂરિરાજ, સાધુ ગુણવંતારે.
પ્રતિબોધ્યો પાતસ્યા જિણિં જ૦
કરિયા કોડિગમે ધર્મકાજ, સા૦ ૧
શ્રી વિજયસેન તસ પટધર જ૦ સકલ સૂરિ સિરતાજ, સા૦
શમદમ વિદ્યાગુણનિલો, જ૦ સકલ સૂરિ સિરતાજ, સા૦
તસપટ દીપક જગિ જયો, જ૦ શ્રી વિજયદેવ સૂરીંદ, સા૦
તપજપ કિરિયા ગુણનિલો, જ૦ પ્રણમું પદ અરવિંદ. સા૦ ૩
તસ ગછ સવિ કવિતિલો જ૦ લક્ષ્મીરૂચિ કવિરાય,
વિજયકુશલ કવિ તેહનો, સીસ ઉદયરૂચિ કહિવાય. ૪
શિષ્ય સત્તાવીસ તેહનેં, તપ જપ વિદ્યાવંત
શ્રી હિતરૂચિ ઉપઝાયનો, સીસ કરજોડિ પભણંત. ૫
ગ્રંથાગર અક્ષર ગણ્યો, બારસયાં પંચાસ;
શ્રી બગલામુખી સસિમુખી, ધ્યાન ધરી મનિં તાસ. ૬
સા સામિની સુપસાઉલે, સિદ્ધાંતસાર એ ગ્રંથ,
રસિક લોક વલ્લભ રચિઓ, કહે હસ્તિરૂચિ નિગ્રંથ. ૭

સંવત **સતર સતરોત્તરિ** વિજય દશમી શુભદિન્ન;
**અમદાવાદ** આલ્હાદસ્યું, શ્રી સંઘ સહુ સુપ્રસન્ન, ૮
સુણતાં સુખ સંપતિ ઘણી, આનંદ અધિકુ રંગ,
દૂખ દોહગ દૂરિ ટલે, સકલ હુએ નિજઅંગ. ૯
જાં લગિ ભુવિ રવિ ચંદ્રમા, ધ્રુ તારા આકાસ;
તાં લગિ વટપરિ વિસ્તરો, એ અવનીતલ રાસ.
ઢાલ ભણી એ વીસમી, શ્રી જિન ગુરૂ **પાસ**;
**શંખેશ્વર** સુપસાઉતિ, પુહતી વાંછિત આસ. સા૦ ૧૧

કલછ.

જાં લગિ ભુવિ રવિ ગગન સુરપતિ રજનીપતિ રયણાયરો;
તાં લગિ રસિક એ રાસ પ્રતપો જપો જિન ધર્મ જિનવરો.
તપગચ્છિ દીપે કુમતિ જીપે ઉવઝાય **હિત**રૂચિ હિતકરો
તસ સીસ હસ્તિરૂચિ એમ પભણે સકલ મંગલ જયકરો.
૪૨–૧૫ દા. ૪૩ નં. ૧૦ વ્ર. ઉ.

+**ઝાંઝરીયા મુનિની સઝાય**—સં. ૧૭૧૭ વિજયાદશમી.

---

## ૩૨૪ ઉદયસૂરિ (ખ૦ વેગડશાખા ગુણસમુદ્રસૂરિ–જિનસુંદર સૂરિ શિ.)

**(૬૮૦) સુરસુંદરી અમરકુમાર રાસ** સં. ૧૭૧૯ શ્રા.

**અંતે**—

સવત **ઉગણોત્તર** શ્રાવણ માસે, એહ રચ્યો ઉલાસૈ. ૧૨
વેગડ **ખરતર** ગછ વિરાજે, ગુણસમુદ્રસૂરિ ગાજે. ૧૩
વર્ત્તમાન ગુરૂગચ્છ વડઈ, શ્રી **જિન**સુંદર સુરિંદા. ૧૪
શ્રી ઉદૈસૂરિ કર ગાવે, સુષ સંપતિ સદા. ૧૫
સંબંધ ભણસૈ વલિ સાંભલસ્યૈ, લીલા વંછિત લહસ્યૈ. ૧૬

ઇતિ સુરસુંદરી અમરકુમાર પ્રબંધ સંપૂર્ણ. લિખિતં ૧૭૫૫ વર્ષે ચૈત્ર સુદ ૬ ને વાર રવિવારે.

( ખરતર ગચ્છમાં જિનોદયસૂરિના સમયમાં સં. ૧૪૨૨ ના વર્ષમાં ધર્મવિલાસ ઉપાધ્યાયે આચાર્યપદ લઇ (૧) જિનેશ્વરસૂરિ નામ રાખી વેગડ શાખા કાઢી, તેની પાટે (૨) જિનશેખરસૂરિ તેની પાટે (૩) જિનધર્મસૂરિ તેની પાટે (૪) જિનચંદ્રસૂરિ તેની પાટે (૫) જિનમેરૂસૂરિ તેની પાટે જિનગુણ તેની પાટે (૭) જિનેશ્વરસૂરિ તેની પાટે (૮) જિનચંદ્ર, તેની પાટે જિનસમુદ્રસૂરિ કે જેના સમયમાં તેજ શાખાના મહિમાહર્ષ મુનિએ આ સર્વ ગુરૂની પરંપરા ગર્ભિત ચોવીસ જિનસ્ત૦ સં. ૧૭૨૨ માં ખંભાતમાં રચ્યું છે. ( જુઓ જૈન શ્વે. કો. હેરલ્ડનો ઐતિહાસિક ખાસ અંક જુલાઇથી અક્ટોબર ૧૯૧૫ નો પૃ. ૪૭૨ થી ૪૮૧ સુધીમાં 'ખરતરગચ્છના વેગડ શાખાની કંઇક માહિતી' એ નામનો પં. હરગોવિન્દદાસનો લેખ.) આ છેલ્લા જિનસમુદ્રસૂરિને જિનભદ્રસૂરિ કરીને શિષ્ય હતા. આ પરંપરામાં ઉપરની પ્રશસ્તિમાંના ગુણસમુદ્રસૂરિ, જિનસુંદરસૂરિ, કે ઉદયસૂરિ પૈકી કોઇ જણાતા નથી તો તેમાંથી પાટ પર નહિ પણ સાદા આચાર્યની આ શિષ્યપરંપરા હશે.)

---

**૩૨૫ જિનદાસ** શ્રાવક. (અંચલગચ્છના કલ્યાણસાગરસૂરિનો).

**(૬૮૧)+ વ્યાપારી રાસ.** ૧૭૧૯. માગશર ૬ મંગળવાર.

**આદિ—** દોહા.

સ્વર્ગ તણાં સુખ તે લહે, જે કરે જીવ યતન્ન;
આપ સમોવડ લેખવે, તે પ્રાણી ધન્ય ધન્ય. ૧
યુગ વ્યાપારી જીવડો, બંદર ચોરાશી લાખ;
પોઠીડાશું પરવર્યો, નવ નવ નવલિ ભાખ. ૨
હાટ શ્રેણી હીરે ભર્યા, માંહે માણેક લાભંત;
સાચા લહેશો શોધી કરી, કૂડા કાચ લહંત. ૩
કાચ કૂડાયે વોહોરિયે, સાચે સોવન સાર;
ત્રીજે માણક મૂલ ઘણાં, ભરિયા તેણે ભંડાર. ૪

× × × ×

અંતે—

ત્રિવિધિ સંસાર તેણી પરે, જિમ એ ત્રણ્યે વ્યાપારીરે;
દોશી વૈરાગર જીતીયા, હાર્યો તે જૂઠ જૂઆરીરે-પુણ્યે. ૧૨
સંવત્ **સતર** સોહામણો, **ઓગણીશમો** અતિસારોરે;
માગશિર છઠ ભૃગુવાસરે, એહ રચ્યો અધિકારોરે. ૧૩
શ્રી **અંચલ** ગચ્છે રાજીયો, કલ્યાણસાગર સૂરિરાયારે;
કરજોડી જિનદાસ કહે, અમે પ્રણમું તે ગુરૂ પાયારે-પુણ્યે. ૧૪

પ્ર. ભીમશી માણેક.

---

## ૩૨૬ મેઘવિજય (ત. હીરવિજયસૂરિ-કનકવિજય-શીલવિજય-કમલવિજય-કૃપાવિજય શિ.)

### (૬૮૨)+ વિજયદેવ નિર્વાણ રાસ.

આદિ—

જિનવર નવરસ રંગવર, પ્રવચન વચન વસંત,
સમરી અમરી સરસતી, સર્જન જનની સંત. ૧
શ્રી ગુરૂકૃપા પ્રસાદથી, વચન લહી સવિલાસ,
શ્રી વિજયદેવ સૂરીશના, ગાઇએ ગુણગણનો રાસ. ૨

* * * *

અંતે— (કલશ)

તપગચ્છ રાયા સહુ સુહાયા, શ્રી જિનશાસન દિનકરો,
શ્રી વિજયદેવ સૂરીશ સાહિબ, શ્રી ગોતમ સમ ગણધરો,
જસ પટ્ટ દીપક વાદીજીપક, વિજયપ્રભ સૂરિરાજએ,
કવિ કૃપાવિજય સુશિષ્ય મેઘે, સેવિત હિત સુખકાજએ.

—જુઓ વધુ માટે મારો—જૈન ઐ૦ રાસમાળા ભાગ ૧ લો તથા ઐ૦ સજઝાયમાળા ભા. ૧

(૬૮૨૬)+ **શ્રી પાર્શ્વનાથનામમાલા.** સં. ૧૭૨૧. દીવબંદરે.

આદિ—

જિનવાંણી આંણી હિઈ, પુરિસાદાણી પાસ,
જાંણી પ્રાંણી મય કરૂ, થુણસ્યું નિય મનિ વાસ. ૧
અમલ કમલ પરિમલ જિસો, મહિમા મહિમા જાસ,
વ્યાપઇં થાપઇં પરમપદ, અતિશય કરત ઉજાસ. ૨
ઠવણારૂપ જિણંદનું, દીપઈં દેસઇં દેસ,
નામમાલ તેહની કહી, આતમ પવિત્ર કરેસ. ૩

* * * *

અંતે—

તપગચ્છસુંદર મુનિપુરંદર **વિજયપ્રભ** સૂરિરાયએ,
તસ પુણ્યરાજઈં પંડિત છાજઈં કૃપાવિજય જસવાયએ,
તસ સીસ બંધુર **દીવ**બંદિર, **મેઘ**વિજઈં જયકરી;
એ નામમાલા ગુણવિશાલા રચી ગુરૂપદ અનુસરી. ૩૫

—સંવત ૧૭૨૧ વર્ષે ભટ્ટારક શ્રી ૧૦૬ શ્રી વિજયપ્રભ સૂરીશ્વર ચરણસેવાં કુર્વતા ચતુર્માસ મધ્યે પં. મેઘવિજયેન **કૃતા લિખિતાચ** શ્રી શત્રુંજ્યાદિ તીર્થયાત્રા સંઘપતિ પટ્ટભક્ત વ સા૦ શ્રી નેમીદાસ સામીદાસ વીરદાસ પઠનાર્થં.

—પ્ર૦ પ્રા૦ તી. સં. ૧૪૯ થી ૧૫૩.

[ આ કવિની અન્ય કૃતિઓ ભાષામાં એ છે કે ચોવીશી, દશમત સ્તવન તથા શાશનદીપક સઝાય, જૈન ધર્મ દીપક સઝાય, આહારગવેષણા સજ્ઝાય.

સંસ્કૃતમાં અનેક ગ્રંથો રચ્યા છે તેનાં નામ—દેવાનંદાભ્યુદયકાવ્ય સં. ૧૭૨૭ સાદડીમાં, માતૃકાપ્રાસાદ સં. ૧૭૪૭ ધર્મનગરમાં, ચંદ્રપ્રભા વ્યાકરણ સં. ૧૭૫૭ આગરા, સપ્તસંધાન મહાકાવ્ય સં. ૧૭૬૦ ટિપ્પણ સહિત, શાન્તિનાથ ચરિત્ર, તત્ત્વગીતા, ધર્મમંજૂષા, યુક્તિપ્રબોધ નાટક,

હૈમચંદ્રિકા, મેઘદૂત સમસ્યા લેખ, ભક્તામરસ્તોત્ર વૃત્તિ, વલ્લભોપાધ્યાય (ખ૦ જ્ઞાનવિમલ શિષ્ય) કૃત વિજયદેવ માહાત્મ્ય ઉપર પ્રયોગોનું પરિસ્ફોટન વગેરે, આ પરથી તે પ્રખર વિદ્વાન્ હતા એ સિદ્ધ થાય છે. )

## ૩૨૭ મેરૂવિજય ૧ ( ત૦ વિજયદાનસૂરિ-પંડિત ગોપજીગણિ-રંગવિજયગણિ શિ. )

**(૬૮૩)+ વસ્તુપાલ તેજપાલનો રાસ.** સં. ૧૭૨૧ ચૈત્ર શુ. ૨ કાનડી વીજાપુરમાં.

**આદિ—** દુહા-રામગિરિ.

સકલ જિનેશ્વર પય નમી, સમરી સરસ્વતી માય,
પંચતીર્થી જિનવર નમું, મનવંછિત સુખ થાય. ૧
આદે આદિ જિનવર નમું, યુગલ્યા ધર્મ નિવાર;
મરૂદેવિએ જનમીઓ, પ્રથમ જિન અવતાર. ૨

( પછી શાંતિ, નેમિ, પાસ, વીરજિન એ ચારની સ્તુતિ કરી સરસ્વતીની સ્તુતિ કર્યા પછી. )

બ્રહ્માણી બ્રહ્મવાહિની, કવિજન કેરી માય,
વાણી આપે નિર્મલી, વસ્તુપાલ ગુણ ગાય. ૧૦
વલી તેજપાલ એ કયાં હુઆ, કિમ રાખ્યું જગનામ,
ધર્મકરણી શી શી કરી, કહું માય તાય તસ ઠામ. ૧૧
ગુજર દેશ સોહામણો, સકલદેશ શણગાર,
અણહિલપુર નગરી તિહાં, ધર્મ તણો આગાર. ૧૨

* * * *

**અંતે—**

તસ પાટે દિનકર દીપતો, શ્રી હીરવિજયસૂરિ જગગુરૂ જાણોરે;
સાહ અકબર પ્રતિબુઝવી, કીધા જગત્રય આક્ષાણોરે. ૧૨ વી.

સરોવર જાલ છોડાવિયાં, છોડાવ્યાં બાનજ લાખોરે;
છોડાવ્યો જગજ્જુઓ, શાહ અકબર જગગુરૂ ભાખ્યોરે. ૧૩
શા કુમરા કુલે જાણિયે નાથીબાઇ કુખ મલ્હારોરે;
શ્રી વિજયદાન સૂરિ શિષ્ય કહું, હીરવિજયસૂરિ જગત્રય આધારરે. ૧૪

તસ પટ મંદિર સુંદર, શ્રી વિજયસેનસૂરિ સવાઇરે;
જહાંગીર પાતશા પ્રતિબુઝવ્યો, દૂજો હીરવિજય કહેવાયરે. ૧૫
તસ પટ્ટ તિલકસમ દીપતો, શ્રી વિજયતિલકસૂરિ ગણધારોરે;
વિજયસેનસૂરી શિષ્ય કહ્યા, તપગચ્છનો શણગારોરે. ૧૬

હીર જેસંગવચન્ રાખવા, ઉદયો અભિનવ જાણોરે;
કુમતિ કદાગ્રહ ટાલતો, શ્રી વિજયતિલકસૂરિ સુજાણોરે. ૧૭
તસપટ્ટ સુંદર શોભતા, શ્રી વિજયઆનંદસૂરિ રાયોરે;
પ્રાગવંશ પ્રભુ પ્રગટિયો, જેહને નામે નવનિધ થાયોરે. ૧૮

કુમતિ ગજમદ મર્દવા, આવ્યો કેશરી સુજાણોરે;
હીર સંતતિ સોહાકરૂ, તપગચ્છનો એ રાણોરે. ૧૯
વીર હીર વચન મન ધરી, બોલે અમૃત વાણીરે;
વિબુધ વાચક સહુ પાએ નમે, શીલ સમતા ગુરૂ વખાણીરે. ૨૦

ગિરૂઆ ગુરૂ ગુણ અતિઘણા, કવિ એક જીભ કેતા કહેવાયરે;
તસ પાટે ચિરંજીવો ઘણું, શ્રી વિજયરાજસૂરિ રાયરે. ૨૧
શ્રી વિજયઆનંદ પટોધરૂ, મુખ સોહે પુનિમ ચંદોરે;
શ્રી શ્રીમાલીવંશ શોભતો, શાહ ક્ષેમા કેરો નંદોરે. ૨૨

પાટ પટાવલિ મેં કહી, અનુક્રમે ગુણધારીરે;
હવે તપગચ્છ રાજીઓ, શ્રી વિજયરાજસૂરિ શિણગારીરે. ૨૩
સકલ પંડિત શિરોમણિ, નામ જપો સહુ ગુણમાલોરે,
નામે નવનિધિ પામિયે, પંડિત ગોપજી ગણિ રસાલોરે. ૨૪

તાસ શિષ્ય શોભા ઘણી, સાધુ તણો શણગારોરે;
વૈરાગી ગુણ આગલો ગણિ, રંગવિજય નામે જયકારોરે. ૨૫

તસ પદ પંકજ મધુકર, સેવાનો સુખવાસીરે,
રાસ રચ્યો રલિયામણો, પંડિત **મેરૂવિજય** ઉલ્લાસીરે. ૨૬
૧૭૨૧ સંવત **સત્તર એકવીસ** કહુ, **ચૈત્ર** શુકલ બીજ સારોરે,
કાનડી **વીજાપુર** સુખ લહી, રાસ રચ્યો બુધવારોરે. ૨૭
શ્રાવક જન સહુ આગ્રહે મેં, ચરિત્ર રચ્યો રસાલોરે;
લઘુપ્રબંધ વસ્તુપાલ તણો, જોઇ રાસ રચ્યો સુવિશાલોરે. ૨૮
ભણે ગુણે જે સાંભલે, તસ ઘર મંગલમાલોરે;
શ્રી **શાંતિ**જિનપસાઉલે, **મેરૂ** પામ્યા લક્ષ્મી વિશાલોરે. ૨૯
વસ્તુપાલ **તેજ**પાલ ગુણવર્ણવ્યા, તેતો દેવગુરૂનો આધારોરે;
રંગે **મેરૂ**વિજય પ્રભુ વિનવે જિન નામે જયજય કારોરે.
—લિ. ૧૮૨૧ આસો વ. ૧૦ ૪૪–૧૧ લીં.; ચં.; જેસ.

---

**(૬૮૪) નવપદ રાસ. (શ્રીપાલરાસ)** સં. ૧૭૨૨ આસો સુ. ૧૦
ગુરૂ ષલિઅડમાં.

**અંતે—**

સિંહ કુંઅર ઋષિરાજીઓ મેં ગાયો મનિ ઉલ્લહાસરે,
ભાવ સહિત વલી વાંદીઇં, મૂઝ દેયો તુમ્હ પાસરે. ૯૨ ધ.
નવપદ મહીમા વર્ણવ્યો, હું કહિતો નમુ પરરે;
એક જીભ કીમ કહી સકું, એતો અનંત ગુણ ભંડારરે. ૯૩
દુષિયાના દુષ તુ હરઈ, રોગ સોગ દુરિ જાયરે;
વિષમ વિરોધ તે જાઈ બલી, નવપદ મંત્ર પસાયરે. ૯૪ ધ.
અનેક જીવ તિં ઉધર્યા, નરનારિની કોડિરે;
ચઉદ પૂરવધર જાણીઇ, સાસ્વતા નવપદ જોડિરે. ૯૫ ધ.
શ્રીમતિ **સીવ**કુમરજ જાયો, **જણ**દાસ શ્રાવક સારરે;
દૃંડીક પંગલ ચોર વલી, પુલંદો પુલંદી પામ્યા પારરે. ૯૬ ધ.
જિન સાસનનો રાજીઓ, નવપદ સમો નહિ કોરરે;
ભાવ સહિત ભાખિ ગુણિં, તેતો સિવપદ પામી સોયરે. ૯૭ ધ.

નવપદ મહીમા કહ્યો, કથા એક એક પિં સારોરે;
રાસ રચ્યો રલીઆમણો, હુ સુખ પાયો હુઉ જયકારરે. ૯૮

પાટ પટાઉલી દીપતી તપગચ્છનો સણગારરે;
શ્રી વિજયદાનસૂરી હૂઆ, હીરનામિં જયજય કારરે. ૯૯

શ્રી વિજયદાનસૂરી સીસ કહ્યા, પંડિત ગોપજી ગુણીરાયરે;
ગણિ રંગવિજય સેવક સદા, મેરૂવિજય કવિ ગુણ ગાયરે. ૫૦૦

અધિકું ઉછું મિં જે કહ્યું, તેતો જોયો પંડિત રાયેરે;
તે મુઝ મિછામિ દુક્કડું, હું તો પ્રણમું દેવગુરૂ પાયરે. ૫૦૧

સંવત સસી સાયર ચ પ્રમાણ, નયણ સંવચ્છર જાણોરે;
આસો સુદિ દસમી ભલી, ગુરૂવારિ રાસ રચ્યાણોરે. ૫૦૨

પલિઅડપાસ મહીમા ઘણો, સેવ્યો દીઈ સીવપુરી વાસરે;
રાસ રચ્યો પલીઅઢ વલી, સેવકની પૂરો આસરે. ૫૦૩ ધ.

—ઇતિશ્રી નવપદરાસ સંપૂર્ણ સં. ૧૭૪૦ વર્ષે શ્રાવણ સુદિ ૫ મંગલ વાસરે.

(પા. ૨૩ પં. ૧૪ ગુ. વિ.)

---

(૬૮૫)+ નર્મદાસુંદરી રાસ.

## ૩૨૮ મહિમાઉદય (ખ. જિનમાણિક્ય સૂરિ—વિનયસમુદ્ર-ગુણરત્ન-રત્નવિશાલ-ત્રિભુવનસેન-મતિહંસ શિ૦)

(૬૮૬) શ્રીપાલ રાસ—સં. ૧૭૨૨ માગશર (શુ) ૧૩ ગુરૂ જહાંનાબાદમાં.

આદિ— દૂહા.

પર ઉપગારી પરમ ગુરૂ, તારણ તરણ જિહાજ; ૧
પદ પહિલે પ્રણમું મુદા જગનાયક જિનરાજ.

અકલ અમૂરતિ અલખગતિ શિવસુંદર લયલીણ;
સિદ્ધનમુ સાચે મને. પદ બીજે પરવીણ. ૨
ત્રીજે પદ તે સમરીયે, આચારિજ અતિજાંણ;
જિનશાસનમેં જેહની કોઇ ન લોપે આંણ. ૩

× × × ×

**અંતે**—આજ નિહેજોરે દીસે નાહલો એહની, દેશી.

ગરૂઆનાં ગુણ મનિ શુદ્ધ ગાઇયે, લહિયે લાભ અછેહ;
ભવસાયર માહેં ભમીયે નહી, સુખ રમીયે શિવગેહ. ૧
**સતરે સઇ બાવીસે** વચ્છરે મનોહર મગસિરમાસ:
તિથિ તેરસ ગુરૂવાર તણેં દિને રચિયો એ મેં રાસ. ૨
આરંભો એ ગઢે **બેસેરોઝ**મેં પરિહરિને પ્રમાદ;
નગર **જહાનાંબાદ**માંહે થયો પૂરણ સુગુરૂ પ્રસાદ. ૩
સુવિહિત **ખરતર** ગચ્છ સોહામણો સુલહીજે સંસાર,
પંચમ ગણધર તણીય પરંપરા અનુક્રમે પાટ ઉદાર. ૪
મોટા મુનિવર જિણરે ગચ્છમેં થયાશ્રી **જિનદત્ત** સૂરીંદ,
શ્રી **જિનકુશલ** સૂરીસર સારિખા જસુ સેવે જનવૃંદ. ૫
અનુક્રમે પાટે ઉદયો તેહને શ્રી **જિનમાણિક્ય** સૂરિ,
પંચ નદી સાધી પરગટ જિણે પ્રગટયો સુજસ પંડૂર. ૬
જિણરે પાટે **જિણચંદ** સૂરિજી શ્રી **જિનસિંહ** સૂરીસ,
સૂરિ શિરોમણિ શ્રી **જિનરાજ**જી વિશ્વમાંમેં વાગીસ. ૭
તિણરે પાટે દિનદિન દીપતો યુગવરશ્રી **જિનરંગ**;
આચારિજ **જિણચંદ** સૂરીસરૂ જેહની આણ અભંગ. ૮
શિષ્ય પ્રથમ જિનમાણિક સૂરિના **વિનયસમુદ્ર** વખાંણિ;
વડવખતા વાદી ગુણરત્નજી જેતહથા જગિ જાણિ. ૯
અંતેવાસી અનુપમ જેહના વાચક **રતનવિસાલ**;
સીસ સગુણ જસુ **ત્રિભુવનસેન**જી દુનિયામાહિ વયાલ. ૧૦

લઘુ ગરૂ ભાઇ લાયક જેહના લબ્ધિવિજય ઉવઝાય;
કીડીથી મુજને કુંજર કીયો સૂત્ર અરથ સમઝાય. ૧૧
સીસ સકલ શ્રી ત્રિભુવનસેનના મુનિવરશ્રી મતિહંસ;
અંતેવાસી મહિમોદઈ કહે શ્રી સિદ્ધચક્ર પ્રશંસ. ૧૨
ચતુર વિચક્ષણ એજે ચોપઈ બિજણાં બેસી પાસ;
વાંચે ને શ્રોતા વલિ સાંભળે પામે પરમ ઉલાસ. ૧૩

—૮૪. ૧૩ દા. ૪૧. ડે૦ ભ.

## ૩૨૯ મહિમા સૂરિ (આગમગચ્છીય).

**(૬૮૭)+ ચૈત્ય પરિપાટી** સં. ૧૭૨૨ શ્રાવણ ૩ ગુરૂ.

**આદિ**—ઢાલ-ગિરથી નદીઆં ઉતરિરે લો—એ દેશી.

શ્રી વાગેશ્વરી વીનવું રે લો, કહિસું જિનગુણગ્રામરે; સાહેલી.
રથ મોટાં માનીઇ રે લો, જોયાં ઠામોઠામિ રે, સા૦ ૧
પ્રણમું હું પરમેસરૂ રે લો, રાજનગરથી માંડિ રે, સા૦
સંખ્યા કહું જિનબિંબની રે લો, અંગથી આલસ છાંડિરે. સા૦ ૨

× × × ×

**અંતે**—

કાપ્રેડી બેહું મંદિરિં રે લાલ, પંચ્યોત્તરી જગદીસરે ૨–૭
સંવત એકવીસ ભેટીયા, ભયભંજન ભગવંત. ૫–૬
સાહ સૂરચંદના સંઘમાં લોક ઘણા દાતાર,
સૂર ધીર ગ્યાંની ભલા કરતા પર ઉપગાર. ૫–૭
ભવિજનના આદર થકી સદ્દવહિણા દિલમાંહિ;
આગમ ગચ્છપતિ ગુણનિલુ શ્રી મહિમા ગુણગાય. ૫–૮
ભણિ ગુણિ જે સાંભળિ સીઝિ વંછિત કાજ;
યાતર સફલી તેહની પ્રણમિ શ્રી જિનરાજ. ૫–૯

વિજઇ શ્રી જિનરાજની કીરતિ દેસ મઝારિ;
સૂર ધીર ગ્યાંની ભલા વાંણી અમૃતધાર. ૫-૧૦
બાવીસિ શ્રાવણ પખિ ત્રીજ ભલી ગુરૂવાર;
ગોડીમંડણ ધ્યાંનથી રિદ્ધિ વૃદ્ધિ ભંડાર-શ્રી સંઘનિ જયકાર. ૫-૧૧

—પ્ર૦ પ્રા. તી. સં. પૃ. ૫૭ થી ૬૧

—તીર્થોની યાત્રા અમદાવાદથી કરી ગુજરાત અને મારવાડનાં મંદિરોમાંની બિંબ સંખ્યા ગણાવી છે. એકંદર ૧૯૦૫૨ છે.

---

## ૩૩૦ વીરવિમલ (ત૦ સિંહવિમલ કવિ-લાભવિમલ-માન-વિજય શિ૦ ).

**(૬૮૮) ભાવીની કર્મરેખ રાસ.** સં. ૧૭૨૨ શ્રા. વ. ૫ રવિ બુરહાનપુરમાં.

**અંતે—**

કાંઇકિ કવિજન કેલવણિ, કાંઇક શાસ્ત્ર વિચાર;
કાંઇક ગુરૂ મુખ સાંભળી, બોલ્યા બોલ વિચાર. ૨૫

ઢાલ રાગ ધન્યાસી.

શ્રી મનમોહન મૂરતિ, દેષતહીં લય લાયઉ,
બરહાનપુર મંડન વામાનંદન, પામી તાસ પસાયોરે,
મેં આજ પરમ સુખ પાયો. ૨૬
વીર પરંપર હીરવિજય ગુરૂ, સાસન સોય ચઢાયઉ,
હેમ સૂરિ જિમ રાય પ્રતિબોધી, જિનશાસન દીપાયોરે. મેં. ૨૭
તાસ પટોધર વિજયસેન સૂરિ, જગિ જસવાદ સવાયો;
વાદવિવાદ દિલીપતિ આગેં, પંડિત સકલ સરાહ્યઉરે. ૨૮
દેવ તણીં પરિ વિજયદેવ ગુરૂ, મહિમંડલિ પૂજાયઉ;
મુઝ મન મોહન સૂરિ સિરોમણિ રૂપાઈ માતા જાયોરે. ૨૯
કલિયુગિ કલ્પતરૂ સમ પ્રગટ્યો, વિજયપ્રભ સૂરિરાયો;
જંગમ તીરથ સંપ્રતિ ગૌતમ, મનમથ હારિ મનાયઉરે, ૩૦

તાસ ગછિ ગિરૂઆ ગુણસાયર, **સીં**હવિમલ કવિરાજ,
પંડિત **લાભ**વિમલ ગુણમંડિત, ગુરૂ ગુણરાજિ વિરાજઇરે. ૩૧
**યુગ્મ**(૨) **નયન**(૨) **મુનિ**(૭) **ચંદ્ર**(૧) અંક વામ ગતિ જાણી,
શ્રાવણ વિદિ પંચમિ રવિવારઇં, ઉલટ મનમાંહિ આણીરે. ૩૨
વિબુધાવતંસક **માન**વિજય વર અમૃત વાણિ સુહાયા,
તાસ પ્રસાદ લહી તસ સેવક, **વીર**વિમલ ગુણ ગાયારે.
મઈ આજ પરમ સુખ પાયા. ૩૩

—ઇતિ શ્રી બાવિની કર્મરેષ રાસ સંપૂર્ણઃ શ્રીરસ્તુ સં. ૧૭૨૨ વર્ષે કાર્તિક વદિ ૧૩ શુક્રવાસરે સકલ પંડિત પરંપરા પુરંદર પંડિત શ્રી ૫ શ્રી માનવિજય ગણિ શિષ્ય ગ૦ ધીરવિમલેન લિખિતં—સુશ્રાવિકા કેસરદે પઠનાર્થં. શ્રીરસ્તુ. લેખક પાઠકયોઃ શ્રીઃ (પૃ. ૩૬ પં. ૧૫ ગુ-વિ.)

**(૬૮૯) જંબૂસ્વામી રાસ**-રત્ન.



## ૩૩૧ સુમતિરંગ (ખ. કીર્ત્તિરત્ન સૂરિ-લાવણ્યશીલ-પુણ્યધીર-જ્ઞાનકીર્ત્તિ-ગુણપ્રમોદ-સમયકીર્ત્તિ-ચંદ્રકીર્ત્તિ શિ૦)

જુઓ રાજહર્ષ નં. ૨૯૬ પૃ. ૧૨૫.

**(૬૯૦) પ્રબોધ ચિંતામણી રાસ-જ્ઞાનકલા ચોપઈ-મોહવિવેકની ચોપઈ.** સં. ૧૭૨૨ વિજયાદશમી રવિ-મુલતાનમાં.

**આદિ**—

પરમજ્યોતિ પ્રકાશકર, પરમ પુરૂષ પરતક્ષ,
પરમજ્ઞાન પરમાતમા, અગમ રૂપ અલક્ષ. ૧
અવિનાશી અનંતગુણ, ચિદાનંદ ચિદ્રૂપ;
વંદું બે કર જોરિનઇ, સુખદાયક શિવરૂપ. ૨

સમરસ ધર શ્રી શારદા, હંસાસણિ સુવિલાસ;
મન સરવર તે નિત રહત, જોગગમ્ય જડ જાસ. ૩
વિનયવાણુ ધારક વિમલ, પુસ્તક પાણુ વિચાર;
અમૃતરસ અગમ અરથ, ભગવતી ગુણ ભંડારિ. ૪

વાણિ સરસતિ વર્ણન (છંદ વિભંગી)

સરસતિ ગુણસારં અતિહિ ઉદારં અગમ અપારં સુખકારં
ત્રિભુવન જનતારં મહિમાધારં વિમલવિચારં દાતારં
દૂરીકૃત ગારં વિનયવિકારં કુમતિવિદારં અઘહારં
સરસતિ ચિતચારં સેવા સારં ગુણવિસ્તારં જયકારં. ૧

કવિત ષટપદ.

વસિ વાસ જિનવદનિં સાઇ સરસતિ મુજ તૂઠી
જાગ્રતિ કીઉ જરૂર પૂરી પ્રવચન બલ પૂઠી
અવઢ મગ્ગ કીય સુગમ ભરમ મિથ્યા ભય ભજ્જિઇ
દાન બીન કરી અલગ ગહન પરમાદ સગુજ્જિઇ,
સુપ્રસાદ વાણિ સરસતી લહિ કહિસુ સંબંધ સુહામણો
ભણિ સુમતિ સુમતિ સજ્જન ભણિ ભેદ ભાવ લહી કરી ભણો.

દૂહા.

નદા (નિંદી) સરસતીએ નહિ દેવી સરસતિ તાહિ,
ભવિક લોક સુપ્રસાદના જિનવાણી જગમાંહિ. ૧
અંતર શુદ્ધિ અજાણતાં રચઈ શાસ્ત્ર વિપરીત,
મંદિર પડતો મૂકીને ગિરિવરિ કરિવા પ્રીતિ. ૨
નવરસ સબ જગ કહિતુ હે અનિષ્ટ અષ્ટ કરી અંધ,
શાંતિરસ સબ તે સરસ, તે સરસ ભાખો શ્રી ભગવંત. ૩
ઘોરરસ અલખામણા, કરી કુમતિ વિકાર;
શાંતિરસ સેવે જિકો, તિણકું સુખ શ્રીકાર. ૪

× × × ×

અંતે—

(કપૂર હોય અતિ ઉજલૂરે—એ દેશી.)

ચેતના રાણી વીનવેરે કાયા માયા કૂડ,
વક્ર ચક્ર ગ્રાહક ધણારે ખેચર તમચર બૂડરે;
પ્રાણી ભૂલિ મ જૂઠઈ
નર્મ ધર્મ તણો લહે મર્મરે. પ્રાણી. ૧
સિંહ સરપ ને સાકિણી રોગ સોગ સંતાપતીરે,
તૂંબક તરવા સૂરે વિણુસિ પાપને વ્યાપરે. પ્રા. ૨
એ કાયામલ કોથલીરે એહનો સંગ નિવારિ,
તૂ નિકલંક નિરમલ સદારે અવિનાસી અવિકારરે. પ્રા. ૩
પુદ્ગલસું સી પ્રીતડીરે તું વિદ્રૂપ કહાય,
જડતાસું જુગતો નહિરે અનંત વીરજ મહારાય. પ્રા. ૪
તાહરા હુંતા પાહરૂરે રોકે રાખ્યો તૂં તેણ,
તે સા પ્રતિ દૂરઈ ગયાંરે ચેતો ચેતન એણ. પ્રા. ૫
પરમહંસ કરી ચેતનારે રાણી વચને લાગી,
પરમહંસ પરગટ ભઈરે બંધન છૂટાં ભાગીરે. પ્ર. ૬

× × × ×

સમતા ખમતા મનિ ધરો એ કરી મમતા પરિહાર
ચતુર ચિત ચેતીએ.
ગહન ગરથ પૂરો થયો એ આત્માનો અધિકાર,
આણી વિવેક ઉદાર—ચતુર૦
સંખવાલ કુલ સેહરો એ આચારિજ પદધારી. ચ૦
શ્રી કીત્તિરતન સૂરીસરૂએ જિનશાસન જયકાર. ચ૦
લાવણ્યશીલ પાઠક તણો એ ચ૦ પુણ્યધીર સુસીસ,
જ્ઞાનકીર્ત્તિ વણારસીએ ગુણપ્રમોદ સુજગીસ;
સમયકીર્ત્તિ વાચક સદાએ હર્ષકલ્લોલ પદ્ધાર,
ચંદ્રકીર્ત્તિ ગુણ સાંનિધિએ, શાસ્ત્ર ભણીઉ શ્રીકાર. ૪

સુમતિનાથ પસાઉલિ એ શ્રી મુલતાણ મઝારી. ચ૦
ખરતર ગચ્છ નાયક ખરે એ શ્રી જિનચંદ્ર સૂરિ સુખકાર. ચ૦ ૫
તાસ રાજમેં કિયે એ સરસ સંબંધ શિવદાય,
**નયણ નયણ દ્વિપ શશિ ૧૭૨૨** સહીએ, અશ્વનિ માસ મન ભાય. ૬
વિજય વિજયદશમી દિને એ આદિતવાર ઉદાર,
**સુમતિરંગ** સદા લહિએ શિવ વધુ સુખ હેત. ૭
**પ્રબોધ ચિંતામણી** ગ્રંથ એ ઉધરીયો ધર્મહેત. ચ૦ ૮
**જ્ઞાન**કલા શિવસાધના એ, એ ઇણુ **ચોપઇ** નામ, ચ૦
આતમ ગુણ આરાધનાં એ, પાંચમે અવિચલ ઠામ. ચ૦ ૯
ગહન અરથ છે ગ્રંથનો, એ જ્ઞાની સમઝે ગુઝ, ચ૦
આઘો પાછો જે કહ્યો એ મિચ્છામિ દુક્કડ મુઝ. ચ૦ ૧૦
સંઘ સકલ **મુલતાણ**નો એ સમઝદાર સિરદાર, ચ૦
**પારસનાથ** પરસાદથી એ, દિન દિન જયજયકાર. ચ૦ ૧૧
**ચાહડ**મલ ભલચાહસું એ, રાખેવા ધર્મરીત, ચ૦
ચાહક ગ્રાહક નવલખો એ, વર્ધમાન વડચીત. ચ૦ ૧૨
ઉધમ કીધ ઉદીરણા એ, આગ્રહ જાણિ અનૂપ. ચ૦
જ્ઞાનશૃંગાર એ ચોપઈ એ કીધી ધરિ ચિત ચૂંપ. ચ૦ ૧૩
સુણતાં ભણતાં ગાવતાં એ. પૂચે મનની આસ, ચ૦
સુમતિ યુગતિ પામે સહી એ, આણંદલીલ વિલાસ. ચ૦ ૧૪

ષટ્પદ.

રાખે **ચાહડ** રૂપ સદા તૂ છેલ છંપીલો,
**કરમચંદ** તમહરણ વાંન વરધમાન વસીલો;
સહસકરણ સારિખો સુમતિ શ્રી કરણ સવાઇ,
જો ન ત્રિભુવનનાંહિ **જેઠમલ** સબલ કહાઇ.
**તારાચંદ** ત્રિજગ આણંદમય **ઋષભદાસ** હુઇ કરિ રહો,
**પૃથવીરાજ** આજ **શિવરાજ** પિણ લીલાપતિ પદવી લહો. ૧

—ઇતિશ્રી જ્ઞાનકલા ચોપઇ સમાપ્તા.

વેદ રામ મુનિ સસિસમે, મૂલ ચકવ મુલતાંણુ,
જ્યેષ્ઠ કસિણુ પંચમિ સિતે. લિખ્યો ગ્રંથ સુજાંણુ. ૧
વાચક વાણી રત્ન જય, જગજીવન જગભાંણુ,
વધે લચ્છિ કીરતિ હુવે, તેજ જલધિ પરમાંણુ. ૨
રિદય સુખશાતા હુવે, ભણતાં ગુણતાં ગ્રંથ;
ગયણે શશિ દિનકર સમો, વિસ્તરજ્યો શિવપંથ. ૩

—સરવ સંખ્યા ગ્રંથાગ્ર ૧૩૫૩ સમાપ્તા-મોહવિવેકની ચઉપઇ સમાપ્તા. ૨૩-૧૫ દા. મુ. નં. ૪૬ ब. ડે.

---

**(૬૯૨) હરિકેસી સાધુસંધી.** સં. ૧૭૨૭ શ્રાવણ શુ. ૨ મંગળ.

**આદિ—**

સાધ સકલ પ્રણમી કરી, સિવ સાધક પિણુ સાધ;
જસુ સેવા સમરણ થકી, રહઇ ન કો અપરાધ. ૧
સોવાગ કુલ નઉ ઊપનઉ, મૂલોત્તર ગુણધાર;
હરિકેસી બલ નાંમ મુનિ, ભિખૂ ગુણ ભંડાર. ૨
જીતાઈંદી પંચ જિણ, સુમતિ પંચ કરિ સંચ;
સુધ સમાધિ વરતઈ સદા, રાગદ્વેષ નહી રંચ. ૩
મનવચ કાયા વસિકરી, સાધુતણઇ સંયોગ;
દુખમાહે દીક્ષા ગ્રહી, ભાગો સગલો સોગ. ૪
ટીકા મઇ સંબંધ બહુ, કહતાં વધસી ગ્રંથ;
તિણુ કારણે જિમ સૂત્રનઈ, ગુણ ગાઈસ નિગ્રંથ. ૫
જાતિમદ કરિ તે હૂયઉ, હરિકેસી ચંડાલ;
અનુપમ ઉપસમ આદરી, પંચમહાવ્રત પાલ. ૬
છઠ અઠમ નઇ પારણઇ, ગયો ગોચરી ગાંમ;
આયઉ પાડઇ યજ્ઞ કઇ, જિહાં છઇ બ્રાહ્મણ ઠાંમ. ૭

* * * *

અંતે—

સિદ્ધિ નિધિ પાંમી સહી, મુઝ વંદના ત્રિકાલ;
ઉત્તરાધ્યયનઇ બારમઇ, અધ્યયનઇ સુવિસાલ;
હરિકેસી બલ મહારિસી, ગુણનિધિ ગુણ ભંડાર;
નામ થકી નવનિધિ હુવઇ, પહુચાવઈ ભવપાર. ૩

ઢાલ ૯ આયઉ આયઉ સમરંતા.

ગાવઉ ગાવઉરી હરિકેસી બલ ગુણ ગાવઉ,
મહા તપોધન મનસુધ સેતી તે આતમગુણ લાવઉરી. હ. ૧
એ નિરમલ ગુણ ધ્યાંન વિમલ કહિ, મુઝ મતિમઈલ કહાવઉ;
ફૂલ સુગંધ કરે તિલ તેલનઉ હોત સુગંધ સુહાવઉરી. હ. ૨
શ્રી મુલતાંણ સુમતિ જિન સાંનિધિ, શ્રાવક સબલઉ દાવઉ;
સાર વિચાર અરથ સબ સમઝી, આતમગુણ ઉપજાવઉરી. હ. ૩
સંવત સતરઈસઈ સતાવીસઈ શ્રાવણ માસ સુપાવઉ,
સુકલપક્ષ બીજ ભૃગવારઇ, ભણે ગુણિ ભાવન ભાવઉરી. હ. ૪
સૂરચંદ્ર કીરતિ જગિ જૈસી વાચક વાણિ વતાવઉ;
સુમતિરંગ સાધકે સમરણિ, સુખલાભ નિત પાવઉરી. હ. ૫
—ઇતિ હરિકેસી સાધુસંધિ સમાપ્તા. ૮-૧૦ સેં. લા. વડો. નં. ૨૧૬૦

---

## ૩૩૨ સુમતિવલ્લભ (ખ. જિનધર્મસૂરિ શિ૦)

(૬૯૨) **શ્રી નિર્વાણ રાસ**—(ઐ૦ જિનસાગર સૂરિ પર રાસ) સં. ૧૭૨૦ શ્રા. શુ. ૧૫

આદિ—

સમરૂં સરસતિ સામિની, અવિરલ વાંણિ દે માત;
ગુણ ગાઈસુ ગુરરાજના, **સાગર** સૂરિ વિખ્યાત. ૧
સહર **વીકાણો** અતિ સરસ, લષિમી લાહો લેત,
ઉસવંસમઈ પરગડા, **બોહિથરા** બિરૂદેત. ૨

વછરાજ ઘરિ ભારિજા, **મિરઘાદે** સુત દોઇ;
**વીકો** ને **સાંમલ** સુખી અવિચલ જોડી જોઇ. ૩
શ્રી **જિનસંઘ** સૂરીસની, **સાંમલિ** દેસણ સાર;
માત સહિત બાંધવ બિહને સંજમ લઈ સુખસાર. ૪
**માણિકમાલા** માવડી **વિનયકલ્યાણ** વિશેષ;
**સિદ્ધસેન** ઇમિ ત્રિહું તણા, નામ દીક્ષાના દેષિ. ૫
વાદીરાયા ભણાવિઆ, **હરષનંદનકરિ** ચિત્તે;
ચવદહ વિદ્યા સીખવી, સૂત્ર અરથ સદયુક્ત. ૬
સૂધો સંજમ પાલતાં વિદ્યાનઉ અભ્યાસ;
કરતાં ગીતારથ થયા, પુણ્યાઇ પરકાસ. ૭
**સિદ્ધસેન** અભિનવ થયો, **સિદ્ધસેન** અવતાર;
બીજા ચેલા બાપડા, **સાંમલિઉ** સિરદાર. ૮
શ્રી **જિનચંદ** સુરીસનઉ, વચન વિચારી એમ;
આચારિજ પદ થાપના, કીધી કહિસ્યું તેમ. ૯

× × × ×

**અંતે—**

ઢાલ ૮ ધન્યાશરી. કંઅર ભલઇ આવિઆએ-એહની ઢાલ.
શ્રી **જિનસાગર** સૂરિજીએ, પાટિ પ્રભાકર તેમ,
સગુરૂ ભલિ ગાઇયઇ,
શ્રી **જિનધર્મ્મ** સૂરીસરૂએ, જયવંતા જગિ એમ. ૧ સ.
દેસ પ્રદેશે વિહરતા એ, ભવિક જીવ પ્રતિબોહ; સ.
ઉદયવંત ગછ જેહનોએ મહિયલ મોટી સોહ. ૨ સ.
ગુણગાતાં સગુરૂ તણાએ, પૂજઇ મનની ખાંતિ; સ.
મન વંછિત સહુના ફલિએ ભાંજિ મનની ભ્રાંતિ. ૩ સ.
સંવત **સતરવીસોત્તરઈ** એ, **સુમતિવલ્લભ** એ રાસ. સ.
શ્રાવણ સુદિ પુનિમ દિનિએ, કીધો મનહ ઉલ્લાસ. ૪ સ.
શ્રી **જિનધર્મ્મ** સુરીસનોએ, માથિ છિ મુઝ હાથ; સ.

સુમતિવલ્લભ મુનિ ઇમ કહઇ, સુમતિસમુદ્ર શિષ્ય સાથિ. ૫ સ.

—૩. ૧૫. દા. ૭૦ નં. ૧૧૭ ડે.

[ જિનસાગર સૂરિ—મૂળ બોહિત્થરા ગોત્રના વીકાનેરના રહીશ શાહ વચ્છરાજ પિતા, મિરગાદે માતા સં. ૧૬૫૨ ના કાર્ત્તિક સુદિ ૧૪ રવિવારે જન્મ. ચોલા મૂલ નામ. સં. ૧૬૬૧ મહા સુદિ ૭ દિને અમરસરમાં જિનસિંહ સૂરિ પાસે દીક્ષા. શ્રીમાલ ચુહરા અચૂકા શ્રાવકોએ નંદી મહોત્સવ કર્યો. વાદી હર્ષનંદન ગણિએ બાલપણાથી માંડી સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો. સં. ૧૬૭૪ ના ફાગણ સુદિ ૭ મેડતામાં સૂરિપદ અને નામ જિનસાગર સૂરિ રાખ્યું. તેજ વર્ષમાં વૈશાખ સુદિ ૧૩ શુક્રે રાજનગર (અમદાવાદ) વાસી પ્રાગ્વાટ જ્ઞાતિના સંઘપતિ સોમજી પુત્ર રૂપજીએ કરાવેલા શત્રુંજય ઉપરના ચોમુખ મંદિરમાંની ઋષભાદિ જિનની ૫૦૧ પ્રતિમાની પ્રતિષ્ઠા આ સૂરિએ કરી. સં. ૧૭૨૦ ના જેઠ વદ ૩ ને દિને અમદાવાદમાં સ્વર્ગસ્થ થયા. તેની પાટે જિનધર્મ સૂરિ આવ્યા. આનાજ ગુરૂભાઇ જિનરાજ સૂરિથી પટ્ટ પરંપરા થઇ તે જૂદી અને આ જિનસાગર સૂરિથી બૃહત્ખરતર નામ ગચ્છની પરંપરા જૂદી થઇ.

જિનધર્મ સૂરિ—ભણશાલી ગોત્રના વીકાનેર વાસી સા રિણમલ ભાર્યા રતનાદેના પુત્ર સં. ૧૬૯૮ પોષ સુદિ ૨ જન્મ, ખરહથ મૂલ નામ સં. ૧૭૧૧ માં આચાર્ય પદ. ૧૭૨૦ માં ભટ્ટારક પદ. સં. ૧૭૪૬ થાં જિનચંદ્ર સૂરિને પાટ પર નીમી લૂણકરણસરમાં સ્વર્ગસ્થ. ]

---

## ૩૩૩ વિનીતકુશલ (ત. સુમતિકુશલ—વિવેકકુશલ શિ૦)

**(૬૯૩)+ શત્રુંજય તીર્થયાત્રા** ૭ ઢાલ. સં. ૧૭૨૨

**આદિ—**

દૂહા.

સરસતિ માય મયા કરી, આપો વચન વિલાસ;
શ્રી શત્રુંજય ગિરતણું, તવન કરૂં ઉલ્લાસ. ૧

શ્રી શત્રુંજય એહવું, જપતાં પાપ પુલાય;
તો જાત્રા કરતાં થકાં, પુન્ય ભંડાર ભરાય. ૨
શ્રી શત્રુંજય સંઘપતી, થયા થાસઇ અનેક,
પણિ પંચમ આરઇ અધિક, રાખી સંઘવી ટેક. ૩
સાંભળતાં ગુણ તેહના, હોઈ લાભ અપાર,
શેત્રુંજ તીરથ સંકથા, કરતાં સુલભ સંસાર. ૪
× × × ×

અંતે—
સંવત **સત્તર** સાર **બાવીસમાં**, જાત્ર જુગતિ કરી એ વરષઈ,
જંગમ તીરથ **જૈન** શાસનપતી, વંદીયા **વિજયપ્રભ** સૂરી હરષઇ. ૬૮

કલસ.

ઇમ સ્તવ્યો સ્વામી મુગતિગામી **ઋષભ** જિનવર સંકરો,
શ્રી **વિજયપ્રમ** સૂરિંદ સાહિબ સંપ્રતિ **ગોયમ** ગણધરો;
તસ ગચ્છિ પંડિત **સુમતિકુશલ** શિષ્ય **વિવેકકુશલ** વિબુધવરો,
**વિનીતકુશલ** કહઇ સેત્રુંજમંડણ આનંદ મંગલ જયકરો.
સંઘચઉવિહ સુખકરો. ૬૯

—પ્ર૦ પ્રા. તી. સં. પૃ. ૧૫૮ થી ૧૬૫

+**શત્રુંજય સ્તo** સં. ૧૭૨૨ માહ સુદ ૫ યાત્રા કરી.

આદિ— રાગ કાફી.

સકલ તીરથમાં મૂલગોરે લાલ, સેત્રુંજ તીરથ સાર, મન મોહ્યોરે.
સિદ્ધ અનંતા ઇહાં હુયારે લાલ, એહનો મહિમા અપાર, મનમોહ્યોરે
સેત્રુંજ સેવો ભવિજનારે લાલ—૧
× × ×

સંવત **સત્તર બવીસનીરે** લાલ **માહ સુદિ પંચમી** સાર મન,
સંઘસાથિં જાત્રા કરીરે લાલ, સફલ કર્યો જંવાર—મન. ૬

અંતે—
**સુમતિકુશલ** પંડિત તણોરે લાલ, **વિનીતકુશલ** કહઇ સીસ,મન.
સેત્રુંજમંડણ માહરી રે લાલ, પૂરો મનહજગીસ. મન. ૧૫.

[ જૂનાગઢવાસી સંઘવી સહસકિરણના સાત પુત્રો પૈકી રાજસીએ સં. ૧૭૨૨ ના આસો સુદ ૧૦ ના દિને 'સંઘવી' તિલક કરાવી પોષ વદિ ૧ ને ગુરૂના દિને સિદ્ધાચલનો સંઘ કાઢ્યો હતો. તે સમયે જૂનાગઢમાં નવાબ સરદારખાન રાજ્ય કરતો હતો. રાજસીના આ સંઘ સાથે દીવ, પ્રભાસપાટણ, વેરાવળ, તથા પોરબંદરના સંઘો સાથે મળી ગયા હતા. આ સંઘ વડાલ થઇ રાણપુર આવ્યો ત્યારે ત્યાં ધોરાજી અને મઝેવડીના સંઘ પણ ભેગા થયા. પછી બધો સંઘ પાલીતાણે આવી પહોંચ્યો. તે વખતે સંઘવીએ બોલાવવાથી વિજયપ્રભસૂરિ ૧૫૫ સાધુ સાથે પાલીતાણે પધાર્યા હતા. ]

## ૩૩૪ સુરજી મુનિ ( આંચલિક )

**(૬૯૪) લીલાધર રાસ**–( ઐ. ) સં. ૧૭૨૧ પછી અમદાવાદના સંઘવીએ સૌભાગ્યસાગરગણિના ઉપદેશથી શત્રુંજયનો સંઘ કાઢ્યો હતો; આં. ગચ્છ નાયક કલ્યાણસાગર સૂરિ રાધનપુર હતા. અમદાવાદમાં ખાંન કરીને સૂબો હતો, દિલ્લીમાં અકબર બાદશાહ હતો.

**આદિ**

**રિષભદેવ** પ્રણમું સદા, મંગલદાયક દેવ,
સુર અસુર નર વિવિહ પરિ, સારઈ અહનિસિ સેવ. ૧
સાચી દેવી શારદા, આરાધું નિસિદીસ,
રિદ્ધિ વૃદ્ધિ સુષ સંપદા, દેજ્યો માત્ત જગીસ. ૨
ચૈત્રઈ બોલઈ કોકિલા, સાનિધિ તે સહિકાર,
વચન વિલાસ જિકે કરૂં, તે મુઝ ગુરૂ ઉપગાર. ૩
કરણી જે ઉત્તમ કરઈ, કલિયુગઇ ધન ધન્ન.
તેહ તણા ગુણ ગાયસું, સુણજો હરષિત મન્ન. ૪
**લીલાધર** લીલા લહિર, ચોષું જેહનું ચિત્ત,
ધરમ કૃત્ય નિત્યઈ કરઈ, વાવઈ પરિઘલ વિત્ત. ૫

કવણ પિતા માતા કવણ, કવણ દેસ કુણ ગામ,
કરણી તિણિ કીધી કવણ, તે સુણજો અભિરામ. ૬

ઢાલમાં.

× × × ×

મુનિ **સૂરજી** ઇણી પરિ ભણઈ, ચિરંજીવો એહ બાલ.

**કાવ્ય નમૂનો.**

દિન બાર તિહાંકણિ રહી, સંઘ સજ્યો તતકાલ,
ઉદંક અટવી ચાલીઉ, વેલાવા ધરી અસરાલ.
ઉંચા પર્વત સામટા, લાંબા વલી અછેહ,
ગિરિ ગુહ્વર ગુફા ઘણી, જાણઈ કઈંઉ હૂયો મેહ.
ઝરઝર ઝર નિર્ઝર કરઈ, ષલષલ ષલકઈ નીર,
કોક પિકટ હુટ હુકરઈ, પ્રોષિત મન ઘન પીર.
ઠામિ ઠામિ નદી વહઈ, ઠામિ ઠામિ વનરાય,
ઠામિ ઠામિ ચોકી ધરઈ, ઠામિ ઠામિ વિશ્રામ બનાય.
ગુંજઇ સીંહ સાર્દૂલ ઘણાં, ગુંજઇ ભમર ધમકંતિ,
મોર સોર કરઇ ઘણો, પીછ નૂતન ઝલકંતિ.
શશલા સૂયર સામટા, સામટા મૃગનાં યૂથ,
પેખે નયણાં માંડિનઇ, સદ્અનઇ મનઇ તિહાં સૂથ.
કાયર હીયાં કમકમઇ, કમકમઈ ચોર ચરટ્ટ,
અણુહાણઇ પગિ કમકમઇ, ચમચમઈ પગમાં ભરટ્ટ.
સાતમઈ દિન આવીઆ, ઊના નદી મઝારિ,
દીધા ડેરા રંગસૌં, ઉલટ અંગિ અપાર.

વગેરે.

શેત્રુંજાથી ઉના, દેલવાડા, અજારા, વહાણથી કોડીનાર, માંગરોલ, પછી ગિરનાર-જૂનાગઢ ( તે વખતે મીયાંસાલે દેશધણી હતો ), સપેસર પાસ, માંડલ, વીરમગામ, ને ત્યાંથી અમદાવાદ સંઘવી સંઘ લઇ

આવ્યા. પછી વૃદ્ધ લીલાધર સંઘવી વાચક સુખલાભ કને સંયમ દીક્ષા લે છે. સ્વર્ગવાસ.

સંવત સતરપનરોતરઇ ભાદ્રવા સુદિ સુવિચાર,
નિર્વાણ લબધિ લાભ નિગ્રંથનોં, છઠિ તિથિ શુભવાર.

—સંવત ૧૭૧૫ ભાદ્રવા શુદિ ૬ ને દિને થયો. ત્યારપછી લીલાધરના પુત્રે સંઘ કાઢ્યો. સં. ૧૭૨૧ માગશર સુદ ૫.

સંઘપતિ લીલાધર તણો પુત્ર પરિવાર સમૃદ્ધ.
દાન પુન્ય ઝાઝા કરઇ, લરચઈ અનર્ગલ રિધિ.
સંઘ શ્રી ગોડી રાયનો, અર્બુદાચલ પર્યંત,
તીરથ અનેક તિહાં ભેટીઆં ભલા, તે સુણજો એક ચીત્ત.
સંવત સતર એકવીસે માગસિર સુદિ સુવિચાર,
તિથિ પંચમી સુભવાસરે, કીધો સંઘ ઉદાર.

—પહેલાં ગોડીપાસ, આ વખતે અમરસાગરસૂરિ વિધિપક્ષના ગચ્છનાયક રાધનપુર, રાણાને દાણ દીધું. પારકરદેશ જોઇ સોઈ ગામ, થરાદ પછી અર્બુદાચલ ચઢયા. પાટણ–ત્યાં પંચાસરપાસ ને નારંગપુરો પાસ, અમદાવાદ આવ્યા.

**અંતે—**

પુન્ય પ્રતાપી સઘંપતિ આવીઆરે, અનુક્રમિં **અ**મદાવાદ,
હયવર રથ સૌં પરિવર્યા રે, સહુ કો મનિ ઉલ્લાદ. ૧
પંચ શબદાં વાજઇ અતિ ઘણાં રે, ગુણીજન ગાવઇ ગીત.
દાન અનર્ગલ તિહાં આપીઆં રે, રાખી પૂરવ રીતિ. ૨
સાહમાં માજન આવ્યા રંગસું રે, ઉચ્છવ કીધ અપાર,
ભાટ ભોજગ ઇમ ઊચરઇ રે, હુજો જય જયકાર. ૩
સંઘ શ્રીગોડી પાર્શ્વનો રે અર્બુદાચલ પર્યંત,
તે સકલ મનોરથ સહૂ ફલ્યા રે, ષરચ્યા, અનર્ગલ વિત્ત. ૪
ઘર ઘર રંગ વધામણાં રે, તલીયાં તોરણ બાર,
કુંકુમના હાથા દીયા રે, સુહાસણ વધાવઇ નારિ. ૫

ઘરિ આવ્યા સજ્જન મિલ્યાં રે, દિન દિન વધતે પડૂર,
સત સ્યાષા સહુ વિસતરો રે, હુયો ચઢતે નૂર. ૬
સંઘપતિ લીલાધર તણાં રે, સહૂ પુન્યવંત,
દિન દિન દોલત ચઢતી હુજ્ને રે, કવિતા કહઈ એક ચિત્ત. ૭
—ઇતિશ્રી લીલાધર રાસ સમાપ્ત. પૃ. ૨૫૫, પં. ૧૯ (દે૦ લા૦)

## ૩૩૫ માનવિજય (૧)–( ત. વિજયસિંહસૂરિ–દેવવિજય–જ્ઞાનવિજય–રત્નવિજય શિ. ).

**અંજનાસુંદરી સ્વાધ્યાય.** સં. ૧૭૧૬ માં.

કરમઈ બહુ દુખ પામીયાં રે, હરિ હર નલ નઈ રામ,
સીતા સુભદ્રા દ્રૂપદી રે, કલાવંતી સતી તામ રે. ક. ૩૪
અંજના તણા ગુણ ગાયતાં રે, મંગલીક સંપદ થાય,
શ્રી દેવવિજય ઉવઝાયનો રે, બુધ માનવિજય ગુણ ગાય રે. ક. ૩૫
કર્મ ન છૂટઈ.

—સંવત્ ૧૭૧૬ વર્ષે પં. માનવિજય ગણિ લિખિતં.
( પ્રત્ર ૨ પ્ર. કા. )

**(૬૯૫) વિક્રમાદિત્ય ચરિત્ર.** સં. ૧૭૨૨ ? પોષ સુ. ૮ બુધ ખેમતા ગામમાં.

અંતે—( સર્વ ગ્રંથાગ્રંથ શ્લોક–૩૮૯૨ ઉલાસ ૬ ઢાલ ૯૨.

સંવત ૧૭૨૨ સજકર ગુણને, વર્ષ તણો પરીમાંણોજી,
પોસ શુકલ તીથી અષ્ટમી દીવસેં, બુધવાસર ગુંણખાંણોજી. ૨૨
ઢાલ બાંણુ સર્વ સંખ્યાઈ જાંણો, મહદધ મતના ધારીજી,
અઠાવીસ તને ઉપર પાંસઠ, ગાથા દુહાયુત સારીજી. ૨૩
શ્રી વિજયસંઘસૂરી તપગછ દીઠો, મહિમંડણ મણિ ધારીજી,
તસ સીસ પાઠક પદ જયવંતો, દેવવિજય સુખકારીજી. ૨૪
તસ શીસ ગ્નાને ગોતમ જેહવો, જ્ઞાનવિજય રષીરાયાજી,
મસ સીસ પંડિત રત્ન વષાણું, દશ વીધ ધર્મે સોહાયાજી. ૨૫

તસ સીસ માનવીજય કવી ભાખ્યો, વિક્રમ મહીપતિરાસોજી,
જે ભવી ભાવે ભણયસેં સુણસ્યેં, તસ મંદીર લછીં વાસોજી. ૨૬
શ્રી વિજયધર્મ (? પ્રભ) સૂરીસરરાજે, ગાંમ ખેમતેં ગુણ ગાયોજી,
શ્રી સંઘ કેરાં વયણ સુણીને, માલવપતિ હુલરાયોજી. ૨૭
અધીકું ઓછું ભાખ્યું જે હોયે, વક્તા સધારી સુધ કરજ્યોજી,
વિક્રમનૃપ જિમ મહીતલ મોટો, તિમ તમેં શ્રોતા સત ધરજ્યોજી. ૨૮
ધ્રજાંમ મહીતલ અવચલ રેહજ્યો, એહ સંબંધ ગુણમાલોજી,
મો મનવંછીત પૂરણ ઉદયો, ગાતાં એ રાસ રસાલોજી. ૨૯

—ઇતિ શ્રી કલિયુગે કર્ણાવતારે માહાદાતાર શ્રી વિક્રમાદિત્યચરિત્રે પ્રકૃતબંધે પંચડંડ છત્રોત્પત્તી પ્રબંધે ષષ્ટમો ઉલ્લાસ સંપૂર્ણ. સં• ૧૮૮૨ ના શાકે ૧૭૪૭ પ્રવર્ત્તમાંને માસો તથા માસે શ્રાવણમાસે કૃષ્ણપક્ષે ૩ તીથૌ બુધવાસરે શ્રી પાલનપૂર નગરે શ્રી પાલવિહાર પાર્શ્વ પ્રસાદાત્ ચતુર્માસ કૃતાલષીતં.

---

**૩૩૬ લાભવર્ધન=લાલચંદ.** (ખ. સાધુરંગ–ધર્મસુંદર–કમલસોમ–દાનવિનય–ગુણવર્ધ્ધન–સોમગણિ–શાંતિહર્ષ શિ.) જુઓ જિનહર્ષ નં. ૨૯૩ પૃ. ૮૧.

**(૬૯૬) વિક્રમ ચોપાઈ.** (૯૦૦ કન્યા ચો. ખાપરાચોર, પંચદંડ.) સં. ૧૭૨૩ માઘ શુ. ૧૩ બુધ જયતારણ નગરીમાં.

આદિ— દૂહા.

પ્રણમીય પરતીખ પાસજી, પૂરસાદાંણી જિણંદ,
સમરંતાં સુખ સંપદા, દિન દિન અધિક આણંદ. ૧
કર વીણા પુસ્તક ધરે સરસતી સુમતિ નિવાસ,
પ્રણમંતાં નિત પાંમીયે, સરસ વચન સુવિલાસ. ૨
નિજગુરૂ ચરણ કમલ નમી, ભાવ ભગતિ મન આંણ,
પુન્ય તણી પ્રગટી કથા, કહિસ્યું સુલલિત વાંણ. ૩

સાહસિક સતવંતો સબલ, શૂરવીર સરદાર,
પરદુખભંજણ પરગડા, ધન્ય તિકે નરનાર. ૪
જે નર મન સાહસ કરી, પર ઉપગાર કરંત,
ત્રિભુવનમેં જસ તેહનો રવિ પહિલાં ઉગંત. ૫
પર ઉપગારી પરગડો વિક્રમનર રાજંન,
શીલવંત સિરસેહરો ન્યાઈ નિપુણ પ્રધાંન. ૬
પર ઉપગારી જે થયો વિક્રમનો અધિકાર,
સરસ કથા સંબંધ એ, સુણજ્યો અતિ સુખકાર. ૭

× × × ×

ઢાલને અંતે કવિએ સ્વનામ લાભવર્દ્ધન તેમજ લાલચંદ આપેલું છેઃ—

પહેલી થઈ એ પુરી ઢાલ, રાગ મલ્લારે વચન રસાલ,
કહે લાભવર્દ્ધન હવે આગલે, વાત કહું તે સુણજ્યો ભલે.

---

ઢાલ ભણી એ પન્નરમી હો, રૂડો રાગ મલ્લાર,
લાલચંદ હવે આગલે હો, કહે તે સુણયો અધિકાર.

---

**અંતે—**

દીપતો ગચ્છ શ્રી ખરતરત્તણૌં, શ્રી ખેમસાખ પ્રસિદ્ધ,
જિનદત્ત વલિ જિનકુશલ ગુરૂ, સદા કરૈં સાનિદ્ધ. ભ. ૮
તિણ સાખામાંહિ પરગડા, વાચક પદવી ધાર,
શ્રી ગુણવર્દ્ધન ગણિવર, સુજસ ચિહું દિસૈ સાર. ૯
તસ સીસ વાચકપદ ધર, શ્રી સોમ ગણિ સુપ્રધાંન,
નરનારી નિત પ્રતિં જેહના, ગાવૈં જસ ગુણ ગ્યાંન. ૧૦
મહિમા ઘણી મહિમંડલૈં, તસ સીસ સુગુણ પ્રધાંન (વિચાર),
વાણારસ પદ લહીયૈં, શાંતિહર્ષ સુખકાર. ૧૧
( પા૦ પામી વાણારસની પદવી )

પરસાદ તિણ સદગુરૂતણેં, એહી ચોપઈ સાર,
ઢાલ સતાવીસમી ભલી, સુણંતાં હર્ષ અપાર. ૧૨
**સતરેં સૈં તેવીસમેં** નભ (આસુ) માસ સુદ્ધિ પખ,
( પા૦ સતરેસે તેત્રીસે વરસે )
તિહાં એ સંપૂરણ થઇ, તિથે તેરસ બુધવાર. ૧૩
( પા૦ પંચમી તીથે એ પુરણ કીધી વાર ભલો બુધવાર. )
ગ્રાંમ શ્રી **જયતારણ સરસ** લહીઈ, નગરી સુથિર સુખકાર,
નામ યથારથ જેહનૈં, પંડિત કહૈં વિચાર. ૧૪
જિહાં સાધુવર્ગ સુખી રહૈ, શ્રી સંઘનૈં સુપસાય,
બહુ ભાવ શ્રાવક શ્રાવિકા, કરૈં ધર્મ ચિતલાવ. ૧૫
ગુણ ગ્રહૈં અવગુણ પરિહરૈં, સદગુરૂ સુણે ઉપદેસ,
સ્થિતિ ધરમની સહુ સાચવૈં, પુણ્યે કરૈં સુવિસેસ. ૧૬
**બંભાતિ** સંઘને આગ્રહ કરી, ચોપઈ કીધ ઉદાર,
સંઘતણો આગ્રહ કરીને એ રાસ રચ્યો ઉદાર.
નવનવી રીતિં ઢાલસું અતિ મોટો અધિકાર. ભ. ૧૭
(પદ નવનવી ઢાલ એ નવનવ રીતસ્યું)
શ્રી **જિનચંદ** સૂરીસરૂ, ગચ્છપતિ ગુણભંડાર,
તેહને રાજેં કીધ એ, સંપૂરણ અધિકાર. ભ. ૧૮
શ્રવણે સુણેં બહુ ભાવસું, જે ચતુર સુઘડ સુજાણ,
કહે **લાભવર્દ્ધન** તેહનેં સદા હોઈ કલ્યાણ. ભ. ૧૯

ઇતિ શ્રી વિક્રમાદિત્ય ચોપાઈ સંપૂર્ણ. ગુ. વિ. વિદ્યા.

—ઇતિ વિક્રમાદિત્ય અને નવસેં કન્યા ચઉપઇ સંપૂર્ણ-સં. ૧૮૨૯ શક ૧૬૯૪ શ્રા૦ વ૦ ૧૦ વાર થાવર તૃતીય પ્રહરે લે. સંપૂર્ણ. પં. ચુત્રસાગર ચિરંજીવી નેમસાગર ચિ૦ શિષ્ય, ફતેસાગર શિ. વૃદ્ધિ સાગરેણ ગ્રામ ધર્યાવધે-રાવત સાલમસિંઘ રાજ્યે ગ્રં. ૭૦૦, ૧૮-૧૭ આ. ક., ૨૧-૧૫ આ. ક.

—સકલ ભટ્ટારક વિજયરત્નસૂરિ-શિ૦ પં. મેઘવિજય-શિ૦ ફત્તે-વિજય ગણી લિપિકૃતં. સં. ૧૮૫૩ શક-૧૭૧૮ માસોત્તમ માસે કૃષ્ણ પક્ષે માગશીર માસે ૯ નવમી તિથૌ બુધવાસરે ચતુર્થ પ્રહરે-દક્ષણ દેશે દક્ષણાત્ દિશાયુ-કીલા નગ્ર પ્રચંડા પુરાત્-પેઠ મંડઈ શ્રીમલ્લીનાથ પ્રસાદાત્ -જતી ફતેવીજેને દક્ષણ દેશાત્ કીલ્યા પરંડ્યાત્ રાહોની હે પુસ્તીક લેહલી અસે-૨૮-૧૬ બાલ૦ કાર્ત્તિક શુદ ૧૪.

બીજી પ્રતમાં ઉમેર્યું છે કેઃ—

> શ્રવણે સુણે બહુ ભાવસુ, જે ચતુર સુઘડ સુજાણ,
> કહે **લાભવર્દ્ધન** તેહને, સદા હૂઈ કલ્યાણ.

—ઇતિ શ્રી વિક્રમાદિત્ય નવસે કન્યા હરણ ખાપરા ચોરનો રાસ સંપૂર્ણ. સંવત્ ૧૮૭૯ ના વર્ષે મિતિ આસાઢા વદિ ૭ દિને સંપૂર્ણ લખ્યો છે. શ્રીમંદ્ચલ ગચ્છાધિરાજ સકલ ભટ્ટારક પુરંદર ભટ્ટારક શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી શ્રી શ્રી શ્રી પૂણ્યસાગરસૂરીશ્વરજી તત્ શિષ્ય લપીતં મુનિ મુનિ મોતીસાગરેણ લપીકૃતા. શ્રી પાટણ નગર મધ્યે. શ્રી ફોફ-લિયાવાડા મધ્યે. શ્રી રસ્તુ. ૧૯-૧૪ વ. રા. મુંબઈ.

**(૬૯૭) ઉપપદી** સં. ૧૭૧૧ મિશ્ર.

**(૬૯૮) લીલાવતી રાસ** સં. ૧૭૨૮ કાર્ત્તિક શુદ ૧૪.

**આદિ—** દૂહા.

> તેવીસમો ત્રિભુવનતિલો, જગનાયક જિનરાય,
> દાયક સિવ સુખ સાસતા, સેવે સુરનર પાય. ૧
> પ્રણવિ ચરણયુગ તેહના, શ્રી **સરસતિ** સુપસાય,
> સીલ તણી મહિમા કરૂં, સુણહો ભવિક ચિત લાય. ૨
> શ્રી સદ્ગુરૂ ઇમ ઉપદિસે, આગમ અરથ પેખિ,
> અવર સહૂ વ્રત દીપતાં, સીલ રતન સુવીસેષિ. ૩
> પાલે સીલ ભલી પરે, તે પામે સિવ સર્મ,
> મનવંછિત ફલ સંપજઈ, એ જિન શાસન મમ, ૪

શીલે લીલા સંપજે, જું **લી**લાવતી નારી,
ચરિત્ર સુણો તેહનો તુમે, જું થાયે નિસ્તાર. ૫

ઢાલ પહેલી ચુનડીની.

× × × ×

મેરી દેહુ લાલા ચુનડી, એ જાત કહી ઇકિ ઢાલ રે,
જે ચતુર હુસી સો સમઝસી, **લાભવરધન** વચન રસાલરે. ૧૩

× × × ×

હુલાવે હો ગજ સિંધરો છાવો મહિલમેં, એહ દેશીમેં એહ,
પૂરીય બીજી હો ઢાલ કહી ઇસીજી, **લાલચંદ** સસનેહ. ૧૬

× × × ×

( આમ દરેક ઢાલની નીચે કોઇમાં લાભવર્ધન ને કોઇમાં લાલચંદ એમ આવે છે તેથી બંને નામ કવિનાં લાગે છે. કુલ ઢાલ ૨૮ છે )

**અંતે**—

ઢાલ ૨૯ રાગ જેતસરી–નાતો નેહજો એ દેશી

મહિમા સીલની તુમ્હે સૂણો ભવિક ચિતલાય.

× × × ×

ખરતર ગછમાહે ગહરો શ્રી **જિ**નચંદ સૂરિંદ,
ચાતુર **ચોપડા** વંસમે રે, પ્રતપે જાણિક દિનઇંદ. ૪ મ૦
... ... ... વાણારસી વરીયામ,
શ્રી ગુણવરધન ગણિવર, ભલો નાંમ તિસૂ પરણાંમ. ૫ મ૦
શિષ્ય તેહના સુખકર, વાંણારસ શ્રી **સોમ**,
સાધુ ગુણે કરી સોભતા, સુપ્રસન મુખ ક સોમ. ૬ મ૦
**સાં**તિહરષ શિષ્ય તેહના, વાચક પદવીના ધાર,
ઇણ કલિકાલે જોવતાં એ **ગો**તમને અવતાર. ૭ મ૦
સુંદર વરણ સોહામણારી, જણ જણ સુખ જસવાસ,
તે **સદગુરૂ સુપસાઉલે**, એહ રચ્યો સંબંધ ઉલ્હાસ. ૮ મ૦

રાગંગી શિષ્ય તેહના, **સુખવરધન** સન સર સુજાંણ,
વિનયવંત વખાંણીયે, એતો સકલા સુવિહાંણ. ૯ મ૦

પ્રથમ શિષ્ય તેહના ભલા, **જિનહર્ષ** જેહનું નામ,
કઠિન ક્રિયા જીણુ આદરી, ઇક તપ સંજમનું કામ. ૧૦ મ૦

**લી**લાવતીની ચોપાઇ તજિ, આલસ કરહું તયાર,
એહવું આગ્રહ તિણુ કિયો, તિણુ રચ્યો સરસ અધિકાર. ૧૧ મ૦

નવ નવ નીરતી ઢાલસૂ, જે એહ ચોપી હોય,
ચમતકાર સુતરાં નરાં, સુણો હરષ ધર સહુ કોય. ૧૨ મ૦

સંવત **સતરે સે** ગયા, વલી ઉપ(ર) **અઠાવીસ**,
કાતિ સુદ ચવદશ દિને, સંપૂર્ણું સજગીસ. ૧૩ મ૦

ચ્યારે માસ સુખસું રહ્યા, શ્રી સંઘતણે સુપસાય,
ધરમી શ્રાવક શ્રાવિકા દિન દિન અધિકો ભાવ. ૧૪ મ૦

તિહાં એ કીધી ચોપઇ ગાથા છસે પરમાંણ,
ગુણતીસ ઢાલે ભણી સુણતાં હરષ ભુજાંણ. ૧૫ મ૦

સૂણે ભવણે જે ભાવસું, એ સતીતણું અધિકાર,
કહે **લાભવર્દ્ધન** તેહને, ઋદ્ધ વૃદ્ધિ સુપ્રકાર. ૧૬ મ૦

—સર્વગાથા ૬૧૯ ઇતી શ્રી શીલ ઉપર લીલાવતીરી ચોપાઈ સંપૂર્ણ, સકલ પંડિત શિરોમણી મુગટાયમાંન ચક્ર ચૂડામણિ પં. શ્રી શ્રી ૧૦૮ શ્રી શ્રી પં શ્રી કનકહંસજી ગણિ શિષ્ય બુદ્ધહંસ લિષતં સં. ૧૮૭૩ રા વૈસાખ સુદ ૯ શનીવાસરે શ્રી અમૃતવેલાયં શ્રી વગડી નગરે શ્રી ઋષભદેવજી શાંતિનાથજી પ્રસાદાત્ બુદ્ધહંસ આત્માર્થે-શ્રી-શ્રી-રસ્તુ. કલ્યાણમસ્તુ. શ્રી શ્રી ૧૦૦૮ શ્રી સરસ્વતીજી સોનોણાં જીન્મ । શ્રી-૨૦-૧૫ બાલચંદ યતિ ખાનગામા; વિધા.

**(૬૯૯) ધર્મબુદ્ધિ પાપ બુદ્ધિરાસ** સં. ૧૭૪૨—રત્ન.

**(૭૦૦) પાંડવ ચરિત્ર ચોપાઈ** સં. ૧૭૬૭ વિલ્હુવાસ ગામમાં.

**આદિ—** દૂહા.

સ્વસ્તિ શ્રી સુખ સંપદા, પૂરે **પારસનાથ**,
નમતાં નવનિધ સિધ મિલે, શિવપુર મેલે સાથ. ૧
સમરૂં શ્રી શ્રુત દેવતા, વિનતિ કરૂં વિચાર,
દયા કરી દીજે દરસ, વાણીનો વિસતાર. ૨
પાંચે **પાંડવ** પરગડા, સાધ સકલ ગુણધાર,
તિમ બલ છઠી **દ્રૂપદી**, સતીયાંમેં સિરદાર. ૩
ચરિત એહ સુણજ્યો ચતુર, સભાલોક સુવિચાર,
હરષ હીયૈ હો સાધાગૂં, પાંમેસ્યો ભવપાર. ૪

× × × ×

ઢાલ કહી કેદારે ગોડી, **લાલચંદ** એ પહિલી જોડી. ૧૩
સંવત **સતરૈસ તસઠ** સમૈજી **વિલ્હુવાસ** મઝાર,
તિહાં સંપૂરણ ચૌપાઇજી, શિષ્ય આગ્રહ મન ધાર. ૧૧
તીન હજારને સાતસૈજી, શ્લોક પચ્યાસી જાંણુ,
માજનૈસૈણ પંથનૌજી, એહ કીયો પરમાણ. ૧૨
પંતીનાં તાઇ કહ્યૌજી, પાંચમી પાંચમી ઢાલ,
**રાગ**-કાલ હરૈ સોભતીજી, નવી નવી દસમૈ ચાલ. ૧૩
પાછલે ખંડે પાંચમીજી, ઢાલ રાગ મલ્હાર,
પ્રાંત કહી ધન્યાસિરીજી, ચતુરનરાં ચમતકાલ. ૧૪. પા૦
શ્રી **ષરતરગછ** ગહગહેજી, શ્રી **જિનસૂખ્ય** સુરિંદ,
**ષેમસાષા** તિહા દીપતીજી, સુજસ **બોલૈ** નરવૃંદ. ૧૫ પા૦
શ્રી **સાધુરંગ** પાઠક ભલાજી, **ધરમસુંદર** તસુ શિષ્ય,
ગણિ **કમલસોમ** શિષ તેહનાજી, નર પ્રણમૈ કેઇ લખ્ય. ૧૬
**દાનવિનય** વાચક ભલાજી, અંતેવાસી તાસ,
**ગુણવરધન** ગણિ દીપતાજી, **પ્રસિદ્ધપુર** જસ વાસ. ૧૭
શ્રી **સોમ**શિષ્ય તસુ સુંદરૂજી, **શાંતિહર્ષ** તસુ શિષ્ય,
**સૌમ્યવદન** સોભા ઘણીજી, ધરમધોરી પરતક્ષ. ૧૮

તે સદગુરૂ સુપસાઉલૈજી, કીધ મૈ ચૌપાઈ એહ,
સૂત્ર વિશુદ્ધજિકો કહૈજી, મિચ્છામિ દુક્કડ તેહ. ૧૯
સાધુનાં શુદ્ધ ગુણ ગાવતાં જી, સહીય હોવે નિસ્તાર,
ઇમ જાણી મૈ વરણ્યૌજી, પાંડવનો અધિકાર. ૨૦
કરણી નહી તીસી માહરીજી, તેહવો નહિ તપ ધર્મ,
પિણ ગુણ ગાવતાં સાધુનાંજી, ત્રૂટસી અશુભ મુઝ કર્મ. ૨૧
લિષૈ લિષાવૈ ઇમ જાંણિનેંજી, સુણેં સુણાવૈ જેહ,
લાભવરધન પાઠક કહૈજી, ગ્યાન નિર્મલ લહૈ તેહ. ૨૨ પા૦

—ઇતિ શ્રી પાંડવચરિત્ર ચૌપાઇ સમાપ્તા. સર્વગાથા ૪૨૫ ગ્રંથાગ્રંથ ૪૦૦૦ સંવત્ ૧૮૨૬ માગ. સુ. ૧૫ પંડિત શ્રી દેવવલભજી પં ગોરધનજી પ ચંદ્રભાણુ૰ પં કુશલાં જેસા તેજા ભગવાન લિષ્યત. શ્રી વીકાનેર મધ્યે. શ્રી રસ્તુ કલ્યાણમસ્તુ. ( ગુ. વિ. )

—સંવત્ ૧૮૩૨ રા વર્ષે મિતિ ચૈત્ર વદ પંચમ્યાં રાજકુમાર લિખતં. શ્રીઃ ૬૮–૧૭ દા. ૧૩ નં. ૩૬ જૈ. શા. અમદાવાદ.

( જુઓ જિનહર્ષ નીચે મૂકેલી આજ કૃતિ નં. ૬૦૬ પૃ ૮૩–૮૪

---

## ૩૩૭ **પરમસાગર** ( ત૦ જયસાગર ઉ–લાવણ્યસાગર પં. શિ.

**(૭૦૧) વિક્રમાદિત્ય રાસ** સં. ૧૭૨૪ પોશ શુદિ ૧૦ ગઢવાડામાં.

**આદિ—**

પરમ જ્યોતિ પ્રકાશ કર પૂરણ પરમ ઉલ્લાસ,
પ્રણમું પરમાનંદ સું, પરમ શંખેસર પાસ,
ચરમ શરીરી ચરમ જિન, શાસ ન નાગ સુધીર,
પરમ પ્રેમ પદ પૂજસું. જગ વલ્લભ જિન વીર.

× × × ×

પૂજ્યે **વિક્રમસેન** નૃપ પામ્યો સુખ પંડૂર
તાસ ચરિત સુપરિં કહું, આણી આનંદ પૂર. ૮
સાવધાન સહુકો સુણો, વરજી વીકથા વાત,
એ સુણતાં જે ઉંઘશે, તે જાણો પશુ જાતિ. ૯
સંબંધ **વિક્રમ** ભૂપનો, મીઠો સાકર દ્રાખ
કવિ ચતુરાઈ કેલવી, ભાખે કવિયણ ભાખ. ૧૦
કિણ વિધ પૂન્ય કિયો તિખે, ફલિઓ કિણે પ્રકાર,
એક મનાં કવિયણ કહે, સાંભલયો નરનારિ. ૧૧

× × × ×

**અંતે—**

રાગ ધન્યાસી. દેખો માઈ સતર ભેદ જિન ભક્તિ—
ગાયા ગાયારે મેં ઉત્તમના ગુણ ગાય,
પાસ **સંખેસર** પરસાદે મન વાંછિત ફળ પાયારે— ૧
મેં ઉત્તમના ગુણ ગાયા—
**વિક્રમાદિત્ય** નરેસર વિક્રમસેન મહારાય,
તાસ સંબંધ મેં રચીઉ રંગે, સદગુરૂ ચરણ પસાયા— ૨
**વિક્રમાદિત્ય પ્રબંધ**સું જોઈ એ મેં ગ્રંથ નિપાયા,
આદર કરીને ઉત્તમ માણસ, સુણયો સહુ ચિત્ત લાયા— ૩
કવિ કેલવણી કરીને કાંઇક, ઉચ્છા અધિકા બણાયા,
મિછાદુક્કડ સો મુઝ હોઈ સહુની શાખે સુણાયા— ૪
નવ નવ રાગે નવનવી ભાતે એ ગ્રંથ મેં નાગ વિસાયા,
ચતુર તણે કર ચડસ્યે એ તબ લહસ્યે મૂલ સવાયા— ૫
સંવત **સત્તર ચોવીસા** વરસે, પોસ દસમે સુખદાયા,
**પાસ** જન્મ કલ્યાણક દિવસે, પૂરણ કરી સુખ પાયા— ૬
ગઢવાડે શ્રાવક ગુણ રાગી, સહુકો સમકિત ધારી
સદગુરૂ સેવ કરે મન સુદ્ધે, ધર્મ તણો ભંડારી— ૭

તિણ પુરમેં કીધો ચોમાસો, ઉદયસાગર બુધ પાસે
સંઘ આગ્રહે એ ચોપૈ કીધી, આણંદ ઘણે ઉલ્લાસે— ૮
તપગચ્છ અંબર તણો સરીખો વિજયદેવ ગણધારી
તાસ પાટ સંપ્રતિ ગુરૂ પ્રતપે, શ્રી વિજયપ્રભ સુખકારી— ૯
તાસ ગચ્છ ગુણ મણીના આગર (વિ) જયસાગર ઉવઝાયા,
તસ પદ સેવે સુરનર સાહિબ, નામે નવનિધિ પાયા— ૧૦
તાસ સીસ પંડીત જન નાયક, શ્રી લાવણ્યસાગર ગુરૂરાયા,
મહિયલ મહિમા જેહનો પસર્યો, દિન દિન ચઢત સવાયેરે-- ૧૧
તસ પદ સેવક પરમસાગર કવિ રચીગો રાસ રસાલ,
ભાવ ધરી ગે સુણતાં ભવિયણ, લહેસો મંગલમાલ— ૧૨
તાં લગે એ ચોપઈ થિર થાયો, જાં લગિ સુરજ ચંદો,
રાગ ધન્યાસી ઢાલ ચઉસઠમી પરમસાગર આણંદો રે— ૧૩

ગ્રંથાગ્રંથ ૧૩૧૧ (રાજકોટ. શ્રી પૂજ્ય અપાસરો)

—લ. સં. ૧૭૭૧ પત્ર ૪૩–૧૫ બી. ડી. ૮૧ રો. એ. સો. મુંબઇ નં. ૧૯૬૧.

—સં. ૧૮૪૪ વર્ષે માગસીર શુદ ૬ લ. હર્ષવિજય ગ. ૪૨–૧૮. માં.

—પત્ર ૩૩ હા–ભં–પાટણ ૬૧–૧૯.

—ગ્રંથાગ્રંથ ૧૮૬૦ સંવત ૧૮૧૮ માહા વદ ૨ નેં વાર ભોમ વાસરે શ્રીપાટણ મધે. પાનાં. ૫૯–૧૪ ક. મુ.

લિખિતાચ—સં. ૧૭૮૬ ના વર્ષે ચૈતી સુદિ ૫ ને દિને. મહોપાધ્યાય શ્રી ૫ શ્રી ભાવવિજય ગણિ શિષ્યોપાધ્યાય શ્રી ૫ શ્રી ભાણવિજય ગણિ શિષ્યોપાધ્યાય શ્રી રત્નવિજય ગણિશિષ્ય પંડિત શ્રીરવિવિજય ગણિશિષ્ય મુનિખુશાલવિજય મુનિ જીતવિજય પઠનાર્થં, નડુલાઈ નગરે. પત્ર ૫૬ દા. નં. ૭ સીનોરભં.

—ઇતી શ્રી વિક્રમસેન નરેશ્વર ચતુપદીકાસંપૂર્ણા. પં. શ્રી નાંદીસાગરજી શિષ્ય પં. શ્રી કનકસાગર શ્રી શિષ્ય પં. શ્રી ગોતમસાગરજી

શિષ્ય શ્રી કૃપાસાગરજી પં. રત્નસાગર લીખ્યતે સં. ૧૮૨૫ જેષ્ટ સુ. ૭ શનીવાસરે. ગ્રામ ગોધાવસ મધ્યેરસ્તુ કલ્યાણમસ્તુઃ ( ગુ૦ વિ૦ )— ૪૮ પત્ર પ્ર. કા.

—સંવત ૧૮૭૪ વર્ષે ભાદ્રવા સુદિ ૧૩ દિને. (ઉદયપુરભં.)

—ગ્રંથાગ્રંથ ૧૮૬૦ સં. ૧૮૧૮ રા માહા વદ ૨ દને વાર સોમવાસરે શ્રી પાટણ મધે લપીકૃતં. પત્ર ૫૯. ( મારી પાસેનું છેલ્લું પાનું )

---

## ૩૩૮ માનસાગર ( ત૦ વિદ્યાસાગર–સહજસાગર–જિનસાગર–જીતસાગર શિ૦)

**(૭૦૨) વિક્રમાદિત્ય સુત વિક્રમસેન ચો.** સં. ૧૭૨૪ કાત્તિક માસ. કુડે ( કુવરનયર ) માં.

**આદિ—** દૂહા.

સુખદાતા **સંખેશ્વરો**, પૂરમ પરમ ઉલ્લાસ
સાનિધિ કરિજ્યો સાહિબા, અધિક ફલજ્યૂં આસ ૧
સારદચંદ સમોવડે વચન અનોપમ જાસ,
સા સારદ સુપ્રસન હુઉ, દ્યો મુઝ વચન વિલાસ. ૨
ચરણ કમલ સદગુરૂ તણા, હું સેવું હિત આંનિ,
કીડીથી કુંજર કરૈ, તે સમવડ કો જાંણિ. ૩
ગુરૂ વિનુ ગ્યાંન ન સંપજૈ, મૂરખ અંધ સમાન,
હૃદયકમલને હિતકરણ, પ્રગટયે અભિનવ ભાંન. ૪
સરસ વચન **સરસતિ** દિયેં, ઊઠિ ઊઠિ રે ઊઠિ,
ગુણ વર્ણવા ગરૂવા તણા, હું તુંઝ પૂરિસ પૂઠિ. ૫
દાન સીલ તપ ભાવનાં, ચારે જગમેં સાર,
સરિષા છે તોપણિ ઇહાં, દાન તણૌ અધિકાર. ૬

× × × ×

અંતે— ઢાલ ૫૧.

ઢાલ એકાવનમી ભણીએ, દાંન તણો અધિકાર,
માનસાગર કવી દાંનથી એ પામો પામો સુખ અપાર–૧૧ સું.

**ઢાલ ૫૨ મી** રાગ ધન્યાસી–સાલિભદ્ર ધન્નો ઋષરાયા એહની.

દાન તણા ફલ અધિક દિષાયા, ભવિયનેં ચિત લાયાજી,
સંભલિ સંઘ સહૂ સુખ પાયા, દાન તણા દીલ આયાજી. ૧
**વિક્રમસેન** તણા ગુણ ગાયા, અધિક અધિક ફલ પાયાજી,
દાનકરણ જગિ નામ કહાયા, પરિહરિ ક્રોધ કષાયાજી. ૨ વિ.
નાંમઈ પાતિક દૂર પલાયા, સુષ સંપતિ થિર પાયાજી,
માતપિતા ધન એ સુત જાયા, સેવઇ સુરનર રાયાજી. ૩ દિ.
**સતરસઇ ચઉવીસઇ** જાંણુ, કાતિ (મૃગશિર) માસ વષાંણુજી,
કુડઈ નગર રહ્યા ગુણષાણે ગ્રંથ ચઢ્યો પરિમાણુજી. ૪ દિ.
તપગચ્છપતિ **વિજયદેવ** સુરિંદા દીપઈ તેજ દિણંદાજી,
તસ પટ શ્રી **વિજયપ્રભ** મુંણીંદા, પ્રતપો જાં રવિચંદાજી. ૫ દિ.
તસ ગછપાઠકમાંહિ પુરંદર, શ્રી **વિદ્યાસાગર** ગુંણસુંદરજી,
તસ સીસ **સહજસાગર** ગુંણમંદિર સેવઈ સુરનર ભૂધરજી. ૬ વિ.
તસ પટ વાચક વડ વયરાગી, સુંદર રૂપ સોભાગીજી,
શ્રી **જિન(જય)સાગર** જિનગુણરાગી, મહિયલ મહિમા જાગીજી. ૭ વિ.
નામૈ લહીયૈ અધિક જગીસ ગુણ કરી વિસવાવીસજી,
તસ પાટે (સીસ) **જીતસાગર**ગણિઇશ, જીવો કોડી વરીસજી. ૮
તસ સીસ **માનસાગર** મતિસારંઈ, ભવિયણનંઈ હિતકારેજી,
રાસ રચ્યો મેં પર ઉપગારે, ભણતાં જયજયકારઇજી. ૯
થીર રહજ્યો એ ગ્રંથ વિચારી, જ્યાં લગી ધ્રૂરીતારીજી,
કંઠ કરી ગાસ્યૈ નરનારી, સાંભલતાં સુષકારિજી. ૧૦
**વિક્રમચરિત** જે ચઉપઇડીહી ગ્રંથ રચ્યો મઈ જોઇજી,
અધિકો ઉછો ભાખ્યો સોઇ, મિચ્છા દુક્કડ હોઇજી. ૧૧

ભાવ કરીને જે નર ભણસે, તે શિવ રમણી વરિસ્યેજી,
એ સંબંધ સદા સંભલસ્યૈ, તાસ મનોરથ ફલસ્યૈજી. ૧૨
ઢાલ બાવન (પંચાવન)મી જે મૈં ગાઇ, માનસાગર સુખદાઇજી,
દિનદિન ચઢતે તેજ સવાઇ, દિનદિન દોલતિ પાઇજી. ૧૩

—ઇતિ શ્રી વિક્રમાદિત્ય સુત વિક્રમસેન નરેંદ્રસ્ય ચતુઃપદી સંપૂર્ણા.
(ગુ. વિ. વિદ્યા.)

—ઇતિ દાનાધિકાર...સં. ૧૭૭૩ રા માહ વદિ ૩ દિને લિષીતં પં. જિનેંદ્રહર્ષ લપિકૃત્વા-ગ્રામ સાથસિ મધ્યે (૩૮-૧૫ આ. ક.)

—સં. ૧૮૪૭ વર્ષે માઘ વદિ ૧૧ આદિત્યવારે પંડિત સૌભાગ્યવિજે તત્ શિ. પં. હિતવિજયેન લિપિકૃતં મેદપાટદેશે મદારીયા પરગને શ્રી તાલનગરે શ્રી ઋષભદેવજી પ્રાસાદાત્ ૩૮-૧૬ દા. ૧૩ નં. ૧૭ જૈ. શા. અમ૦

—ઇતિશ્રી વિક્રમાદિત સુત વિક્રમસેન લીલાવંતીની ચોપઇ સંપૂર્ણ સમાંપતાં-શ્રી મેદપાટ દેશે મહારાજાધિરાજ રાણાશ્રી સંગ્રામસિંઘજી રાજ્યૈ, સંવત ૧૭૭૩ વરષે વૈસાષ માસે શુકલપક્ષે ૨ તિથૌ ગુરૂવાસરે.
નાનાં પાનાં-ખંડિત પા-૬૫ પં. ૧૫ આ-ક.

—સં. ૧૮૫૧ માઘ માસે કૃષ્ણપક્ષે ૧૧ તિથૌ ભૃગુવાસરે લિ. પં. હેમરાજેન વિહારનગર મધ્યે. પા૦ ૬૪ પં. ૧૧ ઘો.

—સં. ૧૮૩૬ આસો સુદ ૧૫ સર્વગાથા ૧૧૬૨ ૩૯-૧૭ ઘો.

—સં. ૧૭૮૮ વરસે મતી વૈસાષ વદી ૩ પોટલાં નગરમૈ લિપી કૃત્વા-(ઉદયપુર ભં.)

(૭૦૩)+ કાન્હડ કઠિયારાનો રાસ સં. ૧૭૪૬ મારવાડના પદમાવતિ ગામમાં.

આદિ— દોહા.

પારસનાથ પ્રણમું સદા, ત્રેવીશમો જિનચંદ,
અલિય વિઘન દૂર હરે, આપે પરમાનંદ. ૧

વીણા પુસ્તક ધારિણી, શ્રુતદાતા શ્રુતદેવ,
સાનિધ કરજો સામિની, સેવકને નિતમેવ. ૨
દાન શીલ તપ ભાવના, ઇણમેં અધિકું શીલ,
સેવે જે ભવિયણ સદા, ઇણ ભવ પરભવ લીલ. ૩
શીલે સુર સાનિધ કરે, શીલે સિંહ શિયાલ,
શીલે સવિ સંકટ ટલે, ફણિધર હુવે ફૂલમાલ. ૪
શીલે સુખ સંપદ્ મિલે, શીલે ભોગ રસાલ,
કઠિયારા કાન્હડ પરે, ફલે મનોરથ માલ. ૫
કઠિયારો કાન્હડ હુવો, શીલવંત માંહે લીહ,
તાસ તણા ગુણ ગાવતાં, પાવન થાયે જીહ. ૬
ગુણ ગાઉં ગુરૂઆ તણા, સાંભલજો સહુ સંત,
શીલ કિસી પરે પાલીયું, તે દાખું દૃષ્ટંત. ૭

× × × ×

અંતે—

ઢાલ ૯ મી વાડી ફુલી અતિ ભલી મન ભમરારે—એ દેશી.

કાન્હડ સાધુ શિરોમણિ, મન ભમરારે,
લાધો સુર અવતાર, લાલ મન ભમરારે.

× × × ×

નગર ભલું પદમાવતી, મ૦ મરૂધર દેશ મઝાર લા.
*ધર્મનાથ પરસાદથી મ૦ પૂજા સત્તર પ્રકાર લા. ૬

---

*આનો પાઠાંતર નીચે પ્રમાણે કરી નાંખ્યો છે. (સવાઈલાલ રાયચંદે પ્રકટ કરેલ છે તેમાં) તેનું કારણ મૂર્તિપૂજા ઉડાવવા માટે હોય તેમ જણાય છે:—

ધર્મમહિમા પરસાદથી મૂળ ગુણ ઘણારે પ્રકાર લા. ૬ વળી કડી ૯-૧૦-૧૧-૧૨ ઉડાવી દીધી છે ને ૧૩ મી તે ૯ કરી નાંખી છે.

વડા વસે વ્યવહારીયા મ૦ ધન કરી ધનદ સમાન લા.
ખ્યાગી ત્યાગી બહુ ગુણી મ૦ દે ષટ્દરિસણ્ દાન લા. ૭
**સત્તરસેં સે(છેં)તાલીસમેં** મ૦ તિહાં કીધો ચઉમાસ લા.
સદ્ગુરૂનો પરસાદથી મસ પૂગી મનની આશ લા. ૮
શ્રી **ત**પગછ ગુરૂ રાજીયો મ૦ શ્રી **વિ**જયપ્રભ સૂરિંદ લા.
તસ ગચ્છ ગગન દિવાકરૂ મ૦ શ્રી **વિ**જયરત્ન મુણિંદ લા. ૯
તસ ગછમેં મહિમાનિલો મ૦ શ્રી **જ**યસાગર ઉવજ્ઝાય લા.
તાસ શિષ્ય શોભાકરૂ મ૦ **જિ**તસાગર ગણિસય લા. ૧૦
**રા**જસાગર સુખ સંપદા મ૦ રચીયો એ અધિકાર લા.
ઓછો **અ**ધિકો ભાખીયો મ૦ મિચ્છામિ દુક્કડકાર લા. ૧૧
**મા**નસાગર સુખ સંપદા મ૦ **જિ**તસાગર મણિ શિષ્ય લા.
સાધુ તણા ગુણ ગાવતાં મ૦ પૂગી મનહ જગીસ. લા. ૧૨
નવમી ઢાલ સોહામણી મ૦ ગોડી રાગ સુરંગ, લા.
**મા**નસાગર કહે સાંભલો મ૦ દિનદિન વધતે રંગ લા. ૧૩

—પ્ર૦ (૧) ભીમશી માણેક તથા (૨) સવાઇલાલ રાયચંદ.

—શીલ વિષયે-કઠીયારા કાન્હડ ચતુઃપદી સંપૂર્ણ પ-૧૮ આ-ક.

—એક બીજી પ્રતમાં ઉપરની ૧૨ મી કડી પછી આ પ્રમાણે છે અને ઉપરની ૧૧ મી કડી નથી.

દિગપટ કથા કોસથી, રચીયો એ અધિકાર,
અધિકો ઉછો ભાષીયો, મિચ્છા દુક્કડ સાર.

—સં. ૧૭૮૩ વર્ષે મતિ આસાઢ વદી ૧૨ ગુરૂવારે દિને લિપીકૃતં વીકાનેર મધ્યે. ૮-૨૩ ના. ભં.

---

## ૩૩૯ તત્ત્વવિજય ૧ ( પ્રસિદ્ધ યશોવિજય ઉપાધ્યાયના શિષ્ય )

**(૭૦૪) અમરદત્ત મિત્રાનંદનો રાસ.** સં. ૧૭૨૪ સંતપંચમી ગુરૂ. શ્યાણી શહેરમાં.

આદિ— દૂહા.

પહિલું પ્રણમું શારદા, વરદાતા વિખ્યાત,
આણંદ ધરી આદર કરી, મયા કરેયો માત. ૧
તૂ તૂઠી કવિ કોડીને, સુમતિ દિઇં સુપવિત્ત,
તુઝ સાનિધિથી શારદા, કરસ્યું સરસ કવિત્ત. ૨
મંદમતિને મતિ દેઈ, કર તું કોવિદ તાસ,
બોબડ બહેરા બાપડા, તસ દિઇં વચન વિલાસ. ૩
વિનય કરી વિધિસ્યું નમું, આદીસર અરિહંત,
શાંતિકરણ શ્રી શાંતિજી, ભગતઈ ભજું ભગવંત. ૪
નિત વંદોશ્રી નેમિજી, રાણી રાજુલ કંત,
બ્રહ્મચારી જગવલ્લહો, મોટો એ મહંત. ૫
સાચો દેવ સંખેસરો, પુહવી માંહિં પ્રસદ્ધ,
પરતા પૂરઇ પાસજી, નામેં લહેં નવનિધિ. ૬
શાસનનાયક સમરીઈ, સમરથ સાહસ ધીર,
ત્રિશલાનંદન તું ધણી, વંદું શ્રી જિન વીર. ૭
ગોતમ ગણધર ગુણનિલો, લબ્ધિવંત સીરલીહ,
અંગૂઠેં અમૃત વસે, સાધ શિરોમણિ સિંહ. ૮
સુગુરૂ તણેં સુપસાઉલે, રચ્યું તે રાસ રસાલ,
સુણતાં શાતા ઉપજે, વાંચે બુદ્ધિ વિશાલ. ૯
દેવ અરિહંત દાખિઓ, ધર્મહ ચાર પ્રકાર,
દાન શીલ તપ ભાવના, સમઝો ચિત્ત મઝાર. ૧૦
દાનેં દોલત પામીઈ, બને સુખ શ્રીકાર,
ભાવે ભવિયણ સાથને, દેયો સરસ આહાર. ૧૧
દાનતણા પરભાવથી અમરદત્ત મિત્રાણંદ,
સુખ વિલસી સંસારનાં પામ્યા પરમાનંદ. ૧૨
અમરદત્ત મિત્રાણંદનો સરસ એહ સંબંધ,
શાંતિનાથ ચરિત્તથી કરસ્યું એહ પ્રબંધ. ૧૩

આલસ મૂકી અંગથી અધિક ધરી ઉલ્લાસ,
સાંભલજો સજ્જનસદા. એહ **અનોપમ** રાસ. ૧૪

× × × ×

**અંતે—** ઢાલ ૩૪ રાગ ધન્યાસી.

દાન તણુઈ અધિકારિં પભણું **અમરદત્ત મિત્રાનંદ** ચરિત્તોજી,
એકમનાં થઈ સુણતાં પ્રાણી જન્મ થાઈ પવિત્તોજી.
શક્તિ સારૂ દાન દેયો ભાવે લેયો નરભવ લાહજી,
મત ખંડયો ભાવ દાનલ દેતાં ધરયો અધિક ઉચ્છાહજી. ૯૫

દાન દીધું નિઃફલ ન હુઇ કોઇને, વલિ વિશેષે સુપાત્રોજી,
આદર આણી દાનજ દેયો જિમ લહો તુમ્હે સુખ ગાત્રેજી.
દીધાની દે ફુલ ચઢે જાણો મચ્છર મ ધરયો ક્રોઇજી,
બખીલતણું નામ કોઇ ન લેવેં ચતુર વિચારો જોઇજી. ૯૬

**વેદનયણ ૨૪ ઋષિ વિધુ ૧૭** સંખ્યાઇ એ સંવત્સર સારજી,
માસ વસંત પૂર્ણી તિથિ પંચમી ઉત્તમ સુર ગુરૂવારજી.
રેવતી નક્ષત્રે વિજયમુહૂર્ત્તે વલી ચોથો રવિ યોગજી,
નિર્મલ ઉજ્જવલ પક્ષ અનોપમ શુભ મલિયા સંયોગજી. ૯૭

**અભિનંદન શાંતિજિન** પસાઈ **રાસ** રચ્યો રસાલજી,
ચતુર તે ચ્યારે ખંડ મલીનઈ સુંદર ચોત્રીસ ઢાલજી;
ચોમાસું રહી **સ્યાણી** સઇરિં અતિહિ થઇ ઊજમાલજી,
ભણતાં ગુણતાં સુણતાં સંપદ લહીઇ મંગલમાલજી. ૯૮

પૂરવ ચરિત્રતણેં મેં મેલેં સંબંધ કર્યો વિસ્તારેજી,
હાસ્ય મ કરસ્યો વિબુધજન વાંચી કર્યો મુઝ મતિ અનુસારેજી;
અધિકું ઓછું આણ્યું હોઈ તે કરયો તુમે માફજી,
કરજોડીનેં કરૂં છું કવિનેં વિનતડી હું આપજી. ૮૯

તપગછ ગણ ગયણાંગણ નભોમણિ શ્રી **વિજયદેવ** સૂરીંદાજી,
તસ પટધર કુમતિમદભંજન રંજન સુરનર ઇંદાજી;

શ્રી વિજયપ્રભ સૂરીશ્વર ઇશ્વિર રીસ રહિત ગણધારજી,
દરિસનથી નવ નિધિ પામીજેં નામેં લહિયે જયકારજી. ૮૦૦
તપગચ્છમાંહિ મહિમાધારી કીરતિ વેલિ વિસ્તારીજી,
શ્રી નયવિજય વિબુધ વરરાજેં મૂરતિ મોહની ગારીજી;
તસ સીસ વાચક વૃંદ વિભૂષણ દૂષણ રહિત તે સોહેજી,
શ્રી જસવિજય ઉવઝાય શિરોમણિ ભવિયણનાં મન મોહેજી. ૧
તસ પદ પદ્મમધુકર સરીખો સેવકમાં શિરતાજજી
આદર આણી કહી એ વાણી તત્ત્વવિજય કવિરાજજી;
ગાહા દૂહા અષ્ટશત સંખ્યાઇ છકસઠિ ઉપરિ વિશેષજી,
થિર રહયો એ રાસ તિહાં લગે જિહાં લગે મેરૂ ગિરીશજી;
સાધુતણા ગુણ રંગે ગાતાં પુહચેં મનહ જગીસજી. ૨

—સર્વ ગાથા ૮૦૨ પા૦ ૩૩-૧૮ લીં. રત્ન,

## (૯૦૫) ચોવીશી (ચતુર્વિંશતિ જિનભાસ)

સકલ પંડિત સભા ભામિની ભાલસ્થલ તિલકાયમાન પંડિત શ્રી ૧૯ શ્રી તત્ત્વવિજય ગણિ તત્ ભ્રાત્ સકલગણિ ગણમુખ્ય ગણિશ્રી ૭ શ્રી લક્ષ્મીવિજય ગણિચ્ચરણકમલેભ્યો નમઃ—

આદિ— ( ઇડર આંબા આંબલીરે એ દેશી. )

ઋષભ જિણંદ મયા કરીરે, દરિસન દાખો દેવ,
અલજો છઇ મનમાં ઘણોરે, કરવા તાહરી સેવ.
જિણેસર તુમ્હસ્યું અધિક સનેહ આંચલી.

× × × ×

શ્રી જસવિજય વાચક તણોરે સીસ તત્ત્વવિજય ગુણ ગાય જિણેસર.

અંતે—

શ્રી નયવિજય કવિરાજ વિરાજઇં, શ્રી જસવિજય વાચક છાજઇં,
સેવક તત્ત્વવિજય ઇમ જંપઇ, નિતનિત નવલ દિવાજઇંરે. ૫
પ્રભુ વીર જિણંદ મઇં ગાયો.

—ઇતિશ્રી મહાવીર જિનભાસ ૨૪ લિ. ગણિ પ્રેમવિજયેન લિપીચક્રે સંવત્ ૧૭૩૫ વર્ષે પોસ વદિ ૩ દિને શ્રી વિજાપુર સ્યાહપુરે.

૮–૧૪ આ. ક.

**જ્ઞાનપંચમી સ્તુતિ.**

**આદિ—**

પંચરૂપ કરી સુરપતિ પ્રભુનિં મેરૂશિખર લેઇ જાવઇજી,

**અંતે—**

શ્રી **જસવિજય** પાઠક પદસેવક તત્ત્વવિજય જયકારીજી. ૪

---

## ૩૪૦ ગુણસાગર.

**(૭૦૬) ચન્દનબાલા ચો.** સં. ૧૭૨૪–માણેક.

---

## ૩૪૧ સમયકીર્તિ (ખ૦ જિનચંદ્રસૂરિ–ધર્મનિધાન–શિ૦)

**(૭૦૭) ભુવનાનંદા ચોપઇ** સં. ૧૭૨૫ માગશર વદ ૫ શુક્ર. આસણિ કોટમાં.

**આદિ—** દૂહા.

ચઉવીસે જિનવર ચરણ, રિદ્ધિ સિદ્ધિ કરતાર,
નમતાં નવનિધિ સંપજે, નિરમલ થઇ મતિસાર. ૧

ગુણ ગિરૂઆ ગુરૂજણ નમું, જ્ઞાનદૃષ્ટિ દાતાર,
મૂરખથી પંડિત કરઇ, આણિ મનિ ઉપગાર. ૨

દાન તપસ્યા ભાવના, મોટા છઈ જગમાંહિ,
સીલ સમો જગિ કો નહી, પાણી પાવકેં થાહિ. ૩

સીલઇ સુખ સંપત્તિ હુવઈ, સીલઇ જસ અભિરામ,
સીલઇ જગમઇ જય હુવઇ, સીઝઇ વંછિતકામ. ૪

ભુવનાનંદા સતી તણુઉ, સાંભલજ્યો અધિકાર,
વંછિત કારિજ સહુ ફલ્યા, સુખ લાધા શ્રીકાર. ૫

* * * *

અંતે— ઢાલ ૧૩ ધન્યાસી.

ઇસઉરે અધ્યયનઉ મુનિવર વંદીયઇ એહની.
રિપુમરદન મુનિવર ભુવના સતી, નિસદિન લીજઈ નામ.

× × × ×

સૂરિ શિરોમણિ વખતખલી વડા શ્રી **જિન**ચંદ સૂરીંદ,
**રી**હડવંશ વિભૂષણુ દીપતા, મુખ ઉપમ જસુ ચંદ. ૪ રિ.
શ્રી **જિન**ચંદ્ર સૂરીસ તણા સહુ શિષ્યાંમાહે સિરદાર,
પાઠક **ધરમનિધાન** સકલકલા, ગ્નાનતણા ભંડાર. ૫ રિ.
તાસુ સીસ સંવેગી સુભમતી, **સમૈકીરતિ**ગણિ સીસ,
શ્રી શ્રી **સોમગુરૂ** સાંનિધિ થકી, ચરિત રચ્યઉ સુજગીસ. ૬ રિ.
**સુમતિધરમ** સુભમતિ સુણવા ભણી, એ કીધઉ અધિકાર,
શાસ્ત્ર દેખી **શીલતરંગિણી**, ભવિયણનઇં હિતકાર. ૭ રિ.
**સત્તરઈ સઈ પચવીસ** સંવત્સરઈ, **આસણીકોટ** મઝારિ,
મગસિર વદિ પાંચમિ શુક્રવાસરઈ, પુરઈ કીધઉ અધિકાર. ૮ રિ.
ઉછઉં અધિકઉ ઇહાંકણિ મઇ, કહ્યઉ વિણ ઉપયોગી ભાખિ,
ભાખી હોઇ તે મિછાદુક્કડં, શ્રી સંઘકેરી સાખિ. ૯ રિ.
ભણતાં ગુણતાં સુણતાં ભાવસ્યૂં, જતીસતી અધિકાર,
તિહાં ઘરિ દિનદિન રંગ વધામણાં, વરતઈ જયજયકાર. ૧૦ રિ.

—ઇતિશ્રી શીલ વિષયે ભુવનાનંદા ચતુષ્પદી સંપૂર્ણા લિખિતા પં. રંગવિજયેન સંવત ૧૭૩૩ વર્ષે વૈશાખ વદિ ૩ દિને વિક્રમપુરે. ૮. ૧૭ પ્ર. કા. નં. ૬૬૭.

## ૩૪૧ ક મહેશ મુનિ.

**(૭૦૭ ક) અક્ષરબત્રીશી** સં. ૧૭૨૫ ઉદયપુરમાં.

આદિ—

કકા તે કિરિયા કરી, કરમ કરઉ તે ચૂર,
કિરિયા વિણુ રે જીવડા, શિવ નગરી હુઇ દૂર. ૧
ખખા કરમજ ખય કરઉ, ખિમા કરઉ મનમાંહિ,
ખંતિ કરી સેવઉ સદા, જિણવર દેવ ઉછાંહિ. ૨

× × × ×

અંતે—

અક્ષર બતીસી એ કહી, સંબોધન અધિકાર,
દૂહા અરથ વિચારસે, પામઈ ભવનઉ પાર. ૩૩
**સતરય સય પચીસ**મઇ, સમત કીયઉ સા વખાણુ,
ઉદયપુર ઉદ્યમ કીયઉ, મુનિ **મહેસ** હિત જાણુ. ૩૪

૧-૧૫ મારી પાસે છે.

---

## ૩૪૨ યશોનંદ. (ત૦ ગુણાનંદ શિ૦)

**(૭૦૮) રાજસિંહ કુમાર રાસ** (નવકાર રાસ) સં. ૧૭૨૬ આશો સુદ ૨ મંગળ.

આદી— દૂહા.

પાસ જિણેસર પાય નમી, ત્રેવીસમો જિણંદ,
અલિઅ વિઘન દૂરિં હરઇ, આપે પરમાનંદ. ૧
સા સારદ મનિ સમરીઈ, બુદ્ધિ તણો અથાગ,
મૂરખ જન પંડિત હુવઈ, તે સહૂ તુઝ પસાય. ૨
કનક કમલ દલ પાંખડી, નિરમલ ગંગા નીર,
ભવોદધિ તારણુ તરણુ ગુરૂ, સાગર પર ગંભીર. ૩
એ નિજ ગુરૂ પ્રણમી કરી, સમરૂં શ્રી નવકાર,
અડસઠિ અક્ષર જેહનાં, સંસાર માંહિ સાર. ૪

જિમ દધિ મથતાં નીસરાં, માંખણ પિંડ સરૂપ,
તિમ ચઉદહ પૂર માંહિથી, એહજ મંત્ર અનૂપ. ૫
પિંગલ ચોર શૂલી ચઢયો, ધરે એક અરિહંત ધ્યાંન,
તતખિણમાંહિં પામીઉ, અમરપુરી વિમાન. ૬
સાસુ શ્રીમતી મારિવા માંડયો એક જંજાલ,
અહિ હુંતો જે આરણો, તે હૂઇ ફૂલમાલ. ૭
× × × ×

અંતે—

શ્રી ગુણાનંદ ગુરૂ સીસ, જસાનંદ મન પૂગી જગીસ. ૬૧૩

ઢાલ

મહિમા શ્રી નવકારનો, યથાશક્તિ જે જાણ્યો રે,
દેવ ગુરૂ સુપસાયથી સભા સમક્ષ વખાણ્યો રે. ૬૧૪ મ૦
સંવત **સત્તર છવીસમે** કરી આદર ચઉમાસું રે,
શ્રી જિન **શાંતિ** પસાઉલેં રચ્યો **રાજસિંહ** કુમારનો રાસ રે. ૬૧૫ મ૦
અધિક આણંદ આણી કરી, આસો શુદી ૨ બીજને દહાડે રે,
ભૃગુવારે ગુરૂ સેવના મુઝ ગ્રંથ પ્રમાણ પુહચાડે રે. ૬૧૬ મ૦
તપગચ્છ ગગન દિવાકર શ્રી વિજરાજ ગણ ધારી રે,
નામ જપંતાં જેહનું હોઇ દિનદિન લક્ષ્મી સારી રે. ૬૧૭ મ૦
સાસન તાસ શોભા કરૂ, શ્રીગુણાનંદ ગુરૂરાજ રે,
તસ પદ પંકજ મધુવ્રત સમ જસાનંદ કહઇ આજ રે. ૬૧૮ મ૦
પ્રમાદ મદ અજ્ઞાનથી કહ્યું ઓછું અધિકું જેહરે,
સહૂ પંડિતની સાખિ સું દુકૃત મિથ્યા હોઉ તેહ રે. ૬૧૯ મ૦
પ્રથમ અભ્યાસ એ માહરો, પિણ મમ કરયો ઉપહાસ રે,
નૂતનચંદ્ર તણી પરિ, કવિ દેજ્યો મુઝ સ્યાબાસ રે. ૬૨૦ મ૦
રાસ રસિક રાજસિંહિનો વલી મોટો શ્રી નવકાર રે,
ભણે ગણેં જે સાંભળે તસ ઘરિ જય જયકાર રે. ૬૨૧ મ૦

—૨૦-૧૩ દા-૭૦ નં. ૧૦૮ કે૦

## ૩૪૩ માનવિજય (૨) ( ત૦ શાંતિવિજય શિ૦ )

### (૭૦૯)+ નયવિચાર ( સાત નયનો ) રાસ.

આદિ—

શ્રી ગુરૂ ચરણ કમલ અનુસરી, શ્રી શ્રુતદેવી રીદય ધરી,
તત્તરૂચીનઈ બોધન કાજિ, કરૂં નયવિવરણ ગુરૂ સાહાજિ. ૧
સૂત્ર અર્થ સવિનય સંમતિ, સંદરસિત છઇ શ્રી જિનમતિ,
આવશ્યક નિર્યુક્તિ અશ્યું, દેખી કહિવા મન ઉલ્લસ્યું. ૨
નયે કરીને સયલ પયત્થ, વિચારવા બોલ્યા છે તત્થ,
નય વિચાર કરવો તે માટિ, જિમ પામો સમકિતની વાટિ, ૩
જો એણું ન વિચારે અર્થ, તો તસ સૂત્ર ભણ્યાં સવિ વ્યર્થ,
યુગતા યુગતિ ભાસેં વિપરીત, મહાભાષ્યેમાંહીં કહિ રીતિ. ૪

× × × ×

અંતે— ઢાલ ૧૪ કરણી કહણી તો વિણ કાચી.

× × × ×

એહ અનોપમ ચિંતામણી સમ, શાસ્ત્ર પટકથા લેઇજી,
પ્રાકૃત ભાષાદોરે ગૂંથ્યો,
ભવિરી એહમાં શાસ્ત્રે વિપરીત કહેવાયું હોય,
સોધયો સંત ગીતાર્થ સોયં. ૭૫ શ્રી.
ભણતાં સુણતાં હોઈ સમકિત નિરમલું,
એહ સુરમણિ સમો નયવિચાર,
સતત અભ્યાસતા હોઈ સમતા ગુણો,
એહ અનંત કલ્યાણકાર. ૯૦ શ્રી.

—ઇતિશ્રી માનવિજય ગણિ કૃત નય વિચારનો રાસ સંપૂર્ણ.
ગ્રં. ૨૪૦ ભાવ.; પ્ર. જૈન શ્વે. કૉ. હેરલ્ડ વૈશાખ ૧૯૭૩ નો અંક પૃ. ૧૫૧ થી ૧૬૧.

(૭૧૦)+ ચોવીસી

આદિ— ઋષભસ્ત.

રૂષભ જિણંદા રૂષભ જિણંદા, તુમ દરિશણ હુયે પરમાણંદા.
અહનિશિ ધ્યાઉં તુમ દીદારા, મહિર કરીને કરજ્યો પ્યારા. ૧

* × × ×

સુમતિજિનસ્ત.

× × × ×

શાંતિવિજય બુધ શીશ, કહે ભવિકા જના હો લાલ.
પ્રભુનું પિંડસ્થ ધ્યાન, કરો થઈ ઇકમના હો લાલ.

* * * *

અંતે— વીરસ્ત.

જીત્યો તિમ ભગતને જીતાવે, મૂકાયો મૂકાવે,
તરણતારણ સમરથ છે તુંહી, માનવિજય નિતુ ધ્યાવે.
—લ. સં. ૧૮૪૯ માહ વદ ૧૧ ૯-૯, ૧૦-૧૨, ૧૦-૧૩
આ. ક.

—પ્ર૦ ચોવીશીવીશી સંગ્રહ પૃ. ૧૭૨-૧૮૮.

+૮મદસઝાય પૃ ૧૩૮ સ. મા. ભી.

+શ્રાવકના ૨૧ ગુણ સ. ૭ ૫ સ. મા. ભી.

+ „ ૧૨ વ્રત સ. ૨૬૭ „

—સુમતિકુમતિ (જિનપ્રતિમા) સ્ત૦ સં. ૧૭૨૮ આસપાસ.

આદિ—

શ્રી જિન જિન પ્રતિમા વાંદણના, દીસૈ અક્ષર પરગટ,
સમકીતનેં આલાવેં જ્યાં જ્યાં, નહી કાંઇ ઈહાં કપટરે.
—કુમતિ જોવૌ રિદય વિચારી.

અંતે—

તે માટે આણા પ્રમાણા, નવિ કીજૈ કુયુક્તિ અજાંણ,
બુધ શાંતિવિજયનો સીસ, માંન નાંમે સુગુરૂને સીસ. ૨૧

—તપા ગચ્છના ભટ્ટારક શ્રી વિજયાણુંદ સૂરિ શિષ્ય પંડિત શ્રી શાંતિવિજયગણિ શિષ્ય મહોપાધ્યાય પંડિત સરોમણિ શ્રી માનવિજય ગણિઇએ સઝાય કીધો–તેહનો ટબાર્થ પણિ ધર્માર્થી જનની પ્રાર્થનાઈ અનેક સુત્રની સાખ્ય લેઇનઈ ઉપાધ્યાય શ્રી માનવિજયગણિ લખ્યો સંવત્ ૧૭૨૮ વર્ષે ચૈત્ર દિ ૫ રવૌ ભટ્ટારક શ્રી વિજયરાજસૂરિ રાજ્યે શુદ્ધ પ્રરૂપક ગીતાર્થઇ સોધ્રવો ધર્માર્થી લોકઈ વાંચવો...૧૮ પત્ર દા. ૭૧ નં. ૭૬. ડે; પત્ર ૧૪ ની પ્રતનો નં. ૭૧ છે.

—**સઝાય સંગ્રહની પોથી**: વિનયવચનગ્રહણે રોહાપર સ; જ્ઞાનપૂર્વક ક્રિયા કરણે કાલા સંવેસિક પુત્ર, ખંધકમુનિ, બહુશ્રુતપ્રશંસા, અનાગ્રહે અગ્નિભૂતિ વાયુભૂતિ, ચારિત્ર ફલે તિષ્યકુરૂદત્ત, ગુરૂકુલવાસ, પરિણામશુદ્ધૌ અઇમત્તા, પુદ્ગલ વિચારગર્ભિત નારદપુત્ર, પાર્શ્વસ્થવીર, લોભ વ્રતે વરૂણના ગતગ્રૂઆ, જ્ઞાનગવેષણાયાં કાલોદાયી, પરીક્ષાયાં ગાંગેય, સ્નેહે દેવાનંદા, જિનાજ્ઞા, વ્રતારાધન, ઋજુભાવી શિવરાજ ઋષિ, મહાબલ મુનિ, શ્રુતાભ્યાસ, વર્ધમાન પરિણામે શંખ, શય્યાદાન, ઉદયનઋષિ, ગૌતમ, વ્રતદૃઢતાયાં અંબડ, ગુણપ્રશંસા, દૃઢસમકિતે ગંગદત્ત, કાર્તિકશ્રેષ્ઠી, સરલસ્વભાવે મગધીપુત્ર, સોમિલ, દક્ષતા, ગૌતમ લચ્ચોચ્ચારણા, ૩૩ સઝાય–ઇતિ ભગવતિ ભાસ સમાસ.

લિ. **૧૭૪૩** માગશર માસે શુકલપક્ષે પ્રતિપદા તિથૌ ભૃગવારે; સ્તંભતીર્થવાસ્તવ્યં ચોકસી સુમતિ તત્ સુતા ઉભયકુલ—વિશુદ્ધા બાઈ કપૂર પઠનાર્થં લખાપિત. ૧૭–૧૩ આ. ક. ( કર્તાના સમયની આ પ્રત છે તો કર્તાએજ લખી યા લખાવી હોય એમ જણાય છે. )

---

## ૩૪૪ ધર્મમંદિર ( ખ૦ જિનચંદ્રસૂરિ–ભુવનમેરૂ–પુણ્યરત્ન દયાકુશલશિ૦ )

**(૭૧૧) મુનિપતિ ચરિત્ર સં. ૧૭૨૫ પાટણમાં.**

આદિ— શ્રી જિનાયનમઃ

શ્રી સંખેસર સુખકરૂ, નમતાં નવે નિધાન
વિઘન વિડારણ વીરવર વસુધા વાધ્યો વાંન. ૧
સંપ્રતિ સાસન સુર મણિ, જગ જંપે જસવાસ,
વરદાઇ વર્ધમાન જિન, દિન દિન પૂરે આસ. ૨
દૌલતિ દાતા કર દયા,-કુશલ ગુરૂ ગુણ ખાંણિ,
સાંનિધિ કરી સુપસાંઉ ધરી, આપો અદભૂત વાણિ. ૩
ચરિત રચ્યો મુનિપતિ તણો, હરષૈ હરિભદ્રસૂરિ
તિણથી અરથ લહી કરી, રચતાં પાતિક દૂરિ. ૪
ચ્યાર કષાય જે ચોગણા, દમતાં દોહિલા હોઇ
લોભ અઢારઉં પિણ અધિક, દશવૈકાલિક જોઇ. ૫
અપરંપર એ લોકમે, લોભ લહરિ દરિયાવ,
ધન તે નર જે ઊતરે, પાંમી જિન ધર્મનાવ. ૬
લોભ થોભ લાભે નહી, જગ માંહે જન કોઇ,
નિરલોભી નિરભીક મુનિ, મુનિપતિ ગાવું સોઈ. ૭

× × × ×

અંતે—

ઢાલ ૧૯ મી રાગ ધન્યાસિરી. પાસજિણંદ જુહારીયે-એ દેશી.

× × × ×

ચોપાઇ કીધી ચૂપસું, મૈ મુનિપતિ ચરિત્ર તે જોઇરે
ઉછું અધિકું જે કહ્યું, તસુ મિચ્છામિ દુક્કડ હોઇરે.
ભણતાં ગુણતાં ભાવસું, વલિ સુણતાં સંપતિ આવે,
દુખ દુરમતિ દૂરે ટલે, ધરિ ધરિ મંગલમાલા પાવે. ૬
શ્રી જિનધરમ સૂરીસરૂ, જસુ દરસણ હીયડો હીસેરે,
તસુ રાજે સંબંધ રચ્યો, સંવત સતરે પંચવીસેરે. ૭
પાટણમાંહે પરગડો શ્રી વાડી પાસ વિરાજેરે,
તસુ સાંનિધિ ચોપાઈ રચી, ચતુરાને કંઠ છાજેરે. ૮

શ્રી ખરતર ગચ્છ પરગડા, યુગપ્રધાન શ્રી જિનચંદારે
ભુવનમેરૂ તસુ શિષ્ય ભલા, પંડિત જન મન આણંદારે. ૯
વાચનાચારિજ ગુણનિલો શ્રી પુણ્યરત્ન કહીજેરે,
તાસ શિષ્ય વાચકવરૂ શ્રી દયાકુશલ સલહીજેરે. ૧૦
તાસ સીસ પંડિતવરૂ મુનિ ધરમમંદિર ઉલ્લાસોરે,
કીધી ચોપાઇ ચાહસું, વાચતાં લીલ વિલાસોરે. ૧૧
ચ્યારે ખંડે ચોપાઇ પૈસઠિ ઢાલે પરધાનોરે,
જયસમુદ્રની હુંસસું, મુનિ થુણતાં નવેય નિધાનોરે. ૧૨

—૪૪-૧૫ દા. ૪૫ નં. ૧૪ બડે. ૩૬-૧૭ મો. સે. લા; ૧૭-૧૯ અપૂર્ણ ગો. ના.

**(૭૧૨) દયા દીપિકા ચોપાઈ** સં. ૧૭૪૦ મુલતાનમાં.

**આદિ—**

ચિદાનંદ ચિત્તમેં ધરી પ્રણમું **પાસ** નિણંદ,
જગ ઉપગારી જગગુરૂ, જ્યોતિ રૂપ સુખ કંદ. ૧

× × × ×

**અંતે—**

**પારસનાથ** પસાઉલે, શ્રી **મુલતાણ** નગર મઝારો રે,
શ્રાવક જિહાં સુખીયા વસૈં, અધ્યાતમ ગ્યાંન વિચારો રે. શ્રી. ૧૯
વર્દ્ધમાંન વારૂ સુધી નવલખો ભાવ ભેદ જાણો રે,
ભણસાલી **મીઠૂ** ભલા, ધરમ ધોરી નિજકુલ ભાણો રે. શ્રી. ૨૦
આદેશ તાસ લહી કરી, જીવ જતનાનેં અધિકારો રે,
ચોપઈ કરી દયાદીપકા, **શિવ** ગ્રંથનો લેઇ વિચારો રે. શ્રી. ૨૧
સંવેગ ગચ્છના રાજીયા, ભટ્ટારક શ્રી **જિનચંદો** રે,
ભુવનમેરૂ તસુ શિષ્ય ભલા, પુણ્યરતન વાચક આણંદો રે, શ્રી. ૨૨
તાસ સીસ વાચકવરૂ, શ્રી દયાકુસલ કહીજૈ રે,
**ધરમમંદિર** ગણિ ઇમ કહૈ, જિન ધરમથી સુખ લહીજૈ રે. શ્રી. ૨૩

**સતરેંસેં ચાલીસૈ વરસેં** રચીયો ધરમ ધ્યાંન અંગ એહો રે,
નિવૃત્તિપણો નિશ્ચલ ધરેં, ગ્યાંની નર ધન ધન તેહો રે.　શ્રી. ૨૪
જીવ દયા જગમેં વડી, સહુ પ્રાંણીનેં સુખદાઇ રે,
જીવ દયા ધરમ કીજતાં, દિનદિન ઘર હોત વધાઇ રે.　શ્રી. ૨૫

—ઇતિશ્રી દયા દીપકા ચોપાઇ સમાપ્તાનિ-લિષતં પૂનમ્યા રૂપચંદ રતલાંમ નયરે-થાવર્યા બજાર મધ્યે સ્થાન-સંવત ૧૯૧૪ પોષ વદ ૧૪.
—૪-૧૮ આ-ક.—૬-૧૩ દા. ૭૦. નં ૧૧૮ ડે૦

**(૭૧૩)+ પ્રબોધચિંતામણિ-મોહ વિવેકનો રાસ.** સં. ૧૭૪૧ માગશર શુ. ૧૦ મુલતાનમાં.

આદિ—　　　દૂહા.

ચિદાનંદ ચિત્ત ચાહશું, પ્રણમું પ્રથમોલ્લાસ,
તેજ તમસ જીત્યાં જિણે, લોકાલોક પ્રકાશ.　૧
ગુણ અનંત ગુરૂજન તણા, દયાકુશલ ભંડાર,
જ્ઞાન દાન દીયે જિકે, તે પ્રણમું સુખકાર.　૨
જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાનજ્યોતિ જગમાંય,
જ્ઞાનદેવ દિલમાં ધરૂં, જ્ઞાન કલ્પતરૂ છાંય.　૩
અનંત સિદ્ધમાં જ્યોતિએ, સાધારણ મહાધામ,
મુનિ મનપંકજમાં ધરે, સારે વંછિત કામ.　૪
જ્ઞાની પણ વચનેં કરી, કહી ન શકે જસુ પાર,
આતમ અનુભવશું લહે, ચિદાનંદ વિસ્તાર.　૫
કર્મજાતિ બહુ વર્ગણા, ફિર રહી છે જસુ પાસ.
પણ તેહને લાગે નહિં, જ્યું રવિ વાદલરાસ.　૬
પુણ્ય પાપથી એ નહિં, અનુપમ જ્યોતિ અભંગ,
જન્મ કહ્યો જોગીસરે, ઉદાસીનતા સંગ.　૭
ચંદ્ર દીપમણિ ભાનુની, જ્યોતિ દેશથી હોય,
જડતા દાહકતા તિહાં, ઇહાં કલંક ન કોય.　૮

ભોગમાંહિ વસતાં થકાં, પહોંચાડયા ઇણુપાર,
ક્રોડ વર્ષ કષ્ટે કરી, ન તર્યા બહુ સંસાર. ૯
કામક્રોધ ન રહે તિહાં, જિહાં જાગી એ જ્યોત,
બાળબુદ્ધિ જાણે નહિં, ભવજલતારણ પોત. ૧૦
નાદવાદ તપ મૈનધર, આસન આશ નિરોધ,
ઇણુશું નર લાભે નહિ, સ્વાભાવિક એ બોધ. ૧૧
નમો નમો સરસ્વતિ ભણી, કર્મ અલુખતા દૂર,
નાભિપુત્ર બ્રહ્માથકી, ઉપની અનુપમ નૂર. ૧૨
નિર્મલ માનસ સર વસે, અવર મૂકી પરિવાર,
હંસ કેલિ ત્યાં નિત કરે, સરસ્વતિ વાહન સાર. ૧૩
તે સરસ્વતિ આતમનિકટ, વહે રહે નિશદીશ,
અવર કોઈ જાણે નહિ, ઇક જાણે યોગીશ. ૧૪
નીચ ગમન પાષાણ બહુ, જડતા જાલ પ્રકાર,
અવર નદી દૂષણ ઘણાં, એ નિર્મલ નિરધાર. ૧૫
જીન વાણી સરસ્વતિ કહી, બીજી સરસ્વતિ નાંહિ,
ભવ્ય લોક હિતકારિણી, જયવંતી જગમાંહિ. ૧૬

ઢાલ ૧ લી.

નમણી ખમણી ને મન ગમણી. એ દેશી.

શ્રી જયશેખર* આખે સુરિન્દા, સુણજો રોચક ભવિજનવૃંદા,
અધ્યાતમનો એ અધિકાર, મીઠો માનું અમૃતધાર. ૧
મૂરખ મોહ દશામાં રાચે, લૌકિક ચતુર કથા કરિ માચે,
કહી પરને જ્ઞાન દિખાવે, આપ પ્રબોધમાં કબહું નાવે. ૨

---

*આ જયશેખરસૂરિ માટે જુઓ નં. ૨૨. પૃ. તેમણે પ્રબોધચિંતામણિ ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો છે કે જેનું ગૂર્જર ભાષામાં અવતરણ પોતેજ ત્રિભુવન દીપક પ્રબંધ નામથી કર્યો છે. નં. ૩૦. આ પૈકી સંસ્કૃત ગ્રંથના વિસ્તાર રૂપે સુંદર ભાષામાં ધર્મમંદિરે પ્રસ્તુત રાસ રચ્યો છે.

પઢિ ગુણુ ગ્રંથ વડાઇ પાઈ, શાન્તિ દશા મનમેં કછુ નાંઇ,
જ્યું ભદ્રક ગજ મોતી ધારે, પણુ તેહના ગુણફલ ન વિચારે. ૩

× × × ×

અંતે—

પ્રબોધ ચિંતામણિ ગ્રંથ પ્રસિદ્ધો, શ્રી જયશેખર કીધોજી,
મોહ-વિવેક તણા અધિકારા, ગિર્વાણુ વાણી સારાજી, ધન. ૧૦
મંદમતિ જે મનમેં આણે, આલસ પણુ અંગ આણેજી,
તિણે એ ઢાલા ભાષા પ્રબંધે, ભવિજનને સુખ સંધેજી. ધન. ૧૧
શ્રી જિનધર્મ સૂરીશ્વર રાજે, દિન દિન અધિક દિવાજેજી,
આદેશ તાલ લહી ચોમાસા, કીધી ધર્મ ઉલ્લાસાજી. ધન. ૧૨
શ્રી મુલતાન નગરમેં સોહે, પાર્શ્વનાથ મન મોહેજી,
તાસ પસાયેં ચોપાઇ કીધી, મંગલ માલા પ્રસીધીજી. ધન. ૧૩
નવલષા વર્ધમાન વિષ્યાતા નેમિ ધરમ સાંત ગ્રાતાજી,
ભણુસાલી મિઠ ધર્મધારી, સૂરિજ સુત સુષકારીજી. ધન. ૧૪
અધ્યાતમ શૈલી મન લાઈ, સુખાનંદ સુખદાઇજી,
ધર્મ ધુરંધર શ્રાવક સંગે, વાધે ગ્રાન સુરંગેજી. ધન. ૧૫.
ઉદ્યમ આદર એહવો જાણી, એ રચના મન આણીજી,
લાભ થયો મુઝને ધર્મ ધ્યાના, ભવિજનને વધ્યો ગ્રાનજી. ધન. ૧૬
સત્તરસેં એકતાલે વર્ષે, ઉજ્જવલ પક્ષ શુભ દિવસેજી
માગશિર દશમી સ્થિર શુભ યોગા, ચૌપાઇ થઇ સુપ્રયોગાજી. ધન. ૧૭
વડવખતી ખડતર ગણુ ઇંદા, યુગવર શ્રી જિનચંદાજી,
ભુવનમેરૂ ગણિ સુમતિ સુરંગા, પુન્યતણા શીષ ચંગાજી. ધન. ૧૮
પુણ્યરત્ન વાચક પરધાના, તાસુ તિષ્ય બહુ નામાજી,
દયાકુશલ પાઠક પદ ધારી, સુવિહિત સાધુ વિહારીજી. ધન. ૧૯
તસુ શિષ્ય ધર્મમંદિર ગુણુ ગાવે, ચઢતી દોલત પાવેજી,
રૂપ રત્ન સુખ સંપતિ વાધે; જો જિન ધર્મ આરાધેજી. ધન. ૨૦

સુણતાં ભણતાં પાપ પલાવે, જ્ઞાન કલાદિક પાવેજી,
જે નર હોશે જાણ પ્રવીણા, તે ઇણિ અધિકારેં લીણાજી. ધન. ૨૧

× × × ×

છ ખંડે કરી ચોપાઇ દીપે, મિથ્યા ભાવને જીપેજી,
આત્મદર્શી અર્થ કરેશી, આનંદ અંગ મહેસીજી. ધન. ૨૫
ભાવ ભક્તિ કરી ભવીજન ભણસે, જે કોઇ આવી સુણસેજી.
ધર્મમંદિર કહે એ પરધાના, આપે નવેઈ નિધાનાજી. ધન. ૨૬

—ઇતિશ્રી પ્રબોધચિંતામણૌ ઢાલ ભાષા બધે પંડિત ધર્મસાગર (? ધર્મમંદિર) ગણિ વિરચિતે મોહ વિવેક સંગ્રામ મોહ પરાજય વર્ણનો નામ ષષ્ઠ ખંડઃસમાપ્તે ચતુઃપદિકા. સર્વ ખંડ સંખ્યા ૬ સર્વ ઢાલ સંખ્યા ૭૬ ગ્રંથાગ્ર ૩૦૦૧. માનમિદં–શ્રી. સં–૧૮૨૮ મિતિ પોષ વદિ ચતુર્દશી દિવસે લિખિતોયં પુસ્તકઃ શ્રી સૂરત મધ્યે શ્રી ૧૦૮ શ્રી જિનકુશલસૂરિ સદ્‌ગુરૂ પ્રસાદાત્. પૃ. ૭૦ પં. ૧૪ આ૦ ક.; પ્ર૦ જૈન કાવ્ય દોહન પૃ. ૨૨૮ થી ૩૬૪.

**(૭૧૪) પરમાત્મ પ્રકાશ ચોપઈ.** સં. ૧૭૪૨ કા. શુ. ૪ ગુરૂ મુલતાનમાં

આદિ—

પરમ જયોતિ પ્રણમું સદા પરમાતમ પરકાશ,
ચિદાનંદ લહરી જલધિ અનુપમ સુખ નિવાસ. ૧
પારસનાથ પ્રસાદ કરિ, પૂરઉ મુઝ મન આસ,
વિઘન વિડારણ વેગલા, જગ જંપઈ જસ વાસ. ૨
વંદું વીરજિણિંદ વર, જસુ સાસન જયવંત,
અધ્યાતમ અધિકાર ફલ જિહાં લાભ ઇમિ તિમંતિ. ૩
જિન વાણી સરસતી નમું, ઉજ્જલ રૂપ નિધાંન,
હરષ કરો હંસ ગામિની, વારૂ વાધઇ વાન. ૪
જ્ઞાન લોચન દાયક સુગુરૂ, પ્રણમું પરમ પ્રતીત,
કીડીથી કુંજર કરઈ, સીખાવઈ ધર્મ નીતિ. ૫

પરમાતમ પ્રકાસ ગ્રંથ, પરમાગમ પરસિદ્ધ,
યોગેન્દ્રદેવ કીધઉ સુપરિ; સુણતા ભવિમન સિદ્ધ. ૬
સાત દોધક કરિ વર્ણવઇં, પહિલું મંગળ કાજ,
પરમ પંચ પરમેષ્ઠિ પદ, આપઇ ઉત્તમરાજ. ૭

+ + + +

આનંદ રંગ વધામણા, મૈ પરમાતમ ગુણ ગાયા રે. ટેક.
શ્રી **મુલતાન** નગર ભલો, જહાં શ્રાવક ચતુરસુજાણો રે,
દેવ ધરમ ગુરૂ રાગિયા, આદર દઇ રાય નઇ રાણો રે.
અધ્યાતમ-શૈલી વર્યા નવલક્ખા શાહ પ્રધમાનો રે,
ભણુસાલી ભલા ભાવિયા, મિટ્ઠૂમલ વધતઇ વાનો રે.
સાહ કણોડી પરગડા, સુખાનંદ સુલહીજૈ રે,
સુખિયા દાની શુભમતી લખમી દડ લાહ લીજે રે.
**ને**મીદાસ **ધ**ર્મદાસજી **શાં**તિદાસ બંધવ હોઇ રે,
**મિટ્ઠૂ** પુત્ર **સૂ**રિજ ભલઉ શ્રાવક શુભ ભાવુવા જોઇ રે.
એ શ્રાવક આદર કરી, જોડાવી ચઉપઈ સારી રે.
અધ્યાતમ પંડિત સુધી, તે થાસ્યે યહાં અધિકારી રે.
ગચ્છ બડા **ખ**રતર બડા, થી યુગ પ્રધાન **જિનચંદા** રે,
**ભુવનમેરૂ** તસુ શિષ્ય ભલા, પંડિત જન મન આનંદા રે.
તાસુ શિષ્ય વાચક વરૂ, શ્રી **પુણ્યરતન** પરધાનો રે,
તાસુ શિષ્ય પાઠક વરૂ, શ્રી **દયાકુશલ** બહુ માનો રે.
તાસુ શિષ્ય વાચક કહઉ, **ધરમમંદિર**ગણિ સારો રે,
ચઉપઈ કીની ચાહસ્યૂં, અધ્યાતમનઇ અધિકારો રે.
નયનવેદ મુનિ ચંદ્રમા ( ૧૭૪૨ ) એ સંવત વિક્રમ જાણો રે,
કાતી સુદી પંચમ દિનઇ, ગુરૂવારઈ સુભ જાનો રે.

—પ્ર. કા.

—ઢાલ ૧૯ દ્વિતીયખંડે, પ્રથમખંડે ઢાલ ૧૩ સર્વ ઢાલ ૩૨ ગ્રંથ-

ગ્રંથ ૧૧૨૫ અનુમાનેન સં. ૧૭૮૭ વર્ષે મિતિ પોહ વદિ ૧૪ મૂલોકે શ્રી વીકાનેર મધ્યે પં. લાષણસી લિપીકૃતં સાધવી જીવાં વાંચનાર્થં.

૩૯–૧૧. દા. ૧૩ નં. ૧૬. જૈ. શા. અમ.

**(૭૧૫) આત્મમદ પ્રકાશ.**—ખં. ૧.

**(૭૧૬) નવકાર રાસ.** ૪ ઢાલ.

**આદિ—** દૂહા

ચોવીસે જિનવર નમી, પંચ પરમેષ્ઠી સાર,
પરમમંત્ર નવકારની, મહિમા ભાગૂં ઉદાર. ૧

× × × ×

**અંતે—** ઢાલ ૪ ભરતનૃપ ભાવશું—એ દેશી.

× × × ×

દિન દિન અધિકી સંપદા એ. મનવંછિત સુખ થાય, ન.
દયાકુશલ વાચક વરૂએ, ધર્મમંદિર ગુણ થાય,
નમું નવકારને એ. ૬

પ્ર. રત્નસમુચ્ચય પૃ. ૪૦૯ થી ૪૧૧.

**શંખેશ્વર પાર્શ્વનાથ બૃહત્સ્તવન**—સં. ૧૭૨૮(રામ કર તુરગભૂમિ.)

**અંતે—**

સાચો સાહિબ **પાસજીરે** મત મૂંકોરે મનથી ઉતાર,
મયા કરી મહિમાનિલોરે એ વિનતિ અમ વારવાર. સા૦
સંવત **રામ** વષાંણીયૈ **કર તુરગ ભૂમિ** સુજાંણ,
ચૈત્રની પૂનિમ શુભ દિનૈ, મૈ ભેટયારે જેહની બહુ આંણ. સા૦
વાચનાચારિજ જાણીયે, વર દયાકુસલ ઉલ્લાસ,
મુનિ ધર્મ્મમંદિર ઇમ કહૈ, આપેજ્યો હો સિવસુખ વરવાસ. સા૦

—સંવત્ ૧૮૧૮ વર્ષે મિતી કાર્તિક વદિ ૩ લિષતં સિદ્ધરંગેન.

( છેલ્લું પાનુંજ મળ્યું છે. ક. મુ. )

**શત્રુંજય ગીત**—૫ કડી.

આદિ—સહીયાં સેતુંજ ગિરિવર ભેટીયઇ રે.

અંતે—**ધરમમંદિર** કહઇ ઇણવિધિ કીજતાં રે, પ્રાંણી
પામઇ પરમાણંદ રે. ૫–સ.

**શત્રુંજય ગીત**—૫ કડી.

આદિ—શ્રી વિમલાચલ વંદીયઈ હું વારી લાલ,

અંતે—**ધરમમંદિર** જિન ગાવતાં હું, દિન દિન અધિક ઉલાસ હું. ૫

( ઉપરનાં બંને ગીત મારી પાસે છે. )

---

## ૩૪૫. જિનદેવ સૂરિ.

**(૭૧૭) નંદિષેણ મુનિ** ૧૯૨૫ ચં. લીં.જેસ.

---

## ૩૪૬ જિનદત્ત સૂરિ.

**(૭૧૮) ધન્ના ચોપાઇ** ૧૭૨૫.

---

## ૩૪૭ લક્ષ્મીવલ્લભ. ( ખ. લક્ષ્મીકીર્ત્તિ–ક્ષેત્રકીર્ત્તિ–સોમહર્ષ શિ. )

**(૭૧૯) રતનહાસ ચોપઇ** ૧૭૨૫ વિધા.

**(૭૨૦) અમરકુમાર ચરિત્ર રાસ.** વિધા.

**(૭૨૧) વિક્રમાદિત્ય પંચદંડ રાસ**—સં. ૧૭૨૭ ફા. શુ. ૫.

આદિ—

પ્રણમું **પાસ** જિણંદ પાય કલિયુગિ સુરતરૂ કંદ,
સેવ કરઈ નિત જેહની **પદમાવતિ** ધરણિંદ. ૧
મનિ ધ્યાઉં શ્રી **સારદા** કવિજન કેરી માય,
જાસુ પ્રસાદે પામીયે સુવચન અમિય સહાય. ૨
પ્રણમું વલિ સદગુરૂ સદા જ્ઞાન નયન દાતાર,
મૂરખથી પંડિત કરે એ મોટા ઉપગાર. ૩

કહિસુ વિક્રમરાયનો ચારિત મહાગુણ ચંગ,
સુણતાં શ્રુત સુખ ઉપજે જિહાં નવરસ બહુ રંગ. ૪

× × × ×

અંતે—

હોઈ સંઘ સહું સાથ સમેલા, તજી આલસ ધરમ સુણિવા વેલા,
કીધોં સંઘ શ્રવણ સુષ કાજ, વિક્રમ ભુપ ચરિત્ર કવિરાજ. ૧૧
**સિદ્ધિ નેત્ર મુનિ શશી હર વરષૈ, ફાગુણ શુદિ પંચમિ** મન હરષૈ.
શ્રી ખરતર ગછ છવિ અતિ છાજૈ, શ્રી **જિનચંદ** સુરીસર રાજૈ. ૧૨
શ્રી **લષમિકીર્ત્તિ** ગણિ ઉવઝાવ્યા, શ્રી **ષેમ** કીર્ત્તિ **શાષિ** સુહાયા,
દરસણ **સોમહરષ** પરકાસૈ, જસુ પ્રતાપ રવિ જગત વિભાસૈ. ૧૩
તાસ સીસ અતિ મન ઉછરંગે, **લષમિ** વલ્લભ ગણી સુષ સંગૈ,
છઠૈ ષંડૈ ચૌવદમિ ઢાલ, પભણી **વિક્રમ** જસ જયમાલ. ૧૪
ઢાલ ભણી જન સહુજિ કહેસી, ગુરૂનાં મુષથી દેસી લહેસી,
ચતુર તણો તો ચિતરંજેસી, સુઘડ તણી તાં સોભા લેસી. ૧૫
શ્રી **વિક્રમ**નોં જસ સાંભલેસી, તસુ મન વંછીત સગલા ફલસી,
કદે ન હોવૈ ચિંતા કાંઈ, અહનિસિ ઉત્સવ રંગ વધાઈ. ૧૬

(૧) ઇતિ શ્રી વિક્રમાદિત્ય ભૂપાલ પંચદંડછપદ સંપૂર્ણ સર્વ ઢાલ ૭૫ સર્વ ગ્રંથાગ્રંથ ચોપાઈ દુહા ૩૧-૬૮ શ્લોક છે. (૨) ઇતિ શ્રી વિક્રમાદિત્ય ભૂપાલ ચરિત્રે પંચદંડચતુ:પધાં ષષ્ટ: ષંડ સમાપ્ત: સંવત્ ૧૭૮૩ વર્ષે ચૈત્ર વદિ ૨ તિથૌ સોમવાસરે રાજપુર મધ્યે. ગુ. વિ.— સં. ૧૮૦૧ વર્ષે માહ વદિ ૬ શનિ-પત્ર-૯૪-૧૩ નં. ૪૬ ૧૮૭૭-૭૮ ડે.કો.—યતિ વિવેકવિજય-ધુમટાવાળો ઉપાશ્રય-ઉદયપુરભં. માણેક.-૪૧-૨૧ દા. ૪૧ નં. ૮૦ ડેo;—સં. ૧૭૫૨ કારતક વદ ૩ પ્રે. ૨.

—ઇતિશ્રી વિક્રમાદિત્ય ભૂપાલ પંચછત્ર ચરિત્રેં ચતુષ્પધાંષષ્ઠમ ખંડ સંપૂર્ણ. સર્વ ઢાલ ૭૫ સર્વ ગ્રંથ ૩૧૬૮ સકલપંડિત શીરોમણી પંડિત મુકટાયમાન પંડિતશ્રી ૧૦૮ શ્રી સુજાંણવિજયજી ગ૦ તત્ શિષ્ય પં. શ્રી ૧૦૮ શ્રી હિંમતવિજયજી ગ૦ તત્ શિષ્ય હેતવિજયગણિ લિપી-

કૃતં. સંવતિ ગગનનેત્ર પર્વતચંદો ૧૮૭૦ વર્ષે ફાલ્ગુન માસે શુકલપક્ષે તિથૌ ષષ્ઠિ ભૃગુવાસરે શ્રી મોહિનગર મધ્યે શ્રી તપાગછે, મેવાડદેશે મહારાજાધિરાજ મહારાણાજી શ્રી અરિસિંઘજી વિજયછત્રે, શ્રી અબાવ માતાજી કૃત્તે કીજ્યોજી. તૃતીય પ્રહરે સંપૂર્ણમ્. ૬૯-૧૬ બાલચંદ્ર-યતિ ખાનગામ.

**(૭૨૨) રાત્રી ભોજન ચઉપાઈ** સં. ૧૭૩૮ વૈ. શુ. ૭ વીકાણામાં (વીકાનેરમાં)

**અંતે—**

ઢાલ ૨૬ મી સુણો સુણો વિનતડી પ્રિય મોરા હો લલણા-એહની.

× × ×

**જિન**કુશલ સૂરિ ગુરૂ રાજી, વાજે જસુ જસવાસા હો,
તાસુ પરંપર અંતેવાસી, પુહવી સુજસ પ્રકાસી હો. ૭ ભ.
વાચક ષેમકીરત બડભાગી હો, ઇહાં શ્રી **લચ્છી**કીરતિ ઉવઝાયા,
શ્રી ષેમ સાષ સુહાયા હો. ૮
પાઠક શ્રી **લ**છિવલભ પભણુઇ, ઉલ્લટ સેતી અપણુઈ હો,
વડે નગર પરસિદ્ધ **વીકા**ણે, ટેવ વ ચઉમાસારે ટાણે હો. ૯
સંવત **સતરસે અડતીસે,** સાતમદિન સુજગીસે હો,
માસ તાઇ વૈસિત પાષ માહે, આગમ ધુરિ અવગાહે હો ૧૦
રાત્રી ભોજન ચઉપી મન રંગઇ, ચતુર જી કે ચિત રંગ હો,
સષરી ઢાલ કથાક જે સુણસી, ગુણિઅણ જણ જિ ગુણસીહો. ૧૧
લહિસી તે બે વૈભવલીલા, હુસી નહી અવહેલાજી,
શ્રી લષમીવલભ જિનસંગો ચિત અચિત યત સુચંગો હો. ૧૨

—ઇતિ શ્રી રાત્રિભોજન ચઉપાઇ સંપૂર્ણ સંવત ૧૮ સા. ૩૩ આરજા શ્રી ૧૦૮ શ્રી કેસરજીરી, તત સિષણી લષતં ગ્યાંનકૂંવરી વીકાનેર મધ્યઃ (પૃ. ૧૪ પં ૧૪-ગુ-વિ.)

## ૩૪૮ હેમરાજજી પંડિત. (દિગંબર) હિંદીભાષા.

**(૭૨૩) નયચક્ર રાસ.** સં. ૧૭૨૬.
**(૭૨૪)+ભક્તામર સ્તોત્ર ભાષા**–(પ્ર૦ બી–મા.)

---

## ૩૪૯ જીતવિજય (ત. હીરવિજયસૂરિ–વરસિંઘ ઋ– જીતવિજય શિ૦)

**(૭૨૫) હરિબલરાસ.** સં. ૧૭૨૬ પોશ શુ. ૨ શનિવાર.

**આદિ**—શ્રી સરસ્વત્યૈ નમઃ– સકલ પંડિત શિરોમણિ પંડિત શ્રી ૫ શ્રી જીતવિજયગણિ ગુરૂભ્યૈ નમઃ–

દૂહા.

સુખદાઈ સમરૂં સદા, પુરિસાદાણિ પાસ.
જગવલ્લભ જિનવર નમું, અહનિસિ પૂરઈ આસ. ૧
આદિકરણ આદિસર, મહિમા મેરુ સમાન,
શ્રી શેત્રુંજય ભેટતાં, વાધઇ અધિકો વાન. ૨
શાંતિ જિણેસર સમરતાં, પાતિક દૂર પલાય,
સુખ સંપતિ સવિહું મિલઇં, અલિય વિઘન સવિ જાય. ૩
યાદવકુલ રયણાયરુ, નમિઇ નેમકુમાર,
બ્રહ્મચારી સિરસેહરો, જપતાં જય ૨ કાર. ૪
આજ લગઇ જેહનો અછઈ, પટ્ટ પરંપર ધર્મ,
તે નિત વીરનઈ વાંદતાં, દૂર ટલઈ સવિ કર્મ. ૫
સરસ વચન દ્યો સરસતિ, માત મયા કરિ મુઝ,
તુઠિ કવિયણ કોડિનઈ, તિણઈ સમરી મઈ તુઝ. ૬
બ્રહ્મસુતા જગિ જાણીઇં, સબ ભય ભંજણહાર,
તુઝ ગુણ કોડિગમે અછઇ, કહતાં નાવઇં પાર. ૭
મુરખ નર પંડિત હુઆ, તુઝનઇં સમરત ખેવ,
હું તુઝ પય પ્રણમી કરી, કથા સરસ કહું હેવ. ૮

ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ બાંધવ ગુરૂ બુદ્ધિ,
કીડીથી કુંજર કરઇ, તે સેવું મન સુદ્ધિ. ૯
પાંચે તીરથ પ્રણમીઈ, પ્રણમી સરસતિ માય,
હરિબલરાસ રચું હવઈ, સદગુરૂ નઈ પસાય. ૧૦
કિહાં જાયો કિણ પરિ હુયો, સુષ પામ્યો કિમ તેહ,
તે સંષેપઈ હું કહું, સાંભલજ્યો ધરી નેહ. ૧૧
હરિબલ ધીવર જાતિનો, ગુરૂમુષિ જિણવ્રત લીધ,
દયા પ્રભાવઇ દેવતા, સાંનિધ સઘલે કીધ. ૧૨

× × × ×

અંતે—

ઇમ સંયમ તપ જપ કરી, અંતગડ કેવલ નાણેરે,
હરિબલ મુનિ મુગતેં ગયો, જીવદયા પરિમાણેરે. ૪૮
કરૂણાથી નવનિધિ લહે, જગમાંહે જસ વાધેરે,
ઋદ્ધિ રમણી હરિબલ પરિ, પામી આતમ સાધેરે. ૪૯
હીરવિજયસૂરિ ગચ્છપતિ, સીસ સંયમગુણ ભરિયોરે,
વરસિંઘ ઋષિ પંડિત ભલા, ઉપશમ રસનો દરિયોરે. ૫૦
શિષ્ય શિરોમણિ તેહના, જીવવિજય ગુરૂરાયારે,
હરિબલ ઋષિના ભાવશું, જીતવિજય ગુણ ગાયારે. ૫૧
ભાષા ભુજ સંયમ વર્ષે, સંવત સંખ્યા દીધીરે,
પોષ શશિ બીજ શનિવારે હરિબલ ચોપઇ કીધીરે. ૫૨
પડિકમણા સૂત્રવૃત્તિમાંહે, ભાખ્યો અધિકારોરે,
જીતવિજય વિબુધે કહી ચોપઈ સંબંધ વિસ્તારોરે. ૫૩
સુણે સુણાવે ભાવસું, તસ ઘર લીલ વિલાસોરે;
સકલ સંઘ તણી સદા, પૂરે શંખેસર આસોરે. ૫૪
—ગુણવંતા હરબલ ઘણું.

—સકલ પંડિત શિરોમણિ પંડિત શ્રી શ્રી ૫ શ્રી શ્રીજીતવિજય ગણિ શિષ્યઃ ગણિ જસવિજયેન લિપિકૃતં શ્રી. ૨૭—૧૬ ભાવ.

—સં. ૧૮૧૫ વર્ષે શાકે ૧૬૮૦ શ્રાવણ શુદ ૫ રવિ અજીમગંજમધ્યે ૪૦—૧૫ ઘો.

—લિ૦ રવી વિજય શ્રી રાંણા વસનભ્રાત્ પં. મોહનવિજય સ્વહિતાય લિપિકૃતા શુભં ભવતુ. ગુ. વિ; માણેક.

—શ્રીમદ્રસભુજગજેંદુ (૧૮૨૬) સંવત્સરેऽશ્વયુજે માસે ધવલપક્ષેऽષ્ટમ્યાં કર્મવાટયાં સૌરિવાસરે શ્રીમન્નવીનપુરે સકલ વિદ્વત્ શિરોવંત ઋ૦ કર્મસિંહજી તદંતેવાસી ઋ૦ માનસિંહજી તલ્લઘીયભ્રાતૃણા ઋ૦ પીતાંબરેણુ ઇયં ચતુઃપદી સમનુલિલેખ. શ્રીમદ્ વીરપદાંબુજ પ્રભાવતો. ૩૨. ૧૩ રાજકોટ. પૂ. અ.

—ઇદલપુર મધ્યે લખિતં પંડિત શ્રીપ શ્રી ગુણવિજયગણિ તત્ શિષ્ય કેસરવિજય લખિતં. ૩૩–૧૮. પ્ર. કા. નં. ૯૫૫

---

## ૩૫૦ હીરાણંદ–હીરમુનિ. (લોં૦ ગુજરાતી ગચ્છ–વીરસિંહ–જેમલજી–ઝંઝણ–તેજસીશિ.)

**(૯૨૬) ઉપદેશ રત્નકોશ–કથાનકે અમૃતમુખી ચતુષ્પદી**–સં. ૧૭૨૭ આસો શુદ ૨ મેદિનીપુરમાં (મેડતા).

આદિ—

શ્રી **આદિસરિ** આદિ ધુરિ, અતિશયવંત અધીશ;
ચઉવીસે **જિન** ચોપસ્યું, વંદું વિસવા વીસ. ૧
શ્રી **સીમંધર** સિર ધણી, જયવંતા જિનરાજ,
વિનય ભક્તિ વંદુ વલી, તારણુ તરણુ જિહાજ. ૨
ગૌતમ ગણુધર ગુણુ સરિસ, ભર્યાં લબ્ધિ ભંડાર,
પ્રહ સમ જપતાં પામીયઇ, ઇછત વસ્ત અપાર. ૩
સમરથ સંજમ ગુણુ સરિસ, સહજાઇ સુષ દાતાર,
નામ જપૂં સદગુરૂ તણો, આંણી હરષ અપાર. ૪
સરસ વચન દો **સરસ્વતી**, નિરમલ આપો નાંન,
કથા કહું કૌતિક ભણી, સુણો સહુ સાવધાંન. ૫
કવિ કલોલ કથા અછઇ, ચતુર સુણો ચિત લાય,
આલસ ઉંઘ અલગ તજો, વિકથા તજિ વિગતાય. ૬

શ્રોતા મનિ આદર સરસ, વક્તા મનિ વિસ્તાર,
બિહું મનિ આણંદ ઉપજઈ, તો સરસ કથારસ સાર. ૭

× × × ×

અંતે— સર્વગાથા ૧૫, ઢાલ ૩૨ મી, મધુકરની.

સંવત્ સતર સતાવીસમિ, અતિ ભલો આસૂ માસ લલનાં.
દ્વિતીયા તિથિ ચઢતી કલા, મંગલિક દિન ઉલ્હાસ લલનાં. ૬
મેદનીપુરવર મધિ ભણ્યો, રૂડો એ અધિકાર, લ૦
ચતુરપણિ સુણો ચઉપઈ, ચતુર હુવઈ નરનાર. લ૦ ૭
લોંકિ ગુજરાતી ગચ્છઈ, સ્થિવરગુણે ચોસાંલ, લ૦
વીરસીહ જેમલજી સાધુ, મહા સુવિશાલ. લ૦ ૮
ગુરૂ ઝંઝણ શ્રુતકેવલી સમરથ ગણિ શિણગાર, લ૦
તસ્ય શિષ્ય ભાવ ધરી ભણિ, ઢાલ બત્રીશે ઉદાર, લ૦ ૯
શ્રી ગચ્છનાયક તેજસી, જીવો કોડિ વરીસ, લ૦
તાસ પસાયઇ ભણીસ હા, મુનિ હીરાણંદ જગીસ, લ૦ ૧૦
ભણિ સુણિ જે સંભલિ, શ્રાવક સાધ ઉદાર, લ૦
ફલિ મનોરથ તેહના, મનવંછિત સુષ સાર. લ૦ ૧૧
ગાથા ગ્યારસઇ ઊપરિ, અષ્ટાવીસ ઉદાર, લ૦
અમૃતમુખીની ચોપઇ, સુંદર એ અધિકાર, લ૦ ૧૨
ગુણ ગાવો સુધ સાધના, જિમ લહો સુષ અપાર, લ૦
ઋદ્ધિ વૃદ્ધિ આણંદ સદા, હીર મુનિ ગુણધાર લ૦ ૧૩

—સર્વ ઢાલ ૩૨ સર્વ શ્લોક સંખ્યા ૭૦૦ સંપૂર્ણ લિ. પૂજ્ય પ્રવર પં. સ્થિવર ઋષિ શ્રી ૫ જસવંતજી તસ્ય શિષ્ય પૂજ્ય ઋષિ શ્રી ૫ દેદાજી તત્ શિ૦ પૂ૦ ઋ૦ શ્રી ૫ રામાજી તત્ પ્રસાદાત્ લિ૦ ઋ૦ મનોહરાખ્યેન. સં. ૧૭૨૯ વર્ષે ફાલ્ગુન વદિ ૭ દિને ગુંદવચ ગ્રામે લિ૦ ૯. ૧૭. (વિ. ધ.)

**(૭૨૭) સાગરદત્તરાસ** ૧૭૨ (૪) ૫. વિજયાદશમી જાલોરમાં.

આદિ— આસારાગે દુહા.

શ્રી આદીસર આદિ દે(વ) અતુલીબલ અરિહંત,
ચોવીસે વાંદુ ચતુર, ભયભંજણ ભગવંત. ૧
આદઇ સીમંધર અધિક, વિહરમાન જિણ વીસ,
વિનય ભક્તિ કરી વંદીઇ, અતિશયવંત અધીસ. ૨
વલી ધ્યાઉ વાગેશ્વરી, વર વિદ્યા દાતાર,
માત મયા કરિ મન સુદ્ધઈ, તુઠી તારણહાર. ૩
સદ્‌ગુરૂ નામ જપું સદા, જાસ પસાય જાણ,
જ્ઞાન બુધિ લહીઇ ઘણું, કીજઈ કોડિ કલ્યાણ. ૪
જયવંતા સુદ્ધા યતી, અઢી દ્વીપમાં આજ,
વલિ વલિ તેહનઇં વંદીઇ, ઋધિવંત ઋષિરાજ. ૫
ગાઉં તાસ પસાય ગુણ, ઉગતિ અનૂપ ઉપાય,
દાન દીઉ જિમ દેવદત્ત, ચરિત રચ્યું ચિતલાય. ૬
ચતુર તણો ચિતરંજયણ, કહિસુ કથા કલ્લોલ,
કવિ રસ કૌતિક કાન દઇ, એ સંભલો ઇલોલ. ૭

× × × ×

અંતે—

સવ ગાથા ૭૦૪ ઢાલ પચતાલીસમી ઝુબખડાની.

× × × ×

**સંવત વેદયુગ જાણીઈ મુનિ શશિ** વર્ષ ઉદાર,
**મેદપાટમાંહે** લિખ્યો, વિજઇ દશમ દિનસાર, સુ. ૫
ગઢ **જાલોરઈ** યુગતસું, લેખીઉ એ અધિકાર સુ.
અમૃત સિદ્ધ યોગઈ સહી, ત્રયોદશી દિન સાર એ, સુ. ૬
ભવિક નર સાંભલો.
ભાદ્રવ માસ મહિમા ઘણી, પૂરણ કર્યો વિચાર, ભ.
પંચતાલીસ ઢાલે સહી, ગાથા સાત સઈ સાર. ભ. ૭
**લુંકઇ** ગચ્છ લાયક યતી, **વીરસીહ જેમાલ**, ભ.
ગુરૂ **ઝાંઝણ** શ્રુતકેવલી, થિવર ગુણે ચોસાલ. ભ. ૮

સમરથ થિવર મહા મુની, સુંદર રૂપ ઉદાર, ભ.
તસ સિષ ભાવ ધરી ભણઇ, સુગુરૂ તણઈ આધાર, ભ. ૯
ઉછો અધિકો જે કહ્યો, કવિ ચાતુરીઇ કિલોલ, ભ.
મિથ્યા દુઃકૃત તે હ્યો, જિન સાખઈ ચોસાલ. ભ. ૧૦
શ્રી ગછ સજનજન નરનાર જે, સંભલી લહઇ ઉલ્હાસ, ભ.
નરનારી ધર્માતમા, પંડિત મ કરો કો હાસ. ભ. ૧૧
દૂરજનનઇ ન સુહાવહી, નહી આવઇ કોઇ દાય, ભ.
માપા ચંદનના દરઇ અસુચિ તિહાં ચલિ જાય. ભ. ૧૨
પ્યારો લાગઇ સંતનઇ, પામઈ ચિત્ત સંતોષ, ભ.
ઢાલ ભલી ભલી સાંભલો, ચિત્તથી ટાલઉ રોષ. ભ. ૧૩
શ્રી ગછનાયક તેજસી, જબ લગ પ્રતપો ભાણુ, ભ.
**હીર** મુનિ આસીસ દઈ, હોજો કોડિ કલ્યાણ. ભ. ૧૪
સરસ ઢાલ સરસી કથા, સરસો સહુ અધિકાર, ભ.
**હીર**મુની ગુરૂ નામથી, આણુંદ હર્ષ ઉદાર. ભ. ૧૫

—૩૩–૧૫ પ્ર૦ કા.
—૧૭–૧૭ દા. ૪૩ નં. ૫૬ ર ડે.

---

## ૩૫૧ વિજયસૂરિ.

**(૭૨૮) રોહિણી ચોઢાલીઉં** સં. ૧૭૨૭—માણેક.

---

## ૩૫૨ લક્ષ્મીવિજય. (ત૦ વિમલહર્ષઉ–પ્રીતિવિજય–પુન્યવિજય શિ૦ )

**(૯૨૯) શ્રીપાલ મયણાસુન્દરી રાસ.** સં. ૧૭૨૭ ભાદ્ર. શુ. ૯, ખંભાતમાં.

અંતે—

તપગચ્છ ગયણે દિનકર સરિષો, શ્રી **વિજય**દાંન સૂરીંદાજી,
તાસ પાટ સોભાકર સુંદર, **હીર**વિજય મુણીંદાજી. ૯૭

હીરવિજયની વાણી સુણીનઇ, અકબ્બર આણંદ પામ્યોજી;
સકલ દેશમાં દયા પલાવઇ, ધર્મ ઉપરિ મન થામ્યોજી. ૯૮
પાટ પ્રભાકર ગુરૂ સોભાગી, શ્રી વિજયસેન સવાઇજી,
ડલ્લીપતિ સાથિં વાદ કરતાં, કીરતિ જગમાં ગવાઈજી. ૯૯
દેવમૂરતિ વિજયતિલક સૂરીસર, જસ મુષ પુન્યમ ચંદોજી,
લબધિનિધાન ગુરૂ ગૌતમ સરીષો, નેહ ધરીનઇ નીરષોજી. ૭૦૦
પાટ સોભાકર વિજયાણુંદ સૂરિ, સોભાગી સિરદારજી,
રાય પુન્યાઢ પરિ પુન્યઈ પુરો, તપક્રીયાઇં સૂરોજી. ૭૦૧
પાટેં ઉદયો જાંણે ભાંણો, વિજયરાજ મુણીંદોજી,
સાલિભદ્ર ધના સમોવડિ, મહિમા જાસ દીણંદોજી. ૨
પાઠક પુરંદર મૂરતિ સુંદર, નાગર પ્રણમઈ પાયજી,
વિમલહર્ષ ગુરૂજીનઇં નામઇં, ઉત્સવ અધિકા થાયજી. ૩
તાસ શિષ પ્રીતિવિજય મુનિસર, જેહની સબલ જગીસજી,
ગુરૂશ્રી પુન્યવિજયનિં પ્રેમિં, હું પ્રણમું જિસિદીસજી. ૪
સકલ મનોરથ સહિજઈ ફલીયા, સોભાગી ગુરૂ મલીઆજી,
ભવભય ફેરા દૂરિં કરિયા, ગુરૂથિ સોભા વરિયાજી. ૫
ષંભ નયરમાં રહી ચોમાસું, રાસ સંપૂરણ કીધોજી,
નવપદનો મહીમા બોલતઇં, મુષ પવિત્ર તે કીટોજી, ૬
સંયમભેદ લોચનનઇં જલધિ, એ સંવત્સર જાંણોજી,
ભાદ્રપદ સિત નવમિ મૂલ રિષહ, શશિ ધનરાસિ વષાંણોજી, ૭
શ્રી શ્રીપાલ મયણાંસુંદરિનો, રાસ રચ્યો ગુણ જાંણીજી,
ઉત્તમજનના ગુણ બોલંતઇ, જગ સોભા વિસ્ચાંણીજી. ૮
રંગ ભરિ એ રાસ ભણીનઇં, જિંવ્હા પવિત્ર કહેયોજી,
લક્ષ્મીવિજય કહિં ભવિકાજન, શિવ રમણી વરેયોજી. ૯

—સં. ૧૭૩૧ વરસે આસો સુદિ ૧૩ શુક્રવાર દિને, પંડિત પુન્યવિજય ગણિ તત્ શિષ્ય ગ૦ લક્ષ્મીવિજય શિષ્ય ગ. શુભવિજય લિષીતં.

(ઇડર બાઇઓનો ભંડાર)

---

## ૩૫૩ માનવિજય (૩) (ખ૦ જિનરાજસૂરિ શિ.)

**(૭૩૦) પાંડવચરિત્ર રાસ.** સં. ૧૭૨૮ આસો વદ ૨ રવિ. મેડતામાં.

**અંતે—**

શ્રી **ખરતર** ગચ્છ દીપતા જયવંતા શ્રી **જિણચંદો**રે,
સકલગુણે સોહામણા, દરસણથી જાવે દંદોરે. ૧૦ પાં.
વષતાંવર વિદ્યાનિલા વલી ગુણ છત્રીસ નિધાનોરે,
ચંદ્ર જિસ્યો ચઢતી કલા પૂરે યશ યુગપરધાનોરે. ૧૧ પાં.
પરગટ પાટ પરંપરા ગચ્છનાયક શ્રી **જિનરાજો**રે,
તાસુ સીસ વાચકવરૂ સિરિ **માનવિજય** શિરતાજોરે. ૧૨ પાં.
તાસુ સીસ વાચક કહે ગણિ **કમલહર્ષ** હિત કાજેરે,
ચઉપી **પાં**ડવ ચરિતની તે સુણતાં ભાવઠ ભાજેરે. ૧૩ પાં.
**પાં**ડવના ગુણ ગાવતાં લહીએ વિદ્યા સુવિલાસોરે,
હરષ અધિક વધતાં હુવે જગમે વાધે યશ વાસોરે. ૧૪ પાં.
મુનિ જે જીવદયા ક્ષમા પાલે ઇણિ પંચમઆરેરે,
ત્રિકરણ સુધ્ધે વંદિને જાઉ તેહને બલિહારેરે. ૧૫ પાં.
સંવત **સતરેસે** ભલે વરસે વલિ **અઠાવીસે**રે,
આસૂવદ દ્વિતિયા તિથૈ રવિવારે અધિક જગીસેરે. ૧૬ પાં.
મોટે નગરે **મેડતે** શ્રી **શાં**તિનાથ સુપસાયેરે,
પૂરિ કીધી ચઉપઈ સુણતાં થિર દોલત થાયેરે. ૧૭ પાં.

—ચેનસાગર ભં. ઉદયપુર, માણેક.

---

## ૩૫૪ વીરજી (પાર્શ્વચંદ્ર—સમરચંદસૂરિ—રાજચંદ્રસૂરિ—દેવચંદ્રસૂરિ શિ.)

**(૭૩૧)+ કર્મવિપાક અથવા જંબૂપૃચ્છા રાસ.** સં. ૧૭૨૮ પાટણ.

**આદિ—** દોહા.

સકલ પદારથ સર્વદા, પ્રણમું શ્યામલ **પાસ**,
નમિયે તેહને ઊઠિ નિત્ય, પરમાનંદ પ્રકાશ. ૧

ગોયમ ગણહર પય નમી, કર્મવિપાક વિધિ જોય,
ફલ ભાખું કૃત કર્મનાં, સાંભલજો સહુ કોય. ૨
**સોહમ** સ્વામી સમોસર્યા, **ચંપા** નગરી માંહે,
**જંબૂ** પ્રભુ પ્રણમી કરી, પૂછે પ્રશ્ન ઉચ્છાંહે. ૩
કહો ભગવન્ ધનવંત સુખી, શે કર્મે જીવ થાય,
દારિદ્રી નિર્ધન દુઃખી, કુણ કર્મે કહેવાય. ૪
વલતું બોલે કેવલી, સુણ **જંબૂ** સુવિચાર,
ભલા પ્રશ્ન તેં પૂછિયા, ભવિક જીવ હિતકાર. ૫

× × × ×

**અંતે—**

ઢાલ ૧૩ મી.

શ્રી **પાસચંદ** સૂરીસર પાટે, **સમરચંદ** ગુણધારી,
તેહને પાટે **રાજચંદસૂરિ**, સૂરલ સોહે સારી. ૪
શિષ્ય શિરોમણિ તેહના કહીએ, પંચમ કાલ આચારી,
**દેવચંદ** વણારસિ દીપે, **પ્રાગવંશ** શિણગારી. ૫
**જંબુપૃચ્છા** ભણસ્યે ગુણસ્યે, સુણશે નરને નારી,
માનવભવને સફલ કરીને, થાશે સૂર અવતારી. ૬
સંવત **સત્તર અઠાવીસે**, **પાટણ**નગર મોઝારી,
**જંબુપૃચ્છા** રચી મેં રંગે, **વીરજી** મુનિ સુખકારી. ૭

( પત્ર ૧૭ પ્ર. કા. )
( પ્ર. ભીમશી માણેક. )

× × × ×

એક બીજી પ્રતમાં અંતે આમ છે—

**અંતે—**

આદરસ્યું ઢાલ આઠમી, સુ૦ સુણતાં હોઈ આણંદ હો. ક૦
દેવચંદ વાચક તણો સુ૦ શિષ્ય કહિં **વીરચંદ** હો. ક૦ ૯

દૂહા.

દુષિં આંષ ઝરિં સદા તેહનો કહો કુણ પાપ,
પરગુણ દેષી નવિ સકિં તેહથી આંષ અદાપ. ૧

× × × ×

નારી મરી નેં નિપજિં સુકૃત કહીઈં તાસ,
સત્યશીલ સંતોષ દૃઢ વિનય પુરૂષ વિલાસ. ૮

—(જૂનિ પ્રત–પં૦ નેમવિજય લષીતં–પત્ર ૮–૧૪ પાલણપુર ભં.)

—સં. ૧૯૨૪ ના કાર્ત્તિક વદી ૧૩ રવીવાસરે લીખીત્વા ગોર ભાગ્યચંદ શ્રી પાલવીયા પ્રસાદાત્ પઠનાર્થં વૃષ્ણસાષાયાં દોસી શ્રી જીન ભક્તિકારક ગોકલજી સુષમલજી મીદં પુસ્તકં. ૧૦–૧૨ પાલણપુર ભં.

---

## ૩૫૫ ઉદયવિજય (ત. વિજયસિંહસૂરિ શિ૦)

**(૭૩૨) શ્રીપાલ રાસ.** સં. ૧૭૨૮ દીવાળી કીસનગઢમાં.

પં. મેઘવિજય ગણિભ્યાં નમ:

**આદિ—** દૂહા.

ઉદય કરે શ્રુત દેવતા સુપ્રસન્ન થઇ જેણ,
અરિહંતાદિક હું જપું નવપદ અહનિશિ તેણ. ૧

ઉદય સદા સંપતિ સવે આવે ઉચ્છવ પૂર,
સિદ્ધચક્ર આરાધતાં નિત નિત ચઢતો નૂર. ૨

ઉદય અનોપમ નાણ ગુણ દંસણ ચરણ રસાલ,
અરિહંતાદિક સંપદા પ્રકટે પરમ વિશાલ. ૩

નવપદ જાપ જિકે જપે તિકે તપે મહિલોઇ,
અરિહંતાદિક પદ જપો, તિણિં કારણ સહુ કોઇ. ૪

સિદ્ધચક્ર મહિમા તણો, સુણો સહૂ અધિકાર,
સાંભલિતાં સુખ પાંમીઇં લહીઈં જય જયકાર. ૫

નવપદ આરાધી કરી, સુખ પાંમ્યો શ્રીપાલ,
તિમ સાધકને સુખ હુઈ, ફલે મનોરથ માલ. ૬

× × × ×

અંતે—

નવપદ મહિમા કારનેરે, કહું શ્રીપાલ ચરિત્ર,
ભણતાં સુણતાં ભવિયણારે, હોવે પુણ્ય પવિત્ર. ૪
તપગચ્છ ગયણુ દિણેસરૂરે, વિજયદેવ સૂરીંદ્ર,
પટ્ટ પ્રભાવક તેહનોરે, શ્રી વિજયસિંહ મુણીંદ. ૫
જિન અનેક પુહવિપતિરે, પ્રતિબોધ્યા નિજ વાણુ,
ધર્મ પમાડયા ભાવથી તે હુઆ ગુણમણિ ખાણુ. ૬
દેશ મેવાડ તણો ધણીરે, જગતસિંહ મહારાણુ,
રૂષભદેવ પૂજા કરેરે તે નિસુણીઅ સવખાણુ. ૭
આખેટકની આખડીરે, ચોદસ સરીખે દીહ,
ધર્મરાગે ધરે જેહનેરે, તે દેખી નિસ્પૃહ લીક. ૮
સાયર રેલે મીનનારે, ઝીઝૂવાડા ગામ,
વધ હોતા તે વારીયારે. જિણુ વિજયસિંહ ગણુસામિ. ૯
અન્ય વર્ણ પણુ સી મળીરે, જૈન તણા વ્યવહાર,
વિજયસિંહ ગુરૂ તે હુઆ, જાણે હેમસૂરિ અવતાર. ૧૦
વિજયદેવ સૂરીંદનારે, બીજા પાટવિ જેહ,
શ્રી વિજયપ્રભ ગણુધરૂ, જે ગુણ માણિક ગેહ. ૧૧
વખત વિરાજે જેહનુરે, જગ જાણીતૂં આજ,
વડ ગુરૂભાઇ જેહનારે, વિજયસિંહ ગુરૂરાજ, ૧૨
તસ સીસે ચોપાઇ લખીરે, ઉદયવિજય ઉવઝાય,
સાભળતાં ભવિલોકને નિત આણંદ ઉલટ થાય. ૧૩
શ્રી વિજયસિંહ સૂરીંદના વૃદ્ધ સહોદર ધીર,
વાચક કીર્તિવિજય ગણિ હુઆ ગિરૂઆ ગુણુ ગંભીર. ૧૪

**જિનવિજય** પંડિત તેહનારે તેહને કથને એહ,
શ્રી **શ્રીપાલ** નરિંદની, મેં કીધી ચોપાઈ નેહ. ૧૫
**સત્તર અડવીસે** કરીરે, ચોપઈ એહ ઉદાર,
દીવાલી દીવસે સુખે શ્રી, કિસનગઢે જયકાર. ૧૬
દશમી છઠા ખંડનીયે ધન્યાસીમેં ઢાલ,
એ કહી એતલેં નીપનોરે, છઠો ખંડ વિશાલ. ૧૭
જાણતાં સુણતાં ભાવતાં હોવે મંગલમાલ
જય લચ્છી સુખ સંપદા વલી ઉચ્છવ રાજ્ય રસાલ. ૧૮

—ઇતિ શ્રી તપગચ્છાધિપતિ શ્રી **વિજયદેવસૂરિ** પટ્ટાલંકાર મ૦ શ્રી **વિજયસિંહ** સૂરીશ્વર શિષ્યોપાધ્યાય શ્રી **ઉદયવિજય** ગણી વિરચિત શ્રીપાલનૃપ ચરિત્ર સમાપ્તઃ —હા. ભં. પાટણ ડા. ૭૯.

—૭૫-૧૩ દા. ૪૧ નં. ૧૭ **બ.** ડે.

—ઢાલ ૭૭ સર્વગાથા ૨૦૫૫ સં. ૧૮૩૬ રા ફાગુણ વદિ ૭ દિને લિષતં. પં. વિદ્યાહેમ રાજનગર મધ્યે—૭૧-૧૨ દા. ૪૧ નં, ૧૬ **બ.** ડે;

**(૭૩૩) રોહિણી રાસ**—વિજયદેવસૂરિ રાજ્ય.

—ઉદયવિજય ઉપાધ્યાય શિષ્ય પં. જયવિજયગણિ શિ. પં. ભાણુવિજય ગણિ શિ. કલ્યાણુવિજયે લિખી સં. ૧૭૮૩ વર્ષ. પત્ર ૫ હા, ભં. પાટણ ડા. ૮૧.

**(૭૩૪) મંગલકલશ રાસ**—રત્ન; ડે.

**સંખેશ્વર પાર્શ્વનાથ જિનસ્તવન.**

પ્રશસ્તિ પ્રાકૃતમાં છે.

પાવિય પરમ પસાયં તેસિં સિરિ **વિજયસીહસૂરી**,
ણું ભાવેણું સંથુણિ ઉવાયગવર **ઉદયવિજયેણું**. ૧૩૪
પયડ પયાવ દિણિંદો, ભવિઅપિયાણું દવિદ આકંદો;
સંખેસર જિણચંદો, સુહકંદો દેઉ મેં ભદ્દં. ૧૩૫

—ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી ૫ શ્રી ઉદયવિજય ગણિકૃત સંખેશ્વર પાર્શ્વનાથ જિનસ્તવનં સંપૂર્ણ. સંવત્ ૧૭૬૫ વર્ષે પ્રથમ વૈશાખ સુદ ૧૫ દિને લખિતં. (પ્ર. કા.)

**રાજગીતા**—શંખેશ્વર પાર્શ્વજિનગીત.

**અંતે**—

શ્રી વિજયદેવ તપગછ રાજા, શ્રી વિજયસિંહ સુગુરૂ વડ દિવાજા,
વાચક ઉદયવિજય પ્રણીતા, પાસ જિનવરતણી રાજગીતા. ૩૬

—ઇતિ રાજગીતા-પાર્શ્વજિન સ્તવન સંપૂર્ણ. (—પ્ર. કા.)

**(૯૩૫) ઉત્તરાધ્યયનના ૩૬ અ૦ ની ૩૬ સઝાય.**

**આદિ**— પ્રવયણ દેવી ચિત્ત ધરીજી.

પ્ર૦ સઝાયમાળા ભી. મા.

—સં. ૧૭૩૬ વર્ષે ચૈત્ર સુદિ ૧૧ દિને મંગલવાસરે લિખિતં ઇહમદપુરે પત્ર ૧૬ અમરવિજય સીનોર.

—સંવત્ ૧૮૭૯ વર્ષે પોસ સુદિ ૫ ભોમવાસરે પં. અમીવિજય ગં. પં. સુખ સ. લિપિકૃતં પં. રણજિતસાગરજીને અર્થે શ્રી ભીન્નમાલ નગરે. ૧૧-૧૬ જૈ. એ. ઇં. નં. ૧૦૪૫.

**અનાથિમુનિ સ૦** આદિ-મગધદેશ રાજગ્રહિ નગરી રાજાશ્રેણિક દીપેરે.

**અંતે**—

શ્રી વિજયદેવસૂરિ સર પાટેં વિજયસિંહ મુનિ રાયરે,
ઉદયવિજય વાચક તસ બાલક સાધુતણા ગુણ ગાયરે. ધન. ૧૩

૧-૧૧ આ. ક.

—લિ૦ નેમવિજય ઉદયપુરમધ્યે સં. ૧૮૨૮ મહા સુદ ૪ શુક્ર. શ્રાવિકા પુન્યપ્રભાવિકા બાઈ લાડૂ પઠનાર્થં ૨-૧૨ આ. ક.

**૨૪ જિનસ્ત૦** હા. ભં. પાટણ. દાબડો ૮૩.

## ૩૫૬ કુશલધીર. (ખ૦ જિનમાણિક્યસૂરિ—કલ્યાણધીર—કલ્યાણલાભ શિ૦ )

**(૭૩૬) લીલાવતીરાસ.** સં. ૧૭૨૮ સોઝિત્ત (સોજત)માં.

આદિ— દૂહા.

આદીસર સમરિનૈ પ્રણમી સદગુરૂ પાય,
સતિચરિત કહિસું સુપરિ, સુણજ્યો સહુ ચિત્ત લાય. ૧
સીલ વડો સંસારમૈં, સીલૈ લહીયૈ લીલ,
ત્રિકરણ સુધ તે પાલતાં, કરો રષૈ કાં ઢીલ, ૨
લઘુ વેસતી લીલાવતી, રાખ્યૌ સીલ રત્ન,
આપદ ફેડી આપણી, ધરમી કહૈ ધન ધન્ન. ૩
આગૈ આગૈ એ હુઈ, સતી વડી સંસારૈ,
લઘુ વૈઇણ લીલાવતી, નિરમલ કી સહુ નારિ. ૪
તિણિ કારણિ હું તેહનૌ કહુ પરબંધ કર જોડિ,
શ્રોતા કચપચ સહુ તજી, સુણિજ્યો આલસ છોડિ. ૫

અંતે— ઢાલ ૨૫ મી રિષમજિન પૂજીયેએ-એહની.

ઇક જીહઈ કેતા કહુંએ, સતીયતણા ગુણગ્રામ, સ.
સંષેપઇ ઇમિ સંથુણી એ, મઈં પૂરી મનહામ. સ. ૯
શ્રી પરતર ગછ રાજીયાએ, શ્રી જિનમાણિક સૂરિ, સ.
શિષ્ય તાસ વાચકવરૂએ, શ્રી કલ્યાણધીર પડૂર. સ. ૧૦
પાટ પ્રભાકર તેહના એ, વાચક કલ્યાણલાભ સ.
જસ પ્રતાપ જગિ જેહનો એ, વિસ્તરીઉ જિમ આભ સ. ૧૧
તસુ પદ પંકજ મધુકરૂ એ, શ્રી કુશલધીર ઉવઝાય, સ.
જોડી જિણ એ ચઉપઇએ, સજ્જન જન સુષદાય. સ. ૧૨
શ્રી સોઝિતપુરમંડણો એ, શ્રી ધ્રમનાથ જિણંદ સં.
તાસ પસાઇ એ રચી એ. પાંમી પરમ આણંદ. સ. ૧૩
સંવત વસુ ભુજ ભોયણ એ (૧૭૨૮) સોઝિત નગર મઝાર, સ. ૧૪

રાસ રચ્યો રંગઇ કરીએ, શ્રી સંઘનઇ સુષકાર. સ. ૧૪
શિષ્ય ક્ષેમસાગર આગ્રહઈ એ, રચ્યો સંબંધ રસાલ. સ.
પ્રસિદ્ધ અપ્રસિદ્ધ ઇહાં અછેંએ, સગલી પિણવીસ ઢાલ. સ. ૧૫
ચતુર રસિક ચિત ધારિજ્યોએ, નવલા જિહાં વિનોદ. સ.
ભણતાં સુણતાં વાંચતાં એ, પામસ્યો પરંમ પ્રમોદ સ. ૧૬

—સર્વ ગાથા ૬૦૩ પ્રતિ શ્રી સીલ પાલણ વિષએ સતી લીલાવતી રાસ સંપૂર્ણમ્. પં. શ્રી ૫ રંગકુશલગણિ વાચનાર્થં. સં. ૧૭૫૨ પ્રભુકુશલ-પૃ. ૧૪ પં ૧૮. ભાવ).

**(૭૩૭) ભોજચરિત્ર ચોપઈ ( ભોજરાજાની ચોપઈ)** સં. ૧૭૨૯ મહાવદ ૧૩ સોજીત્રા દાનવિષય.

**આદિ—** દૂહા.

શ્રી **સંખેસર પાસ**ના પાયકમલ પણમેવ,
સદગુરૂ ચરણે ચિત ધરી, વલિ **સરસત** સમરેવ. ૧
સાનિધીકારી વલિ સદ્ગુરૂ, પ્રણમું પરમાનંદ.
યુગપ્રધાન **જિ**ણદત્ત ગુરૂ, શ્રી **જિન**કુશલ સુરિંદ. ૨
એ સહુ મન સુધ સમરિ, દાન ધરમ દીપાય,
કહિસુ કુતૂહલની કથા, સહુ સુણિજ્યૌ ચિત લાય. ૩
**ભોજ** નૃપતિ પૂરવભવેં, દીધો મુનિનેં દાંન,
તસુ ફલ કહિસું સોહામણા, સુંણિજ્યો હોય સાવધાંન. ૪
આગે અગેરૈ હુંવા, દાનાવલી દયાલ,
પિણ નજીક અરૈ પંચમેં, કહિજૈ **ભોજ**કૃપાલ. ૫
દુરભક્ષ વેલા દોહિલી, લહિ અવસર મન રંગ
તજિ ભોજન મુનિનેં દીયૌ, ઊલટ ધરિ બહુ અંગ. ૬
રાજા ઋદ્ધિ લાવણ્યતા, મણિ માંણક ભંડાર,
પરધલ સહુ પામ્યાં જિકૈં, વલિ વનિતા સું વિચાર. ૭

પ્રથમ ખંડને અંતે— ૧૩ ઢાલ.

ગચ્છ ખરતર ગરૂઆ ગુણે, જિનમાણિક્યસૂરિ,
સિદ્ધ સાધક સિરસેહરૈ, જસતેજ પડૂર. ૧૦

તાસુ સીષ્ય સુવિહિત થયા, ભુવિ અધિક ગંભીર,
વડભાગી વાચક વંદું શ્રી કલ્યાંણધીર, ૧૧

પાટે તસુ તે પરગડા, વાચક પદ ધાર,
કલ્યાણલાભ કીર્ત્તિ કરૂં, જાણે સકલ સંસાર. ૧૨

તસુ પદ પંકજ મધુકરેં શ્રી ભોજ ચરીત્ર,
કુશલધીર પાઠક લિખ્યૌ. જિહાં કથા પવિત્ર. ૧૩

પ્રથમખંડ ઇણવિધ લિખ્યૌ, સોઝિત પુરમાંહિ
સીષ્ય ધ્રમસગ્ગર આગ્રહેં, મન ધરીય ઉચ્છાહ. ૧૪

પ્રથમ ખંડ પુરો કીયોં, કરૂં ગ્રંથ એકઠ,
નિધિ ભુજ સંવચ્છરેં કાર્તિક વદિ છઠ. ૧૫

—ઇતિ શ્રી ભોજચરિત્રેં ચતુઃપદી મુંજ ભોજોત્પત્તિ વિપ્ર શ્રી ધનપાલ સોભન ભોજરાજપ્રતિબોધકઃ ધનપાલ સ્વર્ગ ગમનો નામ પ્રથમ પ્રસ્તાવઃ

દૂહા.

જુગવર શ્રી જિનદત્ત ગુરૂ, ઋદ્ધિ સિદ્ધિ દાતાર,
તેહ સુગુરૂના પાય નમીં, રચું દ્વિતિય ખંડ હિતકાર. ૧

× × × × ×

બીજા ખંડ ૪ ઢાલ અંતે.

એ ષંડ પૂરણ થયો દૂજોં ચિહુ ઢાલ કરી સો રસાલ,
શ્રી કુશલધીર પાઠક કહેં, સુપરિ સુંણો બાલગોપાલ. ૧૬

—ઇતિ ચક્રવર્ત્તિ કૂથલિ (?) ભારતી વિરૂદ પ્રાયણો નામ દ્વિતીયો પ્રસ્તાવ. ત્રીજા ખંડની ૮ મી ઢાલ અંતે

ત્રીજો પંડ થયૌ સંપૂરણ નેટ ફલિસ્યૈ ધ્રમ એકંતરે,
કુશલધીર પાઠક કહૈ સુણિજ્યૌ, જિમ કહુ સુકનૌ વિરતંતરે.
૧૭ ૬૦

—પૂર્વ ભવકથનં પરકાયપ્રવેશવિદ્યા સિદ્ધિ નામો તૃતીયો પ્રસ્તાવઃ ચોથા ખંડની ૨૯ મી ઢાલ અંતે

× × × ×

ભોજ ચરિત રચના વિધિ ચૌપાઈ રે, ચોથે પંડ સુવિશાલ,
પરકાયા પરવેશ વિદ્યા તણોરે, થયૌ પૂરણ અતહિ રસાલ. ૭ ભો.
ગચ્છ ખરતર ગુણવંતા ગચ્છપતીરે, શ્રી જિનમાણિક્યસૂરિ,
પંચ નદી પંચ પીર સાધિયાંરે, જિણ હાજરાહજૂરરે. ૮ ભો.
પારિપતં સંત સુપરગડારે, વાચક કલ્યાંણધીર,
પરમ સંવેગી પરમ શ્રુત સાગરૂરે, ગરૂઆ પરમ ગંભીર. ૯ ભો.
તાસુ પાટોધર પરગડારે, ભણુસાલી કુલભાંણ,
વાચક કલ્યાંણલાભ કલાનિલૌરે, જિન પ્રતિબોધ્યા રાઉરાંણ. ૧૦ ભો.
જસુ પદપંકજ કહીયૈ મધૂકરૂરે, શ્રી કુશલધીર ઉવઝાય,
ચતુર જસનાં મનરંજન ચૌપઈરે રચી એહ લવલાય. ૧૧ ભો.

—સર્વગાથા ૮૦૫. પરકાય પ્રવેશની વિદ્યાગ્રહણ સત્યવતી પ્રતિજ્ઞા કથન.—દેવરાજ પુત્રજન્મસૂચક ચતુર્થ પ્રસ્તાવઃ ચત્વારોપિ પંડ મીલને સર્વ ગાથા ૧૬૭૦ ઇતિ ચતુર્થ ખંડઃ—

અંતે—

વરરૂચિ ઇમ ચિત ચિંતવૈ, નૃપ મુઝ દ્રિસા નિરાસ,
થઇ બૈઠો નિજ થાંનિકૈં, વિણ પુત્રાદિ સાતે ઉદાસ. ૧
ભોજ પ્રબંધ પ્રસિદ્ધ ભુવી ભારી, સહૂ જાંણૈં સંસારી બે.
તિણ કારણમેં આ સુખકારી, ચોપઈ રચિ સુવિચારી બે. ૨
કહોય કથા કાકા ચિત ધારી, ભોજ ચરિત્ર નિહારી, બે. ૩
શ્રી ખરતરગચ્છ જાણિ દિણંદા, શ્રી જિનમાણિક્ય સૂરિંદા.
તાસ સીસ વાચક વરદાઈ, કલ્યાણધીર કહાઇ. ૪

વિનેય તાસ વાચક પદધારી, કલ્યાંણલાભ હિતકારી,
તે સદગુરૂના પ્રણમી પાયા, રચૈ કુશલધીર ઉવઝાયા. ૫
સંવત સતરૈસૈ ગુણત્રીસૈ, માહ વદ તેરસ દીસેં,
પંચમ ખંડ થયૌ ઇહાં પૂરૌ, સોઝિત નગર સનૂરોરે. ૬

—પત્ર ૮૩ પં. ૧૩ ધો, સ. ભં.

—ગ્રંથાગ્ર ૩૦૦૦ અમ.

---

**૩૫૬ કનકનિધાન.** ( ખ. હંસપ્રમોદ—ચારૂદત્ત શિ. )

**(૭૩૮)+ રત્નચૂડ વ્યવહારી રાસ.** સં. ૧૭૨૮ શ્રાવણ વદ ૧૦ શુક્ર.

**આદિ—**

સ્વસ્તિ શ્રી સોભા સુમતિ, લીલા લબધિ ભંડાર.
પરતા પૂરણ પ્રણમીઇં, અડવડિયાં આધાર. ૧
પુરિસાદાણી પાસ જિણ, ત્રેવીસમા જિનરાજ,
વામાનંદન સુગુણનિધિ, સારઈ વંછિત કાજ. ૨
દાનેં જગ માંને સહૂ, દાનેં દોલતિ હોય,
ઇહ ભવિ અવિહડ સુખ હુવેં, સારાહેં સહુ લોય. ૩
જેહ તર્યા તરસેં જિકે, સાંપ્રતિ જેહ તરંત,
તે સહૂ દાન પ્રભાવથી, ઇમ જિનરાજ કહંત. ૪
રતનચૂડ વ્યવહારીઓ, પુણ્યવંત પરસીદ્ધ,
તેહ તણા ગુણ વરણવું, નામ થકી નવનિધિ. ૫

× × × ×

**અંતે—**

ઢાલ ૨૪—પાસ જિણંદ જુહારીઇં—એ દેશી.

સંવત ગયવર આંખડી મુનીવર શશી ઉદારોરે (૧૭૨૮)
શ્રાવણ વદી દશમીને દિનેં, ચોપઇ જોડી સુક્રવારોરે,
શ્રી ખરતર ગચ્છના ધણી, ભટ્ટારક શ્રી જિનરાજોરે,

શ્રી જિનરતન સૂરીસરૂ, ગચ્છનાયક વડ દિવાજોરે,
યુગપ્રધાન જગિ પરગડા વિજયમાન ગચ્છરાજોરે,
શ્રી જિનચંદ સૂરીસરૂ, ગચ્છનાયક સિરતાજોરે,
શ્રી જિનકુશલ પરંપરા, જિહાં કણિ મ્હોટા મુનિરાયોરે,
વિદ્યાગુણગણસાગર શ્રી હંસપ્રમોદ ઉવઝાયોરે,
તાસ સીસ પાઠક જયો ચારૂદત્ત ગણીરાજોરે,
તેહની સાનિધ્યે ચઉપાઇ એતો પૂરી થઇ શુભકાજોરે,
કનકનિધાન વાચક રચી એ ચોપઈ ચોવીસ ઢાળોરે,
સખર સંબંધ સોહામણો સખરી ચોપઇ ચોસાલોરે. ૭૨૦
ભણતાં ગુણતાં વાંચતાં એતાં સુગુણ માણસ હરખેરે,
રાગરતન ઝવહર ભલા પણ જવહર માણસ પરખેરે,
શ્રી જિનકુશલ પસાઉલે મુજ વંછિત ચઢયા પરિમાણરે,
કનકનિધાન કહે હુજો, સુખ સંપત્તિ લીલ કલ્યાણરે.

(૨૩ પત્ર પ્ર. કાં.) ઉદયપુર ભં.

—સં. ૧૭૮૮ આષાઢ સુદ ૧૪ શ્રી સમીનગરે પાનાં ૧૪ પ્રે. ૨.

—ભ૦ વિજયસિંહસૂરિ શિ. પં. શ્રી ગજવિજયગણિ શિ૦ પં. ગુણવિજયગણિ પં. હિતવિજયગણિ શિ. ભાણવિજય ગ. તદનુજ પં. શ્રી જિનવિજય ગ૦ શિ. પં. કસ્તૂરવિજય મુ૦ મતિવિજયેન લિપીકૃતા શ્રી રવનગરે સુમતિનાથ પ્રસાદાત્-૧૮-૧૫.

—સંવત ૧૮૫૨ ના વર્ષે ચૈત્રાદિ દ્વિતિયા ૨ દિવસે સતિ શુક્રવાસરૌ યઃ ગ્રંથ સંપૂર્ણમ્ કૃતં શ્રી શ્રીપ શ્રીપ પં. ગુલાલવિજયગણિ તત્ શિષ્ય મુનિ માણિક્યવિજય લિપિકૃતં શ્રી ગણપતિ મધ્યે, વૃદ્ધ ગણપતિ શ્રી શ્રીશ્રીશ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી શ્રી વિજયજિણેંદ્ર સૂરીસ્વર વિહારે લિપિકૃતં. શ્રી શ્રી રાધણપુરેષુ ચિંતામણ્યાદિ ત્રયોદશ ચૈત્યવંદનાત્ મીદં તત્ પુનઃ પ્રસાદાત્ મીદં ગ્રંથ સંપૂર્ણમ્-વીહારમધ્યે, ૧૮-૧૭ જૈ. એ. ઇ. (પ્ર૦ ભીમશી માણેક.)

**૩૫૭ મતિકુશલ** (ખ૦ ગુણકીર્તિગણિ–મતિવલ્લભ શિ૦)

**(૭૩૯) ચંદ્રલેખા ચોપઈ** સં. ૧૭૨૮ આસો વદિ ૧૦ રવિ પચીઆખમાં.

આદિ—

સરસતિ ભગતિં નમી કરી, પ્રણમું સદગુરૂ પાય,
વિઘનવિડારણ સૂખકરણ, પરસિદ્ધ એહ ઉપાય. ૧
સમરૂં ગોડી પાસજી, પરતા પુરણહાર,
સામાયક ઉપરી સરસ, કહિંસ કથા સૂખકાર. ૨
સામાયક સૂધે કરો, ત્રિકરણ સુદ્ધ ત્રિકાલ,
સત્રમિત્ર સમવડિ ગણો, જિમ તૂટે જંજાલ. ૩
**મરૂ**દેવી **ભર**તાદિમુનિ, કરિ સામાયક સાર,
કેવલ કમલ તિણિવરી, પામ્યા ભવનો પાર. ૪
સામાયક મન સુધ્ધે કરો, પામી ઠામ પવિત્ર,
તિણ ઉપરી તુમ્હે સાંભલો, **ચં**દ્રલેહા ચરિત્ર. ૫
વચનકલા તેહવી ન છે, સરસ બંધ રસાલ,
તિણ જાણ્ સહુ એ હુસો, સાંભલતાં ખુસીયાલ. ૬

× × × ×

અંતે— (મોરીબાની)

ઢાલ ૨૯ મી–વીર વખાણી રાણી ચેલણાજી એ દેશી.

× × × ×

તિમ તુમે ભવિયણ હિત ધરીજી, સામાઇક કરો શુદ્ધ.
નિર્મલ થઇ જિમ નિસ્તરોજી, ઇમ કહિ જિન સંબુદ્ધ. ૧૦
છ છેદગ્રંથમિં એઅછિજી, સરસ સંબંધ રસાલ,
ગુરૂમુખ સુણિ મેં ગાઇયૌજી, બિચિબિચિ કવિયણ ખ્યાલ. ૧૧
**સંવત સિદ્ધિ કર મુનિશશિ** વદિ આસો દસમિ રવિવાર,
શ્રી **પચીયાખમેં** પ્રેમશું જી, એહ રચ્યૌ અધિકાર. ૧૨

ખરતર ગણીપતિ સુખકરૂજી, શ્રી **જિનચંદ્ર**સૂરિંદ,
વડ જિમ વધતી શાખા ખેમનીજી, જાં ધ્રુ રજનીશ દિણંદ. ૧૩
સુગુણ શ્રી **ગુણકીરતિ** ગણીજી, વાચકપદવી ધરંત;
તસ અંતેવાસીય ચિરંજીયઉજી, **મતિવલ્લભ** મહંત.
પ્રથમ તસ શિષ્ય અતિ પ્રેમશુંજી, **મતિકુશલ** કહે એમ,
સામાયક મન શુદ્ધ કરોજી, જય વરો ચંદ્રલેહા જિમ. ૧૫
રતનવલભ ગુણ સાંનિધેજી, એ કીઓ **પ્રથમ અભ્યાસ**.
છસેં ચોવીસ ગાહા અછેજી, ઓગણતીસ ઢાલ ઉલ્લાસ. ૧૬
ભણિ ગુણિ સુણિ ભાવશુંજી, ગિરૂઆતણા ગુણ જેહ;
મન શુદ્ધે જિન મર્મ જે કરૈજી, ત્રિભોવનપતિ હુવૈ તેહ. ૧૭

—ઇતિશ્રી સામાયક વિષયે ચંદ્રલેહા ચતુષ્પદી સંપૂર્ણા. સંવત્ ૧૭૬૦ વર્ષે ફાલ્ગુણિ માસે શુકલપક્ષે ત્રયોદશી તિથૌ રવિવાસરે શ્રી પાટણપુરાંતરે શ્રી ખરતરગચ્છે શ્રી જિનસુખસૂરિ વિજયરાજ્યે આચાર્ય શ્રી કીર્તિરત્નસૂરિ સાષાયાં વા૦ હીરરાજગણિ શિષ્ય મુખ્ય શ્રી ઉદયહર્ષ-ગણિ તચ્છિષ્ય વા૦ ક્ષેમવિમલેન લિપીકૃતં. શિષ્ય પં. ત્રૈલોક્યસુંદર મુનિ સારંગ વાચનાર્થે શ્રી.

—૧૭–૧૮ બી. ડી. ૨૯૧ રો. એ. સો મુંબઇ નં. ૧૮૯૮

—**સંવત ૧૭૯૧ વરષે પોસ સુદ પૂનિમ સનીવાસરે શ્રી** અંચલ-ગચ્છે, વા૦ શ્રી ૫ શ્રી **માહાવજીગણિ** શિષ્ય પં. શ્રી ૫ શ્રી માણિકલાભ-ગણિ. શિષ્ય મુ. શ્રી **સત્યલાભ** લિખિતં. માડવી બિંદર મધ્યે. ૧૪–૧૯ વ. રા. મુંબઈ.

—સર્વગા. ૬૨૪ શ્રી ચંદ્રલેહારાસ સંપૂર્ણ. લ૦ ૧૭૭૩ આસો વદ ૩. (ગુ. વિ.) લીં. રત્ન. ભ૦.

—સર્વગા. ૬૨૪ ઇતિ ચંદ્રલેહા ચઉપઈ લિખિતાશ્રી નવીન નગરે શુદ્ધપ્રત ૧૬–૧૮ આ૦ ક૦

—સં. ૧૭૬૬ કા૦ શુ૦ ૧૦ કર્મવાટયાં નીલવાસરે. પં. સકલકુશલ શિ૦ ગણિ હીરકુશલ લિપિચક્રે નિકુંપનગરે. ૨૩–૧૫ આ૦ ક૦

—સં. ૧૮૧૯ ફા૦ શુ. ૧૨ શુક્રવારે લિ૦ બખત વિજયેન મકસુદાબાદ નગરે મહિમાપુર મધે ૨૬–૧૩ ઘો૦

—( ગુલાબવિજય ભં. ઉદયપુર. )

—સર્વગાથા ૬૨૮–સંવત ૧૮૨૨ ના વર્ષે આસો સુદિ ૧૦ દિને વાર ભોમે લખ્યો. સકલ પંડિત શિરોમણિ પંડિતશ્રી ૧૦૮ શ્રી પ્રેમવિજયગણિ તત્ શિષ્ય પંડિતશ્રી ૧૦૩ શ્રી સુબુદ્ધિ વિજયગણિ તત્ શિષ્ય પં. રૂપવિજયગણિ લપીકૃતં આત્મા અર્થે ૨૫–૧૫. પાલણપુર ભં. )

—૨૪–૧૫ પં. જગરૂપ સ્વ. વાચનાર્થે પાલણપુર ભં. )

—૨૮–૧૭ આગ્રા ભંડાર. ૩૨–૧૦ બાલચંદ્ર યતિ ખાનગામ.

—સં. ૧૭૮૫ આસો વદ ૧૧ શુક્ર. સકલપંડિત શ્રી વિદ્યારૂચિગણિ તત્ શિષ્ય પં. શ્રી વિજયરૂચિ તત્ શિ૦ પં. પ્રેમરૂચિગણિ તત્ શિ૦...લીપીકૃતં. તૃતીયપ્રહરે. ૨૧–૧૭ બાલ૦

—સર્વગાથા. ૬૨૪ સં. ૧૭૬૫ વર્ષે વૈશાષ માસે શુકલપક્ષે દ્વાદશી વાર રવૌ દિને ચતુઃપદી સંપૂર્ણાકૃત–લિ. મુનિ ષેતસીંહ સ્વવાચનાય ૧૬–૧૯ લીં.

—લિખતં ચતુરસાગરગણિ–શ્રી સાદડી નગરે શ્રી. ચિંતામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્ સંવત્ ૧૮૩૦ રા માહ વદિ ૯ દિનેં શ્રી રાંણપુર પ્રસાદાત્ પરોપકારાય લિખે ને વાંચી શ્રી રસ્તુકલ્યાણ મસ્તુ. શ્રી. ૧. પાનાં ૨૩–૧૪ પોપટ પ્રાગજી કાલાગલા કરાંચીવાળા પાસે.

—સં. ૧૮૫૫ વના વર્ષે શ્રાવણ પ્રથમ શુકલપક્ષે તીથી ૧ વાર સનૈ ઇંદ્રી કપૂર ગ્રામે લખીતં પં. મયારત્નેન. ૨૭–૧૩ ઝીંઝુવાડા ભંડારમાં.

—ઇતિશ્રી ચંદ્રલેહારાસ સંપૂર્ણ. સર્વ ઢાલ સંખ્યા ઓગણત્રીસ ઢાલો છે. સર્વ ઢાલ ૩૯ સર્વગાથા છસે ચોવીસ છે. સંવત અઢારસે નવના વર્ષે શાકે સોલ પંચોતેર પ્રવર્ત્તમાને દક્ષણાયનગતે શ્રી સૂર્યે

સરદ્દતૌ મહામાંગલ્યપ્રદે માસોત્તમમાસે કાર્ત્તિકમાસે કૃષ્ણપક્ષે દશમીદિને ગુરૂવારે-પં. શ્રી. ૫ બુદ્ધિવિજય તચ્છિષ્ય પં. માણીવિજય લિપીકૃતં શ્રી. ૫ ૧૦૮ શ્રી સૌભાગ્યસૂરિ રાજ્યે શ્રી પાર્શ્વનાથને પ્રસાદે લખિતં આત્માર્થે કુંકણદેશે કીલે પારડી મધ્યે ચોમાસું રહિને-મહારાજા શ્રી રાજા દુર્જનસિંઘ રાજ્યે પત્ર ૩૪ અમરવિજય-સીનોર.

---

## ૩૫૮ ઉદયસમુદ્ર [ ખ૦ કમલ હર્ષ શિ૦ ]

**(૭૪૦) કુલધ્વજકુમાર રાસ.** સં. ૧૭૨૮ (જણાય છે)

**આદિ—** દૂહા.

શ્રુતદેવિ સમરૂં સદા, પ્રણમું સદગુરૂ પાય,
મીઠી વાણી મુખ થકિ, પ્રગટે જાસ પસાય. ૧
દાન શિયલ તપ ભાવના, ચઉવિહ ધરમ પ્રધાન,
શિયલ સરિખો કો નહિ, ઈમ ભાષે વર્ધમાન. ૨
શિયલે સોલેસતિ તણાં, નામ રહ્યાં અદ્યાપિ,
શિયલે નારદ વરણીયે, અંગિ ન લાગે પાપ. ૩
કુલધ્વજકુમાર તણાં વલી, શિયલે કષ્ટ પુલાય,
તાસ ચરિત કહેતાં થકી, ઉલટ અંગ ન માય. ૪
સુણજ્યો ભવિયણ ચિત ધરી, કુમર તણો સંબંધ,
પુન્યકથા કૌતિક કથા, અક સોનું ને સુગંધ. ૫

× × × ×

**અંતે—** ઢાલ ૨૮ કમરે સોમન ચીંતવેરે-ધન્યાશ્રી.

સંબંધ કુલધ્વજ મુનિતણો એ સીલને અધિકાર,
ગાઇયે અધિક પ્રમોદસું, જિમ તરીયેરે લહુ હિવ સંસાર. ૧
સફલ કરો ભવ આપણોરે વડભાગીરે શિવ ભાગી જોઇ,
સાધુ ચરિત્ર શ્રવણેં સુણોરે, મનવંછિતરે સવિ સફલા હોઈ. સ. ૨

શ્રી સોહમપાટ અનુક્રમે વિખ્યાત વેરી શાખ,
ગણનામ કોટિક ગુણિનિલો, ગચ્છ ખરતરરે જાણઇ મંડપ દ્રાખ. સ. ૩
શ્રી જિનરતનસૂરીસરૂ, વર પાટ પ્રગટયો ભાણુ,
જિનવર્ધમાન સૂરીસરૂ, મુખ નિવસેરે જસુ અવિચલ વાંણિ. સ. ૪
આદેસ તસ રહ્યા આદરેં, ચોમાસું અમદાવાદ,
મહાખાંન મુહબ્બતે રાજવી, તિહાં રાઇરે ગાજે જસવાદ. સ. ૫
જસુ દાંન કર્ણ સમોવડે, વાચા જે હરિચંદ જોઇ,
જે થંભ દિલ્લીરાજનો, શુભ ન્યાયેરે સીતાપતિ હોઈ. સ. ૬
તસુ માનનીક મહામતિ, વિવહારિયાં શિરતાજ,
રાગી જે દેવને ગુરૂ તણા, નિત સારેં હો મન શુદ્ધિ ધર્મકાજ. સ. ૭
શ્રી શાંતિ જિનહર વિરચીને, જિણ કીધ ધન અવતાર,
રાંકાં કુલ સિરસેહરો, વડભાગીરે દ્વાદશવ્રત ધાર. સ. ૮
રતનસી સુત મૂલજી, પારિખ ધર્મરતન,
તાસ કથન એ ચોપઇ, મનરંગેરે કીધી ધન ધન. સ. ૯
જિનચંદસૂરિ સંતાની, કમલહરષ ગુરૂરાય,
વાચનાચારિજ પદ ધરેં, જસુ ભેટયાંરે ભાવઠિ દૂર જાય. સ. ૧૦
તાસ પસાયેં ઇમ કહે, ઉદયસમુદ્ર ઉવઝાય,
અધિકું ઉછો ઇહાં કહ્યાઉ, મિછાદુકડરે હોજ્યો શુભ ભાય. સ. ૧૧
સીલ ને સમકિત ધારતાં, નર જનમ હોઇ પ્રમાણ,
તિણ હેત ચતુર એ ચોપઈ, મિલિ ગાવોરે મુખ મધુરી વાણિ. સ. ૧૨
ગુણવંતના ગુણ ગાવતાં, નિત હોઇ મંગલ ચાર,
વલિ સફલ હોઈ મનકામના, પામેં ચઢતીરે પદવી શ્રીકાર. ૧૩
સફલ કરો ભવ આપણોરે.

—ઇતિશ્રીમદાવસ્યક વૃત્તૌ શીલાધિકારે ઉપાધ્યાય શ્રી ઉદયસમુદ્રગણિ વિરચિતં ઢાલ ૨૯ ભાષાત્મકં રસલહરી નામક કુલધ્વજ કેવલી ચરિતં સમાપ્તિમગત્. સં. ૧૭૨૮ વર્ષે ફાગુણમાસે શુકલપક્ષે પ્રતિપદા સોમવાસરે ઉદિયપુર મધ્યે. અમૃતવિજય. ૨૩-૧૩ દા. ૪૩ નં. ૩૯ વડે.

—સં. ૧૮૮૫ વર્ષે મૃગશિર માસે કૃષ્ણપક્ષે સપ્તમિ તિથૌ સૂર્યવાસરે મુનિ દેવવિમલેણ લિપિકૃતા પં. તેજવિજયગણિ પં. રૂપસત્ક વાંચનાર્થં. ૩૫-૧૦ દા. ૪૩ નં. ૩૮ વડે

---

## ૩૫૯ વૃદ્ધિવિજય (૨) (ત૦ લાભવિજય શિ૦)

**(૭૪૧)+ દશ વૈકાલિકના દશે અધ્યયનની સઝાયો.**

**આદિ—**

પ્રથમ દ્રુમપુષ્પિકા અધ્યયન.

સુગ્રીવ નયર સોહામણુંજી—એ દેશી.

શ્રી ગુરૂપદપંકજ નમીજી, વળી ધરી ધર્મની બુદ્ધિ,
સાધુક્રિયા ગુણ ભાખશુંજી, કરવા સમકિત શુદ્ધિ,
મુનીશ્વર ધર્મ સકલ સુખકાર
તુમે પાળો નિરતિચાર—મુનીશ્વર૦
જીવદયા સંયમ તપોજી, ધર્મ એ મંગલરૂપ,
જેહનાં મનમાં નિત્ય વસેજી, તસ નમે સુરનરભૂપ. મુ. ૨
ન કરે કુસુમ કિલામણાજી, વિચરતો જિમ તરૂવૃંદ,
સંતોષે વળી આતમાજી, મધુકર ગ્રહી મકરંદ. મુ. ૩
તેણિપરે મુનિ ઘરઘર ભમીજી. લેતો શુદ્ધ આહાર,
ન કરે બાધા કોઇનેજી, દિયે પિંડને આધાર. મુ. ૪
પહિલે દશવૈકાલિકેજી, અધ્યયને અધિકાર,
ભાખ્યો તે આરાધતાંજી, વૃદ્ધિવિજય જયકાર. મુ. ૫

આ પછી દરેક અધ્યયન પર એક એક ઢાલ એમ દશ પર દશ ઢાલ આપી નીચે કલશ આપી જણાવે છે કે:—

**અંતે—**

શ્રી **વિજયપ્રભ** સૂરિનેં રાજઇ બુધ **લાભવિજય**નઉ સીસરે,
**વૃદ્ધિવિજય** વિબુધઇં આચારેં એ, ગાયો સફ્લ જગીસઇરે. ૭

—(હા. ભં. પાટણ.) સ. મા; ભી, ૨૭૨

**શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન** સં. ૧૭૩૦.

પં. વીરવિજય શિષ્ય પં. લાભવિજય શિ. વૃદ્ધિવિજયે બનાવ્યો ગાથા ૩૮.

—હા. ભં. પાટણ ડા. ૮૨

**જ્ઞાનગીતા** સં. ૧૭૦૬ સાંઇપુરમાં.

સંપ્રતિ સોહમ સમવડ શ્રી **વિજયદેવ** પટ્ટધાર,
શ્રી **વિજયપ્રભ** સૂરીશ્વર **તપાગચ્છના** સિંણગાર;
**ધીર**વિજય કવિ સેવક **લાભ**વિજય બુધ સીસ,
**વૃદ્ધિ**વિજય કહે **પાસજી**! પુરો સયલ જગીસ. ૩૪
**દર્શન મુની સસી** માન વર્ષે સાંઇપૂર નયરમાં ચિત્ત હર્ષ,
**જ્ઞાન**ગીતા કરી પ્રેમપૂર, **પાસ** પ્રભુ સંથુણ્યો ચઢત નૂર. ૩૫

( ૩૫ પદ્ય પ્ર. કા૦ )

---

## ૩૬૦ અમૃતસાગર (૧) ( આં૦ )

**(૭૪૨) રાત્રિભોજન પરિહાર રાસ.** સં. ૧૭૩૦-પત્ર ૩૫ દા. ૪૦ નં. ૫૮ લીં.

---

## ૩૬૧ કર્મસિંહ (૨). ( પાર્શ્વચંદ્રગચ્છીય-જયચંદ્રસૂરિ-પ્રમોદચંદ વાચક-શિ૦ )

**(૭૪૩) રોહિણીચઉપઈ** સં. ૧૭૩૦ કા. શુ. રવિ ઝાલોરમાં.

**આદિ—** દૂહા.

શ્રી જિનપય યુગ પ્રણમિયઈ, **વાસ**પૂજ્ય **અભિધાન,**
સોવનગિરિ શ્રી **પાસજિણ,** મહિમા મેરૂ સમાન. ૧
**વર્દ્ધ**માન સ્વામી સધર, સાસણનાયક સાર,
તસ ગણધર ગૌતમ નમું, લબ્ધિ તણઉ ભંડાર. ૨

શ્રી સદ્દગુરૂ સાનિધ લહી, પાંમી સગલા થોક,
તાસ ચરણ પરસાદથી, કથા કહિસ ભવિ લોક. ૩

દાન શીલ તપ ભાવના, ચિહું કરિ શિવપુર જાય,
વલી વિશેષઈ તપ કરૈ, તે દુક્કર કહિવાય. ૪

ચવદ સહસ અણગારમેં, તપ ધન્નો અણગાર,
વીરજિણંદ વખાણીયો, ઢંઢણ નેમકુમાર. ૫

દહતાં સોહિલો જય હુવઈ, શીલ સુદ્દઢ મન શાખ,
તપ કાયા કસવટિ લહઈ, ત્રિકરણ ભાવ સુભાખિ. ૬

તપ કરિ કાયા નિર્મ્મલી, તપથી રૂપ પ્રધાંન,
જગમાં તપના ફલ સબે, તપ લહિયૈ શિવ લાણ. ૭

તપ કરનઈ સુખ પાંમીયાં, તે સુણજ્યો સાવધાન,
રોહિણી રોહિણ તપથકી, વલી અશોક રાજાન, ૮

ગૌતમપૃછાનાં ગ્રંથથી, પાંમી એ અધિકાર,
પુણ્યપાપ ફલ પૂછીયા, જિન પાસૈ ગણધાર. ૯

અઠ ઉપરી ચ્યાલીસ વલી, વીર જિણેસર પાસ.
તિણમેં એ ઉગુણતીસમી, કહિયઇ મન ઉલ્હાસ. ૧૦

× × × ×

અંતે—

ઢાલ ૨૯ ધન્યાસિરી.

સાધુ શિરોમણના ગુણ ગાયા, ધ્યાન ધરી મન ભાયાજી,
અચલ અનોપમ નાંમ કહાયા, નિત નિત પ્રણમું પાયાજી. ૧

એહવા સાધુતણા ગુણ ગાયાજી,
પુન્ય જોગતે પાયાજી.

દિન દિન ઘરમાં અધિકી માયા, હોવૈ સુજસ સવાયાજી. ૨ એ.

દુખ દાલિદ્ર દૂરૈ સવિ જાયૈ, નામૈ શિવસુખ થાયૈજી,
અશોકરાજ ઋષી મનભાયૈં, રોહિણના ગુણ ગાયૈજી. ૩ એ.

સંવચ્છર સતરૈસે તીસૈ, કાતી માસ જગીસૈંજી.
સુદિ દશમી સુરજનૈ દિવસઈ, કીધી ચઉપઇ હરસૌજી. ૪ એ.
શ્રી પાસચંદસૂરિ ગચ્છ પ્રતાપી, જગમાં કીરતી વ્યાપીજી,
પંચમકાલ સુમારગ થાપી, ભવિયણનઈ હિત આપીજી. ૫ એ.
અનુક્રમેં પાટ પટોધર જાંણો, શ્રી જયચંદસૂરિ વષાંણોજી,
પાટ પદમચંદ સૂરિ સુહામણો, જુગપ્રધાંન જુગ ટાંણોજી. ૬ એ.
આચારિજ મુનિચંદ સૂરિંદા, પ્રતપઈ તેજ દિણંદાજી,
સેવ કરૈ સુરનર આણુંદા, નિતનિત ભાવ ધરંદાજી. ૭ એ.
શ્રી જયચંદસૂરિ સીસ વિરાજૈ, ચઢતા સુજસ દિવાજૈજી,
શ્રી પ્રમોદચંદ વાચક વરગાજૈ, સાધુ શિરોમણિ તાજૈજી. ૮ એ.
તસુ શિષ્ય કરમસીહ ઇમિભાસઈ, પુર ઝાલોર પ્રકાસઇજી,
પાસ જિણેશરનૈ વેસાસઈ, કીધી જોડિ ઉલ્હાસઇજી. ૯ એ.
એ અધિકાર જગ ભણૈ ભણાવૈ તે ઘર મંગલ આવૈજી,
સંઘ ચતુરવિધિ સદા સુહાવૈ, કરમસીહ ગુણ ગાવૈજી. ૧૦ એ.

—સં. ૧૮૧૪ શાકે ૧૬૭૮ દ્વિતીય આસો શુ. ૧૧ સોમ. લિ. ૨૯-૧૨ ધો.

---

## ૩૬૧ ક. જિનરંગ. (ખ૦)

(૭૪૩ ક) **અધ્યાત્મબાવની** સં. ૧૭૩૧.

—પત્ર ૭ શ્લો. ૫૨ દાબડો ૨૩ લીં.

**સૌભાગ્યપંચમી સ૦**

---

## ૩૬૨ વિવેકવિજય (૨) ( ત૦ વીરવિજય શિ. )

(૭૪૪) **મૃગાંકલેખા રાસ.** સં. ૧૭૩૦ આસો શુ. ૧૦ ગુરૂ.
માલવાના સાહપુરમાં.

આદિ— દુહા.

ઉદય આદિસર નાંમથી, શાંત સદા સુખકાર,
નેમનાથ નવનિદ્ધ દીયે, પાર્શ્વ પ્રેમ દાતાર. ૧
સાહેબ વીર સાસણધણી, હું નિત્ય કરૂં પ્રણામ,
ઉદય અધિક દિનદિન હુવે, જપતાં જેહનું નામ. ૨
સરસ્વતી સરસ વચન દ્યો, વરણવું નવરસ રૂપ,
તે તુમચો આધાર મુઝ, સેવે સુરનર ભુપ. ૩
કવિ ત્યાં મહિમા તુઝ કરી, મુઝ વાણી મીઠાસ,
વલી વિસેષે વિનવું, પુરે પરમેસરી આસ. ૪
શ્રી ગુરૂપાય પ્રસાદથી ચરિત્ર કરૂં સુપ્રસિદ્ધ,
મૃગાંકલેષા નિર્મલ સદા, એ મેં ઉદ્યમ કીદ્ધ. ૫
મહિમા કવિકી વિસ્તરે, વગત્તા વાંછિત સુષ,
શ્રવણ પવિત્ર શ્રોતાતણાં, ભવભય ભંજે દુષ, ૬
સીલ સદા સુષદાય છે, સીલ સમો નહિ એકોય,
સીલે સુષ મૃગાંક લેષો, સુણજો સહુ વિવેક. ૭

અંતે— ઢાલ ૩૫ રાગ ધનાસી.

* × × ×

સુધર્મ પાટથી અનુક્રમે વંદુ સવિ ગણધારોરે,
એહ નાંમે નવનિદ્ધ સંપજે, જપતા હોએ જયકારોરે. સુ. ૮
શ્રી વિરવિજય ગુરૂ સુપસાયો, મૃગાંકલેષા રાસ ગાયોરે,
શ્રી ઋષભદેવ સંઘ સાનિદ્ધે, સરસ સંબંધ સવાયોરે. સુ. ૯
સુષીયાને સુણતાં સુષ વાદ્ધે, વિરહ ટલે વિજોગોરે,
વિવેકવિજય સતી ગુણ સુણ્યાં, પાંમે વંછિત ભોગોરે. સુ. ૧૦
સંવત સતરેત્રીષા વરષે, વિજયાદશમી ગુરૂવારરે,
સાહપુર સોભીત માલવે, રાસ રચ્યો જયકારરે. સુ. ૧૧
ચોથો ષંડ વર ચઉપઈ, પુરણ વષતે પ્રેમોરે,
ઢાલ ચોત્રીસમી ધનાશ્રીઈ, ઋદ્ધિ વૃદ્ધિ વરો નેમોરે. સુ. ૧૨

સતી ગુણુ સરિસો નાંમ લેવાયે, પુન્યતણાં ફ્લ જેહોરે,
થુણી પ્રણમી ભાવસું, અનુમોદજ્યો સહુ તેહોરે, સુ. ૧૩
ભણે ગુણે શ્રવણે સુણે, તિહાં ઘરે આણુંદ પૂરોરે,
વિવેકવિજય પ્રભુ સ્નેહસ્યું, સિવ સુષ પુન્ય અંકુરોરે. સુ. ૧૫

ઉથલો

એમ સંપતી સુષ કર નમતાં સુરનર સીલવંત નર સુંદરૂં,
જશ જગતિ રાજે અધિક ગાજે, છાજે છયલ મનોહર,
મૃગાંકલેષા ગુણ સલેષ્યો દેષ્યાં મુઝ મંન સુષકર.
તપગછ રાજેવી સાહિબસું, વિવેક સંઘ મંગલકર. ૧૫

—ઇતિ મૃગાંકલેષા સાગરચંદ સંબંદ્ધે વર્ણુનો ચરિત્ર ખંડ ૪ સંપૂર્ણુ. લ૦ સં. ૧૮૭૧ પો. સ. ભં.

---

## ૩૬૩ તત્ત્વહંસ [ ત૦ વિજયહંસ–મેઘાઋષિ–વિજય–તેજહંસ–તિલકહંસ શિ૦ ]

(૭૪૫) ઉત્તમકુમાર ચોપઇ સં. ૧૭૩૧ કાર્તિક શુ. ૧૩ ગુરૂ. મઢાહડમાં.

આદિ— દૂહા.

સરસતિ સાંમણિ પાય નમી, પાંમી વચનવિલાસ,
મન વચન કાયા કરી, હું છું તાહરો દાસ. ૧
ચોવીસે જિણવર નમું, વિહરમાન જિન વીસ,
શ્રી શાસનપતિ ગાઇયે, મહાવીર જગદીસ. ૨
અતીત અનાગત વર્ત્તમાન, જિણવર જગ આધાર,
ચાર તીર્થંકર સાસતા, નામે જય જય કાર. ૩
ગોયમ ગણુધર પાય નમું, ગણુધર ઇગ્યારે સાર,
મોટા મુનિવર વાંદતાં, ઉપજે હરષ અપાર. ૪

એ સહુને પ્રણમી કરી, ઉત્તમ ચરિત કહેસ,
કવિજન જીભ નવિ રહે, માનવફલ લહેસ. ૫
દાન સીયલ તપ ભાવના, ચારે ધર્મ પ્રકાર,
પરણીજે તે ગાઇયે, તિહાં દાનતણો અધિકાર. ૬
દાન સુપાત્રે દીજીયે, પામી જે ભવપાર,
સાધુને દીજે સુઝતો, લાભો લચ્છિ અપાર. ૭
શાલિભદ્ર સુખસંપદા, કયવન્નો સુખભાવ,
એહવા સુખ જે પામીયા, તે સહુ દાન પસાય. ૮
દાને રૂડા દીસીયે, દાન વડો સંસાર,
દાન થકી સુખ સાસતા, લાભા ઉત્તમકુમાર. ૯
શ્રી ઉત્તમકુમારનો માંડીયો, મોટો એહ પ્રબંધ,
સાંભલતા સુખ સંપજે, સરસ એહ પ્રબંધ. ૧૦

અંતે—

ઢાલ ૫૧ દીઠો દીઠોરે વામાકો નંદન એ દેશી.

રાગ ધન્યાસી.

સુપાત્રદાન તણો એ મહિમા, બારે પરષદામાંહિ,
બેસીને શ્રેણિક આગલે, વીર કહ્યો ઉચ્છાહેરે;
ભવિ દાન દીજ્યો મનરંગે.
સુપાત્રદાન વિશેષે દીજે, પામે સદગતિ સંગરે. ભવિ૦ ૨
દાનતણા ફલ એહવા જાંણીને, દેજ્યો દાન અપાર,
સુપાત્રદાન થકી સુખ પામ્યો, જિમ શ્રી ઉત્તમકુમારરે. ભ૦ ૩
શ્રી ચારૂચદ્ર સૂરીસર કૃત ઉત્તમકુમાર ચરિત્ર,
પદ્યબંધ થકી મેં આણ્યો, એ અધિકાર પવિત્રરે. ભ૦ ૪
તેહ થકી કાંઈ ઓછો અધિકો, કહિવાતો હોવે જેહ,
હોજો ચતુર્વિધ (સંઘ)ની સાખે, મિચ્છામિ દુક્કડં તેહરે. ભ૦ ૫
તપગચ્છ ઉદયકારિ દિનમણિ સરિખો, શ્રી વિજયદેવસૂરીંદ,
મોહનવેલસમ એ ગુરૂ કહિયે, પ્રણમે સુગુણ નરવૃંદ. ભ૦ ૬

તાસ પટ્ટ પ્રભાકરિ સરિખો, શ્રી **વિજયપ્રભુ સૂરીસ,**
શિવગણુસાહ ભાણુતો (નો) નંદન, પ્રતપો કોડિ વરીસરે. ૭
તપગચ્છમાંહિ વિબુધવર સોહે, શ્રી **વિજયહંસ** મુણીંદ,
સસીસમ મેઘાઋષિ મુનિવર, પ્રણમે તસ ભૂમીંદરે. ૮
સકલ પંડિતમાંહિ પુરંદર, શ્રી **વિજય** તસુ સીસ,
તેજહંસ ગુરૂ તેહને પાટે, સકલ વિબુધમાંહિ દિનેસરે. ૯
મેં ઉત્તમ ઋષીસર ગાયો, તેહ ગુરૂને સુપસાય.
ગુણવંતના ગુણ ભણતાં સુણતાં, ઋદ્ધિ સિદ્ધિ ઘર થાયરે. ૧૦
પ્રવર પંડિતમાંહિ પ્રગટિયો, કલ્પદ્રુમ અવતાર,
**તિલકહંસ** ગુરૂ વડો વૈરાગી, નામ જય જય કારરે. ૧૧
મેં ઉત્તમ ઋષી સર ગાયો........... ૧૨
**શાંતિનાથ** સ્વામી સુપ્રસાદ, મનોરથ ચઢયા પ્રમાણ,
સમરતાં શિવસુખ પામીજે, દિન દિન કોડિ કલ્યાણરે. ૧૩
હિવે સમકિતનો ફલ માંગી, જે શ્રી ઉત્તમકુમાર ઋષિ પાસો,
જે તુમે પામ્યો, તે મુઝ ન દીજ્યો આસોરે. ૧૪
**સંકર્મણ** શેઠતણા સુત કહિયે, **મોહણ હરષ** સુજાંણ,
તેહ તણે મેં આગ્રહ કરિને, ગ્રંથ ચઢયો પરમાંણરે. ૧૫
ગ્રંથાગ્રંથ અક્ષર ગિણ આણ્યો, સોલેસે છત્તીસ,
લિખિ લિખાવી સાધુ સુશ્રાવક, લહિજ્યો મનહ જગીસરે. ૧૬
સંવત **સતરેં ઇકિત્તીસાનો** કાતી શુદિ તેરસિ દિનસાર,
સિદ્ધયોગ કીયોરાસ સંપૂર્ણ શુભ નક્ષત્ર ગુરૂવાર. ૧૭
મહાહડ નગરમાં સરસ સંબંધ એ તત્ત્વહંસ કહ્યો મનરંગે,
ધન્યાસિરિમાંહિ ઢાલ ઇકાવનમી, સુણજો સહુ મનચંગેરે. ૧૮

—સં. ૧૯૧૬ કાર્તિક સુદિ ૧૫ લિખતં ખરતર ગચ્છે વા૦ રત્નચંદગણિ ઉપર દીઠી તિસી લિખી. ૬૧-૧૨ ગો. ના.

---

## (૩૬૪) વિબુધવિજય.

### (૭૪૬) મંગલકલશ રાસ સં. ૧૭૩૨.

આદિ— દૂહા.

શ્રી જિનપય પ્રણમું સદા, ઋષભાદિક જિન જેહ;
ચઉવીસે એ જિનવર નમું વાધે અધિકો નેહ. ૧
પુંડરીક ગોતમ પ્રમુખ, ચઉદસેં બાવન;
ગુણદરિઆ ગણધર નમું, હરખિત હોય જગ મન. ૨
હંસગમની હંસાસની, ભગવતી ભારતી માય;
મૂરખને પંડિત કરે, પ્રણમું તેહના પાય. ૩
જ્ઞાનવંત ગુરૂ માહરો, જ્ઞાનનયણ દાતાર;
તે ગુરૂનેં પ્રણમું સદા, આણી હરખ અપાર. ૪
દાન શિયળ તપ ભાવના, ધરમ એ ચાર પ્રકાર;
પ્રથમ દાન ગુણ વરણવું, મંગલકલશ અધિકાર. ૫

× × × ×

અંતે—

શ્રી સુમતિનાથ ચરિત્ર, એ સંબંધ જોઇ ભલેં ચિત્ત
મુજ બુદ્ધિ સારૂ એ રાસ, કીધો છે પ્રથમ અભ્યાસ. ૯
શ્રી વિજયદેવસૂરીંદ, તસ પાટિં હોઈ મુણિંદ
શ્રી વિજયસિંહ સૂરીસ, જયો શ્રી વિજયપ્રભસૂરીસ. ૧૦
જિન શાસન જેણિં દીપાયો, પ્રતિબોધ્યો મેવાડો રાણો
શ્રી વિજયસિંહસૂરી જાણો, જગતસંઘજી રીઝાયો. ૧૧
સકલ પંડિત પરધાન, પંડિત સિર મુગટ સમાંન;
શ્રી વીરવિજય કવિરાય, સીસ વિબુધ લહે સુપસાય. ૧૨

દૂહા.

શ્રી વિજયપ્રભ સૂરીંદને, આદેશેં ઉલાસ;
સત્તરત્રીસેં વડનગરે, ચતુર રહિયા ચોમાસ. ૧

આણંદપુર એ નગરથી જોડવા માંડયો રાસ,
સંપૂરણ કીધો સિદ્ધપુરે, આણી મન ઉલ્લાસ. ૨

રાગ ધવલ ધન્યાસી ઢાલ.

ગાયો ગાયોરે મેં પુણ્યવિલાસ જ ગાયો;
દાંન સીલ તપ ભાવ પસાઈ, મંગલકલસ સુખ પાયોરે. ૧
ઢાલ ચઉઆલીસ વચન રસાલ, દાન ધરમ દીપાયો,
ભણે ગુણે ને સુણે નરનારી, તસ ઘરિ ઋદ્ધિ ભરાયે. ૨
શશિ સાગર ને દંત સંવચ્છરિ માધવ માસ કહેવાયો,
દ્વિતીયા બુધ દિન સિદ્ધ સંયોગે અનોપમ રાસ નિપાયોરે. ૩
શ્રી વિજયદેવ સૂરીશ્વર પાટે કીરતિ સબ જગ છાયો,
શ્રી વિજયસિંહ સૂરીશ્વર સાહબ, દિન દિન દોલત દાયોરે. ૪
તાસ સીસ સુંદર સોભાગી વીરવિજય કવિરાયો,
તાસ સીસ વૃદ્ધિવિજય બંધવ વિબુધવિજય સુખ પાયોરે. ૫
છસેં અડસઠિ ગાથા કહિએ સરવ સંખ્યા કહિવાયો,
જિહાં લગિ ધ્રુ સસિ સાયર દિનકર તિહાં લગિં એ થિર થાયોરે. ૬

—ભટ્ટારક વિજયદેવસૂરીશ્વર સકલ ભ૦ વિજયપ્રભસૂરિસદ્ગુરૂભ્યો નમઃ તત્ શિષ્ય ઉં. શ્રી વિમલવિજય ગણિ તત્ શિ. શુભવિજયગણિ તત્ શિ. ગંગવિજયગણિ તત્ શિ. નયવિજયગણિ તત્ શિ. પં. મોહનવિજયગણિ તત્ શિ. રાજવિજયગણિ-સં. ૧૮૮૯ ચૈત્ર શુકલ પક્ષે તિથિ ૧ પડવે ભોમવાસરે શ્રી રાધિકાપુરે શ્રી શાંતિનાથપ્રસાદે શ્રી તપાગચ્છે લખાવીતાં સાધુજી તેજવિજયગણી પં. રૂપસત્કેન લ૦ શ્રી નેમવિજયગણિ તત્ શિ. લષિતં મુનિ વિદ્યાવિજય ૩૫-૧૫ દા. નં. ૪૩ વ ડે.

---

## (૩૬૫) નિત્યસૌભાગ્ય [ ત૦ વૃદ્ધિસૌભાગ્ય શિ૦ ]

**(૭૪૭) નંદબત્રીશી.** સં. ૧૭૩૧

શ્રી અઝારી પરમેશ્વરી નમો નમઃ–

આદિ— દૂહા.

શ્રી આદીસર આદિકર, ચૌવીસે જિણચંદ,
પ્રણમું નિત નિત પુહસમેં, આપૈ પરમાણુંદ. ૧
કાસમીર મુખમંડણી, કલિમેં ઇધિક પ્રતાપ,
વડગિરિવરા વડગિરવો, અવતરિ બઇઠી આપ. ૨
અંબાઇ તુ અરબુદા, અઝારી અભિધાન,
વરવન વાડી સરપવરા ગિરવર વિવર પ્રધાન. ૩

( સરસતી વર્ણન )

× × × ×

ચોપઇ.

નંદરાઇ વઇરોચન તણો, પરસિધ મહિયલિ પરબંધ ઘણુ,
વઇરોચન મુંહતો ગુણવંત, તેહની વાત સુણુ ધરિ ખંત. ૧
પુર પાડલીનયર પરસિદ્ધ, ધણુ કણુ કચંણુ રિદ્ધ સમૃધ,
મોટો દેસ ઘણા જિહાં ગામ, જન દુરભિખ્ય ન જાણઇ નામ. ૨
પુર પટ્ટણુ પુહવી મઈ ઘણા, મનમોહન ને રલિયાંમણા,
પાડલીપુર સમ નહી પૃથમાહિ, અછૈ હૂં નો આદિ અનાદિ. ૩

* * * *

અંતે—

ઢાલ દાન સુપાત્રઈ શ્રાવક દીજિઇ–એ ઢાલ–ધવલ ધન્યાસી.
નવરંગી ચઉપઈ નવરસ ઘણીરે, સાંભલિયો સહુ કોય,
ભણતાં ગુણતાં સહૂ ઈ ભાવસૂંરે, સંપતિ લહિસ્યઈ સોય. ૧
મોહણવેલી ચઉપઇ મન વસી, સુણતાં થાસ્યઇ સહૂઇજન ખુસીરે,
મૂલ પ્રબંધ અછઈ મહિમંડલઈરે, નંદબત્રીસી નામા ચઉપઇ એ
વિરચી સુંપસૂરે પરમેશ્વર પરણામ. ૨ મો૦
શ્રી તપગચ્છપતિ ગુરૂગુણ ગાજતઉરે, વચન સુધારસ જલધર
વરસતોરે, પ્રતપઇ આણુંદપૂર—૩ મો૦

પ્રવરપ્રધાન સુપંડિત પણુમારે, ગીતારથ ગુણધામ,
વૃદ્ધિસૌભાગ્ય ક્રિયાગુણ આગલીરે, મહીયલિ પ્રગટ નામ. ૪ મો૦
નિતસૌભાગ્ય પયંપઇ ઇણુપરઇરે, શ્રી સારદ સુપસાય,
ઇલિ અઝારી આઇ પરગડી, પ્રણમું પ્રહસમ પાય. ૫ મો૦
અંબાઈ વડી તું અરબુદા, કાસ્મીરી કહિવાય,
વાણી તું વિદ્યા વાગેસ્વરીરે, માતા તું મહિમાય. ૬ મો૦
તુ માતા હું સેવક તાહરઉરે, પ્રણમું તાહરા પાય,
નિતસોભાગ્ય સદા આનંદ કરે, ગુણગણ ગુરૂઆ ગાય. ૭ મો૦

—ઇતિ શ્રી નંદરાજા મંત્રવી વૈરોચન ચઉપઇ સંપૂરણમ્. નંદ-બત્રીસી નામ. ઢાલ ૧૬ શ્લોક સંખ્યા ૪૦૦ અથવા સર્વ ગાથા...... ......આઉઆ નગરે લિખિતં નિતસૌમભાગ્યેન-સંવત ૧૭૩૧ વર્ષે માઘસિતપક્ષે (કવિ હસ્ત લિખિત છે) ૪-૨૧ આ. ક.

**(૭૪૮) પંચાખ્યાન ચોપઇ. (કર્મરેખા ભાવિની ચરિત્ર)**
સંવત ૧૭૩૧ આશો શુ. ૧૩

**આદિ—** ચોપઈ.

સરસતીમાત સદા મન ધરી, કથા કહું અતિ આણુંદ ધરી,
કથા સુણ્યે કચપચ પરિહરો, હૃદય કમલમિં આણુંદ ધરો ૧

× × × ×

**અંતે—**

પાર્શ્વનાથ સુપસાયિ કરી, સરસતી મનશુદ્ધિ સમરિ કરી,
રચ્યો તાસુ એહ ચરિત્ત સાંભલયો એકાગર ચિત્ત. ૪
સંવત **સતર એકત્રીસે** જાણુ, (૧૭૩૧) શુદિ આશો તેરસી વખાણુ,
સારદમાત તણિં સુપસાય, નિત્યસૌભાગ્ય અહોનિશિ ગુણ ગાય. ૫

દૂહા.

ચોપઇની ગાથા ચારસેં તિણિ ઉપરિ તેપન્ની
નિત્યસૌભાગ્ય કવિયણ કહે, સુણયો સહુ એક મન્ન. ૬

ઢાલ ૨૫ મી દીઠો દીઠો કે વામાકો નંદ દીઠો એ દેશી.

ગુણિયણ એ ગુણ ગાયો એ, સરસ પચવીસે ઢાલ.
**ચતુર સુણજ્યો** ચોપઇએ, સકલસભા મનરંજસીએ, સુણતાં અતિ હિરસાલ. ચ. ૧
ચોપઇ એ મનમોહનીએ, નવ નવ ઢાલ રસાળ, ચ.
કંઠ સુકંઠે ગાવતાંઓ લાગે અધિક રસાલ. ચ. ૨
ચોપઇ એ ચંગી અછઇએ, સગવટનું કસનામ. ચ.
નવરસ ભાવ નવનવાએ, તેણિ કરી અભિરામ. ચ. ૩
પંડિત વૃદ્ધિસૌભાગ્ય, નિત્યસૌભાગ્ય સુજાણ. ચ.
સરસતીનિં સુપસાઉલેએ, ધરી કવિત સુ ધ્યાન. ચ. ૪
ગુણિયણ મિલિ ગાયજ્યો એ, અરથ સહિત અધિકાર. ચ.
મનરંજસી મોહેલો, સુણતાં ચતુર સુણિ ચાર. ચ. ૫

—ઇતિ પંચાખ્યાન વિષયે કર્મરેખા ભાવિની ચરિત્રં સંપૂર્ણ.

સં. ૧૭૭૦ વર્ષે આશો સુદિ ૨ દિને ગુરૂવાસરે સંપૂર્ણ લિખિ-તોડયં રાસ સકલ મહોપાધ્યાય ૧૦૮ શ્રી જિનચંદ્રગણિ શિષ્ય સકલ-કોવિદ કોટી કોટીર પંડિતશ્રી ૫ શ્રી જીતચંદ્રગણી શિષ્ય ગણિ યશશ્ચંદ્રેણ લિખિતોડયં આત્માર્થે. પત્ર ૧૩ અમર.

---

## ૩૬૫ક માનમુનિ.

### (૭૪૮ક) સંયોગ બત્તીસી. સં. ૧૭૩૧

**અંતે—**

સંવત ચંદ સમુદ્ર સિવાક્ષ શશી યુત વર્ષ વિચારઇ તિસી
ચૈત સિતા તસુ છઠ્ઠિ ગિરાપતિ **માંન** રચિયું સંયોગ બત્તીસી. ૩૨
**અ**મરચંદ મુની આગ્રહે **સમર** હૂઇ **સરસતિ**
સંયમ બત્તીસી રચી આછીઆંનિ ઉકતિ. ૪૨

—ઇતિ શ્રીમન્ માંનમુનિના વિરચિતાયાં ચતુર્થોન્મોદ સંવત્ ૧૭૬૩ વર્ષે મતિ દ્વિતીય આસાઢ સુદિ ૨ દિને વારે શનિસ્વરો (વિ. ધ.)

---

## ૩૬૫ખ ક્ષમાસાગર.

**(૭૪૮ખ) શત્રુંજય બૃહત્સ્ત.** સં. ૧૭૩૧ ચૈત્ર શુ. ૫

**આદિ—** ઢાલ હઠીલા વયરીની.

ઘણા દીહી મનમઈ હુંતીરે, જાત કરેવા ખાંતરે, ડુંગર ભલો,
દેસ **સોરઠ**મઇ સોભતઉરે લાલ
**સોરઠ**દેસ સોહામણઉરે. તીરથ જિહાં બહુ ભાંતરે. ડુંગર ભલો. ૧

× × × ×

**અંતે—** બીજી ઢાલ.

સંવત **સતરઇકત્રીસમૈ** વલિ ચૈત્રીહો સુદિ પંચમી જાણુ, સે.
શ્રી **જિનધર્મ** સૂરીસરૂ, જિણ ભેટયાહો સખલઇ મંડાણ. સે. ૧૩
**અહમ્મદાવાદ ખંભાઇતી, વિમલાદે**હો **આસબાઇ** ખાસ,
સંઘ સાથઈ ઇમ પ્રેમસું, વવરાવ્યા હો છઠમનઇ ઉલાસ. સે. ૧૪
મનની આસ્યા સહૂ ફલી, રંગઇ ગાયા હો **સેત્રુંજ** ગિરરાય, સે.
**ક્ષમાસાગર** મુનિવર ભણઇ, વલિ હોજ્યો સેવતાં તુમ પાય. સે. ૧૫

—મારી પાસે છે.

## ૩૬૬ આણંદમુનિ ( લોં૦ ત્રિલોકસિંહ શિ૦ )

**(૭૪૯) ગણિતસાર.** સં. ૧૭૩૧ શ્રાવણ. દિલ્લીના લાલપુરમાં.

**અંતે—**

દલ્લી જહાનાબાદ વખાંણુ, **અવરંગસાહ** છત્રપતિ જાંણુ,
લોક વસે નિજ સુખિયા સહુ, પર ઉપગાર કરે તે બહુ. ૪૦
કાજી તિહાં છે અબદલબાદ, કોટવાલ સિદ્દીં પોલાદ,
અદાલત **સેખ સલેમાંન, મીર** હૂસેની ને બહુમાંન. ૪૧
જે જે નર આવે ફરિયાદ, સુણે સહુકો વાદવિવાદ,
તુરતિ લેખ લખી આપે ઘણા, ન્યાય કરે કુલ મૂલકહ તણા. ૪૨
સખર હજારીકો બાજારં, શ્રાવક **નાગોરી** સિરદારં,
**રામચંદ**કે નંદન ચ્યારં, **માનસંઘ હરિકૃષ્ણ** ઉદારં. ૪૩

ભાગીરથ રૂપચંદ વિચારં, ધર્મ્મકાજ થાનક ઘે સારં,
ગણિ ત્રિલોકસી ગુણભંડારં, તત્ર ચોમાસૂં કરિ શ્રીકારં. ૪૪
કંઠ કલા કોકિલ ઉચ્ચારં, મહીમંડલ મહિમા વિસ્તારં.
જાણુ વિચક્ષણુ ચતુર ઉદારં. સંઘ ચતુર્વિધકું સુખકારં. ૪૫
શ્રી શિવજીકે પાટિ વિરાજે, ગણિ ત્રિલોકસી ગચ્છપતિ રાજે,
સહેર લાલપુર હે અતિ ભલા, નિજ ભગતિ શ્રાવક ગુણનિલા. ૪૬
સંવત સતર સયે એકતીસ, શ્રાવણુ માસ સદ્દા સુજગીસ,
ગણિતસાર મુનિ આનંદ કહે, ભણે ગણે સિખે સુખલહે. ૪૭

—ઇતિશ્રી ગણિતસાર ગ્રંથે વિદ્વદ્વિચાર ચાતુરી ચમત્કારાલંકારે ગુણક સુખમંડને વિબુધ જન મનોરંજન ગણિ ત્રિલોકસી નામાલંકૃતે મુન્યાનંદ વિરચિતે ચતુર. [ મ. બ. ના સંગ્રહ. ]

(૭૫૦) હરિવંશ ચરિત્ર સં. ૧૭૩૮ કાર્તિક શુદિ ૧૫ સોમ. રાધનપુર.

આદિ— દૂહા.

શ્રી સુપદાયક નેમજી, જાદવ કૂલ શણુગાર,
શ્રી હરિવંસ તિલક પ્રભુ, વંછીત વર દાતાર. ૧
સમુદ્રવિજય સુતગુણનીલો, કરૂણાવંત કૃપાલ,
સતિય સીવાદે નંદજિ, જિવદયા પ્રતિપાલ. ૨
મુનિસુવ્રત જિન વિસમા, બાવીસમા નેમનાથ,
શ્રી હરિવંસ વષાંણુસ્યું, હરષે જોડી હાથ. ૩
ગુજરાતિ લોકા ગુણી, ગિરૂયા ગુણભંડાર,
શ્રી તિલોકસી ગછપતિ, આચારિજ અધિકાર. ૪
શ્રીગુરૂને પસાઉલે, આણી મન આણુંદ,
રાસ ભણુ રલિઆમણો, ભણતાં પરમાણુંદ. ૫

* * * *

અંતે— ઢાલ રાગ ધન્યાસી.

( આજ અહ્મારે આંગણુડેં—એ દેશી. )

શ્રી મુનિસુવ્રત વીસમા, બાવીસમા નેમનાથોજી,

શ્રી હરીવંસમે ઊપના, ભવિજન કીયા સનાથોજી. ૧
શ્રી સુખદાયક નેમજી, બાલપણે બ્રહ્મચારીજી,
જાદવવંસ સીરોમણી, ધન ધન રાજુલ નારીજી. શ્રી સુખ. ૨
ધન બંધવ રહનેમજી, સંબ પ્રજુન ગુણવાંણીજી,
ગજસુકુમાલ ધીરજ ધર્યો, ભાંમા રૂકમણી રાંણીજી. શ્રી. ૩
કૃષ્ણ તણો મહિમા તણો, બલભદ્ર બહુ અધિકારજી,
ગુણ ગાયા યદુવંસના, સાંભલતાં સુખકારીજી. શ્રી. ૪
ગુજરાતી લુકા ગચ્છનાયક, રૂપ ઋષી જીવરાજોજી,
કુંયરજી શ્રીમલ્લજી, રતનાગર ઋષિરાજોજી. શ્રી. ૫
કેશવજી શિવજીગણી, ત્રિલોકસીહ મુણિંદોજી,
ઉંસવંસ અધિકી કલા. છાજહડ વંસ દિણંદોજી. શ્રી. ૬
સાહ નેતસી કુલતીલો, નવરંગદે અંગજાતોજી,
મરૂધર મહેવા દેસના, બુધિવંત લોખ્યાતોજી. શ્રી. ૭
વાંણી લહેર તરંગણી, સરદ મેઘસમ ગાજેંજી,
જીવરાજ બંધવ વડા, ગીતારથ ગુણ છાજેજી. શ્રી. ૮
શ્રી રાયધનપુર રંગસ્યું, સત્તરસેં અડત્રીસજી,
કાર્તિક શુદિ પુન્યમદિને, સોમવાર સુજગીસજી. શ્રી. ૯
શ્રી ભણુસાલી સુરજી, તસ સુત ભીમજી રંગોજી,
નવનવ ઢાલ કહી તિણેં, મોજી મન ઉચ્છરંગોજી. શ્રી. ૧૦
આગ્રહ કીધો અતીઘણો, વીનતી કરીય અપારોજી,
જોડાવ્યો મન રંગસ્યું, હરીવંસ ચરીત્ર ઉદારોજી. શ્રી. ૧૧
પાઇ ઉત્તરાધ્યયનની, ટીકા અંતર વાંચીજી,
સંપ્રદાય પ્રકરણથી કેતલો સુત્રેં સાચજી. શ્રી. ૧૨
જ્ઞાતા સમવાયંગથી અંતગડ અંગ મઝારોજી,
એહ શાસ્ત્ર અનુંસારથી, રાસ કર્યો સુવિચારોજી. શ્રી. ૧૩
અધિકો ઓછો સુત્રથી, આપ મતેં જે ભાખ્યોજી,
તે મુઝ મિચ્છામી દુકડં, ગીતારથની સાખ્યોજી. શ્રી. ૧૪

શંબ રાધવ પ્રેમરાગસ્યું, હરીવંસ કુલશિણગારોજી,
મુનીસુવ્રત જિન નેમજી, તીર્થંકર સુષકારોજી. શ્રી. ૧૫
ચોથા ખંડતણી સહી, ઢાલ કહી એકત્રીસજી,
ભણે ગુણે વાંચે સુણે, સુખ સંપતિ જગીસજી. શ્રી. ૧૬
આચારિજ ત્રિલોકસી, ગચ્છમંડન સિણગારોજી,
આણંદજી મુની ઉચરે, સંઘ સહુ જયકારોજી. શ્રી. ૧૭

કલસ.

હરીવંસ ઉતપતી સાસ્ત્ર બહૂ શ્રુતિ નેમિ જિનપતિ જગગુરૂ,
શ્રીકૃષ્ણ યદુપતિ ત્રિખંડ નરપતિ બંધવ બલભદ્ર સુષકર. ૧
ભામાદિ રૂકમણિ આઠ ભામણી મુગતિગામણી ગાઇએ,
સંબ પરજુન આદિ બહુ ગુણ ભણત સહુ સુષ પાઇએ. ૨

—ઇતિશ્રી મુન્યાનંદ વિરચિતે શ્રી હરીવંસ ચરીત્રે ચતુર્થ ખંડ સંપૂર્ણઃ સં ૧૮૭૧ માઘ વદ ૧૧ ચંદ્રવાસરે શ્રી થાનગઢમાં લ૦ ઋષિ વેલજી રૂપાજી ૫૯-૧૯ માં.

---

## ૩૬૭ ખેતો ( લોં. દામોદર પૂજ્ય શિ. )

**(૭૫૧) ધન્નાનો રાસ** સં. ૧૭૩૨ વૈ૦ વેરાટ (મેવાડ)માં

આદિ—

પ્રથમ નમું પ્રભૂ પાસજિણ પોહવિ માહિ પ્રસિદ્ધ,
ઇંદ્ર પદમાવતિ પુગ્વેં નામેં કરે નવનિધિ. ૧
સાર વચન દેં સરસતિ, તું મોટી છે માય,
તે પ્રસન હોવે થકે, કવિરાયાં કહિવાય. ૨
ગુરૂ ગિરૂવા ગુણ આગલા, ગુરૂ વિણ ઘોર અંધાર,
કાઠનાવ જિમ જાણિએ સુગુરૂ ઉતારે પાર. ૩
ધનો ઇણિ ધરણિ હુઓ, પુન્યવંત પુરૂષ પ્રધાન,
પુરવ પુન્યથી પામિયે પગ પગ પ્રગટનિધાન. ૪

કવિજન ગુણ એહના કહો સાંભલતાં સુખદાય,
**શાલિભદ્રની સાંભલો પ્રગટ પોહવિમાંહિ.** ૫

× × × ×

**અંતે—** રાગ ધન્યાસરિ.

ધન ધનો રષિરાયા, જિણ આઠ કર્મ ખપાયા,

× × × ×

શ્રી પુજ **દામોદર** દીપતારે, પોહવિમાંહિ પ્રસિદ્ધ,
લાયક લુંકે ગચ્છ સહિરે ગચ્છનાયકરે જસ જગમાંહિ. ધ૦ ૭
તાસ સેવક સુપ્રસાદસુરે, **ધના** તણા ગુણ ગાય,
ખેત કવિ ખાંતે કહેરે સુણો શ્રાવકરે તુમે ચિત્તલાય. ધ૦ ૮
**મેદપાટમેં** જાણીયેરે વાંકો ગઢ **વેરાટ**,
વિષમા ડુંગર વાંકડારે વિષમા છેરે સહિ ઉઘટઘાટ. ધ૦ ૯
સંવત **૧૭ બતીસમેં** કિધા વેસાખ માસ,
ચતુરતણા મન રિઝીયે, સાંભલતાંરે સહિ પોહચેં આસ. ધ૦ ૧૦
એ ચોપઈ ચોપસુંરે સાંભલતાં સુખદાય,
ધન લખમી હોવે ઘણીરે ઘણી લછીરે આવે ઘરમાંહે. ધ૦ ૧૧
જાણ જાણી આણુસીરે, રાગા સુટલ કરિ ટાલ,
પુન્યવંત શ્રાવક સાંભલેરે, કહે સાવછરે દયા પ્રતિપાલ. ધ૦ ૧૨
મોહણવેલી ચોપઈ, ચઢી ચતુરાને હાથ,
મિઠી મિશ્રી સારખીરે મિલે ખીરખાંડનો સાથ. ધ૦ ૧૩

—સં. ૧૮૨૦ ભાદરવા સુદ ૧૧ વા. શુકર લિ. રષિ દિપા. રામપરા મધે ૧૨–૧૫ આગ્રા ભં૦)

---

**૩૬૮ સુખસાગર** ( ત૦ કલ્યાણસાગર–સુંદરસાગર શિ. )

**(૭૫૨) ઇંદ્રભાનુપ્રિયા રત્નસુંદરી સતી ચોપઇ** સં. ૧૭૩૨ ભાદ્રપદ સુદ ૮ બુધવારે રેઆં ગામે ( રૂપનગર ગામે. )

આદિ—

શ્રી સંષેશ્વર પાસજિન, પણમો પય અરવિંદ;
આસસેન નૃપ કુલતિલો વામાદેવી નંદ. ૧
ઈંદ્રિ ઈંદ્રિ નાગેંદ્ર નર, સેવા સારૈ સાર;
પાસ સંષેસર પ્રણમતાં, સફલ હુવૈ અવતાર. ૨
ઈહ ભવિ પરભવિ સુષ હુવૈ, પામઈ લીલ વિલાસ,
સંપતિ સંતતિ વિસ્તરઇ, પૂજ્યાં શ્રી જિન પાસ. ૩
સુભ મતિ ઘો મુઝ સરસતી, હંસવાહિની માત,
કુમતિ કાઢિ દૂરૈં કરો, સુમતિ સમાપો માત. ૪
જગદંબા જગદીશ્વરી, ત્રિણુ જગ કેરી માય,
વાંકેરાય વિશ્વેશ્વરી, સેવ્યાં બહુ સુષ થાય. ૫
વચન વિલાસ ઘો સરસ મુઝ, સેવકનઈ સિરદાર,
સુગમ સાસ્ત્ર ભાષા સહિત, વરણું ચોપઇ સાર. ૬
સદગુરૂ ચરણ પ્રસાદથી, ગાવું સતી ગુણગાન,
સરસકથા રતનસુંદરી, સુણો થઇ સાવધાંન. ૭

× × × ×

અંતે— સોરઠા.

ટાળ્યો વિક્રમમાંન, રાખ્યો નિજ મદ માનિની,
સીલવતી સાવધાંન, રતનસુંદરી ભામિની.
નામ લિઆં નિસતાર, ભણતાં સુણતાં ભાવસ્યું,
સફલ હુવૈ અવતાર, સુણતાં ચોપઇ હરષસું.

ઢાલ ૩૧ સાલિભદ્રધન્નો રિષરાયા એ ઢાલ.

વીર પટોધર પાટ વિરાજૈ, તપગછપતિ ગુર છાજૈજી.
શ્રી વિજૈપ્રભ સૂરીસરરાયા, તાસ તણા નમું પાયાજી. ૧
તસુ ગછ માંહિં પંડિતરાયા, કલ્યાણસાગર સુરરાયાજી,
પડિબોહી કીઆ શ્રાવક રાયા, તાસ તણા નમું પાયાજી. ૨

તસુ સીસ રવિ જિમ સહગુરૂ સોહૈ, ભવઅણુના મન મોહૈજી,
બુધ સુંદરસાગર ગુરૂરાયા, તાસ તણા નમું પાયાજી. ૩
બુધ સુંદરસાગર ગુરૂરાયા, સતીતણા ગુણ ગાયાજી,
દિન દિન વધતૈ નૂર સવાયા, તાસ તણા૦
તસુ સીસ અપણી મતિ અનુસારેં, ચરિત રચ્યો સુવિચારેંજી,
પંડિત સુખસાગર ગુણગાયા, દિન દિન સુષ સવાયાજી. ૫
સંવત સંજ્યમ ગુણ લેઇજઇ, નરલખ્યણ દેઇજઇ,
ભાદ્રવ સુદિ આઠમી બુધવારેં, ગ્રંથ રચ્યો સુષકારેંજી. ૬

ઢાલ ૩૨ ચોપઇ.

ચોપઇ જોડી હર્ષ ધરી, વાંકેરાય મયા બહુ કરી,
સેવક નૈ સુષ સંપતિ બહુ, પૂરૈ દેવી વાંછા સહુ. ૧
ઇક ચિત્ત ધ્યાસી વાંકેરાય, તાસ ઘરેં નવનિધિ જ્યુ થાય,
પુત્ર કલત્ર ધન ધાન્યેં સદા, તૂઠી આપૈ અતિ સુષ સુદા. ૨
રેઆં નગરી રલિયાંમણી, સગલાં સહરાંરી સિરમણી,
ચોસઠિ દેવી મુષ્ય સમુષ્ય, ધ્યાયાંથી હોવૈ પરતષ્ય. ૩
વાંકેરાય ભવાંની સહી, સેવા સારૈ સગલી મહી,
જાસ જ્યોતિ જિગામગિ ઘણી, ઓપૈ દિનપતિ જિમ દિમમણી. ૪
સુષસાગર સેવક કવિ આસ, દિન દિન દોલતિ દેવૈ ઉલ્લાસ,
મનરી વાંછા પૂરી કરૈ, લિષમી બહુ ભંડારેં ભરેં. ૫
દિન દિન વધતૈ પુન્ય અંકૂર, દિન દિન વધતૈ નૂર સનૂર,
દિન દિન વધતૈ સુષ્ય સુતાંણ, દિન દિન વરતૈ કોડિકલ્યાણ. ૬
દિન દિન પાવૈ શ્રીકી વેલિ, દિન દિન વરતેં રૂપારેલિ.
દિન દિન સુષસાગર કવિસાર, દિન વાધે જયજયકાર. ૭

—સં. ૧૭૩૫ વ વૈશાષ વ. ૧૪ દિને પં. સુષસાગરગણિ લિખિતં શ્રી રૂપનગર મધ્યે ૧૩-૧૭ નાનચંદજી ભં. કવિની સ્વહસ્ત લિખિત.

## (૭૫૩) ચોવીસી.

સકલ પંડિત શિરોમણિ પં. શ્રીપ શ્રી દીપસાગરગ૦ પરમગુરૂભ્યો નમઃ

આદિ— આદિસ્ત૦

રાગ સામેરી મુનિસ્યું મન માન્યો એ દેશી.

પ્રથમ જિણેસર પ્રણમીઈ. મરૂદેવીછો નંદરે,

જિનસ્યું મન માન્યો,

નાભિ નૃપતિ કુલ મંડણો, વૃષભ લંછન જિનચંદરે જિન. ૧

× × × ×

દીપસાગર કવિરાયનો સુખસાગર કહે સોસરે. ૫ જિ.

અંતે—

માહધન સુપનનું ધન જીવી એ દેશી.

ચોવીસ જિણેસર કેસર ચરચિત કાય,

જેહના પદ સેવે ચોવિધ દેવનિકાય.

* * * *

સંવેગી ગછપતિ જ્ઞાનવિમલ સૂરિરાય

જ્ઞાનાદિક ગુણનો પામી તાસ પસાય,

તપગછ સોભાકર દીપસા(ગ)ર કવિરાય,

તેહનો લઘુ બાલક સુખસાગર ગુણ ગાય. ૫

૮-૧૩ દા. ૭૧ નં. ૯૩ દે.

---

## (૩૬૮) શાંતિદાસ (શ્રાવક)

**(૭૫૪) ગૌતમસ્વામી રાસ** ૬૫ કડીનો સં. ૧૭૩૨ આશો સુદ ૧૦.

આદિ—

સરસ વચનદાયક સરસતી, અમૃત વચન મુખથી વરસતી,

સહગુરૂ કેરૂં કીજે ધ્યાંન, અલવે આલે બુદ્ધિ નિધાન. ૧

તીર્થંકર ચોવીસે તણા, એકમનાં ગુણ ગાઉં ઘણા,

વિહરમાન વંદું જિન વીસ, સિદ્ધ અનંતા નામું સીસ. ૨

સુમતિ ગુપતિ પાલે મન સુદ્ધ, નમું સાધ જસ નિર્મલ બુદ્ધિ,
મુઝ મતિ સારૂ કરૂં અભ્યાસ; કહસ્યું ગૌતમ સ્વામીનો રાસ. ૩

* * * *

અંતે—

સંવત **સતર બત્રીસે** લહું, આસો સુદિન દસમી કહું
કરજોડી કહે **સાંતિદાસ**, ગૌતમ રીષી આપો સુખવાસ. ૬

—પ્રત સં. ૧૭૩૨ લીં.

—સંવત ૧૮૫૨ વર્ષે દ્વિતીય ભાદ્રવ સુદિ ૮ દિને લિખિતં જતિ માણકવિજે સૂરતબિંદર મધ્યે સુદ્ધ દષ્ટે ભ. શ્રી હિરવિજય સૂરિસ્વરજી પ્રસાદાત્ એનમ સાહજી દેવીચંદજી વાચનાર્થં ૪-૧૨ જૈ. એ. ન. ૧૧૩૩.

—સંવત ૧૯૩૬ ના ફાગુણ સુદી ૮ દને શ્રી વડાવલી નયરે શ્રી મહાવીર સ્વામી પ્રસાદાત્ લખીતં. મુની પેમવીજેજી ભક્તિવિજેયજી પઠનાર્થં મુનીરાજ ગૌતમસાગરજી—૪-૧૪ પ્ર. કા. નં. ૯૪૭.

---

**૩૬૯ જયસાગર.** (દિ૦ મૂલ સંઘ સરસ્વતી ગચ્છ વાદી-ચંદ્ર-મહીચંદ્ર શિષ્ય)

**(૭૫૫) અનિરૂદ્ધહરણ**-સં. ૧૭૩૨ માગસર શુ. ૧૩ ભૃગુવાર-હાંસોટ—સુરત.

આદિ— રાગદેશાખ.

સમરવિ **સારદા** સ્વામીની, પ્રણમવિ **નેમિ** જિણંદ,
કથા કહું **અનિરૂદ્ધ**ની, મને ધરી આનંદ. ૧
બાવિસમો જિનવર હવો, તેહનેં વરિ સાર,
**નારાયણ** સુત જાણીયેં, કામ કામ અવતાર. ૨
તેહ તણો સુત **અનિરૂદ્ધ** હવો, રૂપવંત ગુણવંત,
તેહ તણા ગુણ વરણવું, સાંભલજ્યો સહુ સંત,

× × × ×

અંતે—

ચાલિ-કોડિ પૂરવનું આયુજ પાંમી,
સાધ્યાં રાયાં કોડિજી-એ ભાસ.

અનિરૂદ્ધ સ્વામી મુગતિ જ પાંમી, કીધૂં તેહ વખાણુજી,
ભવિયણ જણ જે સુણસે ભણસે, તે પાંમે સુખ ખાંણીજી. ૧
શાસ્ત્ર સિદ્ધાંત કાંઈ નહી જાંણું, નથી કરતો અભિમાંનજી,
પૂર્વ સૂરિતણે અનુક્રમે કીધું, અનિરૂદ્ધહરણ આખ્યાનજી. ૨
કવિજન દોષ માં મુઝનેં દેજ્યો, કહું છું મુંકી માંનજી,
હીન અધિક જે એહમાંહે હોવે, સોધજ્યો તહમે સાવધાનજી. ૩
મૂલસંઘે સવસ્વતીવરગચ્છે, વિદ્યાનંદ મુનિંદજી,
તસ પાટે ગોર મલ્લી સુભૂષણ, દીઠે હોંયે આનંદજી. ૪
લક્ષ્મીચંદ્ર મુનિ જન મોહન, વીરચંદ્ર તસ પાટજી.
જ્ઞાનભૂષણ ગુરૂ ગૌતમ સરિષો, સોહે વંશ લેલાટજી. ૫
પ્રભાચંદ્ર તસ પાટે પ્રગટયો, હુંબડ વડિલ વિખ્યાતજી,
વાદીચંદ્ર તસ અનુક્રમિં સોહે, તેહની વાદી વૃંદમાં વાતજી. ૬
તેહ પાટે મહીચંદ્ર ભટારક, દીઠે જનમન મોહેજી,
મેરૂચંદ્ર તસ પાટે જાંણો, વાંણી અમીરસ સોહેજી. ૭
ગોર મહીચંદ્ર શિષ્ય એમ બોલે, જયસાગર બ્રહ્મચારજી,
અનિરૂદ્ધ નામે જે નિત્યેં જંપે. તેહ ઘરિ જયજયકારજી. ૮
હાંસોટે સિંધપરા શુભ ન્યાતેં, લિખયૂં પત્રવિશાલજી,
જીવંધર છીતા તણે વચને, રચયૂં જૂજૂયે ઢાલેજી. ૯
સંવત સતરબત્રીસમાહે, માગસિર માસ ભૃગુવારજી,
સુદિ તેરસિ રચના રચિયે, પૂર્ણગ્રંથ થયો સારજી. ૧૦
સૂરતનયરમાંહિ તહ્નો જાંણો, આદિ જિનગેહે સારજી,
પદ્માવતી મુઝ પ્રસન્ન થઇને, નિત્યેં કર્યો જયજયકારજી. ૧૧

દૂહા.

જયજયકારજી તેહ ઘરે, જેહનેં નિજ વિશ્વાસ,

પુન્ય કરોરે માંનવી, પોહોચે મનની આસ. ૧
અનિરૂદ્ધહરણ જે મેં કર્યું, દુઃખહરણ એ સાર,
સાંભલતાં સુખ ઉપજે, કહે જયસાગર બ્રહ્મચાર. ૨

—ઇતિ ભટ્ટારક શ્રી મહીચંદ્ર શિષ્ય બ્રહ્મશ્રી જયસાગર વિરચિતે અનિરૂદ્ધહરણાખ્યાને અનિરૂદ્ધગમન વર્ણનો નામ ચતુર્થોધિકારઃ સમાપ્તઃ- ૨૮-૧૫ સરસ્વતી ભવન મુંબઇ.

—સંવત ૧૭૮૧ માગસર વદિ ૫ સોમે પ્રથિરાજે સ્વહસ્તે લિખિંત માનરાજ પઠનાર્થે-શુભં ભવતું. ૩૫-૧૫ સ. ભ. મુંબઇ.

---

## ૩૬૯ વિનિતવિજય (ત૦ મુનિવિજય-દર્શનવિજય-પ્રીતિવિજય શિ૦)

**(૭૫૫) ૧૨૪ અતિચારમય શ્રી મહાવીરસ્ત૦** સં. ૧૭૩૨ આસો સુદ ૧૩.

**અંતે—ત**પગચ્છ ગયણ-દિવાકરૂ એ, શ્રી **હી**રવિજય સૂરિરાય, શ્રી.
તેહના રાજિમાં દીપતા એ શ્રી **મુ**નિવિજય ઉવઝાય. ૧૨૧ શ્રી.
તસ ચરણાંબુજ સેવતાએ કોવિદમાંહિં પ્રધાન, શ્રી.
શ્રી દર્શનવિજય પ્રભુ સમરતાં એ પામીઈ નવહિ નિધાન. ૧૨૨ શ્રી.
તાસ સીસ બહુ ગુણનિલોએ જ્ઞાન તણો ભંડાર, શ્રી
વિબુધ શ્રી **પ્રી**તિવિજય ગુરૂએ સેવકનિં સુષકાર. ૧૨૩ શ્રી.
**ભેદ સંયમ** તણા ચિત ધરોએ **દંત** મિત સંવત સાર શ્રી
આસો સુદિ દિન તેરસિંએ તવન કર્યું જયકાર. ૧૨૪ શ્રી.
(કલસ) શ્રી **વી**રજિનવર ભવિકસુખકર કામિતપૂરણ સુરતરૂ,
**ત**પગચ્છનાયક સુમતિદાયક શ્રી **વિ**જયાણંદ સૂરીસરૂ,
તસ પાટિ સોહઇ ત્રિજગ મોહઇ શ્રી **વિ**જયરાજ સૂરિગણધરૂ,
પંડિત શ્રી **પ્રી**તિવિજય વિનયી **વિ**નીતવિજય મંગલકરૂ. ૧૨૫

—ચેનસાગરજી ભં. ઉદયપુર.

---

## ૩૬૯ ક માણિક્યસાગર. (?)

**(૭૫૫ ક) શ્રીપાળ રાસ.** લખ્યા પ્રત સં. ૧૭૩૨. લીં. ભ.

(આ રાસના કર્ત્તા જ્ઞાનસાગર કે જે માણિક્યસાગરના શિષ્ય હતા તે લાગે છે ને ટીપમાં ગુરૂનું નામ આપ્યું લાગે છે. ખાત્રી માટે મૂળ રાસ જોવાની જરૂર છે. જ્ઞાનસાગર માટે જુઓ નં. ૨૯૨ પૃ. ૫૭.)

---

## ૩૭૧ સુરવિજય. (ત૦ સિદ્ધિવિજય શિ.)

**(૭૫૬) રત્નપાળ રાસ.** સં. ૧૭૩૨ બુરાનપુરમાં,

**આદિ—** દૂહા.

શ્રી રૂષભાદિક જીન નમું, વર્તમાન ચોવીસ,
શ્રીમંધર પરમુષ નમું, વિહરમાંન વલી વીસ. ૧
પુંડરીક ગૌતમ પ્રમુખ, ગણધર હુવા ગુણવંત,
ચઉદસે બાવન નમું, મોટા મહીમાવંત. ૨
સમરૂ હું શ્રી શારદા, ત્રણ જગમાંહી વિખ્યાત,
વીણા પુસ્તક ધારણી, શુભ મતી આપઇ માત. ૩
નિજ ગુરનાંમ જપું સદા, સિદ્ધિ ઋદ્ધિ દાતાર,
મુંરીષનેં પંડિત કરે, એ મોટા ઉપગાર. ૪
તાસ તણે સુપસાઉલે, રચસ્યું રાસ રસાલ,
રતનપાસ ગુણ ગાઇવા, મુંઝ મન થયો ઉજયાલ. ૫
દાંન સીયલ તપ ભાવના, મુગતી મારગ એ ચાર,
રતનપાલ તણો ચરીત્ર, દાન તણો અધીકાર. ૬
કવણ ષેત્ર કીણી પુરી થયો, કીમ ઈણે દીધું દાંન,
લિલા લછિ કિણ પરિલતી, તે સુણજ્યો સાવધ્યાંન. ૭

**અંતે—** ઢાલ ૩૪ સાહબ મે નવિપલવ જાસ્યું.

દાનપ્રબંધ ગ્રંથ મેં દીઠો, સખરો એ અધિકાર,
મેં માહરી મતિને અનુસારે, રચિયો રાસ ઉદારરે;
ભવિયણ સુણજ્યો શ્રી જિન વાણી—
જેહથી લહિયે શિવપટરાણીરેં—

દાનથી દોલત અધિકી લહિયે, દાનથી કીરત બોલે
દાનથી સહૂ કો હોએ રાગી, નહિ કોઇ દાનને તોલે—
દાનથી દૂરિજન હોઈ ભાઇ, દાનથી સહુ સગાઇ
દાનથી લહિયે બુદ્ધિ સવાઇ, દાનથી પામિયે ઠકુરાઇ—
દાન દેઇને અનુમોદો, મકરો પશ્ચાતાપ
ઉલટ આણી દાન જો દેસ્યો, તો ટલસ્યે પાપ સંતાપરે— ૪

તપગછનાયક બહુ સુખદાયક, શ્રી વિજયાણંદ સૂરંદરે,
શ્રી વિજયરાજસૂરી તસ પાટેં, સંપ્રતિ સોહે મુણીંદરે. ભ. ૫
તસ રાજે પંડીત ગુણવંતા, સીધીવિજય બુધરાયારે,
સંવેગીને શુદ્ધ વયરાગી, નામથી દુરીત પલાયારે. ભ. ૬

તેહતણેં સુપસાય લહીનેં, રાસ પૂરો ઇમ કીધોરે,
રતનપાલ તણા ગુણગાતાં, મનનો મનોરથ સીધોરે. ભ. ૭
શ્રી બરાનપૂર નગર મઝારેં પીડમાં રહ્યા ચોમાસરે,
શ્રી મનમોહન વીરપ્રસાદેં રચ્યો એ મેં રાસરે. ભ. ૮

ઉછું અધિકું જે મેં ભાખૂં, મીચ્છા દુક્કડ મુઝતાસરે,
ત્રીજા ખંડની ઢાલ આઠમી, મેં કહી મન ઉલાસેંરે. ભ. ૯
સંવત સત્તર બત્રીસા વર્ષે, શુભ મહુત શુભવારરે,
સૂરવિજય કહે સંપૂર્ણ કીધો, રાસ ત્રીજો ખંડ ઉદારરે. ભ. ૧૦
વિનતિ કરૂં હું તુમ કરજોડિ, કોવિદ ન ચિત ધરજો,
અશુદ્ધ હોએ તે તમે શોધજ્યો, પિણ હાંસી મત કરજો. ભ. ૧૧
ભણતાં ગુણતાં ને સાંભલતાં, થુણતાં હરખ અપાર,
ગુણગાતાં વલી ગુણવંત કેરાં, વરત્યો જયજયકાર. ભ. ૧૨

—સંવત્ ૧૭૮૬ વર્ષે શુક્લપક્ષે ચૈત્ર શુદ ૧૫ દિને વાર સોમે લિખિતં, ગભાલદેસે ગગપૂરે ગ્રામે લખીતં મહોપાધ્યાય શ્રી ૧૦૮ શ્રી શ્રી શ્રી શ્રી સીધચંદ્રગણિ તત્ સીષ્ય પંડિત શ્રી ૧૯ શ્રી સભાચંદ્ર ગણી તત્ સિષ્ય સકલ પંડિતોત્તમ પંડિત શ્રીપ ભાગાચંદ્રગણી તત્

સીસુષુ સ્વાચંદેણ લપીકૃતં ભ્રાતા લખમીચંદજી વાંચનાર્થં શ્રી બાલદેશે પ. ૪૦ પં. ૧૨ ઘો.; પત્ર ૨૮ પં. ૧૬ ઘો-લિ. સં. ૧૯૫૩ ફા. શુ. ૧ ભોમ. ખત્રી વશરામ આબાભાઈ. ઘો. પ્ર. કા. રત્ન, ભા. લીં. ડે.

—સં. ૧૭૩૮ વર્ષે શ્રાવણમાસે કૃષ્ણપક્ષે ૨ ગુરૂવાસરે લપીકૃતં. ...સકલ પંડિત લબ્ધપ્રતિષ્ઠોત્કૃષ્ટ યશોરાજીરાજિત ગાત્ર પંડિત શ્રીપશ્રી ધનસોમગણિ તત્ શિષ્ય ગ૦ કનકસોમન લપીકૃતં...સુશ્રાવિકા રાજકું-યરિ વાંચનાર્થં ઉદેપુર ગોડીજીનો ભંડાર.

—સં, ૧૮૭૯ કાર્તિક શુ. ૫ બુધવાસરે ધોરાજી મધ્યે લિ૦ ભાવચારિત્રીયા ઋ૦ ઝવેરચંદ જીવર્દ્ધ શિવજી માલજી આત્માર્થં જાડેજા શ્રી ચંદરસિંઘજીના રાજ્યમાં તથા પ્રધાન ભાઇ જુઠા ગોપાલજી તે વારે લિખ્યું છે. ૨૬-૧૬. શ્રી પૂજ્ય અપાસરો, રાજકોટ.

---

## ૩૭૨ પદ્મનિધાન (વિજયકીર્ત્તિ શિ.)

**(૭૫૭) બારવ્રતવિચાર** સં. ૧૭૩૪.

**અંતે—**

સંવત **સતરૈ ચોતીસૈ** સમછરે સુભમહૂરત સુભવાર,
સદગુરૂને વચને કરિ આદર્યારે ધરમઈ જયજયકાર.
હિ વશિ૦

(કલસ)

ઇમ ભાવસેંતી સુણીય સુણીય ગુરૂ મુખિ આણિ સુધી આસતા.
જે ટાલિ દૂષણ એહ ભૂષણ ધરૈ તસુ સુષ સાસતા;
વાચનાચારિજ વિજયકીરતિ સીસ પદમનિધાનએ,
તસુ પાસિ પૂરિ શ્રાવિકાયઈ ધરયા વ્રંત પરધાનએ.
સં. ૧૭૩૪ વર્ષે મિગસિર સુદિ ૩.

—વિવેકવિજયજી ભં. ઉદયપુર.

---

## ૩૭૩ જિનવિજય (૧) ( ત૦ કલ્યાણવિજય-ધનવિજય અને વિમલવિજય-કીર્ત્તિવિજય શિ. )

**(૭૫૮) જયવિજય કુંવર પ્રબંધ.** સં. ૧૭૩૪ દશાડા.

આદિ— દૂહા.

આદિ **આ**દિજિણેસર, પય પ્રણમી સુવિલાસ,
યુગલાં ધર્મ નિવારિને, કીધો ધર્મ પ્રકાસ. ૧
સુખકર સાહિબ **શાં**તિજી, પ્રણમી પુણ્યઅંકૂર,
નામ જપંતાં જેહનું, ભય નાસઇં સવિ દૂર. ૨
નમીય **ને**મ જિણેસર, બ્રહ્મચારી શિરદાર,
**સ**મુદ્રવિજય નૃપકુલતિલો, **રા**જિમતી ભરતાર. ૩
પુરીસાંદાણી **પા**સજી, મહિમાવંત મુણિંદ,
ધરણરાય પદ્માવતી, સેવઇ પય અરવિંદ. ૪
તીરથનાયક સેવીઇં, વર્દ્ધમાન જિનરાય,
એ પાંચે પરમેસરૂ, હું પ્રણમું સુખદાય. ૫
શશિવયણી **સ**રસતી નમું, વિદ્યાવર દાતાર,
મયા કરી મુઝનેં દીયો, વાણીનો વિસ્તાર. ૬
નિજગુરૂ ચરણ નમી કરી, નાંણ રયણભંડાર,
મૂરખને પંડિત કરે, નાણ નયણ દાતાર. ૭
સમકિત વ્રત ભવિ આદરો, છઇં સમકિત સુખદાય,
સમકિત વિણ નર જે કરે, તે સવિ નિષ્ફલ થાય. ૮
સમકિત સબહુંમાં વડો, સમકિત મોટો ધર્મ્મ,
સમકિતથી સુર સંપદા, સમકિતથી સવિ શર્મ. ૯

× × × ×

અંતે—

શ્રી **પ**ડીકમણા સૂત્રની વૃત્તિમાં, એ અધિકાર વખાણ્યોરે,
તિહાંથી જોઇને મેં સઘલા, ઇહાં સંબંધ એ આણ્યોરે— ૪ સં.

જીભતણે વશિ ઓછું અધિકું, જે મેં ઇહાં ભણ્યુંરે,
તે મેં શ્રી સંઘ સાખિં તેહતણો હું મિચ્છાંમી દુક્કડું ભાખ્યુંરે- ૫ સં.
ગ્રંથાગર અનુમાને કીનો સાતસયાં પચવીસોરે,
લખી લખાવી સાધુ સુશ્રાવક સુણતાં અધિક જગીસોરે— ૬ સં.
સંવત **સતરચોતરીસા વરસે** નયર **દશાડા**માંહિંરે,
રાસ રચ્યો મેં સમકિત ઉપરિં, શ્રી **શાંતિનાથ** સુપસાઇરે— ૭ સં.
તપગછનાયક સૂરિ શિરોમણી, શ્રી **વિજયપ્રભ** સૂરિરાયોરે,
પુણ્ય પ્રતાપી જસ જગિ વ્યાપી, સકલસૂરિ સવાયોરે— ૮ સં.
શ્રી **કલ્યાણવિજય** વાચકના સેવક, શ્રી **ધનવિજય** ઉવઝાયોરે,
તસ બાંધવ શ્રી **વિમલવિજય** બુધ, નામે નવનિધિ પાયોરે— ૯ સં.
તસ સીસ પંડિતમાંહિં સોહે, **કીર્તિવિજય** બુધરાયોરે,
તસ સેવક ઇણીપરિં બોલે, એ સુણતાં સંપદ થાયોરે— ૧૦ સં.
ભણે ગણે જેહ સાંભલો, નવનિધિ હોઇ તસ ગેહિંરે,
**જિનવિજય** કહે સાંભલો, એ અધિકાર સનેહિંરે— ૧૧ સં.

—ઇતિ શ્રી સમ્યક્ત્વાધિકારે જયવિજય કુંયરપ્રબંધે ઉપસહન-સિદ્ધિગમનો નામ ચતુર્થાધિકારઃ સંપૂર્ણમ્—સં. ૧૭૬૮ કાર્તિક શુદિ ૩ દિને વાર શુક્રે.

૧ સમ્યકત્વાધિકારે જયવિજય કુયરપ્રબંધે નિજગૃહાપ્તિ મિનવિજય-રાજ્યાપ્તિ વર્ણનો પ્રથમોધિકારઃ

૨ „ જયવિજય કુયર પ્રબંધે ગત વસ્તુ દ્રયપ્રાપ્તિ વર્ણનો દ્વિતીયાધિકારઃ

[ તપગચ્છપતી નિતુસેવીએરે, શ્રી **વિજયપ્રભસૂરિ**,
તસ રાજ્યે પંડિતવરૂરે, નામે સુખ ભરપૂરરે—
કીર્તિવિજય બુધરાયનોરે, સીસ કહે સુખકાર,
જિનવિજય કહે સાંભલોરે, એ બીજો અધિકારરે. ]

૩ સમ્યકત્વાધિકારે જયવિજયકુંયર પ્રબંધે બાંધવદ્રય મિલન નિજ-ગૃહાગમન ખંડત્રય સાધનો નામ તૃતીયોધિકારઃ

—સંવત ૧૭૬૮ નામા સકાર્ત્તિક શુદિ ૩ દિને વાર શુક્રે. ૧૯–૧૭ પ્ર. કા.

---

**૩૭૩ ક નિત્યવિજય.** ( ત૦ લાવણ્યવિજય શિ૦ )

**(૭૫૮ ક) એકાદશાંગ સ્થિરિકરણ સઝાય.** સં. ૧૭૩૪.

**આદિ—** એહવો હુંરે અનાથી-એ દેશી.

સરસ્વતિ માત નમીનઈં સદ્ગુરૂ, ચરણે નામિ શીશ,
**આ**ચારાંગ અનોપમ ભાષઇ, શ્રી **વર્દ્ધ**માન જગદીશરે.
ગોયમ ! સુણિ સૂધો આચાર, **જિમ પામો ભવજલ પારરે. ગો સુ.**

**અંતે—** જૈન ધર્મમાં નિજ ચિત રાખો.

તપગચ્છપતિ **સોહમ** સમ જે ગુરૂ, તપ જપ સંયમ ગાજેરે,
શ્રી **વિજયસેન** સૂરીશ પટોધર, શ્રી**વિજયદેવ**સૂરિરાજઇરે. જૈન. ૭
તાસપાટ સોહાકર સંપ્રતિ, શ્રી **વિજયપ્રભ**સૂરિરાયારે,
શ્રી **વિજયરત્ન** સૂરીસર જગગુરૂ, દીપઇ તેજ સવાયારે. જૈન. ૮
સકલવાચકવાદી ગજ કેશરી, શ્રી **લાવણ્યવિજય** ઉવઝાયારે,
નામ જપંતાં જેહનું ભવિજના પાતિક દૂર પુલાયારે. જૈન. ૯
સંવત **સતરચોત્રીસા** વરખઈં, હરખઈં જોડી હાથરે,
**નિત્યવિજય**બુધ પભણઇ પ્રણિંપરિ, પ્રણમી શ્રી **શાંતિનાથ**રે. જૈન. ૧૦

—ઇતિ એકાદશાંગ સ્થિરીકરણ ચૂલિકારૂપસ્વાધ્યાય-૧૨

—લિખિતશ્ચ **મહોપાધ્યાય** શ્રી લાવણ્યવિજય ગણિશિષ્ય સકલ-પંડિત પ્રધાનપંડિત શ્રી ૫ શ્રી નિત્યવિજય ગણિ શિષ્ય ગણિ દેવવિજયેન. સંવત્ ૧૭૬૦ વર્ષે આષાઢ સુદિ ૧૧ સોમવાસરે શ્રી સૂર્યપુરવાસ્તવ્ય સુશ્રાવિકા પુણ્યપ્રભાવિકા દેવ ગુરૂભક્તિકારિકા શ્રીજીનાજ્ઞાપ્રતિપાલિકા **શ્રીસમકિતમૂળ દ્વાદશ** વ્રતધારિકા–શ્રાવિકાબાઈ મોટીકી પઠનાર્થં પત્ર ૭ અમરવિજય સીનોર.

---

૩૭૪ **તેજસિંહ**–( લુંકાગચ્છ રૂપ ઋષિ–જીવાજી–જશવંત
–રૂપસિંહ–દામોદર–કર્મસિંહ–કેશવજી શિ૦ )

**(૭૫૮ ખ) આંતરાનું સ્તવન.** સં. ૧૭૩૫.

**આદિ**—આદિ અનાદિ અધુના છે, અરિહંત ધરૂં અભિધાન.

**અંતે**—(કલશ) ચોવીસ જિનતર ત્રીવીસ અંતર, પાટિ સતાવ જે થયા,
કલ્પસૂત્ર આદિ નામઠામ જાણી રચી સ્તવન સેવે મેં કહ્યા.
શ્રી પૂજ્ય કેસવ શિષ્ય **તેજસિંઘ**, જિનસાસન ધર્મ ચિતધરૂં,
એકવીસ સહસ વર્ષે સંઘ ચતુરવિધ, રહો તે કહું જિનવરૂં. ૪૪
સંવત **સતરપેતીસા** સંવચ્છર **નાં**દસમે ચોમાસએ,
કોઠારી **ઠાકુરસી**ની વીનતી કીધી સુત ઉલ્લાસ એ.

**(૭૫૮ ગ) નેમનાથસ્ત.** સં. ૧૭૧૨ ? ( રૂદ્ર **અશ્વ** શશિ )

**આદિ**—સદગુરૂને ચર્ણે નમી સમરૂ ગોતમ સ્વામિ,
શ્રી ગુરૂની સેવા કરૂં, કેશવજી શુભ નામ. ૧
તાસ પસાયે (સાધ) સું, બાવીસમો જિનરાય,
સામલવરણે સોભતો, **નેમ**પ્રભૂ સુખદાય. ૨

× × × ×

**અંતે**—(કલસલો) **લૂંકા**ગછ નાયક સૂખદાયક **રૂપ**ઋષિરતનકરૂ,
તસ પાટિ પટોધર સોહે પુરંદર **જીવજી** જતનાકરૂ.
તસ પાટિ પ્રધાન સંઘ જાણ વડલઘૂ વખાણીએ.
જસવંત જીતો જસ ઘણો, ત્રિભુવન જાણીયે—
તસ પાટિ મુનીવર **રૂપ**સુંદર **રૂપસિંઘ** ઋષિ પાલએ,
તસ પાટિ પટોધર સોહે **દામોદર** ધર્મ તણો ગોવાલએ.
તસ પાટ **કર્મસીહ** પાપભય બીહ સકલ ગુણે કરી જાણએ,
તસ પાટ પટોધર સોહે શ્રી ગુરૂ, **કેસવજી** વખાણીએ.
શ્રી રૂપ સુંદર ધરમ ધુરંધર શ્રી પતિજી ગણધારએ,
તસ શિષ **તેજસિંહ** સ્તવન રચ્યો, **વડોદરા** મઝારએ. ૫

સંવત રૂદ્રઅસ્વ(સ)સી સહી દીવો સો પ્રલસારએ,
શ્રી નેમ પ્રભૂજીની સ્તુતિ કીધી, સંઘ સહુ જયજયકારએ. ૬

**શાંતિજિનસ્તવન.** સં. ૧૭૩૩ બુહરાનપુરમાં.

**આદિ**—સાંતિ નમી કહું સાંતિનો, સંખેપી સુસંબંધ,
જંબૂભરત માહિ ભલો હસ્તનાગપુર બદ્ધ. ૧

× × × ×

**અંતે**—કલસલો-રૂપજીવવર હરી યુગજસ રૂપસિહ દામોદર,
કુર્મસિંધ કેસવશિષ્ય તેજસિંઘ શાંતિજિન નામ ચિતધરો.
સંવત સતરતેત્રીસા સવંછર બુરાહાનપુર ચોમાસએ,
સોની વજેરાજ સુત વૃધમાન કીધી વીનતિ બુધ પ્રકાશએ.

**ઋષભજિનસ્ત.** સં. ૧૭૨૭ ચૈત્ર સુ. ૧૫ જાલોરમાં,

**આદિ**—

સકલ ગુણે સિદ્ધ પ્રણમીને હો ધ્યાઉં ઋષભજિણંદ.

× × ×

**અંતે**—

સંવત સતર સતાવીસે ચૈત્ર માસે હો તિથ પૂનમ જાંણુ,
શ્રી પૂજ્ય કેસવ નામથી ગણિ તેજસિંઘ હો સદા કોડિકલ્યાણ. ૪
મંનતસિંહની વિનતિ સ્તવન કીધો હો વર હીરાવેધ,
ગઢ જાલોર સુહામણો ભણતા હો થાયે નવનિધ. ૫

**૨૪ જિનસ્ત.** સં. ૧૭૩૪ રતનપુરીમાં.

આ. સુવિધિજિણેસર સુંદરરે સુવધતણો કરતારરે, જિણંદરાય,
અં. સંવત સતર ચોત્રીસા વર્ષે રતનપૂરી માહે હરષેરે.
મુહતા કોઠારીને સાહ સવાઇ સંઘ સકલ સુખદાઇરે,
ગણિ તેજસિંહજી જિનગુણ ગાયા, સહસમલજી કરાયારે—

**વીરસ્ત સં. ૧૭૩૩.**

આ. ચોવીસમો જિનસાસનકો પતિ.

**સીમંધર સ્વામી સ્ત.** સં. ૧૭૪૮ વીરમગામ.

આ. શ્રી સીમંધર સાહિબા સન્મુખ.

અને બીજાં સ્તવન–ની પ્રત પાનાં, ૮ પં. ૧૩ ધો.

આ તેજસિંહ મુનિએ દૃષ્ટાંતશતક નામનો સંસ્કૃત પદ્યગ્રંથ રચેલ છે તેમાં પ્રશસ્તિ આ પ્રમાણે છે.

**श्री लुंकाख्यगणे गणीश्वरगुरु श्री केशवांतस्थित शिष्येणाशुकृतं वरं निजधिया दृष्टांतकान्तंशतं। छंदोलंकृति शब्द शास्त्ररहितं काव्यं यदा निर्मितं तत्सर्वं मुनि तेजसिंहगणिना धीरैर्विशोध्यं वरं ॥ १०१ ॥**

આની પ્રત ધોરાજી ભંડારમાં ટબાસહિત ૨૫–૧૫ છે; અને પ્રકરણ રત્નાકરમાં પ્રકટ થયેલ છે.

---

## ૩૭૫ ચંદ્રવિજય (૧) (ત૦ હીરવિજયસૂરિ–કલ્યાણવિજય–સાધુવિજય–જીવવિજય શિ૦ )

**(૭૬૦) ધન્ના શાલિભદ્ર ચોપાઈ.**

**અંતે—**

મહાવિદિહિં અવતરી શ્રી હીરવિજયસૂરિ ગુણનિલો,
તપગચ્છ ગગનનો ભાણ;
શ્રી વિજયસેનસૂરીસરૂ તસ પાટિં રે અતિ ચતુર સુજાણ કિ. ૯૮ દોહ૦
તસ પાટિ પ્રતપઈ સુખકરૂ શ્રી વિજયદેવ સૂરીંદ,
શ્રી વિજયપ્રભ સૂરીસરૂ આચારિજ રે તપ તેજિ દિણંદ,
કિ. ૯૯ દોહ૦
શ્રી હીરવિજય સૂરીંદનો શિષ્ય લબધિનો ભંડાર,
શ્રી કલ્યાણવિજયગણિ વાચક વરૂ રે કવિજન સિરદાર, કિ. ૫૦૦ દોહ૦
પંડિત સાધુવિજય નામિં તેહનો શિષ્ય પ્રધાન,
તેહના સીસ બિ ગુણનિલા, દોઈ જોડિલીરે શશિ સૂર સમાન,
કિ. ૧ દોહ૦

પંડિત જીવવિજય પ્રથમ સીસુ તે વૃંદમાંહિં લીહ,
લાવણ્યવિજય પંડિત નામિં બીજુ શિષ્યરે વાદી મૃગસિંહ,
કિ. ૨ દોહ૦
પંડિત જીવવિજયતણો સીસ ચંદ્ર નિજ કરજોડિ,
કહઇ મુનિવર ગુણ ગાવતાં સહી પુહતાંરે માહરાં મનકોડ,
કિ. ૫૦૩ દોહ૦

( ઇડર બાઇઓનો ભંડાર ).

( વિજયપ્રભસૂરિ-આચાર્યપદ સં. ૧૭૧૦ સ્વ૦ ૧૭૪૯. )

---

## ૩૭૬ ચંદ્રવિજય (૨) (ત૦ ઋદ્ધિવિજય-રત્નવિજય શિ૦)

**(૭૬૦) જંબુકુમાર રાસ** સં. ૧૭૩૪ પોષ શુદ ૫ મંગલ કોરડાદેમાં.

**આદિ—** સકલગણિ શ્રી ૫ શ્રી રત્નવિજયગણિ ગુરૂભ્યો નમ:

દૂહા.

**વામાનંદન પાસજી**, ત્રિભૂવનનો આધાર,
ચરણકમલ નમતા થકાં, લહીઇ સુખ અપાર. ૧
સાતફણે કરી સોભતા, મુખ પૂનિમનો ચંદ,
નવકર કાયા પ્રભુતણી, લંછન જાસ ફણીંદ. ૨
મન સુધ્ધે પ્રણમું સદા, આણી અધિક ઉલ્લાસ,
**અશ્વસેન** સુત ભેટતાં, પુહચઇ મનની આસ. ૩
વલી પ્રણમું સુધઇં મનઈં, **માહાવીર** ભગવંત,
જસ ચરણાંબુજ સેવથી, લહીઇ સુખ અનંત. ૪
સિંહલંછન સિંહની પરઈં, પાલ્યો જેણ ચારિત્ર,
ભવિ જિનતારણ ભણી, ભાખ્યા સૂત્ર સિદ્ધાંત. ૫
પ્રથમ ગણધર **વીર**નો, **પૃથિવીનંદન** જાણ,
ગોતમ ગોત્ર **ગૌતમ** નમું, જસ નામઇ કોડિ કલ્યાણ. ૬
હંસવાહન હસતી વદન, કવિજનની આધાર,
**સારદ** મુઝ મયા કરી, દેજો બુદ્ધિ અપાર. ૭

સરસવચન દિઉ સરસતિ, કહુંછું બે કરજોડિ,
જંબુકુમર ગુણ ગાયસૂં, માત પૂરિ મઝ કોડિ. ૮
નિજગુરૂ પદપંકજ નમી, કરસું જંબુ વખાણ,
સાધુ ગુણ ગાતાં થકાં, વાધે બુદ્ધિ વિજ્ઞાન. ૯
નવાણું કોડિ સોવન તજી, ધન તે જંબુકુમાર,
આઠ કન્યા પ્રભવા સહિત, લીધો સંયમભાર. ૧૦
માતપિતા કન્યાતણા, પ્રતિ બૂઝવ્યા વલી તેહ,
પંચસય સત્તાવીસસું, લિઈ ચારિત્ર ગુણગેહ. ૧૧
બાલપણેં બુદ્ધિ આગલો, ધન તે જંબૂ સ્વામિ,
તાસ ગુણ ગાતા થકાં, વાધઇ મહીયલ મામ. ૧૨

* * * *

અંતે— ઢાલ વધાવાનો એ દેશી.

આજ મુઝ જન્મ સફલો થયો, આજ મુઝ પૂગી આસ,
દુખ દોહગ સવિ દુરઇ ગયા, જવ ગાયો રે મેં જંબૂનો રાસ કે
ભવિરે ભવિ વંદો;
જંબૂકુમર આણંદઇ જસ સેવઈ મુનિવૃંદો. ૧
નિજ પિતામાતા સહીત, સાસુ સસરો એહ,
આઠ કન્યા પ્રભવા સહિત, જેણેં લીધોરે ચારિત્ર સસનેહ. ૨ ભ.
પાંચસઇ સત્તાવીસસું જેણઇ, પાલ્યો સુદ્ધ ચારિત્ર,
તપ જપ ક્રિયા બહુ કરી, જેણઇ કીધો નિજજન્મ પવિત્રકિ. ૩ ભ.
શ્રી વીરપટોધર પ્રથમ જયો, શ્રી સુધર્મા ગણધાર,
તસ પટ પ્રભાવક ગુણનિલો, મેં ગાયોરે શ્રી જંબૂગણધારકે. ૪ ભ.
નઇડ દેસમાંહિ ભલો, ફોરડાદે નયર સૂખવાસ,
વસઈ શ્રાવક પુન્યવંત જિહાં, જે પુજઈરે જિનવરશ્રી પાસકિ. ૫ ભ.
પાસજિણંદ પસાઉલે, આણી અધિક ઉલાસ,
વામાનંદન સાંનિધેં મેં ગાયોરે, જંબૂસ્વામિનો રાસ કિ. ૬ ભ.

સંવત **સત્તર ચોત્રીસમઇ**, પોસ માસ સુખકાર,
સુદિ પાંચમ મંગલ દિનઈ, મન પાગોરે અતિહર્ષ અપાર કિ. ૭ ભ.
તપગચ્છ રાજા જગજયો, શ્રી વિજયપ્રભસૂરિંદ,
તસ પાટે ગુરૂ દીપતો, આચાર્ય રે શ્રી **વિજયરત્ન** મુણિંદકે. ૮ ભ.
પંડિત પ્રવર પંડિતવરો, શ્રી ઋદ્ધિવિજય ગુરૂરાસ,
શ્રી રત્નવિજય શિષ્ય તસ તણો, જસ જાગતરે અતિ જસ
સર્વ કિ. ૯ ભ.
તસ સેવક એણિપરિ, ચંદ્રવિજય ગુણગાય,
**વીર** પટોધર **જંબૂ**તણા, ગુણગાતાં રે ઋદ્ધિ વૃદ્ધિ થીર થાય
કિ. ૧૦ ભ.
એ રાસ થિર થાયજો, જિહાં લગે ધ્રુ રવિચંદ,
જેણુઈ ભણુઇ ભાવિ સુણુઇ એક ચિત્ત તેહનઇ ઘરિ રે નિત
હોઈ આણંદ કિ. ૧૧ ભ.
ગ્રંથાગ્રંથ એ રાસનો, આઠસઈ બાવન,
સાધુ ગુણ એક ચિત્ત જે ભણઈ, તે પામઇરે અવિચલ સુખધન
કિ. ૧૨ ભ.

—સં. ૧૭૩૪ વર્ષે ફાગુણ સુદિ ૯ દિન આત્માઅર્થ, ૨૯–૧૫ અનંત; ડે૦ ચં.

---

## ૩૭૬ તેજપાલ. ( લોં. ગુજરાતી તેજસિંહ–ઈંદ્રજી શિ૦ )

**(૭૬૧) રત્નપંચવીસી રત્નચૂડ ચોપઇ.** ૧૭૩૫. નભ ( માહ ) ૧૩ રવિ. અહમદપુરમાં.

**આદિ—** આસા રાગે દૂહા.

પ્રેમ ધરી પ્રણમું પ્રભૂ, **આદીશ્વર** અરિહંત,
શ્રી **સારદ** મુઝનઈ સદા, આપો બુદ્ધિ એકંત.
દાન શીલ તપ દાખીયા, ભાવ સહીત ભલભાય,
સરીખા છઈ તઇ પણિ સુણો, દાન સદા સુખદાય.

અન્ન દાને જગિ અધિકતર, કીરતિ કરઇ કલ્લોલ,
તંબા તુરી વસુ સ્રીય થકી અન્ન સુદાન અમોલ.

× × × ×

અંતે—

ગુજરાતિ લોંકાગછિ ગાજતો, પ્રભુ તેજસિંઘ હો અણુ અધિક પ્રતાપ.
દિન દિન શ્રી ગુરૂ દિલ સુખઇ સહી સમરઇ હો તસ નાસઇ સંતાપ— ૪૭૨

ગુણનિધિ ગિરૂયા શ્રી ગુરૂ પૂજ્ય ઇંદ્રજી હો સદા પૂજ્ય પવીત્ર,
અનુચર તેજ કહઇ ઇમે ચતૂર સુણો હો એહ રત્નચરિત્ર—દાં ૪૭૩
સંવત બાંણગુણ સુંદર, મકરાકર હો શસિ વર્ષ વદીત,
તેરસિ નભ માસઇ તિહાં, અહિમદપુરિ હો રચ્યો વાર આદીત. દાં ૪૭૪
પભણી ઢાલ પંચવીસમી રસિક જન હો ગાજ્યો કંઠિ રસાલ,
સગવટ કવિયો સાંકલી, તુક સરસઇ હો ઇમ સ્તવઇ તેજપાલ દા ૪૭૫

—સં. ૧૭૪૨ વર્ષે વૈશાખ વદિ ०)) શનીવાસરે. ૧૯૧૬ દા. ૧૩ નં. ૪૦ જૈ. શા. અમ.

**થાવચ્ચા મુનિ સ૦**—ઘો૦

---

**૩૭૭ જ્ઞાનકીર્તિ.** ( વિનયદેવસૂરિ—વિનયકીર્ત્તિસૂ.—વિજયકીર્ત્તિસૂ. શિ. )

**(૭૬૨) ગુરૂરાસ.** (ઐ. ) સં. ૧૭૩૭ માઘ શુદ ૬ ખંભાતમાં).

આદિ—

આદિનાથ આદિં નમું આપે અવિચલ શર્મ.
નીતિપંથ પ્રગટાઇકે, વારિઉ યુગલા ધર્મ. ૧

× × × ×

અંતે—

ઢાલ ૧૯ રાગ ધન્યાસીરિ.

વિજયકીરતિ સૂરિ વંદઇ ગુણગિરૂઉ ગુરૂરાજરે.
નામે જેહને નવનિધિ થાઈ, સીઝે સઘલાં કાજરે. વિ. ૧

બ્રહ્મા રૂષિથી ગચ્છ બ્રહ્મામતી, વિનયદેવ તસ નામરે.
સૂરિ શિરોમણિ સમતા દરિઓ, સવિગુણનુ વિશ્રામરે.　　વિ. ૨

તેહનેં પાટિ દીપક મહત્ત્પક, વિનયકીરતિ સૂરિ જાણુરે.
ગુરૂ ગુણ સકલવિદ્યાનું આગર, તે હુઓ આગમ જાણુરે.　　વિ. ૩

તસ પટ સોહે જન મન મોહે, મોટા મહિમાવંતરે,
સાધુ ક્રિયા તપ જપનુ દરિયુ, શ્રી વિજયકિરતિ સૂરિસંતરે.　　વિ. ૪

તસ સીસ જ્ઞાનકિરતિ ભાષે, ગાયુ ગુરૂ ગુણરાસરે.
ગુરૂ નામેં સુખસંપદ લહીઈ, પુંહચે સઘલી આસરે.　　વિ. ૫

સાયર ગુણ ઋષિ ચંદ્ર સંવચ્છરિ, માઘ માસિ સુદિ જાણુરે.
શંભણનયરે સંઘ આદેશે, છઠ્ઠિ દિન ચઢયો પ્રમાણુરે.　　વિ ૬

ભણતાં ગુણતાં સંપતિ થાઈ દુઃખ દાલિદ્ર સબિ જાઈરે.
નવનિધિ સિદ્ધિ ઘણેરી આઈ, હઇઈ હર્ષ નમાઇરે.　　વિ. ૭

ઇતિશ્રી ગુરૂરાસ સમાપ્ત—શ્રી તપાગચ્છે મહોપાધ્યાય શ્રી હિતરૂચિ ગણિ તચ્છિષ્ય કવિ હસ્તરૂચિભિર્લિપીકૃતં, ભટ્ટારક શ્રી જ્ઞાનકીર્ત્તિ સૂરીણાં સ્વવાચનકૃતે (શ્લોક સં. ૩૫૧) પત્ર ૧૨. અમર. એ હસ્તરૂચિ વૈદ્ય વલ્લભ ગ્રંથના રચિયિતા સમજવા. તેને માટે જુઓ નં. ૩૨૩. વળી વિનયદેવસૂરિ માટે જુઓ નં. ૧૧૧ પૃ. ૧૫૨ જૈન ગૂ૦ ક૦ ભાગ ૧ લો.

---

## ૩૭૭ક રામચંદ( પદ્મરંગવાચક શિ૦ )

(૭૬૨ ક) ૧૦ પચખાણુસ્ત. ૩૩ કડીનું સં. ૧૭૩૮ પોષ શુ ૧૦

આદિ—

શ્રી સિદ્ધારથ નંદન નમું, મહાવીર ભગવંત,
ત્રિગઇ બઇઠા જિનવર, પરષદ બાર મિલંત.　　૧

×　　×　　×　　×

અંતે— કલસ.

પચ્ચખાણ દસવિધ ફલ પરૂપ્યા મહાવીર જિનદેવ એ,
જે કરઇ ભવિયણ તપ અખંડિત તાસ સુર પય સેવએ,
સંવત વિધિગુણ અશ્વશસિ, વલિ પોસ સુદિ દશમી દિનઇ,
પદમરંગ વાચક સીસ ગણિવર રામચંદ તપવિધિ ભણઇ. ૩૩

—શ્રાવિકા મનમાં પઠનાર્થં. ૨-૧૩ મારી પાસે છે.

---

## ૩૭૮ જ્ઞાનવિમલ સૂરિ. (નયવિમલ) (ત૦ વિનયવિમલ-ધીરવિમલ શિ૦ )

—આ ગૃહસ્થાવસ્થામાં ભિન્નમાલ શહેરના વતની અને વીશા ઓસવાલ વંશના વાસવગોત્રી વાસવ શેઠ પિતાના અને કનકાવતી માતાના પુત્ર હતા. જન્મ સં. ૧૬૯૪ માં થયો, ને નામ નાથુમલ્લ આપ્યું. સં. ૧૭૦૨માં તપગચ્છના પંડિત વિનયવિમલગણીના શિષ્ય પં. ધીરવિમલગણિ પાસે દીક્ષા લીધી ને દીક્ષાનામ નયવિમલ રાખ્યું. અમૃતવિમલગણિ તથા મેરૂવિમલગણિ પાસે વિદ્યાભ્યાસ કર્યો. તેમને સં. ૧૭૨૭ મહા શુદિ ૧૦ ને દિવસે મારવાડના સાદડી પાસેના ધાણેરાવ ગામમાં તપગચ્છના આચાર્ય વિજયપ્રભસૂરિએ ઉત્સવપૂર્વક પંડિત (પંન્યાસ) પદ આપ્યું. ત્યારપછી તેમના ગુરૂ ધીરવિમલગણિ સં. ૧૭૩૯ માં સ્વર્ગવાસ થયા. પોતે ઘણાઓને દિક્ષા અપાવી. સં. ૧૭૪૭માં અણહિલપુર પાટણ આવ્યા. સં. ૧૭૪૮ ( કેટલાકમાં ૧૭૪૯ છે ) ના ફાગણ સુદી પાંચમ ગુરૂવારે વિજયપ્રભસૂરિની આજ્ઞાથી મહિમાસાગરસૂરિએ પાટણ પાસે સંડેસર (સડેર)માં ઋષભદેવના મંદિરમાં આચાર્ય પદવી આપી નામ જ્ઞાનવિમલસૂરિ સ્થાપ્યું. આચાર્ય મહોત્સવ શ્રેષ્ઠી નાગજી પારેખે ખુબ દ્રવ્ય ખર્ચી કર્યો. તેના ઉપદેશથી સં. ૧૭૭૭ માં સુરતના શેઠ પ્રેમજી પારેખે સિદ્ધાચલ (શત્રુંજય)નો સંઘ કાઢયો હતો કે જેનું વર્ણન કવિ દીપસાગરગણિના શિષ્ય સુખસાગર

કવિએ પોતાના પ્રેમવિલાસ નામના રાસમાં કરેલું છે કે જે રાસ નરભવદૃષ્ટાંત ઉપનયમાલામાં પ્રસ્તાવનામાં પ્રગટ થયો છે. તેમનો વિહાર બહુધા સુરત, ખંભાત, રાજનગર (અમદાવાદ), પાટણ, રાધનપુર, સાદડી, ઘાણેરાવ, શિરોહી, પાલીતાણા, જુનાગઢ વગેરે સ્થળે ગૂજરાત-મારવાડ-સૌરાષ્ટ્ર દેશમાં થયો હતો. સિદ્ધાચલ તીર્થની અનેક વખત યાત્રા કરી. જિનપ્રતિમાની ૧૭ પ્રતિષ્ઠાઓ કરી.

અનુક્રમે સં. ૧૭૮૨ માં ખંભાત ચોમાસું કર્યું તે વખતે સિદ્ધાચલની યાત્રા કરવાની અતિ ઉત્કંઠા ને તૈયારી કરી, પણ પરચક્રને લીધે બની નહિ તેથી ખંભાતમાંજ રહ્યા. ને ત્યાંજ તે વર્ષમાં આશો વદ ગુરૂવારે ૮૯ વર્ષની વયે સ્વર્ગસ્થ થયા. શ્રાવકોએ ખંભાત-સક્કરપરામાં સ્તૂપ ( પગલાં યુક્ત દેરી ) કરાવી !

તેમનો જ્ઞાન ભંડાર ખંભાતમાં ખારવાડામાં વિમલના ઉપાશ્રયમાં વિદ્યમાન છે. તેમના રચેલા ઘણા ગ્રંથોની પ્રથમાદર્શ ( પ્રથમ પ્રત ) ઉપરોક્ત સુખસાગર કવિએ લખેલ છે. તેમણે સંસ્કૃતમાં શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્ર પર વૃત્તિ, શ્રીપાલચરિત્ર સંસ્કૃત ગદ્યમાં ( સં. ૧૭૬૫ ) સંસાર દાવાનલ સ્તુતિ પર વૃત્તિ, પ્રશ્ન દ્વાત્રિંશિકા સ્તોત્ર રચેલ છે. ગૂર્જર ભાષામાં ગદ્ય રૂપે નવતત્ત્વ પર સં. ૧૭૩૯માં, શ્રમણસૂત્ર પર સં. ૧૭૪૩ માં, પોતાના પ્રશ્ન દ્વાત્રિંશિકા સ્તોત્ર પર સ્વોપજ્ઞ, યશોવિજયજીના ૩૫૦ ગાથાના ગૂર્જર ભાષાના સ્તવન પર, દીવાલી કલ્પપર સં. ૧૭૬૩માં, આનંદઘન ચોવીશી પર સં. ૧૭૬૯માં, ત્રણ ભાષ્ય પર, અધ્યાત્મકલ્પદ્રુમ પર સં. ૧૭૭૦માં, પાક્ષિકસૂત્ર પર સં. ૧૭૭૩ માં અને યશોવિજયજીની યોગદૃષ્ટિની સઝાય પર-બાલાવબોધો રચ્યા છે. ગૂર્જર ભાષામાં પદ્ય ગ્રંથો જે રચ્યા છે તે આમાં જણાવ્યા છે. તે ઉપરાંત સ્તવનો, સ્તુતિઓ, સઝાયો, પદો આદિ ઘણાં રચ્યાં છે તેમાંનો મોટો ભાગ પ્રાચીન સ્તવન રત્નસંગ્રહ ભાગ. ૧ લા માં ( પ્ર૦ શેઠ જમનાભાઇ ભગુભાઇ-અમદાવાદ ) પન્યાસ મુક્તિ વિમલગણિએ સંગ્ર

હીત કર્યો છે; અને આ ટુંક ચરિત્ર પણ તેની પ્રસ્તાવનામાંથી સાર-રૂપે લીધું છે. )

**(૭૬૩) સાધુવંદના** ૧૭૨૮ કા. વ. ૧૦ ગુરૂ.

**અંતે—**

ઢાલ—શાંતિજિન ભામણડઈ જાઉં-એ દેશી.

પાટ પરંપરં જે વલી આયો, **તપાબિરૂદ** ઉપાયોજી,
**જગતચંદ્ર** સૂરીસર ગાયો, **લલિતા હેનો** જાયોજી. ૪

ધન ધન સાધુ મહાંત એ મોટા.
ઉપશમ રસના ઓરાજી.

જિનમુનિવંદન પુણ્ય એ મોટા, નવિ માને તે ખોટાજી. ૫ ધન.
શ્રી **આણંદવિમલ** સૂરીસર, થયા છપનમઇ પાટઈજી,
ક્રિયા ઉદ્ધાર કરીનઈ કીધી, ઊજલી પ્રવચન વાટઈજી. ૬ ધ.
શુધ પરૂપક જિનમત થાપક, **વાદ્રીક કુઠકલંકોજી,**
જગિ જસ વાદ ઘણો દેખીનઇ, નાઠા કુમતી રંકોજી. ૭ ધ.
શ્રી **વિજયદાન** સૂરીસર સુંદર મંદિર ગુણમણિ કેરોજી,
જ્ઞાનક્રિયાદિક ગુણની ગણના કરવાનઈ કુંણ સૂરોજી. ૮ ધ.
હીરો **હીરવીજય** સૂરીસર, જેહના ઘણા અવદાતઇજી,
જીવ અમારિ તીર્થંકર મોચન, પ્રમુખ ઘણી કરી વાતઇજી. ૯ ધ.
સાહિ **અકબરનઈ** પ્રતિબોધ્યો, જાસ જસ બહુતો વાધ્યોજી,
મેઘજીઈ ગુરૂ **હીરનઈ** ચરણઈ, આવી વંછિત સાધ્યોજી. ૧૦ ધ.
**વિજયસેન** તસ પાટિ સફાપ, તસપટ્ટિ ભાનુ સમાનજી,
**વિજયદેવ** સૂરીસર પ્રગટયો, દિનદિન ચડતઈ વાનઈજી. ૧૧ ધ.
આચારિજ **વિજયસંઘ** સૂરીસર, પ્રગટયો **યુવરાજા** ઘણું રાજજી,
અનુક્રમઈ તે સુરલોક પધાર્યા, સારી આતમકાજજી. ૧૨ ધ.
**વિજયદેવ સૂરિ નિજપદ થાપઇ, શ્રીવિજયપ્રભ** ગણધારજી,
સંપ્રતિ સૂર પરિઈ દીપંતો, મુંનિજનનો આધારજી. ૧૩ ધ.

કુલિયુગઈ એ ગુરૂ ગુણનો આગર, કેતાં કીજઇ વખાણજી,
તેહ તણી આણસિરિ વહતાં, દિનદિન કોડિ કલ્યાણજી. ૧૪ ધ.
શ્રી આણંદવિમલસૂરીસર, હસ્તલિખિત ગુણ ધામજી,
હર્ષવિમલ પંડિત વૈરાંગી, ધર્મસિંહ ગૃહધરિનામજી, ૧૫ ધ.
તાસ સીસ જયવિમલ અનોપમ, ગણિવર ગુણમણિ દરિઉજી,
કીર્તિવિમલ કવિ તેહનો જાણો, જ્ઞાનચરિત્ર જલ ભરિઉજી. ૧૬ ધ.
તપ જપ સંયમ પુણ્યેં પૂરો, સીસ સનાહઇં સૂરોજી,
દિનદિન ચઢતઈ તેજ સનૂરો, મુંનિ ગુંણઇ નહિ અધૂરોજી. ૧૭ ધ.
સંવેગી સુધ પંથનો થાપક, શ્રી વિનયવિમલ કવિ ઇસજી,
સંપ્રતિ સુવિહિત મારગ પાલઈ, નહિ જસ સજીનઈ રીસજી. ૧૮ ધ.
તાસ સિષ્ય સંયમ ધુરધોરી, કીરતિ અછઇ જસ ગોરીજી,
ધીરવિમલ પંડિત તતિ ધોરી, મુંનિમારગ મત જોડીજી. ૧૯ ધ.
વર્ધમાન તપકારક તેહનો, લબ્ધિવિમલ વૃદ્ધ સીષજી,
લઘુ સેવક નયવિમલ વિબુધવર, માંનઈ ગુરૂની સીષજી. ૨૦ ધ.
સાધુવંદન તેણઇં કીધી, લ્રલ આણી છઇ સીધીજી,
જિણઈ મુંનિનઇ વંદણ નવિ કીધી, તેણિ પ્રમાદ મદિરા પીધી. ૨૧ ધ.
સિદ્ધાંતમાંહિ જે મઈ જાંણ્યા, વહિલા તે ઈહાં આંણ્યાજી,
કેતાએક પ્રકરણથી જાણ્યા, નાંમ થકી તે વખાણ્યાજી. ૨૨ ધ.
નામ ઇસ કહકેતા એક મુનિવર, આણ્યા મઈ નિરધારજી,
પાંચ સય સાત અધિક છઈ ગાથા, એહની ચઉદશ ઢાલ ઉદારજી. ૨૩ ધ.
પાર નહી મુનિવર મુનિગણનો, કહી કિમ સકીઈ સર્વંજી.
મતિ સારૂ મઈ એણિમાં ગૂંથ્યા, ભક્તિ ભાવનો ગર્વંજી. ૨૪ ધ.
સંવત સંયમ ભેદ વખાણો વસુ ભુજ વરિસ વખાણોજી,
કાત્તિકિ વદિ દસમીતિથિ જાણો, ગુરૂવારેં સુપ્રમાણોજી. ૨૫ ધ.
લિખઇ લિખાવઇ નઇં વલી નિસુંણઈ તેહનઈ લાભ અનંતજી,
સાધુ વાંદ્યાનું ફલ તે લહસ્યઇ, કરિસ્યઈ દુખનો અંતોજી. ૨૬ ધ.

ઉત્તમ તે એહનેં આદરસ્યઈ, મુનિવંદનને હેતિંજી,
અવગુણ કોઇક મધ્યમ કહસ્યઇ, ઢાલસંબંધ સંકેતઈંજી. ૨૭ ધ.
ભાવિક કાજિ આદરસું કીધી, શ્રી સાચોર મઝારિજી,
નયવિમલ કહઇ મુનિ· ગુણ ગાતાં, નિતુ નિતુ મંગલ ચ્યારિજી. ૨૮ ધ.
—ધન ધન સાધું મહંત એ મોટા.

વસ્તુ ૧ શ્લોક ૬૦૫ સર્વગાથા ૫-૨ ઢાલ ૧૪ દૂહા ૪૭સઝાયઃ —ઇતિ શ્રી સાધુવંદના સંપૂર્ણ સંપૂર્ણો લિપીકૃતઃ કૃત શ્ર પં. શ્રી ધીરવિમલગણિચરણ સહસ્ર પત્ર પરાગ પર ભાગ રસિકમત્તમધુ કરાય-માએ પંડિત નયવિમલગણિના ઇતિ સંગલ માલિકા બાલિકાવદ્દાલિંગ તુલદાસ હૃદય રસિક હૃદયેષ્વિતિ શ્રેયઃ ॥

( આ કર્ત્તાની સ્વલિખિત પ્રત શ્રીમદ્ પ્રવર્તક કાન્તિવિજયજી મહારાજશ્રી પાસે છે. )

**(૭૬૪) નરભવદશ દૃષ્ટાંત સ્વાધ્યાય.** ૧૭૩૪ પહેલાં.
**આદિ—**

વિપ્રાક્ષધાન્યાનિ દુરોદરં ચ, રત્નેંદુપાનં કિમુ ચક્રવેધઃ
કૂર્મ્મે યુગં સ્યાત્પરમાણુરૂપં, દૃષ્ટાંતમેતન્મનુજત્વ લાભે. ૧
એતે દશાપિ દૃષ્ટાંતાઃ સોયનયાઃ પ્રાકૃત ભાષાયાં લિખ્યતે.

દૂહા—પ્રેમે પાસ જિણંદના, પદપંકજપ્રણમેવિ,
સાનિધકારી સારદા શ્રી સદગુરૂ સમરેવિ. ૨
દસ દૃષ્ટાંતે દોહિલો, માનવનો ભવ એહ,
પામી ધર્મનઇ આદરઈ, અહલ ગમાવઇ તેહ. ૩
વાર અનંતી ફરસીઉં, એ સઘલો સંસાર,
છાલી વાટક ન્યાય પરિ, વિણ સમકિત આધાર. ૪
કંચનગિરી ગિરીમાં વડો, નદીયાં માં જિમ ગંગ,
જિમ ગજમાં એરાવણો, જિમ તનુમાંહિ વરાંગ. ૫
તરૂમાંહિ જિમ કલ્પતરૂ, તેજવંતમાં ભાણુ,
પંખીમાં જેમ ગરૂડખગ, જિમ ચક્રી નરરાણ. ૬

જૈન ધર્મ જિમ ધર્મમાં, ઓષધમાં જિમ અન્ન,
દાતામાં જિમ જલધર, જિમ પંડિતમાં મન્ન. ૭
ગ્રહગણુમાં જિમ ચંદ્રમા, મંત્રમાંહિ નવકાર,
સગલા ભવ માંહેં ભલો, તિમ નરભવ અવતાર. ૮
બોધિ લાભ નીમી સમો, દાખ્યો નરભવ એહ,
તે હાર્યો નવ પામીઇ, જિમ નિધિ દુર્ગત ગેહ. ૯
વિપ્ર જિમણુ[1] તિમ પાશકા[2], ધાનરાશિ[3] નૈ જૂય[4],
રયણ[5] સુમિણુ[6] નેં ચક્ર[7] હરિ[8], કુંસર[9] પમાણુય[10]. ૯
વિપ્ર જિમણુનો દાખીઉ, પહિલો એ દૃષ્ટાંત,
સુણજ્યો તેહ કહું હિવઇ, આલસ મુંકી સંત. ૧૦

× × × *

પહિલાં **સિદ્ધ** ઋષઇ કરી, **નરભવ** ઉપનય સત્તરિ,
તે ખરી પ્રાકૃત ગાથા બંધ છઇ એ. ૯
તસ અનુસારિં એ કહ્યા, ઉપનય સઘલાં તે તિહાં લહ્યા,
ઇમ કહ્યા ભવિજનનેં ભણવા ભણીંઇ; ૧૦
ઉત્તરાધ્યયનિં દાખીયા અન્ય ગ્રંથઈ છે બહુ સાખિયા,
ભાષિયા **નયવિમલેં** ઊલટી ધરીએ. ૧૧

દૂહા—ઇણિ પરિભાવ કરી ભણી એ ભવિજન સજ્ઝાય,
અંતર્ગત ઉપનય લહો, જિમ સમાધિ સુખ થાય. ૧
શ્રી ઉપદેશપદેં અછે, એહનો બહુ અધિકાર,
તિમ **આવશ્યક** ચૂર્ણિમાં, ઉપનયનો વિસ્તાર. ૨
બીજઇ પિણ ગ્રંથઇ અછે, નરભવ દસ સંબંધ,
ભાવિક કાજિ ભણવા ભણિ, કીધો પ્રાકૃત બંધ. ૩
વચનકલા તેહવી નહી, પણિ ઉપનય એહમાંહિ,
સજ્જન સગલા એહનઇ, આદરસ્યઇ ઉચ્છાહિ. ૪

એકવીસે ઢાલે કરી, એહનો બાંધ્યો બંધ,
વિસય બહોત્તરી એહની, ગાથા પ્રાકૃત બંધ. ૫

અંતે— ઢાલ રાગ ધન્યાસી.

( થુણીઉં થુણીઉં રે મઈ રામ મુનીસર થુણીઉં એ દેશી. )
ભવિ ધરઇં રે ભવિ ઉપનય ચિત્ત ધરિઈં,

× × × ×

( ધોરાજી પ્રત )

તપગચ્છિ અંબરિ તરણિ સમોવડિ શ્રી વિજયપ્રભ સૂરિ કરીઇ,
જેહની આણુ કુસુમચી માળા, શેષા પરિ સિરિ ધરીઈ રે. ૧૦
જસ અભિધાન મૃગાધિપ નિસુણી પ્રતિવાદી ગજ ડરીઇ,
અહનિસિ કીર્તિકની ગચ્છપતિ ત્રિભુવન મંડપિ ફિરીઈ રે. ૧૧
વિદ્યા ગુરૂ વલી અમૃતવિમલ કવિ, મેરૂવિમલ મનિ ધરીઇ,
જસ હિત સીખ સુણીનઈ સાચી, ભવિજન હિયડઈ ઠ(વ)રીઇ. ૧૨
વિનયવિમલ કવિરાજ શીરોમણિ, સુવિહિત મુનિ ધુરંધુરીઇ,
ધીરવિમલ પંડિત તસ સેવક જસ યશ ત્રિભુવન ભરીઈ. ૧૩
શ્રી નયવિમલ વિબુધ તસ સેવક, તિણુ એ ઉદ્યમ કરીઈ,
એ, ઉપનય ભણુતાં વલી સુણુતાં મંગલ કમલા વરીઇંરે. ૧૪ ભાવિ.

( ૧૫ પત્ર પ્ર૦ કા૦ )

—સં. ૧૮૦૭ કા. વ. ૧૧ રવિવારે. ૨૪-૧૦ ધો.

—૩૦-૯ મો. ના.

(૭૬૪૬) +શાંતિ જિનસ્તવન. સં. ૧૭૩૬ અસાડ વ. ૯ શુક્રવાર દહિઓદરપુર.

આદિ— દૂહા.

ચંદ્રકિરણ પરિં ઉજ્જલી, શ્રી જિનવરની વાંણી,
તે સમરી મનિ સારદા, લહીઇં અવિરલ વાંણિ. ૧
બાર ભવભેદઈ કરી, સ્તવશું શાંતિ જિણંદ,
પરિઘલ ધન કણુ સંપજઈં, પામઈં પરમાણુંદ. ૨

અંતે—

હલિઉદરપુર મંડણોએ, જયજય અચિરાનંદ,
શ્રી શાંતિ જિણેસરૂએ. ૭૭
તપગચ્છ તરણિ સમોવડઇએ, શ્રી વિજયપ્રભસૂરી,
રાજઈ જિન ગાઇઓએ. ૭૮
સંવત સંયમ ભેદસ્યુંએ, મુનિગુણ વરસનું માન,
લહો ઇણિ ભેદસ્યું એ. ૭૯
માસ આષાઢ તણી કહીએ, વદી નવમી ભૃગુપુત્ર,
વારઈ જિન સંથુણ્યોએ. ૮૦

કલશ—

જગજંતુ કારણ કામદારણ મોહવારણ જિનવરો,
દુઃખ કોડિ ટાલણ સુખ કારણ વંછિત પૂરણ સુરતરો;
શ્રી વિનયવિમલ કવિરાજ સેવક ધીરવિમલ પંડિતવરો,
તસ સીસ પ્રણમઇ શાંતિ જિણવર નયવિમલ જયજયકરો. ૮૧

—ઇતિ શ્રી શાંતિ જિનસ્તવનં સંપૂર્ણ.

સંવત સત્તરસઈ સહી સત્તાવન અધિકાંતે લહી,
ચૈત્ર ઊજલી ચઉદશ ધંન સ્તવન લિખ્યૂં અતિશે પઃવન. ૧
પાટણ માહા પવિત્ર ગાંમ, અંબાદત્ત બ્રાહ્મણનૂં નામ,
તેણે સ્તવન લિખ્યૂં અતિ ઉલ્હાસ, ભણે સુણે તેહની
પેઃહોંચે આસ. ૨

પ્ર૦ પ્રાચીન સ્તવન રત્નસંગ્રહ ભા. ૧ પૃ. ૯૩ ગ્રં. ૧૩૫. (પ્ર૦ કા૦)

(૭૬૫)+ જંબુરાસ સં. ૧૭૩૮ માગશર શુદ ૧૩ બુધ થિરપુરમાં (થરાદમા)

આદિ— દૂહા.

પ્રણુમી પાસ જિણંદના, ચરણ કમલ સુષકાર,
જંબૂસ્વામી તણો કહું, સરસ કથા અધિકાર. ૧

શીલવ્રત પહિલાં ધરી, કરપીડણ જિણિં કીધ,
રાગ ઠામિ વયરાગીઉ, અકહ કહાંણી કીધ. ૨
જંબૂ છેહલો કેવલી, જે આ ભરત મઝારિ,
સોભાગી મહિમાનિલો, સીલવંત સિરદાર. ૩
પ્રભવો પણિ પ્રતિબૂઝગ્યો, પંચ સયાં પરિવાર,
શ્રી સોહમ ગણધારતણો, પુણ્યવંત પટધાર. ૪
ભવિ જનનિં ભણવાભણી, તાસ સંબંધ કહેસિ,
આઠે કન્યાની કથા, શાસ્ત્ર થકી લવલેશ. ૫

**અંતે—** ઢાલ (શાંતિજિનેસર ભામણઈ જાઉં—એદેશ)

ધન ધન જંબૂ મુનિવર રાય, હું પ્રણમું તસપાયા એ
કંચન કોડી કામિની છોડી, સંયમસું મન લાયા એ. ધ૦ ૧૧
શીલવંત સિર મુગટ વિરાજિત, જગિ જસ વાદ ગવાયા એ,
સોભાગી ગુણવંત મહામતિ, નામિં નવનિધ પાયા એ. ધ૦ ૧૨
તપગચ્છ નાયક સવિ સુખદાયક, શ્રી વિજયપ્રભસૂરિ રાયા એ,
જસ આણા મનવંછિત પૂરણ, કલ્પતરૂની છાયા. એ. ધ૦ ૧૩
આચારય (અ. પ્ર) વિજયરત્ન સૂરીસર, મુનિજન તે સૂખદાયા એ,
જસ પ્રતિભા સિંહનાદ સૂણીનિં, વાદિ હારિ મનાયા એ. ધ૦ ૧૪
તપ(તસ)ગચ્છ શોભાકારક જાણો શ્રી નયવિમલ કવિરાયા એ,
કલિયુગમાં પૂરવ મુનિ ઉપમ, સમરસપૂરિત કાયા એ. ધ૦ ૧૫
સંપ્રતિ વિજયમાન તસ સેવક ધીરવિમલ કવિરાયા એ,
તસ શેવક નયવિમલિં મતિસું, જંબૂ ગણધર ગાયા એ. ધ૦ ૧૬
પાંત્રીસેં (પાંચસે) ઢાલિં કરી રચીઉં, રાસ સરસ અધિકારી એ,
: સુખદાયક, થિરપુર નયર મઝારિં એ. ધ૦ ૧૭
વસુ, કૃશાનુ, જલનિધિ, સસી વર્ષઈ એહ રચ્યો સુપ્રમાણેં એ,
માર્ગશીર્ષ સિત તેરસ દિવસે, શશી સુતવાર વખાણિ એ. ધ૦ ૧૮
કુશલવિજય પંડિત સંવેગી, તાસ કહણથી કીધો એ,
જંબૂસ્વામિ તણો લિવલેશેં, એહ સંબંધ મિં સીધો એ. ધ૦ ૧૯

એહ નીસુણી દ્રઢસીલ જે થાવે, તાસ જનમ સુપ્રમાણુ એ,
ભણતાં સૂણતાં મંગલમાલા, નિતુનિતુ કોડિ કલ્યાણુ. એ. ધ૦ ૨૦

ધન ધન જંબૂમૂનિવર રાયા.

ઇતિ શ્રી જંબૂકુમાર રાસ સંપૂર્ણઃ

સર્વગાથા ॥ ૬૦ ૮॥ ગ્રંથાગ્રંથ શ્લોકમાન સંખ્યા ૧૨૩૫ ॥

સકલ ભટ્ટારક પુરંદરભટ્ટારકઃ ભાલસ્થલ કાયમાં નાન ભટ્ટારક શ્રી ૧૦૮ શ્રી **વિજયરત્નસૂરીશ્વર** શિષ્ય પંડિત શ્રિ ૫ પ્રવરપ્રધાન શ્રી **ગંગવિજયગ**ણિ તત્ શિષ્ય પં. **રૂપવિજય**। પં **કુંઅરવિજ** લિપિકૃતં શ્રી. ॥

—બાલાપુર મધ્યે. સુશ્રાવક પુંન્ય પ્રભાવક સંઘવિ ગોડીદાસ, તસ્ય લઘુ ભ્રાતા વિમલદાસજી તસ્ય પુત્ર **ગુલાબદાસજી** પઠનાર્થં. સંવત ૧૭૮૯ વર્ષે કાર્તિક વદિ ૧૨ દિને શુક્રૌ લિપીકૃતં (દે. લાલ કમલવિજય મુનિ પાસેની) ખં ૧, લીં. ડે. રત્ન. **ભા.** રત્ન ડે. પા૦

—સં. ૧૭૯૮ આશ્વીન શુ. ૫ ગુરૂ લિ૦ સૂરતિ બંદરે ૨૯–૧૫ વી.પા.

—સં. ૧૭૮૪ વર્ષે દ્વિતીય વૈશાષ શુદિ ૪ ને દિને ગુરૂવારે. લિપિકૃતં શ્રી મહાવીર પ્રાસાદાત્ શ્રી કટારીયાનગરે મો૦

—સર્વગાથા ૬૦૮ ગ્રંથાગ્રંથ શ્લો. ૧૦૩૫ સં. ૧૮૦૮ ચૈત્ર વદિ ૧૩ સકલ પંડિત શિરોમણિ. પં શ્રી પુણ્યવિજયગણિ તત શિ૦ રત્નેન લીપીકૃતં ૨૩–૧૭ ગારીયાધર.

—લિ૦ પં ખંતિવિજય બાંતા મધ્યે સં. ૧૮૫૮ રા ગ્રેષ્ટ સુદ ૮ ભોમસીંગ

—લિ૦ સં. ૧૮૫૬ પત્ર ૩૫ શ્લો. ૬૪૮ ગ્રં. ૧૦૭૫ નં. ૬ દા. ૨૫ લીં.

—લિ૦ ૧૮૨૧ કાર્તિક વદ ૧૦ પાનાં ૧૦ પ્રે. ૨૦.

પ્ર. કેશવલાલ પ્રેમચંદ મોદી. અમદાવાદ સંશોધિતા. દયાવિમલજી ગ્રંથમાલા અંક ૧૧

—સં. ૧૭૭૫ વર્ષે જેઠ શુદિ ૧૫ શુક્રે શ્રી પત્તનનગરે લિ. ૩૬ –૧૧ દા. ૭૦ નં. ૨૯ ડે.

—સંવત્ ૧૭૮૬ વર્ષે શાકે ૧૬૫૨ પ્રવર્ત્તમાને દક્ષિણાયન ગતે શ્રી સૂર્યે શરદ્દતૌ મહામાંગલ્ય માસોત્તમમાસે શુકલ પક્ષે કાર્તિકયા રજોત્સવે પંચમીદિને બુધવાસરે–શુંભભૂયાત્. સકલ નિષ્ણાત જાત પારિજાત કાંતિ પુરંદર ભટ્ટારકશ્રી શ્રીપાતિસાહ બિરૂદદત્ત જગદ્‌ગુરૂ શ્રી હીરવિજય સૂરીશ્વર તચ્છિષ્ય પંડિતોત્તમ પંડિત શ્રી ૫ વ(ર)સિંધ ઋષિ ગણિ તત્ શિષ્ય રામવિજય ગણિ શિષ્ય મહોપાધ્યાય શ્રી ૫ દેવવિજય ગણિ શિષ્ય પં. શ્રી જશવિજય ગણિ શિષ્ય પં. શ્રી જિનવિજય ગણિ શિષ્ય પં. રૂપ-વિજયેન વાચનાર્થે લિખાપિતા, શ્રીરસ્તુ. કલ્યાણમસ્તુ. રૂણીપુર નગરે લિખિત ઋષિ હીરઉદયેન.

**(૭૬૬)+ બારવ્રત ગ્રહણ (ટીપ) રાસ** સં. ૧૭૫૦ ચોમાસામાં અમદાવાદમાં

**આદિ—** દૂહા

પ્રણમી પ્રેમે પાસના, પદપંકજ અભિરામ,
નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ સંપજે, જેહનું સમરે નામ. ૧
સમકિત મૂલ જે વ્રત ધરે, તાસ જન્મ સુપ્રમાણ,
ઇગ દુ તિ ચઉ પણ અણુવતી, યાવત દોઈ દશમાન. ૨
જિમ ગુરૂમુખથી કીજીએ, બારવ્રત ઉચ્ચાર,
સંક્ષેપેં તિણિ વિધિ કહું, રાસબંધ સુખકાર. ૩

× × × ×

**અંતે—** ઢાલ. ૮–નમો ભવિ ભાવશું એ દેશી

એ બારવ્રત કેરડા એ સંખ્યાનું પરિમાણ, કર્યું ગુરૂ મુખ થકી એ,
ધન્ય દિવસ હું તે ગણું એ, જિહાં પામ્યું બોધિબીજ, અનોપમ રત્નથી એ ૨૦૦
રાજનગરવાસી ભલોએ, વચ્છરાજ સુત લાલચંદ, સદા શ્રાવક ગુણેંએ
તેહતણે કાજે કરી એ, પ્રાકૃતબંધે ટીપ, ભાવિક ભાવે ભણે એ ૨૦૧
સંવત નભ બાણ મુનિ વિધુએ (૧૭૫૦), વરસેં રહ્યા ચોમાસ,
પુરે, નવાવાસમાં એ,

સંવેગી મુનિ પરિવર્યાએ, શ્રી જ્ઞાનવિમલ સૂરીંદ, રચ્યા ઉલ્લાસમાં એ ૨૦૨
તિણિ ઉપકાર ભણી કર્યોએ, સહુને જાણવા કાજિ, વધે વતવાસનાએ,
એ પરિમાણે આદર્યોએ, બીજે પણ ઉચ્ચાર, ધરી બહુ ભાવનાએ. ૨૦૩
રાયસિંહ દીપચંદ દેવચંદ એ, લાધો ને ધનરાજ, પ્રમુખ વ્યવહારીયાએ.
તિણિ પણ એ અભિગ્રહ કર્યાએ, એહ લિખ્યા પરમાણ, અણુવ્રત ધારીયાં એ ૨૦૪
વલી જે ભાવથકી ગ્રહે એ, સમકિતને અનુયાય, અણુવ્રત ગુણવ્રતે એ.
તસ ઘરે નવનિધિ સંપદાએ, પ્રસરે પૂરણ પ્રેમ, મનોરથ સત્ય ફલે એ ૨૦૫
શ્રી જ્ઞાનવિમલ સૂરીંદનાએ, મુખથી એ વ્રત લીધ, ધરી, સમકિત ભલુંએ
એહ ભણતાં સુણતાં થકાંએ, વાધે ધર્મનો ઢાલ, વહે ગુણ નિર્મલાએ. ૨૦૬

—આ અને જંબૂસ્વામિરાસ બંને વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદીથી સંશોધિત થઈ અમદાવાદમાં દયાવિમલજી જૈન ગ્રંથમાલા અંક ૧૧ માં સં. ૧૯૭૪ માં પ્રસિદ્ધ થયેલ છે. તે ત્યાંના વિમલના અપાસરાથી મળી શકશે.)

**(૭૬૭)+ તીર્થમાલા.** ઢાલ ૮ સં. ૧૭૫૫ જેઠ શુ. ૧૦.

**આદિ—** ઢાલ ૧ શાસના દેવીય એ દેશી

શ્રી જિનવર તણા લીજીઈ ભામણાં, ચરણપંકજ નમી ભાવસ્યું એ,
ચૈત્ય પરવાડીસ, પુન્યની વાડીય, પભણીય પ્રેમ બહુ ચાવસ્યું એ. ૧
મનમાં આનંદિયા જિનવર વંદિયા, **સતર પંચાવન વરિસ**માંહિ,
ઢાલ બંધિ કહું વંદિય ગહગહું, સયલ સુખ જિમ લહુ ધરી ઉચ્છાહિ. ૨

× × ×

**અંતે—**

સંવત **સતર પંચાવને** સુ૦ સફલ મનોરથ સિદ્ધ, સા૦
જેઠ શુકલ દશમી દિનેં, સુ. એ તીરથ રચના કીધ, સા. ૮૦

કલશ

**ઇમ તીર્થમાલાં ગુણવિશાલા, કરી સંઘેં અતિ ભલી,**
**કલ્યાણમાલા ભવિક બાલા, લહો જિમ મનની રલી,**

પરભાતિ ઉઠી એહ જિનવર, નામગુણ કંઠિ ધરઈ,
'જ્ઞાનવિમલ' ગુણોધ સમકિત, સહજ લીલા તે વરઇ. ૮૧
—પ્રા૦ તી. સંગ્રહ. પૃ. ૧૩૨ થી ૧૪૦.

(કવિએ આ યાત્રા સૂરતથી શરૂ કરી રાનેર, ભરૂચ, ગંધાર, કાવી વગેરે તીર્થોનું વર્ણુન કરી ગુજરાતનાં કેટલાંક ગામોનાં તીર્થો બતાવી પછી મારવાડનાં તીર્થોનું વર્ણુન કરી ત્યાંથી સિદ્ધપુર, મહેસાણા અને અમદાવાદ થઇ પાછા છ માસે સૂરત આવ્યા છે.

**(૭૬૮)+ શ્રી ચંદ કેવલી રાસ (આનંદ મંદિર રાસ)** સં. ૧૭૭૦
માહ શુદ ૧૩ રાધનપુરમાં.

**આદિ—**

દોહા,

સુખકર સાહેબ સેવીયેં, શ્રી સંખેસર પાસ,
જાસ સુજસ જગ વિસ્તર્યો, મહિમા નિધિ આવાસ. ૧
વાસવ પૂજિત ચરણ કજ, રજ પાવિત ભૂપિઠ,
પરતા પૂરણ પરગડો, એહવો અવર ન દીઠ. ૨
સંપ્રતિ કાલે તીર્થ છે, જે મહિમા ભંડાર,
પણ એ અતીત ચોવીશમેં, કહી ઉત્પત્તિ વિસ્તાર. ૩
× × × ×
જિનગુરૂ સરસતીનેં નમી, તેમ પ્રણમી ઓંકાર,
શ્રી શ્રીચન્દ કેવલી તણો, કહું કથા અધિકાર. ૩૦
જેમ જાણ્યો છે શાસ્ત્રમાં, ગુરૂ ઉપદેશે રસાલ,
નામઠામ તસ દાખવું, સુણજો થઇ ઉજમાલ. ૩૧
× × × ×

**અંતે—**

**ઢાલ ૫૫ મી** રાગ ધન્યાસી. તપગચ્છકો સૂલતાંન સુહાવે. એ દેશી.
તપગચ્છ નીર્મલ જિમ ગંગા જલ લાયક નાયક તેહનાજી,
શ્રી આનંદવિમલ સૂરીસર, સંપ્રતિ સંવેગ ગુણ જેહનાજી. ૧

સુણુયો ભવીયત સાધ તણા ગુણ.
જાણુયો ભાવ ધરીનેંજી,
જિન દર્શન મુની વંદન એ બેહુ, મોટાં કરણી જાણીનેંજી. ૨ સુ.
ક્રીયા ઉધાર કરીને જેણે સાસન સોભ ચઢાઇજી,
કુમત જલ, ધીમા પડતાં જનને બોધ દીઓ સુખદાઇજી. ૩
શ્રી વિજયદાન સુરીસર સુંદર, તસ પાટિ દિનકર સરીષાજી,
અઢાર (અઢી) લાખ જિન બિંબ પ્રતિષ્ઠી, જામતે (જિનમતે) શુદ્ધા પરિષ્યાજી. ૪
હારો હીરવિજય જયો સુરી, કીર્ત્તિ સજી જિણે ગોરીજી,
સાહિ અકબરનિં નીજવયણેં, જિનમતસ્યૂં મતિ જોરીજી. ૫
સાહિબ સલેમ આગલિં જય વરીઓ, શ્રી વિજયસેન સુરી ગુંણ દરીઓજી,
બિરૂદ સવાઇ જગતગુરૂ ધરીઓ, મતિ સુરગુરૂ અધીકરીઓ. ૬
શ્રી વિજયદેવસૂરીશ્વર તસ પાટે, ઉદયો અવિચલ(અભિનવ)ભાંણુજી,
આચારીજ શ્રી વિજયસિંહ સૂરીસર, ગ્નાંન ક્રિયા ગુણ જાંણુજી. ૭
અનુક્રમે તે આચારિજ સુરપતી, પ્રતિબોધનનેં પોહતાજી,
શ્રી વિજયદેવ સૂરી નીજ પટે થાપેં, શ્રી વિજયપ્રભસૂરી વિનીતાજી. ૮
સંપ્રતિ તે જયવંતા હૂતા, તસ પટેં (ગછ) સોભા કારીજી,
શ્રી આણંદવિમલ સૂરી દીક્ષિત, કવિ ધર્મસિંહ મતિ સારીજી. ૯
તસ શિષ્ય શ્રી(વિ)જયવિમલ વિબુધવર, કીર્તિવિમલ કવિસીસ તેહનાજી,
શુદ્ધાચારી શુદ્ધાહારી, બિરૂદ કહીજે તેહનાજી. ૯
શ્રી વિનયવિમલ પંડિત વૈરાગી, શીક્ષા તેહની લહીઇજી,
શ્રી વિજયપ્રભસૂરીની આણા, સીસ ધરી નિરવહીઇજી. ૧૦
ધીરવિમલ પંડિત તસ સેવક, સમયમાંને શુધિ વાણીજી,
શક્તિ પ્રમાણે ક્રિયા અનુસરતા, સીષવતા ભવી પ્રાણીજી. ૧૧
વર્દ્ધમાન તપ કારક તેહના, લબ્ધિવિમલ તસ સીસાજી,
લઘુ સેવક નયવિમલ વિબુધજી, બુદ્ધિમાં સબલ જગીસાજી. ૧૨

સયણુ સહાયે ચિત્ત નીરમાઇ, ઉપસંપદ કરી લીધુંજી,
આચારીજ પદ જ્ઞાનવિમલ ઇતિ, નામ થયું સુપ્રસિદ્ધજી. ૧૩
**નિધિ યુગ મુનિ શશી** સંવતમાને (૧૭૪૯) ફાગણ સુદિ પંચમી દિવસેંજી,
**પ**ત્તન નયરતણે તસ પાસે, પદ પામ્યા સુભ દેસેજી. ૧૪
શ્રી **વિજયપ્રભસૂરીનેં પાટે**, પક્ષ સંવેગી સુહાયાજી,
**જ્ઞાન**વિમલસૂરી સંપ્રતિ દીપે, તેજે તરણી સવાયાજી. ૧૫
તિણેં એ **આનંદમંદિર**નામે, રાસ કર્યો **સુષ** હેતેંજી,
**સાગર વિજય** બીહૂ સમવાઇ, સુણવાને સંકેતેજી. ૧૬
રાધનપૂર સહેરે પ્રારંભ્યો, સંપૂર્ણ થયો તિહાંઈજી,
**નભ મુનિ મુની સિંધુ** સંવત માને ૧૭૭૦, અધિક અધિક ઉછાંહિજી. ૧૭

માહ સુદિ અજુઆલી તેરસ, પુષ્યારકને યોગેજી,
સ્નાત્રોચ્છવદિનેંચઢયો પ્રમાણે, એહથી સુષીઓ સવિ લોગજી. ૧૮
અરિહંત સિદ્ધ સુસાધુ સુધર્મના, મંગલ એહિ ચારજી,
એ **આનંદમંદિર**માં તેહથી, સુષીઓ બહુ સંસારજી. ૧૯
એકશત એકાદશે છે ઢાલાં, નવનવ બંધ રસાલાજી.
સાર્દ્ધસહસ્ત્ર ષટમાન ગ્રંથૈ, ભણતાં મંગલમાલાજી. ૨૦
શત છીહોત્તરિ ગુણયાલ ગ્રંથઇ.

—સર્વ ગાથા ૩૩૮૫ ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યા ૭૯૩૯ ઇતિ શ્રી ચંદ્ર પ્રબંધે પ્રવાસચર્યાયાં..............અનેકવિચારસારમય આનંદ મંદિરનામ્નિ રાસકે ચતુર્થોધિકારઃ સંપૂર્ણઃ—

—શ્રી શ્રી વિદ્યાપુરે ગ્રામે લિષિતસ્યય વાચયા, શ્રીમદ્દેવસુરિય ગણે શ્રી ચિંતામણી પ્રસાદયેત્. સકલ ભટ્ટારક પુરંદર ભ. શ્રી શ્રી **વિ-જયપ્રભસૂરી** તત્ શિષ્ય પં. શ્રી હેમવિજય ગ. તત્ શિષ્ય પં. ગંગ-વિજય ગ. તત્ સુશિષ્ય પં. શ્રી ગજવિજય ગ. તત્ શિષ્ય પં. શ્રી હંસવિજય ગ. તત્ શિષ્ય પં. મુક્તિવિજય ગ. લિપિકૃત્યઃ શિષ્યાદિહેતવે.

સંવત અઢારઓગણોત્તરે રહ્યા વિદ્યાપુરે ચોમાસ,
હેત કરી ચિત્ત ચોપશ્યૂં, લખીઓ શ્રી શ્રી ચંદ્રજરાસ.

—સં. ૧૮૬૯ સાકે ૧૭૩૪ પ્રવર્ત્તમાવે ફા. વદિ ૨ ગુરા.

—સર્વગાથા ૨૩૯૪ ગ્રંથાગ્રંથ ૬૮૩૯. ઇતિ શ્રી ચંદ્રપ્રબંધે પ્રવાચ ચર્યાયાં. ઇત્યાદ્યનેક વિચારસારમય આનંદમંદિરનામ્નિ રાસકે ચતુર્થોધિકાર સમાપ્તઃ ૪ ઇતિ શ્રી ચંદ્ર કેવલી રાસ. આનંદમંદિરનામા સંપૂર્ણો લિખિતઃ—પંડિત સુખસાગર ગણિના શ્રી રાજનગરે સંવત્ ૧૭૭૧ વર્ષે કાર્તિક વદિ ૪ દિને સોમવાસરે. પૃ. ૧૭૨ પં. ૧૫ આ. ક.

—૨૩૪ મો०

—સર્વગાથા ૨૩૯૪–ગ્રંથાગ્રંથમાન ૭૬૪૯ સકલ ભટ્ટારક પુરંદર ભાંમણિ ભાલસ્થલ તિલકાયમાન ભટ્ટારક શ્રી ૧૦૮ શ્રી વિજયમાન સૂરીશ્વર શિષ્યપંડિત શ્રી ૫ મહિમાવિજય સ્વરશિષ્ય પંડિત શ્રી રૂપવિજય ગણિ શિષ્ય પં શ્રી જીતવિજય લપિકૃતં. સં. ૧૭૮૩ વર્ષે ફાગુ સુદિ ૭ દિને વાર શુકરે લખિતોયં શ્રી ખંભાત બંદેરે સકલ ભટ્ટારક શ્રી શ્રી વિજયઋદ્ધિરી વિજયૈ રાજ્યે સુભં ભવતુ. ૨૬૦–૧૪ ભ.

—સં. ૧૮૩૬ શાકે ૧૭૦૧ ભાદ્રપદ માસે શુક્લપક્ષે ૫ ભોમવાસરે લિ. શ્રી લીંબડી મધ્યે. ૨૭૦–૧૪ લીં.

—સં. ૧૮૫૬ ચૈત્ર કૃષ્ણપક્ષે ત્રયોદશી તિથૌ ચંદ્રવાસરે લિ. લીંબપૂરી મધ્યે. શ્રી શાંતિનાથ પ્રસાદાત્. વોહરા જયરાજ જયેડા લખાવીતં આત્માર્થે વાંચનાર્થે. ૩૫–૧૩ લીં.

—પત્ર ૩૮૪ ગ્રં. ૬૯૩૯ લ. સં. ૧૮૫૭ નં. ૧ દા. ૨૫ લીં.

—સંવત્ ૧૮૮૪ વર્ષે જેષ્ટ વદિ દ્વાદશ્યાં તિથૌ ભોમવાસરદિને લિપીકૃત શ્રી ફલવદ્ધી (ફલોધી) મધ્યે. ૧૪૪–૧૫ અનંત.

( પ્ર૦ ભીમશી માણેક )

(૭૬૯) રણુસિંહ રાજર્ષિ રાસ.

આદિ—

સકલ સમિહિત સુરલતા, સીંચન નવજલધાર,
શ્રી શંખેશ્વર પાસજી, પ્રણુમી પ્રાણુ આધાર. ૧
જિમ ઉપદેસમાલા થઈ, જિણુ હેતઈં જિણુઇં કીધ,
જે પ્રકરણુ છે રૂઅડો, આજલગેં સુપ્રસિદ્ધ (સંપ્રતિ સમે પ્રસિદ્ધ.) ૨
તે રણુસિંહ નરિંદની, કહું કથા અભિરામ,
સાંભલતા સવિ સુખ હુઇ, સીઝે વંછિત કામ. ૩

× × × ×

અંતે.—

એ રણુસિંહ નરિંદને, હિત હેંતે હો કરી ઉપદેશમાલ,
તેહ સંબંધ પ્રકાસીઉં, સુણી સમઝો હો ભવિબાલગોપાલ સાધુ.
દુર્ઘટી નામે વૃત્તિ છેં, તેહ માહઈં હો કહ્યું એહ ચરિત્ર,
તિહાંથી એ સંબંધ આણી છે, તે સુણતાં હો હોઇ જન્મ પવિત્ર. ૨૮

× × ×

ઢાલ ૩૮ મી સાંભરીયા ગુણ ગાવા મુઝમનિ હીરનાજી—એ દેશી.
ભણુયો ભવિ ઉપદેશમાલા હિત ધરીરે, જિમ હોઈ કોડિ કલ્યાણ,
ઇહ લોકેં તસ સુમતિ સુરૂચિ શુભ વાસનારે, આયતિ લહેં નિર્વાણ.
ભણુયો. ૧

× × × ×

શ્રી વિજયપ્રભસૂરિ પુરંદર જાંણીયેરે, શ્રી તપગચ્છ શિણુગાર,
વિમલ શાષાઈ તસ ગછ શોભાકારકુરે, વારૂ યસ વ્યવહાર. ભણુયો. ૪
સુવિહિત મુનિ મર્યાદાગુણુનીલોરે, શ્રી વિનયવિમલ કવિરાય,
તાસ વિનેય અમેય અજય ગુણાકરરે, ધીરવિમલ કવિરાય. ભણુયો. ૫
તાસ સીસ નયવિમલ મતિ જેહનીરે, દેષીને ગુણગેહ,
પુન્ય પસાઈ સુવિહિત આચરણુ થકીરે, સૂરિ બિરદ લહે (એહ). ભણુયો ૬

જ્ઞાનવિમલ સૂરિ નાંમેં સંપ્રતિ જેઅછેરે, સજ્જન જન સુખકાર,
રચના કીધી ભવિજન ભણુવા જાણુવારે, અનોપમ એ અધિકાર. ભણુગ્યો. ૭
અડત્રીસેં ઢાલેં કરી સુલલિત પદ બંધસુંરે, સંપૂરણુ થયો એહ,
એ ઉપદેશમાલા અર્થ હૃદયમાં ભાવતાંરે, વાધઈ ધર્મસનેહ. ભણુયો. ૮
ભણેં ભણાવેં લિખેં લિખાવેં સાંભલેં, તસ ઘરિ મંગલમાલ,
ઋદ્ધિ વૃદ્ધિ નવ નિદ્ધિ સિદ્ધિ સંપદારે, લીલા લહેં વિશાલ. ભણુયો. ૯

—ઇતિ શ્રી રણુસિંહ રાજઋષિ રાસ સંપૂર્ણ—

—સંવત્ ૧૮૦૨ વર્ષે કાર્તિક માસે શુક્લપક્ષે ત્રયોદશી રવિવાસરે શુભંભવતુ-લિખતં સૂરતિબિંદરે લેખકપાઠકયોઃ કલ્યાણુ ભવતુ. પા. ૫૫ પં. ૧૩ આ-ક.

—સર્વ ગાથા ૧૧૨૨ ઇતિ શ્રી રણુસિંહ રાજઋષિ રાસ સંપૂર્ણમ્—સં. ૧૮૧૭ પોસ વદ + ગુરૌ લિ૦ મહોપાધ્યાય શ્રી સુંદરસૌભાગ્ય ગણિ શિ૦ ખુશાલસૌભાગ્ય ગણિ શિ૦ મુનિ રંગસૌભાગ્યેન લિપિકૃતં સૂર્યપુર મધ્યે. ૪૫-૧૫ **વીરબાઇ** પાઠ.

—૬૩-૧૧ દા. ૪૨ નં. ૮ ચ-ડે.

**(૭૭૦)+ અશોકચંદ્ર તથા રોહિણી રાસ.** સં. ૧૭૭૪ માગશર શુ. ૫ સુરત પાસે સૈદપુરે.

આદિ— દૂહા.

સુખકર શ્રી સંખેશર, પાસ જિણુંદ દયાલ,
પ્રણુમી પદયુગ તેહના, મનવંછિત સુખ રસાલ. ૧
પરતા પૂરણુ પરગડો, મહિમા મહિમ નિવાસ,
ધરણુરાય પદમાવતી, પુરો વંછિત આશ. ૨
પાસ જખ્ય જસ શાસને, સાનિધ કરે કરજોડ,
અલિય વિઘન દૂરેં કરે, દુઃખ દોહગ સવિ છોડ. ૩
કીડીને કુંજર કરે, તે શ્રી સુગુરૂ પ્રસાદ,
અહનિશ જે સંભારતાં, ઉપજે અધિક આલ્હાદ. ૪

જિમ અંજન નિર્મલ થકી, વાધે નયણે તેજ,
તિમ મતિ દીપેં દેખીઇ, સકલ વસ્તુ ગુરૂ હેજ. ૫
ગુણમણિ રોહિણી રોહણા, ચલ ભુમિકા સમાન,
રોહિણી નામે જે થઈ, તાસ પ્રબંધ કહું આંન. ૬
સુણતાં શ્રવણે સુખ હોઇ, ભણતાં નાવે શોક,
આયત હિતને કારણેં, સદાકાલ ત્રિહું લોક. ૭
*ધર્મ ધર્મ ભાખેં સહુ, પણ પરમાર્થ ધર્મ્મ,
આતમભાવિ આચરણ કરે, દૂર કરઈ સવિ કર્મ્મ. ૮

× × × ×

અંતે—

ઢાલ ૩૧ મી સાંભલિયા ગુણ ગાવા મુઝ મનિ હીરના–એ દેશી.

ધન ધન સુવિહિત તપગચ્છ સાધુ પરંપરારે, આણંદવિમલ સૂરીરાયરે,
ક્રિયા ઉદ્ધાર કરી કર્યું સાસન ઉજલુંરે, નિરમોહી નેં નિરમાયરે. ધન. ૧
શ્રી વિજયદાન સૂરીસ તસ પાટેં થયારે, તે પણ તસ પ્રતિરૂપરે,
શ્રી હીરવિજય સૂરી તસ પાટેં સોહેરે, પ્રતિબોધ્યા અકબર ભૂપરે. ધન. ૨
થોકેં થોકેં લોકાં તસ ગુણ ગાવતાંરે, આજલગેં વલી વિખ્યાતરે,
શ્રી વિજયસેન સૂરીસ્વર સુગુરૂ સારિખોરે, બુદ્ધિ સરસ્વતી સાક્ષાતરે. ધન. ૩
શ્રી વિજયદેવ સૂરીસર તસ પટધારકૂરે, આચારજ વજયસિંહરે,
અભિનવ જાણેં સૂરપતિ સુરગુરૂનેં જિસ્યોરે, સૂવિહિત મુનિ મનમાંહિ લીહરે. ધન ૪
તસ પાટ ઉદયાચલ ઉદયપ્રભા જિસ્યારે, શ્રી વિજયપ્રભસૂરી ભૂરરે,

* સરખાવો આનંદઘનનાં ધર્મનાથ સ્તવનમાંની કડી.
" ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધર્મનો જાણે ન મર્મ, જિનેસર,
ધર્મ જિણેસર ચરણ ગ્રહ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ, જિનેસર. "

સંપ્રતિ સમયેં જોતાં તેહના ગુણ ઘણારે, કહેતાં વાધેં વલી નૂરરે.
ધન. ૫

હવે શ્રી **આણંદવિમલ** સૂરિતણા વડસીસજેરે, **ધરમસીહ** અણગારરે,
વયરાગી ગીતારથ ગુરૂ ગુણ રાગીયારે, સંવેગી સીણગારરે. ધન. ૬
તસ શિષ્ય ગણિ **જયવિમલ** નામેં ભલારે, કીર્ત્તિવિમલ કવિ સીસરે.
... ... ... ... ... ... —ગૌરી ગાવેં જાસ જગીસરે. ધન. ૭
સીસ તેહનો **નયવિમલ** નામેં કવિરે, વિનયી વહેં ગુરૂ આણરે.
ઉપસંપદથી તિણેં આચારિજપદ લહ્યુંરે, લહી શ્રી વિજયપ્રભસૂરી
આંણરે. ધન. ૮

નામ લહ્યું તિણેં **જ્ઞાન**વિમલસૂરિ ઇસ્યુંરે, તેણે એ રચીઓ રાસરે,
ઢાલ બંધ એ ભવિજનનેં ભણવા ભણીરે, જેહથી હોઈ બૂદ્ધિ પ્રકાસરે.
ધન. ૯

સંવત **યુગ મુનિ મુનિ વિધુ** વર્ષ નામથીરે **સૂરતિ** બિંદર પાસરે,
**સૈદપૂર** બંદિર તિલકનેં સારિખૂંરે, તિહાં રહી ચોમાસરે, ધન. ૧૦
**વિમલ શાંતિ** જિન ચરણ સેવા સુપસાયથીરે, સંપૂરણ એ કીધરે,
માગસિર સુદિ જ્ઞાન પંચમી દિવસ સોહમણોરે, મનહ મનોરથ સીધરે.
ચન. ૧૧

સંતોષી સહુ સંઘતણાં મન મન રીઝીયારે, સાંભલી એહ સંબંધરે,
ઇમ જાણીનેં તપજો અનિ દાંનથીરે, ઉપસમનો અનુબંધરે.
ધન. ૧૨

ઢાલ એકત્રીસ એમનું એકત્રીસ સીધાનારે, એક એકથી અધિકાયરે,
સુણતાં ભણતાં પાતિકડાં સર્વ પૂલાઈરે, મંગલમાલા થાયરે. ધન. ૧૩
શ્રી **સુખસાગર** ઉવઝાયેં એ લખિઓ હર્ષથીરે, પ્રથમાદર્શે એ રાસરે,
સોવનફૂલેં વધાવેં ભાવિં ભવિજનરે, જિમ પોહચેં મનિ આસરે.
ધન. ૧૪

( પત્ર ૩૧ પ્ર. કા.; પા. ૩ )

—ઇતિ શ્રી તપોવિષયે શ્રી અશોકચંદ્ર નૃપતિ રોહીણી રાણીચરિત્ર સંપૂર્ણઃ—સંવત્ ૧૮૪૧ વર્ષે પ્રથમ ચૈત્ર સુદિ ૧૫ દિનેં શુક્રવાસરેં શ્રી સૂરત બિંદરે ચતુર્માસકૃત્ય સકલપંડિત સીરોમણી પંડિતશ્રી ૫ શ્રી દીપ-વિજય ગણી શીષ્ય સકલપંડિતોત્તમ પંડિત શ્રી ૫ શ્રી જયવિજયજી ગણી, શીષ્ય વીનયાત્ શીષ્ય નાયકવિજય ગણી લપીકૃત્ય સ્વઆત્માર્થે શ્રીગોડીમંડણ પાર્શ્વ જિન પ્રસાદાત્ ( દે. લા. )

—સંવત્ ૧૭૭૫ વર્ષે પૌષ વદિ ૪ દિને લિષતોયં. ૫૯. પં. ૧૩ આ. ક.

—સંવત્ ૧૮૫૨ વર્ષે શ્રી ચંદ્રાવતી નગરે માર્ગશીર્ષ સુદિ ૫ બુધે લિખિતં પં. દેવવિજય ગણી શ્રી ભટ્ટેવા પાર્શ્વ પ્રસાદાત્ મંગલં. ૩૪–૧૭ (પાલણપુર ભં.)

—સંવત ૧૮૦૨ વર્ષે આશો શુદિ દ્વાદશી દિને શ્રી રવિવાસરે શ્રી સૂરતિ બંદિરે શ્રી સૂર્યમંડણ પાર્શ્વપ્રસાદાત્ ઇતિ શ્રેયઃ શ્રેણય શ્રીઃ-યાદશં પુસ્તકં દષ્ટ્વા તાદશં લિખિતં મયા, યદિ શુદ્ધમશુદ્ધં વા મમ દોષો ન દીયતે. ૧ યાવલ્લવણ સમુદ્રો યાવન્નક્ષત્ર મંડિતો મેરુ, યાવચ્ચંદ્રાદિત્યૌ તાવદિદં પુસ્તકં જયતુ. ૨. પાનાં ૪૭–૧૫ અનંત.

—સં. ૧૮૨૭ કાર્તિક પ્રતિપત્તિથૌ કૃષ્ણાયાં પદ્મપુરે પં. વલ્લભ-વિજયગણિના લિ૦ ૫૨–૧૩ વિ૦ ને. નં. ૩૩૪૬.

( પ્રકાશિત આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લામાં. )

**(૭૭૧) કલ્પવ્યાખ્યાન.**

**આદિ—** આજ અધિક આણંદા એ દેશી.

શ્રી સરસતી ધ્યાઉં, મનવંછિત પાઉં, શ્રી પર્વને ગાઉં હો રાજી. ૧
એ મુઝ મનરૂલી કરો ધર્મસજાઇ, આવી એહ અઠાઇ, સુણો સહુ
ચિત્ત લાઇ હો રાજી. ૨

× × × ×

જ્ઞાનવિમલ વખાણિ, સુણેં ભવિજન જાંણ, હોઇ કોડી કલ્યાંણ હો રાજી. ૩
—ઇતિ અઠાઇદિન ભાસ.

શાસનદેવીએ એ દેશી.

પુણ્યની પોષણા પર્વપજૂષણા, આવિયા ઇણિપરેં જાણીઇએ,
હીઅડલા હર્ષધરી, છઠ અઠમકરી, ઉછવેં કલ્પ ઘરિ આંણિઇએ. ૧

× × × ×

ત્રૂટક.

ભાખીઓ પ્રભુનેં રહિ સનમુખ સિંહાસનથી ઉત્તરી,
નમુત્થુણું કહેં ભાવ આંણી, સાત આઠ પગ ઉસરી.
ધર્મસારથી પદેં સુણીઇ, કથા મેઘકુમારની,
જ્ઞાનવિમલ પ્રભૂ ગુણની વાખ્યા, પ્રથમ એ અધિકારની. ૮

—ઇતિ કલ્પવ્યાખ્યાનાધિકારે પ્રથમ વ્યાખ્યાનભાસ.

* * * *

અંતે— દૂહા.

હવિ સુવિહિત પટ્ટાવલી, જિનશાસન સિણગાર,
આચારજ અનુક્રમેં થયા, નામ થકિ કહું સાર. ૧
એકેકાના ગુણ ઘણા, કહતાં નાવે પાર,
પરંપરાગમે આવીયા, ધર્મતણા દાતાર. ૨

ઢાલ-તુમ સાથે નહિ બોલું માહરા વાહ્લા તેં મુઝને વિસારીજી-એ દેશી.

વીરતણેં પાટિં જે પહિલા, સોહમગણિ ગુણ ખાંણીજી,
બીજા જંબુસ્વામી કહિઈ, છેહલા કેવલ નાંણીજી.
ત્રીજા પ્રભવ ગણી વલી ચોથા, શય્યંભવ ગણધારીજી,
મનકપુત્રને કાજે કીધું, દશવૈકાલિક સારજી.
યશોભદ્ર ગણિ પંચમ જાંણો, છઠા સંભૂતવિજયાજી,
ભદ્રબાહુ એ ચૌદ પૂરવી, કલ્પસૂત્ર જેણે રચીયાજી.
દશ નિર્યુક્તિ અનેં ઉપસગહર, સ્તોત્ર કર્યું સંઘહેતેજી,
થૂલભદ્ર ગણી સાતમી પાટેં, જેહ થયા શુભવેતજી.
નાગરકુલિ આગર સવિ ગુણનો, કોસ્યા જિણેં પ્રતિબોધાજી,

શીલવંત શિરદાર ભુવનમાં, વિજયપતાકા લીધાજી.
આર્યમહાગિરિ આર્યસુહસ્તી, તસપદ અઠમ કહિઇંજી,
દ્રુમક દેખી સંપ્રતી નૃપ કીધો, જિનકલ્પ તુલના લહીએજી.
નવ માસ સ્થિતિ સુપ્રતિબદ્ધા. દોઈ આચારજ જાંણોજી,
કોડીવાર સૂરિમંત્ર જપ્યાથી, કોટીક બિરૂદ ધરાણોજી.
આઠ પાટ લગિ બિરૂદ નિગ્રંથનું, હવે દશમા ઇંદ્રદિન્નજી,
એકાદશમા દશ પૂરવધર, સૂરશ્રી વલી દિન્નજી.
બારસમા શ્રી સિંહગિરિ સર, તેરસમા વયરસ્વામીજી,
અંતિમ દશ પુરવધરરી, લબ્ધિ અનેક જિણિં પામીજી.
ઉ તો ગમીની વૈક્રિયર, વીરાશ્રવ સાસનકારીજી,
પ્રવચન રચના જેણીં સમારી, અતિશય ગુણના બારીજી.
વજ્રસેન તસ પાટે ચૌદમા, જેણે સોપારાપુર નયરેંજી,
કરી સુભીક્ષ ચઉસુતયુત એવી, વિષ ભક્ષણથી વારેંજી.
દિક્ષા દેઈ ભવજલથી તાર્યાં, ચ્યારી આચારજ થાપ્યાજી,
એકેકે એક વિસ એક ત્રિસા, ઇમિ ચુરાસી ગછ વ્યાપાજી.
ચંદ્રસૂરિ પન્નરમે પાટે, ચંદ્રગછ બિરૂદ થયું બીજુંજી,
સામંતભદ્ર સોલમાં વનવાસિ, બિરૂદ થયું એ ત્રીજુંજી.
વૃદ્ધદેવસૂરી સતરમા, અઢારમા પ્રદ્યોતન સૂરીજી,
માનદેવ ઉગણીસમા જાણો, શાંતિ કરી જેણે ભૂરીજી.
માનતુંગ સૂરી વલી વીસમા, ભક્તામર જિણે કીધુંજી,
વીરસેન ઇકિવિસમા જાણો, નિવૃત્તિ અભિગ્રહ લીધોજી.
જયાનંદસૂરિ બાવીસમા, દેવાણંદ ત્રેવીસમાજી,
ચોવીસમા શ્રી વિક્રમસૂરિ, શ્રી નરસિંહ પંચવીસાજી.
સમુદ્રસૂરિ છવીસમા જાંણો, માનદેવ વલી સગવીસાજી,
વિબુધપ્રભસૂરિ અડવીસા, જયાનંદ ગુણ તીસાજી,
રવિપ્રભસૂરિ થયા વલી તીસા, ઇગતીસા જયદેવજી,
શ્રી ઉદ્યોતનસૂરિ બત્રીસા, તિતીસા માનદેવજી.

વિમલચંદ સૂરિ ચોત્રીસા, ઉદ્યોતન પણતીસાજી,
સર્વદેવસૂરિ છત્તીસા, દેવસૂરિ સગતીસાજી.
વલી સર્વદેવસૂરિ અડતીસા, વડગચ્છ બિરૂદ કહાવ્યુંજી,
ગુણચાલીસ યશોભદ્રસૂરિ, રેવતતીર્થ સોહાવ્યુંજી.
નેમિચંદ મુનિચંદ સૂરીસર, ચ્યાલીસ પટ દોય ભાયાજી,
અજિતદેવસૂરિ ઇગચ્યાલીસા, જિનવર ચરિત્ર રચાયાજી.
વિજયસિંહ બેતાલીસ પાટે, સોમપ્રભ મણિરયણાજી,
દોઈ આચારજ ત્રેતાલીસમા, રચિઉ સિંદૂર પ્રકરણાજી.
જગતચંદ્ર સૂરિ ચોમાલીસ પાટે, મહાતપા બિરૂદ ઉપાયુંજી.
જાવજીવ આંબિલ તપ સાધી, જિનમત સબ સોહાવ્યુંજી.
કર્મગ્રંથ ભાષ્યાદિક કીધા, દેવેંદ્રસૂરિ પણયાલજી,
ધર્મઘોષ સૂરિ છગચ્યાલીસા, કોરંટ તીરથને વાલેજી.
આરાધના પ્રકરણનો કર્ત્તા, સોમપ્રભ સગયાલજી,
સોમતિલક અડયાલ શ્રી સુંદરી, સૂરિ ગુણ વન્નમયાલજી.
ઉપદેશરત્નાકર અધ્યાતમકલ્પદ્રુમ પ્રમુખ બહુ ગ્રંથાજી,
કીધા તે પંચાસના જાણો, સોમસુંદર નિગ્રંથાજી.
કર્ત્તા શાંતિકરાના જાંણો, મુનિસુંદર ઇગવન્નાજી,
કીધા શ્રાદ્ધવિધ્યાદિક ગ્રંથા, રયણશેખર બાવન્નાજી.
શ્રી લક્ષ્મીસાગર ઇતિગવન્ના, સુમતિ સાધુ ચૌપન્નાજી,
હેમવિમલસૂરિ તિમ જાંણો, ભદ્રકમતિ પણવન્નાજી.
શ્રી આણંદવિમલ સૂરીસર, થયા છપન્નમેં પાટેંજી,
ક્રિયા ઉદ્ધાર કરીનેં કીધી, ઊજલી પ્રવચન વાટીજી.
વિજયદાનસૂરિ સત્તાવન્ન, પાટિં જે ગુણ પૂરાજી,
અઠાવનમાં હીરવિજયસૂરિ, જસ ગુણ નહી અધૂરાજી.
સાહી અકબ્બરેં જે બહુ માન્યા, સાસન સોહ ચડાવીજી,
વિજયસેનસૂરિ ગુણસઠમેં પાટે, નિજમતિ બ્રાહ્મી હરાવીજી.
પિઠી સાઠમેં પુણ્યેં પ્રગટ્યા, વિજયદેવ ગણધારજી,

આચારિજ વિજયસિંહને હાથે', મુનીપુર સિણગારજી.
સુર પ્રતિબોધન કાજે પુહતા, જાંણી નિજ પદિ થાપેજી,
શ્રી વિજયપ્રભ સૂરિ ઇગસઠિમા, વિજયદેવ સૂરિ આપેજી.
વિજયરત્ન સૂરિ દુગસઠિ પાટે, ઉદયા તપગછ નાથજી,
સંપ્રતિ કાલે જે ગુણ આગર, બહુ વિદ્યાયે સનાથજી.
સંવેગી શુધ પંચ પ્રરૂપક, વિમલશાખા સિણગારજી,
જ્ઞાનવિમલ બાસઠિમેં પાટિ, જયવંતા સુખકારજી.
પૂર્વાચાર્ય થયા ગુણવંતા, જ્ઞાનક્રિયા ગુણ ભરીયાજી,
શ્રદ્ધા જ્ઞાન કથકને કરણી, એ ચૌવિધરયણના દરિયાજી.
તે સુવિહિત મુનિવંદન કરતાં, નિરમલ સમકિત થાવેંજી,
અહનિસ આતમ ભાવ અનોપમ, જ્ઞાન અનંતૂ પાવેજી—

—ઇતિ કલ્પ વ્યાખ્યાનાધિકારે ગુરૂ પટ્ટાવલી કથનભાસ સજ્ઝાય.
૧૭. ઇતિ કલ્પસૂત્રન વ્યાખ્યાન કરણી વસરે સતર ઢાલીઓ નામ શ્રી કલ્પસૂત્ર ભાસઃ-એમાંહિ તિર્થંકરની ઢાલ બે તવન કહીઈં. સંવત ૧૯૩૫ ત્રીસના શ્રાવણ વદિ ૧૨ ગુરૂવાસરે. ૧૯-૧૩ (મારી પાસે છે.)

—આ ૧૦ અધિકારમાં છે. તે દરેકમાં અનુક્રમે ૧૦, ૧૬, ૨૭, ૧૭, ૯, ૫૫, ૪૯, ૪૦, ૧૩, અને ૫૮ દુહા છે. છેલ્લે પટ્ટાવલી-ભાસ-ગુરૂ પરંપરા છે. ૨૯-૯ બી. ડી. ૧૦૮ રો. એ. સો. મુંબઇ. નં. ૧૮૭૭.; પત્ર ૨૦ ડે,

**(૭૭૨) +ચોવીસી.** પ્ર૦ પૃ. ૨૯૪-૩૦૩ જૈન કાવ્યસાર. ચોવી-
સીવીસી સંગ્રહ.

**(૭૭૩)ક દિવાળી દેવવંદન.**

**અંતે**—ઇણિપરે પર્વ દીવાલિકારેલાલ, કરતા કોડિ કલ્યાણ,
જ્ઞાનવિમલ પ્રભુ સંગતિરેલાલ, પ્રગટે સકલગુણ ખાણ. ભ. ૯
જૈ. એ. ઈ. નીચેની પ્રતમાં—

ખ-ગણધરસ્તવ રૂપ દેવવંદન.
પત્ર ૪ થી ૯ જૈ. એ. ઇ.

ગ.+ મૌનએકાદશીના દેવવંદન. પ્ર૦ દેવવંદનમાલા.

(૭૭૪) કલ્યાણમંદિર સ્તોત્ર ગીતો.

આદિ— રાગ જયજયવંતી.

કુશલસદન જિન, ભાવિ ભવભયહરન,
અશરનશરન જિન, સુજન બરનત હૈ. કુ. ૧
ભવજલરાશિભરન, પતિત જનતાતતરન,
પ્રવહન અનુકરન, ચરન સરોજ હૈ. કુ. ૨
કમઠ અસુર માન, ધૂમકેતુને સમાન,
મહિમકો નિધાન ગ્યાન, પાસ જિનરાજ હૈ. કુ. ૩
સકલતીરથ પ્રધાન, જસ ગુન ગન પ્રમાન,
કરત ન સુરગુરૂ માન, માનું વડ જિહાજ હૈ. કુ. ૪
પ્રભુ મેરો જીઉ પ્રાન, જ્ઞાનવિમલ ગુનખાન,
તારક તુંહિ નિદાન, એહિ મુજ કાજ હૈ. કુ. ૫

× × × ×

અંતે— ઢાલ-ધન્યાશ્રી.

એહ કલ્યાણમંદિર તણાં, ગીત રચ્યાં સુખકારીરે,
મંગલમાલા તસ ઘરે, જેહ ભણે નરનારીરે. ૧
પાસ જિનેસર નામથી, દુરિત ઉપદ્રવ નાસે રે,
સુમતિ સુયોગ સુસંપદા, સમકિત આતમવાસેરે. ૨ પાસ.
તપગચ્છ અંબર રવિ સમો, શ્રી વિજયપ્રભ ગચ્છધોરીરે,
વિનયકમલ કવિ દિનમણી, જગે જસ કીરતિ ગોરીરે. ૩ પાસ.
ધીરવિમલ કવિ તેહનો, નયવિમલ તસ સીસરે,
ઘરઘરે મંગલ થઇયા, શ્રી જ્ઞાનવિમલ સૂરીશરે. ૪ પાસ.

(૭૭૫)+ સ્તવન સંગ્રહ—અનેક સ્તવનો પ્રકટ થયાં છે. જુઓ પ્રાચીન સ્તવન રત્ન સંગ્રહ. ભાગ ૧ લો. પ્ર૦ શેઠ જમનાભાઈ ભગુભાઈ અમદાવાદ. સં. ૧૯૭૭.

(૭૯૬) +દશવિધ યતિધર્મ સ્વાધ્યાય મોટી.

( તીર્થમાલાની ચોપડી સાથે છે. જૈ. એ. ઓફ ઇંડિયા. )

કલસ.

ઇમ ધર્મ મુનિવર તણો, દશવિધ કહ્યો શ્રુત અનુસારે,
ભાવે આરાધો સુખ સાધો, જિમ લહો ભવ પાર એ. ૧
શ્રી જ્ઞાનવિમલ સૂરીંદ્ર ભણે, રહી સુરતિ ચઉમાસએ,
કવિ સુખસાગર કહેણથી, એ કર્યો ઇમ્મ અભ્યાસએ. ૨
આદર કરીનેં એહ અંગે, ગુણ આણેવા ખપ કરેઇ,
ભવ પરંપર પ્રબલસાગર, સહજ ભાવેં તે તરઇ. ૩
એમ ગુણ વિશાલા કુસુમમાલા જેહ જન કંઠે ઠવે,
તે સકલ મંગલ કુશલ કમલા સુજસ લીલા અનુભવે. ૪

—ઇતિ દશવિધ યતિ ધમ સઝાય સંપૂર્ણ સર્વગાથા ૧૩૬.

સંવત્ ૧૮૦૯ વર્ષે પોષ માસે શુકલપક્ષે ત્રયોદશ્યાં તિથૌ બુધવાસરે લિખિતં ઋ૦ લાધાજી. ( પ્ર. કા. પા. ૩ )

—લ૦ સં. ૧૮૪૯ ફાગણ શુદ ૧૦ બુધ. નવાનગરે. માણિક્યસાગરેણ. પો. ૬-૧૩ ( આ. ક. )

**આઠ ગુણ પર સ૦**—સ્વોપજ્ઞ ટબા સહિત. (આમાં સમકિત પામ્યા પહેલાં ૮ દોષ ક્ષુદ્રતા, લોભ, રતિ, દીનતા, મત્સર, ભય, શઠતા, અજ્ઞતા, ભવાભિનંદિતા નિવારવાના અને ગંભીરતા, ધૃતિ, સૌમ્યતા, ભદ્રકતા, ગુણરાગીપણું, દક્ષતા, ધીરતા, ભવોદ્વિગ્નતા એ ગુણ ધારવાના, જણાવેલ છે)

આદિ—

પ્રણમી સરસતી ભગવતી એ કહું વાત, અનુભવતણી જે છતીએ.
અ. ઉગે સમકિત સૂર, જ્ઞાનવિમલતણું નૂર,
બંધ તત્ત્વના વૃદ્ધિ, સહિજ સભાવની સિદ્ધિ. ૧૫.

૫-૧૪ આ ક.

**નવકારના પંચપદપર, અંગોપાંગ અને ચરણ સિત્તરી કરણ**

**સિત્તરી પર સઝાયો** લ. ૧૭૧૯ પ્ર. શ્રા. શુ. ૧૫. ૫-૧૦ આ. ક.
**પંદરતીથિ-અમાવાસ્યાની ૧૬ સ્તુતિ.** લિ. વિજયગણિભિ. શ્રી જાવદ મધ્યે. પ્રાચીન ૩-૧૮ આ. ક. નવી ૫-૧૫ આ. ક.
**સજાયોની પોથી**—મયણરેહા, દમયંતી, સીતા, નંદા, ચૌદપૂર્વ, ગુરૂની ૩૩ આશાતના, આત્મ, શિક્ષા, ૨૦ અસમાધિસ્થાન, ૨૧ સબલ, પાપશ્રુતિ, ૩૦ મહા મોહનીય, ૮ ગુણ, સમકિત, ૩૨ યોગસંગ્રહ, પૂર્વસેવા લક્ષણ. મુક્તિ અદ્વેષ પ્રાધાન્ય, સચિત્તાચિત્ત વિચાર, ૩૨ દોષ સામાયિક, આત્મશિક્ષા, નવકાર, ૮ દ્રષ્ટિવિચાર, અષ્ટભંગી, ૧૫ તિથિ, વિગયની વિગય, મુંહપતિ પડિલેહણ, શ્રાવકગુણ, કાઉસગ્ગ ૧૯ દોષ, દેવસિય પડિકમણ વિધિ, રાઇપ્રતિક્રમણવિધિ, બ્રાહ્મિસુંદરી, ૭ વ્યસનપરિહાર, સુમતિશીખ, કાયાકામની, સીમંધર, કુંજરરાજર્ષિ, મહસેનમુનિ, જયભૂષણમુનિ, પદ્મનાભનૃપ, સીમંધર જિન ૩૨ શિષ્યકેવલી, ચતુર્વિધ આહાર પરિજ્ઞાન, ઇરિયાવહિકુલક. પાનાં ૩૨-૧૩. આ. ક.

**+પ્રસિદ્ધ થયેલી સઝાયો.**

| | | |
|---|---|---|
| મનોરમા સતી | મોહનગારી મનોરમા. | પૃ. ૬૧ સ. મા. (ભી) |
| સચિત્ત અચિત્ત વિચાર | પ્રવચન અમરી સમરી | ૭૮ |
| વણઝારા. | નરભવ નયર સોહામણું. | |
| આત્મા ઉપર | સુમતિ સદા સુકુલિણી. | ૧૫૬ |
| ૧૬ સુપન | શ્રી ગુરૂપદ પ્રણમી કરી. | ૨૨૩ |
| નવકાર ફલ | એ નવકાર તણું ફલ સા. | ૨૪૫ |
| અષ્ટ ભંગી | સુગુરૂ સુદેવ સુધર્મનું | ,, |
| ચેતન બોધ | ચેતન અબ કછું ચેતીયેં. | ૨૪૬ |
| આત્માને શિક્ષા | મહારા આતમ. | ,, |
| તે સુખીયા | તે સુખીયા ભાઇ. | ૨૫૦ |
| પૂર્વસેવા લક્ષણ | ભવ્ય ને કમના યોગથી. | ૨૫૧ |
| સતાસતી | સુપ્રભાત નિત્ય વંદિયેં | ૨૬૨ |
| રાત્રી ભોજન | શ્રી ગુરૂપદ પ્રણમી. | ૨૬૩ |

| | | |
|---|---|---|
| હિત શિક્ષા | આપેં આપ સદા સમજાવે. | ૩૯૫ |
| કાયારૂપ કામિની | સુગુણ સોભાગી હો. | ૨૬૬ |
| શ્રી સુંદરી | રૂડે રૂપેં રે શીલ સોહાગણુ. | ૩૯૨ |
| નંદા સતી. | બેનાતટ નયરે વસે. | ૩૯૩ |
| કૌશલ્યાજી. | દશરથ નૃપ કૌશલ્યાને કહે. | ૩૯૫ |
| ૭ વ્યસન. | વાર તું વાર તું વ્યસન. | ૪૦૮ |

---

સીતા. જનક સુતા સીતા સતીરે. ૨–૨ બ્રહ્મચર્ય.

છૂટક પ્રભાતીયાં. જબ જિનરાજ કૃપા કરે નખ શિખ સુખ પાવે—
૧૭ જૈ. પ્ર.

+સ્તવન. મ્હારૂં મન મોહ્યું રે શ્રી સિધાચલેરે—૬૯ „
સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા સિદ્ધિગિરિ ધ્યાવો—૮૩ „
ગિરિરાજકું સદા મેરી વંદના જિનજીકું—૩૫૦ „
પ્રહસમે ભાવ ધરી ઘણો— ૪૩ „

ગદ્ય ગ્રંથો.

૧ +દૃષ્ટિ વિચાર સઝાયનો બાલાવબોધ.

**અંતે**—મહોપાધ્યાય શ્રી યશોવિજય ગણિ કૃત દૃષ્ટિ વિચાર સઝાય હતી તેહનો લેશથી સુખેં અર્થ જણાવવાનેં કાજેં શ્રીમત્તપાગચ્છીય સંવિજ્ઞ જન પક્ષીય ભ૦ શ્રી જ્ઞાનવિમલ સૂરિએ કરીને લખ્યો છે શ્રી ખંભાત બંદિરે દો૦ મેઘજી ઉદયકરણ તથા વડનગરીય સા. આમૂલકના અનુગ્રહ હેતે ( પ્રથમાદર્શિ ) લખ્યો છે.

—સંવત ૧૭૯૭ વર્ષે અષાઢ વદિ ૩૦ દિને રાત્રૌ પ્રથમ પ્રહરે લિખીતં સકલતાર્કિક ચક્ર ચૂડામણિ મહોપાધ્યાય શ્રી ૧૯ યશોવિજયગણી તત્ શિષ્ય સકલ પડિતોત્તમ પંડિત શ્રી ૭ ગુણવિજયગણિ તત્ શિષ્ય પં. શ્રી ૫ કેસરવિજયગણિ તત્ શિષ્ય શ્રી ૫ વિનીતવિજય ગણી શિષ્ય દેવવિજય લિપીકૃતં શ્રી ઘોઘા બંદિરે શ્રી નવખંડા પાર્શ્વનાથ પ્રસાદાત્. ( ૧૬ પત્ર પ્ર.કા.)

આદિ—

ઐંદ્ર શ્રેણિ નતં પાર્શ્વં શ્રી શંખેશ્વર નામકં
લિખામિ યોગદૃષ્ટિશ્ચ સ્વાધ્યાયા લોકભાષયા.

અંતે—

શ્રીમદ્ યશોવિજય વાચકવર્યરાજવિનિર્મિતો દૃષ્ટિવિચારરૂપઃ, સ્વાધ્યાય એષઃ પ્રથમં તતોયં, ભાષામયો લેશતયા ટબાર્થં. ૧ શ્રી સ્તંભ-તીર્થેઽત્ર તપાગણીય, નામ્નાચ જ્ઞાનાદ્વિમલાભિધેન, શ્રી સૂરિણાભૂરી ( પ્રભુસૂરી રાજ્યે ) સુખાવબોધાબોધાર્થમેષો લિખિતોહિ ભદ્રં. ૨

—મહોપાધ્યાય શ્રી યશોવિજય ગ૦ કૃત દૃષ્ટિ વિચાર સજઝાયહી તેહના લેશથી સુખે અર્થ જણાવવાને કાજૈ શ્રીમત્તપાગચ્છીય સંવિજ્ઞ જન પક્ષીય શ્રી **નય**વિમલઈ કરીનઈ લિખ્યૌ છઈ શ્રી ખંભાયત બંદિરે. લિ. સંવત ૧૮૬૨ વર્ષે વૈશાખ શુદિ ષષ્ઠી દિને શનિવાસરે શ્રી પાડલી-પૂર નયરે. ૨૨-૧૪ આ. ક.

—સં. ૧૭૯૧ વર્ષે શાકે ૧૬૫૬ શ્રી પત્તને ચ વાસ્તવ્યો મોઢ જ્ઞાતિ ઇતિ દ્વિજ અસ્ય ગ્રંથ ત્રંબિકેન લિપિકૃતા ચ હસ્તયો. ૨૩ આ. ક. ( ટબાકારના સમયમાંજ આ પ્રત લખાયેલી છે. )

—ઇતિ કહેતાં એણે પ્રકારે યોગદૃષ્ટિની સઝાય ટબાર્થ સંપૂર્ણ. લિ. પં૦ જ્ઞાનવિજય લિ૦; ગો. ના. રાજકોટ.

**૨ +આનંદઘન ચોવીસી બાળાવબોધ.** ગો. ના. રાજકોટ.

**૩ સીમંધરજિન સ્ત૦ ( યશોવિજયકૃત ) ના ૫૨ બાલાવબોધ.**

આદિ—

પ્રણમ્ય પાર્શ્વદેવસ્ય, પાદપદ્મમભીષ્ટદં
સીમંધર જિન સ્તોત્ર ટબાર્થોયં લિખામ્યહં.

અંતે—

શ્રી ઉપાધ્યાય શ્રી યશોવિજય ગણિ કીધી તેહનો ટબો લવલેશ માત્ર બાલ બુદ્ધિ નઈ જાણવા નઈ સકલ સંવિજ્ઞ જન શિરોવતંસ પં.

શ્રી વિનયવિમલગણી પંકજ ભ્રમરસમ પં. શ્રી ધીરવિમલગણિ પદાં બુજ સેવા રસિક સેવક પં. શ્રી ધીરવિમલગણિઈં કીધો, ગ્રંથાગ્રંથ સૂત્ર ૩૫૪ ગાથા શ્લોક ૫૩૪. ટબાર્થે ગ્રંથાગ્રંથ ૧૨૦૧ સવ ૧૭૩૬ તેહ ટબામધ્યે કેતલી એક ગાથા ધર્મરત્ન પ્રકરણની છઈં. કેટીલી એક ગાથા ઉપદેશ માલાની છઇ. કોઈ પંચકલ્પ સમિતિ યોગવીસી હિતોપદેશમાલા પ્રશમરતિ યોગશાસ્ત્ર યોગનિર્ણય સંબોધપ્રકરણ ષષ્ટિશતક સંબોધ-સત્તરી, પંચવસ્તુ પ્રમુખ ગ્રંથની ગાથા શ્લોક મિલી ૧૫૭ છઈં. બીજાઈ આગમશાસ્ત્રની સાખિ છઈં, મચ્છર વિના પંડિત હોઈ તે સોધયો કૃપા કરયો, જિમ ભવિકનેં ઉપગાર થાઈ. તે પુણ્ય થકી સર્વલોક સુખી થાઉ, એ આસીસ વચન મંગલીક જાણવું. શ્રીસ્તુ. સ. ૧૮૧૯ શાકે ૧૬૮૪ પ્રવર્ત્તમાને શ્રી ભાદ્રવા સુદિ ૧૦ રવિવાસરે લિખિતં શ્રી સૂરતિ બંદિરે શ્રી અંચલ ગચ્છેશ પૂજ્ય ભટ્ટારક શ્રી ૧૦૮ શ્રી ઉદયસાગર સૂરીશ્વર વિજયિરાજ્યે લિ. મુનિ તેજસાગર ગણિના સુશ્રાવક મં. શ્રી જીવનદાસ તત્પુત્ર મં. શ્રી હર્ષચંદ તત્પુત્ર મં. શ્રી વિજયચંદકસ્ય પઠનાર્થં. ૮૯–૧૪ આ. ક.

---

## (૩૭૯) હેમસૌભાગ્ય (ત૦ સાગર શાખા સત્યસૌભાગ્ય--ઇંદ્ર-સૌભાગ્ય શિ૦)

### (૭૭૭) રાજસાગરસૂરિ નિર્વાણ રાસ. સં. ૧૭૨૧ પહેલાં.

**આદિ—**

સકલ મનોરથ પૂરણો, મંડલ કેલિ નિવાસ
વામાનંદન વંદિઈં, શ્રી શંખેસર પાસ. ૧
સિદ્ધારથ કુલમંડણો, ત્રિસલા દેવિ મલ્હાર
વર્દ્ધમાન જિનવર જયો, મનવંછિત દાતાર. ૨
વીરપાટિ ગણધર હુઆ, સોહમ પટ્ટ મુણિંદ
સવંસ મુગતામણી, તપગચ્છ કુવલય ચાંદ. ૩

શ્રી રાજસાગરસૂરીસર, સુવિહિત મુનિ સિણગાર
તેહ તણા નિર્વાણનો, ભણસું રાસ ઉદારે. ૪
× × × ×

અંતે— રાગ ધન્યાસી.

શ્રી વિજયસેનસૂરિ પટ્ટ પ્રભાકર, રાજસાગર સૂરીંદજી,
સકલ ભટ્ટારક સિર ચૂડામણિ, જગદાનંદન ચંદજી. ૬૮
વિજયમાન તસ પટ્ટ ધુરંધર, અદ્દભુત લબ્ધિ નિધાનજી,
નાણ રયણ રયણાયર ગણહર, ગોયમ સામિ સમાનજી. ૬૯
ઉદયવંત જસવંત વિશારદ, સુવિહિત સૂરિ લલામજી,
ભટ્ટારાજ શ્રી બુદ્ધિસાગર ગુરુ, સોહઈ પાવન નામજી. ૭૦
તસ ગચ્છ મંડન વાચક નાયક, સત્યસૌભાગ્ય ગુરૂ સીસજી,
ઇંદ્રિસૌભાગ્ય વાચક વર રાજઈ, દિનદિન અધિક જગીસજી. ૭૧
હેમસૌભાગ્ય તસ સીસ ઇમિ કહઈ, તિહાં લગિં એ ગુરૂ રાસજી,
પ્રતિપો જિહાં લગિં મહિ મંડલિ, દિનકર કરિ પ્રકાશજી. ૭૨
૩–૧૫ વિ. ને. ભં. નં. ૩૨૨૮.

—સંવત્ ૧૭૨૧ વર્ષે કાર્તિક સુદિ ૧૩ રવૌ શ્રી ઉસવંશ જ્ઞાતીય શ્રાવિકા પકનાર્થં. ૨૧–૯ લા૦ નં. ૩૮૪.

---

## ૩૮૦ ધર્મવર્દ્ધન (ધર્મસિંહ) ખ૦ જિનભદ્ર સૂરિની શાખા–સાધુકીર્ત્તિ–સાધુસુંદર–વિમલકીર્ત્તિ–વિજયહર્ષ શિ.)

આ કવિ સંસ્કૃત ભાષામાં પણ કવિ હતા. તેમણે શ્રી ભક્તામર સ્તોત્ર સમસ્યા રૂપ શ્રી વીરજિન સ્તવન ૪૪ વસંતતિલકામાં રચેલ છે ને તે પર સ્વોપજ્ઞ સંસ્કૃત વૃત્તિ રચી છે, અને તેમાં એવી રચના કરી છે કે ભક્તામર સ્તોત્રના દરેક વસંતતિલકાનું ચોથું ચરણ એજ આ વીર સ્તવનના દરેક વસંતતિલકાનું પણ ચોથું ચરણ મૂકયું છે. છેવટે ૪૫ મો માલિની છંદ મૂકી પોતાનો પરિચય અને તેની રચ્યા સાલ સં. ૧૭૩૬ આપેલ છે:—

રસગુણ મુનિ ભૂમેબ્દે (૧૬૩૬) ડત્ર ભક્તામરસ્થૈઃ
ચરમ ચરમપાદૈઃ પૂરયન્ સત્સમસ્યાઃ
સુગુરૂ 'વિજયહર્ષા' વાચકા સ્તદ્ વિનેય—
શ્ચરમજિન નુતિં જ્ઞો 'ધર્મસિંહો' વ્યધત્તઃ

—ઇત્યુપાધ્યાય શ્રી ધર્મવર્દ્ધનગણિ કૃતં શ્રી ભક્તામર સ્તોત્ર સમસ્યારૂપ શ્રી વીરજિનસ્તવનં તદ્દવૃત્તિશ્ચ. આથી એ પણ સિદ્ધ થાય છે કે કવિના નામો ધર્મવર્દ્ધન અથવા ધર્મસિંહ એ બંને હતાં. આ સ્તવન આગમોદય સમિતિ તરફથી સં. ૧૯૮૨ માં સ્વોપજ્ઞ વૃત્તિ અને ગુજરાતી ભાષાંતર સહિત મુદ્રિત થયેલ છે.

**(૭૭૮) અમરસેન વૈરસેન ચોપઈ.**

આદિ—

અક્ષર રાજા જિમ અધિક, અક્ષર રાજા એહ
એહું એક અનેક વિધિ, જગતિ સગતિ જેહ. ૨
સિદ્ધાં ધુરિ પદ જે સદા, ત્રિકરણ શુદ્ધે તેહ
કરતા કોડિ કલ્યાણ હોઇ, આશા ફલે અછેહ. ૩
અમરસેન અખીયાત જગિ, વૈરસેન તસુ વીર
ગ્યાન એહ મુનિ ગાઇયે, ગુરૂઆ ગુણહિ ગંભીર. ૪

× × × ×

અંતે—

ગરૂઓ શ્રી ખરતર ગચ્છ ગાજે, શ્રી જિનચંદસૂરિરાજેજી
શાખા જિનભદ્રસૂરિ સહાજે, દોલતિ ચઢિ દિવાજેજી
પાઠક પ્રવર પ્રગટ પુન્યાઈ, સાધુકીરતિ સવાઇજી
સાધુસુંદર ઉવઝાય સદાઈ, વિદ્યા જસ વસાઇજી
વાચક વિમલકીરતિ મતિવંતા, વિમલચંદ દુતિવંતાજી
વિજયહરષ જસુ નાન વધતા, વિજયહરષ ગુણવ્યાપીજી
સદ્દગુરૂ વચન તણો અનુસારી, ધરમસીખ મુનિધારીજી
કહે ધરમવરધન સુખકારી, ચઉપઈ એ સુવિચારીજી

ગુણવંતા જે એ ગુણ ગાવે, ભાવના સુધ મન ભાવેજી
પૂરે પુન્યતણો પરભાવે પરમાણંદ સુખ પાવેજી.

—સં. ૧૮૨૫ આસો કૃષ્ણ પક્ષે ૧૧ તિથૌ વસંતવારે પુજ્ય ઉદેચંદજી પ્રસાદાત્ ૧૩-૧૫ વિ. ને. નં. ૪૫૦૪.

**(૭૭૯) શનિશ્ચર વિક્રમ ચો.** રાધનપુરમાં

આદિ—

સરસતિ સુમતિ દો મુહનિ, વાણી અપૂરવ સાર;
ગુણ ભણુવા ઉલટ ઘણો, વિક્રમ ભૂપ ઉદાર. ૧
કિ કિવા મનોરથ ઉપનુ, વિક્રમરાય ચરિત્ર;
અનેક ગુણ અંગે ભરૂ, ભણતાં જીભ પવિત્ર. ૨
મોટૂ કરણી તેહ તણું, શેત્રુંજય ઉદ્ધાર;
સસી વમાન સમોવડિ કીયા, જિનઘર અતિ વિસ્તાર. ૩
તાન ગુણ તેમાહિ હુઆ, સુણજ્યો તસ અવદાત;
પરનારી સહોદરપણું, દાનિ બહુત વખ્યાત. ૪

× × × × ×

અંતે—

રાય સિદ્ધસેન દિવાકર ગુરૂવયણે કરીરે, પ્રીધુ શ્રી જિન ધર્મ
માહાકાલ વર તીરથ જિણિ ઉદ્ધરૂં રે, પ્રતિબોધ્યો વિક્રમ. ૧૪૬
રાધનપૂર નયર વખાંણીઇરિ, જીહાં શ્રાવક બહુ વાસ;
જિનપૂજાદિક ધર્મ કાર્યજ હોઇ ઘણારે,
તાંહા મિં રચીઉ રાસ. ૧૪૭ રાય.
જે મુખિ પભણિ શ્રવણે સુણિરે શનીની પીડા તાસ,
જન સજ પ્રમુખ ધર્મસી ભણિ, શનિ પુહચાડિ આસ. ૧૪૮ રાય.
—૯-૧૩ દા. નં. ૭૧ ડે.

**(૭૮૦) (અમરકુમાર-) સુરસુંદરીનો રાસ.** સં. ૧૭૩૬ શ્રા. સુ. ૧૫ બેનાતટપુરમાં.

આદિ—

દૂહા.

સાસણ જેહનો સવિ હિયૈ, આજ પ્રતિક્ષ પ્રમાંણ,
જગગુરૂ **વીર** જિણંદનૈ, પ્રણમું ઊલટ આંણ. ૧
જેહનૈ સાધ સંવેગધર, હૂવા ચવદ હજાર.
સહસ્સ છત્રીસે સાધવી, ગ્નાંન ક્રિયા ગુણધાર. ૨
એક લાખ ગુણસઠિ સહસ, શ્રાવક સહૂ સુખકાર,
સહસ અઢારૈ લાખ ત્રિક, શ્રાવકણી સુવિચાર. ૩
પાટૈ **વીર**તણૈ પ્રકટ, શ્રી **સુધરમ** ગણધાર,
આજ ચતુરવિધ સંઘ પિણ, તેહ તણો પરિવાર. ૪
વરતૈ છે તેહના વચન, આગમ અરથ વેપાર,
તિણમાહે જિણ ઉપદિસ્યો, મંત્ર મહા નવકાર. ૫
ચવદે પૂરવ સાર એ, ભાખ્યો શ્રી ભગવંત,
મૂલ મંત્ર નવકાર-છે એહનૌ આદ ન અંત. ૬
એક મના આરાધતા, કષ્ટ રહૈ નહી કોય;
રિદ્ધ સિદ્ધ વાધૈ અધિક, વિજયહરષ સુષ હોય. ૭
આગમમાંહિ અનેક છે, એહના ગુણ અધિકાર,
**સુરસુંદરી**યૈ સુષ લહ્યા, સુણજ્યો તે સુવિચાર. ૮

અંતે—

ઢાલ ૧૨ ધન્યાસી. ઇણ પરભાવ ભગતિ મન આંણી-એ દેશી.
ધરમ સીલ જિણ સાચો ધાર્યો, વલિ નવકાર સંભાર્યોજી;
**સુરસુંદરી**યૈ સર્વ સમાર્યો નિજ આતમ ઉધાર્યોજી,
એક સદા જિન ધર્મ આરાધો. ૬
**સીલતરંગણી** ગ્રંથની સાખે એ રાસ અતિ લાખેજી,
ધન જે શીલ રતનૈ રાખે ભગવંત ઇણ પરભાખ્યૈજી. ૭
સંવત **સતરૈ વરસ છત્રીસૈ** શ્રાંવણ પૂનિમ દીસેંજી,
**એહ** સંબંધ **કહ્યો સુજ**ગીસૈ સુણતાં સહૂ મન હીંસૈજી. ૮

ગણધર ગૌત્રૈ ગચ્છપતિ ગાજૈ, **જિનચંદ સૂર** વિરાજૈજી;
શ્રી **બેનાતટ** પુર સુખ સાજૈ, **ચોપી** કરી હિત કાજૈજી. ૯
**સાખા જિનભદ્ર સૂરિ** સવાઈ, ખરતર ગચ્છ વરદાઈજી;
પાઠક **સાધુકીરતિ** પુન્યાઈ, **સાધુસુંદર** ઉવઝાઈજી. ૧૦
**વિમલકીરત** વાચક વડનામી, વિમલચંદ યશ કામીજી;
વાચક **વિજયહર્ષ** અનુગામી, ધર્મવર્દ્ધન ધર્મ ધ્યાનીજી. ૧૧
ઉપદેશ હૈયા મેં આણી, પુન્ય કરૈ જે પ્રાંણીજી.
આવી લછિ મિલૈ આફાંણી, સાચી સદગુરૂ વાંણીજી. ૧૨
બારમી ઢાલ કહી બહુ રંગે, ચૌથે ખંડ સુચંગોજી;
જિનધર્મ શીલ તણે સુભ (શ્રુત) સંગૈ, આનંદ લીલ ઉમંગેજી. ૧૩

ઇતિ શ્રી અમરકુમર સિરસુંદરીનો રાસ પ્રાકૃતબંધે સંપૂર્ણમ્ ॥ સંવત્ ૧૮૪૮ આસો જ વદિ ૮ દિનૈ પં-ધનવિજય લપિકૃતં-॥ શ્રી સાદરાપૂરેન ચતુર્માસક કૃત પ્રથમ ખંડે ઢાલ ૮ દ્વિતિયૈ ખંડે ૧૧ તૃતિય ખંડે ૮ ચતુર્થ ખંડે ૧૨ સર્વગાથા ૬૩૨ સર્વસલોક સંખ્યા ૯૦૦ શ્રીરસ્તુ ॥ પં ॥ હીરવિજય ગ૦ નિજ આત્માર્થે । શુભંભવતુ ॥ કલ્યાણમસ્તુ । શ્રી રસ્તુ ॥ શ્રી. (દે૦ લા-પં. કમળવિજયપાસેની પ્રત)

—સં. ૧૮૩૪ રા કાતી સુદ ૪-૨૨-૧૫ પ્ર. કા, નં. ૧૮૪

—સંવત ૧૮૦૬ વર્ષે ફાગુંણ વદ ૧૨ દને, પં. શ્રી ગુલાલકુશલજી લપીકૃતં. ૩૦-૧૪ જૈ. સે. ઈ. નં. ૧૦૫૮.

—સર્વગાથા ૬૧૯ શ્લોકે ૯૦૭ માત્યાદિ લષિતં અમ્હદનગરે પંડિત શ્રી ૫ શ્રી સકલ પંડિતશિરોમણી પં. રૂપવિજયગણી. તત્ શિષ્ય મુનિ ગુલાલવિજયેન લખિતં સંવત્ ૧૭૮૧ વર્ષે પોષ સુદ ૩ દિન વાર સોમે પન્યાસ ભાણવિજય ગણિ પાર્શ્વે લખિતં. ૧૭ પાને. ૨૩-૧૭ ગુ. વિ; વિદ્યા.

લિ૦ શ્રી નગર રાડહા મધ્યે વાચક શ્રી હંસરાજ શિ૦ પં. ભીમરાજ શિષ્ય. મુ. કાનજી લિ. સંવત્ ૧૮૧૧ વર્ષે જેઠ વદ ૨ સોમવાસરે. ૨૨-૧૬ વિ. ને. નં. ૪૫૫૪.

(૭૮૦ક) દશાર્ણભદ્ર (ચો.) ૧૭૫૭ મેડતામાં.

સંવત સત્તરે વરસ સતાવને મેડતઇ નગર મઝાર,
ચૌમાસે ગણધર જિનચંદજી સુજસ લહૈ સંસાર.
ભટ્ટારકીયા ખરતર ગચ્છ ભલા શાખા જિનભદ્રસૂરિ
વાચક વિજયહરષ વખતાવરૂ પ્રસિદ્ધ પૂણ્યપડૂર.
તેહનૈ શિષ્યૈ એ મુનિવર સ્તવ્યો શ્રી પાઠક ધર્મસીહ;
શ્રી જિન ધર્મ તિકો શ્રી સંઘને ચઉ સુખ દૌલતિ દીહ.

(૫ પત્ર પ્ર. કા) વિધા.

(૭૮૦ખ) ૨૮ લબ્ધિ સ્તવન. સં. ૧૭૨૨ મેરૂતેરસ. લુણકરણસરમાં–

સંવત સતરે સે બાવીસ (છવીસૈ) મેરૂ તેરસ દિન ભલે,
શ્રીનગર સુખકર લુણકરનસર આદિ જિણ સુપસાઉલે,
વાચનાચાર્ય સમરૂં (સુગુરૂ) સાંનિધ વિજયહર્ષ વિલાસ એ,
કહે ધરમવર્ધન તવન ભણતાં પ્રગટ જ્ઞાન પ્રકાશ એ.

(સ્તવનાવલિ. જૈ. એ. ઇંડિયા–મુંબઈ.)

—સં. ૧૯૦૬ શક ૧૭૭૧ ચૈ. શુ. ૧૩ ગુરૂ લિ. વંસીધર રતલામ મધ્યે. ૨–૧૪ આ. ક.

(૭૮૦ગ)+ ૧૪ ગુણસ્થાન સ્તવન સં. ૧૭૨૯ શ્રાવણ વદ ૧૧ બાહડમેરમાં—

આદિ—

ઢાલ ૧. થંભણપુર શ્રી પાસ જિણંદો એહની—
સુમતિ જિણંદ સુમતિ દાતાર, મનસુધ બહુ બારોબાર.

× × × ×

અંત— કલશ—

ઇમ નગર બાહડમેર મંડણ સુમતિજિન સુપસાઉલે,
ગુણ ઠાણ ચૌદ વિચાર વર્ણ્યો, ભેદ આગમને ભલે,
સંવત સતર ઓગણત્રીસે શ્રાવણ વદિ એકાદશી,
વાચક વિજયહર્ષ સાંનિધ કહે એમ મુની ધરમસી.

પ્ર. રત્ન સમુચ્ચય પૃ. (સ્તવનાવલી-જ. એ. ઇંડિયા-મુંબઇ.
—લિ. ૧૯૦૬ ચૈ. શુ. ૧૩ ગુરૂ, બંસીધર રતલામ મધ્યે ૩-૧૪. આ. ક.

**(૭૮૦ઘ)+ ૨૪ દંડક વિચાર ગર્ભિત સ્તવન.** ૪ ઢાળમાં સં. ૧૭૨૯ દીવાલી જેસલમેરમાં.

**આદિ**—પૂર મનોરથ **પાસ** જિણેસર એહ કરૂં અરદાસજી—

**અં.** (કલશ)

ઇમિ સકલ સુખકરં નગર જેસલમીર મહિમા દિનદિને,
સંવત **સત્તરે ઉગુણત્રીસે** દિવસ દીવાલી તણે,
મણિ વિમલચંદ સમાન વાચક **વિજયહર્ષ** સુસીસ એ,
શ્રી **પાસ**ના ગુણ ઇમ ગાવે **ધ**રમસી સુજગીસ એ. ૩૪

( સ્તવનાવલિ. જૈ. એ. ઇંડિયા. મુંબઇ. ૨-૧૪ આ. ક.
પ્ર. રત્ન સમુચ્ચય પૃ. ૧૮૫ થી ૧૧૮

**(૭૮૦ઙ)+અઢી દ્વીપ વીસ વિહરમાનસ્ત૦** ૩ ઢાળ. સં. ૧૭૨૯ જેસલમેરમાં.

**આદિ**—વંદૂ મન સુધ વહિરમાન જિનેસર વીસ.
દીપ અઢીમેં દીપૈ, જયવંતા જગદીસ—

**અંતે**—ઇમિ અઢી દીપે પનરે કરમાંભૂમિ ક્ષેત્ર પ્રમાંણ રે,
શ્રી સિદ્ધાંત પ્રકરણ ભાખ્યા, વીસ વિહરમાંન એ,
શ્રી નગર જેસલમેર સંવત **સતરે ગુણત્રીસે** સમે,
સુખ વિજયહરષ જિણંદ સાનિધ નેહ ધરી ધ્રમસી નમે. ૨૬

૨-૧૨ આ. ક.

પ્ર. રત્ન સમુચ્ચય પૃ. ૨૨૩ થી ૨૨૭.

**(૭૮૦ચ + સમવસરણ વિચાર ગર્ભિત સ્ત૦**

**આદિ**— દૂહા.

શ્રી જિનસાસનસેહરો, જગગુરૂ **પાસ** જિણંદ
પ્રણમિ જેહના પાય કમલ, આવી ચોસઠ ઇંદ. ૧

× × × ×

અંતે— કલશ.

ઇમિ સમવસરણૈ ઋદ્ધિ વરણૈ સહૂ જિનવર સારખી,
સદ્દહે તે લહે શુદ્ધ સમકિત પરમ જિનધર્મ પારખી,
પ્રકરણ સિદ્ધાંત ગુરૂ પરંપર સુણી સહુ અધિકાર,
સંસ્તવ્યો પાસ જિનંદ પાઠક ધર્મવર્દ્ધન ધાર એ. ૨૭

પ્ર૦ રત્ન સમુચ્ચય પૃ. ૨૧૦ થી ૨૧૨.

(૭૮૦છ)+ **આલોયણસ્ત.** ૪ ઢાળનું. સં. ૧૭૫૪ ફલોધીમાં.

આદિ— ૧ લી ઢાળ સફલ સંસારની એ દેશી.

એ ધન શાસન **વીર** જિનવર તણો, જાસ પરસાદ ઉપગાર થાયે ઘણો,
સૂત્ર સિદ્ધાંત ગુરૂ મુખ થકી સાંભલી, લહિય સમકિત અને વિરતિ લહિયે વલી. ૧
ધર્મને। ધ્યાન ધર તપ જપ ખપ કરે, જિણ થકી જીવ સંસારસાગર તરે;
દોષ લાગા જિકે ગુરૂ મુખ આલોઇયે, જીવ નિર્મલ હુવે વસ્ત્ર જિમ ધોઇયે. ૨

× × × ×

અંતે કલશ.

ઇમ જેહ ધરમી ચિત્ત વિરમી, પાપ સર્વ આલોયનેં,
એકાંત પૂછે ગુરૂ બતાવે, શક્તિ વય તસુ જોયનેં,
વિધિ એહ ફરસી તેહ તરસે, ધરમવંતતણે ધુરે.
એ તવન શ્રી ધર્મસિંહ કીધો, ચૌપને ફલવધીપુરે. ૩૦

પ્ર. રત્નસમુચ્ચય પૃ. ૨૧૯ થી ૨૨૨.

## ૩૮૧ વિનયલાભ (ખ૦ સુમતિસાગર—સાધુરંગ—વિનય પ્રમોદ શિ૦)

**(૭૮૧) વછરાજ દેવરાજ ચોપઇ.** સં. ૧૭૩૦ પોસ વદ ૨ સોમવાર મુલતાનવાં.

આદિ—

પરમ નિરંજન પરમ પ્રભુ, પરમેશ્વર શ્રી **પાસ**,
સો સાહિબ શ્રી નિત સમરતાં, અવિહડ પૂરે આસ. ૧

જાસુ ચરણ સેવા કરે, રાત દિવસ કર જોડિ,
ધરણ રાજા પદમાવતી, મદ મચ્છર સહુ મોડિ. ૨

સમરંતા સેવક ભણી, સાનિધકારી હોઈ,
તસુ સ્મરણ તિહુ ભુવણમેં, સુણ્યો ન બીજો કોઇ. ૩

અતુલબલી અરિહંત તો, સમરણ કરતાં સિદ્ધિ,
મંગલ દિન દિન પ્રતિ હુવે, અષ્ટ સિદ્ધિ નવનિધિ. ૪

**વ**છરાજ રાજા કુંવર, પુણ્ તણે પરબંધ,
કહિસ યથામતિ જોડને, સગલો તસુ સંબંધ. ૫

પુણ્ય કરો સંસારમેં, પુણ્યે સંકટ દૂર,
સુર માનવ સુખ પામીયે, પુણ્ય હુવે જો પૂર. ૬

× × × ×

**અંતે**— ઢાલ ૧૪ સુધર્મસામિ પરંપરા એ દેશી.

ઇણ પરિ મુનિ વર્ણના, કરતાં જે હુવો ધર્મ
ચોથ સુ લાભ મુઝને હુજ્યો, હલુવા દુઃકૃત કર્મ
સહુ કર્મ દુકૃત હુઇજયો.

× × × ×

ચોથો ખંડ પૂરો થયો, સદ્દગુરૂ સાનિધિ જાણી,
ખરતર ગચ્છ મેરૂ અડિનલો, મહિમા સકલ વખાંણુ,
ગુરૂરાજ જુગપ્રધાન જિણચંદસૂરિ વડભાગી થયા,
તિસ અકબ્બર સાહ રીઝિ, જગત વરતાવી દયા,
વલી બિરૂદિ લાધા વડવડા તે કહ્યા, પાર ન પાંમિએ,
મન સુખ અભિઆસ ભાવ આણી, ગુરૂ ચરણે સિર નામીયેં. ૪

તાસુ સીસ જસ પરગડા, પાઠક પુણ્ય પ્રધાંન,
જુગવર ગુરૂ નિજગચ્છ તણી, પદવી દીધ પ્રધાન,
પરધાંન પદવી જાસુ દીધી, સુજસ સહુ ભૂમંડલે,
તસુ સીસ પાઠક સુમતિસાગર વાદિ દંભી નિરદલે,
પંડિત સિરોમણુ બિરદ ધરતાં દાન ચિભ્યા દાયિકા,
સહુ શાસ્ત્ર પાર ગામી ભણીયૈ, સરસ્વતી વર લાયકા. ૫
સાધૂરંગ વાચક ભલા, તાસુ સીસ સુપ્રસિદ્ધ,
જાણે પૂરવ અભ્યાસી ચઉદહ વિદ્યા સિદ્ધ,
અતિ સૂખમ મતિ કર અલ્પ વયમેં સકલ વિદ્યા અભ્યસી,
તિદેવ રૂપી મનુષ્ય ભવમૈ, પ્રણમીયે મન ઉલસી,
તાસુ સીસ વિનયપ્રમોદ પાઠક વિદ્યમાન વિરાજૈ,
જસુ નામ સુણ કુમતિ વાદિ જાઈ દહ ભાજૈ. ૬
તેમ ગુરૂને પસાઉલૈ, નિજ મતિ સારૈ જોડ,
કીધી શ્રી વછરાજની, ધર્મેલા મન કોડિ,
મન કોડિ આંણી નિજ ચ ખાંણી પૂર્વી રેખની વારતા,
જસુ શ્રવણુ સુણુતાં હુવે મંગલ, દુરંત સંકટ વારતા.
જોડ કરતાં પુણ્ય હોઇજે, બોધ મુઝનૈ ભવ ભવે,
નિત ધર્મ પ્રસાદૈ સફલ વંછિત વિનય ઇમ વીનવે. ૭
શ્રી ખરતરગચ્છના ધણી, ભટ્ટારક જિનચંદ,
શ્રી જિનરતન પટોધરૂ, પ્રતપો તેજ દિનંદ.
ઈંદ ને રવિચંદ જા લગિ મેરૂ ધ્રૂ ગ્રહ ગણુચરા,
તાં લગિ વિરાજે પૂજ અવિચલ આણુ ચરતો સહુ ધરા,
તસુ રાજ સહુ સુખ સાજ સેતી દિન દિને ચઢતી કલા,
આસીસ વાચનૈ વિવિધ પ્રરિ, વિનયલાભ કહૈ ભલા. ૮
સંવત સમૈ સૈતીસે પોસ માસિ વદિ બીજ,
તિણુ દિન કીધી ચોપઇ સોમવાર તિમ હીજ,
શુભ ચાર સરસતિ તણિ (સાં)નિધ નગર મુલતાણે મુદા,

શ્રી સુમતિનાથજિણંદ સાનિધિ પાર્શ્વનાથ ધરૂ હદા,
શ્રી સિંધ ખરતર ગછ કરો જેથ પ્રચલ પંડૂરે,
જિનદત્ત શ્રી જિનકુશલ સાંનિધિ સુખભર દૂરઈ. ૯
શ્રી વછરાજ કુમર તણો ચિહું ખંડે સંબંધ,
કીધો શ્રી મુલતાણમેં પ્રસિદ્ધ ઘણે પ્રબંધ,
પરબંધ વિરચ્યો વિનયલાભે, ઢાલ બંધઉ અતિ ભલો,
તસુ શ્રવણ સુણતાં અલિય દુહિદસ જાઈ, મનવંછિત ફલો,
પસયલ કીધી ચોપઈ, શિષ્ય સુમતિવિમલને આગ્રહે,
જે સુણે ભવિયણ ભાવ આણી, તેહ સુખ સંગતિ લહે,
ચિહું ખંડે મિલને થઈ, બા(છા)સઠિ ઢાલ રસાલ,
ભાવ સહિત જે સાંભલે, ફલે મનોરથ માલ,
મન આસ સફલી હુવે,
સુણતાં વછરાછ તણી પરે નવનવી સંપદ લહે.
દિન પ્રતિ રિદ્ધિ સિદ્ધ વસે ઘર,' આણંદ ઉછવ હુવે,
અધિક જાઈ સહુ જંજાલ હે, ઈમ વિનયલાભે કહે,
ભવિક નર ફૂલે મંગલ માલ હે. ૧૦

—ઇતિશ્રી વછરાજ કુમર પ્રબંધે ચતુર્થ ખંડ સમાપ્ત. સં. ૧૮૭૨ મિ કનિષ્ટ વદિણ નવમ્યાં તિથૌ ગુરૂવાસરે લિ૦ વિક્રમપુર મધ્યે. ૪૬-૧૮ વિ. ને. નં. ૪૪૭૬. (જિનરત્નસૂરિ-આચાર્યપદ સં. ૧૬૯૯ સ્વ. ૧૭૧૧.)

---

## ૩૮૨ દેવવિજય (ત૦ વિજયસિંહસૂરિ-ઉદયવિજય શિ૦)

**(૭૮૨) ચંપક રાસ** સં. ૧૭૦૪ શ્રાવણ શુદ ૧૩ ઘાણેરાવમાં.

**આદિ—** પૃષ્ટ નથી.

**અંતે—** રાગ ધન્યાસી.

શાલિભદ્ર ધન્નો રિષિરાયા, તાસ નમું નિત પાયાજી એ દેશી.
શ્રી વિજયદેવ સૂરીસર રાજઈ, બીજો પટધર છાજઇજી,
શ્રી વિજયપ્રભસૂરીશ વિરાજઇ, દિનદિન અધિકે દિવાજઇજી. ૧

શ્રી ગુરૂ નામ જપો જયકારી, ક્રિયા ગુણભંડારીજી,
તસ પટધારી જગ હિતકારી, **વિજયરત્ન** ગણ ધારીજી. શ્રી. ૨
**જયતારણ** ચોમાસ પધારઈ, એક **મેડતા નયર** મઝારઈજી,
એહ ગુરૂની આણા સિર ધારઈ, તેહનઈ પાર ઉતારઈજી. ૩
શ્રી **વિજયસિંહ** સૂરીશ્વર રાય, તેહના શિષ્ય કહાયાજી,
જ્ઞાન ક્રિયાદિક ગુણે સવાયા, **ઉદયવિજય** ઉવઝાયાજી. ૪
એ ગુરૂનઈ સુપસાંઈ કીધી, **ચંપક** ચોપાઈ સીધીજી,
શ્રી **મહાવીરઈ** મુઝ મતિ દીધી, સુખ સંપત્તિ વ સિદ્ધિજી. ૫
**સાધુવિજય પુણ્યવિજય** સખાઈ, સૂધી સાધ ગુરૂ ભાઈજી,
**રાજશ્રી** સાધ્વી મુઝ માંઈ, શ્રી જિનધર્મ સગાઈજી. ૬
**જ્ઞાનવિજય**નઈ વાંચણ સારઈ, શ્રોતાનઈ ઉપગારઈજી,
**દેવવિજય** કવિ વયણ વિચારઈ, **ઘાણેરાનયર** મઝારઈજી. ૭
સંવત **સતર ચોત્રીસા** વરષઈ, શ્રાવણ શુદિ મન હરષઈજી,
તેરસ દિન જલધર જલ વરસઈ, જયજય લછી વરસ્યઈજી. ૮

દૂહા.

એ ચંપકની ચોપાઈ, ઢાલ અડતાલીસ,
ગાથા દૂહા બઈસઈ ચ્યાલીસ. ૧૨-૨૩ વિ. ને.

---

## ૩૮૩ દયાતિલક (ખ૦ જિનચંદસૂરિ શિ૦ રત્નવિજય શિ૦)

**(૭૮૩) ધનાનો રાસ.** સં. ૧૭૩૬ કાર્તિક શુદ ૯.

**આદિ—**

**વીર** જિનેસર પાય નમી, પ્રણમી નિજ ગુરૂપાય;
હંસગમણી ચિતમેં ધરી, કહિસિં કથા ચિત લાઈ. ૧
દાન સીલ તપ ભાવના, ધરમના મારગ એહ,
ઈહાં તઉ દાંન બખાંણિસ્યું, દઈણહાર સિવગેહ. ૨
ભલઈ પાત્ર જે દાંન દે, નિજ શકતઈ શુભ ભાવ;
તે નર થાસે સુખ ભવને, જિમ ધનો વડદાવ. ૩

દાન દેઇ મુનિવર ભણી, પછઇ કરઇં પછતાઇ;
તે દુખ ભજૈ ન જગિ હુવે જિમ ધન્નાના ભાઇ. ૪

× × × × ×

અંતે— ઢાલ ૧૭ ધન્યાસિરી.

દાનઇં સુપરિ દીજીયે.........

× × × × ×

સંવત **મુનિ ગુણ રિષિ સસી,** કાતીનૌ ચૌમાસ;
તિણ દિન પૂરી મઇં કરી, એ ચૌપઇ ઉલ્લાસ—ઢા૦ ૫
શ્રી **ખરતર** ગચ્છ રાજીયઉ, શ્રી **જિનચંદ** સુરિંદ;
પ્રતિપઉ અવિચલ યુગજી, જાં લગિ રવિ પ્રભુ ચંદ. ૬
સકલ વિદ્યા કરિ સોભતા, વાચક પદવીધાર;
શ્રી **રતનજય** મુઝ ગુરૂ ભલા, ભાવિક કમલ દિનકાર. ૭
તસ પરસાદે મેં કરી, એહ કથા પરસિધ;
**દયાતિલક** કહે જે સુણે, તિયા ઘરિ અવિચલ સિદ્ધિ. ૮
**સાલિભદ્ર** ધના પરઇં, દીજઇ ઇણપરિ દાન;
પરભવ જાતા તે લહઈ. અવિચલ કોડિ કલ્યાણ. ૯

—લિ૦ જીયો કીસનગઢ મધ્યે આત્મા અર્થી શ્રી પુજ જીં શ્રી નાથુરામજીરૈ પ્રસ્યાદ લિ૦ સં. ૧૮૩૧. ૯–૧૬ ધો.

---

## ૩૮૪ નયનશેખર (આં. પાલીતાણા શાખાના જ્ઞાનશેખર શિ૦)

**(૭૮૪) યોગરત્નાકર ચોપઈ** સં. ૧૭૩૬ શ્રા. શુ. ૩ બુધ.

**અંતે—**

**સંવત સતર છત્રીસઈ** જાંણિ, ઉત્તમ શ્રાવણ માસ વષાંણિ,
સુકલપક્ષ તિથિ ત્રીતિયા વલી, બુધવારઈ શુભવેલા ભલી. ૯૧
શ્રી **અંચલગચ્છિ** ગિરૂઆ ગચ્છપતી, મહા મુનીસર મોટા યતી,
શ્રી **અમરસાગર** સૂરીસર જાંણુ, તપ તેજઇં કરિ જીપઈ ભાણ. ૯૨

સુવિહિત ગચ્છતણા સિણગાર, જીણઈ જીત્યું કામ વિકાર;
મોહરાય મનાવ્યો હારિ, કષાય દૂરઈ કીધા ચ્યાર. ૯૩
આચાર્યના ગુણ છત્રીસ, તિણિ કરિ સોહઇ વિસવાવીસ,
યુગપ્રધાન બિરૂદ જેહનઈ, રાય રાણા માનઈ તેહનઈ. ૯૪
તાસ તણઇ પષિ શાખા ઘણી, એક એક માંહિ અધિકી ભણી,
પંચ મહાવ્રત પાલઇ સાર, ઇસા અછઈ જેહના અણગાર. ૯૫
તે શાખામાંહિ અતિ ભલી, **પાલીતાણી શાખા** ગુણ નિલી,
**પાલિતાચાર્ય** કહીઇ જેહ, હૂઆ ગછપતિ જે ગુણગેહ. ૯૬

આગળ ચાલતાં આ પાલીતાણીય શાખાના શ્રી પુણ્ય-તિલકસૂરિથી લઇને પોતા સુધીની પરંપરા બતાવી છે.

—ભાવનગરના શ્રી કસ્તુરસાગરજી ભંડાર.

—લ. સં. ૧૮૩૬ પત્ર ૧૪૧ શ્લો. ૯૦૦૦ દા. ૪૩. ન. ૧ લીં. વૈદ્યકનો ચોપાઇબદ્ધ સારો ગ્રંથ છે.

---

## ૩૮૫ રૂચિરવિમલ. (ત૦ માનવિમલ–કેશરવિમલ–ભોજ-વિમલ શિ.)

**(૭૮૫) મત્સ્યોદર રાસ.** સં ૧૭૩૬.

**આદિ—**

શાંતિકરણ જિન **શાંતિજી**, સુખદાયક સંસાર,
નામ થકી નિત પામીએ, સુખ સંપત્તિ ભંડાર. ૧
સરસ વયણ રસ વરસતી, સમરી **શારદમાય**,
વયણ અનોપમ આપજ્યે, જિમ જગમાં જસ થાય. ૨
**કાલિદાસ** કવિતા લહે, તે તાહરો ઉપગાર,
માતા તિમ મુઝ ઉપરે, ધરજ્યો હેજ અપાર. ૩
ગુરૂ ગિરૂઓ સંસારમાં, આપે વિદ્યાદાન,
**ભોજવિમલ** કવિરાજનો પામી અવિહડ માંન. ૪

પુણ્ય ઉપર સંબંધ એ, સુણજો સહુ નરનાર,
સુણતાં અચિરિજ ઉપજે, વાધે બુદ્ધિ અપાર. ૫
પુણ્યે ધણ કંચણ લહે, પુણ્યે ઇષ્ટ સંયોગ,
પુણ્યે સુરસેવા કરે, પુણ્યે પુરણ ભોગ. ૬
મચ્છોદર પુણ્યે કરી, પામ્યો સુખ ભરપૂર,
તે સંબધ સુણતાં સદા, વાધે અધિકો નુર. ૭

× × × ×

અંતે—

ચવી સહુએ તિહાં થકી, જાસ્યે મોક્ષદ્વાર,
શાંતિચરિત્તે ધનદનો, સંબંધ અપાર. સા. ૧૭
મેં ભાખ્યો સંષેપસ્યું, ભવિજન કૌતિકકાજ,
અધિકું ઓછું જે કહ્યો, તે ષમયો કવિરાજ. ૧૮
સંવત સત્તર છત્તીસમેં, એ ભાખ્યો સંબંધ,
સુણતાં અચરિજ ઉપજે, વાધે અતિ આણંદ. ૧૯
તપગચ્છનાયક ગુણનીલો, શ્રી વિજયપ્રભસૂર,
નામ જપંતાં તેહનૂ, સુખ સંપત્તિ ભરપૂર. ૨૦
શ્રી આચારિજ જગજયો, શ્રી વિજયરત્ન ગણધાર,
નામ પ્રભાવે પામીઇં, દુસ્તર ભવનો પાર. ૨૧
પંડિત માંહિ સિરોમણી, માનવિમલ મુનીરાય,
શિષ્ય પંડિત કરી કેસરી, કેસરવિમલ કહેવાય. ૨૨
વિદ્યાગુર ગુરનો ગુર, સમરંતાં સુખ થાય,
તાસ પટોધર દીપતો, ભોજવિમલ બુધિરાય. ૨૩
ઢાલ તેત્તીસમી એ કહી, રૂચિરવિમલ સુપરાંણ,
ભણે ગુણે જે સાંભલે, તસ ધરિ કોડિ કલ્યાણ. ૨૪

—લિ૦ શ્રી પાટણનગરે પં. ગંગવિજયેન. સં. ૧૭૭૯ માર્ગ
સુદિ ૩ દિને વાર શુક્રે. ૨૩-૧૭ લીં.

—લિ૦ મુનિ કૃષ્ણવિમલેન શ્રી રતલામનગરે આર્યા શ્રી રત્નાજી આર્યા શ્રી હીરાદેવી વાચનાર્થં સંવત્ ૧૭૪૭ વર્ષે શાકે સોલેબારા પ્રવર્ત્તમાને દ્વિતીય વૈશાખ વદિ અષ્ટમ્યાં રવિવાસરે તિથૌ. ૨૫-૧૭ વિ. ને. નં ૪૪૯૦.

---

## ૩૮૫ ક કેશવદાસ (લાવણ્યરત્ન શિ.)

**(૭૮૫ક) કેશવદાસ બાવની.** સં. ૧૭૩૬ શ્રાવણ સુ. ૫ મંગળવાર.

**અંતે—**

ક્ષાલ વિનોદ વિદ્યા જબ કો કરે, જ્યું લોક આયજ્જુ રે ષેત પાકો,
મુંસીયમાર ગરીબસો દીશત, કોઊ ન પુછત નાંઉં જું તાકો,
ઠીગીય માર દેષી સબ ડરપતિ દેઉત હીકુસ આદદ જાકો,
કેશવદાસ તો સાચું કહે ભયા, ખાંડેકી પૃથવી નેં દાન વિધાકો. ૫
બાઉન અક્ષર જોર કરી ભયા, ગાઉ પવ્યાસહીમેં મન ભાવેં:
**સતરસોંત છત્રીસકો** સાઉન સુદિ પાંચુ ભૃગુવાર કહાવે.
સુખ સોભાગની કો તિતકો હુવે બાઉન અછર જો ગુન ગાવે;
લાવનરત્ન ગુરૂ સુપસાઉસો કેશવદાસ સદા સુખ પાવે. ૬૦

—શ્રી કેશવદાસ કૃત બાવની સંપૂર્ણ. શ્રી ૬ શ્રી પૂજ્યજી ઋષિ શ્રી (પછી ભુસીને ઉપર લખ્યું છે) ૬ કેશવ તત્ શિ. ઋ. ભૂપતજી લપીકૃતં. (એકજ છેલ્લા પત્રની પ્રત મારી પાસે છે.)

આ કવિ અને નં. ૩૬૬ વાળા કુશલસાગર (કેશવ) બંને એક જણાય છે. જુઓ પૃ. ૩૬૦.

---

## ૩૮૫ ખ આણંદરૂચિ. (ત૦ ઉદયરૂચિ-પુણ્યરૂચિ શિ૦)

**(૭૮૫ ખ) ષટ્ આર પુદ્દગલપરાવર્ત્ત સ્વરૂપ સ્તવન:** સં. ૧૭૩૬

દુહા.

**શ્રી સિદ્ધાચલ નિત નમી, ઋષભ જિનેસર દેવ,**
**ભવભયવારણ જિનવર, સેવ કરી નિતમેવ.** ૧

વીનતી કરું છિ માહરી, રુલીઉ ભવ અનંત,
સંસાર સાગર માંહિથિકઉ, અવ્યક્ત મિથ્યાતી હુંત. ૨
જનમ મરણ કર્યા ઘણા, કહત ન લાભે પાર,
પુદ્ગલપરાવરત અનંત જે, સૂક્ષ્મ તેહ વિચાર. ૩

× × × ×

અંતે—

તપગચ્છ ગગનંગણ ઉદયઉ રવિ અનુકાર,
શ્રી વિજયપ્રભસૂરિ સાસન જિન સિણગાર,
આચારિજ શ્રી વિજયરત્નસૂરિ યતીશ,
તેહનઈ ગછવાસી ગાયઈ શત્રુંજ ઈશ.

કલશ.

સંસારતારણ દુખવારણ કલ્યાણકારણ જિનવરો,
શત્રુંજનાયક મુક્તિદાયક પાપ તાપ દૂરી કરો,
જે વાદિ ગજદલસીહ સાદુલ ઉદયરૂચિ પંડિત જયવરો,
તસ સીસ સુહારક જ્ઞાનસાગર પુણ્યરૂચિ પંડિત ગુરો,
તસ સીસલેસિ સ્તવીઉ ઉલસી આણંદરૂચિ આદીસરો,
ઈંદુ મુનિ ગુણ રસ સંખ્યા એહ સંવત્સર ચિત ધરો,
ત્રિણ જગમાંહિ તીરથ એહવઉ અવર ન કોઈ જાણીઇ,
જૈન શૈવ જવન શાસ્ત્રિ, મહિમા તાસ વખાણીઉ.

—મુનિ હમીરરૂચિ પઠનાર્થં.-ટબા સહિત ૨૮ પાનાં વિ. ને.

---

**૩૯૬ અજીતચંદ.** ( તપ-ઉપકેશ ગચ્છ-અમીચંદ શિ૦ )

**(૭૮૬) ચંદન મલયાગિરિ રાસ** સં. ૧૭૩૬ આશ્વિન શુદ ૧૦ ( રેવા તટે હોડીઓ નગરમાં-ધર્મપુરના શ્રાવક અભેચંદના કહેવાથી રચ્યો. )

**૩૮૬ક ભાનુ(ણુ)વિજય.** ( ત૦ લબ્ધિવિજય શિ. )

**(૭૮૬ક) મૌનએકાદશી સ્ત૦** ૧૭૩૭ વૈ. શુ. ૩ ખંભાતમાં.

આદિ— દૂહા.

**સ**રસતી ભગવતી મનિં ધરી, પ્રણુમી નિજ ગુરૂપાય,
કલ્યાણુક જિનજી તણાં, થુંણુતાં મન થિર થાય. ૧
દોઢશો કલ્યાણુક હુઆં, નેઉ જિનનાં જેહ,
માગસિર સુદિ ઇગ્યારસિં, દસ ખેત્રે સુણો તેહ. ૨

× × × ×

અંતે—

એકાદશી મહિમા ઘણો, કહેતાં ન લાભે પાર, લ૦
ગ્રંથાંતરથી જાણયો, વિધિનો વિશેષ વિચાર. લ૦ ૬૯
**ખં**ભનયર વાસી ભલો, સાહા શ્રી **રામ**જી ઠાર, લ૦
તસ સુત **વા**છડા કહેણુથી, રચિઉં તવન ઉદાર. લ૦ ૭૦
સંવત **મુનિ જગ મુનિ શશિ,** વૈશાખ શુદિ વિધુ ત્રીજ, લ૦
**ભા**ણુવિજય વિજયીકરૂ, સકલ કુશલનું બીજ, લલના. ૭૧

કલશ,

ઇહ નેઉ જિનવર નમિત સુરવર, કલ્યાણુક મેં ગાઇયાં,
પ્રથમ જ્ઞાન નેં જનમ દીક્ષા, જ્ઞાન દીક્ષાએં ધ્યાઇયા,
**ત**પગચ્છનાયક કુશલદાયક, શ્રી **વિ**જયરાજ સૂરીસરૂ,
બુધરાજ **લ**બ્ધિવિજય સેવક, **ભા**નુવિજય મંગલ કરૂ. ૭૨

—૪. ૧૩ માં૦

**(૭૮૬ખ) શાસ્વતા અશાશ્વતા જિનતીર્થમાળા.** સં. ૧૭૪૯ ખંભાતમાં.

આદિ—

**સ**રસતી ભગવતી મનિ ધરી, સુમતિજ્યોતિ દાતાર,
ચાર નિખેપઈ જીન તણી, ભાવપૂજા કરૂં સાર. ૧

× × × ×

અંતે— ભાવ ધરીનઈં જીનવર નમિઈં.

ત્રંબાવતીમાં રહી ચોમાસું, તવન કીધું અતિ ખાસરે.
ભવિજનને ભાવ ધરીને, આપઈ શિવપુર વાસરે. ભા. ૭૨
ત્રંબાવતી નગરીની વાસી, શ્રાવિકા સંઘબાઇ નામેરે,
તેહને ભણવા કારણેં ભવિયાં, તવન રચ્યું સુખકાજેરે. ભા. ૭૩
એહ તવન જે ભાવિં ભણસ્યઇ, તસ સમકિત શુદ્ધ થાસઇરે,
લીલાઈ મન સુખ વલિ લહઇશઇ, દુરમતિ દૂરઈ જાસઇરે. ભા. ૭૪

કલશ.

ઇમિ ભાવ આણી ભગતિ જાણી, સંથુઆ મેં જીનવરા,
સંવત સતર છગુણ પંચાસો, ખંભાતિ સંઘ સુખકરા.
શ્રી વિજયમાન સૂરીસ રાજ્યે વિજયપક્ષ સોહાકર,
બુધરાજ લબ્ધિવિજયસેવક ભાણવિજય બુધ જયકર. ૭૫

—ઇતિ શાશ્વતા અશાશ્વતા જિનતીરથમાળા સંપૂર્ણ. સંઘબાઇ પઠનાર્થે, કવિના સમયની જણાય છે. પત્ર ૫ અમર.

---

## ૩૮૭ કનકવિલાસ. [ ખ૦ ક્ષેમશાખા ગુણવિનયઉ૦–મતિકીર્ત્તિ–સુમતિસાગર–કનકકુમાર શિ૦ ]

**(૭૮૭) દેવરાજ વચ્છરાજ ચતુષ્પદિ.** સં. ૧૭૩૮ માધવ માસે. જેસલમેરમાં.

આદિ—

પ્રહસમિ પ્રણમું પ્રેમ ધરિ, પાસ જિણેસર પાય,
ગોડીમંડણ ગુણભણી, તારણ ત્રિભુવન તાય.
જસુ પ્રસાદ પામી કરી, માનવ મહિમાવંત,
પારસ પામી લોહ જિમ, ધરે સુકંચન કંત.
વાગ વાણિ વર દાયિની, મહિર કરો મુઝ માય,
ઇણ અવસરિ આરાધતાં, સહસ વચન દો સાંય.

શ્રી જિનદત્ત સૂરીંદ ગુરૂ, ગુણનિધિ વલિ ગણઇસ,
કુશલકરણ તિમ કુશલ ગુરૂ, નિત નામું હું શીશ.

× × × ×

અંતે— ઢાલ શાંતિ જિન ભામણે જાઉં–એ દેશી.

ધરમ તણા ફલ ઇણપરિ ધારી, ધરમ કરો હિતકારી એ. ૧

× × × ×

સિદ્ધિ ઇસિરદ્દગ ભૂધર પૃથ્વી, સંવત સંખ્યા કહવી એ.
માધવ માસની ઉજ્વલ તીથેં, લાયક મેં યશ લીજૈ એ.
જેસલમેરૂ નગર જયદાઇ, ખરતર સંઘ સદાઇ, એ.
યુગપ્રધાને શ્રી જિનચંદ યતીસર, શ્રી જિનસિંહ સૂરીસર. એ. ૧૨
શ્રી જિનરાજસૂરિ રાજેસર, શ્રી જિનરતન મુનિસર એ. ૧૩
વરતમાન વરતે તસુ પાટે, શ્રી જિનચંદ યશ ખાટે એ. ૧૪
ચોપડા વંશ સરહંસ સરીખો, પુણ્યે એહ પરીખો. એ.
શ્રી ક્ષેમસાખે મહા ઉવઝાયા, શ્રી ગુણવિનય સુહાયા એ. ૧૬
નૂતન ગ્રંથ ઘણા જિણે કીધા, કવિયણમેં યશ લીધા એ,
તસુ સીસ પાઠક શ્રી મતિકીર્તિ, પસરી જેહની કીરતી એ,
સીસ તીયાંરા પાઠક બંધુર, ગણિ શ્રી સુમતિસિંધુર એ,
વાચક વર શ્રી કનકકુમારા, વિનય તીયાંરા ઉદારા એ. ૨૦
પસરી સોભા એહની પૂરી, દુરમતિ દિલથી દૂરી એ,
ધામી સહાય્ય ઇયાંનો પૂરો, સંબંધ કીયો મેં સનૂરો એ.
રૂડી ઢાલાં વાત પિણ રસરી, મીઠી દૂધ જ્યું મિસરી એ,
કનકવિલાસ ગણી ઇમ આખૈ, સુંદર શાસ્ત્રને શાખે એ. ૨૪
છયાલીસ ઢાલેં ચોપી ચાવી, ભવિયણને મનભાવી એ,
ઓછો અધિકો ઇહાં જે આખ્યો, દુક્કડ મિથ્યા દાખ્યો એ. ૨૬
એ સંબંધ સુણતાં ભાવૈ, થિર કમલા ઘરિ થાવૈ એ. ૨૭

—લિ૦ સં. ૧૮૨૧ વૈશાખ માસે. રાજકોટ પૂ. અ.
—માણેક.

## ૩૮૭ ક મેઘવિજય (લાભવિજય-ગંગવિજય શિ.)

(૭૮૭ ક) ચોવીસી જિનસ્ત૦ સં. ૧૭૩૯ ચોમાસું. વજીરપુરમાં.

આદિ— ગિંદૂડાની દેશી.

અલબેલો આદિલ સેવીઇ રે, હાંજી, પેલી સુનંદા સુમંગલાકો કંત, એ રૂડો.
મરૂદેવારો નંદ, એ રૂડો, દીઠઈ પરમાણંદ, એ રૂડો
ઉંચપણે રે તન દીપતું રે, હાંજી પંચસયાં ધનુષરો તંત્. એ. મ. દી. ૧

× × × ×

અંતે— રાગ ધન્યાસી મિશ્ર-સુડા તે રૂડા સંદેશડા-એ દેશી.

ચઉવીસઇ જિણવર તણાં લાલા, સ્તવન કીધાં પ્રત્યેકઇ રે,
જીતી જનમ પાવન થયાં લાલા, ગાયતાં જિન સુવિવેકઇ રે, શાસન૦ ૧૩
પારેષ આસકરણ જિનરાગી લાલ, વજીરપુર નગરનો વાસી રે.
તસ આગ્રહઈ કરી જિન સ્તવ્યા લાલા પાતિક ગયાં અતિ નાસી રે. શા૦ ૧૪
સંવત સતર ઉગણચાલીસઇ લાલા, વજીરપુર રહ્યા ચોઉમાસી રે,
સકલ સંઘનઈ સુખકરૂ લાલા, થુણિઆ જિણ ઉલ્લાસી રે. શા૦ ૧૫
સકલ પંડિત શિરસેહરો લાલા, લાભવિજય ગણિ ગિરૂઆરે,
તસ સીસ પંડિત રાજ તો લાલા, ગંગવિજય ગુણ ભરીયારે રે. શા૦ ૧૬
તસ પદ પંકજમધુકરૂ લાલા, મેઘવિજય કહિ કોડી રે,
એ ચઉવીસ તીર્થંકરા લાલા, ઘો સુષ મંગલીક કોડી રે. શા૦ ૧૭

(કવિ સ્વલિખિત)—૮-૧૫ (વિ. ધ)

---

## ૩૮૮ આનંદસૂરિ.

(૭૮૮) સુરસુંદરી રાસ. સં. ૧૭૪૦ (પંડિત લાલચંદની નોંધમાંથી).

---

## ૩૮૯ હરખચંદ સાધુ.

(૭૮૯) શ્રીપાલ ચરિત્ર સં ૧૭૪૦ વિશ.

---

## ૩૯૦ લક્ષ્મીરત્ન (હીરરત્ન શિ૦)

**(૭૯૦)+ ખેમા હડાલિયાનો રાસ** (એ.) સં. ૧૭૪૧ માગશર શુદ ૧૫ ગુરૂ. ઉનામાં.

**આદિ—**

આદ્ય જિનેસર આદ્ય નૃપ, આદ્ય પુરૂષ અવતાર,
ભવભય ભાવટ્ટ ભગવંત નર, કરૂણાનિધી કીરતાર. ૧
પ્રણમું તાસ પ્રથમ ચરણ, દ્યો મુઝ વચન વિલાસ,
સાંભલજ્યો ભવીક જન્ન, હું રચું ષેંમ રાસ. ૨
કવણ ષેમો કયાં હુવો, પ્રગટ્યો કવણ પ્રકાર,
સાંનિધ કરજ્યો ગુરૂ સદા, કહું કથા તસ સાર. ૩
ગુરૂ માતા ગુરૂ પીત્યા, કીજેં ગરૂ પાયે સેવ,
ગ્નાંન દીવાકર ગુરૂ કહ્યા, નમો નમો ગુરૂદેવ.
કુંભે બાંધ્યું જલ રહે, જલ વિના કુંભ ન હોઇ,
ગ્નાનેં બાંધ્યું મન રહે, ગુરૂ વિના ગ્નાંન ન હોઈ. ૫

x × × ×

**અંતે—** રાગ ધન્યાસિરી.

ધન્ય ધન્ય ષેમો દેદરાંણિ, જેની કીરત જગમાં જાંણિજી,
દિધાં દાન તે ચઢતેં પાંણિજી, કવિજને વાત વષાંણિજી. ધન્ય. ૧૨૯
પાતસાઈ ઘણું માંનજ દીઈ, સાહ બરદ જેણે લીધુંજી.
જાતાં બરદ જેણે રાષ્યાં સઘલાં, દેઈ દાંન મમ પ્રઘલાંજી, ધન્ય. ૧૩૦
વલી સેત્રુંજગીરી જાત્રા કીધી, રૂડો લાહો લીધોજી,
અંત સમે ચારીત્ર પદ લીધું, સરગલોક કારજ સીધ્યુંજી. ધન્ય. ૧૩૧
ગરૂયા સાધુ તણા ગુણ ગાયા, અને વલિ રીષિરાયાજી,
કવીજન મત કોઈ દોષણ મ દેજ્યો, ગુણ હુવા તે ગાયાજી. ધન્ય. ૧૩૨
સંવત સતર એકતાલિસા વરષે રાસ રચ્યો મન હરષેજી.
માગસર સુદ પુંન્યમ ગુરૂવારે ગામ ઉનાઉં મોઝારજી. ધન્ય. ૧૩૩

પંડીત હીરરત્ન પરસીધ્યા તસ પસાય રાસ કીધોજી,
છઠ્ઠી ઢાલ ધનાશ્રીમાં ગાવે સાંભલતાં સુષ પાવેજી, ધન્ય. ૧૩૪
... ... ... ... ... ... ...
કીજે ધર્મ ભવક જન વૃંદા, લષમીરત્ન કહંદાજી. ધન્ય. ૧૩૫

—સં. ૧૮૫૮ ના કાર્તિ વદ ૧૪ દને લખ્યું છે—પ્ર૦ ઐ. રાસ સંગ્રહ ભા. ૧.

---

## ૩૯૧ લક્ષ્મીરત્નસૂરિ (જયકલ્યાણ-વિમલસોમ શિ૦)

**(૭૯૧) સુરપ્રિયકુમારરાસ.** સં. ૧૭૪૧ આશરે (પંડિત લાલચંદની નોંધમાંથી.)

---

## ૩૯૨ તિલકચંદ (ખ૦ નયરંગ-વિમલવિનય-ધર્મમંદિર-પુણ્યકલશ-જયરંગ શિ૦)

**(૭૯૨) પરદેશી સંબંધ** સં. ૧૭૪૧ જાલોરમાં.

**અંતે—**

રાયપસેણી સૂત્ર થકી રચ્યો એ સંબંધ સુવિશાલ,
સંવત **સતર એકતાલે** સમે નગર **જાલોર** મઝાર. ૩ વીર૦
**ખરતર** ગચ્છ જિનચંદ્રસૂરિ રાજ્યેં શ્રી જિનભદ્રસૂરિ સાષ,
વાચક શ્રી **નયરંગ** શિષ્ય સુંદર **વિમલવિનય** મૃદુ ભાષ. ૪ વીર૦
વાચનાચારિજ શ્રી **ધર્મમંદિર** વૈરાગી વ્રતધાર,
મહોપાધ્યાય પદવીયેં પરગડા **પુન્યકલસ** સિરદાર. ૫ વીર૦
તસ પાટે પાઠક **જયરંગ** ભલા તસ ચરણે ચંચરીક,
તિલકચંદ કહેં એ આપને શ્રી સંઘને મંગલીક, ૬ વીર૦

—ચેનવિજયજી ભં—ઉદયપુર.

---

## ૩૯૨ ક પ્રાગજી (ભીમ શિ૦ )

**(૯૯૨ ક) બાહુબલ સઝાય.** સંવત્ ૧૭૪૧ વિજયાદશમી પાટણમાં

આદિ—

બાંધવજી વૈરાગેં વ્રત આદરી હો લાલ, બાહુબલ બલવંત. બાં૦

અંતે—

મહિમંડલ મહિમાધરા હો લાલ, ગુરૂશ્રી **ભીમ** મુણિંદ, બાં
તસ સેવક **પ્રાગજી** હો લાલ, પામઈ પરમ આનંદ. બાં વી. ૧૪
ઇમિ જિન મુનિ ગુણ ગાઇયા હો લાલ, **પાટણ** નગર મઝાર,
**સતર ઇકતાલીસને** હો લાલ, વિજયદશમિ દિનસાર. બાં વી. ૧૫

---

## ૩૯૨ ખ અમરવિજય (ત૦ વિજયરાજસૂરિ શિ.)

**(૯૯૨ ખ) પાર્શ્વનાથ સ્તુતિ.**

અંતે—

ભટ્ટારકશ્રી **વિજયરાજસૂરિ** તપગચ્છ કેરો રાયજી,
તસ પદ પંકજ મધુકર સરિખો, **અમરવિજય** ગુણ ગાયજી.
( વિજયરાજસૂરિ સ્વ. ૧૭૪૨ )

---

## ૩૯૨ ગ જીવરાજ (શ્રીપૂજ્ય ગોવિંદ શિષ્ય.)

**(૯૯૨ગ) ચિત્રસંભૂતિ સઝાય.** સં. ૧૭૪૨ કુમાર માસ એકમ સોમ. વિક્રમનગર (વિકાનેર)માં.

આદિ—

પ્રણમું સરસતિ સામણી, માંગું વચન વિલાસ,
સાધુ તણા ગુણ વર્ણવું, કરજ્યો બુદ્ધિ પ્રકાસ. ૧
સદગુરૂ સેવો પ્રાણી તુમ્હે, ચિત્તસંભૂતિ પરિ જોય,
ગાવ ચરાવઈ ગુવાલિયા, બ્રહ્મ ભિખુ સુત્ત હોય. ૨

× × × ×

અંતે— કલશ.

એ ચિનિ ચંગઈ હરષ અંગઈ આણિ અધિક વિખ્યાત એ,
ચિત્ત નામ મુનિવરતણા ગુણ ભણઇ થાયૈ નિરમલ ગાતએ. ૪૮
સંવત સતર બિયાલ વરષે કુમાર માસ ઉલ્હાસએ,
એકમ સોમૈ એહ તવીયા, રાગ ઢાલ વિલાસએ. ૪૯
પૂજ શ્રી ગોવિંદ પ્રસાદે વિક્રમનયર મઝાર એ,
જીવરાજ આષઈ સંઘકેરી વીનતી અવધાર એ. ૫૦
—સં. ૧૭૯૪ વર્ષે મિતી જેઠ વદિ ૭ વાર શનિ દિને લિપીકૃતમ્.
૨—૧૨ ક. મુ.

---

## ૩૯૩ કીર્ત્તિસાગરસૂરિ શિષ્ય.

(૭૯૩)+ ભીમજી ચોપઈ સં. ૧૭૪૨ ચૈત્ર શુદ ૧૫ પુજપુરમાં.

આદિ—

સરસ વચન દો સરસતિ, પ્રણુમી વીનવું માય,
અવિરલ મુઝ મતિ આપજો, કરજો એ સુપસીય. ૧
સરસન સોહગ સાદરી શ્રી વિદ્યા સુભ રૂપ,
તે મન સમરૂં જેહને સેવિ સૂર નર ભૂપ. ૨
મિઠાઈ મુઝ વાણીમાં તિં દીધી સિરચંગ,
વલી અવસેં કિં વીનવું દિસિં દિસિં રંગ અભંગ. ૩
ચતુર છયલ પંડિત પુરસ, તસ મન અધિક સુહાય,
બુધિ અકલિ આવિઅ કલિ, સાંભલતાં સુખ થાય. ૪
જાણ હોસેં તે જાણસે, અવર ન જાણેં ભોય,
કાવ્ય ગીત ગુણ ઉરેં, મૂઢ ન આણે હેજ. ૫
દુઃખ દોહગ દૂરે હરેં, આવિ સુખ ભરપૂર,
ઈણિ વીધી ચાલ જે નર, તે નર સદા સનૂર. ૬
દાની માંની મહાગુણી, ચતુર સદા સનેહ,
તેહ નર સુખ પામેં સદા, દિનદિન દીપે દેહ. ૭

ભિમસાહ ભોગી ભર જે, અછે ઈણુ સંસાર,
તેહ તણાં ગુણ વરણવું, સાંભલજો નરનાર. ૮

× × × ×

અંતે—

ભીમ પુરંદર મોટો સાહજી રે આસપુર નગર સુવાસ,
ચતુર જોડાવિ રૂડી ચોપઇ રે કીધો ઉત્તમ કામ. ઢાલ. ૧૭૬
સકલ ભટ્ટારક પુરંદર સિરોમણી શ્રી કીર્ત્તિસાગર સૂરંદ,
તત્ શિષ્યે જોડિ ચોપઈ રે પુજપુર નગર મઝાર,
સંવત સતર બયતાલીસમે રે ચૈત્રી પુન્યમ સુખકાર,
જે નર ભણે ગુણે ને સાંભલે રે તસ ઘર જયજયકાર. ઢાલ. ૧૭૮

—સં. ૧૭૪૯ વર્ષે આસો માસે શુકલ પક્ષે ૧૪ દિસિ તિથુ શુક્રવાસરે સકલ પં. શ્રી કપૂરસાગરજી તત્ શિષ્ય ગણિ મોહનસાગર લિખિતં ગડાનગરે ચતુરમાસ ક્રિતં સાહ ભીમજીસાહ શ્રી સિંઘજી સુત ઋષભદાસ બલમજી રતનજીકસ્ય સુખં કુરૈ કલ્યાણમસ્તુ પરઉપગારાય. પ્ર૦ ઐ. રાસ સંગ્રહ ભાગ. ૧

## ૩૯૪ જ્ઞાનસાગર. (૨)

**(૭૯૪) ચોવીસી.** સં. ૧૭૪૦ પહેલાં.

લ૦સં. ૧૭૬૦ પત્ર ૧૨ ગ્રંથમાન ૨૨૧ દા૦ ૨૩ લીં. જુઓ જ્ઞાનસાગર શિષ્ય-હવે પછી નં. ૩૯૫.

## ૩૯૫ જ્ઞાનસાગર શિષ્ય. (જ્ઞાનઉદ્યોત?).

**(૭૯૫)+ ૨૧ પ્રકારી પૂજા**-સં. ૧૭૪૩.

આદિ—

સ્વસ્તિ શ્રી સુખ પૂરવા, કલ્પવેલી અનુહાર
પૂજા ભકિત જિનની કરો, એકવીશ ભેય વિસ્તાર. ૧

સ્નાન વિલેપન ભૂષણું, પુષ્પ વાસ ધૂપ દીવ,
ફ્લ અક્ષત તેમ પત્રની, પૂગ નૈવેદ્ય અતીવ. ૨
ઉદક વસ્ત્ર ચામર તથા, છત્ર વાદ્ય ગીત જાણુ,
નૃત્ય સ્તુતિ જિનકોશની, વૃદ્ધિ એ એકવિશ ઠાણુ. ૩
શુચિ તનુ તૈલ જલાદિકેં, પહેરી ચીવર સાર,
પીઠત્રિકોપરિ જિન ઠવી, જિન આણા શિર ધાર. ૪
ગંગા માગધ ક્ષીર નિધિ, ઔષધિ મિશ્રિત સાર,
કુસુમેં વાસિત શુચિજલેં, કરો જિનસ્નાત્ર ઉદાર. ૫

× × × ×

૨૧ મી કોશ પૂજા.

અગણિત ગુણમણિ આગર, નાગર વંદિત પાય,
શ્રુતધારી ઉપગારી, જ્ઞાનસાગર ઉવઝાય,
તાસુ ચરણકજ સેવક, મધુકર પરેં લયલીન,
શ્રી જિનપૂજા ગાઈ, જિનવાણી રસપીન. ૬૯

**ચાલ—**

**સંવત ગુણ યુગ અચલ** ઈંદુ, હર્ષ ભરિ ગાઇયો શ્રી જિનેંદુ,
તાસ ફ્લ સુકૃતથી સકલ પ્રાણી, લહે **જ્ઞાન**ઉદ્યોત ઘન શિવ નિશાની. ૭૦

દોહા.

એકવીશ શ્રાવકગુણ વનેં પૂજા પુષ્કર મેહ,
સુરનર સુખ ફૂલે ફ્લે, શિવસુખ લહે અછેહ. ૭૧

પ્ર. શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૨ જો પૃ. ૮૭૩ થી ૮૮૩.

**(૭૯૬)+ અષ્ટ પ્રકારી પૂજા.** સં. ૧૭૪૩.

**આદિ—** દોહા.

ગંગા માગધ ક્ષીર નિધિ, ઓષધ મંથિત સાર,
કુસુમેં વાસિત શુચિજલેં, કરો જિન સ્નાત્ર ઉદાર. ૧

× × × ×

અંતે—

ઇમિ અડવિધ જિન પૂજના, નિસ્યે જે થિર ચિત્ત,
માનવ ભવ સફલો કરે, વાધે સમકિત વિત્ત. ૧

ઢાલ.

અગણિત ગુણમણિ આગર, નાગર વંદિત પાય,
શ્રુતધારી ઉપગારી, જ્ઞાનસાગર ઉવઝાય.
તાસુ ચરણકજ સેવક, મધુકર પરેં લયલીન,
શ્રી જિન પૂજા ગાઇ, જિનવાણી રસપીન.

ચાલ.

સંવત ગુણ યુગ અચલ ઇંદુ, હર્ષ ભરિ ગાઇયો શ્રી જિનેંદુ,
તાસુ ફલ સુકૃતથી સકલ પ્રાણી, લહે જ્ઞાનઉદ્યોત ધન શિવ નિશાની. ૩

પછી વસ્ત્ર પૂજા, લૂણ ઉતારણ, આરતિ ને મંગલ દીપક પર કાવ્ય છે તેમાં છેવટે ઇણિપરેં અષ્ટ પ્રકારી કીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ ભણીજે. પ્ર૦ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૨ જો પૃ. ૮૮૪-૮૯૧.

---

## ૩૯૬ કુશલસાગર (કેશવ) (ખ. જિનભદ્રશાખા–સાધુકીર્ત્તિ–મહિમસુંદર–નયમેરૂ—લાવણ્યરત્ન શિ.)

આ અને નં. ૩૮૫ ક વાળા કેશવદાસ બંને એક જણાય છે.

**(૭૯૭) વીરભાણ ઉદયભાણ રાસ.** સં. ૧૭૪૫ વિજયદશમી સોમવાર નવાનગરમાં.

આદિ—

સદગુરૂજી સાનિધ કરો, શ્રી જિનકુશલ સૂરીંદ
પરતા પૂરણ તું પ્રભુ, પરતિખ સુરતરૂ કંદ. ૧
જસ મહિમા જગ તાહરિ, સઘલે મહકી વાસ,
સમર્યાં આસ્થા પૂરવે, સેવક મન ઉલ્હાસ. ૨

બિરૂદ ઘણા છે તાહરા, મેં કહ્યો કિમ કહિવાય,
ખીર સમુદ્ર જલસુ ભર્યો, કહો કિમ બિંદુ ગણાય. ૩
અરજ સુણેજ્યો સાહિબા, પ્રણમું બે કરજોડી,
સાધુ તણા ગુણ ગાયવા, મુજ મનમેં છે કોડિ. ૪
એ આસ્યા મુઝ પૂરવો, સાંભલિ મોરા સ્વામિ,
જોડિ સરસ વાંણિ સરસ, સફલ હોસે તુઝ નામ. ૫
મંદબુદ્ધિ છે માહિરિ, જોડી કરણ પણ હૂંસ,
થાંસું કયું છાંનો નહિ, જૂઠ કહું તો સુંસ. ૬
વીરભાણ ઉદેભાણનો, ચરિત્ર સુણો ચિત લાય,
જિમ ઉતપતિ આગલ થઇ, કહિસે સંબંધ બનાય. ૭
વીરભાણતો દાનથી, લાધી લીલા ઋદ્ધિ,
ઉદેભાંણ સેવા કરી, સાધૂ તણી મન સુદ્ધિ. ૮
સેવા દાન પ્રભાવથી, ફલીયાં વંછિત કાજ,
ઉત્તમ કુલ તે અવતર્યા, પાયા દોનો રાજ. ૯
મહા મુનિસર ગાવતાં આરતિ ચિંતા નાય,
દુખ દોહગ દૂરેં ટલે, નવ નિધ લક્ષ્મી થાય. ૧૦
સરસ કથા સુણજો ચતુર, વિકથા છોડી વાત,
સાંભલતાં સુખ ઊપજે, નિર્મળ થાસ્યે ગાત્ર. ૧૧
કિણ દેશે કિણ નગર એ, કુંણ રાજા કુંણ નામ,
તે ભવિયણ તુમે સાંભલો, મન રાખીને ઠામ. ૧૨

અંતે—

ઢાલ ૬૫ ધનાસી. ધનધન આર્દ્ર કુમરવર સજતી. એ દેશી.

ધનધન વીરભાણ ઉદેભાણ મુનીવર, નામ થકી નિસ્તાર,
માહા મુનીસરનાં ગુણ ગાવતાં, પામીજે ભવપાર. ૧ ધન.
વિક્રમચરિત થકી એ ઉધર્યો, સરસ કથા રસ જોય,
ઓછો અધિકો જે મેં ઇહાં કહ્યો, મિછા દુક્કડ સોય. ૨ ધન.

મેં ચતુરાઈ કરીને માહરી, કીધો એહ પ્રબંધ,
ઓછો અધિકો જિહાં તુમે દેખો, કહિજ્યો મેલ સંબંધ. ૩ ધન.
એ અરજ છે રે કવિયણ માહરી, થેં છો ચતુર સુજાણ,
માહરી શોભા વધસ્યે તુમ થકી, વાચ્યાં સરસ વખાણ. ૪ ધન.
**સતર પસતાલે સંવસરે**, વિજયાદશમી સોમવાર,
પુરણ રાસ કર્યો મેં તિણ દિને, વર્ત્યા જયજયકાર. ૫ ધન.
**ન**વાનગર માહે એ મેં કરી, ચોપાઈ મન આણંદ,
મૂલનાયક શ્રી સંઘનેં સુખકર, **ધર્મ**નાથ સુખકંદ. ૬ ધન.
શ્રી **ખ**રતર ગચ્છ દિન દિન દીપતો, દાદાને સુપસાય,
જેહને નામે નવનિધિ સંપજે, **આ**રતિ ચિંતા જાય. ૭ ધન.
**જિ**નભદ્રસૂરીની શાખા પરગડી, જેહના શિષ્ય વિનીત.
સુધો સંયમ પાલે દિન પ્રતે રૂડી જેહની રીત. ૮ ધન.
શ્રી **સા**ધુકીર્તિ પાઠક સુખકર, જેહનો જશ વિખ્યાત,
ચોપરવી પોસો જિણ થાપીયો, જગ સહુ જાણેરે વાત. ૯ ધન.
**મ**હિમસુંદર વાણારસ તેહના, શિષ્ય મહા પ્રવીણ,
અધિક પંડિત ચતુરાઈ અતી ઘણી, સીલ ગુણેં લયલીણ. ૧૦ ધન.
તેહના શિષ્ય વાચક **ન**યમેરૂજી, જેહની અમૃત વાણ,
૩૫ કલા ગુણ સોહે અતિ ભલા, દેખી રીઝે રાયરાણ. ૧૧ ધન.
તેહના શિષ્ય વાણારસ દીપતા, **લા**વણ્યરત્ન સુજાણ,
તે ગુરૂ માહરા ત્યાં લગે પ્રતપજો, જાં લગે ધ્રુભાણ. ૧૨ ધન.
તેહનો શિષ્ય સુવિનીત છે, **કુશલસાગર** ગણી જાણ,
સાધુ તણા ગુણ ગાયા સુદ્ધ મને, અધકી આસતા આણ. ૧૩ ધન.
ભણે ગુણે જે ભવિયણ સાંભલે, તેહની ફલસે આસ,
આરત વિઘન ચિંતા દૂરે ટલે, એ સાંભલતાં રાસ. ૧૪ ધન.
ગુરૂ **લ**ધાજીના પરસાદથી, રાસ રચ્યો શ્રીકાર,
કેસવને સુખસાતા છે ઘણી, દિન દિન હરખ અપાર. ૧૫ ધન.

—લિ. ૧૮૭૮ શક ૧૭૪૪ વૈ. શુદ ૧૩ ગુરૂ. રાજકોટ પૂ. અ.

—સંવત્ ૧૮૮૭ ના વર્ષે આસાઢ વદિ ૧૩ સોમે. શ્રી જખઉ મધ્યે.........શ્રી અજિતનાથ પ્રસાદાત્. ૪૪-૧૭ શેઠ વર્દ્ધમાન રામજી પાસે-મુંબઈ.-લ. સં ૧૮૭૧ ઘો. સ. ભં.

---

## ૩૯૭ દીપસૌભાગ્ય [ તપગચ્છ રાજસાગરસૂરી સંતાનીય માણિક્ય સૌભાગ્ય–ચતુરસૌભાગ્ય શિ. ]

**(૯૯૮) ચિત્રસેન પદ્માવતી ચોપાઇ** સં. ૧૭૩૯ ભાદ્ર. વદ ૯ મંગળ. નગીના નગરમાં.

**આદિ—**　　　　દુહા.

પ્રણમુ પ્રેમેં પાસ જિન, શ્રી શંખેશ્વર દેવ,
સુરનર વર કિંનર સદા; જેહની સારેં સેવ. ૧
તસ ગણધર ગીરૂયા સવિ, આગમ વિરચત હાર,
લબ્ધિ નિધાન નિભુ પ્રણમીઇ, ગુણ ગણ રયણ ભંડાર. ૨
આગેં અનેક કવિજન હુયા, તેણેં સબરી તુંહી માય,
મુરખ ઠેડી પંડીત કીયા, પામ્યા તુઝ પસાય. ૩
તેણેં સમરૂ શારદા, માતા પુરો આસ્ય,
મુઝ મતિનેં આપજ્યો, અવિરલ બુદ્ધિ પ્રકાશ. ૪
પદ પંકજ નિજ ગુરૂ તણા, પ્રણમું હું સુખકાર,
અજ્ઞાન તિમિર દીપક સમ, જ્ઞાનદષ્ટિ દાતાર. ૫
શ્રી ભગવંતેં ભાષીઉ, ચઉ ભેદે જિન ધર્મ,
દાન શીલ તપ ભાવના, એહથી લહીઇ શીવ શર્મ. ૬
દાનાદિક સહુ સારિખા, પિણ ઉત્તમ શીલ વિશેષ,
પરણીજેં તે ગાઇઇ, ઉખાણો દેખ. ૭
રોગ સોગ વિયોગી નહિં, સંકટ શ્વાપદ દુષ્ટ,
ટવેં ઉપદ્રવ શીલથી, જાઈ અઢારે કુષ્ટ. ૮

પાલો શીલ અખંડ નીત્ય, જો પાઉ શિવ લીલ,
**ચિત્રસેન પદ્માવતી**, તિમ પાલો શુભ શીલ. ૯

× × × ×

**અંતે**— ઢાલ ૩૧ રાગ ધન્યાસરી.
દીઠો દીઠોરે **વામાકો** નંદન દીઠો એ દેશી.

ગાયો ગાયોરે મેં શીલ તણો જસ ગાયો,
**ચિત્રસેન** પદમાવતી દોઉ, તિનકો સંબંધ બનાયોરે. ૧
**ત**પગચ્છ ગગન દિનેસર સરીખો, સહુ સહુ જનકે મન ભાયો,
શ્રી **વિજયસેનસૂરીશ્વર** સુંદર, સૂરી સરદાર કહાયોરે. ૨
તસ પાટિં પ્રભુ પુન્ય પ્રતાપી, પ્રબલ પુન્યેં પાયો,
દિન દિન અધિકો જગ જશ જે હતો, **સાગર** વંસ દીપાયોરે. ૩
વડ વયરાગી મુનિ ગુણ રાગી, પ્રતિબોધિં નરનારી,
શુદ્ધ સરૂપક શુદ્ધ આચારી, પંચ મહા વ્રત ધારીરે' ૪
સુવિહિત સાધુ શૃંગાર સોહાવે, **ત**પગચ્છ ઠાકુર રાજે,
શ્રી **રાજસાગરસૂરીસર** મોટો, જોડિ ગોયમની છાજે. ૫
પટ્ટ પ્રભાવક ઉદયો તેહનેં, મુનીગણ હિયડેં ધ્યાયો,
શ્રી **વૃદ્ધિસાગર** સૂરીસ્વર જયવંતા, સકલ સૂરી સવાયોરે. ૬
તસ ગણ માંહિ પોઢા પડિત, **માણક** સોભાગ્ય બુધ સંત,
બહુ શ્રુતધારી જન મનોહારી, મહિયલ માંહિ મહંતરે. ૭
તસ સીસ **ચતુર**સોભાગ્ય બુધ, મુઝ ગુરૂ જ્ઞાન દાતારે,
**દીપ**સૌભાગ્ય મુનિ કહેં, તસ સિશ એ ગુરૂ પરમ હિતકારીરે. ૮
સંવત **નિધિ** ગુણ **મુની સીસ** વરષે ૧૭૩૯, રૂડે ભાદ્રપદ માસરે,
અસિત પક્ષ નવમી ભૃગુવારે, વિજય મુહુર્ત્ત ઉલ્લાસરે. ૯
બહુ જન કેરો આગ્રહ જાણી, **ન**ગિના નયર મઝારે,
રાસ રચ્યો મેં ગુરૂ સુપસાઇ, શ્રી **સ**રસ્વતી દેવી આધારે રે. ૧૦
પ્રત્યક્ષીર ગુણા ગ્રંથાગર કાનો શ્લોક પ્રમાણ,
ત્રીસેં અધિકા નવસત ઉપરેં, જાણે જાંણ સુજાંણ રે. ૧૧

ચિત્રસેન કી ચોપાઇ કીની, ચુપેં ચરિત્ર મેં જોઇ,
અવર ગ્રંગે જો હોઈ સુવિશેષો, તો રીસ મ કરજ્યો કોઇ રે. ૧૨
સોધી સહુ કરજ્યો સુધી, ચતુર વિચારી જોજ્યો,
શીલવંત નરના ગુણ ગાવી, પાતક પરહો ખોજ્યો રે. ૧૩
અણિ હિયડેં હુસ્ય ઘણેરી, સહુ જન કે મન ભાઇ,
દોય મલી જણ ગાવજ્યો, નવનવી એકત્રીસ ઢાલ બનાઈ રે. ૧૪
મૂઢ પણે મેં અલિક જે ભાખ્યું, ઓછું અધિકું જાંણિ,
મિછા દુકડ સંઘનિ સાખેં, દેઉ તે હિત આણી રે. ૧૫
સરસ સંબંધ સદા સુખદાઇ, સાંભલજ્યો નરનારી,
ભણતાં ગુણતાં સુણતાં જનને, હોસે જયજયકારી રે. ૧૬
રંગે રાસ રચ્યો રસદાઈ, કહેં મુની દીપ ઉલ્લાસેં,
કવિતા વકતા શ્રોતા જનની, ફલજ્યો દિન દિન આસેં રે. ૧૭ મેં.

—સર્વગાથા ૬૦૦૭ ગ્રંથાગ્રંથ શ્લોક ૯૦૩૦ મુની દીપ સોભાગ્યેન કૃતા પટીપદ્રનગરે સંવત્ ૧૭૩૯ વર્ષે ભાદ્રપદ માસે અસિત પક્ષે ૯ દીને ચોપૈકૃતં. ચિસોડા મધ્યે પં. મોહન વિજએન લપીકૃતં. ૨૬-૧૫ લા૦ નં. ૪૯૩.

**(૭૯૯)+ વૃદ્ધિસાગર સૂરિરાસ** (ઐ૦) સં. ૧૭૪૭ આસપાસ.

**આદિ—**

સકલ સમિહિત પૂરણો, સિદ્ધારથ કુલ સૂર,
ત્રિસલાનંદન નામથી, ઋદ્ધિવૃદ્ધિ ભરપૂર. ૧
જય જયદાયક જિનવરૂ, શાસનનાયક વીર,
પ્રણમું પદપંકજ સદા, મેરૂગિરિ પરિ ધીર. ૨
શ્રી રાજસાગર સૂરીશ્વરૂ, સુવિહિત મુનિ શિણગાર,
પ્રણમું પ્રેમેં તેહના, ચરણકમલ સુખકાર. ૩
તાસ પાટઇં ઉદયાચલિં, પ્રગટયો અભિનવ સૂર,
તપતેજિ કરી દીપતો, જેહનો અધિક પડૂર. ૪

વંછિત પૂરણ સુરતરૂ, શ્રી ગુરૂજીનું નામ,
પાપનિવારણ દુખહરણ, મહીમંડલિ અભિરામ. ૫
તે ગુરૂતણા ગુણ ગાવતાં, મુઝ મનિ ઘણો ઉલ્લાસ,
સાંભલતાં જે સંપજઈ, સુખસંપતિ સુવિલાસ. ૬
સંજમ નિરમલ પાલીનઈ, તપ જપ કરી શુભ કાજ,
શ્રી વૃદ્ધિસાગર સૂરીશ્વરૂ, પામ્યા સુરપુર રાજ. ૭

× × × ×

ઢાલ ૧૦ રાગ ધનાસી.

**અંતે**—ભવિયાં ભાવિં સાંભલો—

× × × ×

સકલ પંડિત માંહિ વિરાજઈ, ગુરૂગુણ રયણ સુધામરે,
**માણિક્યસૌભાગ્ય** બુધરાજજી, કહીઈં જસ પુહવી પ્રસીધું નામરે-ભ. ૩
તાસ સીસ મનમોહન પંડિત, **ચતુરસૌભાગ્ય** બુધઈંદરે,
તસ પદપંકજ સેવક મધુકર, **દીપ** કહે સુખકંદરે. ભ. ૪
શ્રી **વૃદ્ધિસાગર** સૂરિ પુરંદર, જે પામ્યા સરગાવાસરે,
ગુણ ગુંથીનઇ ભગતિં કીધો, તેહ તણો એ રાસરે. ભ. ૫
ભણસ્યેં ગુણસ્યેં નઈ સાંભલસ્યઈ, તે ઘરિ ઋદ્ધિ સુવિશાલારે,
**દીપ સૌભાગ્ય** કહે ગુણ રઢીયાલા, ગાતાં મંગલમાલારે. ભ. ૬

—સં. ૧૭૫૫ કાર્તિક શુદિ ૧૧ ભૃગુવાસરે નવિનપુર મધ્યે પં. સત્યવિજયગણિ તત્ શિષ્ય પં. શ્રી વૃદ્ધિવિજયગણિ શિ. પં. રૂપવિજયેન લિપીકૃતઃ સર્વગાથા ૧૭૧ શ્લોક સંખ્યા ૨૦૫૧ ૧૬-૯ વી. પા. નં. ૧૮૧૦.

નોટ-અમદાવાદના પ્રસિદ્ધ નગરશેઠ શાંતિદાસના ગુરૂ રાજસાગરસૂરિના શિષ્ય આ વૃદ્ધિસાગર સં. ૧૭૪૭ના આસો સુદ ૩ ને દિને અમદાવાદમાં સ્વર્ગસ્થ થયા તે અરસામાં આ રાસ રચાયો છે. વધુ માટે જુઓ ઐ. રા. સં. ભાગ ૩ )

—મુનિ અમરવિજયેન નદીપદે સંવત્ ૧૭૭૨ વર્ષે આસો શુકલ ૧૫ રવિ. ૬-૧૫. વિ. ને. નં. ૩૨૨૯.

---

**૩૯૮ અમરચંદ** (વિધિપક્ષ-આં. અમરસાગરસૂરિ-ગુણસાગરપક્ષે રયણચંદ-મુનિચંદ શિ૦)

**(૮૦૦) વિદ્યાવિલાસ ચરિત્ર (પવાડો) રાસ.** ૩ ખંડમાં સં. ૧૭૪૫ ભાદ્રપદ શુ. ૮ ભૃગુવાર રાધનપુરમાં,

આદિ—

( પહેલાં ત્રણ પાનાં નથી માટે મળી નથી )

અંતે—

વિધિપક્ષનો રાજીઓ શ્રી, અમરસાગરસૂરિ જાંણોજી,
તપ તેજ દિવાકર તે તપે, મુખ જંપે અમૃત વાંણીજી. પુ૦ ૭
ધીંગડમલ્લ ધર્મ ધુરંધર, પાટોધર પુન્યવંતોજી,
સૂર કલ્યાણનો શિષ્ય સવાઈ, ગુણસાગર મતિવંતોજી, પુ૦ ૮
તસ પખિમેં મહા વ્રતધારી, વાચક શ્રી હિતકારીજી,
રયણચંદ સુનામ અનોપમ, બહુલા તપ બ્રહ્મધારીજી. પુ૦ ૯
શિષ્ય તસુ નામે સુવિનીતા, શ્રી મુનિચંદ મતિવંતાજી,
નામ લેયંતે પાતિગ નાસે, ભાગે મનની ચિંતાજી. પુ૦ ૧૦
એ અધિકાર મેં એહવો ગાયો, શ્રી સંઘતણે મનિ ભાયોજી,
અમરચંદ દે સંઘ આસીસા, હોજ્યો સુજસ જગીસાજી, પુ૦ ૧૧
સંવત ૧૭૪૫ વરષે, ભાદ્રપદ માસ સુહરષેજી,
શુદિ અષ્ટમી સોહે ભૃગુવારેં, રાસ રચ્યો હિતકારેજી. પુ૦ ૧૨
રાયધણપુરેં રંગિસું ગાયો, શ્રી સંઘ થયો સવાયોજી,
પાંચસેં સવા ચોપાઈ અનુમાનેં, રાસ મેં તે કહાયોજી. પુ૦ ૧૩
કુલ ૭૦૧

રસનાઈ જે અધિકું ઓછું, ભાખ્યું વયણ વિલાસોજી,
મિછા દુક્કડ સંઘની સાખેં, દ્યું આનંદ ધરી ઉલ્લાસોજી. ૭૦૨

—ઇતિશ્રી વિદ્યાવિલાસ ચરિત્ર તૃતીય ખંડ સંપૂર્ણ. સંવત્ ૧૭૮૩ વર્ષે ભાદ્રવા વિદિ ૧૨ રવૌ. શ્રી અંચલગચ્છે પં. શ્રી દીપસાગરજી તત્ શિષ્ય મુનિ વિજેસાગર મુ. મેઘસાગરેણ લિખતં. શ્રી કુકારા મધ્યે ગ્રંથાગ્ર. ૯૬૦. પાનાં ૩ થી ૨૪–પંક્તિ ૧૩ વ. રા. મુંબઈ.

---

## ૩૯૯ શીલવિજય. (ત૦ શિવવિજય શિ૦)

**(૮૦૧)+ તીર્થમાળા** સં. ૧૭૪૬ આસો.

**આદિ—** દૂહા.

**અ**રિહંતદેવ નમું સદા, જસ સેવિ ગુરૂરાય,
**તીર્થ**માલા થુણસ્યું મુદા, સદ્ગુરૂતણિ પસાય. ૧
અરિહંતમુખકજ વાસિની, વાંણી વર્ણવિલાસ,
કવિજનમાતા વિનવું, પૂરો મુઝ મન આસ. ૨
જગમાં તીરથ સુંદરૂ, જ્યોતિવંત ઝમાલ,
પભણીસ દીઠાં સાભળ્યાં, સુણતાં અમી-રસાલ. ૩

× × × ×

**અંતે—**

ઋષભદેવ ચોમુખિ ચોસાલ, દીપેં દરિસણ અમીઅરસાલ,
પ્રગટમલ્લ **પોરવાડ**માંહિ, સંઘવી સીપા સુ કહિવાય. ૫૮
મહાપુરૂષ **મેહાજલ** નામ, તીરથ થાપ્યું અવિચલ ઠામ,
સંવત **નેઉઈ સોલિ** વલી, શેત્રુંજ યાત્રા કરી મનિ રૂલી. ૫૯

× × × ×

**સયણપુરિ** રૂડો ચઉમુખ, નલિનીગુલ્મ વિમાન પ્રતખ્ય,
પ્રાગવંશ પુન્યિ બહુ ભર્યો, **કામલદે** કુખિ અવતર્યો;
**ધનધન ધરણો** સંઘવી નામ, જેણિ કીધાં ઉત્તમ કામ. ૬૬

સંવત **ચૌદ છિતાલિ** જાણિ, **સોમસુંદર** સૂરિ ગુણખાણિ,
તસ ઉપદેશ સુણી ગહગહ્યો, જિનસાસન સોભાવક થયો. ૬૭
ચોમુખિ થાપ્યા **નાભિ** મલ્હાર, સૂરિપદ મહોછવ સુખકાર,
સંઘતિલક **વિમલાચલિ** ધર્યું, ઇંદ્રિમાલ લેઇ વ્રત ઉચર્યું. ૬૮
વરસ બત્રીસે ભરયૌવને, નારીસંગ તજ્યો સુભ મનિં,
બાવન સંઘ મલ્યા તિણિ વારિ, ધરણિસાહ વરીઓ જયકાર. ૬૯
કુંભારાણાનુ પરધાન, સકલ બુદ્ધિ સદા સાવધાન,
ધન યૌવન ઠકુરાઇ લહી, ઉત્તમ કરણી કીધી સહી. ૭૦

*　　*　　*　　*

કલશ.

ઇમ અનેક તીરથ અછિ સમરથ પછિમ દિસિ સોહામણાં,
જય જય કારક શિવસુખકારક ત્રિભુવનનાયક જિનતણાં;
સંવત **સસી મુનિ વેદરસ** (૧૭૪૬) આસોમાસિ અભિનવી,
બુધ **શિવ**વિજય શિષ **શીલ**, સેવી વદિ આણંદ વિનવી. ૮૫

(આ કૃતિનો આ છેલો કલશ લાગે છે, અને તેથી તે પછીનાં વર્ણનો તેની પહેલાં આવવાં જોઇએ, છતાં પછી છે; તો જેમ અનુક્રમ છપાયો છે તે પ્રમાણે તેમને પુરવણી તરીકે લઇને અત્ર મૂકાય છે)

(બીજો ખંડ)　　દૂહા.　　(પૂર્વ દિશાનાં તીર્થોનું વર્ણન)

પૂરણ પુનિં પામીઉ, માનવભવ અવતાર,
સદ્ગુરૂ સાંનિધિથી લહ્યો, જ્ઞાનદૃષ્ટિ આધાર. ૧
યુગતિ સંઘાતિ જોઇયાં, તીરથ દેશ અનેક,
કલ્યાણકકારી કહું, **પૂરવદિશિ** વિવેક. ૨

*　　*　　*　　*

કલસ.

તપગચ્છનાયક બહુ સુખદાયક વિજયપક્ષ ધુરંધર,
શ્રી વિજયરાજ સુરિંદ સોહિ સુરિગુણે કરી સુંદરૂ,

તસ તણિ રાજિ અતિહિ છાજિ સંવેગગુણ મણિસાયરૂ,
બુધ **શિવવિજય** સીસ **શીલ** વીરનિ સદા આણુંદ જયકરૂ. ૫૬

(ત્રીજો ખંડ.) દૂહા (દક્ષિણ દેશનાં તીર્થોનું વર્ણન)

પરમપુરૂષ પ્રણમુ વલી, વાગેસરી વરદાય,
શ્રી ગુરૂચરણ પસાઉલિં, સંકટ દૂરિ જાય. ૧
દખ્યણ દેસિ દીપતા, દોલિતદાઇ દેવ,
ગુણ ગાઉ તીરથતણા, ગામ ઠામ સુણો હેવ. ૨

* * * *

**સારંગધર** સંઘવી પોરવાડ, યાત્રા કીધી ચૈત્ર પ્રવાદિ,
**સતર બત્રીસિ** (૧૭૩૨) બહુલી ઋદ્ધિ, લષમીતણો લાહો તે લીદ્ધ. ૮
તિહાં ગચ્છનાયક દીગંબરા, છત્ર સુખાસન ચામરધરા.
**વઘેરવાલ**વંશિં સિણગાર, નામિ સંઘવી **ભોજ** ઉદાર. ૨૩
સંવત **સાતિ સતરિ (૧૭૦૭)** સહી, ગઢ **ગિરિનારિ** જાત્રા કહી.
**બાહુબલીનું** બીજું નામ, લોકપ્રસિદ્ધ છિ **ગોમટસ્વામિ.** ૬૯
**ચંદ્રકીરતિ** નામિ ગચ્છધણી, ધનવંત શ્રાવક તિહાં બહુ ગુણિ.
કલિયુગમાહિ ઉપિ આજ, દખ્યણમાહિ તીરથરાજ. ૭૪
ઘાટ ઉતરી આવ્યા **મલબારિ**, કલિકોટ બંદિર અતિહિ ઉદદર,
જિનમંદિર **શ્વેતાંબર**તણું, વ્યાપારી ગુજ્જર તિહાં ભણું. ૭૭
ચારવર્ણના શ્રાવક ભદ્ર, બ્રમ ખ્યત્રી વૈસ્ય નિ સુદ્ર,
નાતિતણો એહજ વિવહાર, મિથ્યા દેવતણો પરિહાર. ૮૩
**રાજનગર** શ્રાવક ચોસાલ, જગપ્રસીદ્ધ માનિં ભૂપાલ,
જિનસાસન સોભાવિ સદા, આશ્રિતવચ્છલ બહુ સંપદા. ૧૪૨
**ઉસવંશ** ભૂષણ શિરદાર, **સૂરા રતન** બે બંધુ ઉદાર,
**સત્યાસીઈ** (૧૬૮૭) દીઉ સત્રુકાર, વિમલાચલના સંઘ અઢાર. ૧૪૩
શ્રી શ્રી વંશિ ચડતિં વાનિં, દોસી **મની**ઓ પુન્યપ્રધાન. ૧૪૫
સંવત ચોગિં (૧૭૦૪ !) શત્રુકાર, વરસ બે લગિ દીધો સાર,
દુરિ દુકાલ ગયો તિણિ વારિ, માણુસ મિલિયાં સહિસ ઇગ્યાર. ૧૪૬

ઓસ વંશે શાંતિદાસ, શ્રી ચિંતામણિ પૂજ્યા પાસ. ૧૫૧
વસ્તુપાલ મંત્રીસર વંશ, શિવા સોમજી કુલ અવતંસ,
શેત્રુંજ ઉપરિ ચોમુખ કીઓ, માનવભવ લાહો તિણિ લીઓ. ૧૫૩
સેરીસિં લોઢાણ જિન પાસ, સંકટ ચૂરિ પૂરિ આસ,
જૈનકાંચીથી આણી દેવ, મંત્રબલિ સેલાની સેવ. ૧૫૮
સતર ઇગ્યારિ બારિ (૧૭૧૧-૧૭૧૨) ફિરી, પુરવદિસિની યાત્રા કરી,
એકવીસિં અડત્રીસિં (૧૭૨૧-૧૭૩૮) સહી, દખ્યણ દેવની સેવા લહી. ૧૬૯
ચઉદ પૂરવનો જે છિ સાર, તે પહિલાં પભણી નવકાર,
પૂરવાચાર્યનં વચને ધરી, દેવ દિગંબર વાંધા ફિરી. ૧૭૦

કલશ.

એ તીરથમાલા ગુણવિસાલા જે ભવિકજન કંઠિ ધરિ,
સકલલચ્છી ઘેતુ સુવચ્છી નિશ્ચલ આવિ તસ ઘરિ,
શુદ્ધ સંવેગી સુગુણસંગી, બુધ શિવવિજય સાંનિધ કરી,
કોવિદ શીલવિજય સીસ પભણિં, વીનવિ આણંદ ધરી. ૧૭૩

(ચોથો ખંડ) દૂહા (ઉત્તર દિશાનાં તીર્થોનું વર્ણન)

ઉત્તરદિસિ ઉપિ સદા, જૈનરાજ અશેષ,
મહાનગર રૂડાં ઘણું, સુણયો તેહ વિશેષ. ૧
દુરગમ પંથ ઉલંઘતાં, નદી નગર પાષાણ,
મ્લેચ્છ રાજ્ય અછિ મોટાં, કહિસ્યું તાસ વખાણ. ૨

* * * *

ગંગા તીરિ છિ કેદાર, કુરૂક્ષેત્ર નિ વલી હરદ્વાર,
એ તીરથ શિવનાં છે સહી.................. ૧૧
સહિસમુખી ગંગાનિ પારિ, સોહિ જનરાજ્ય ઉદાર,
સાતસય કોસે જઇઇં જામ, ચાલીસ કોસ વિસ્તારિ ગામ. ૨૭
લાટદેસ તારાતંબોલ, જિનધરમી જન કરિ કલ્લોલ,
સૂરચંદ્ર રાજા જિનભવી, ત્રણલાખ સેના તસ દીપતી. ૨૮

**સોલ છિતાલિં** (૧૬૪૬) **શેત્રુંજભણી**, **કલ્યાણસેન** રાજા તે ગુણી,
સંઘ સબલ લેઇ મહામંડાણ, ત્રિણ વરસે કરી પંથ પ્રમાણ. ૩૯
**સમેતાચલ** આવ્યા મનરંગ, જિનના થૂભ નમ્યા તે અંગ,
**ચંપાપુરિ** પહોતા નરરાજ, **વાસુપૂજ્ય** પૂજ્યા જિનરાજ. ૪૦
**ભાનુચંદ** વાચક તિહાં મિલ્યા, તેહના સંસય મનના ટલ્યા.
**લાહુરવાસી** પ્યત્રી સહી, એ વાત વિલાષી કહી. ૪૭
**સોલ ખ્યાસીઇં** સુપરિ જેહ, જોઇ આવ્યો ઉલ્લાસિ તેહ,
નિજગુરૂ મુખથી મ્હિં સાંભલી, અતિ આણંદિ બોલી વલી. ૪૮

* * * *

કલસ.

ઇહ ચ્યાર દિગવધૂ કંઠિ રાજિં તીરથ મણીમય માલ એ,
જસ દરિસ પરિમલ લહિં નિરમલ ભવિકભૃંગ રસાલ એ;
બુધ **શિવવિજય** શિષ **શીલ**વિનઇં અખય આણંદ અતિઘણું,
કર વિમલ જોડી કુમતિ છોડી કર્યું તવન સોહામણું. ૫૫

—સંવત્ ૧૭૪૮ વર્ષે માગસર માસે શુક્લપક્ષે ત્રયોદશીતિથૌ સોમવાસરે લિખિતં. પ્ર. પ્રાચીન તીર્થમાલાસંગ્રહ પૃ. ૧૦૧ થી ૧૩૧.

---

## ૪૦૦ યશોવર્ધન. ( ખ૦ ખેમશાખા સુગુણકીર્તિ–રત્નવલ્લભ શિ૦ )

**(૮૦૨) ચંદનમલયાગિરિ રાસ. સં ૧૭૪૭.**

**આદિ—**

પુરિસાદાણી પદ નમી, પ્રણમી સદગુરૂ પાય,
સાસણનાયક **સરસતી**, સાનિધિ નૈ સુપસાય. ૧
નૃપ **ચંદન મલયાગીરી**, કહિસ્યૈં કથા કિલ્લોલ,
સાંભલતાં સુગણા નરાં, ઊપજસી ઇલ્લોલ. ૨

કલિમાં હે આ કરમગતિ, નિરષૌ નાના ભાંતિ,
તિણુ કારણુ પ્રાંણી તુમ્હે, ધરૈ ષરી ધરમ ષાંતિ. ૩
પુન્ય થકી પાતિક ટલૈ, મિલૈ મનોરથ સિદ્ધ,
સુષ દુષ સિરજિત સંપજૈ, જિણુ જીવ જેહવા કિદ્ધ. ૪
ચંદન ચતુર મલ્યાગરી, સુત દો સાયર નીર,
જ્યાં જ્યાં પડે અવઘડી, સા સા સહે સરીર. ૫

× × × ×

અંતે— ઢાલ ૩૨ ધન્યાસરી રાગે.

ભાવ ભગતિ ઇણુવિધ મન આણી, કર્મ તણી એ કહાંણીરે,
વાર સાંભલિનૈ એ વાણી, પ્રતિબૂઝો થેં પ્રાણીરે, ભાવ. ૧
જિણુ જિણુ જેહવા કર્મ કમાયા, તિણુ તેહવા ફલ પાયા રે,
પાછૈ સમકી જૈ પછતાયા, પારંગત તિણુ પાયા રે. ભાવ. ૨
કવિ કલ્લોલ કિયા મૈં કેતા, સહુ સાચા છૈ જેતા રે,
ચોષા કરિ કરિ અપણા ચેતા, ઓલષિ લેજયો એતા એતાંરે. ભાવ. ૩
સંવત સતરૈસૈતાલૈં વરસૈ, શ્રાવણુ સુદિ છઠિ દિવસૈંજી,
એ સંબંધ રચ્યો અતિ સરસૈં, સુણુતાં સહુ મન હરસૈંજી. ભાવ. ૪
શ્રી રતલાંમ સહર સુષકારી, અલકાપુર અવતારીજી,
સા વૈસાવી સમકિત ધારી, ગુરૂ ભગતા ગુણુધારીજી. ભાવ. ૫
શ્રી ષરતર ગણુ નભસ ચોહઇ, શ્રી જિનચંદ સૂરિ ચંદ સમ સોહૈજી,
ગહગણુ સમ પાઠક સબ સોહૈ, મુનિગણુ તારા સમ મોહૈજી. ભાવ. ૬
ષેમ સાષ ગુરૂ તરૂ સુખદાઇ, ગરૂયા ગુરૂ વરદાઇજી,
વાચક સુગુણુકીરતિ સવાઇ, 'વિસ્વકર્માં' બિરૂદ બોલાઇજી. ભાવ. ૭
તાસુ સીસ પંડિત બડ ગ્નાતા, શ્રુતકેવલિ વિખ્યાતાજી,
રતનવલ્લભ ગણિ ગુણુ સુષ દાતા, મુઝ ધર્માચાર્ય કહાતાજી. ભાવ. ૮
તાસુ સીસ એ ચરિત રચાયો, સુગુણુ નરાંનૈ સુહાયોજી,
ગુણીયણુ યશોવરધન ગુણુ ગાયો, નવરસમાંહિ બનાયોજી. ભાવ. ૯

બત્રીસ ઢાલ બણાઇ સારી, ચતુર નરાં ચમકારીજી,
નવ નવ રાગે એ મનહારી, આગમ ગુરૂ મુખ અનુસારીજી. ભાવ. ૧૦
જાંણીનૈં અંતરાય ન કીજૈ, પર ઉપગાર ધરીજૈજી,
યશોવરધન હીયે જિન ધ્યાઇજૈ, જ્યોં અંતર સંસાર તરીજૈજી. ભાવ. ૧૧
ઋદ્ધિ વૃદ્ધિ સમૃદ્ધિ મિલે સુણતાં, ભાગ જાગૈ ઇણુ ભણતાંજી,
મોટા સુખ પાવૈ મનગમતાં, અરિહંત આજ્ઞા સિર ધરતાંજી. ભાવ. ૧૨

—ઋષિ શ્રી ૫ રાજસિંહજી તત્ અંતેવાસી મુનિ બાલા લિપીકૃતં. ઇંદ્રપ્રસ્થ પુરાત્. સંવત સસિ અબ્ધિ બાણુ નિધિ (૧૭૫૯) પૌષ માસેતમપક્ષે તૃતીયા ગુરૂ ધસ્ત્રે સંપૂર્ણીકૃતઃ ૧૭–૧૪ ના. ભં.



## ૪૦૧ ઋષભસાગર. (૧) (ત૦ ચારિત્ર સાગર–કલ્યાણ-સાગર--ઋદ્ધિસાગર શિ૦)

**(૮૦૩) વિદ્યાવિલાસ રાસ.**

**(૮૦૪) ગુણમંજરી વરદત્ત ચોપઇ** ૧૭૪૮ (?) કા. શુ. ૫ સોમ.

**આદિ—** દૂહા. આગ્રામાં.

પ્રણમું જગદાનંદકર, જગનાયક જિનરાજ,
સંભારતાં સંપજૈં, સકલ સુખ સિરતાજ. ૧
ગુણધર ગણધર લબધિકર, શ્રુત પુરવધર સાર,
કંચન કંજાસન રારસ, ધ્યાન ધરઈ ધીધાર. ૨
દેવી સુપ્રસન હુવૈં જદી, સેવૈં ગુરૂના પાય,
મનુષ્ય હુવૈં મૂરિખને, કૃપા થકી કવિ થાય. ૩
ગીર્વાણા નહિં ગુરૂ વિના, વલિ વિદ્યા સંસાર,
પય પ્રણમું જિનગુરૂ તણા, ગુરૂ મોટા દાતાર. ૪
વલિ પ્રણમું વિદ્યાગુરૂ, પંડિત શ્રી જસરાય,
મહવાન હુઇ મુઝનઈ, પંડિત કીયો પઢાઇ. ૫

ભવિક જીવ ઉપકાર ભણિ, જ્યૂં કહ્યો પૂરવ સૂરિ,
**કાતિ સુદિ પંચમિ** તણો, કહિસ્યું મહિમા પૂર. ૬
પરમ ગ્યાન જગમેં કહ્યૌ, ગ્યાન સાધક સહુ અરથ,
ગ્યાંનઈ અનિષ્ટ નિશ્ચય નહીં, સહુમેં ગ્યાન સમરથ. ૭
ગ્યાન થકી પાવૈં મુગતિ, ગ્યાંનઇં પરમાનંદ,
ગ્યાન કલપતરૂ સમ કહ્યૌ, સૂણો ભવિકજન વૃંદ. ૮
સુજસ સુલછી સંપજૈ, જો હુવૈં ઘટમૈ ગ્યાંન,
ગ્યાંનઈ સુર સુખ સેવઈ, ગ્યાંન વિના સ્યો ધ્યાંન. ૯
તિકો ધ્યાન તો પાંમિજઇ, જો તપ પંચમિ હોય,
પરિહરિનઈ પરમાદનઈ, તપ વિધ કરજ્યો જોઇ. ૧૦
**વરદત્ત** ગુણમંજરી, પંચમિ આરાધિ જિણ ભાંતિ,
તે દ્રષ્ટાંત કહસ્યું ઇહાં, ખરી ધરી મનિ ખાંતિ. ૧૧
તિથિ પનરે જગમઈ જિકે, સહુ અછૈં સિરદાર,
પિણિ **કાતિ સુદ પંચમિ** તણૌ, મહિમા અગમ અપાર. ૧૨
ગુણમંજરી **વરદત્ત**નો, સગલો હિં સંબંધ,
કહિસ્યું હું તિણિ વિધિ ઇહાં, નવ નવ ઢાલૈ બંધિ. ૧૩
સજ્જનનઈ સુખ ઊપજઈ, દુર્જન હુવઇં મલીન,
છઇ જેહવી તેહવી કહી, રૂપકી વાત રખીન. ૧૪
સરસ એહ સંબંધ છઈ, સુણત દુરિત સહુ જાય.
પંચ પ્રમાદ છોડી પરા, તિણ સુણિજ્યો ચિત્ત લાઇ. ૧૫

× × × ×

**અંતે—** ઢાલ ૧૧ મી રાગ ધન્યાસી.

ઇણપરિ ભાવ ભગતિ અતિ આંણી, ગુણવંતના ગુણ જાંણીરે,
અમૃત થકી મીઠી અધિકાંણી, કથા યથાર્થ કહાંણી રે. ૧
ઇણ પરિ સુદ પંચમિ ગુણ ગાયા, અધિક અધિક સુખ પાયાજી,
જે જન જગમૈ નામ ગવાયા, ધન્ય ધન્ય જનની આયાજી. ૨ ઇણ.
ઇહાં ગુણમંજરિ **વરદત્ત** અધિકારા, નામ સુણત વિસ્તારાજી,
આચરીયા જિણ ધર્મ અપારા, સુખ પાંમ્યા શ્રીકારાજી. ૩ ઇણ.

તપ તણા ફલ પરતખિ દેખો, ઠામ ઠામ છેં લેખોજી,
સુકૃત થકી તુમે સુખીયા દેખો, મત કોઈ કરો અદેખોજી. ૪ ઇણ.
પંચમિ પંચ ગ્યાનનૈં આપઇ, પંચ પંચ સુમતિ સમ્મપઇજી,
પંચ મહાવ્રત પંચમિથી હુવૈં, પંચમ અનુતર અપૈંજી. ૫ ઇણ.
ગુણમંજરી વરદત્ત ગુણ ગાવૈં, ભાવઈ જે નરનારીજી,
પરથલ સુખ તે તેહ પાવૈં, દાવૈ કરો વિચારીજી. ૬ ઇણ.
એહથી અધિક અસાતા આંણી, પુણ્ય કરો સૌ પ્રાંણીજી,
જ્યું પરણો શિવની પટરાંણી, એ છેં આગમ વાંણીજી. ૭ ઇણ.
ગુણનિધિ ગીરૂઓ તપગછ ગાજેં, સકલ બિરૂદ તસ છાજેંજી,
વીર પરંપર વિજૈપ્રભસૂરીસર, પરગટ તસ પટ રાજેંજી. ૮ ઇણ.
તાસ પટોધર વિજૈરત્ન સૂરીસર, ક્ષમા પંડિત મૈં ખ્યાતાજી,
વડૈં વખત વડવખત વિરાજ્યા, દેખત હોવૈં સાતાજી. ૧૦ ઇ.
તપગછમાંહિં વિશુદ્ધ શિરોમણિ, ચારિત્રસાગર ચાવાજી,
કલ્યાણસાગર તસ સીસ સિરોમણિ, વિદ્યાવિશારદ વાવાજી. ૧૧ ઇ.
તાસ પરંપર પાટ પરગડા, ઋદ્ધિસાગર ગુરૂરાયાજી,
પંચમહાવ્રત પરતખિ પાલૈં, પંડિત પદવી પાયાજી. ૧૨ ઈ.
તસ પદ પંકજનૈં પરસાદૈં, સુણી સંબંધ સવાદૈંજી,
ઋષભસાગર કહૈં મનનૈં રાગૈં ભલમિલિયા મુઝ ભાગૈંજી ૧૩ ઈ.
નગર આગરઈ સરસ સુહામઈ, સંઘ વસૈ સુમ નામૈંજી,
ઉસવંસ નિજનિજ ગોત્રા, પરતિખ પુણ્ય પવિત્રાજી. ૧૪ ઈ.
આણંદ કામદેવ સા દૂજા, કરૈં દેવ ગુરૂ પૂજાજી,
સુલસા રેવઈ સરસી કંતા, સહુ શ્રાવિકા સાંતા દાંતાજી. ૧૫ ઈ.
તિણ કહ્યો વિનતી અમ માનીજૈ, પંચમિ ચૌપઈ કરિ દિજૈંજી,
તસ વચન મનિ આંણી ફલ બહુ જાંણી, એ ચઉપઇઅ રચાંણીજી. ૧૬ ઈ.
મિત્રભાવ જુગ ભાવ મદરપતિ, સસિતઇ સંવચ્છર મારજૈંજી,
ઋષભ આગરૈં ચરિત રચ્યૌ એ, કાતિ સિત સર તિથિ સસિવારૈંજી.
૧૭ ઇ.

ધરમી પાવૈં ધરમ પ્રતિં બહુ, અરથી પાવૈં અરથૈંજી,
અભિલાષુક પાવૈ અભિલાષૈ, સુણુસી જેહ સમરથઈજી. ૧૮ ઈ.
રોગી તણા રોગ સૌ જાવૈં, છુટૈં બંધનથી બંધ્યોજી,
ભીરૂ પુરૂષ તે ભયથી છુટૈં, સુખ ઈણુસું જિણ સંધ્યોજી. ૧૯ ઈ.
ઋષભસાગર નિજમતિ અનુસારૈં, એ કહી ઇણ પ્રકારૈં,
ભણૈં ગુણૈં એ ચરિત પવિતઇ, આનંદ હુવૈં તસ ચિત્તઈજી.
—ઇતિ શ્રી પંચમી તપ વિષયે ગુણમંજરી વરદત્ત ચોપાઇ સંપૂર્ણું.
૨૦–૧૨ ધો૦

---

## ૪૦૧ક વિનિતવિમલ. ( ત૦ શાંતિવિમલ શિ૦ ) ૧૭૪૯ પહેલાં.

**(૮૦૪ક)+ આદિનાથનો શલોકો.**

**આદિ**—સરસતિ માતા ઘો મુજ વાણી.

**અંતે**—ઇમિ વિધિ જાત્રા કરી ઘર આવો, ચક્રી મનમાં આનંદ પાવો.
પાલીની પાખની પોરવાડ આવો, નામ **નગો** ને ગામ **હિમાવો**.
પંડિત **શાંતિવિમલો** ચારિત્ર દીધો, પછી શ્રી પૂજ્યે પન્યાસ કીધો.
ધર્મના ઉદ્યમ બહુલા ત્યાં થાય, પાપ કર્મ તે દૂર પલાય.
તપગચ્છ નાયક શ્રીવિજયપ્રભસૂરિ, ગિરૂઆ ગચ્છનાયક પુણ્યાઇ પૂરી,
કહે **વિનીતવિમલ** કર જોડી, એ ભણતાં આવે સંપત્તિ કોડી.

---

## ૪૦૨ સુમતિવિજય. ( વડ ત૦ ભુવનકીર્ત્તિસૂરિ–રત્નકીર્ત્તિસૂરિ શિ૦ )

**(૮૦૫)+ રત્નકીર્ત્તિસૂરિ ચોપઇ.** (ઐ૦) સં. ૧૭૩૯ આષાઢ શુદ ૭ બુધ.

**આદિ**—

**સંભવ** જિનવર વિનવું, માગું એકજ માન.
દુરગતિ દુખ દૂરિ કરી, આપજ્યે નિરમલ ગ્યાન- ૧

શ્રી શ્રુતદેવી સાંનિધ કરે, દેજો વચન વિલાસ,
કવિકલા તું કેલવિ, જો ભગવતી પુરિ આસ. ૨
માતપિતાથી અધીક વલી, ગુરૂ જે ગ્યાનદાતાર,
ગુણ ગાઉં હું તેહના, સારદનિં આધાર. ૩
શ્રી વૃદ્ધ તપાગચ્છ ગણધરૂ, શ્રી રત્નકીર્ત્તિ સૂરીરાય,
ચરીય ભણું મન હેતસું, આણંદ અંગિ ન માય. ૪

× × × ×

**અંતે—** ઢાલ નવમી. મન ભમરા રે-એહની જાતિ.
પંચ મહાવ્રત પાલીનિં સુણ પ્રાંણી રે,
સાધી આતમ કાજ, સેવું જિન વાંણી રે.

× × × ×

તાસ સંવત **સંયમ ભેદ** તે સુ૦ વર્ષ **ભુવનનિધિ** સાર,
લખત વડવજ અમમી સુ૦ [illegible]
આષાઢ શુકલ [illegible] શિરોમણિ હસ્ત નક્ષત્ર બુધવાર. સે. ૧૭
શ્રી રતનકીર્ત્તિસૂરી સ્તવ્યા સુ૦ ઢાલ નવે મનોહર, સે.
સીસ સુમતિવિજય સદા સુ૦ પય પ્રણમિ વારંવાર, સે. ૧૮
નૂનાધિક જે ભાષીઉં સુ૦ છદ્મા તણિ રસિ લીદ્ધ, સે.
સકલ સભા સાખિ કરી સુ૦ મિચ્છામિ દુક્કડ દીધ. સે. ૧૯
ગુણ ગાયા ભગતિં કરી સુ૦ સૂરીતણા સુજાંણ, સે.
ભણિ સુણિ નરનારિ જે સુ૦ તેહ ઘરિ કુસલ કલ્યાણ. સે. ૨૦

કલસ.

તપગચ્છ નાયક સુખદાયક શ્રી ભુવનકીર્તિ સૂરીશ્વર,
તસુ વંસભૂષણ વિગત દૂષણ શ્રી રત્નકીર્તિ સૂરી પટધર;
દિન દિન ગાજી અધિક દિવાજી તાસ શિષ્ય સોહાંમણા,
ઇમ વદિ વાંણી સુમતિ આંણી ઘરિ ઘરિ રંગ વધામણા. ૨૧

સર્વગાથા ૧૪૬ ઢાલ ૯ શ્લોક ૧૭૦.—પ્ર૦ જૈન ઐ૦ ગૂ૦ કાવ્ય સંચય.

## ૪૦૩ કમલહર્ષ (ખ૦ જિનચંદ્રસૂરિના પ્રશિષ્ય)

**(૮૦૬) રાત્રિભોજન ચોપાઈ સં. ૧૭૫૦ માગશર લુણકરણસરમાં**

**આદિ—**

શ્રી વરધમાન જિણ વંદિયે, અતુલબલિ અરિહંત,
મદ પ્રમાદ ભય અઢાર દૂષણ, વરજિત અતિશયવંત. ૧
મન સુદ સારદ માતનો, ધરતાં નિશદિન ધ્યાન,
કાલિદાસ પરિ કવિ હવો, આઉ જાણો ઉપમાન. ૨
પંચ મહાવ્રત પરગડા, ભાખ્યા શ્રી ભગવંત,
શિવ સુખના દાયક સહુ, અનુક્રમે એકંત. ૩
ઇમ છઠો પિણ વ્રત છે, રાત્રિભોજન રૂપ,
વીર જિણંદ વખાંણીયો, દાખું તાસ સરૂપ. ૪

× × × ×

**અંતે—**

રાત્રે ભોજન ટાલો ભવિયણરે, શ્રાવકનો આચાર,
વ્રત કફલ દીસે ઇણ વ્રતનારે, સા સોનીહી લગાર. ૯
શ્રી ખરતરગછ નાયક દીપતોરે, શ્રી જિનચંદ સુ વરતમાન,
દિન દિન વધતી કલારે, શિશિ જિમ વિસવાવીસ. ૧૦
શ્રી વાચન મવિ જે (?) નામે વડારે, તાસુ શીષ સુખદાય,
વાચક **કમલહર્ષ** કહ્યોરે, એ સંબંધ ઉદાર. ૧૧
અધકો ઓછો ઇહાં આણીયોરે, મિછામિ દુક્કડ તાસ,
ભણતાં સુણતાં ભાવે ધરિ ભલેરે, વાધે વિદ્યા વિલાસ. ૧૨
**સતરેસે પચાસે** વચ્છરેરે મનરંગ મગસર માસ,
લૂણકરણસરમેં કીધી ચોપાઇરે, મન ધર અધકો ઉલાસ. ૧૩
જાં લગ વસુધાસાગર તાં લગેરે, અવિચલ રહેજો એમ,
રાત્રિભોજન વ્રત પાલ્યાં થકાં રે, દિન દિન લહીયે ખેમ. ૧૪

—૬–૨૭ વિ. ને. નં. ( )

**૪૦૪ ઉદયરત્ન.** [ ત૦ વિજયરાજસૂરિ-વિજયરત્નસૂરિ-હીરરત્નસૂરિ-લબ્ધિરત્ન-સિદ્ધરત્ન-મેઘરત્ન-અમરરત્ન-શિવ-રત્ન શિ૦ )

**(૮૦૭) જંબુસ્વામી રાસ.** સં. ૧૭૪૯ બીજા ભાદ્ર. શુ. ૧૩ ખેડા હરિયાલા ગામમાં.

આદિ— દૂહા.

પરમ જ્યોતિ પરકાસકર, પરમ પુરૂષ પરબ્રહ્મ,
ચિદ્ રૂપી ચિત્તમાંહિ ધરૂં, અકલ સ્વરૂપ અગમ્ય. ૧
સકલ સિદ્ધિ સાંનિધ કર, ત્રિભુવન તિલક સમાન,
સિદ્ધારથ કુલિં કેશરી, વંદુ શ્રી વર્દ્ધમાન. ૨
નીરજ અંગજ નંદિની, નિત મુખિ જેહનો વાસ,
હંસાસણિ હરષિં કરી, ત્રિવિધિં પ્રણમું તાસ. ૩
જગ ઉપગારી જગગુરૂ, શ્રી હીરરત્ન સૂરીરાય,
સરસ કથી રસ કેલવું, પામી તાસ પસાય. ૪
સંબંધ જંબુ સ્વામીનો, કથા બંધ કલ્લોલ,
ચિત્તશું શ્રવણે ચાખતાં, અભિનવ અમૃતઘોલ. ૫
ભરયૌવન માંહે ભામિની, આઠ તજી મદ મોડિ,
જિણિં સોનઈયા સામટા, તજ્યા નવાણું કોડિ. ૬
સોહમ સાંમિ સમીપ જિંણે, સંયમ લીધ સુજાંણ,
ચોખું ચારિત્ર પાલીનિં, પામ્યો પંચમ નાંણ. ૭
કર્મ આઠે ક્ષય કરી, પામ્યા પદ નિર્વાણ,
તાસ ચરીત્ર સુણતાં સદા, ભાજિં ભવ બાંધાણ. ૮
કિણી વિધિ સંયમ આદર્યો, માતપિતા કુણ ગામ,
કવી ચતુરાઇ કેલવી, રાસ રચું અભિરામ. ૯

× × × ×

**અંતે**—ઢાલ ૬૬. રાગ ધન્યાસી. શાલિભદ્રધન્નો ઋષિરાયા. એ દેશી.

જંબુ સ્વામીતણા ગુણ ગાયા, સંઘતણિં સુપસાયાજી,
તપ જપ ષપ કરી કસિ જેણિં કાયા, કેવલ નાંણ ઉપાયાજી. ૧
ધર્મ આરાધિ કર્મ ષપાયા. મનશું મૂકી માયાજી,
કરજોડી પ્રણમું સુરરાયા, શાશ્વત શિવ સુખ પાયાજી. ૨
જંબુસ્વામીનું ચરિત્ર નિહાલી, દૂષણ દૂરિં ટાલીજી,
ઘટતા ઘટતો અર્થ સંભાલી, વારૂ વાત રસાલીજી. ૩
ચરિત્ર તણો સંબંધ મિં ભાલી, રચના કરી રઢીયાલીજી,
એ ચૌપાઇ રચી ચોસાલી, દુર્મતિ દૂરિં ટાલીજી. ૪
કવિ કેલવણી કરી મેલવણી, અધિકું ઓછું આષ્યુંજી,
રચનાનિં રસિં નઇ પરવસિં, ડિંગલ ડોલી નાંષ્યુંજી. ૫
ચતુરવિધ સંઘ તણી તે સાષિં, મિછામિ દુકડ દાષ્યુંજી,
હવ્ય કવ્યની વાત ન જાણું, મતિ અનુસારિં ભાખ્યુંજી. ૬
શુદ્ધા શુદ્ધ સંબંધ વિચારી, સુધા જન શોધિ લેયોજી,
મંદ કવિ હું કાંઇ ન જાણું, મુઝ દૂષણ ન દેયોજી. ૭
મદ મોડી કહું છું કરજોડી, અપરાધ માહરો ષમયોજી,
શ્રોતા જન એ સુણી ચોપઈ, ઉપશમ રસમાં રમયોજી. ૮
નવરસ સરસ સંબંધ મનોહર, એ મે રાસ બનાયાજી,
ચતુર તણિં કરિં ચડસ્યે એ તવ, લહિસ્યેં મૂલ સવાયાજી, ૯
મસકતિનું ફલ માગી લીજિં, જંબુ પ્રતિ કરજોડીજી,
તુમે પામ્યા તે મૂઝનિં દેજ્યો, ભવના બંધન છોડીજી. ૧૦
સંવત **સત્તર ઉગુણપંચાસિ**, દ્વિતીય ભાદ્રપદ માસિંજી,
સિત તેરસિં સદા સુભ દિવસે, રાસ રચ્યો ઉલ્લાસિંજી. ૧૧
**વામાનંદન** ત્રિભોવન જન વંદન, **ભીડ**ભંજન સાંનિધિજી,
પૂરણ રાસ રચ્યો ચડયો પરમાંણિ, સુણતાં ધન સુખ વાધિંજી. ૧૨
**વાત્રક** નદીય તણેં ઉપકંઠિં, **ષેડું હરીયાલું** બિં ગામજી,
**સુંદર** ઠાંમ **મનોહર** મંદીર, **ધનદ** તણો વિશ્રામજી. ૧૩

શ્રાવક સર્વ વસિં તિહાં સુખીયા, વીતશોકા વડભાગીજી,
ત્યાંગી ભોગી નિગુણ રાગી, સમકીતવંત સોભાગીજી. ૧૪
જિનની ભગતિ કરિ મન શુદ્ધિં, સદ્‌ગુરૂની કરે સેવાજી,
આઠે પુહરેં ધર્મ આરાધિં, દાન દીઈં નીતમેવજી. ૧૫
આસ્તિક સૂત્ર સિદ્ધાંતના શ્રોતા, સાંભલવા રસીયાજી,
જીવાદિક નવ તત્ત્વને જાણે, ધર્મ કરે ધસમસિયાજી. ૧૬
સંઘ તણો આગ્રહ પામીનિં, રાસ રચ્યો મન રંગેજી,
સૂધા સાધૂ તણા ગુણ ગાયા, ઉલ્લત આણી અંગેજી ૧૭
તપગચ્છ ગયણાંગણ દીપાવણ, દીણયરનિ પરિ દીપેજી,
શ્રી રાજવિજયસૂરીશ્વર સદ્‌ગુરૂ, સકલ સૂરીનિં જીપેજી ૧૮
તાસ પાટિ શ્રી રત્નવિજયસૂરિ, તેજનો અંબારજી,
શ્રી હીરરત્નસૂરીશ્વર જગગુરૂ, સોહિં તસ પટોધારજી. ૧૯
તસ પાટિં તરણી તણી પરિં, પ્રતપિં શ્રી જયરત્નસૂરિંદોજી.
જયવંતા શ્રી ભાવરત્નસૂરી, ભવીયણ ભાવેં વંદોજી. ૨૦
શ્રી હીરરત્નસૂરીશ્વર કેરા, ગિરૂઆ પ્રથમ ગણધારજી,
પંડીત લબ્ધીરત્ન મહા મુનિવર, ભવજલ તારણહારજી. ૨૧
તસ અન્વય વાચક પદ ધારી, શ્રી સિદ્ધરત્ન ઉવઝાયાજી,
તસ ગણધર વંદું ગુણવંતા, શ્રી મેઘરત્ન મુનિરાયાજી. ૨૨
તાસ શિષ્ય શિરોમણિ સુંદર, શ્રી અમરરત્ન સુપસાઈજી,
જંબુકુમર તણા ગુણ ગાયા, ઉલ્લટ ધરી મનમાંહિજી. ૨૩
જિહાં લગેં ધ્રૂ મંડલ રહિં અચીચલ, જિહાં લગેં મેરૂ ગિરીંદોજી,
જિહાં લગે ઈંદ્રાસણ ગયણાંગણ, જિહાં લગેં સાત સમુદ્રોજી. ૨૪
જિહાં લગે અવની ગ્રહગણ તારા, નાગ લોક નાગિંદોજી,
તિહાં લગે એ ચોપાઇ થીર થાયો, જિહાં લગેં સુર ને ચંદોજી. ૨૫
ઢાલ છાસઠિમી રાગ ધન્યાસી, પૂરણ પૂગી આસોજી,
ઉદયરત્ન કહેં શ્રવણે સુણતાં, કમલા કરે ઘરિ વાસોજી. ૨૬

એ સંબંધ જે ભાવેં ભણુસિં, એક મનાં સાંભલસિંજી,
રોગ શોગ દુખ દોહગ ટલસિં, મનના મનોરથ ફલસિંજી. ૨૭

—તપગચ્છાધિરાજ ભટ્ટાર્ક શ્રી દાનરત્ન સૂરીશ્વર તત્ શિ૦ પં. કલ્યાણુરત્નજી તત્ શિ૦ પં. કુશલરત્નજી તત્ શિ૦ પં. રંગરત્ન લિપીકૃતં. શ્રી ઉતેલીયાગ્રામે શ્રી ચંદ્રપ્રભુ પ્રાસાદાત્-શ્રી લિંબડીનગરે સંઘમુખ્યં વોહરા જેરાજ જેઠા વાંચનાર્થે. સંવત્ ૧૮૬૩ના કા૦ વ૦ ૧૩. ગ્રંથમાન ૨૫૦૦ પત્ર ૮૪-૧૫ નં. ૫ દા. ૨૫ લીં૦

**(૮૦૮) અષ્ટ પ્રકારી પૂજા રાસ** સં. ૧૭૫૫ પોશ શુદ ૧૦ અણુહિલપુર પાટણમાં.

**આદિ—** દૂહા.

અજર અમર અકલંક જે, અગમ્ય રૂપ અનંત,
અલખ અગોચર નિત નમું, જે પરમ પ્રભુતાવંત. ૧
સુખ સંપતિ આવી મિલિ, જગમાં જેહનિં નાંમ,
પ્રણમું તે પ્રભુ **પાસ**નિં, કરજોડિ શ્રુતકામિ. ૨
કમલનયના કમલાનના, કમલસું કોમલ કાય,
તનયા કલભૂ તસ નમું, ચરણ કમલ ચિત લાય. ૩
અમર સરોવર જે વસે, તે છઇ વાહન જાસ,
સા **સરસતિ** સુપસાય કરિ, મુઝ મુખિં પૂરગો વાસ. ૪
ગુરૂ દિણુયર ગુરૂ દીવડો, દુખભંજન ગુરૂ દેવ,
પશુ ટાલિ પંડિત કરેં, નમીઈ તિણે નિતમેવ. ૫
જગ સઘલિ જોતાં વલી, મુઝ ગુરૂ મહિમાવંત,
શ્રી **હી**રરત્નસૂરી સેવતાં, ભાંજિ ભવભય તંત. ૬
જ્યોતિ રૂપ શ્રી **પાસ**જિન, **સરસતિ** સદગુરૂ સાર,
તાસ પસાઈ હું કહું, અર્ચાનુ અધિકાર. ૭
અર્ચા અરીહંત દેવની, અષ્ટ પ્રકારી જેહ,
ભાવ ભેદ યુગતિં કરી, વિધિશું વખાણું તેહ. ૮

પૂજા અષ્ટપ્રકારની, વિવિધિ વાત વિનોદ,
સુશ્રાવક તે સાંભલી, મનમાં લહસ્યેં મોદ. ૯
ભક્તિ ભાવ વધસ્યૈ વલી, સાંભલી કથા સંબંધ,
એક પૂજા અનિં શ્રવણ રસ, સોનું અને સુગંધિ. ૧૦
કવિ કેલવણ કેલવી, વાંણિં વિવિધ વિલાસ,
ભવિયણનિં હિત કારણિં, રચસું પૂજા રાસ. ૧૧

**અંતે**— રાગ ધન્યાસી.

દીઠો દીઠો રે વામાનો નંદન દીઠો એ દેશી.

ગાયા ગાયા રે જિન પુજા ગુણ એમ ગાયા,
વિવિધ કથા સુ મેં કરી મૈં, શ્રી જિનરાજ વધાયારે. ૧ એમ.
અષ્ટપ્રકારી ચરીત્રમાં નીર્મલ, વિજિયચંદ્ર મુનીરાયા,
હરિચંદ નૃપના હેતનઈ કાજઈ, એ સંબંધ બતાયારે. ૨ એમ.
ગાથા બંધ મેં ચરીત્રથી જોઈ, ભેદ સવે દિલમાં લાયા,
જિનપૂજા ફલ દઢ થવા હેતઈં, દ્રષ્ટાંત એહ દેખાયારે. ૩ એમ.
મુલ ચરિત્ર રચના દેખી, વિધિ વિધિ ભાવ ભેલાયા,
પ્રેમ જિનપુજા ગુણ ગાતાં, દુક્રીત દુરેં ગમાયારે. ૪ એમ.
સકલ મનોરથ સફલ ફલ્યા, અબ પુન્યે ભંડાર ભરાયા,
કુસલ લતાશ શાખા પ્રસરી, મંગલ કોડિ ઉપાયારે. ૫ એમ.
આદિ ચરિતથી ન્યુન અધિક જે, સંબંધ એહ રચાયા,
મિછા દુકડ હોજો મુઝનેં, સંઘની સાખિં સુણાયારે. ૬ એમ.
જિન ગુણ ગાવાને બુદ્ધિ જાગી, તેણિ મેં સત દોડાયા,
મંદિ મતિ હું કાંઈ ન જાણું, સોધી લેયો કવિરાયારે. ૭ એમ.
**સંવત સતર પંચાવના વરષેં, પોસ માસઈ** મનૂ ભાયા,
રચ(વિ)વાંસરે વિ દિશમી દિવસઈ, પુરણ કલસ ચઢાયારે. ૮ એમ.
શ્રી **તપ**ગણ ગયણાંગણ ભુષણ, દિન દિન તેજ સવાયા,
સકલ સૂરીસર ગ્રહગણ દિનકર, શ્રી **રાજ**વિજય સૂરિરાયારે. ૯ એમ.

તસ પાટે શ્રી રતનવિજયસૂરી, નરપતિ જેણે નમાયા,
શ્રી **હીરરત્નસૂરિ** તસુ પાટે, મનવંછિત સુખદાયા. ૧૦ એમ.
શ્રી **જયરત્નસૂરી** તસૂ પાટિં, શ્રી **તપાગછ** જેણુઈ દીપાયા,
સંપ્રતિ **ભાવરત્નસૂરી** વંદો, ભવિ જન ભાવ સખાયારે. ૧૧ એમ.
શ્રી **હીરરત્નસૂરિશ્વર** કેરા, સીષ્ય પ્રથમ સોહાયા,
પંડીત **લબ્ધિરત્ન** મુનીવર સુધા, શિરતાજ કહાયારે. ૧૨ એમ.
તસ અંતદય અવતંસ અનોપમ, શ્રી **સિદ્ધરત્ન** ઉવઝાયા,
તસ શિષ્ય **મેત્રરત્ન** ગણિ ગિરૂ પાયા, જીત્યા જેણે કષાયારે. ૧૩ એમ.
તાસ વિનય ગુણાકર ગણિવર, **અમરરત્ન** અભીધાવારે,
ગણિ **શિવરત્ન** તસુ સીષ્ય પ્રસીધા, પંડિત જેણે હરાયારે. ૧૪ એમ.
પૂરણ રાસ ચડયો પરમાણ તે, મુઝ ગુરૂ સુપસાયા,
બોધબીજ મઈ નીર્મલ કીધું, જીત નિસાણ બજાયારે. ૧૫
**અણહલપુર પાટણમાં** એ મેં, સરસ સંબંધ બણાયારે,
**પંચાસર પ્રભુ પાસની** સાનિધિ, અગણિત સુખ ધરિ આયારે. ૧૬ અમે.
**ઉદયરત્ન** કહિ આઠોતિરમી, ઢાલે **ધન્યાસી** ગવાયા,
સંઘ ચતુર્વિધ ચઢત દિવાજા, સુખ સંપતિ બહુ પાયારે. ૧૭ અમ.

—ઇતિશ્રી અષ્ટપ્રકારી પૂજા રાસ સંપૂર્ણ સકલષ. પાનાં ૭૫ પં. ૧૪ આ. ક.

—સં. ૧૮૧૨ માગસર સુદ ૧ લિ૦ ૮૨–૧૭ દા. ૪૧ ન ડે.

—સં. ૧૮૫૧ વર્ષે પોષ સુદ ૨ વાર બુધે લ૦ શ્રી રાજનગર મધ્યે શ્રી ચિંતામણ પ્રસાદાત્–પં–ભાણુવિજય ગણિ લખિતં–૮૬–૧૩ લીં.

—સર્વ ગ્રંથાગ્રંથ શ્લો. ૩૦૦૦ લખ્યા સં. ૧૮૫૫ ફાગણ વદ ૧૦ પ્રે. ૨.

—સં. ૧૮૯૦ ચૈત્ર સુદ પ્રતિપદાઃ વાદ ગુરૌ શ્રી સુર્યપર મધ્યે લ. મુ. તેજરત્નેન આત્મા અર્થે ૮૨–૧૩ ઝીંઝુંવાડા ભંડારમાં.

**(૮૦૮ક) સ્થૂલિભદ્ર રાસ** સં. ૧૭૫૯ માગશર શુદ ૧૧ ઉના ગામમાં.

આદિ— દુહા.

સુખ સંપત દાયક સદા, પાયક જાસ સુરિંદ,
સાસણનાયક સીવ ગતી, વાંદું **વીર** જિણંદ. ૧
**જંબુદ્વિપના ભરત**માં, **પાડલીપૂર** નૃપનંદ,
**સિકડાલ** મહેંતો તસ પ્રીયા, **લાછલદે** સુષકંદ. ૨
**ન્યાગર** ન્યાતિ સીરોમણિ, નવ તેહને સંતાન,
સાત સૂતા સુત દોય સું, વંશ વધારણ વાંન. ૩
શ્રી **સ્થૂલભદ્ર** ભોગી ભ્રમર, મૂંનીવરમાં પીણ સિંહ,
વેશ્યાવિલૂંધો તે સહી, ન લહે રાત નિં દીહ. ૪

× × × ×

અંતે— ઢાલ એહી.

આવ્યા ગુરૂ પાસ દુકરેરે, દુકરકાર ગૂરૂ ઉચરેરે.

× × × ×

ઉદયરતન કહે એમ મનનારે મનના મનોરથ વેગે ફલ્યારે.

—ઇતિશ્રી થૂલભદ્ર મુંની અણગારનો ગ્રંથ-પંચ મહાવ્રત બાર વ્રત-ધારક કોસ્યા-કોસ્યા બારે વ્રત ધારક સીલગુણ સંપૂર્ણ-સંવત્ ૧૮૫૪ ના વર્ષે મતિ વૈશાખ સૂદી ૪ દીવસે લષીતં ભગવાન્-આત્મા અર્થ-ષાધૂ નગરે-૧ આ. ક. લીં.

ઢાલ ૯ રાગ મેવાડો ધન્યાસી.

પામી તે પ્રતિબોધ ચોથુંરે (૨) વ્રત ચોથું વલી ઉચરેરે

× × × ×

**સત્તરસેં ઉગણસાઠ** માગશિરરે, (૨) શુદી મૌન એકાદશીરે
(પા૦ પૂનિમ વાર શરીરે,
શીલ તણા ગુણ ગાયારે (૨) ઉનાઉઆ નિ ()યરમાંરે. ૮
(પા૦ ગુણ એહ ગાયોરે ગાયોરે ઉનાઉયામાં ઉલસીરે)
થૂલભદ્ર રિષિરાય ગાતાંરે (૨) મુંહ માંગ્યા પાસા ઢલારે
ઉદયરત્ન કહેં એમ મનમાંરે (૨) મનોરથ સઘલા ફલારે. ૯

—૬-૧૦ ધો. ૩-૧૭. મારી પાસે છે.

એક બીજી પ્રત ઉક્ત ધોરાજી ભંડારમાંથી મળી છે તેમાં દીપવિજય કવિએ ઉદયરત્નની નવ ઢાલમાં પોતાના તરફથી દૂહાઓ ઉમેર્યા છે અને છેવટે જણાવેલ છે કેઃ—

દૂહા.

થુલિભદ્ર કોસ્યા ગાવતાં, પોહચેં વંછિત આસ,
ઘર ઘર ઓછવ અતિ ઘણા, નિતિ પ્રતિ લીલ વિલાસ. ૧
ભણે ગુણે જે સાંભલૈ, લિખે લિખાવે જેહ,
દુખ સયલ સવિ દૂરેં હરે, અજરામર લહેં તેહ. ૨
એક કરી થૂલીભદ્ર તણી, ઉદયરત્ન નવ ઢાલ,
દૂહા દીપવિજયે કહ્યા, ગણતાં મંગલ માલ. ૩

—સંવત ૧૮૪૯ શાકે ૧૭૧૩ પ્રવર્ત્તમાને ફાગણ સુદિ ૧૧ રવિવારે લિખિતં પં. ખુમાણવિજયેન પરતાપગઢ મધ્યે પ્રત. ૨-૧૦ ધો૦ આ૦૪ પ્રમાણે મારી પાસેની બે પ્રતમાં છે. (૧) લ. સં. ૧૮૮૬ ચૈત્ર વદ ૬ ઋ. સુંદરજી સંઘજી. જીર્ણગઢમાં. (૨) લિ. ધમડકા નગરે ઋ. રાજસી ઋ. ચાંપસિ. ઋ. સુંદરજી વૈરાગી પ્રેમજી પત્ર ૮ અમરવિજય સીનોર. લપી કૃત.

**(૮૦૮ખ) +શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો શલોકો.** સં. ૧૭૫૯ વૈ. વ. ૬

**આદિ—** માત ભુવનેશ્વરી ભુવનમાં સાચી.

**અંતે—**

**ઓગણસાઠ ને ઉપર શતર વરસે**, વઇશાખ વદી છઠીને દિવસે,
એહ શલોકો હરખે મેં ગાયો, સુખ પાયો ને દુરગતિ પલાયો.
નિત્ય નિત્ય નવલી મંગલ લાલા, દિનદિન દીજે દોલત રસાલા,
ઉદયરત્ન કહે **પાસ** પસાયે, કોડિ કલ્યાણ સન્મુખ **થાય.** ૨૩

—પ્ર. શલોકા સંગ્રહ. (ભી. મા.)

**(૮૦૯) મુણિ (મુનિ) પતિ રાસ** સં. ૧૭૬૧ ફા. વ. ૧૧ શુક્ર. પાટણમાં.

આદિ— દૂહા.

સકલ સુખ મંગલકરણ, તરણ બુદ્ધિ ભંડાર;
સર્વ વસ્તુ વાદે સદા, આદિ પુરૂષ અવતાર. ૧
સ્વર્ગ અને શિવ પંથનો, પ્રગટ પ્રરૂપક જેહ;
પુરૂષોત્તમ ત્રિભુવણપતિ, ત્રિવિધેં પ્રણમું તેહ. ૨
સુર લલનાનેં લોચને, ન ચલિં જેમ ગરિંદ;
શાસનનાયક તે નમૂં, શ્રી વર્ધમાન જિણંદ. ૩
જડ પણિ જાસ પસાયથી, મૂખર હુઇં તતખેવ;
દુરમતિ દુર નિવારણી, સમરૂં સરસતિ દેવી. ૪
આગમ પંથ પરંપરા, પામઈ ગુરૂ સુપસાય;
જ્ઞાન ઉપાયક ગુણનિધિ, પ્રણમું તેહના પાય. ૫
વિઘનહરણ સંપતિ કરણ, નમસ્કાર એ ચાર;
મંગલરૂપ મનોહરૂ, સકલ સભા સુખકાર. ૬
શ્રી હિરરત્નસૂરિંદના, પ્રણમિ પદ અરવિંદ;
રચસું મણિપતિ રાયનો, રાસ રસિક સુખકંદ. ૭

× × × × ×

અંતે—

ફાગુણ વદિ એકાદસી દિવસે, સતરસે એકસઠા વરસે,
શુક્રવાસરનેં શ્રવણ નક્ષેત્રે, સર્વ યોગે મન હર્ષઈરે. તે મુનિ. ૧૫
પંચાસર પ્રભુ પાસ પ્રસાદે, શ્રી મણિપતિ મુનિ ગાયો,
અણહિલપુર પાટણમાં એ મેં, પૂર્ણ કલસ ચઢાયોરે. તે મુનિ. ૧૬
કુશલ લતા શત શાખા પ્રસરી, જીત નિસાંણ વજાયી,
જયકમલા ગેલે મુઝ ગેહે, આજ ચાલીનેં આવિરે. તે મુનિ. ૧૭
તપગચ્છ કમલ વિકાસન દિનકર, શ્રી રાજવિજયસૂરિ રાજે,
તસ પાટે શ્રી રત્નવિજયસૂરિ, ગુણરત્નાકર છાજેરે. તે મુનિ. ૧૮
જવહર જાતિમાં હઈ જિમ હીરો, તિમ સૂરિવરમાં સાચઓ,
શ્રી હીરરત્નસૂરી તસ પાટઈ, જાંણો હીરો જાચઓરે. તે મુનિ. ૧૯

તસ પાટઇ ઉપઇ જયકારી, શ્રી **જયરત્ન** સૂરિંદઓ,
શ્રી **ભાવરત્નસૂરી** તસ પાટઈ, ભવિ જન સંપ્રતિ વંદઉઓરે તે મુનિ. ૨૦
શ્રી **હીરરત્નસૂરિસર** કેરા, શિષ્ય પ્રથમ સોહંદા,
વિબુધ સિરોમણી સમતાસાગર, શ્રી **લબ્ધિરત્ન** મુણિંદારે. તે મુનિ. ૨૧
તસ અનુચર વાચક પદ ધારી, શ્રી **સિદ્ધરત્ન** સોહાયારે,
તસ અન્વય અભિનવ ગુણ મંદિર, શ્રી **મેઘરત્ન** સવાયારે. તે મુનિ. ૨૨
સેવક તાસ દીપે વ્રત જેહનાં, દૂષણ રહિત સદાઈ,
**અમરરત્નગણિ** તસ વિનયથી, **શિવરત્ન** સવાઈરે. તે મુનિ. ૨૩
એ મુઝ રાસ ચડો પરમાણઈ, તે શ્રી ગુરૂ સુપસાઇ,
ઢાલ ત્રાણુંમી રાગ ધન્યાશ્રી, સુણતાં સુખ થિર થાઇરે તે મુનિ. ૨૪
**ઉદયરત્ન** કહઈ આજ અનોપમ, મનવંછિત સુખ મિલિયા,
શ્રી જિનધર્મ તણઈ પ્રસાદઈ, સ્વયં મનોરથ ફલિયારે. તે મુનિ ૨૫

—સર્વ ગાથા ૨૮૨૧ ઢાલ ૯૩ ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યાં ૪૦૦૫. સં. ૧૮૨૧ શ્રાવણ કૃષ્ણ પક્ષ ૯ દિને ભૂમિવાસરે લિખિતં ફત્તેચંદ સુર. સંઘ શ્રી પાલણપુર મધ્યે. પત્ર ૮૧ (પ્ર. કા.)

—સં. ૧૮૨૨ માગશર વદ ૧૨ વાર ચંદ્રે બલોલ ગ્રામે પં. લક્ષ્મિવિજયગણિ તત્ શિષ્ય પં૦ જીવણવિજય લખિતં. ૬૯-૧૭ લા૦ ખંભાત. નં. ૪૦૫.

**(૮૧૦) રાજસિંહ રાસ-નવકાર રાસ.** સં. ૧૭૬૨ માગશર શુદ ૭ સોમ-અમદાવાદમાં.

**આદિ—**

અરિહંત આદિ દેઇને, પરમેષ્ટી જે પંચ
પહિલેં પ્રણમું તેહને, જિમ લહીઇ સુખસંચ. ૧
શાસનપતિ ચોવીસમો, જિનવર **ત્રિશલા** જાત,
વિઘનવિડારણ વંદીએ, **વર્ધમાન** વિખ્યાત. ૨
વલી વંદું વાગેશ્વરી, કવીજન કેરી માય
શ્રુતસાગર તરતાં સદા, તરી સમ જેહ સખાય. ૩

સુમતિ ઉપાયક કુમતિહર, ફેડણ દુરગતિ ફોજ
તિણ નમીઈં ત્રિવિધિ કરી, શ્રી ગુરૂચરણ સરોજ. ૪
શ્રી **હીર**રત્ન સૂરીંદના, પ્રણમું પદ અરવિંદ,
આશા પૂરિ આશા રૂઇ, સદ્દગુરૂ જે સુખકંદ. ૫
ભવસાગર તરવા ભણી, ભરવા સુકૃત ભંડાર
નવ રસમય **ન**વકારનો, રાસ રચું સુખકાર. ૬
શ્રોતા જન સુણજ્યો તુમે, આદર કરી અપાર
જિમ ઉધમ એ માહરો, સફલ હુઇ નિરધાર. ૭

× × × ×

સર્વ ગાથા ૮૬૧ ઢાલ ૪૧.

**અંતે—** શાંતિ જિન જાઉં ભામણેં—એ દેશી.

શ્રી નવકાર તણા ગુણ ગાયા, મનવંછિત સુખ પાયા, એ.
ભીલ તણા દૃષ્ટાંત બતાયા, પ્રગટ ફલ દેખાયા, એ. ૧ શ્રી.
નવનિધિ ચૌદ રત્ન ઘરિ આયા, અષ્ટ મહા સિદ્ધ ઉપાયા, એ
દુર્ગતિનાં દુઃખ દૂર ગમાયા, પુણ્ય ભંડાર ભરાયા, એ. ૨ શ્રી.
પંચ કથા ગર્ભિત ગુણ ધારી, અ ભીલ ચરિત મનોહારી, એ.
સુણી નવકાર જપો નરનારી, સુર નર શિવ સુખકારી, ,, ૩ શ્રી.
ભવભય ભેદક ભાવે ભવિયાં, દાયક સુખ અણુમનિયાં, એ
પંચ મંગલ મહા મંત્ર પસાયે, ધ્યાવો દૃઢ ચિત્ત થાઇ. એ. ૪ શ્રી.
**વૃંદારૂ વૃત્તિ** તણિ અનુસારે, જિન આગમ આધારે, એ,
એ મેં રાસ રચ્યો વિસ્તારે, થિર ચિત રાખી ઠારે, એ. ૫ શ્રી.
અધિકી ઓછી રચના રચાઇ, મૂલ ચરિત્રથી કાંઇ, એ,
પંડિત તે પરખીને લેજો, તે મિચ્છા દુક્કડ મુઝ હોયે. એ. ૬ શ્રી.
શ્રી ગુણસાગર નવકાર કહાવે, કોઇ પાર ન પાવે, એ,
મિંડા હરી મતીની માનીએ, રાસ રચ્યો ઉચ્છાહે. એ. ૭ શ્રી.
**સંવત્ સત્તરબાસઠ વર્ષે**, માગશિર શુદિ સાતમે હરખે એ,
સોમવાર નક્ષત્ર ધનીસ્ટા, હર્ષણ યોગ ગરિષ્ટા એ. ૮ શ્રી.

ગુર્જર મંડલ માહિં ગાજે, ગઢ ચોફેર બિરાજે, એ,
**અહમદાવાદ** નગીનો જે, ભૂષણ **સાબરમતિનો** એ. ૯ શ્રી.
શ્રાવક લોક વસે સોભાગી, જિહાં જિન ધર્મના રાગી, એ.
સંઘ મુખ્ય સાહા **વર્દ્ધમાન** વારૂ, દોલતવંત દિદારૂ એ. ૧૦ શ્રી.
તેહનો સુત સાહા **જગસી** જાણો, સમકિતવંત શાણો એ.
તેહ આગ્રહે મે એહ, રાસ રચ્યો ગુણ ગેહ એ, ૧૧ શ્રી.
**શાંતિ**નાથ તણે સુપસાયા, પુરણ કલશ ચઢાયા એ,
સકલ લીલા સુખ સંપતિ લાધી, વલી શુભ વાસના વાધી એ. ૧૨ શ્રી.
જયાં લગિ અવનિ ગ્રહગણ તારા, જયાં લગે શ્રી નવકારા એ,
તિહાં લગે એ ચૌપાઈ, થિર થાયો ભવિયણ ભાવે. ૧૩ શ્રી.
શ્રી **તપગચ્છ** ગયણ વિષણ ભાંણું, શ્રી **રાજવિજયસૂરિ** જાણું એ,
શ્રી **રત્નવિજય** સૂરિ તસ પાટે, સોહે સુંદર ધાટે એ. ૧૪ શ્રી.
તાસ પટે ઉપાવણ વીરો, શ્રી **હીરરત્ન** સૂરિ હીરો, એ
તસ પાટે **જયરત્ન** સૂરીંદા, દીપે જેમ દીણંદા. એ. ૧૫ શ્રી.
સંપ્રતિ **ભાવરત્ન** સૂરિ વંદો, તસ પાટે સોહે ચંદો એ,
શ્રી **હીર**રત્ન સૂરીશ્વર કેરા, વારૂ શિષ્ય વડેરા એ. ૧૬ શ્રી.
પંડિત **લબ્ધિરત્ન** ગુરૂ રાયા, **સિદ્ધિરત્ન** ઉવઝાયા, એ,
તસ અન્વયગણિ વર સોહેંદા, શ્રી **મેઘરત્ન** મુણીંદા એ. ૧૭ શ્રી.
તસ અનુચર **અમરરત્ન** ગણીશ, **શિવરત્ન** તસુ સીસ એ,
મુજ ગુરૂની સાનિધ્યે એ મેં, કહી કથા મન પ્રેમે, એ. ૧૮ શ્રી.
એકત્રીસમી ઢાલે ભાયા, રાગ ધન્યાસી ગાયા,
**ઉદયરત્ન** કહે મંગલ માલા, વાધે જય સુવિશાલા, એ. ૧૯ શ્રી.

—ઇતિ પંચપરમેષ્ટીનો રાસ સંપૂર્ણ. સર્વ ગાથા ૮૮૦. શ્લોક સંખ્યા ૧૧૫૧ સંવત્ ૧૮૫૭ ના વર્ષે ભાદ્રવા વદિ ૧ દને બૃહસ્પતિ વાસરે પૂર્વા ભદ્રપદ નક્ષત્રે લષિતં પં. શ્રી ૧૦૮ પં. શ્રી શાંતિવિજયગણિ તત્શિષ્ય પં. શ્રીપ પં. ખુશાલવિજયગણિ તત્શિષ્ય

મુ. ધનવિજયેન લપીચક્રે મીદં પરોપકારાય શ્રી અણુવદ પૂરા નગરે શ્રી અજિતનાથ પ્રાસાદાત્. ૩૪-૧૫ મો. સેં. લા.

—સં. ૧૮૦૭ ચૈત્ર શુ. ૧૩ ગુરૂવાસરે વાચનાર્થં મુનિ પદ્મવિજય ૪૫-૧૪ દા૦ ૪૨ નં. ૨૯ વ હે.

આ રાસનાં બીજાં નામ રાજસિંહ રાજર્ષિરાસ યા પંચપરમેષ્ટિ રાસ છે.

**(૮૧૧)+ બ્રહ્મચર્યની નવવાડ સઝાય.** ૧૦ ઢાલ. સં. ૧૭૬૩ શ્રાવણ વદ ૧૦. ખંભાત ચોમાસું.

**આદિ—**

શ્રી ગુરૂને ચરણે નમી, સમરી સારદ માત,
નવવિધ સીયલની વાડીનો, ઉત્તમ કહું અવદાત. ૧

× × × ×

**અંતે—**

ઇમ જાણી નરનારિ સીયલની સદ્‌વહણા શુદ્ધ દિલમાં ધારજો,
એહ દુરગતિનું મૂલ અબ્રહ્મ સેવામાં હો, જાતાં દિલને વારજો.
તપગછ ગયણ દિણંદ વંછિત ફ્લદાતા હોરે હીરરત્ન સૂરીસરૂ
પાતી તાસ પસાય વાડ ભલી ભાંખી હો સીયલની એહ મનોહરૂ
ખંભાતિ રહી ચોમાસ સત્તર ત્રેસઠે હો શ્રાવણ વદિ (બીજ) દશમી બુધે ભણી,
ઉદયરત્ન કરજોડિ સીયલવંત નરનારી હો તેને જાઉં ભાંમણે.

—૩. ૧૭ મારી પાસે છે. પ્ર૦ સ. મા. (ભી. મા.)

**(૮૧૨) બારવ્રત રાસ.** સં. ૧૭૬૫

**આદિ—** દૂહા

વદું અરિહંત સિદ્ધને, આચારય ઉવઝાય,
સાધુ સવેનિં નિત નમું, શિવ પથિ જેહ સખાય. ૧
ઋષભાદિક જિનરાજના, પદ પ્રણમું મદ મોડિ,
સરસતિ સદગુરૂ બોધકર, વંદું બિ કરજોડિ. ૨

ગુણનિધિ ગાજે ગછપતિ, ભાજે ભવભય ભૂરિ,
શ્રી **હીરરત્ન** સૂરિવર નમું, ઉલ્લટ આણી ઉરિ. ૩
દેશવિરતિનો ધર્મ જે, સમકિત મૂલ વ્રત બાર,
રાસ રચું હું તેહનો, આલોવા અતિચાર. ૪
શ્રોતા સાંભલજ્યો સહુ, વરજી વિકથા વાત,
મૂલ થકી માંડી કહું, શ્રાવક વ્રત અવદાત. ૫

× × × ×

છેલ્લા પાનાં નથી. ૩૯. ૧૩ દા. ૪૩ નં. ૨૮ **ય. હે.**

—ગાથા ૨૫૦૦ પાનાં ૫૫ અમ૦

**(૮૧૩) મલયસુંદરી મહાબલ રાસ.** અથવા **વિનોદવિલાસ રાસ.**

સં. ૧૭૬૬ માગ. શુ. ૮ સોમ. ખેડા હરીયાલા ગામમાં.

**આદિ—**

સકલ સમીહિત શ્રેયકર, જસુ કર પદ નખકંતિ,
દુરિત તિમિર આકર દલિં. સો સાહિબ નમું **શાંતિ.** ૧
અમેય ગુણે વામેય જિન, **પારસનાથ** પ્રસિધ,
વંદુ વિપદ વિહારણો, સંપતિદાયક સિધ. ૨
ચોવિસે જિનરાજના, સુવિધિં ચરણ સરોજ,
નીત નમીઈં મંગલ નિધી, મંગલદાયક મોજ. ૩
ગૌતમ આદિ ગણધર, વિહરમાન જિન વીસ,
સરસતિ સદગુરૂ સંતના, પદ પ્રણમું નિશદીસ. ૪
કોડયં ગમે વર કામના, સફલ ફલેં જસ નામ,
શ્રી હીરરત્ન સૂરિષો નમું, કરજોડિ શુભ કામ. ૫
ભવિક જીવના હિત ભણી, રત્નત્રય આખ્યાંન,
ગ્નાન દર્શન ચારિત્રના, આખું ગુણ અસમાંન. ૬
મલયસુંદરીનો મોદસ્યૂં, નામિં **વિનોદવિલાસ,**
ગ્રંથ આગમ ગુણ લેઈને, રમ્ય રચૂં હું રાસ.

× × × ×

અંતે—

ઢાલ ૧૩૩ મી સુણ કરૂણારે નિધિ હેમલો—એ દેશી.

ગુણ ગાયારે ગુણવંતના, જિણે નિજકાજ સમાર્યારે,
રાજ તજી વ્રતનેં ભજી, જિણેં જનમ મરણ દૂખ વાર્યારે. ૧ ગુ.
શ્રી **પાર્શ્વ**નાથ નિર્વાણથી, વરસ એકસો જાતેરે,
**મલયસુંદરી** થઇ તે સમેં, તરીઈ તેહના ગુણ ગાતિંરે. ૨ ગુ.
સંબંધ એહ છે સોહામણો, જે સુણતાં સુકૃત જામેરે,
જિમ **કેશી** ગણધારેં કહ્યો, શ્રી **શંખ** શ્રાવકનેં આગેરે. ૩ ગુ.
શ્રી **જયતિલક** સૂરીસરૂ, **આગમિક** ગછનો ટીકોરે,
તિણેં એ ચરિત રચ્યું ચોખૂં, નિર્મલ જોઈ તે નીકોરે. ૪ ગુ.
કહેવાણુ હુઈ જે કાંઈ, ઉછૂં અધિકું અજ્ઞાનેરે,
મિછામિ દુકડ તે હજ્યો, મુઝનેં જે કહ્યું હુઈ માંનેરે. ૫ ગુ.
**મલયસુંદરી મહાબલ** તણા, મેં માહરી મતિ અનુંસારેંરે,
ગુણ નિર્મલ ગંગાજલ ગાયા, આગમ આધારેંરે. ૬ ગુ.
જિનાગમ જલનિધિ જસ્યો, અપરંપાર અનંત અગાધોરે,
પાર પામે કુંણ તેહનો, સુરગુરૂ પામેં જિહાં બાધોરે. ૭ ગુ.
પણિ જેહનું જેહવું ગજૂં, તેહવો તે કરઇ પ્રયાસોરે,
મુઝને પણ તિમ જાંણજ્યો, જિમ પંખી કરેં પ્રકાસોરે. ૮ ગુ.
સુધા જનનેં સિર નામીને, માગું છૂં એ તો માનોરે,
મેં અશુદ્ધ કહ્યો હોઇ જે કાંઈ, તે સોધજ્યો પૂરવ પ્રધાનોરે. ૯ ગુ.
આજ અધિક ઉછાહ થયો, આજ પામી મંગલમાલોરે,
સુખ લીલા સંપતિ બાધી ફલી, કલ્પલતા સુવિશાલોરે. ૧૦ ગુ.
ધર ફણિ ધર મંદિર સિંધુ, શશિધર ધ્રૂ દિનકર તારારે,
દિગપતિ સુરપતિ જિહાં લગેં, જિહાં લગેં કૂર્મ કરારોરે. ૧૧ ગુ.
સૂર ખેચર વિદ્યાધરા, વલી નક્ષત્ર માલા ગયણેરે,
વિચરેં તિહા લગેં વિસ્તરજ્યો, એ વિબુધ જનનેં વયણેરે. ૧૨ ગુ.

તપગચ્છ ગણ દિવાકરૂ, શ્રી રાજવિજય સૂરીરાજારે,
શ્રી રત્નવિજય સૂરી તસ પાટિં, દીપ જસુ ષડત દિવાજારે. ગુ. ૧૪
શ્રી હીરરત્ન સૂરીશ્વરૂ, તસુ પાટિ પ્રબલ પ્રતાપીરે,
જગ ઉપગારી જગગુરૂ જેહની, કીરતિ જગમાં વ્યાપીરે. ૧૫
શ્રી જયરત્ન સૂરી જયો, તસુ પાટિં સંપ્રતિ વાંદોરે,
ભાવિ ભાવરત્ન સૂરીશ્વરૂ, જે સૌમ્ય વદન જિમ ચંદોરે. ૧૬
શ્રી હીરરત્ન સરિંદનો બુધ, લબ્ધિરત્ન અતિ સોહિંરે,
વાચક સિદ્ધિરત્ન તેહનો, ગણિ મેઘરત્ન મનમોહિરે. ૧૭
અન્વય અમરરત્નવારૂ, શ્રી શિવરત્ન તસુ સીસોરે.
તે મુઝ ગુરૂનિં પસાઉલી, આજ પાંમ્યૌ સકલ જગીસોરે. ૧૮
**સંવત સતરૈસૈ છા(બા)સઠિ,** માગસિર સુદિ આઠમિ દિવસૈરે,
પૂર્વાભદ્ર પદ નક્ષત્રેં સિદ્ધિ, યોગ સોમવારનિં ફ્રિસેરે. ૧૯
ખેડા હરીયાલા ગામમાં, જિહાં પ્રતિપિં પાસ જિણંદોરે,
ભીડિભંજણ નાંમિ પ્રભુ, પ્રતપિં જગ જેમ દિણંદોરે. ૨૦
તે પ્રભૂ પાસ તણિં પ્રસાદિં, મૈ પૂરણ કલસ ચઢાયારે,
આજ મનોરથ સહુ ફ્લ્યા, મિં તો જીત નિસાંણ વજાયારે. ૨૧
ઢાલ એકસો તેત્રીસમી, ધન્યાસી રાગૈ ગાયારે,
ઉદયરત્ન કહિં આજથી, વાધો દોલતિ સવાઈરે. ૨૨

—ગુણ ગાયારે ગુણવંતના

—ઇતિ શ્રી જ્ઞાનરત્નોપાખ્યાન વિષયે શ્રી મલયાસુંદરી મહાબલ ચરિત્ર સંબંધ વિનોદવિલાસાખ્ય રાસ સંપૂર્ણમ્ સંવત્ ૧૮૭૮ વર્ષે મિતી આશ્વિન્માસે કૃષ્ણ પક્ષે ત્રયોદસ્યાં તિથૌ સોમવાસરે શ્રી કલકત્તા બિંદરે. શ્રી શાંતિજિન, પ્રત પૃ. ૧૫૧ પં. ૧૪. ગુ. વિ.

—સર્વ ગાથા ૨૯૭૫ શ્લોક જાણવા સંવત ૧૮૪૬ ફાગુણ શુદિ ૨ દિને પોર સવા. ૧૪૩-૧૩ ધો.

**(૮૧૪) યશોધર રાસ સં. ૧૭૬૭ પોષ શુદ ૫ ગુરૂવાર. પાટણના ઉણ્ણાકપુરામાં.**

આદિ— દુહા

કર આમલ પરિ જે કલિ, સકલ વિશ્વ સમકાલ,
ત્રિકાલવેદી ત્રિવિધિં નમું, તે જિન સુવિધિ ત્રિકાલ. ૧
અચિંત્ય મહિમા કેવલનિધિ, રામા સુત અભિરામ,
સેવક જાંણી સાહિબા, આપો બોધઇ નામ. ૨
સ્વર વ્યંજન સર્વે મિલી, બોલ્યા જે બાવન્ન,
પ્રણવ આદિં તે પ્રણમીઈ, વર્ણ જે વિશ્વપાવન્ન. ૩
જિનવર ગણધર જયકરૂ, સરસ્વતી સદ્ગુરૂ સાધ,
સુધી જન આદિ તે સવિ, વંદુ જેહ અબાધ. ૪
શ્રી હીરરત્ન સૂરી સાનિધિં, શાસનદેવ પસાય,
રંગે યશોધર રાયનું, ચરિત કહું ચિત લાય. ૫
દયા દુગ્ધ મહોદધિ, જગપાવન જગસાર,
જિનભાષિત સહું જીવને, કેવલ જે હિતકાર. ૬
અષ્ટ ભવાંતર અતિ ગહન, કર્મ વિપાક વિચિત્ર,
સાંભલતાં સૂધિં મનિં, ચારૂ એહ ચરિત્ર. ૭
પરમ વૈરાગ્યને પામીઈ, જનમનાં પાતક જાય,
એહના સુણતાં આઠ ભવ, આઠે કર્મ કપાય. ૮
હત્યા હરિભદ્ર સૂરિનેં, શિર ચઢી સેં સાત,
સૂરગતિ પામ્યા તે સહિ, એ કહિતાં અવદાત. ૯

× × × ×

અંતે—

ઢાલ ૮૧ રાગ ધન્યાસી યોવન પાહુનાં એ દેશી.

મુનિગુણ ગાવનાં અહો ભવિ એકમનાં-મુનિ.

× × × ×

માણિક્યસૂરી કૃત ચરિતકીરે જોઇનિ રચનાં,
યશોધરના ભવ અષ્ટ એ ગાયા અતિ ગહનાં. ૪

ન્યૂન અધિક જે ચરિતથીરે કહ્યાં મેં કથનાં,
મિચ્છામિ દુક્કડ તે હોયોરે સંઘ સાખિં સુમનાં. ૫
શ્રી રાજવિજય સૂરી રવિ સમોરે, તપિ તપગણગમનાં,
શ્રી રત્નવિજય સૂરીશ્વરૂરે, તસુ પાટિં સુજનાં. ૬
સૂરિવર માંહિં હિતમ ભજિરે હીરો જિમ રતનાં,
ગુરૂ શ્રી હીરરત્ન સૂરીરે, પ્રતપે તેજ ઘનાં. ૭
તસુ પટ્ટોધર ગુણનિલો, સૂરી શ્રી જયરતનાં,
શ્રી ભાવરત્ન સૂરીવરૂરે, સંપ્રતિ ચિરંજીવનાં. ૮
શ્રી હીરરતન સૂરીંદનોરે, શિષ્ય પ્રથમ સુગુનાં,
લબ્ધિરતન પંડિત જયોરે, જે ધરિ ધર્મધનાં. ૯
વાચક શ્રી સિદ્ધિરત્નનોરે, અનુચર અઘહરનાં,
શ્રી મેઘરત્ન ગણીશનારે, નિત નમીએ ચરનાં. ૧૦
તસુ શિષ્ય અમરરત્ન નમોરે, શિવરતન અઘુનાં,
મુઝ ગુરૂ સુયશેં મહમહેરે, કુસુમ જ્યોં રૂતુ મધુનાં. ૧૧
સતરસેં સતસઠા સમિરે, શુદિ પાંચમિ સુદિનાં,
પોસ માસિં ગુરૂવાસરિંરે, સિદ્ધિયોગ શુભ લગનાં. ૧૨
પાટણ પુરનેં પરિસરિંરે, ઉર્ણાકપુર સંઘનાં;
ભીડિભંડન પ્રતપે પ્રભુ રે જિહાં શ્રી પાસ જિનાં. ૧૩
તે પ્રભુ પાસ પસાઉલિરે રસ આંણી રસનાં,
રાસ એ રચના હવિરે વાજ્યાં વાજાં યશનાં. ૧૪
સંબંધ એહ સોહામણો રે મનશું થઇ મગનાં,
જે નરનારી સાંભલિરે સુષ મહિ તે સઘનાં. ૧૫
એકાસીમી એ ઢાલ છિરે, સુણો ચહુ ભવિકજનાં,
ઉદયરતન કહિ સંઘનેં રે સુષ સંપતિ સદનાં, ૧૬
મુનિ ગુન ગાવનાં...

—ઇતિ દયા ધર્મ વિષયે અષ્ટભવ વર્ણન શ્રી યશોધર રાસ સંપૂર્ણ મિતિ. સર્વ ગાથા ૧૫૦૩ શ્લોક સંખ્યા ગ્રંથાગ્ર ૨૦૦૦ જાંણવા. મુ. રંગવિમલેન લષિતં ઇદં પુસ્તકં. ૫૮–૧૩. દા. ૪૨ નં. ૯ સ્ર ડે.

(૮૧૫)+ **લીલાવતી સુમતિવિલાસ રાસ** સં. ૧૭૬૭ આસો વદિ ૬ સોમ. પાટણના ઉનાઉમાં.

આદિ— દૂહા.

પરમ પુરૂષ પ્રભુ **પાસજિન**, **સરસતી** સદ્ગુરૂ પાય,
વંદી ગુણ **લીલાવતી**, બોલીસ બુદ્ધિ બનાય. ૧
લીલા લહેર **લીલાવતી**, **સુમતિવિલાસ** સમુદ્ર,
દિવ્ય ગાસું એ દંપતિ, જે ઉત્તમ ગુણે અક્ષુદ્ર. ૨
કુંણ તે દંપતિ કિહાં હવા, આદિ થકી આચરણ;
કહું તેણે જે જે કર્યા, સાંભલજો ધરી કર્ણ. ૩
ગુણ ગાતાં ગુણવંતના, નિર્ગુણ પિણ ગુણવંત;
થાએ થોડા કાલમાં, લીલા મુગતિ લહંત. ૪

× × × ×

અંતે—

ઢાલ ૨૧ શાલિભદ્ર ધનો ઋષિરાયા—એ દેશી.

**લી**લાવતી ને **સુમતિવિલાસે**, સંયમ સૂધું આરાધીજી,
નરક તિર્યંચ બે ગતિ છેદી, સુરની લીલા સાધીજી. ૧
એક અવતારી થયા નરનારી, વંદણા તેહને માહારીજી;
મન શુદ્ધે જે સંયમ પાલે, તેહની જાઉં બલીહારીજી. ૨
તપ ગચ્છ રાજધાની કેરા શ્રી **રાજવિજય** સૂરીરાજાજી;
તસ પાટે શ્રી **રત્નવિજય** સૂરીવર, મેરૂ સમી જસ માજાજી. ૩
ગુરૂમાંહિ શ્રી **હીરરત્નસૂરિ** ગિરૂઓ, ઝવેરમાં જિમ **હીરો**જી;
તસ પાટે **જયરત્ન** સૂરીંદા, મંદિર ગિરિપર ધારોજી. ૪
સંપ્રતિ **ભાવરત્ન** સૂરિ પ્રતપે, શ્રી **હીરરત્ન** સૂરિ કેરાજી;
પંડિત **લબ્ધિરત્ન** મહા મુનિવર, વારૂ શિષ વડેરાજી. ૫
તસ અનુચર વાચકપદ ધારી, શ્રી **સિદ્ધિરત્ન** સુખકારીજી;
શ્રી **મેઘરત્ન** ગણિવર તસ વિનયી, **અમરરત્ન** આચારી. ૬

**શિવરત્ન** તસ શિક્ષ સવાયા, પામી તાસ પસાયાજી;
એ મે વાર રાસ બનાયા, આજ અધિક સુખ પાયાજી. ૭
વરસ **સત્તરસે સત્તસઠે** આસો, વદ છઠિ સોમવારીજી;
મૃગશિર નક્ષત્રે ને શિવયોગે, ગામ ઉનાઉમઝારજી. ૮
**ભી**ડભંજણ પ્રભુ **પાસ** પ્રસાદે **લી**લાવતીની લીલાજી;
સુમતિવિલાસ સંયોગે બાઇ, સુણતાં આપે શિવ લીલાજી. ૯
એહ કથા ભાવે જે ભણસ્યે, એક મના સાંભલસ્યેજી;
દુખ તેહનાં સર્વ દુર ટલસ્યે મનના મનોરથ ફલસ્યેજી. ૧૦
ધન્યાસીરી રાગે સોહાવે, એકવીસમી ઢાલજી;
ઉદયરત્ન કહે આજ મેં પામી, સુખ સંપતિ સુરસાલજી. ૧૧

—લિ. ૧૮૭૬ શક ૧૭૪૧ ફાલ્ગુન શુ. ૧૩ શનિ. જોડિયા બિંદરે રાજકોટ યતિ અપાસરે.

—સં. ૧૮૫૮ પોસ માસે શુકલપક્ષે ૮ વાર રવિ. લિ. ઘો. ૨૮. ચોપડી—૮-૧૬ દા. ૭૦ નં. ૭૧ ડે.

—૧૭-૧૩ માં; ૨૨-૧૧ ગુ. વિ.

—પત્ર ૨૯-૯ ગ્રં. ૫૦૦ સં. ૧૮૫૬ નં. ૧૦ દા. ૨૫ લીં.

—સં. ૧૮૯૩ વર્ષે જેઠ વદ ૧૧ બુધવાસરે લપીકૃતં. ઠાકોર શીવરામ પાનાચંદ પોતાનેઅર્થે-શુભંભવતુ ૧૪-૧૬ પ્ર. કા. નં. ૩૨૨.

—૧૮૮૬ ના વરષે કાતી સુદ ૧૧ વાર શનૌ લ૦ ખીમચંદ વિદ્યમાન જયચંદ્રજી સ્થિપ્રસાદાત્ લખ્યો છે શ્રી સૂરત મધ્યે સ્વઅર્થે વા પરોપગારાય શ્રી લૂંકાગ છે ગોપીપરા મધ્યે આઠમે ચોમાસે લખ્યો છે. એ રાસની પરત રીષ ખીમચંદની છે ॥ સહી ॥ ૧૮-૧૩ વિ. ને. નં. ૩૩૨૭.

—સંવત્ ૧૮૧૩ ના વર્ષે માગસીર સુદિ (?) અમાવાસ્યે સોમવારે જેતપુર મધ્યે લષીતં રત્નકુશલ શ્રી પાર્શ્વનાથ પ્રશાદાત્ શ્રી સુભંભવતુ. પૃ. ૧૦ પં. ૧૮. ભાવ.

—સર્વ સંખ્યા ૩૪૮ સં. ૧૮૬૧ ફાગુણ કૃષ્ણપક્ષે ૧૧ ભોમ. લિ. પં. સુખસાગરજી તત્ શિષ્ય ફત્તેસાગર ઋદ્ધિસાગર તત્ શિ૦

રાજેંદ્રસાગરેણ. નૌતનપૂરા મધ્યે ચાતુર્માસે સ્થિતઃ પૃ. ૧૭-૧૫ બ.
+પ્રકાશિત ભીમશી માણેક

(૮૨૬)+ ધર્મબુદ્ધિ મંત્રી અને પાપબુદ્ધિ રાજાનો રાસ સં. ૧૭૫૮ માગશર શુદ ૧૦ રવિ. પાટણમાં.

આદિ— દોહા.

શ્રી જિન સરસ્વતિ સંતને, પ્રણમું તજી પ્રમાદ,
પાપબુદ્ધિ ધર્મબુદ્ધિનો, સુવિધેં કહું સંવાદ. ૧
હીરરત્ન સૂરિ સાંનિધે, સદ્‌ગુરૂને સુપસાય,
રાસ રચું રળિયામણો. જેહથી પાતક જાય. ૨
શ્રોતાજન સુણજો સહુ, વિકથા વર્જી વાત;
તન મન વાચા નયણનેં, થિર કરી તજી વ્યાઘાત. ૩
વક્તા વચનામૃત જરિ, શ્રોતા ઉખર ખેત,
બીજ વાવ્યું જાયે બળી, તિહાં કિમ ઉપજે હેત. ૪
શ્રોતા જિહાં રસ વેલડી, વકતા વાણી નીર;
સુમતિ-નીકે કરી સિંચતાં, થાયે ગહર ગંભીર. ૫
રસિયા સહુકો રાસના, રસની ન લહે રીત,
નવરસના જે અતિ નિપુણ, પામે તે સુણી પ્રીત. ૬
શ્રોતા વક્તા બે જિહાં, સરખા હોય સુજાણ;
કવિ ચતુરાઇ તો લહે, પ્રગટે રસની ખાણ. ૭
ધર્મ થકી જસ વિસ્તરે, ધર્મે લહે શિવશ્રેણિ;
ધર્મે હોય સુખ સંપદા, ધર્મ કરો સહુ તેણ. ૮
સુરતરૂ સુરમણિ સુરલતા, જે સુરધેનુ સમાન;
સાધો તે સુધેં મનેં, ધર્મે સદા ધીમાન. ૯

× × × ×

અંતે—

સંક્ષેપે એ ચરિત્ર પ્રમાણે, રહસ્ય કથાનું દાખ્યું;
મિછામી દુકડ તે મુને હોજો, અધિકું ઓછું જે ભાખ્યું રે. ભવિ૦ ૩

તપ ગછ મંડણુ તિલક સમોવડ, શ્રી રાજવિજય સુરી રાજે,
તસુ પાટે શ્રી રત્નવિજય સૂરી, રત્ન સરિખો છાજે રે. ભવિ૦ ૪
શ્રી હીરરત્ન સુરી તસુ પાટે, શ્રી જયરત્ન સુરિંદ;
સાંપ્રત ભાવરત્ન સુરિ ભેટો, અધિક ધરી આણંદો રે. ભવિ૦ ૫
શ્રી હીરરત્ન સુરિશ્વર કેરા, વારૂ શિષ્ય સોહાયા;
પંડિત લબ્ધિરત્ન તસ વિનયી, સિદ્ધિરત્ન ઉવઝાયા રે. ભવિ૦ ૬
ગણિવર મેઘરત્ન ગુણ દરીયો,
અમરરત્ન તસુ શિષ્ય શોહાવે, મુજ ગુરૂ બહુલ જગીશ રે. ભવિ૦ ૭
**સિદ્ધિ રસ મુનિ ઇંદુ સમયે** (૧૭૬૮) એકાદસી અજુઆલી,
માગશિરસી રવિ દિન શિવયોગે, નક્ષત્ર અશ્વિની ભાલીરે. ભવિ૦ ૮
એ મેં રાસ રચ્યો અતિ રૂડો, મનોહર પાટણ માંહે;
પંચાસર પ્રભુ પાસ પસાયે, દુખ સવિ દુરે પલાયે રે. ભવિ૦ ૯
મંગલ વેલિ ફૂલી આજ માહારે, રાસ એ જે સુણે રંગે;
તસ ઘર જયકમલા કરે વાસો, ઉત્તમ ગુણ વસે અંગે રે. ભવિ૦૧૦
સત્તાવીસમી એહ શોહાવી, ઉદયરતન કહી ઢાલ,
ધન્યાશ્રી રાગે શ્રી સંઘને, નિત્ય હુઓ મંગલમાલરે. ભવિ૦૧૧

સર્વ ગાથા ૩૯૬. પ્ર. સવાઇચંદ રાઇચંદ, અમદાવાદ.

**(૮૧૭) શત્રુંજય તીર્થમાળા ઉદ્ધાર રાસ–સં ૧૭૬૯.**

**(૮૧૮)+ ભુવનભાનુ કેવલીનો રાસ**-સં. ૧૭૬૯ પો. વ. ૧૩

મંગળ–પાટણના ઉનાઉમાં.

**આદિ—** દોહા.

સકલ સિદ્ધિ દાયક સદા, અકલ અરૂપ અનંત,
સિદ્ધ નમું હું તે સદા, આપે જે ભવ અંત. ૧
વલિ વંદૂં વારૂ વિધેં, ઋષભાદિક જિનરાય;
ભેટું દુર્મતિ ભંજણા, ભાવી ભારતિ પાય. ૨
ગુણ ગણધર ગુણ આગલા, જે જે નર જગમાંહિ;
શાસનદેવાદિક સહુ, પ્રણમું પરમ ઉત્સાહિ. ૩

જનકશાહ યશવીર જસ, જનનિ ખિમાદે જાસ,
શ્રી હીરરત્ન સૂરી નમું, અસાર પૂરે આસ. ૪
જે જગ રમણિક જાણિયેં, તે તે વસ્તુ અનિત્ય,
બલિરાજા પરે બુઝિને, ધર્મ કરો દૃઢ ચિત્ત. ૫
ભુવનભાનુ જે ભૂતલેં, કેવલિ કરૂણાધામ,
પ્રગટ થયા છે પૂરવે, ગાઉં તસ ગુણગ્રામ. ૬
બલિરાજા પહેલો હુતો, નામ જેનું અભિરામ;
ભુવનભાનુ વલતો થયો, ગુણનિષ્પન્ન સુનામ. ૭
ત્રિવિધેસૂં હું તેહનો, રાસ રચૂં રસ રૂપ,
શ્રોતા જન સુણજો તમે, આણી ભાવ અનૂપ. ૮
ચરિત્ર એ ચોખે ચિત્તેં, સુણસે જેહ સુજાણ;
મારી મોહ નરેંદ્રને, લેશે પરમ કલ્યાણ. ૯

× × × ×

અંતે— ઢાલ ૯૭ મી.

મલધારી ગછ મંડણો, શ્રી હેમચંદ્ર રે સૂરિના ઇંદ;
એ ચરિત્રની રચના તિણેં, રચી છે રે રમણિક સુખકંદ. ધ૦ ૬
તે ચરિત્રની લેઈ ચાતુરી, ભલ ભલા રે લેઈ તેહના ભાવ;
રાસ રચ્યો મેં અભિનવો, એતો ભવજલ રે જાણે તારણ નાવ. ધ૦ ૭
અધિકું ઓછું કહ્યું હૂવે, મૂલ ચરિત્રથી રે જે એહમાં તેહ;
મિચ્છા દુક્કડ મુઝ હતો, સહુ સંઘની રે સાખેં કરી તેહ. ધ૦ ૮
અશુદ્ધ જે કાંઈ ઇહાં, મેં કહ્યો જે હોય જબાપ;
સૂધા જન તે શોધજો, મુઝ ગુનહો રે વલી કરજો માફ. ધ૦ ૯
તપગચ્છ મંડણ તિલકસો, શ્રી રાજવિજય સૂરિરાજ;
તરણિ જિસ્યો તસ પાટવી, રત્નવિજય રે સૂરિ શિરતાજ. ધ૦ ૧૦
ગુરૂરાજ રાજ સમાજનો, દીવો સેવ્યો સદીવ;
હીરરતન સૂરિ હેજશું, પૂરે આસ્યા રે પ્રતાપે અતીવ. ધ૦ ૧૧

જયરત્ન સૂરિ જયકરૂ, સંપ્રતિ તેહને પાટે;
ભાવરતન સૂરિ ભેટતાં, દુઃખ મેટેરે નમીયેં તે માટે. ધ૦ ૧૨
શ્રી હીરરત્ન સૂરિંદનો, સોહે વડેરો સીસ;
લબ્ધિરત્ન પંડિત તે હતો, નમું વાચક રે જેની જગીસ. ધ૦ ૧૩
શ્રી મેઘરત્ન મુણિંદનો, અમરરત્ન અનુચર તાસ;
શિવરત્ન ગુરૂ સુપસાઉલે, મેં ગાયો રે બલિ ઋષિ ગુણ ખાસ. ધ૦ ૧૪
સત્તરસે ઓગણ્યોત્તર (૧૭૬૯) સમે, વદિ તેરસ મંગળવાર;
પોષ માસ પૂર્વાષાઢ મેં, હર્ષણ યોગે રે થયો હર્ષ અપાર. ધ૦ ૧૫
ગુણનિધિ ઉનાઉવા ગામમાં, ભીડભંજન શ્રી જિન પાસ,
તાસ પ્રસાદેં પૂરો થયો, રસલહરીરે નામે એ રાસ. ધ૦ ૧૬

× × × ×

સુખશ્રેણી મંગલમાલિકા, દીપાલિકા દિન જેમ,
ભુંવનભાનુ કેવલી તણા, ગુણ ગાતાંરે લીલા લહિયેં તેમ. ધ૦ ૨૦
ઇમ છન્નુમી ઢાલમાં, ઉદયરત્ન ઘે આશીષ,
સુખસંપદ વાધો સદા, સહુ સંઘનીરે પહોચો સુજગીશ. ધ૦ ૨૧

ઇતિશ્રી ઉદયરત્નજી મહારાજ કૃત ભુવનભાનુ કેવલીનો રાસ સંપૂર્ણ.
ગાથા ૨૪૨૪–પ્ર૦ ભીમશી માણીક જૈન કથારત્ન કોષ,
—અધૂરી પ્રત ૨૪-૧૩-૪૩ ને ૫૦ ઘડે૦ પૃ. ૧૫૯ થી ૨૮૧

**(૮૧૯)+ શ્રી નેમનાથનો શલોકો.**

આદિ—

સિદ્ધિ બુદ્ધિ દાતા બ્રહ્મની બેટી,

અંતે—

ઉદયરત્ન કવિ ઇણીપરે બોલે, કોઈ ન આવે શ્રી નેમનાથને તોલે. ૫૭

**(૮૨૦)+ શ્રી શાલિભદ્રનો શલોકો.** સં. ૧૭૭૦ માગસર શુદ ૧૩–આદ્રજમાં.

આદિ—

સરસતિ માતા કરીને પસાઉ પાસજી કેરા પ્રણમું હું પાઉ,

અંતે—

સંવત **સત્તરશે સિત્તેરા વરશે,** માગશિર શુદિ તેરશે હરષે;
ઉદયરત્ન કહે **આદ્રજ**માંહે, એહ શલોકો ગયો ઉચ્છારે. ૬૬

**(૮૨૧)+ શ્રી ભરત બાહુબલનો શલોકો.**

આદિ—

પ્રથમ પ્રણમું માતા બ્રહ્માણી,

અંતે—

ઉદયરત્ન કહે વચનવિલાશ, બાહુબલ નામે લીલવિલાસ.

**(૮૨૨) +શ્રી વિમલમેતાનો શલોકો.** સં. ૧૭૯૫ જેઠ શુદ ૮ ખેડા હરિયાલે.

આદિ—

સરસતિ સમરૂં બે કરજોડિ.

અંતે—

**ભૂતનંદને મુનિગણ** ઈંદુ, જેષ્ટ શુદિ આઠમ વાર દિણંદુ.
રૂડો શલોકો એહ રચાયો. **ખેડે હરિ**યાલે કલશ ચઢાયો
**હી**રરત્નસૂરિ વંદી ગણધાર. ઉત્તમ એ મેં કીધો ગુણધાર,
એકવાર તો **આબુગઢ** જોજો, હિમ્મત રાખીને **સમકેતિ** હોજો.
ભાવ ધરીને એહ જે ભણશે, લખશે ગણશે ને સભામાં ગાશે,
વાચક ઉદયની એહવી વાણી, શુદ્ધિ સદ્દહજો શુભ ફલ જાણી. ૧૧૭

—પ્ર. શ્લોકાસંગ્રહ ( ભી. મા. )

**(૮૨૩) હરિવંશ રાસ-રસ રત્નાકર રાસ** સં. ૧૭૯૯ ચૈત્ર શુદ ૯ ગુરૂ ઉમરેઠમાં.

અંતે—

ગુજરદેસમાં **પાટણ**વારેં, ઉનાઉયા છે ગાંમજી,
તિહાંનો વાસી મેહતા કેશવ, સુત ગોવિંદજી અભીરાંમજી. ૩
**ભ**વાનીદાસ સુત **થોભણ**, મેહતો તેહતણો આગ્રહેજી,
એ રાસ રચ્યો મેં રૂડો, સકલ શ્રોતા અનુગ્રહેજી. ૪

સંવત **સત્તર નવાંણુયા વર્ષે**, ચૈત્ર શુદ નવમી ગુરૂવારજી,
પુષ્ય નક્ષત્રે સુકર્મા શુભયોગે, વર્ત્યો જય જય કારજી. ૫
**ચી**ડોત્તરમાં ઉંબરઠ ગામેં, શ્રી શાતિનાથ પસાયજી,
પૂરણ રાસ ચડયો પરમાણે, સંપદ વાધી સવાયજી. ૬
એ કથા તિહાં લગે થીર થાજ્યો, જિહાં લગેં સુરય ચંદજી,
વિબુધ જિનવચને વીસ્તર્યો, જિહાં લગે મેરૂ ગીરંદજી. ૭
શ્રી **શેત્રુંજય** મહાત્મમાંથી, એ અધિકાર મેં લીધોજી,
સકલ સંઘને સાનધ કાજે, સૂત્ર અનુસારે સીધોજી. ૮
મુલ ગ્રંથથી અધીકું ઉછું, જે કાંઈ મેં ભાખ્યુંજી,
ચતુર્વિધ સંઘ તણુઈ સાખે, મિચ્છા દુકડ મિં દાખ્યુંજી. ૯
'રસરત્નાકર' નામ છે એહનું, ગુરૂમુખે દેસી લેઇજી,
વકતાજન વાંચયો સભામાંઈ, શ્રોતા સુંણુયો કાન દેઇજી. ૧૦
તપગછ ગયણુ વિભૂષણુ ભાનું, શ્રી **રાજવિજય** સુરિંદજી,
શ્રી **રત્નવિજય** સુરિ તસુ પાટેં, દીપે જેમ દીણુંદજી. ૧૧
શ્રી **હીરરત્નસુરી** ગુરૂહીરો, શ્રી **જયરત્ન** તસુ પાટિજી,
શ્રી **ભાવરત્ન** સુરીસર વંદો, **દાનરત્ન** સુભ ઘાટિજી. ૧૨
શ્રી **હીરરત્ન** સુરીશ્વર કેરા, શિષ વડેરા સોહેજી,
પંડિત લબ્ધિરત્ન શિષ્યવાચક, **સિદ્ધિરત્ન** મન મોહેજી. ૧૩
**મેઘરત્ન** તસુ અનુચર, **શીવરત્ન** સોભાગીજી,
તે મઇ ગુરૂ તિણેં સુપસાઇ, એ કથા કહી થઇ રાગીજી. ૧૪
આજ મનોરથ વંછીત ફલીયા, પામી મંગલ માલાજી,
દુખ દાલીદ્ર સર્વ દુરે નાઠા, લીલા લાધી રસાલજી. ૧૫
ઉદયરત્ન વાચક ઇમ બાલેં, વાજે જીતના વાજાંજી,
ઉત્તમ પુરૂષ તણાં ગુણુ ગાતાં, ભવ દુખ દુરિં ભાજાંજી ૧૬

—શ્રી ઇતિશ્રીવ હરીવંશ વિષયે રસ રત્નાકર નામા હરીવંસ વર્ણનં પાંચ પાંડવ અધીકારે શ્રી હરીવંશ રાસ સંપૂર્ણ. સંવત્ ૧૮૫૮ ના વર્ષે શાકે ૧૭૨૩ પ્રવર્તમાને આસોત્તમ માસે શુભકારી આશ્વિન

માસે શુકલપક્ષે અષ્ટમી તિથૌ ૮ શ્રી દેવાચાર્ય વાસરેત—ઉતરાષાઢ નક્ષત્રે શુક્રમા યોગ્યે લપીચક્રે મિદં૦ સકલ ભટ્ટારક પુરંદર ભટ્ટાર્ક શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી વિજયદેવ સુરીશ્વરજી તત્. શિષ્ય મહોપાધ્યાય ઑા શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી વિનયદેવ સૂરીશ્વરજી તત્ શિષ્ય મહોપાધ્યાય ઑા શ્રી શ્રી ૧૦૮ શ્રી નયવિજયગણિ તત્ શિષ્ય પં. શ્રી પં. રાજવિજય ગ૦ તત્ શિષ્ય પં. શ્રી ૧૦૮ પં. દેવવિજયગણિ ધનવિજયેન લપીકૃતં. શ્રી અણુવરપુર નગરેશ્રી પાર્શ્વનાથ પ્રસાદાત્. પત્ર ૮૮ પ્ર. કા.

**(૮૨૪)+મહિપતિ રાજા અને મતિસાગર પ્રધાન રાસ.**

( પુનામાં છપાયેલ સન ૧૮૮૦ )

**(૮૨૫) સૂર્યયશાનો રાસ.** ભાવ.

**ભાભા પારસનાથનું સ્તવન** સં. ૧૭૬૯ ભા. શુ. ૧૫

ત્રિભુવનનાયક ત્રિવિધિસું ત્રિણકાલ, રાજ
    ભાવે ને ભેટોરે **ભાભા પાસ**નેરે
સમકીતપુરણ સુરતરૂ સમ સારે, રાજ
    સેવ્યોરે આપેરે શિવપુર વાસનેરે. ૧
સોવન કલસાને રૂપાનાં કચોલાં, રાજ
    ન્હાઇને પહેરોરે નિરમલ ધોતીયાંરે;
સૂકડ કેસર ફૂલડે રંગરોલ, રાજ
    પ્રેમેને પૂજોરે પ્રભુના પનોતીયાંરે. ૨
નરનારિ નેહસું નિત્યમેવ, રાજ
    એકરસુ વિષયરસ વિસારીનેરે,
તાહરી આણ વહે તતકાલ, રાજ
    તુમ પદ આપેરે ભવજલ તારણે. ૩
કોડગમે સેવકના સાર્યાં કાંમ, રાજ
    ગુણનિધિ ગુણવંત જે ગાજીયો,
**અણહલ્લપૂર પાટણ** માહે અભિરામ, રાજ
    **ભાભા**ને પાડેરે **ભાભો** રાજીયારે. ૪

સતર ઓગણ્યાસીઇં ઉદયરતન ઉવઝાય રાજ
ભાદ્રવા સુદ પુન્યમ ભાવે ભણ્યો
પુજજ્યો પુજજ્યો પારસનાથના પાય, રાજ
અમરની લીલારે જીમ વસે આંગણે. ૫.
માંગરોળ પ્રત.

છૂટાં સ્તવનો ઘણાં રચ્યાં છે.

**મહાવીરગીત** ( સાહિબની સેવામેં રહિસ્યું, કરિસ્યું સુખદુખ વાત.
ટબાસહિત મારી પાસે છે. )

**પાર્શ્વસ્ત.** ( ગોઠીડા બાર ઉઘાડ, વણ (=વ્રત) છે પૂજાનોરે )

,, ( પ્યારો પારસનાથ પૂજાવો રસીયા )

**+સિદ્ધાચલ સ્તવન** ( શેત્રુંજે જેવાનું હો જોર છે જી. )

પરથી સમજાય છે કે સં. ૧૭૮૯ ચૈત્ર શુદિ ૧૨ શત્રુંજય યાત્રા કરી હતી.

**સત્તર નેવ્યાશીયા** સમેજી રાજ, જોર બની ઉત્તંગ, મહારાજા
પ્રતિષ્ઠાનપુરે (?) પુજ્યા તણીજી રાજ, અધિક આંગીનો ઉમંગ. મ૦ ૫
ચૈતર શુદિ બારસ દિનેજી રાજ, ઉદયરતન ઉવજ્ઝાય,
પરીકરશું પ્રભુ પેખીનેજી રાજ, ગેલેશું ગુણ ગાય. મ૦ ૬

**+શત્રુંજયપદ.** ૧ ( દાદા મોરા સાસરીયે વલાવ્ય )
દેશમાંહે છે સોરઠ દેશ, તીરથમાંહે રે શેત્રુંજે તેમ લહો,
હાર માંહે હો હારમાં નગીનો જેમ, ઉદયરત્ન કહે સાચું સદ્દહો. ૧૧

**+શત્રુંજય સ્તવન** નાભિરાયા વંશે વારૂ )
નાચી કુદી પાય વંદી ભવિજન ભાવે, ભગતિશું ભગવંતને શીશ નમાવે,
મુગતિની મોજ આપો માગું એ કરજોડ, ઉદયરત્ન કહે ભવદુઃખ છોડ. મ૦ ૫
દંડકસ્તવન તથા અષ્ટભંગી સ. પા. ૩ પા. નં. ૩.

**+સઝાયો**—ભાંગવારક સઝાય ૧૭૯૫ ફા. શુ. ૨ પૃ. ૩૩૮ સ. મા. ભી.
બલભદ્ર મુનિ, પૃ. ૧૭, એકાદશી ૩૮, વૈરાગ્ય ૩૯, સીતાજી ૫૦, જોબન અસ્થિર ૫૬, નારીને શિખામણ ૫૭, ક્રોધ, માન, માયા, લોભ.

૬૪-૬૫, પ્રભાતે વહાણુલાં ૭૨, ચૈતન્ય શિક્ષાભાસ ૮૦, નિદ્રા ૮૧, અભવ્યને ઉપદેશ ન લાગવા વિષે ૮૧, વૈરાગ્યકારક ૯૧, અજ્ઞાન દોષ ૯૬, પરસ્ત્રીત્યાગ ૯૯, શિયલ ૧૨૬, સુમતિવિલાપ, ૧૨૮, આત્મહિત-શિક્ષા ૧૫૬, સ્ત્રી શિખામણ ૧૮૩, શિખામણ કોને આપવી ૨૦૭, તપ ૩૯૨, શિષ્પ વિષે શિખામણ ૧૫૭, ( સ૦ મા૦ ભી૦ ). શિયલ ૧૫૮ ને તે પર બીજી બે ( બ્રહ્મચર્ય ) તે દિન કયારે આવશું સિદ્ધા-ચલ જાશું ૪૮, આંખડીએ રે મેં આજ શેત્રુંજય દીઠો ૮૨ (જૈ. પ્ર.)

'ઉદયરત્નજી ખેડાના રહીશ હતા એમ કહેવાય છે કે તેમનું મરણ–મીઆંગામમાં થયું. સ્થૂલિભદ્રના નવરસો લખ્યા તેથી તેમના આચાર્યે સંઘાડા બહાર કર્યા, તેનું કારણ એકે આ રસો એટલા બધા શૃંગારથી રસ-ભરિત હતા કે દરેક નરનારીના કંઠે રહેતા. તેથી પછી નવવાડ બ્રહ્મ-ચર્યની રચી ત્યારે તેમને સંઘાડામાં પ્રવેશ કરાવ્યો.

એવી દંતકથા છે કે તેમને ઇંદ્રિજાળની શક્તિ એટલી બધી હતી કે શ્રીતીર્થંકરનું સમોવસરણ કરી શકતા હતા અને બીજા તેને જોઈ શકતા હતા.

ખેડામાં ત્રણ નદીની વચમાં કાઉસગ્ગ ચાર માસ સુધી અખંડ કર્યો તેથી ત્યાં બેટડું થઈ ગયું. તેનાથી ૫૦૦ ભાવસાર–વૈષ્ણવ આદિ જૈન થઇ ગયા. તેમણે સોજીત્રામાં પટેલનાં ઘરો છે તેને જૈન બનાવ્યા હતા.

ખેડાનો રત્નો નામનો ભાવસાર કવિ ઉદયરત્ન પાસે શીખેલ છે. જુઓ કાવ્યદોહનમાં.

કે જે રત્નાએ સં. ૧૭૯૫ માં વિરહના બાર માસ, શૃંગારના પદ રચ્યા છે.

'હાલ ખેડામાં શાંતિનાથના દેરા પાસે ભંડાર છે. તેમની પરંપ-રાના હાલ સુમતિરત્ન ગોરજીજેવા, ખેડામાં હમણાજ સ્વર્ગસ્થ થયા છે.' ( આટલું બુદ્ધિસાગર મહારાજ મુંબઇમાં હતા ત્યારે તેમની પાસેથી સાંભળી લખ્યું છે. )

તેમણે ૧૭૮૯ ચૈત્ર સુદ ૧૨ શત્રુંજયની યાત્રા કરી હતી.

ઉદયરત્ને પોતાની ગુરૂપરંપરામાં થએલા આચાર્યો માટે ટૂંકી ભાસ

રચી છે તે મુનિ માણેકના એક ચોપડામાંથી શેઠ જીવણચંદ સાંકરચંદ દ્વારા મળી છે તેમાંથી સારભૂત હકિકત નીચે પ્રમાણે છે:—

હીર રત્નસૂરિ-સીથામાં જન્મ, ઓસવાલનાતમાં પિતા જસવીર-માતા ખીમાદે; તેમની સ્થાપના શ્રીપુરની વાડીમાં છે.

---

જયરત્નસૂરિ-શ્રીમાલી માતા હીરાદે, પિતા હીરજી જન્મ કંબોઇમાં;

---

ભાવરત્નસૂરિ-પોરવાડ જ્ઞાતીમાં પિતા સાહ દેવરાજ ને માતા નવરંગદે ગઢ ગામમાં જન્મ તપગચ્છના નાયક, હીર રત્નસૂરિ છે-ભાસ સં. ૧૭૬૫; બીજે વૈશાખ વદ ૧૦ ને દિને ઉદયરત્ને બનાવી.

---

દાનરત્નસૂરિ ઓસવાલ દૂગડગોત્ર દુગેલીમાં મહેતા કમોસિંઘ એ પિતા, અને આણંદબાઇ માતા. નાગોરમાં જન્મ, ભાવરત્ન સૂરિને પાટે. ભાસ સં. ૧૭૮૨ પોસ નવમિ દિને બનાવી.

---

## ૪૦૫ દીપ્તિ(પ) વિજય(૧) ( ત૦ વિજયદાનસૂરિ-રાજવિમલ-મુનિવિજય-દેવવિજય-માનવિજય શિ૦ )

(૮૨૬)+ મંગલકલશ રાસ. સં. ૧૭૪૯ આસો સુદ ૧૫.

આદિ—

પ્રણમું સરસતિ સ્વામિની, કવિજન કેરી માય,
વીણા પુસ્તક ધારિણી, કવિયણને વરદાય. ૧
કાશ્મીરે જગ જાણીયેં, માતાનું અહિઠાણ,
બીજું મરૂધર દેશમાં, અઝારીયે મંડાણ. ૨
મનશુધ્ધેં પ્રણમી કરી, માગું વયણ વિલાસ,
જેમ મુજને સુખ ઊપજે, પૂગે મનની આશ. ૩
મંગલકલશ કુમારનો, રાસ રચું મનરંગ,
દેજ્યો વયણ સોહામણું, મુઝ મન બહુ ઉછરંગ. ૪

વલી પ્રણમું નિજ ગુરૂ સદા, જેહનો બહુ ઉપકાર,
તે ગુરૂ ઉપકારી સદા, જેમ જગમાં જલધાર. ૫
ઉત્તમના ગુણ વરણવે, આખંડલ મહારાજ,
દેવ સભામાંહે બેસિનેં, એમ ભાખે જિનરાજ. ૬
ઉત્તમના ગુણ બોલીયેં, કીજેં તીરથ યાત્ર,
દાન સુપાત્રેં દીજીયેં, નિર્મલ હોવે ગાત્ર. ૭

× × × ×

બીજા ખંડને અંતે સંવત્ સાથે મિતિ આપેલી છેઃ—

સંવત **સત્તરેં** જાણજો, સા૦ વરસ તે **ઉગણપચ્ચાસ** તો,
આસો શુદિ પૂનમ દિને, સા૦ એ મેં કીધો રાસ તો.

× × × ×

**અંતે—** ખંડ ૩ ઢાલ. ૭ કાયા માયા કારમી એ દેશી.

પુણ્ય કરો તુમે પ્રાણીયા, પુન્યે નવે નિધાન.

× × × ×

વિજયમાન સૂરીસરૂ, તપગછનો સિણગાર રે.
તેહને રાજ્યેં રંગઇ કરી, રાસ રચ્યો સુવિચાર રે.
શ્રી વિજયદાન સૂરીસરૂ, ઉત્તમ જેહનું નામ રે.
મુનિવરમાંહિ વખાણીઇ, ભાગ્યવંત ગુણધાંમ રે.
તેહના શિષ્ય સોહાંકરૂ, શ્રી **રાજવિમલ** ઉવઝાય રે.
તેહના સીસ વષાંણીઈ, શ્રી **મુનિવિજય** ઉવઝાયો રે.
તેહના શિષ્ય વષાંણીઈ, સંવેગી સિરદાર રે.
શ્રી **દેવવિજય** વાચક વડા, ઉસ વંસ સિણગાર રે. ૫
**પ્રાગવંસ** કુલ ઊપના નિજ ગુરૂનેં સુષદાયિ રે,
શ્રી **માનવિજય** પંડિતવરૂ, દોલતિ અધિકી સવાઇ રે. ૬
ગુરૂ નામિ સુષ ઉપજે,, મતિ બુદ્ધિ સઘલી આવે રે,
**દીપ્તિવિજય** સુષ કારણિં, રાસ રચ્યો સુભ ભાવિ રે. ૭

નિજ સીસ ધીરવિજય તણું, વાંચવાનું મન જાંણી રે,
રાસ રચ્યો રलીયામણો, મન માંહિં ઊલટ આંણી રે. ૮
સંવત સત્તરઈ જાંણજ્યો, વરસ તે ઉગણપંચાસો રે,
ભણેં ગણેં જે સાંભલઈ, કવિ દીપ્તિની ફળજ્યે આસ.

—ઇતિ શ્રી મંગલકલસ રાસે તૃતીય ખંડ સમાપ્તઃ સંવત ૧૮૧૩ વર્ષે મિતી પોસ માસ સુદિ ૧ બુધવાર સંપૂર્ણં. ?

—સં. ૧૭૮૮સીયા વર્ષે ભાદ્ર. શુદિ ૫ દિને પં. હર્ષવિજય ગણિ શિ. પં. શ્રી પ્રેમવિજયગણિ શિ. પં. રાજવિજય લિ. રાનેર બંદિરે. ૩૧-૧૪ પો.

—સંવત્ ૧૮૫૬ રા મૃગશિર વદિ ૧૧ રવિ૦ શ્રી ભાડલા મધ્યે શ્રી લિ. ધીરવિજય ગણી.—ઉદયપુર ચેનસાગરજી ભં.

( પ્ર૦ ભીમશી માણેક. )

(૮૨૭) શ્રી શંખેશ્વરજીનો શલોકો. ૧૭૮૪ મહા શુદ ૫ શુક્ર.

આદિ—

દેવી સરસતિ પ્રણમું વરદાયી.

અંતે—

સંવત સત્તર ચોરાશી વરષે, મહા શુદ પાંચમ શુક્રવારે.
દીપવિજય ગુરૂચરણ પસાયે, કીધો શલોકો મન ઉમાયે.
ભગવંતના જે ગુણ ગાય, દીપવિજય કહે મંગલ થાય.

---

## ૪૦૫ક વિમલવિજય. ( ત૦ વિજયપ્રભસૂરિશિ૦ )

(૮૨૭ક)+વિજયપ્રભસૂરિ નિર્વાણ સ્વાધ્યાય. (ઐ.) ૧૭૪૯ પછી.

આદિ— ઢાળ-સરસ વચન દીઓ સરસતીરે-એ દેશી.

પ્રણમી પાસ જિણેસર એ, સમરી સરસતિ માય,
નિજગુરૂના આધારથી રે, ગાયસ્યું તપગછરાયો રે. ૧

ગુરૂ ગુણ ગાઇઈ, શ્રી **વિજયપ્રભસૂરિ** રાયો રે,
જિનશાસન ધણી, નાંમેં નવનિધિ થાયો રે. ગુરૂ. ૧

* × × ×

**અંતે—** કલશ.

શ્રી **વીર**સાસન ગગન ભાસન, સુધ પરંપર પટધરો,
ગુરૂ નાંમ જપીઇ કર્મ ખપીઈ, વિમલસાર સંયમ ધરો,
**ત**પગચ્છ દીપક કુમતિજીપક, **વિજયપ્રભ** ગુરૂ ગણધરો.
તસ ચરણ સેવક **વિમલવિજયે**ં, ગાયો જય મંગલ કરો. ૩૮

—૩૮ ટૂંક કુલ છે. વિજયપ્રભ સૂરિ સં. ૧૭૪૯માં ઉનામાં સ્વર્ગસ્થ થયા તેથી ત્યાર પછી આ રચાયેલ છે. પ્ર. જ. ઐ. ગૂર્જર કાવ્ય સંચય.



## ૪૦૬ સૌભાગ્યવિજય (ત. હીરવિજયસૂરિ–સોમવિજય–ચારિત્રવિજય–સત્યવિજય–લાલવિજય શિ૦)

**(૮૨૮)+ તીર્થમાલા સ્તવન.** સં. ૧૭૫૦

**આદિ—**

આણંદદાઇ **આગરે**ં, પ્રણમું **પાસ** જિણંદ,
ચિંતામણિ ચિંતાહરણ, કેવલજ્ઞાન દિણંદ. ૧

× × × ×

**અંતે—**

ઢાલ ૧૩ આદર જીવ ક્ષમા–એ દેશી.

અનડ **અકબ્બર** યવન પાતિસાહ પ્રતિબોધ્યો ગુરૂ **હીર**જી,
સંવત **સોલેગતાલા** ય વરસે, ફત્તેપુરમાં સધીરજી. ૧૭
તાસ સીસ વાચકપદ ધારક, **સોમવિજય** સુખકારજી,
**ચારિત્ર** આદિ વિજય ઉવઝાયા, **સત્યવિજય** સુવિચારજી. ૧૮

તાસ સીસ પંડિત પદ ધારી, લાલવિજય ગણિરાયજી,
દિલ્લીપતિ અવરંગજેવસ્યું, મિલ્યા આગરેં આયજી. ૧૯
તપગચ્છનિ પોસાલ વિશાલા, દેઇ દિલ્લીપતિ જાસજી,
નિજ ફુરમાંન દેઇ પુરમાં મેં, રહિયે સદા સુખવાસજી. ૨૦
તે કવિ લાલવિજય સુખ પાયા. પાયા તીર્થ ઉદારજી,
માંનવ જન્મ સફલ ભયો માહરો. સો તો ગુરૂ ઉપગારજી. ૨૧
એ તીરથની માલા કંઠે, જે ધારેં નરનારિજી,
ઘર બેઠાં તીરથ ફલ પાંમી, સફલ કરો અવતારજી. ૨૨

કલશ.

એ તીર્થમાલા અતિ રસાલા, પંચ કલ્યાણક તણી,
સંવત **સતરસે પંચાશ વર્ષે**, લાભ જાંણિ મૈં ભણી,
શ્રી વિજયરત્નસૂરીસ ગછપતિ, સદા સંઘ સુહકરો,
ગુરૂ લાલવિજય પ્રસાદ પભણેં સૌભાગ્યવિજય જય કરો. ૧

—સં. ૧૮૧૭ વૈશાખ વદિ ૧ બુધવાસરે. લિ૦ અમૃતવિજયેન સૂર્યપુરે સૂર્યમંડનપાર્શ્વ પ્રસાદાત્–૧૧–૧૨. મારી પાસે છે. પ્ર૦ પ્રા. તી. સં. પૃ. ૭૩ થી ૧૦૦.

(આમાં કવિએ પૂર્વ દેશનાં તીર્થો વર્ણવ્યા ઉપરાંત ગૂજરાત, કાઠિયાવાડ અનેમારવાડનાં તીર્થોનું વર્ણન કર્યું છે, તેમાં જણાવ્યા પ્રમાણે યાત્રાનો આરંભ આગ્રાથી સં. ૧૭૪૬ ના ચાતુર્માસ પૂરૂં કર્યા પછી વિજયપ્રભસૂરિની આજ્ઞાથી કર્યો છે તેમાં સંમેતશિખરની યાત્રા કરી પાછા ફરી પટણામાં તેજસૂરિની આજ્ઞાથી કવિ ચોમાસું કરી, ઉત્તરે પટણાની આજુબાજુનાં બધાં તીર્થોની યાત્રા કરી. પછી સોરઠ અને બીજાં તીર્થોનું વર્ણન છે.)

---

## ૪૦૬ ક હિમ્મત.

**(૮૨૮ ક)+ અક્ષરબત્રીશી** (આત્મહિત શિક્ષારૂપ) સં. ૧૭૫૦ ઉદેપુરમાં.

આદિ—

કક્કા તે કિરિયા કરો, કર્મ કરો ચકચૂર
કિરિયા વિણુરે જીવડા, શિવનગર છે દૂર. ૧

અંતે—

અક્ષર બત્રીશી એ કહી, સંબોધન અધિકાર,
દોહા અર્થ વિચારશો, પામે ભવ તણો પાર. ૩૪
સંવત **સત્તર પચ્યાસમાં**, સમકિત કિયો વખાણ.
ઉદયાપુરે ઉદ્યમ કિયો, તે મુનિ હિમ્મત જાણ. ૩૫

પ્ર૦ સજ્જન સન્મિત્ર પૃ-પ૨૭થી પ૨૯.

---

## ૪૦૭ જિનવિજય (૨) (ત૦ દેવવિજય-જશવિજય શિ૦)

**(૮૨૯) ગુણાવલિ રાસ** સં. ૧૭૫૧ આસો શુદ ૧૦ સુરતમાં.

આદિ—

સકલ સુખદાયક સદા, ત્રેવીસમો જિનચંદ,
પ્રણમું **પાસ સંખેસરૂ**, નામે પરમાણંદ ૧
વલી સમરૂં શ્રુતદેવતા, ભગવતિ આદિ જેહ,
ગોયમાદિક ગણધર નમેં, હું પણિ પ્રણમું તેહ. ૨
શ્રી જસવિજય કોવિદવરૂ, પ્રણમું મન ઉલ્હાસ,
જેહના નામ થકી સરસ, જિમ લહુ વચન વિલાસ. ૩
પુણ્ય પ્રભાવે સુખ ઘણું, પુણ્યે ઇષ્ટ સંયોગ,
પુણ્યે જગ જસ વિસ્તરે, પુન્યે વંછિત યોગ. ૪

× × × ×

અંતે—

તપ ગચ્છ ગિરૂઆ ગચ્છનાયક શ્રી વિજયાણંદ સૂરીંદ,
શ્રી વિજયરાજસૂરી તસ પાટ સવાઈ જે તપતેજે દિણંદ. ૬
અધિક પ્રતાપે તેહને પાટે વિદ્યમાન વિરાજે,
શ્રી વિજયમાનસૂરિ ગચ્છનાયક દોલતવંત દિવાજે. ૭

તસ ગચ્છ ભૂષણુ કવિસિર સોભાગી નાણુ ચરણુ ભંડાર,
શ્રી દેવવિજય વાચક વયરાગી પાલે પંચ આચારરે. ૮
સતર ભેદ સંયમના પાલક તેહ તણા સિષ્ય સોહે,
શ્રી જસવિજય વિબુધ ચુડામણિ મુઝ ગુરૂ જનમન મોહે. ૯
મુઝ મત સારૂ સતી ગુણુ ગાયા તેહ ગુરૂને સુપસાય,
ગુણુવંતના ગુણુ ભણુતાં સુણુતાં ઋદ્ધિ વૃદ્ધિ પરિં થાયરે. ૧૦
વચત રસેં કાંઇ અધિકું ઓછું કહિવાણું હુઈ જેહ,
હોયો ચતુર્વિધિ સંઘની સાખે મિચ્છામિ દુકડ તેહરે. ૧૧
સંવત **સતર એકાવના** વરસૈ વિજયદશમી બહુ નેહિં,
સૂરતિ બંદિરમાં રાસ રચ્યો એ, સાહ **વિજસિંઘ માણેકજી** ગેહેરે. ૧૨
કહે **જિનવિજય** મુનિ ધન્યાસીઇ સત્તાવીસમી ઢાલ,
ઉંબર **વાડી** પાસ પસાઈ ધરિ ધરિ મંગલમાલરે. ૧૩

—સર્વ ગાથા ૪૮૭ જ્ઞાન પંચમી તપવિષયે ગુણાવલિ રાસ–૧૯–૧૫ દા. ૪૩ નં. ૭૪ **બ હે.** ૨૩–૧૪ દા. ૭૦ નં. ૧૦૨ દે.–અ૦

—સંવત્ ૧૮૧૨ વર્ષે ૧૮–૧૫ બી. ડી. ૧૪૯, ૧૭–૨૦ બી. ડી. ૧૫૪ રો–એ–સો. મુંબઈ નં. ૧૮૮૭; ને નં. ૧૮૮૮.

(૮૩૦) **ધન્ના શાળીભદ્ર** રાસ સં. ૧૭૨૭ ભા૦ ડે.

(૮૩૧) **હરિબળની ચોપાઈ**—ભાવ૦

**પંચ મહાવ્રત સ.** પત્ર ૫ ડે.

---

## ૪૦૮ બાલ.

(૮૩૨) **પાંચ ઈંદ્રિય ચોપાઈ** સં. ૧૭૫૧ ભાદ્ર. શુ. ૨ આગ્રામાં.

આદિ— દોહા.

પ્રથમ પ્રણુમ જિનદેવકોં, બહુરિ પ્રણુમી શિવરાય,
સાધ સકલકે ચરણકોં, પ્રણુમો શીશ નમાય. ૧

નમૌ જિનેશ્વર વીરકોં, જગત જીવ સુખકાર;
જસુ પ્રસાદ ઘટપટ ખુલૈ, લહિયૈ બુદ્ધિ અપાર. ૨
ઈક દિન ઈક ઉદ્યાનમૈં, બૈઠે શ્રી મુનિરાજ
ધર્મ દેશના દેત હે, ભવ્ય જીવકૈ કાજ. ૩
સમદૃષ્ટિ શ્રાવક તહાં, ઔર મિલે બહુ લોક;
વિદ્યાધરિ ક્રીડા કરત, આય ગયે બહુ થોક. ૪
ચલી બાત વ્યાખ્યાનમેં, પંચૈ ઈંદ્રી દુખ,
ત્યૌં ત્યૌં એ દુખ દેત હૈ, જ્યૌં જ્યૌં કીજે પુષ્ટ.

× × × ×

સીસ નમત જગદીસકૌ, પ્રથમ નમત હૈ નાક;
તૌહી તિલક વિરાજતો, સત્યારથ્ય જગવાક. ૧૯

(આમ હિંદીમાં મંગલાચરણ શરૂ કરી પછી ગૂજરાતીમાં ઢાલ આવે છે.)

ચોપઈની ઢાલ ગુજરાતી ભાષા.

નાક કહૈ જગહું વડો, મુઝ વાત સુણોં સબ કોઈરે,
નાક રહૈ પત લોકમાં, નાક ગયે પત ખોઈરે. ના૦ ૨૭

× × × ×

અંતે—

સંવત સતરહ એકાવને ૧૭૫૧, નગર આગરે માંહિ;
ભાદો સુદિ શુભ દુજકોં, બાલ ખ્યાલ પ્રગટાંહિ. ૧૫૨
સુરસમાંહિ સબ સુખ વસૈ, કુરસમાંહિ કછુ નાહિ,
કુરસ વાતઇ ના વહૈ, પુરસ પ્રગટ સમુ કાંહિ. ૧૫૩
ગુણ લીજે ગુણવંત નર, દોષ ન લીજો કોય;
જિનવાંણી હિરદૈ વસે, સબકોં મંગલ હોય. ૧૫૪

—૩-૨૧ અનંત૦, ૩-૨૧ આગ્રા ભં૦

(૮૩૩) સીતા રાસ પ્રત-સં. ૧૭૯૦ લીં.

## ૪૦૯ વિનયચંદ્ર (ખ૦ હર્ષનિધાન-જ્ઞાનતિલકના શિ૦)

**(૮૩૪) ઉત્તમકુમાર ચરિત્ર** રાસ ઢાલ ૪૨ ગા. ૮૪૮ પાટણમાં સં. ૧૭૫૨ ફા. શુ. ૫-અમ. રત્ન, ડે.

**(૮૩૫) ધ્યાનામૃત રાસ.**

**(૮૩૬) મયણરેહા રાસ.**

**(૮૩૭) ૧૧ અંગની સ્વાધ્યાય.** દરેક અંગપર એમ ૧૧ સઝાય ૧૭૫૫ શ્રાવણ માસ વદ ૧૦ અમદાવાદમાં.

અંતે—

હરખ અપાર ધરી હીયે સ૦ **અહમદાવાદ** મઝાર કિ,
ભાસ કરિ એ અંગની, સ૦ વરત્યા જયજયકાર કિ. ૪સ૦
સંવત **સત્તર પંચાવને,** સ૦ વર્ષાઋતુ નભઃ માસકિ,
દશમી દિન વદિ પક્ષમાં સ૦, પુરણ થઈ મન આસ. ૫સ૦
શ્રી જિનધર્મ સૂરિ પાટવી સ૦ શ્રી જિનચંદ્ર સૂરીસ.
ખરતર ગચ્છના રાજીયા સ૦, તસુ રાજે સુજગીસ. ૬સ૦
પાઠક હર્ષનિધાનજી સ૦ જ્ઞાનતિલક સુપસાયકિ
વિનયચંદ્ર કહે મેં કરી સ૦ અંગ ઇગ્યારે સિઝાય. ૭સ૦

—પોથી ૬૪. પંચાયતી જૈ૦ શ્વે. ભં. **જયપુર શહેર**

**(૮૩૭ક) શત્રુંજય તીર્થ બૃહત્સ્ત૦** ૨૦ કડી સં. ૧૭૫૫ પોશ ૧૦.

આદિ—

ધણીરી બીંદલી લાગો એ દેશી.

હાંરે મોરાલાલ, **સિદ્ધાચલ** સોહામણઉ,
ઉંચો અતિહિ ઉત્તંગ મોરાલાલ.
સિદ્ધવધૂ વરવા ભણી, માનું ઉન્નત કરિ ચંગ—૧ મોરાલાલ.

× × × ×

અંતે— કલશ.

ઇમ ભક્તિ પૂર્વકયુક્તિ સૈંતિ થૂણ્યઉ **શેત્રુંજ** તીર્થને;

સંવત સતર પંચાવનઇ વર પોસ દશિમી દિને;
શ્રી પૂજ્ય જિણચંદ સૂરિ પાઠક હર્ષનિધાન હર્ષઈ ઘણુઈ,
પરિવારિસું જિણ યાત્ર કીધી, વિનયચંદ્ર ઇસું ભણુઈ. ૨૦

—મારી પાસે છે.

## ૪૧૦ પ્રીતિસાગર.

**(૮૩૮) ઋષિદત્તા ચોપઈ** સં. ૧૭૫૨ —વિ. ધ.

## ૪૧૧ ગોડીદાસ ( ત. શ્રાવક. )

**(૮૩૯) નવકાર રાસ–અથવા રાજસિંહ રાજવતી રાસ** સં. ૧૭૫૫ આસો શુદ ૧૦ ભોમ. વટપદ્ર (વડોદરા)માં.

આદિ— દૂહા.

સારદ શુભ મતિદાયિણિ, સારદ ચંદ વદન્ન;
સારદ સોભાકારણિ, સારદ સદા પ્રસન્ન. ૧
શશીકર નિં કર સમોવડિં, શ્વેત કર્યો સિણગાર;
સરસ વચન મુખ સરસતિ, વીણા પુસ્તકધાર. ૨
બ્રહ્મવાદિની સરસતી, શાસ્ત્ર ધુરિ સમરેવિ;
ૐકાર ધુરિ આદિ લિપિ, તે પ્રણમું નિતિમેવ. ૩
સારદ માત મયા કરો, કવિજન પૂરો આસ;
સેવક જન હિત ચિત કરી, મુઝ મુખ વસયો વાસ. ૪
કવિજન તે સાચું વદે, જો (નો) કવિ જૂઠા હોઈ;
સાચ જૂઠનું પારિખું, વચન પ્રમાણે જોય. ૫
ઊપગારિ અરિહંતજી, ચોવિસૈ જિનચંદ;
સેવક જન સિવ સુષ દિઇં, પ્રણમું પદ અરવિંદ. ૬
ચિદાનંદ આણુંદમય, અષય અષંડિત વાસ;
સિદ્ધ સદા ચિત સમરીઇ, જિમ હોઈ લિલ વિલાસ. ૭

વર્તમાન કાલેં જિકે, સુવિહિત ગુરૂ ગુણધાર;
પ્રણમું તેહના પય જુગલ, ગ્નાન દ્રષ્ટિં દાતાર. ૮
સદગુરૂ શિલાવટ પરિં, અઘટિત આણ્યો ઘાટ;
મુરષનેં પંડિત કરેં, સુદ્ધ દિષાડેં વાટ. ૯
શ્રી ગુરૂના સુપસાયથિ, નિર્મલ બુદ્ધિ રસાલ;
રાસ રચ્યૂં નવકારનો, જિમ હોવેં મંગલ માલ. ૧૦
પંચમગતિ આરાધવા, પંચ પરમેષ્ટી નવકાર;
ગુણ અનંત ગ્યાની ભણ્યાં, કેહતાં નાવે પાર. ૧૧
એક જીભ હું કિમ કહું, એહના ગુણ વિસ્તાર;
એક ચિતેં આરાધિઈ, ચૌદ પૂરવનું સાર. ૧૨
અષ્ટ મહાભય આકરા, અષ્ટ કરમ દલ પૂર;
એહ જાપથિ ઉપશમેં, વાધેં આતમ નૂર. ૧૩
જિમ વિષધર વિષ ઉતરેં, ગણતાં મંત્ર વિશેષ;
તિમ નવપદના ધ્યાંનથિ, પાપ ન રહે વિશેષ. ૧૪
રાજસિંહ રતનવતી, પામ્યા સુષ અપાર;
તાસ ચરિત સુણજ્યો સહુ, પહિલા ભવથિ સાર. ૧૫
ગ્રંથ સાષ વૃંદારવૃત્તિ, પંચકથા સુવિચાર;
ત્રણ્ય કથા ઇહભવતણિ, દો પરભવ સુષકાર. ૧૬

× × × ×

ઢાલ ત્રેવીસમી મેવાડે કહી રાસ રચ્યો નવકાર હો. મા.
ગોડી ગિરૂઓરે પાસ પસાઉલેરે સંઘ સયલ જયકાર મા. ૧૩

અંતે—

ઢાલ—રાગ ધન્યાસી.

( ગિરૂઆરે સદા મારી નિરમલ થાઈ દેહારે, ગિરૂઆરે ગુણ તુમ તણા એ દેશી. )

રાસ રચ્યો (ચ્યો) નવકાર રે, જે ગ્રંથ તણે અનુસાર રે;
રાજસિંહ રતનવતી, લહિરયે શિવરમણી સુખકાર રે. ગિ૦ ૬

રસના રસ મેં ભાખીઓ, વલિ ઓછું અધિકું જેહરે;
સંઘ તણી સાખે કરી મુઝ, મિછામિં દુકડ તેહરે. ગિ૦ ૭
ઢાલ ચોવીસી (સમી) પૂરી થઇ, શ્રી ગોડી ગિરૂવો ગાજેરે.
સકલ સંઘ મંગલ કરો, દિન દિન અધિક દિવાજૈરે. ગિ૦ ૮
વર્તમાન શાસનપતી, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે;
સોહમ સામી પટ પરંપરા, પ્રેમે પ્રણમું પાઆરે. ગિ૦ ૯
સુવિહિંત ગચ્છ રઅણાયરૂં, શ્રી વિજયપ્રભ ગુરૂ ઇશરે;
તાસ પાટોધર જગ જયવંતાં, શ્રી વિજયરત્ન સૂરીશરે. ગિ૦ ૧૦
તેહ તણેં રાજે એ રચિઓં, નવ પદ રાસ રસાલરે;
ઇહ ભવ પર ભવ સુખયો દાતા, નિત નિત મંગલ માલરે. ગિ૦ ૧૧
સાત (ખટ)સેં ઉપરિ ગ્રંચ મનોહર, ગાથા (સુ)ગુણી નૈ બોલીરે;
ભવિજન માનસ કંઠ સુહાવો, દીસે ઝાક ઝમાલોરેં. ગિ૦ ૧૨
અખ્ખર ગુણણા ગ્રંથિ કીધો, લોક સહૂને સુખદાઆરે;
આઠ સહસ (સાતસે) ઉપરિ પંચ્યાસી, લિખતાં સોહીલોં થાસેરે. ગિ૦ ૧૩
સંવત **સત્તર પંચાવને આસો** સુદિ દશમી કુંજવારરે,
વટપદ્ર પાસ પસાઉલેં, રાસ રચ્યો નવકાર રેં. ગિ૦ ૧૪

કલશ.

એ રાસ નવપદ ભણેં નિસુણેં મંગલમાલા તસ ઘરેં,
નવનિધિ રિદ્ધિ સમૃદ્ધિ લીલા, કેવલ કમલા તસ વરેં;
શ્રી વિજયદશમી વિજય મહૂરત, રાસ રચ્યો નવકારનો,
પ્રભુ પાસ ગોડીદાસ પભણે, સકલ સંઘ મંગલકરૂં. ૧૬

—ઇતિશ્રી નવકાર રાસ સંપૂરણ શ્રી ૫ શ્રી મેઘજી તન ઋષિં કલ્યાણજી તત્ર સેષરૂ ઋષિ જોઇતા ઋષી લષિતં ચેલા રામચંદ પઠનાર્થં શુભં ભવતું આથી અશુદ્ધ છે. પત્ર ૩૬ પં. ૧૩ ભાવ. લીં.

—સંવત્ ૧૮૩૬ વૈ. શુ. ૯ લિ૦ રત્નપ્રભ મુનિના મુંદરા બિંદર મધ્યે. ૨૦-૧૭ આ. ક.

—સંવત ૧૭૯૩ વર્ષે કાર્તિક શુદિ ૫ દિને પં૦ શ્રી ન્યાનવિજય ગણિ શિ. પં. શ્રી જીવવિજય ગણિ શિ૦ પં. મોહનવિજયગણિ લિપિ કૃતં શ્રી આદિજિન પ્રસાદાત્ શ્રી ભુજનગર મધ્યે ઇતિ મંગલ માલિકા. ૧૯-૧૫ મો૦

—લ૦ સંવત્ છેકી નાખેલ છે. ૨૦-૧૫ મો૦

—સકલ ભટ્ટારક પુરંદર શ્રી શ્રી ૧૦૮ શ્રી વિજયમાન સૂરિસ્વર શિષ્ય શ્રી ૫ શ્રી પં આણુંદવિજય ગણિ શિષ્ય ખુસાલવિજય વાચનાર્થ. લપીતં આમોદ નગર મધ્યે લિપીકૃતમ્. (વિ. ધ. ભંડાર)

—પત્ર ૨૨ આદ્યત્રુટક. અમરવિજય-સીનોર.

—ઇતિશ્રી નવકાર વિષયે રાજસિંહ રત્નવતી પંચમકથા સંપૂર્ણાઃ લિપિકૃતં ચૈતત્ સકલ ભટ્ટારક પુરંદર ભટ્ટારક શ્રી ૧૦૧૮ શ્રી **હીરવિજય** સૂરીશ્વરતચ્ચરણશેવી શિષ્ય પં. **આણંદવિજય** શિષ્ય પં. **મેરૂવિજય** ગણિ તત્ શિષ્યોપાધ્યાયશ્રી ૧૦૮ શ્રી **લાવણ્યવિજય** ગણિ। તત્ શિષ્યોપાધ્યાય શ્રી પં. શ્રી **લક્ષ્મિવિજય** ગણિ તત્ ભ્રાતા પં. **હંસવિજય** ગણિ તત્ શિષ્ય પં. **તિલકવિજય** ગણિ તત્ ભ્રાતા લઘુ પંડિત શ્રી ૩ શ્રી **હસ્તિવિજય** ગણિ પંડિત શ્રી પં. શ્રી **નેમિવિજય** ગણિ તચ્ચરણશેવી શિષ્ય **મેઘવિજય** તત્ લઘુબંધવ **લલિતવિજયે**-ન લિપીકૃત્। શ્રેતિ. (દે૦ લા૦) કમળવિજય મુનિ પાસેની.

—સં. ૧૭૮૭ ના વર્ષે શ્રાવણ માસે શુકલપક્ષે ૫ બુધવારે લિખિતં શ્રી પાટણ મધ્યે—ગુ. વિ. —ભ. લીં.

(એ કવિએ ગોડીપાસની અટક પોતાની કવિતા દર્શાવનાર ચિન્હ તરીકે રાખેલ હોય અથવા ગોડીદાસ એવું નામ દર્શાવ્યું હોય એ બે વિકલ્પ પૈકી ગોડીદાસ એ કવિનું નામ-શ્રાવક કવિનું નામ હતું એ યોગ્ય લાગે છે.)

## ૪૧૨ મોહનવિજય ( ત૦ વિજયસેનસૂરિ–કીર્તિવિજય માનવિજય–રૂપવિજય શિ૦ )

**(૮૪૦)+ નર્મદાસુંદરીનો રાસ** સં. ૧૭૫૪ પોશ વદિ ૧૩ રવિ. સમીનગરે.

**આદિ—** દૂહા.

પ્રભુ ચરણાંબુજ રજતણી, વજ્જીને (વજ્રીને) હોઈ દ્દોક
માથો વલી જગ જેહનો, બીહૂં અક્ષરનેં શ્લોક. ૧
ધારક અતિશય એહવા, જિન સુરિગિરી પરિ (પરેં) ધીર,
હું પ્રણમૂં તે વીરનેં, ગૌતમ જાસ વજીર. ૨
કવિ સુરતરૂ સોભાવવા, પરભૃત તનયા પૂત,
જ્ઞાન ચંદ્ર ને ચંદ્રિકા, કૃપા કરિ અતી નૂત. ૩
જડતા લય મુદ્રા ભણી, જનૂ રૂપા સ્વયમેવ,
શબ્દોદધિ તારણ તરી, સા ભારતિ પ્રણમેવ. ૪
ગુરૂ ગૂણિમણી હારાવલિ, ધરિઈ હૃદય તટેણ,
કીધો તજી પીપિલિકા, મત્ત મત્તંગ જલેણ. ૫
જિન ગણહર ભારિતિ સુગુરૂ, પ્રણમી ચરણ રસેણ;
ધર્મોધમ કીજે સદા, સવી સુષ લહિઇ જેણ. ૬
ચ્યાર ભેદ તે ધર્મના, દાન શીલ તપ ભાવ
તેમેં શીયલ વિશેષ છેં, કપ રત્નાગર નામ. ૭
ચક્ષૂ શ્રવણ શીલેં કરી, થયો કુસુમની માલ,
પાવક પણ પાણિ થયો, શીલેં સીહ સીયાલ. ૮
સીલ રૂપ સન્નાહથી, મનમથ નૃપનાં બાંણ,
વેધી ન સકે વૃક્ષને, રે મન મૃષા મ જાંણ. ૯
શીલ તણે અધિકાર અથ, નમયાસૂંદરી ચરિત્ર
રચિસ શાસ્ત્ર અનૂંસારથી, વર્ણવ કરી વિચિત્ર ૧૦
સાંભલયો શ્રોતા નર, મિત્ર પુત્ર થિર લાય
પિણ પીતાં કરતાં રપે, મહીષી કિન્નર ન્યાય. ૧૧

× × × ×

અંતે—

ઢાલ. રાગ ધન્યાસી—દેસાવગાસિક વ્રત છે દશમું એ દેશી.
નમયાંસુંદરી ગુણ મહાસે સૂધો સંજમ પાલેંજી
ધ્યાનાનલ સંયોગે સુપરેં, કર્મ સમિધિ પ્રજાલેંજી. ૧૧૦

× × × ×

એહ સંબંધ છે શીલકુલકમેં, જોયો સુગુણ જગીસેંજી
ભરહેંસરબાહૂબલી વૃત્તિં, પ્રગટ સંબંધ એ દીસેંજી. ૧૨૧૦
એ સંબંધ છેં સાચો પણ કોઈ, કલ્પિત કરી મત જાણોજી,
બાવીભૂંત સંબંધ અપર જે, કવિ રચના તે પ્રમાણોજી. ૧૩૧૦
ધન ધન નમયા મહાસતી કેરી, સરસ કથા મેં ગાઈજી
કીધી પાવન સુંદર રચના, સરસ સુસ્વાદ ઉપાઈજી. ૧૪૧૦
એહ મહાસતીની પરિં કોઇ, પાલસૈ શીલ અભંગજી
તે પિણ વંછિત સુખ અનુભવસેં, લહરયૈ ગ્યાન તરંગજી. ૧૫૧૦
ચોથું વ્રત નિવૃત્તિનું કારણ, તિમ સોભાગ્યપ્રદાતાજી
યતિ ઉપદેસ્યૈ ઇમિ સુખ હુંતિ, સીલે મહોદય સાતાજી. ૧૬૧૦
નમયાસુંદરી કેરૂં રચ્યું છેં, ચરીત્ર અનોપમ એહજી
કવિકુલ કોઇ હાંસુ ન કરસ્યો, કરજો શુચિ સસનેહજી. ૧૭૧૦
મે તો સુકવિ ભરૂસો આણી, રાસ રચ્યો છેં સાચેંજી
નહી તો સી મતિ માહરી જે હૂં, હોડિ કરૂ કરી વાચેજી ૧૮૧૦
તેહ કારણ એ રાસ રસીલો, નમયાસુંદરી કેરોજી
કંઠાભરણ પરેં સહૂ કરેજો, પિણ દુષણ મત હેરોજી. ૧૯૧૦
વિધિમુષ શેંવમુ (શિવમુખ) ઋષિ ઇંદુ સંવત સંજ્ઞા એહીજી.
માસ પોસ વદિ તેરસ દિવસૈ, ઉસના વાર ગુણ ગેહેજી. ૨૦૧૦
તુંગીયા નગરી ઉપમ પાંમૈ, સમીનયર સુવિસેસજી
ચતુરપણેં ચોમાસું કીધૂં, સદગુરૂનેં આદેશેજી. ૨૧૧૦
તપગછ ગગનિ વિકાસ દિનમણિ, વિજયરત્ન સૂરિરાજેંજી,
રચના રાસતણી એ કીધી, આગ્રહ સંઘને પ્રાજેજી. ૨૨૧૦

શ્રી વિજયસેન સૂરીશ્વર સેવક, કીર્તિવિજય ઉવઝાયાજી
તસપદપંકજ પટપદ ઉપમા, માનવિજય કવીરાઆજી. ૨૩ન૦
તાસ સીસ કવિકુલ વક્ષસ્થલ, મંડણ ભૂષણ દીવ્યજી
રૂપવિજય પંડિત સુપસાઇ, કીર્તિ સુત્રા સમ સવ્યજી. ૨૪ન૦
કૃપા પ્રસાદ લહીને તેહનો, મોહનવિજયેં ઉલાસજી
ત્રેસઠમી ઢાલેં કરી ગાયો, નર્મદા કેરો રાસજી. ૨૫ન૦
જે કોઈ ભણસેં ગુણસ્યૈ સુણસ્યૈ, તે લહેં પરમાણંદજી
મંગલ પ્રાપતિ સદા ધરિ અંગણૈ, સોભસ્યૈ સોભાવૃંદજી. ૨૬ન૦
ઘર ઘર મંગલ લિલા લછેં, ઘર પ્રગટેં પુન્ય પ્રકાસજી.
શ્રોતાજન શ્રુતિ ધરજ્યો સહૂકો, મોહન વચન વિલાસજી. ૨૭ન૦

—સર્વગાથા ૧૪૫૪ સંવત્ ૧૭૮૬ના માહ શુદિ ૧ દિનેં વાર શુક્ર લિખિતા પં. અમીવિજયેન. ૪૦-૧૭. ( પાલણપુર ભં. )

પ્ર. ભીમશી માણેક.

( છપાયેલી પ્રતમાં રચ્યા સાલ સં. ૧૭૫૪ મૂકી છે પણ, શેંવમુ એ પણ્મુખ-કાત્તિકેય લાગે છે તો તેનો અંક છ ગણવો ઘટે એમ લાગે છે. એમ ગણતાં સાલ સં. ૧૭૬૪ થાય. )

**(૮૪૧) હરિવાહન રાજાનો રાસ**—સં. ૧૭૫૫ કાર્તિક વદ ૯ કવિવાર મહેસાણામાં.

**આદિ—** દૂહા.

પરમાનંદગાઈ પ્રભુ, ચિદ્રૂપી વિજ્ઞાન,
જગદીત ધર્ત્તા જયોતિમય, તેહનો ધરિઈ ધ્યાન. ૧
અધ્યાતમ અભ્યાસથી, અનુભવ ઉદયીક હોય,
તેહથી શમ અમૃત પીયો, જેહથી દૂખ ન કોય. ૨
એહ દીશા નો ઉપજે, જો ગુરૂ કરૂણા હોય,
જ્ઞાન દશા પ્રગટે તદા, સૂદ્ધ સદાગમ જોય. ૩
આગમમેં જિનેં ઉપદિસ્યો, દર્શન લક્ષ સમૂલ,
અતિ વિશુદ્ધ ગતેં આદર્યો, આતમ હૂઈ અનુંકુલ. ૪

લક્ષણુતા સમ્યક્ત છઈ, નીર્દુષણ તસ સૂદ્ધિ;
લક્ષણુ પંચ પ્રકાસ કૃત, બોધ ધરે હિત બૃદ્ધિ. ૫
ઉપસમાખ્ય આદિમ કહ્યો, સંવેગાખ્ય અધીકય;
નીર્વેદાનુકંપાખ્ય વલી, અંતિમાખ્ય આસ્તીકય. ૬
દર્શનનો શબ્દાર્થ એ, જોવો સાસન અન્ય;
કર્મમોહનો ક્ષય કરે, સમક્તિ વિના ન અન્ય; ૭
સકલ ક્રીયા પરિશીલના, કર્યે નહી સિધ્યર્થ;
જો નહીં સમક્તિ સૂદ્ધતા, સવી તો સૂકલા વ્યર્થ. ૮
આરાધે મન સૂદ્ધથી, દર્શન સમક્તિ સાથ,
તો નિશ્ચે શીવપુર તણી, પ્રભૂતા તેહનેં હાથ. ૯

× × × ×

નીરવેદ જો અનુભવ્યો નૃપ હરી વાહનેં પવિત્ર;
સૂખ પામ્યો તિણેં સાસ્વતો સાંભલજ્યો એ ચરિત્ર. ૧૩

× × × ×

અંતે—

ઢાલ ૩૧ જકડિની ચાલિ.

મેં અભ્યાખ્યોરે, હરીવાહન તણો;
ચરિત્ર અપૂરવ અનઅ સુહાંમણો,
(ચાલી) સોહાંમણો મેં ચરિત્ર ભાખ્યો, સમકત્વ તરી માંહેથી;
માહરી મેં બુદ્ધિ સાર, વર્ણું લેઈ જિહાં તિહાંથી.
કવિકલા નથી મુઝ તેહવી, કોઇ હાસી મત કરો.
કરી મેં એ બાલક્રીડા, રીસ કોઈ મત કરો. ૫
કર્ણું નિસુણ્યા છે વ્યાકર્ણુને ઓલખતો નથી હૂં કાંઈ વર્ણુને;
(ચાલી) વર્ણુનેં કાંઈ ઓલખૂં નહીં મંદમતિ હૂં માંનવી,
તેહ માટે સુકવી કોપેં નવિ હો હાસી માંનવી,
વર્ણું ષોષરો હોઈ તેહજ સુગણુ તેહ સુધારયો,
સુકવિપદ રજ સમો કહૂં છૂં ષોટ હૂઈ તે વારયો. ૬

સંવત ૧૭ **સંયમ ગીરી પાંડવ મીતેં**, વર્ષે વર્ષા ધૂરી માસાકિતેં,
(ચાલી) માસ પહિલો સરદ ઋતુનો અસીતપક્ષ પ્રલક્ષએ,
કર્મ વાદી નવમી વારૂ વાર કવિ મિત્યૂક્ત એ;
તૂર્ય માંસું રયા સુપરેં દંગ **મહિસાંણક** મહિં,
એહ ચરીત્રની કરી રચના, ગુંણી નિસુણી ગહગહેં. ૭
નૃપ **હ**રીવાહન કેરૂં ચરિત્ર એ, વર્ણવી રચના માંહે વિચિત્ર એ,
(ચાલી) વિચિત્ર રચના ચરિત્ર કેરી, નિસુણી પ્રાંણી હરષીઈ;
અન્ય વિકથા છાંડો પરીહી, ગ્નાંન આગમ પરષીઇ,
**કી**ર્ત્તિવિજય ઉવઝાય જીતેંદ્રીયી, જસ પદ સેવા સુગુણ આશ્રઈ,
(ચાલી) આશ્રઇ તસ ચરણ સેવા, **માં**નવિજય પંડિતવરૂ,
તસ સીસ પંડિત રૂપ પ્રગટીત સ્વકૂલ દીહ દીવાકરો,
**હ**રીનૃપના ચરિત્ર કેરી, એકત્રીસમી ઢાલ એ,
કરી રૂડે **મોહન**વિજયેં હોઈ મંગલ માલ એ.

—ઇતિશ્રી હરિવાહન નૃપ ચરીત્ર રાસ સંપૂર્ણ. લિષતોયં કટારિ ગ્રામ મધ્યે સંવત્ ૧૭૮૮ વા–પોસ વદિ ૧ દિને પત્ર ૧૯–પં ૧૭ ભાવ.

—પ્રત લ. સં. ૧૭૫૮ વિદ્યુતપુરે ભા.

—ધમડકા ગામ મધ્યે સકલ પં. શ્રી હિતવિજય ગણિ શિ૦ પં. ભાણવિજય ગુરૂ ભ્રાતૃ ગ૦ જિનવિજયેન લિ૦ સં. ૧૭૭૩ વર્ષે શાકે ૧૬૩૮ કાર્તિક વદિ ૬ ગુરૂ પુષ્યે શ્રી મહાવીર પ્રસાદાત્ ૨૧–૧૪ માં.

**(૮૪૨)+ રત્નપાલનો રાસ**—સં. ૧૭૬૦ માગશર શુ. ૫ ગુરૂ અ-ણહિલપુર પાટણમાં.

**આદિ—**

સકલ શ્રેણિ મેદુર (મેદુલીલા) તણી, દાયક અનુદિન જેહ,
તે જે કોઇ રૂપ છે, તેહથી ધરીઈ નેહ. ૧
અવિનાસી અવ્યય અરૂજ, અક્ષય વલી અલક્ષ,
નિરાકાર નિરૂપાધિ ગુણ, નવિ તસ કાંઈ પક્ષ. ૨

આદિ અનાદિ નીરૂપ તન, ન્યારો વલી નિર્વેદ;
રૂપારૂપી રૂપનો, કુણ દાખી સકે ભેદ. ૩
નિત્ય અરૂપી પિણ નથી, છે રૂપી ભગવાંન;
નિકટ ધણી કો નવિ લખે, યથા નયન યુગ કાંન. ૪
રાચ્યો હું રૂપસ્થથી, માચ્યો જ્ઞાનથી નિત્ય,
આતમ પદ હવેં ઓલખ્યો, ગ્રહી હવે સમકિત વૃત્તિ. ૫
ભાવાતીતા ભક્તનેં, છે એ તસ અનુકૂલ,
મિથ્યામતી ગ્રાહક મનુજ, તેહથી તો પ્રતિકૂલ. ૬
અધ્યાતમ આવાસમેં, અનુભવ ગોખ પ્રલક્ષ;
જ્ઞાન નયનથી ઊપજેં, તિહાં તસ રૂપ પ્રત્યક્ષ. ૭
સ્યું પ્રાંણી ભૂલા ભમો, નમો નાથ જિનરૂપ;
ગમો દુખ ભવ સંબંધીયા, રમો અનુભવથી અનૂપ. ૮
દયા સુક્તિ મુક્તિક મનુજ, પ્રોયો ગુણ સમ્યક્ત;
ઉક્તિ યુક્તિ પ્રતિયુક્તિથી, લહીઈ થઇ અવ્યક્ત. ૯
શ્રી જિન ચ્યાર પ્રકારનો, ભાખ્યો દાખ્યો ધર્મ;
દાન શીલ તપ ભાવના, એહ ધર્મનો મર્મ. ૧૦
દાન થકી કેઈ નર તર્યા, દાનથી લહીઈ સૂખ,
દાને સવિ સંકટ ટલે, દાને ન હોઇ દુખ. ૧૧
દેતાં દાન સુપાત્રને, નવિ કરીઈ કાંઇ વાંણિ;
ચિત્ત વિત્ત ને પાત્ર યુત, લહીઇ પદ નિરવાંણિ. ૧૨
દાન ઉપર સંબંધ અથ, કહિશ પ્રમાદ નિવાર;
રત્નપાલ કેરૂં ચરિત, સુણો સહુ કરિ મન ઠાર. ૧૩

× × × ×

અંતે—

ઢાલ ૧૮ રાગ ધન્યાસી—આદરિજીવ ખિમા ગુણ આદરિ—એ દેશી.

સંવત ખાંગ સંયમ કરી જાણો, માગસિર માસ સુહાયોજી;

તિથિ પંચમી ગુરૂવાર તણે દિન, વિજય મૂહુર્ત્ત મન ભાયોજી.
તપગચ્છ મંડણ કુમતિ ખંડણ વિજયરત્ન ગુરૂ રાજેજી;
જાસ દિવાજે પીસુણ તણા મદ, સહસા દૂરે ભાજેજી.
વાચક કીર્ત્તિવિજય પયસેવક, માનવિજય કવિરાયાજી;
તાસ સીસ બુધ રૂપવિજય ગુરૂ. તેહના પ્રણમી પાયાજી.
મોહનવિજયે રાસ એ ગાયો, પુરવર પત્તનમાંહિજી;
રત્નપાલ મુનિરાય તણા ગુણ, ચ્યારે ખડે ભાયાજી.
ચોથે ખંડ અઢારે ઢાલે, પૂરો થયો સુવિશાલ;
ચ્યારે ખંડે સુપરેં મેલી, નૌતન છાસઠિ (અડસઠિ) ઢાલજી.
વર્ણવીનેં જો કહિસ્યેં વક્તા, હિત ધરી શ્રોતા સુણસ્યેંજી;
તો ઉપજસ્યેં રસ સહીજનનેં, દુખ દોહગ અવગણસ્યેંજી.
હોસ્યેં ઘરિ ઘરિ મંગલમાલા, સાંભળતાં એ રાસજી;
ધણ કણ કંચણ લીલા લચ્છી, મોહનવિજય વિલાસજી; ૨૫

—સર્વ ઢાલ ૬૬ સર્વગાથા ૧૩૭૨ ૪૦–૧૭ મો૦

—સંવત્ ૧૭૮૬ વર્ષે શુકલપક્ષે ચૈત્ર શુદ ૧૫ દિને વાર સોમે લખીતંગ ભાલદેસે ગંગપૂરે ગ્રામે લષીતં મહોપાધ્યાયશ્રી ૧૦૮ શ્રી શ્રી શ્રી શ્રી સિદ્ધચંદ્ર ગણી તત્ શિષ્ય પંડિત શ્રી ૧૯ શ્રી સભાચંદ્રગણી તત્ શિષ્ય સકલ પંડિતોત્તમ શ્રી ૫ શ્રી ભાગ્યચંદ્ર ગણી તત્ સીસુ ખુસ્યાલચંદ્રેણ લપીકૃતં ભ્રાતા લખમીચંદજી વાંચનાર્થં પત્ર ૩૧ પ્ર. કા. વડો. નં. ૬૫૫.

—સંવત ૧૭૯૬ વર્ષે પોસ સુદી ૧૧ શનૌ શ્રી પાર્શ્વચંદ્ર સૂરિ ગચ્છાધિરાજ ભટ્ટારક પૂજ્ય શ્રી અખયચંદ્ર સૂરીણાં શિષ્યર્ષિ પ્રતાપચંદ્રેણ લિખિતં સ્વવાચનાર્થે ખંભાયત બંદિરે. પત્ર ૫૬ નં. ૯૫૧ પ્ર૦ કા૦ )

—સર્વગાથા ૧૩૮૭ શ્લોક સંખ્યા ૨૦૦૦ સં. ૧૮૨૨ આસાઢ શુદિ ૧ સોમે શ્રી પાર્શ્વનાથ પ્રસાદાત્ ૫૧–૧૫ ધો.

—૪૮-૧૭ પાલણપુરભં.

—સર્વંગાથા ૧૩૮૯ સંવત ૧૮૧૭ વર્ષે પોસ માસે શુકલપક્ષે પાંચમિ દિન રવિવારે, પં. શ્રી ૫ શ્રી પંન્યાસ દિપતિવિજય પં. શ્રી હર્ષવિજય ગણિ અમરવિજયજી સેવક રૂપવિજય લખીતં શ્રી માણિક્યપુર આહા ગ્રામે આપ સ્વાર્થેનઃ શ્રી શુભંભવતુ, શ્રી રસ્તુ–૭૦–૧૨ અનંત.

—સંવત્ ૧૮૫૬ ના વર્ષે સાકે ૧૭૨૨ ના પ્રવતમાન જ્યેષ્ટ માસે સુકલપક્ષે સપ્તમી તિથૌ ભૃગુવાસરે તપાગછે ભટ્ટારક શ્રી હીરરત્ન સૂરીશ્વર તત્ શિષ્ય ગણી શ્રીપ ધનરત્નજી તત્ શિષ્ય શ્રીપ તેજરત્નજી તત્ શિષ્ય શ્રીપ જોધરત્નજી તત્ શિષ્ય પં. શ્રી ૫ લાવન્યરત્નજી તત્ શિષ્ય મુનિ ગોવિંદરત્નજી ભાવચારીત્રીયા મનછારામ લિપીકૃતં આત્માર્થે સાયલા ગ્રામે ચોમાસું રહિને લખ્યૂં છે. શ્રી અજિતનાથ પ્રસાદાત્ ૩૫–૧૭ મો. સૈ. લા.

—સં. ૧૮૮૬ આસુ શુકલ માસ તીથ વાર ૩ શુક્ર શ્રી ગોવિંદવિજયજી શિ૦ મોહનવિજય તત્ શિષ્ય મુનિ હુકમવિજયેન રાયપુર સેર મધ્યે લિ૦ શ્રી શાંતિનાથજી પ્રસાદાત્ શ્રી માણભદ્રજી પ્રસાદાત્ ૫૯–૧૩ વિ૦ને૦નં–૩૨૯૭.

—લ. સં. ૧૯૨૫ ૩૪–૧૮ બી. ડી. નં. ૧૫૬ રો. એ. સો મુંબઇ નં. ૧૯૫૪ અને પત્ર ૧૧થી ૩૬ પંક્તિ ૧૮ બી. ડી. નં–૧૫૪ રો. એ. સો. નં. ૧૯૫૫.

—રત્ન; ડે૦; ચં; લીં. માણેક. પ્ર૦ સવાઇચંદ રાઇચંદ અમદાવાદ.

**(૮૪૨)+ માનતુંગ માનવતીનો રાસ.** સં. ૧૭૬૦ અધિક માસ શુ. ૮ સોમ પાટણમાં.

( વિષય–મૃષાવાદ પરિહાર. )

**આદિ—** દૂહા.

ઋષભ જિણંદ પદાંબુજે, મન મધુકર કરિ લીન,
આગમ ગુણ સૌરભ્ય વર, અતિ આદરથી કીન. ૧
યાનપાત્ર સમ જિનવરૂ, તારણ ભવનિધિ તોય,
આપ તર્યા તારે અવર, તેહને પ્રણિપતિ હોય. ૨

(પછી સરસ્વતી, ગુરૂની સ્તુતિ છે.)

દ્વિપ્રભેદ તે ધર્મ છે, આગારી અણગાર,
વ્રત પણ દ્વાદશ પંચ તિહાં, તેહના વિવિધ પ્રકાર. ૮
મૃષાવાદ વ્રત દ્વિતીય એ, મૃષા તણો પરિહાર,
સત્ય વચન આરાધિયે, તો વરિયે શિવનાર. ૯
કૂટ મૃષા તજતાં થકા, ધરિયે ઇમ પ્રતિબંધ,
સત્ય વચન ઉપર સુણો, **માનવતી** સંબંધ. ૧૦
અતિહિ કૌતુકની કથા, સાંભલજો ચિત લાય,
મત કરજો શ્રોતા સકલ, બધીર ગીતનો ન્યાય. ૧૧

× × × ×

અંતે—

ઢાલ ૪૭ મી. વાથાના ભાવનની દેશી.

શમ દમ ખંતિતણા ગુણ પૂરા, સંયમ રંગે રંગાણા હે,
—સસનેહા ભવિજન, બીજું વ્રત ચિત્ત લાઇયે-આંકણી.

× × × ×

સત્ય વચનનાં એહવાં ફલ છે, મન માનો તે ચાખો હે, સ૦
મૃષાવાદ પરહરવા કેરી, પ્રજ્ઞા સહુકો રાખો હે, સ૦ ૯ સસનેહા૦
**માનતુંગ** ને **માનવતીનો**, રાસ રચ્યો મેં રૂડો હો, સ૦
લેજો કવિજન એહ સુધારી, હોયે જે અક્ષર કુડો હે. સ૦ ૧૦
મેં તો કરી છે બાલક્રીડા, હું શું જાણું જોડી હે, સ૦
હાંસી કોઇ મ કરજો કોવિંદ, મત કો નાખો વખોડી હે. સ૦ ૧૧
ચઉવિહ સંઘના આગ્રહ થકી મેં, કીયો (ધો) રાસ રસીલો હે, સ૦
જે કોઇ ભણશે સુણશે પ્રાણી, તે લહેશે શિવચીલો હે, સ૦ ૧૨
પુરણ **કાય મુનિ ચંદ સુવર્ષે** (૧૭૬૦), વૃદ્ધિમાસ શુદ્ધ પક્ષેહે.
અષ્ટમી કર્મવાટી ઉદયિક, સૌમ્યવાર સુપ્રત્યક્ષે હે, સ૦ ૧૩
શ્રી વિજયસેનસુરિ પયસેવક, **કીર્તિવિજય** ઉવજ્ઝાયા હે, સ૦
તાસ શીસ સંયમ ગુણ લીના, **માનવિજય** બુદ્ધ રાયા હે, સ૦ ૧૪

તાસ શિષ્ય પંડિત મુકુટમણિ, રૂપવિજય કવિરાયા હે. સ૦
તાસ ચરણ કરૂણાથી કરિને, અક્ષર ગુણ મેં ગાયા હે. સ૦ ૧૫
અણહિલપુર પાટણમાં રહીને, માનવતી ગુણ ગાયા હે. સ૦
દુર્ગાદાસ રાઠોડને રાજ્યે આણંદ અધિક ઉપાયા હે. સ૦ ૧૬
સડતાલીશેં ઢાલે કરિને, કીધો રાસ રસાલા હે. સ૦
મોહનવિજય કહે નિત હોજો, ઘર ઘર મંગલમાલ હે. સ૦ ૧૭ સસનેહા૦

(પત્ર ૩૧ પ્ર. કા.)

—સંવત્ ૧૭૮૩ વર્ષે માસોત્તમ પોષ માસે શુક્લપક્ષે પ્રતિપદા ૧ તિથૌ કુંજવાસરે લિપીકૃતં શ્રીમદ્ અનહલ્લપુર પત્તને સુભંભવતુ— ૪૮ પં. ૧૪ આ. ક.

—સં. ૧૮૩૫ કા. શુ. ૨ સોમ પં. વિવેકવિજયેન લિ. શ્રાવક દેવગુરૂભક્તિકારક હરખચંદ–પઠનાર્થે, પાદરા નગરે શ્રી શાંતિનાથ પ્રસાદાત્–૫૮–૧૨ ભ.

—સર્વગાથા ૧૦૧૫ સં. ૧૮૦૭ માઘ વદિ ૬ ભોમ પં. પુણ્ય વિજય ગ૦ શિ. રત્નેન લિ૦ સત્યપુરે મરૂધરે ૩૪–૧૫ ગારીયાધર ભ.

—પં. શ્રી શ્રી માણિક્યવિજયજીના તત્ સીષ્ય મુ. ગ્નાંનવિજે લષીતંગ શ્રી વડાવલી નગરે શ્રી માહાવીર સ્વામી પ્રસાદાત્ રવીવારે પાછીલે દીવસ પોહરેં સંવત્ ૧૮૪૨ શ્રાવણ સુ. ૯; ૪૫–૧૩ પાલણપુરમાં.

—૩૪–૧૭ છેલ્લું પાનું નથી. પ્રત જૂની છે, પાલણપુર ભં.

—પત્ર ૪૨ અમરવિજય સીનોર.

—સં. ૧૮૫૬ માગશીર માસે સુકલપક્ષે ૧૩ તિથૌ સોમવાસરે લિંબડી ગ્રામે વાહેરા ડોસા તત્સુત વોહેરા ચેદ્રા તત્સુત વોહરા જયરાજનિ કાજિ રાસ લખાવ્યો છિ. ૬૫–૧૦ લી૦.

—બી. ડી. ૧૫૭ રો. એ. સો. મુંબઈ નં. ૧૯૯૭ ૩૫–૧૫.

—સં. ૧૮૬૯ ભાદ્રવા વદિ લિ. મુની રંગસાગરેણ વિસલપુર મધ્યે ૩૩–૧૫ વિ. ને. નં. ૪૫૨૩ તેમજ નં. ૪૫૨૨.

—સં. ૧૭૮૬ વર્ષે મહા શુદિ ૫ દિને લિ૦ શ્રી પૂજ્ય શ્રી ઋષિ શ્રી ૬ કેશવજી તત્ શિષ્ય પૂજાજી ઋષિશ્રી રાજસીહજી તત્ શિષ્ય શ્રી પંડિત પુજયજી ઋષિ શ્રી ૫ વસ્તાજી તત્ શિષ્ય શ્રી ૫ કર્મચંદજી ઋ૦ ધનજી ઋ૦ વાઘજી ઋ૦ હીરજી ઋ૦ સીવજી વૈ, કલ્યાણજી વૈ૦ બાથાલિ, મુનિ ધનજી. ૨૮-૧૫ કોટ ઉ. પો-નં. ૧૪૫.

(પ્ર. ભીમશી માણેક, તેમજ સવાઇચંદ રાઇચંદ.)

**(૮૪૪) પુન્યપાલ ગુણસુંદરી રાસ** સં. ૧૭૬૩ શુ. ૧૧ ગુરૂ પત્તનમાં

**અંતે—**

શ્રી વર્દ્ધમાન જિનપટ્ટ પ્રભાકર યસ ધન દિસોદિસિ ગાજેજી,
શ્રી વિજયરત્નસૂરીસર કેરા અતિ રમણિક રાજેજી.
કીધા રાસ તણી પરિ રચના ગુણ રસ સંજમ વર્ષેજી,
શુદિ એકાદશી સુરગુરૂ દિવસે દિવસે પત્તન માહે હર્ષેજી.
શ્રી વિજયસેન સૂરીસર સેવક કીર્તિવિજય ઉવઝાયજી,
પંડિત માનવિજય તસ સેવક સાધુ તણા ગુણ ગાયાજી,
તાસ સીસ પંડિત મુગટમણિ રૂપવિજય ગુરૂ રાયાજી,
મોહનવિજયે રાસ રચ્યો એ પામી ચરણ પસાયાજી,
પંડિત લબ્ધિવિજય તણો સેવક માણિકવિજય ઉપદેશે,
કીધો રાસ સંબંધ સલુણો આણી હેત વિશેષેજી.

(૨૫ પત્ર. પ્ર-કાં.) ભ.

**(૮૪૫)+ ચંદ રાજાનો રાસ** સં. ૧૭૮૩ પોષ શુદ ૫ શનિવાર રાજનગરમાં.

**આદિ—** દુહા.

પ્રથમ ધરાધવ તીમ પ્રથમ, તિર્થંકર આદેય,
પ્રથમ જિણંદ દિણંદ સમ, નમો નમો નાભેય. ૧
અમીત કાંતિ અદ્‌ભુત સિખા, સિર ભુપીત સોછાહ,
પ્રગટયા પદમ દ્રહ થકી, સિંધુ સલિલ પ્રવાહ. ૨

ક્ષુધા સહિ કેવલ લહી, દીધૂ પ્રથમજ માત,
જનનીવછલ એમ જે, તે જગ જાત સુજાત. ૩
જાસ વંશ અવતંસ સમ, પ્રભુ તીયુક્તિ સુભૂક્તિ,
વિલસી મુકુર નિવાસની, વરી વધૂ જે મુક્તિ. ૪
લઘુવયૈ ઇચ્છા ઇક્ષુની, પારણ દિન પણ તેહ,
મિષ્ટ ઇષ્ટ પ્રભુનેં સદા, મીઠું મંગલ એહ. ૫
ગણધર દ્વાદસ અંગીકા, ધારક સૂત્ર કહેવ,
જંગમ નાંણ તણા જલધિ, પુંડરીક પ્રણમેવ. ૬
તું વરદાતા શારદા, સચરાચર આભાસ.
કહેતાં શીયલ સંબંધને, વસિ મુઝ મુખ આવાસ. ૭
ગુરૂ દરીયો ભરીયો ગુણેં, તરીયો કિણવિધ જાય,
જાસ અકથ ઉપગાર ભર, પ્રણમું તેહના પાય. ૮
ચંદ નરિંદ તણો રચું, સીયલ ગુણેં સુચરિત્ર,
શ્રોતા શ્રુતિ ભૂષણ નિપુણ, પરમ ધરમ સુપવિત્ર. ૯
એહ કથા રસ આગલેં, મુધા સુધા આયાસ,
તે સાંભલિયો રસ રસિક, કવિજન વચન વિલાસ, ૧૦
મધુર કથા રચના મધુર, વક્તા મધુર તિમ હોય,
મધુર એતો ઘેં મધુરતા, હુઇ જો શ્રોતા કોય. ૧૧

× × × ×

અંતે— ઢાલ ૩૩.

તપગછ નાયક ગુણગણિ લાયક, વિજયસેન સુરિંદાજી,
પ્રતિબોધ્યો જિણે દિલ્લીનો પતિ અકબરસાહ ભૂમિંદાજી. ૧૬
તાસ ચરણ શતપત્ર સુમધુકર, કીર્તિવિજય ઉવઝાયાજી,
તાસ શીષ કવિકુળ મુખમંડન, માનવિજય કવિરાયાજી. ૧૭
તસપદ સેવક મતિશ્રુતસાગર, લબ્ધિપ્રતિષ્ઠ કહાયાજી,
પંડિત રૂપવિજય ગુણ ગિરૂઆ, દિનદિન સુયશ સવાયાજી. ૧૮

તેહને બાળક **મોહનવિજયે**, અઠોત્તરસો ઢાળેજી,
ગાયો **ચંદ** ચરિત્ર સુરંગો, ચરિત્ર વચન પરનાલેજી. ૧૯
કીધો ચોથો ઉલ્લાસ સંપૂરણ, **ગુણ વસુ સંયમ** વર્ષેજી,
પોષ માસ સિત પંચમી દિવસે, તરણિજ વારે હર્ષેજી. ૨૦
રાજનગર ચોમાસું કરીને, ગાયો **ચંદ** ચરિત્રજી,
શ્રવણ દેઈ શ્રોતા સાંભળશે, થાશે તેહ પવિત્રજી. ૨૧
જે કોઈ ભણશે ગણશે સુણશે, તસ ઘર મંગલમાલાજી,
દિન દિન વધતી વધતી થાશે, નિર્મળ કીર્ત્તિ વિશાલાજી. ૨૨
અધિકું ઓછું જે કહેવાણું, મિચ્છા દુક્કડ તેહજી,
ધ્રુવ જગ અચલ હોજો ધરણીતલ, ચંદતણા ગુણ એહજી. ૨૩

કળશ.

એ ચરિત્રસાગરહુંતી નિરખી યત્ન સુરગિરિ આદર્યો,
**ચંદ** નૃપ સંબંધ રાશિ જિમ અતિહી પ્રભાકર ઉદ્ધર્યો;
શ્રી **વિજયક્ષેમ** સુરિંદ રાજ્યે, કરી પરમ ગુરૂવંદના,
કવિ **રૂપસેવક મોહનવિજયે**, વર્ણવ્યા ગુણ **ચંદ**ના. ૧

—સકલ પંડિત શિરોમણિ પ્રવર પ્રધાન પંડિત શ્રી ૧૦૮ પંન્યાસ શ્રી રાજસાગરજી-તત્ શિ૦ પં. શ્રી યોગ્યસાગરગણી-તત્ શિ૦ શિવસાગરેણ લિપિકૃતં. સં. ૧૮૫૦ વર્ષે મતિ આશ્વિન્ય સુદિ ૧૦ દિને શ્રી ઘાંણપુર નગરે શ્રી આદીશ્વર જિન પ્રસાદ-શ્રી મહાવીર જિનપ્રસાદાત્. શિવસાગરસ્ય વાચનાર્થં. શ્રી જીરાવલી પાર્શ્વજિન પ્રસાદાત્-૧૨૬-૧૩ ઘો૦

—સકલ પંડિત શિરોમણી પંડિત શ્રી ૧૯ પં. શ્રી માણિક્યવિજયગણિ, તત્ શિષ્ય પંડિતશ્રીપ વિનયવિજયગણિ, શિષ્ય પં. પ્રેમવિજય લિખિતં. સંવત્ ૧૮૪૧ વર્ષે આશુશુ વિદ ૫ દિને રવિવાસરેં સંપૂર્ણઃ શ્રી બેલા નગરેં. શ્રી પદ્મપ્રભુ જિન પ્રસાદાત્. મંગલં વાચકસ્યાપિ લેખકસ્યાપિ મંગલં, મંગલં સર્વલોકાનાં ભૂભૂંમિપતિ મંગલં. ૧

૧ ઇતિ શ્રેયં. શુભંભવતુ કલ્યાણું: ( આ પછી પાછળથી એવું ઉમેર્યું છે કે સં. ૧૮૭૫ શ્રાવણ વદ ૨ ચંદનો રાસ ૧ માત્મા રાઘવજીને આપ્યો છે સાટે રૂમાલ ૧ લીધો છે તેનો કોઇ દરદાવો કરે તો જીવણજી જવાબ કરે લી. જીવણજી. ) ૯૭-૧૫. અનંત-બીજી પ્રત પાનાં ૯૭-૧૫ પણ છેલ્લું ૯૭ મું પાનું નથી. અનંત.

—ખંડિત ૨૧ પાનાં, ૧૯ પંક્તિ મો. સે. લા.

—ઇતિશ્રી મોહન વિરચિતે ચંદચરિત્રે પ્રાકૃત પ્રબંધે ચંદ પ્રગટન ૧ વીરમતી વધ આભાગમન ૨ સંયમગ્રહણુ ૩ શિવપદપ્રાપ્તિ ૪ રૂપાભિશ્ચતુર્ભિ કલાભિઃ સમર્થોયં ચતુર્થોલ્લાસ ૪ ઇતિ શ્રી ચંદરાસ સંપૂર્ણ સંવત ૧૮૮૧ ના વર્ષે મૃગશિર માસે શુકલપક્ષે ચૌદસ તિથૌ રવીવાસરે લિષીતં. સકલ પંડિત સભા શૃંગાર હારવિરાજમાન પંડિતોત્તમ પંડિત શ્રી શ્રી શ્રી ૧૦૮ પં. મેઘવિજય ગ૦ તત્ શિષ્ય પં. શ્રી ૧૯ પં. હંસવિજય ગ૦ તત્ શિષ્ય પં. વિવેકી તેજસ્વી સભારંજનીક પં. શ્રી રત્નવિજય ગ. તત્ શિષ્ય પં. શ્રી ૫ પં. તત્ શિષ્યપાયરજરેણુ સમાન કલ્યાણવિજય લિષનીયા ઈદં પુસ્તિકા શ્લોક સંષ્યા ૫૦૦૦ પત્ર ૯૦ પં. ૧૬ આ. ક.;-૧૭૮-૧૨ ઘો.

—સં. ૧૯૦૨ ફાગણ માસે શુકલપષે તીથૌ ૧૩ વાર ભોમવારે ૯૦-૧૬ ગો. ના.

—સકલ ભટ્ટારક પુરંદર ભટ્ટારક શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી વિજયદેવ સૂરીશ્વર ચરણસેવી મહોપાધ્યાય શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી વિનીતવિજય ગણિ તચ્છિષ્ય વિબુધમુખમંડન પંડિત શ્રી. પં. તેજવિજયગણિ તચ્છિષ્ય પંડિત શ્રી ૫ શ્રી માનવિજયગણિ તચ્છિષ્ય પં. શુભ વિજયગણી તચ્છિષ્ય કનકવિજય લિખિતં. સંવત્ વસુ ગ્રહ સંયમ (૧૭૯૮) વર્ષે વૈશાખ માસે શુકલપક્ષે રિક્તા તિથૌ ચતુર્દશીદિને ભૃગુવાસરે મધ્યાન્હ સમયે વિજય મુહૂર્તે રાજનગરે લખ્યો છે. ગ્રંથાગ્ર ૩૦૦૦ સીનોર અમરવિજયજી.

**(૮૪૬)+ ચોવીશી.**

**આદિ—** ઋષભસ્ત.

પ્રભુજી ઓલભડે મત ખીજો.
બાલપણે આપણ સસનેહિ, રમતા નવ નવ વેષેં
આજ તુમો પામ્યા પ્રભુતાઈ. અમે તો સંસારની વેષે' હો. પ્રભુ૦

× × × ×

**અંતે—** મહાવીરસ્ત. પછેડાની દેશી.

દુર્લભ ભવ લહી દોહલોરે, કહો તરીયે કેણ ઉપાયરે, પ્રભુજીને વીનવુંરે.

× × × ×

વર્ધમાન મુજ વીનતીરે, કાંઈ માનજો નિશદીશરે;
મોહન કહે મનમંદિરેરે, કાંઈ વસિયો તું વિસવાવીશરે. પ્ર. ૮
—પ્ર. ચોવીશી વીશી સંગ્રહ પૃ. ૮૪ થી ૧૧૦.

---

## ૪૧૩ કેસરવિમલ [ ત૦ શાંતિવિમલના શિષ્ય ]

**(૮૪૭)+ સૂક્તિમાલા.** સં. ૧૭૫૪

**આદિ—**

સકલ સુકૃતવલ્લી વૃંદ જે મૂર્તિમાલા,
નિજ મનસિ નિધાય શ્રી જિનેંદ્રસ્ય મૂર્ત્તિ.
લલિત વચન લીલા લોકભાષા નિબદ્ધૈ,
રિહ કતિપય પદ્યે સુક્તમાલા તનોમિ ॥ ૧
તત્વજ્ઞાન મનુષ્ય સજ્જન ગુણ ન્યાય પ્રતિજ્ઞા ક્ષમા,
ચિંતાધં ચ કુલે વિવેક વિનયો વિદ્યોપકારોધમા,
દાનક્રોધ દયાદિ તોષ વિષયા સાક્ષ પ્રમાદાસ્તથા,
સાધુ શ્રાવક ધર્મ્મવર્ગ વિષયા જ્ઞેયા પ્રસંગા અમી ॥ ૨

આમ બે શ્લોક આદિમાં સંસ્કૃત આપી પછી ભાષાના ૩૭ છંદો છે તેમાં આદિનો

સકલ કરમ વારી, મોક્ષ કર્માધિકારી,
ત્રિભુવન ઉપગારી, કેવલજ્ઞાન ધારી;
ભવિજન નિત સેવો, દેવ તે ભક્તિ ભાવે,
ઇહજ જિન ભજતાં, સર્વ સંપત્તિ આવે. ૧

* * * *

અંતે—

ભવવિષય તણા જે ચંચલા સૌખ્ય જાણી,
પ્રિયતમ પ્રિયયોગા ભંગુરા ચિત્ત આણી,
કરમદલ ખપેઇ કેવલ જ્ઞાંન લેઇ,
ધન ધન નર તેઇ મોક્ષ સાધે જિ કેઈ. ૩૭
ઇત્યેવ મુક્તા કિલ સૂક્તમાલા, વિભૂષિતા વર્ગચતુષ્ટયેન
તનોતુ શોભામધિકં જનાનાં, કંઠે સ્થિતા મૌક્તિકમાલકેવ. ૩૮
આસીત્ સદ્‌ગુણસિંધુપાર્વણશશી શ્રીમત્તપાગચ્છેશ,
સૂરિ શ્રી **વિજયપ્રભાભિધ** ગુરૂ જાયા જગદ્‌વંદન;
તત્પટ્ટોદય ભૂધરે વિજયતે ભાસ્વાનિવોયત્પ્રભઃ
સૂરિ શ્રી **વિજયાદિરત્ન** સુગુરૂ વિદ્વજ્જનાનંદભૂ. ૩૯
વિખ્યાતાસ્તદ્રાજ્યે, પ્રાજ્ઞા શ્રી **શાંતિવિમલ** નામાનિ,
તત્સોદરા બભૂવું, પ્રજ્ઞો શ્રી કનકવિમલાખ્યા. ૪૦
તેષામુભૌ વિનેયૌ, વિદ્વત્કલ્યાણવિમલ ઇત્યાદ્ય,
તત્સોદરો દ્વિતીયઃ, કેશરવિમલાભિધો વરજઃ ૪૧
તેન ચતુર્ભિવર્ગૈ, વિરચિતા ભાષાનિબદ્ધ રૂચિરેયં,
સૂક્તાનામિહમાલા, મનોવિનોદાય બાલાનાં. ૪૨
**વેદેંદ્રિયર્ષિચંદ્રે** (સંવત્ ૧૭૫૪) પ્રમિતે શ્રી વિક્રમાદ્‌ગતે વર્ષે,
ગ્રંથી સુકતમાલા, કેશરવિમલેન વિબુધેન. ૪૩

—સંવત ૧૮૧૧ વર્ષે વૈશાખ વદિ ૧૨ રવૌ પં. શ્રી રત્નેન વારાહી નગરે લિ. ૮–૧૬ પ્ર. કા. નં. ૨૪૦.)

—સંવત્ ૧૯૧૧ ના વર્ષે આસાઢ વદ ૫ દને લખ્યૌ છે. ૯-૧૨ પ્ર. કા.

—સંવત ૧૮૫૮ વર્ષે પોસ વદ ૬ ભૃગૌ સકલપંડિત પ્રવર પંડિત પં. શ્રી શ્રી ૧૦૮ પં. શ્રી ભોજવિજયજી તત્ શિષ્ય પં. ઉત્તમવિજયજી તત્ સિષ્ય પં. શ્રી વનિતવિજયજી તત્ સિષ્ય ચેલા લખમીચંદ પઠનાર્થ. મુ. અમરવિજય પં. મેઘસકત લખીતં-રોહિડા મધ્યે શ્રી શાંતિનાથજી પ્રાસાદાત્ શુભંભવતુ. ૧૬-૧૩ ના. ભં.

—સકલ પંડિતચક્રશક્રચૂડામણિ પંડિતોત્તમ પંડિત શ્રી ૧૦૮ શ્રી શ્રી જસવંતવિજયજી શિષ્ય ચરણસેવી પં. ધનવિજયજી લિપિકીત્વા. ભાવચારિત્રીયા મોતિચંદ વાંચનાર્થે આત્માર્થે, સં. ૧૮૬૦ રા મિતિ માહા બ્દ સપ્તમ્યં તિથૌ બુધવાસરે લીખીત્વા ગ્રામ દેવરિયા નગરે ઉદાવત રાજશ્રી ભૂપાલસિંઘજી રાજ્યાત્. ૧૨-૧૪ ગો. ના.

**(૮૪૮) વંકચૂલ રાસ** સં. ૧૭૫૬

(દૂહા)

**આદિ**—ત્રિભુવનનાયક ગુણતિલો, પ્રણમું **આદિ** જિણંદ;
જગજન તિમિર નિવારવા, ઉદયો પુંનિમ ચંદ. ૧

નીલમણિ પરિ નીલ સુતિ, પ્રણમું **પાસ** જિણંદ;
ભવિયણ વાંછિત પૂરવા, પરતિખ સુરતરૂ કંદ. ૨

**સિદ્ધારથ** નૃપ કુલતિલો, **ત્રિસલાનંદન વીર**,
પ્રણમું જિન ચોવીસમો, સુરગિરિ જેમ સુધીર. ૩

**સારદ** શશિ જિમ નિરમલી, પ્રણમું **સારદ** માય
ભાવે નમું વલી નિજ ગુરૂ, જે મનવાંછિત દાય. ૪

વંકચૂલ નરરાયનો, નિયમ તણે પરસંગિ.
તસ સંબંધી કહું હવે, સુણયો જન મનિ રંગ. ૫

× × × ×

ઢાલ. આજ અમારે આંગણુકે હું જાણું સુરતરૂ ફલિઓરે-એ દેશી.

અંતે—

ભવિયણ નિયમતણાં ફલ દેખો, નિયમ થકી સુષ હોવે રે;
નિયમ તણાં વ્રત સાધ જે જે, શિવ રામા તસ જોવેરે ! ૧ ભ.
ભોગ અને ઉપભોગ તણા જે, નિયમ વ્રત આરાધેરે.
શ્રી વંકચૂલ તણિ પરિ તે નર, સરગ તણાં સુષ સાધેરે. ૨ ભ.
વિનય કરી ગુરૂ પાય નમીજે, રાજ ઋદ્ધ સુષ લીજેરે;
સંગત સરસા ફલ પામીને, સદગુરૂ સંગત કીજેરે. ૩ ભ.
શ્રી વંકચૂલ ચરિત્ર વષાંણ્યો, નિયમતણે પરસંગેરે,
મનવંછિત ફલ હોય નિરંતર, સાંભળતાં મન રંગેરે. ૪ ભ.
સંવત **સતરે છપ્પને** ગાયો, શ્રી વંકચૂલ નરેસોરે;
સુંદર મંદિર મતિ બંદિર, શ્રી સંઘ તણે આદેશોરે. ૫ ભ.
તપગછ ગયણ દિવાકર સરિસો, શ્રી વિજયપ્રભ સૂરીસોરે,
સંપ્રતિ ગોયમ ગણહર સરિસો, શ્રી વિજયરત્ન મુનીશોરે. ૬ ભ.
તેહ તણે રાજે જયવંતા, શ્રી શાંતિવિમલ કવિરાયા રે;
તાસ સહોદર ઇણ પરસંગે, કેસરવિમલ ગુણ ગાયા. ૭ ભ.
ગુણ ગાતાં ગુણવંતા કેરાં, ફલય મનોરથમાલારે,
ઇમ વ્રતધરના ગુણ ગાતાં, નિતસે ઘરે ઘરે લછિ વિશાલારે. ૮ ભ.

—લિપિકૃતં મુનિ વિવેકસાગરેણ. જાવાલપુર નગરે સંવત ૧૭૯૩ વર્ષે શ્રાવણ વદિ ૧૫ દિને ૬-૧૨ પાલણપુર ભં.

[ આ કવિના શિષ્ય કાંતિવિમલ થયા છે તે માટે હવે પછી જુઓ ]

## ૪૧૪ દાનવિજય. ( ત૦ તેજવિજય શિ૦ )

**(૮૪૯) લલિતાંગ રાસ.** ૧૭૬૧ વિધા.

**૧ અષ્ટાપદ સ્વ.** ૧૭૫૬ બારેજ ચોમાસું.

અંતે—

સંવત **સતરને** વરસ **છપને**, રહી **બારેજ** ચોમાસ;
ઋષભ **શાંતિ** જિનરાજ પસાએ, સ્તવન રચ્યું ઉલ્લાસ. ૧૪
તપગછપતિ શ્રી વિજયરાજ સૂરિ તસ પદ સેવા કારી;
દાનવિજય કહે સંઘને હોજો, એ તીરથ જયકારીરે. ૧૫

**૨ સપ્તભંગીગર્ભિત વીર જિનસ્ત.** સં. ૧૭૭૨ વૈશાખ માસ

આદિ—

સકલવાચક ચક્રવર્તી મહોપાધ્યાય શ્રી ૭ શ્રી બુદ્ધિસાગર ગણિ ગુરૂભ્યોનમઃ

દૂહા.

સિદ્ધ સવે પ્રણમી કરી પરમાનંદ સ્વરૂપ,
પરમેષ્ઠી પાંચે સદા, નિહશ્રેસું અવિરૂપ. ૧
ઋષભ આદિ જિનવર નમું, શ્રુતદેવી આધાર,
વલી સંભારૂ નિજગુરૂ, તેજ નમિં જયકાર.

× × × ×

અંતે—

શ્રી **વિજયરાજ** સૂરીસર રાજિં, થુણિઉં શ્રી જિનરાજરે,
પંડિત માહિં પ્રધાન વિરાજે, શ્રી **તેજવિજય** બુધરાજરે. ૬૦ ભ૦
તેહ ગુરૂ પંકજ સેવી, બુધ દાનવિજય મન હરષેંરે,
ચોવીસમા જિનરાજનિં દૃષ્ટિ આણંદ ઉપજેં નિરખઈરે ૬૧ ભ૦

કલશ.

ઇમિ વીર જિનવર વિશ્વ હિતકર ગાઇઉં જન શંકરો,
વૈશાખ માસિં **અચલ લોચન સંયમ** ભેદ સંવત્સરો,
શ્રી **તપગચ્છ** રાજા બહુ દિવાજા શ્રી **વિજયરાજ** સૂરીસરો,
તસ રાજેં થુણિઉં વીરસામી દાનવિજય કવિ સુખકરો. ૬૨ ભા.

૩-૧૨ આ. ક.

૩ ચોવિસ જિન સ્તુતિ.

આદિ—

શ્રી ઋષભ જિણુંસર કેસર ચરચિત કાય,
ત્રિભુવન પ્રતિપાલેં બાલકને જિમ માય. ૧

અંતે— શ્રી વિજયરાજસૂરિ ચરણ કમલ સુપસાય,
કહે દાનવિજય ઇમ મંગલ કરયો માય.

—લિ. મોહનવિજય. ગુરૂવારે રાનેર બંદરે. ૩-૧૩ આ. ક. ૫-૧૧ વિ. ધ.

---

૪૧૪ ક જસવંતસાગર ( કલ્યાણસાગર–જશસાગર શિ૦ )

(૮૪૯ ક) કર્મસ્તવન રત્ન પૂર્વાર્ધ-સં. ૧૭૫૮ પહેલાં.

અંતે—　　(કલસ)

ઇય સયલ વેદી દુઃખ છેદી સીમંધરજિન દિનમણી,
વિનવ્યો ભગતિં ભલીય જુગતિ ભાવના મનમૈ ઘણી,
કલ્યાણસાગર સુગુરૂ સેવક જસસાગર ગુરૂ ગુણનિલા,
કવિ કહે જસવંત સુણો ભગવંત તારિ તારિ ત્રિભુવનતિલા. ૪૭

—સં. ૧૭૫૮ વર્ષે મીતિ વૈશાખ વદિ ૩ અક્ષય તૃતીયા દિને સકલ પંડિત શ્રી ૫ શ્રી અજિતસાગરજી શિ૦ પં શ્રી મહિલાસાગરજી શિ૦ પં. શ્રી અનોપસાગરજી શિ૦ ગણિ અજબસાગરેણ લિખિતા-શ્રી રૂપનગર મધ્યે શુકલ પક્ષેતિ મંગલમાલિકા. (વિ. ધ.)

---

૪૧૪ ખ કાહાનજી. ( લોં. તેજસિંહ શિ૦ )

(૮૪૯ ખ)+ સામાયિક દોષ સઝાય સં. ૧૭૫૮ સુરતમાં.

અંતે—

પૂજય શ્રી તેજસધજી, સૂરત નગર ચોમાસે,
વરસ સત્તર અઠાવને, ગણી કાંહાનજી ઇમ ભાસે.
( ૧૬ ગાથા પ્ર. કા. )

---

**૪૧૫ લક્ષ્મણ (૨)** (મલધારગચ્છ-વાચક ભગવંત વિલાસ શિ.)

**(૮૫૦) છ આરાની ચોપાઈ**-સં. ૧૭૫૮ ફા. શુ. ૧૩ બુધ પટનામાં.

આદિ—

શ્રી જિનદેવ આરાધીયૈ રે લાલ, વંદી શ્રી ગુરૂપાય સુખકારીરે.
માતા સરસતિ વીનમી રે લાલ, શ્રી ગણધર ગુરૂરાય, સુખકારીરે
ભાવૈ જિનવર વંદીયૈ રે લાલ.

× × × ×

અંતે—

સંવત સતરહસૈ સમયે અઠાવનઇ રે, ફાગ્ગુન નૈ સિત પાખિરે
ત્રિતાયા બુધવારે રાસ રચ્યૌ, સુભ ભાવસૌં રે,
દેવશાસ્ત્ર ગુર સાખી રે. ૩૮ નમો૦
પ્રાચી દિશિ મંડણ પટણા પુર પરગટૌ રે,
ગંગા તટિ શુભ થાંનરે,
તિહાં નિવસૈ સંઘ ચતુવિધ પુણ્યૈ પરભાવસૌં રે,
ધરે ધર્મનો ધ્યાંનરે. ૩૯ નમો.
વંશાં શશિ રઇ ઠસ વંશજા રે, ગોત્ર ગહમડાં નાંમરે,
કરમચંદ પુત્ર હીરાનંદ ન્યાતમાંરે, તેહના દયા વિષૈ પરિણામ રે. ૪૦ નમો.
તસ સુત દીપચંદ ગુન ગ્રાયક જાંણીયૈરે, આગ્રહ તેહને એહરે.
કરી ચૌપહી ચિત ચોખે ભલ ભાવસોંરે, હુવે ઋદ્ધિ વૃદ્ધિ ગુણ ગેહરે. ૪૧ નમો.

કલસ.

શ્રી આદિ જિનવર સકલ સુખકર યુગલ ધરમ નિવારણો
સમકિત દાતા શુભ વિખ્યાતા ભવસમુદ્રહ તારણો,
ગછ શ્રી મલધાર મંડણ દુહવિહંડણ વાચક શ્રી ભગવંતવિલાસજી
તસ્સ શિષ્ય મુનિશ્રી કહઇ લક્ષ્મણ શ્રી સંઘ પૂરૈ આસજી.

---

## ૪૧૬ નેમવિજય [ ત૦ હીરવિજયસૂરિ-આણંદવિજય-મેરૂવિજય-લાવણ્યવિજય-લક્ષ્મિવિજય-તિલકવિજય શિ૦ )

(૮૫૧)+ **શીલવતી રાસ** (શીલરક્ષાપ્રકાશ રાસ) સં. ૧૭૫૦

**આદિ—** દુહા.

ૐકાર અક્ષર અધિક, જપતાં પાતિક જંત
એહવી અધિકો કો નહિ, શિવપુર આપૈં સંત ૧
અધ્યાપક આઠે પુહર, આપે આલસ છંડિ
યોતિરૂપ જગદીસ જે, માલે સમતા મંડિ. ૨
ઇચ્છા રાખેં અતિ ઘણી, લય આણેં ગુણ લીણ,
અંતર ધરિઅ ગુરૂ ગુરૂ, છયલે કીધા છીણ. ૩

× × × ×

**અંતે—**

ગચ્છ ચોરાશી શિરોમણ છાજે, **ત**પગચ્છ અધિક દિવાજે હે,
ગચ્છપતિ શ્રી **વિજયરત્ન** સુરંદા, રાજ્યેં રચ્યો સુખકંદા હે સસનેહી. ૧૪
સતિય શિરોમણિ **શી**લવતીનો, સાચો વ્રત છે નગીનો હો,
રાસ સંપૂર્ણ **સત્તરપંચાસે** અખાત્રીજ રસ ધારસે પો. સ૦ ૧૫
કૂડ વચન મિથ્યાનાં દૂષણ, ભાખ્યો રસના પોષણ હે,
ત્રિવિધ કરી નેહે ખમાવું, મિચ્છા દુક્કડ દિયો ઠાવું રે. સ૦ ૧૬
રસના દોષે અધિક કહાયે, પરભવ તે ન સુહાયે હે,
સતી ચરિત્રનું નામ સંભારી, હોજો મુજ સુખકારી હે. સ૦ ૧૭
પંડિત વાંચી સહી શુદ્ધ કરજો, એની કૃપાદષ્ટિ ધરજો હે,
ખંડ છઠ્ઠીની ઢાળ અઢારે, પૂરી સમી ગુણ લા'રે હે. સ૦ ૧૮
ભણે ગણે જે રાસ રસાલા, તે ઘર મંગલમાલા હે,
**ને**મવિજય સતિ ગુણ ગાજો, વૃદ્ધિ વૃદ્ધિ પદ થાજો હે. સ૦ ૧૯

—સર્વ ગાથા ૪૩૭ સર્વ ખંડે **ઢાલ** ૮૪ ગ્રંથાગ્રંથ **૨૫**૬૭ સીલવતિ મહાચરિત્રે મોક્ષગમનો નામ ષષ્ટો ખંડ સમાપ્ત. ભટ્ટારક વિજ-

યપ્રભસૂરી ચરણસેવી પં. સુમતિવિજયગણી શિ. પં. ગજવિજયગણી શિ. ચરણસેવિત રામવિજયેન લિ. સં. ૧૭૮૧ ભાદ્રવા વદ ૧૧ ગુરૂવાસરે કૃષ્ણપક્ષે. ૬૦–૧૭. પ્ર. કા.

—સં. ૧૮૪૭ વર્ષે વૈશાખ માસેં શુકલપક્ષેં વાર ગૂરૌવાસરેં ભટ્ટારક શ્રી ૫ ઉદયસાગર સૂરીશ્વરાંન્ સૂપરીકરાન્ પંડિત શ્રી ૫ ચારિત્રસાગરજી સત્કેન લ૦ મૂં. હેમસાગર. ૪૫–૨૦ પ્ર. કા. નં. ૯૮૧.

—પ્ર૦ પ્રાચીન કાવ્યમાલામાં. વડોદરા.

**(૮૫૨)+ નેમિ બારમાસ.** સં. ૧૭૫૪ માઘ શુ. ૮ રવિ. દીવ બંદરમાં.

**આદિ—**

સમરીઈ શારદ નામ સાચું, એહ વિના જાણીએ સર્વ કાચું,
જ્ઞાન વિજ્ઞાન ને ધ્યાન આપે, મહિરની લહિર અજ્ઞાન કાપે. ૧
ચરણ નમી ગુરૂતણો માસ ગાઉં, નેમ રાજુલને ચિત્ત ધ્યાઉં,
જે પ્રભુ સત્ય સંપત્તિદાતા, એ જિનભૂષણ સહી જીતત્રાતા. ૨
નેનના હેતસ્યું નેહ જણાવે, માસ બારે કહી પ્રીઉ મનાવે,
માસ એ માગસિર મન્ન ભાવે, રાજલ વયણસ્યું નેમ સુણાવે. ૩

× × × ×

**અંતે—**

નેમ રાજુલ મેરે ગાઇયાં, પાઇયાં આનંદ આપ,
પરમેસર પદ ગાયતાં, જાઇજે વિરૂઆં પાપ,
તપગછ વિબુધશિરોમણિ, તિલકવિજય ગુરૂ જાસ,
દીવ બંદિર માંહિ વિરચીઆ, નેમીના રે બારે માસ. ૫૭
વેદ પાંડવોને મન્ન આણો, નય ચંદ સંવત એ વખાણો,
ઉદ્યોત અષ્ટમિ માસ માહ, માર્ત્તંડવારે પૂરણ ઉમાહ. ૫૮

—ઇતિશ્રી રાજીમતી ( ) કૃત નેમીશ્વર દ્વાદશ માસ સંવત ૧૮૦૬ ના ચઇત્ર સુદ ૧૦ દીને પં. પ્રમોદકૂશલ લખીતંગ મંગલપૂર

મધે ઉમેકુશલ વંસી બાઇ સોના અમુલક તલસીની શ્રી પઠનાર્થે શ્રી. એક ચોપડી પૃ. ૩૭ પં. ૧૮ ના. ભ.

પ્ર. જૈનયુગ પુસ્તક ૧ અં. ૪ પૃ. ૧૮૯.

(૮૫૩) વછરાજ ચરિત્ર રાસ સં. ૧૭૫૮ માગશર શુ. ૧૨ બુધ. વેલાકુલ (વેરાવળ) બંદરે.

આદિ—

અકલ મતિ અંતરીક જિન, પ્રણમું પ્રેમે પાસ,
વિઘન હરી સેવક તણાં, પૂરે પૂરણ આસ. ૧
કરૂણાવંત કૃપાલ તું, મોહનવલ્લી મયાલ,
ચરમ જિન ચિત ચુંપસ્યું, ભેટ્યો રંગ રસાલ. ૨
સુગુણ સુલ્વણી સુંદરી, વાઘેસરી વિખ્યાત,
તુલજા તું હિ ત્રિલોચની, મુઝ મુષ વસજો માત. ૩
સરસ વચન દ્યો સરસતી, વાંણી તું પ્રમાંણિ,
કપટ તજો હિવેં કાલિકા, ભારતી ગુણની ષાંણિ. ૪
તું તુઠે નીરમલ હુવે, રસના કરણ સુચીત,
વિમલ મતિ વછરાજમાં, વાચા રિચે પવિત્ર. ૫
તિલકવિજયના ચરણ જુગ, પ્રણમું હું બહુ પ્રેમ,
મહિમાવંત ગુરૂ માહરે, કરજા હેમ ને ષેમ. ૬
સરસ કથા કૌતક તણી, રાજા શ્રી વછરાજ,
મન ધરજો મધુરી કથા, એ ભવજલ ધી જિહાજ. ૭

× × × ×

અંતે— ઢાલ ૨૬ રાગ ધન્યાસી.

મે ગાયો રે ગીરૂઉ અણગાર,
જનમ મરણ જસ નામિ નાસઈ, ભાસ્યે જસ્ય ઉપગાર. ૧ મેં.
કમલ કોમલ સુરાધિપ સુર, ભોગવી દેસ સુષસાર,
સાસ્વતિ સિધીસિલામેં સીધારે, ટાલિ ભાવઠિ ભાર. ૨ મેં.

ઋષિગુણ રાસ એ શ્રવણ સુણંતા, આપણનેં સુખકાર,
વિષય તણા દલ દુર છંડાઈ, મંડાઈ ઋષિ સંસાર. ૩ મેં.
એહ કથા સવી સાંભલી મનથી, મુકો વિષય વિકાર,
ધર્મ કરો તુમે દઢતા પામી, પામો જિમ ભવ પાર. ૪ મેં.
એહ ચરિત્ર શ્રી સાંતિચરિત્રથી, આંણ્યો અછે અધિકાર,
અધિક વચન અરિહંત આણા વિણુ, મિચ્છા દુકડ ભાર. ૫ મેં.
નયવિજય બુધનેહે ઉદધી, આગ્રહ કર્યો ઇકતાર,
પંડિત વાંચી સુધિ કરયો, જાંણો કુટ લિગાર. ૬ મેં.
ગછ ચઉરાસીમાં મુગટની ઉપમ, તપગણ તપત ઉદાર,
સુરી સદા ગુણરેણુ ચુડામણી, શ્રી વિજેપ્રભ ગણધાર. ૭ મેં.
પાટિ પટોધર સુરિ સવાઇ, અનંગતણે અનુહાર,
લબ્ધિ ગુણ ગોયમ સરિષા, વિદ્યા વયર કુમાર. ૮ મેં.
શ્રી વીજયરત્ન સુરિ સદા સુમતી, તપગછનો સિણગાર,
સયલ ગચ્છમાંહિ સોઇ સોભાકર, વંદીત પદ અણગાર. ૯ મેં.
તસ ગચ્છમાંહિં તેજ તપનપરિં, લષમીવીજય સિરદાર,
સુરી સોભાનીધી વાચક પદવી, વિદ્યા તણા જે ભંડાર. ૧૦ મેં.
કોવિદ કોટિ રસ ભામિની, ભાલ તિલક ઉરહાર,
તેહ સમોવડિ છે ગુરૂ માહરા, તિલકવિજય સુષકાર. ૧૧ મેં.
તેહ તણા પદ અણુસરીને, રૂચે કર્યો અધિકાર,
શ્રી વેલાકુલ બંદિર માંહિ, નેમિવિજય જયકાર. ૧૨ મેં.
સંવત સતર અઠાવન માંહિં, સ્વેતપક્ષ અવધાર,
માસ મગસિર કવિતા નનસુખ, બારસિ નેં બુધવાર. ૧૩ મેં.
ભરણી નક્ષત્ર ભલા સિદ્ધિ યોગા, ભાનોદયથી ઉદાર,
સંતોપ વધે બહુ મિત્ર મિત્રાઈ, નવ નિદ્ધિ સિદ્ધિ ભંડાર. ૧૪ મેં.
ભૂ પીઠ દ્રુલગેં એ થિર થાઓ, જબ લગેં શશિ દિણકાર,
વાચક વક્તા પાંમો ભદ્રક, લહિયો ઋદ્ધિ અપાર. ૧૫ મેં.

ચોથો ષંડ મેં પુરણ કીધો, ઢાલ છવીસમી ધારિ,
લછી પાંમી શ્રવણે સુણતાં, **નેમિવિજય** ધરબારિ. ૧૬ મેં.

—પહેલોખંડ ઢાલ ૧૪ બીજાની ૧૨ ત્રીજાની ૧૧ ચોથીની ૨૬ સર્વે ઢાલ ૬૩ શ્લો. ૨૦ (૦) ૨૧-સં. ૧૮૪૦ આસો સુદ ૮ દિને ષંભાલીયા નગરે શાંતિનાથ પ્રસાદાત્ સકલ પં. શિરોમણી પ્રવર પં. ન્યાનવિજયગણિ ચ સકલ પં. શિરોમણી પં. જીવવિજય ગ. પં. જસવિજયગણિ તથા પં. શ્રી ભ્રાતા મણીવિજય ગ૦ તથા પં. દયાવિજયગણિ ચરણાંન્ કમલાંન શ્રી તપાગછે લષિતં મુની અમૃતવિજય-૮૭-૧૫ મો૦

## (૮૫૪) ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ મંત્રી નૃપ રાસ—કામઘટ રાસ.

સં. ૧૭૬૮ અષાઢ વદ ૭.

**આદિ—**

પરમ જ્યોતિ પ્રકાસકર, પરમેશ્વર શ્રી **પાસ**,
પરતા પ્રભુતા પૂરવે, સકલ મનોરથ ખાસ. ૧

× × × x

**અંતે—**

**સોહમ** સ્વામીની સુદ્ધ પરંપર, સોહે **તપગછ** રાજારે,
**હીરવિજયસૂરી** સુરિપુરંદર, છાજે અધીક દિવાજેરે. મ. ૬
સાહ **અકબર** બોધક 'જગગુરૂ', જેહનો બિરૂદ સવાઇરે,
જુગપરધાંન જે ગછ ચોરાસી, અવતંસ ઓપમ પાઇરે. મ. ૭
**આણંદવિજય** બુધ સીસ વડેરા, **મેરૂવિજય** બુધરાયારે,
તસ સીસ વાચકમાંહિ સીરોમણિ, **લાવન્યવિજય** ઉવઝાયારે. મ. ૮
તાસ સીસ વાચિક અવતંસક, **લક્ષ્મીવિજય** પદ પાયારે,
તાસ સીસ વિદ્યાના દરીયા, કવિકુલકોવિદ ભાયારે. મ. ૯
ભાલિ તિલક ભૂ ભાંમિનિ કંઠે, હાર ઓપમ જસ છાજેરે,
**તિલકવિજય** બુધ ગુરવર ગીરૂયા, **તપગછ**માંહિ જે રાજેરે. મ. ૧૦

તસ ચરણ રજરેણું સેવાકર, **નેમવિજય** સીસ ભાસિરે,
ભણિં ગણિં જેણુ હિત રાસો, તસ ઘરિ લખમી વાસેરે. મ. ૧૧
**આનંદસુંદર ગ્રંથ** જે ગીરૂઓ, એ અધિકાર તિણુ માંહિરે,
અધિકો ઉછો જેહ મેં ભાખ્યું, મિચ્છા દુક્કડ પ્રાંહિરે. મ. ૧૨
સંવત **સતર અડસઠ્ઠા** વરષે, **સાતીમ કૃષ્ણ આસાઢિરે,**
**નેમિવિજે** બહુ લહ્યો સંપદ, પરમાનંદ પદ ગાઢિરે. મ. ૧૩
શ્રી **વિજયરત્ન** સૂરીસર રાજિયં, રાસ રચ્યો સુખકારિરે,
જિહાં લગિં **સશિ સૂરજથિર** એ, વક્તા શ્રોતા સુખકારીરે. મ. ૧૪

—ઇતિ શ્રી ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ મંત્રી નૃપરાસ કથા સંપૂર્ણા. સં. ૧૮૨૭ વર્ષે જેઠ વદિ ૨ દિને લિ. પં. શ્રીકૃષ્ણવિજય ગ. શ્રી રંગેન લીખીતં સ્વવાચનાર્થં પ્ર. કા.,—પત્ર ૧૯ અમરવિજય સીનોર.

**(૮૫૫) તેજસાર રાજર્ષિરાસ** સં. ૧૭૮૭ કાર્ત્તિક વ. ૧૩ ગુરૂ.
**અંતે**—

ગછ ચોરાસી મુકુટ નગીનો, **તપ** ગચ્છનો સિણગાર,
પરઘલ પુણ્ય મહોદય મહિમા, વધતો સુજસ સફાર. મેં. ૮
**હીર**વિજયસૂરિ સૂરિશિરોમણિ, **તપ**ગછ તખત ઉદાર,
ભવિક કુમુદવન વહિન જગતી, જાણું ઉગ્યો દિનકાર. મેં. ૯
જગતગુરૂ જસ બહુત વડાંઈ, તાર્યાં કઈ નરનારિ,
મહાવયરાગી ગુરૂ ગુણરાજિત, સોભિત પર ઉપગાર. મેં. ૧૦
રૂપ પુરંદર સુંદર કાયા, અનંગ તણો અવતાર,
મોટા મુનિજન ગુણિજન સેવે, સૂરતિરી બલિહાર. મેં. ૧૧
વડ વખતી વિદ્યાનો આગર, ભાગ્યતણો અંબાર,
મહાનુભાવ સૂરીજન રંજન, જેર કીયો જેણિં માર. મેં. ૧૨
સાહ **અકબરકે** પ્રતિબોધક, કીયા સુગતા વિહાર,
તસ શિષ્ય **આણંદવિજય** બુધ, ગિરૂયા **મેરૂવિજય** બુધસાર. મેં. ૧૩
શ્રી **લાવણ્યવિજય** સુગુરૂ ઉવઝાયા, વાચક **લખિમી** સાધાર,
કવિ કુલ કોટીરધીર મહાકવિ, જિનાગમ સહચાર. મેં. ૧૪

તિલકવિજય બુધ બુધજનસેવિત, ભૂરમણી ઉરહાર,
તાસ ચરણ રજરેણુ સેવાકર, નમિવિજય જયકાર. મેં. ૧૫
સંપ્રતિકાલેં ભાગ્ય વિશાલ, પ્રતિરૂપાદિ ગુણભાર,
શ્રી વિજયદયાસૂરિ નૂર અનોપમ, મૂરતિ કામણગાર. મેં. ૧૬
સૂરિ સવાઈ અધિક પુણ્યાઈ, શ્રી વિજયક્ષમા ગણધાર,
તસ પદ પાટિ પ્રભાકર પ્રતપો, જૈન તણો સિરદાર. મેં. ૧૭
તેહને રાજ્યેં રાસ એ કીધો, સરસ કથા અધિકાર,
મિચ્છાદુક્કડ અલિક જે ભાખ્યું, સાખી કરી સંઘ ચ્યાર મેં. ૧૮
સંવત **સંયમ માતાપ્રવચન સુનય ચિત** અવધારી,
કાર્તી માસ સુવાસ કૃષ્ણયોગેં, તેરસિ નેં ગુરૂવાર. મેં. ૧૯
એ **દાન**ચંદ્ર શિષ્ય દોલતિચંદનેં, કથનેં કીયો અધિકાર,
પંડિત વાંચીને સુદ્ધ કરયો, ભવિક જીવ હિતકાર. મેં. ૨૦
જિહાં લગેં ભૂપીઠ સસિ રવિ પ્રતપેં, ગ્રહ નક્ષત્ર ગ્રોગતાર,
તિહાં લગેં એ રાસ થિર થાયો, નેમિ સદા સુખકાર. મેં. ૨૧

—સંવત્ ૧૮(૭) ૮૭ વર્ષે કંબોઈ નગરે ફાગુણ શુદિ ૨ શનિવારે લિખિતં. મહોપાધ્યાય ચૂડામણિ-ચક્ર-વર્ત્યોપાધ્યાય શ્રી **લક્ષ્મીવિજયગણિ** શિષ્ય સકલ પંડિત સભા ભામિની ભાલસ્થલ તિલકાયમાન પંડિત શ્રી ૧૫ શ્રી તિલકવિજયગણિ શિષ્ય ચરણરજરસિક ષટ્પદાયમાન પં. નેમિવિજયેન લિખિતં. શ્રી દોલતચંદજી વાંચનાર્થં. પરોપકારાય પુણ્યાર્થં કવિની **સ્વહસ્તલિખિત** પ્રત છે. પત્ર ૧૯ પ્ર. કા. વડો.

---

## ૪૧૬ ક ખેમચંદ ( ત. મુક્તિચંદ્ર શિ. )

**(૮૫૫ક) ૨૪ જિનસ્ત૦** સં. ૧૭૬૧.

અંતે—

શ્રી વિજયપ્રભસૂરિરાય, સૂરિ શિરોમણીરે સુ૦
શ્રી વિજયરત્ન સૂરીંદ, મુનિવરનો ધણીરે સુ૦

મુગતિચંદ ગુરૂ સીસ, ષેમચંદ ઇમ ભણુઇરે ષે૦
ગાયા જિન ચોવીસ, ઉલટ અતિ ઘણુઇરે રે ઉ૦

—પંડિતશ્રી મુક્તિચંદ્ર ગણિ શિ૦ પં. ષેમચંદગણિ શિ. મુનિ વીરચંદ્ર લિષતં. સં. ૧૭૬૧ બુંદિ મધ્યે.

—ગુલાબવિજયભંડાર ઉદયપુર.

---

**૪૧૭ લક્ષ્મીવિનય** (ખ૦ જિનચંદ્ર સૂરિ નં. ૪૭, ના ગચ્છમાં લઘુ ખરતર શાખા-સાગરચંદ સૂરિ–જ્ઞાનપ્રમોદ–વિશાલકીર્ત્તિ–હેમહર્ષ–અમર અને રામચંદ–અભયમાણિક્ય શિ.)

**(૮૫૬)+અભયકુમાર મહામંત્રીશ્વર રાસ** સં. ૧૭૬૧ ફા. શુ. ૫ મરોટ નગરમાં.

**આદિ—** દોહા.

પરતખ સુરતરૂ સારિખો, પ્રણમું પાસ જિણંદ;
સુરનર કિન્નર સાસતા, પ્રણમે પય અરવિંદ. ૧
વિઘનવિદારણ સુખકરણ, પૂરણ વંછિત કોડ;
ધરણિંદ ને પદમાવતી, સેવે બે કરજોડ. ૨
ચરમશરીરી ચરમ જિન, સંપ્રતિ શાસન જાસ;
સમરીજે મન તે સદા, આણી મન ઉલ્લાસ. ૩
આ પછી સરસ્વતિ, ગુરૂની સ્તુતિ કરી કહે છે કેઃ—
અભયકુમર ગુણ વર્ણવું, બહુ બુધ બુદ્ધિ વિલાસ,
સુણતાં અચરિજ ઊપજે, જગ જાગે જસ વાસ. ૮

× × × ×

**અંતે—**

ચાર ખંડ છે. તેમાં છેલ્લા ખંડની.

ઢાલ ૨૧ મી લોકસરૂપ વિચારો આતમહિત ભણીરે—એ દેશી.

બુદ્ધિ અને સમકિત અધિકારેં ગાઇયેંરે, મુનિવર અભયકુમાર,
સાધુતણા ગુણ કહેતાં ભાવશું રે, સફલ હુવે અવતાર. બુ૦૧

ગણધર સોહમ સ્વામિ પરંપરારે, વૈરી નામા શાખ;
શ્રી કોટિક ગણુ ચંદકુલાનિલોરે, ખરતર બિરૂદ જસુ ભાખ. ખુ૦૨
શ્રી જિનચંદ સૂરીસરૂરે, જયવંતા જગ ભાણુ.
ગુણુ છત્રીશે શોભતારે, આગમ અર્થ સુજાણુ. ખુ૦૩
તસુ ગચ્છમાંહે હુવા દીપતા રે, ગચ્છ જુગ રાખણુ ભાર,
છે આચારજ પદવી જેહને રે, સહુ જાણે સંસાર. ખુ૦૪
શ્રી સાગરચંદ સૂરીસરૂરે, જસુ વર વીર મહંત;
તિણે પદ દીધું ભદ્ર સૂરીંદને રે, ગચ્છ ગુણુ જાસુ મહંત. ખુ૦૫
શ્રી સાગરચંદ સૂરીશનીરે, શાખા સબલ સનૂર;
તસુ પ્રસાદે દીસે દીપતીરે, દિન દિન તેજ પડૂર. ખુ૦૬
કુલ શિક્ષાદિક અનુક્રમેરે, વાચક જ્ઞાનપ્રમોદ;
પંડિત પૂરા પરગડારે, દાયક સકલ પ્રમોદ. ખુ૦૭
અંતેવાસી તેહનારે, 'સરસ્વતિ' બિરૂદ સુજાણુ;
ઈડરગઢ ભૂપતિ સભારે, અતિ પંડિત બલમાણુ. ખુ૦૮
સરસ વચન જ્યું શાસ્ત્રે સરસ્વતીરે, શ્રી વિશાલકીર્ત્તિ ઉવઝાય;
તાસુ શિષ્ય વાચક પદ ધરૂ રે, હેમહર્ષ કહેવાય. ખુ૦૯
તાસ શિષ્ય બે નિર્મલા રે, અમર અને રામચંદ;
સાધુ ધર્મ ધારક સદા રે, દીપે જ્યું રવિચંદ. ખુ૦૧૦
અભયમાણિક્ય જયવંત જાણિયેરે, સવિ ગુણુ સૂત્ર ભંડાર;
પ્રત્યક્ષ પદ વાચક ધરે રે, દિન દિન જસુ જયકાર. ખુ૦૧૧
તસુ પય પંકજ મધુકર સમોરે, લીણો રહે નિશ દીસ;
તિણે એ ચારિત્ર પ્રકાશિયું રે, લક્ષ્મીવિનય સુજગીશ ખુ૦૧૨
સંવત નભરસ મુનિ શશી (૧૭૬૧) રે, મરોટ નગર મઝાર;
ફાલ્ગુન શુદની પંચમીરે, તુંગીપતિ દિનવાર. ખુ૦૧૩
એ આવશ્યક સૂત્રથીરે, કીધો ચરિત્ર ઉલ્લાસ;
ઓછો અધિકો જે કહ્યોરે, મિચ્છા દુક્કડ તાસ. ખુ૦૧૪

ભણે સુણે એ ચરિત્ર જે ભાવસુરે, તસ ઘર નવનિધ થાય,
અલિય વિઘન દૂરેં ટલેરે, મનવંછિત ફલ થાય. બુ૦૧૫
વીછડિયા સાજન મિલેરે, પૂગે મનની આસ;
ચાર બુદ્ધિ ઉપજે અંગમેંરે, પામે વલી જસવાસ. બુ૦૧૬
(પ્ર૦ ભીમશી માણેક)

(૮૫૭) ઢુંઢક મતોત્પત્તિ રાસ. (ઐ૦)

---

## ૪૧૮ લબ્ધિવિજય(૨) (પૌ૦ લક્ષ્મીચંદસૂરિ-વીરવિમલ શિ.)

(૮૫૮) સુમંગલાચાર્ય ચોપઇ સં. ૧૭૬૧ ભાગવા નગરમાં.

આદિ—

સકલ સુરાસુર સામી ભલઉ, સમરથ સાહિબ પાસ;
દેવ દયાપર દાલિદ્રહર, નીલવરણ તનુ જાસ. ૧
અશ્વસેન કુલિ મંડણઉ, વામા ઉયરિ મલ્હાર;
કમઠ મદભંજન કેસરી, પ્રભાવતી ઉરિહાર. ૨
ત્રિગૂઢ લંછન દીપતુ, વાણારસિ જિન અવતાર;
સો પાસ પ્રણમું મુદા, જસ દીઠઈ જયકાર. ૩
સરસતિ ભગવતી પય નમી, માંગી વચન વિલાસ;
કરજોડિ સહિગુરૂતણા, પ્રણમું ચરણ ઉલ્હાસ. ૪
સિદ્ધ સાધુ પ્રણમી કરી, પ્રણમી બ્રાહ્મિ લિપિ પાય;
સુમંગલ સૂરિવર તણઉ, બોલિસુ ચરિત સવાય. ૫

× × × ×

અંતે— રાગ ધન્યાસી, રિખભ પ્રભુ પૂજીએ-એ દેશી.

કૂર્માપુત્રના ચરિત્રથી એ, ઉધરીઓ એ અધિકાર,
ધરમ હીએ ધરોએ, ટાલી સયલ પરમાદ-ભવિયણ સાંભલો એ
ધરમ૦ છંડો કુડઉ વિવાદ, ધરમ૦ આંકણી.
ધુરિ સંબંધ પ્રકરણઈ કહિઉએ, છેહલુ સિદ્ધાંત મઝારી. ૬૬ ધ૦

અધિકું ઉછઉં જે કહિઉં એ, બોલી અલીકજ ભાખ,
તેહનું મિચ્છા દુકડ એ, શ્રીય સંઘ કેરઈ સાખિ. ૬૭ ધ૦
**પૂનિમ** ગછપતિ રાજીયા એ, પાલઈ પંચાચાર,
શ્રી લક્ષ્મીચંદ સૂરીસરૂએ, જસુ દરસન છઈ સુખકાર. ૬૮ ધ૦
પ્રથમ શિષ્ય મુખ્ય તેહના એ, વીરવિમલ મુનિંદ,
વિનય વિવેકઈ આગલા એ, પ્રવર્ત્તાવક માંહિ દીપઈ જિમ ચંદ. ૬૯ ધ૦
તેહ ગુરૂની અનુમતિઈં, રચિઉ રાસ રસાલ, ધરમ૦
**શિવ દરિસનોદધિ** ભૂ વત્સરઈ એ, **ભાગવા** નયર મઝારિ. ૭૦ ધ૦
એ રાસ સરસ જિકો ભણઈ એ, આણી હરખજ જાણુ,
**લબ્ધિવિજય** વાચક ભણઈ એ, તેહનઈ કુશલ કલ્યાણ. ૭૧ ધ૦

—શ્રીમદ્રાકા ગણાધિરાજપાદા, શ્રી **લક્ષ્મીચંદ્રસૂરીં**દ્રાણાં, શિષ્ય **લબ્ધિવિજય** મુનિ વિરચિતે શ્રી સુમંગલાચાર્ય ચતુઃપદી સંપૂર્ણા. સંવત્ શિવ રસો દધિ પૃથ્વી (૧૭૬૧) વર્ત્તકો માસે કૌમુદી પક્ષે પ્રાંતિહાર્ય સંજ્ઞા કર્મવાટયૌ દ્વાદશાર્ચિ વાસરે શ્રીમદ્ ભાગવા ગામ મધ્યે લિખિતમ. ગ્રંથાગ્રં. ૪૨૫–મયા કિંચિત્ પ્રજ્ઞાનુસારેણ સુમંગલાચાર્યાખ્યાનં રચિતં વિબુધૈરેતદ્દ શોધનીયં પરોપકારાય સ્વ પુન્યાય–પત્ર ૯ પ્ર. કા. વડો. નં. ૪૧૪. કવિની **સ્વહસ્તલિખિત** પ્રત લાગે છે. રચ્યા સંવત્માંજ રચનાસ્થલેજ લખાયેલી છે.

---

## ૪૧૯ ગંગ મુનિ–ગાંગજી. (લોં. રૂપઋષિ–જીવ–વરસિંહ–જસવંત–રૂપસિંહ–દામોદર અને કર્મસિંહ–કેશવ–તેજસિંહ–કાન્હ–નાકર–દેવજી–નરસિંહ–લખમીચંદ શિ૦)

**(૮૫૯) રત્નસાર તેજસાર રાસ** સં. ૧૭૬૧ જેઠ સુ ૬ ગુરૂ. હાલાર દેશમાં.

**આદિ—** દૂહા.

શ્રી **શાંતિ** જિનેસર જયકરૂ, પ્રણમૂં તેહના પાય,
નાંમ જંપંતા જેહનો, પાતિક દૂર પલાય. ૧

પુરસાદાંણી પાસ જિન, સમર્યાં સંપતિ કોડિ.
ધરણેંદર પદમાવતી, સેવે દો કર જોડિ. ૨
વરધમાન તીરથધણી, સાસનપતિ જિનદેવ,
સુરનર સહૂ સેવા કરેં, નાંમે સંપતિ હેવ. ૩
તસ ગણધર ગૌત્તમ નમું, લબધિ તણો ભંડાર,
સમઝાવી ભવ્ય જીવનેં, ઉતારે ભવપાર. ૪
હંસવાહની સમરૂ સદા, મયા કરે મુઝ માય,
હૂં સેવક છું થાહરો, કરજો વચન પસાય. ૫
ગુર ગિરવો ચિત્તમાં ધરૂં, ગ્નાન તણો દાતાર,
સેવકને સાંનિધ કરી, આપે સંપતિ સાર. ૬
દાંન શીયલ તપ ભાવના, શિવપુર મારગ ચ્યાર,
સરષા છે તો પણિ ઇહાં, દાન તણો અધિકાર. ૭
દાંને સંપતિ પાંમીયેં, કીરતી કરે કલ્લોલ,
અલીય વિઘન દૂરે કરે, પગ પગ છાકાં છોલ. ૮
તીર્થંકર પદ પામીયાં, દાંન તણે સુપસાય
ઈંદ્રિ ચંદ નાગેંદ્ર જેં, પામ્યા પુન્ય પસાય. ૯
દાનોંપર સુણયો કથા, સાંભલિતાં સુખ હોય,
આલસ નિંદ્રા પરહરી, સાંભલિજો સહૂ કોય. ૧૦
દાને સંપતિ પામીઓ, રાજઋદ્ધે બહુ માંન,
રત્નસાર તેજસાર નૃપ, દિન દિન ચઢતે વાંન. ૧૧
કવણ દેશ નગરી કવણ, માંત પિતાનો નાંમ,
કવણ વંશ તે જાણીઇ, સાંભલિતાં સુષ તાંમ. ૧૨
દેસાં સિર અતિ દીપતો, કાસી દેસ વિસાલ,
નગરી ભલી વાણારસી, જિતશત્રુ ભૂપાલ. ૧૩
શ્રી હરિવંશ વિરાજતો, ન્યાયે નિપુણ રાજાંન,
પ્રજા પ્રમોદિત જેહની, દિન દિન ચડતો વાંન. ૧૪

પ્રથમ ખંડ ઢાલ ૧૦ બીજો ખંડ ઢાલ ૯ ત્રીજો ખંડ ઢાલ ૧૧.

અંતે— ખંડ ૪ ઢાલ ૮ ધન્યાસી રાગ.

ધનિ ધનિ રે મુઝ આજૂનો દિન......

× × × ×

ધન ધન લોંકાગચ્છપતિ ગિરવો, શ્રી રૂપઋષિ સુજાંણિ રે,
તાસ પાટ અવિચલ પદ ઉદયો, જીવઋષિ અમૃત વાંણિ રે. ૫ ધ૦
વરસિંહ પાટ વરસિંહ બિરાજે, ગોતમ ઉપમ તે છાજેરે;
દુષ દોહગ તે નામિ ભાજે, તસ સુષ સંપતિ વિરાજેરે. ૬ ધ૦
જસ ધણો જસવંત મુનીરાયા, તાસ પાટ રૂપસિંહ સવાયારે;
દામોદર કૃમસિંહ એહ ભાયા, એતો પ્રતપે સવાયારે. ૭ ધ૦
કરૂણાસાગર કેશવ પાટે, શ્રી તેજસિંહ જસ ષાટેરે;
કાન્હ મુની ગિરૂઉ ગછના એકલા એક જસનો થાટરે. ૮ ધ૦
નાકર ઋષિના શિષ સિરોમણિ, દેવજી ગુણનિધાંનરે;
નરસિંહ તપસ્વી ગુણે ગિરૂઉ, લિષમીચંદ બહુ માંનરે. ૯ ધ૦
તાસ મુનીંદ્રોએ શિષ્ય બિરાજે, વિદ્યાગુણે કરી ગાજેરે;
પંડિત ગુણે પ્રગટ પ્રતાપી, ગંગમુની વિરાજેરે. ૧૦ ધ૦
સંવત સતર એકસઠા વરસે, જેઠ માસૈં મનિ હરષેરેં,
શુકલ છઠિ ગુરવારે પરષૈ, ચરિત્ર રચ્યૌ એ વર્ષેરે. ૧૧ ધ૦
દેસ હુલારમાં એહ વિરાજે, કલ્પવટ ગુણ ગાજેરે,
સિંઘ સિરોમણિ સદા પૂરણ, ધર્મ કરે શિવકાજેરે. ૧૨ ધ૦
કથા સંબધ સુણી મેં પૂરણ, ચરીત રચ્યો ઇમ જાંણિરે;
નરનારી સુષ સંપતિ લહેસે, જે શુણસે એહ વાણિરે. ૧૩ ધ૦
ચોથે પંડે આઠમી ઢાલે, એહ દાંન તણાં ગુણ જાંણોરે;
ગંગમુની કહે જે ધર્મ્મ કરસે, તે લહેસે કોડિ કલ્યાણરે. ૧૪ ધ૦

—સર્વગાથા ગ્રંથા ગ્રંથ ઢાલ દૂહા ચોપઇની ૮૦૯ સર્વ ઢાલ ૩૮ ખંડ ૪ સં. ૧૭૬૭ કા. શુ. ૧૨ રવિ વાસરે લિ૦ પૂ. ઋષિ લષમસી તત શિષ્ય પૂજ્યજી સ્વયંકૃત ઋષિ શ્રીપ ગાંગજીજી તત ગુરૂ ભ્રાતા ઋષિ

શ્રી ૫ જેતસીજી તસ્ય શિ. લિ. મુની વિજયહર્ષેન સ્વયં પઠનાર્થે. પત્ર ૧૧ પં. ૨૧ ઘો. સ. ભં.

(૮૬૦) ધનાનો રાસ.

અંતે—

સહી સત્તરમીરે ઢાલમાં, દુખ દારિદ્ર દૂર ગમાયારે,
લિખમીચંદ પસાઉલે, એમ ગંગમુની ગુણ ગાયારે. ૮૯.

દૂહા.

વહુ... ગઇ, આવિ નહી એણીવાર;
ચિંતા તુરત મન ચિંતવે, ધરમી તે ધનસાર.

---

## ૪૨૦ જિનસુંદરસૂરિ ( ખ. જિનસમુદ્રસૂરિ પટ્ટધર. )

(૮૬૧) પ્રશ્નોત્તર ચોપઇ સં. ૧૭૬૨ આસો વદ ૧ આગ્રામાં.

આદિ—

પહેલાં ગાથા છે, નમિઊણ તિત્થનાહં...

દૂહા.

શ્રી શ્રુતદેવ નમી કરી, પ્રણમી પ્રવચન માત,
ગુણ ગાતાં માતા તણા, અલીય વિઘન સહુ જાત. ૧
તીને ચોવિસી તણા, પ્રણમીજે જિણદેવ,
હૂંઆ હોસેં જે વલી, વર્ત્તમાન કરૂં સેવ. ૨
ઋષભાદિક વર્ત્તમાન જે, પ્રણમું જિન ચઉવીસ,
મહાવીર પ્રણમું સદા, વર્ધમાન જગદીસ. ૩
પ્રણમું વલિ સદગુરૂ તણા, પાયપંકજ નિતમેવ,
કીડીથી કુંજર કરે, તિણ કરૂં સાચિ સેવ. ૪
પ્રણમું વલિ માતા પિતા, જિણ દીયો અવતાર,
પાલિ પોસિ મોટા કર્યો, એ તિણનો ઉપગાર. ૫

એ સહુને પ્રણમી કરી, ધરી ધ્યાંન મન સુદ્ધ,
પ્રશ્નોત્તરની ચોપાઈ, સાંભલજ્યો બહુ બુધ. ૬
જ્ઞાનકથા જ્ઞાની સુણે, મુરખને ન સુહાય,
જ્ઞાનકથા જો અજબરસ, સાંભલજ્યો ચિત્ત લાય. ૭
આલસ ઉંઘ નિવારજ્યો, નિંદા કરજ્યો દૂર,
સાંભલજ્યો સુધ ભાવસું, જિમ લહો આણંદપૂર. ૮
હલુકર્મી જે જાંણીઈ, સાંભલસે એક ચિત્ત,
જ્ઞાનકથાકો અનુપરસ સાંભલજ્યો ધર પ્રીત. ૯
બહુલકર્મી તે ઉંઘસ્યેં, આલસ કરસ્યેં અંગ,
કે વિકથા વિચમેં કરે, તે મુરખ મતિભંગ. ૧૦
ઇમ સૂણતે જે હિંસીયા, કહો કથા મુનિરાય,
મનવચન કાયા કરી, સાંભલસ્યૂં ચિતલાય. ૧૧
કિણવિધ શ્રી મહાવીરજી, કિણવિધ ગૌતમ સ્વાંમ,
કિણવિધ પ્રશ્નોત્તર કહ્યા, તે સૂણજ્યો અભિરાંમ. ૧૨

× × × ×

**સત્તર બાસઠે** શ્રાવણ વદે, બારસને શુક્રવાર હે,
શ્રી જિનસમુદ્ર સૂરીંદનો, સુંદરસૂરિ સૂપકાર હે.

—અથ પ્રશ્નોત્તરાધિકાર વર્ણનો નામ **પ્રથમ** ખંડ. સર્વ ગાથા ૬૩૪.

સંવત **સત્તર બાસઠસમે**, શ્રાવણ સુદી સોમવારેરે,
તેરસ દિને પૂરો થયો **બીજો** ખંડ સુવિચારેંરે,
શીશ ગચ્છ **ખરતર** ગુણનિલો, બિરૂદ વેગડ શ્રીકારોરે,
ગચ્છપતિ જુગવર જગજયો, શ્રી **જિનસમુદ્ર** સિરદારોરે,
તાસ પટોધર ગુણ ભણ્યા, શ્રી **ગાજીપુર** મઝારોરે,
મુનિ સુંદર સંઘનેં આગ્રહે, મેં એહ કહ્યો અધિકારોરે,
મહાજન લોક સુખીયા વસેં, ધરમ કરે શ્રીકારોરે,
સૂંદર સૂરિ ગુણ સ્તવ્યા, ગૌતમ પૃચ્છા અધિકારોરે.

—સર્વ ગાથા ૫૨૬ સોલમી પૃચ્છા અધિકાર વર્ણનો નામ **દ્વિતીય** ખંડ.

**સંવત સતરબાસઠા વરસેં**, શ્રાવણ વદિ મન તરસ્યેજી,
છ દિવસ એ પૂરો કીધો, સોમવારેં સુપ્રસિધોજી,
વડ ગચ્છ ને ભલિ ચંદ્રની સાખા, બિરૂદ વેગડ ભાષાજી,
ગચ્છપતિ યુગવર **ચંદ** વિરાજે, તેહને પાટેં છાજેજી,
**સિંધુ** દેશ સવાલાખ કહિયેં, **નયરપુર** તિહાં લહિયેજી,
ચંદ પાટે **જિનસમુદ્ર** સૂરીસા, સુજસ દીયો જગદીસાજી. ૨૮
તાસ પટોધર ગુણ ગાયા, સહુ જનનેં મન ભાયાજી,
**સુંદર** સૂરી સદા ગુણ ગાવે, તો મનવંછિત ફ્લ પાવે.

—ચતુવીસમી પૃચ્છાધિકારે ધન્નાસાલિભદ્ર કથાનક વર્ણનો નામ **તૃતીય** ખંડ સંપૂર્ણ.

**સંવત સતરે બાસઠા વરસે**, ભાદ્રવ માસ સુહાવંદાહે,
શુકલ પક્ષ અને શનિવારે દશમી દિન ચિત ભાવંદાહે,
સિસ ગચ્છ ષરતર બિરૂદ વેગડા, મહિમદપાતસાહ દિનાહે,
**રાજનગર**મેં બહુ ધન ખરચી, ઉત્તમ કારજ કીના હે,
અનુક્રમ પાટ વિરાજે છાજે, યુગવર **સમુદ્ર** કહાવંદારે;
ગંભીર સમુદ્ર તણી પરે રાચ્યો સબ ગચ્છપતિ દિલ ભાવંદાહે.
**સિંધ** સવાલખ્ય દેશ વડા હે, મુનિ દિલ વિચ ભાવંદાહે;
સુંદર નગર ગાજીપુર નીકો, ગ્રહણે ગાંઠે કરી સોભંદાહે. ૧૨
શ્રાવક ધરમ કરંદા રાગી, સુખી સૌભાગી કહાવંદાહે.
ચોથા ખંડ તિહાં પુરણ કિના, **સુંદર** સૂરિ ગુણ ગાવંદાહે;

—ઇતિશ્રી જિનસમુદ્ર સૂરિ શિષ્ય શ્રી જિનસુંદર સૂરિ વિરચિતે પ્રશ્નોત્તર ચોપઈ ગ્રંથે દ્વાત્રિંશતિપૃચ્છા વર્ણનો નામ **ચતુર્થ** ખંડ.

**સિંધ** સવાલાખ દેશ પ્રસિધ્ધો, મુને **ગાજીપુર** સુહાયો;
સુંદર નગર વિરાજિત નીકો, આગ્રહ ચોમાસ કિયોહી.

સંવત સત્તર બાસઠા વરસે, આસો માસ સુહાયો;
વદિ એકમ દિન પૂરણ કીધો. પંચમ ખંડ સવાયોહી. ૧૧
સિસ ગચ્છ ખરતર બિરૂદ વેગડ, મહમદ સાહ કહાયો;
રાજનગરમેં બિરૂદ દીનો, જિનેસર સૂરી સુહાયોરી. ૧૨
ચઉદસેં બાવિસે વરસે, વેગડ બિરૂદ ઉપાયો;
મહમદ પાતસા જિનેસર સૂરીને, મહત દીઉ સવાયોરી. ૧૩
અનુક્રમ પાટે હુઆ યુગવર, શ્રી બાફણા કુલે જાયો;
શ્રી જિનચંદ પટ્ટોધર દીપ્યો, તે શ્રી શ્રીમાલ કહાયોરી. ૧૪
યુગવર શ્રી જિનસમુદ્ર કહાણો, તાસ તણે પાટ આયો;
સુંદર સૂરી સદા સુખ સ્યાતા, પ્રશ્નોત્તર ગુણ ગાયો.

—ચ્યાલિસમી પૃચ્છા વર્ણન નામ પંચમ ખંડ.

અંતે—

સંવત સતરેસેં બાસઠે, આગરા નગર મઝાર,
આસોજ વદ એકમ દિનેં, એહ કહ્યો અધિકાર.
સીસ ગચ્છ ખરતર ગુણનિલો, બિરૂદ વેગડ શ્રીકાર,
શ્રી શ્રીમાલ કુલસહેરો, સાહ હરરાજ સિરદાર.
તેહ તણો સુત જાણીયે, મહિમાસમુદ્ર વખાણ,
શ્રી જિનચંદ પાટે જયો, ચૌદ વિદ્યા ગુણ જાંણ.
સવાલાખ સિંધજ દેસમેં, ગાઝીપૂર સિરદાર,
મહાજન લોક સુખીયા વસે, અતિ દાતાર ઉદાર.
ચતુરપણે ચોમાસમેં, સુંદર આગ્રહ કીધ,
મન સુધે એ ગુણ કહ્યા, ગુણ કહિતાં જસ લીધ.
છઠા ખંડ ચોવીસમી, ઢાલ કહી રસાલ,
એકસો એકાસી દૂહા સહી, છઠો ખંડ દયાલ.
શ્રી જિનસમુદ્ર સૂરીંદને, પાટે સુંદર સૂરીંદ,
પ્રશ્નોત્તર કીધી ચૌપઇ, મન ધરી અધિક આણંદ. ૧૫

—પ્રથમ ખંડે ઢાલ ૨૪ ગાથા ૬૩૪, દ્વિતીય ખંડે ઢાલ ૨૧ ગાથા ૫૩૬, તૃતીય ખંડે ઢાલ ૨૨ ગાથા ૬૩૧ ચતુર્થે ખંડે ઢાલ ૨૫ ગાથા ૬૭૦, પંચમ ખંડે ઢાલ ૨૦ ગાથા ૫૫૯. ષષ્ટ ખંડે ઢાલ ૨૪ ગાથા ૬૫૬ સર્વ મલીને ઢાલ ૧૩૬ ગાથા દુહા શ્લોક કવીત સવૈયા ગ્રંથાગ્રંથ ૩૬૮૬.

સંવત્સર ઉગણીસસેં, વરસ સાતો સિરદાર,
જયેષ્ટ વદી સપ્તમી દિને, રવિવાર મનોહાર. ૧
કીલા ધાર સહરમેં શ્રાવક સમકિતવંત,
દાન પુણ્ય ગુણ આગલા, ગુણ ગીરૂઆ જસવંત. ૨
શ્રી વિજયહીર ગુરૂ પરગડા, તાસ પરંપરા જાણ,
મુક્તીવિજય અનુસીષ્ય તે, લિપીકૃત દાંન પ્રમાણ. ૩

—૧૫૧–૧૫ હ. વડોદરા.

---

## ૪૨૧ ઋણુયતિ.

(૮૬૨) હરિવાહન ચોપઈ (પ્રત સં. ૧૭૬૫).

---

## ૪૨૧ક કીર્તિવિજય.

(૮૬૨ક) ગોડીપ્રભુગીત. ૧૧ કડી. સં. ૧૭૬૬ વૈશાખ.

આદિ—

આજ દિવસ મુઝ સફલ જુ ફલીયો સુપને પ્રભુજી મીલીયા. ૧

અંતે—

સતરઈ સઈ છાસઠે સાખઈ, તવન રચ્યઉ વૈશાખઇ. ૧૦ સ્ત.
ગોડી પાસ તણા ગુણ ગાયા, સફલ થઇ મુઝ કાયા. ૧૧ સ્ત.
કીરતિવિજય ઇણપરિ બોલઇ, પ્રભુજીનૈં કોઇ ન તોલઇ. ૧૨ સ્ત.

—સં. ૧૮૧૮ વર્ષે ફાલ્ગુન માસે કૃષ્ણપક્ષે નવમી તિથૌ ગુરુવાસરે

પ્રત્યુષ સમયે શ્રી વિક્રમપુર મધ્યે શ્રી જિનધર્મ સૂરિ સાખાયાં મ. ઉ. સિદ્ધવર્ધ્ધનજી તત્ શિષ્ય મુખ્ય મ. ઉ. સિદ્ધવિલાસજી તચ્છિષ્ય મુખ્ય પં. પ્ર૦ સિદ્ધતિલક ગણિ તચ્છિષ્ય મુખ્ય પં. પ્ર. સિદ્ધરંગમુનિના લિપિકૃતં. સાધ્વી મનાં પઠનાર્થં હેતવે. મારી પાસે છે.

---

## ૪૨૨ નેમિદાસ શ્રાવક (પિતાનું નામ રામજી, દશાશ્રીમાલી વણિક.)

**(૮૬૩)+ અધ્યાત્મસારમાલા સં. ૧૭૬૫. વૈશાખ શુ. ૩**

**અંતે—** છપ્પા.

સવિ ભવિજન એ ધ્યાન, પામિને નૃભવ સુધારો,
જ્ઞાનવિમલ ગુરૂ વયણ, ચિત્તમાંહે અવધારો,
શ્રી શ્રીમાલી વંશ રત્ન, સમ રામજી નંદન,
નેમિદાસ કહે વાણિ લલિત, શિતલ જિમ ચંદન,
સર રસ મુનિ વિધુ વરસ તો, માસ માધવ તૃતિયા દિને,
એ અધ્યાતમસાર મેં ભણ્યો, ભાવ કરી શુભ મને. ૩

ગાહા પદ્ધડી.

દર્શન જ્ઞાન ચરિત્ર તવ ચઉગુણ, જિન સિદ્ધ સૂરી વાયગ મુનિ ગુણી પણ,
નવપદ એકી ભાવે માલા, ત્રિપદી સૂત્ર થકી સુવિશાલા.

કલશ.

ઇમ જિનમત આરાધો કાજ સાધો ભવિક નિસુણી ભાવના,
ગુણ હાણિ વાધો સુણો સાધો નિજ મતિ પાવના;
અધ્યાતમ ગુણની એહ માલા ભવિક જન કંઠિ ઠવો,
જિમ લહો મંગલ લીલ માલા અચલ અનુભવ અનુભવો.

—ઇતિ શ્રી અધ્યાતમસાર માલા સંપૂર્ણા. ગ્રંથાગ્રંથ ૨૩૫ (પ્ર. બુદ્ધિપ્રભા માસિક સં. ૧૯૭૨ ના એક અંકમાં.)

**(૮૬૪)+ ધ્યાનમાલા** (પંચપરમેષ્ઠી) સં. ૧૭૬૬.

**અંતે—** કલશ.

ઇમ ધ્યાનમાલા ગુણવિશાલા ભવિકજન કંઠે ઠવો,
જિમ સહજ સમતા સરલતાનો સુખ અનુપમ ભોગવો.
સંવત **રસ ઋતુ મુનિ શશિ** મિત માસ ઉજ્વલપખે,
પંચમી દિવસે ચિતં લહો લીલા જેમ સુખે,
શ્રી જ્ઞાનવિમલ ગુરૂ કૃપા સહી. તસ વચન આધાર.
ધ્યાનમાલા ઇમ રચી, નેમિદાસે વ્રતધારી.

—સુરતમાં સં. ૧૯૯૩ માં લખી પત્ર ૨૭ આ. ક.-પ્ર૦ બી. મા. જ્ઞાનવિમલ માટે જુઓ નં. ૩૭૮ પૃ. ૩૦૮.

**(૮૬૫) ચોવિશી ચોઢાલિયું** સં. ૧૭૭૩ કાર્તિક.

કલશ.

ચૌવીસ જિણવર સહિત ગણધર સમરતાં જિણ વંદીએ,
ભવજલધિ તારણ દુખ નિવારણ ગુણ જાધારણ વંદીએ.
સંવત **સતરાસય તિહુત્તર** માસ કાતક સુભકરી,
શ્રી નેમચંદ ગુન ઋષભેવારે થુને પાપ નાખે પુરી.

—લ. ૧૮૯૯ (પ્ર. કા.)

---

## ૪૨૩ તેજસિંહ ( આગમિક. જ્ઞાનમેરૂ–સુમતિમેરૂ શિ. )

**(૮૬૬)+ નેમ રાજિમતિનો બારમાસો** સં. ૧૭૬૬ પોષ શુદિ ૧૨ રવિવાર-કચ્છદેશ પ્રાગરાય રાજાના રાજ્યમાં.

---

## ૪૨૪ કાન્તિવિમલ (ત૦ શાંતિવિમલ અને ગુરૂભાઈ કનકવિમલ તેના બે કલ્યાણવિમલ અને કેસરવિમલ તેના શિ.)

**(૮૬૭) વિક્રમ કનકાવતિ રાસ** સં. ૧૭૬૭ માગશર શુ. ૧૦ રવિ, રાધનપુરમાં.

આદિ— દૂહા.

સંકલ સમીહિત પૂરવેં, પરતિખ પાસ જિણુંદ,
અલિય વિઘન દૂરે હરેં, સેવેં સુર નર વૃંદ. ૧
નીલ મણિ તનું દીપતો, અતિશય જાસ ચોત્રીસ,
લોકાલોક પ્રકાશતો, પ્રણમું તે જગદીસ. ૨
નયણ સુધા રસ સરસતી, કરતી નવ નવ ખેલ,
રંગે રમે ત્રિહૂં લોકમેં, ભૂષિત સુરતરૂ વેલ. ૩
પ્રણમીજે તે સરસ્વતી, કવિયણ જન આધાર,
સરસ કથા રસ દીજીયેં, કીજે મુઝ ઉપગાર. ૪
પ્રવચન સરવર ઝીલતાં, નિરમલ જાસ શરીર,
જિણ આંણા સૂધી ધરે, સુરગિરિ જેમ સુધીર. ૫
શ્રુતદીપક કરી પરગડો, ભાસેં લોક સ્વભાવ,
તે સદગુરૂ નિત પ્રણમીઈ, ભવજલ તારણ નાવ. ૬
ધર્મ વડો સંસારમાં, કરમ કરે સો હોય,
સુરનર વિદ્યાધર અવર, સયલ પટંતર જોય. ૭
ભોગ ભલાં કરમેં લહેં, અવર ન કોઈ ઉપાય,
આપદ ટલેં સંપદ હોવેં, જો હોવેં શીલ સહાય. ૮
શીલેં શિવસુખ પામીઈ, શીલેં વાંછિત હોય,
સુખ પામ્યા કનકાવતી, તે સુણજ્યો સહૂ કોઇ. ૯
વિક્રમરાયચરિત્રમાં, સરસ સુણ્યો અધિકાર,
રાસ રસું રલીયામણો, શ્રોતાજન સુખકાર. ૧૦

× × × ×

અંતે—

સાયર રસ મુનિ ચંદ્રમા એહવો સંવત્સર મનિ જાંણિ હોરે હો રાજ,
માગશિર શુદિ દશમી દિને રવિવારે કીધ પ્રમાણ હો રાજ. ૧૫
તપ ગચ્છ ગયણ દિવાકર, શ્રી વિજયરત્ન સૂરીંદ હો રાજ
ગુણનિધિ ગિરૂઓ સાહિબો, ગુરૂ પ્રતપો જિહાં રવિચંદ હો રાજ,

તેહને રાજ્ય વિરાજતાં શ્રી **શાંતિવિમલ** કવિરાય હો રાજ,
કનકવિમલ કવિરાજની રૂડી બાંધવ જોડિ સુહાય હો રાજ,
તસ પય કમલ મધુકરા, બુધ કલ્યાણવિમલ સુખદાય હો રાજ,
તસ બંધવ કોવિદ વલી, શ્રી કેસરવિમલ ગુરૂરાય હો રાજ,
તાસ ચરણ સેવા લહી મેં તો ગાયો અક્ષર એહ હો રાજ,
આજ મનોરથ સફલ્યો એતો રહજ્યો દુર્ધર તેહ હો રાજ.
ક્ષિતિ તલ મંડલ જાણિયે, રૂડો **રાધનપુર** શુભઠામ હો રાજ,
સંઘ તણે આગ્રહે કરી કીધા ઉત્તમના ગુણગ્રામ હો રાજ,
એકતાલીસ ઢાલે કરી, મેં તો રચિયો રાસ રસાલ હો રાજ,
કાંતિવિમલ કહે એહવું, હોજ્યો ઘરિ ઘરિ મંગલમાલ હો રાજ.

—સં. ૧૮૨૭ ભાદ્ર૦ વદ શીલીશાતેમ ૭ સોમવાર નૌતનપૂર બંદરે પ્રભાત સમયે ભટ્ટારક શ્રી ૧૦૮ શ્રી **વિજયધર્મસૂરિ** ચતુર્માસ સમેતત્સેવાયાં સકલ પં૦ શિરોમણી શ્રી **આગમસાગરજી** શિ૦ વલ્લભસાગરગણિ લિપિકૃતં. ધોરાજી તપસી માણેકચંદજીનો ભંડાર.

—ઈતિ શીલ વિષયે વિક્રમસેન કનકાવતી રાસ. સર્વ ગ્રંથા ગ્રંથ શ્લોક સંખ્યા ૧૧૮૬ ગાથા ૮૯૦ લિ. પં. વિનૈવિજૈ ગ. સં. ૧૮૨૩ ફાગણ સુદિ ૫, પં. રવિસાગર ગ. પઠનાર્થં શ્રી નાડુલ નગરે. ઘો. ૨૯-૧૪

—સર્વ ગાથા સંખ્યા ૮૩૦. પોસ વદિ ૧૦ દિને મંગલવાસરે ભાવનગર બંદિરે સમાપ્તઃ ૨૭-૧૫ બાલવિજયજી. ]

—સં. ૧૮૭૮ મધૂ માસે શુકલ પક્ષે અષ્ટમી તિથૌ ભોમવાસરે લષીતં પં. જ્ઞાનવિજય લાલવિજૈયે સત્કે દધીગ્રામે વાસ્તવ્યં ઈદં પુસ્તકં લપીકૃતં. ૧૯-૨૦. દા-૧૩ નં. ૮ પદ્મસાગર ભં-જૈનશાલા. અમદાવાદ.

—સંવત ૧૮૬૭ સાકે ૧૭૩૨ પ્રવર્ત્તમાને શુભ પૌષ માસે શુકલપક્ષે સપ્તમી તિથૌ ભોમવાસરે શ્રી રાધનયપુર નગરે શુભ ચાતુર્માસ કૃતં લિ. પં. શ્રી રંગવિજય ગણી સીષ્ય ઋષભેન સ્વવાંચનાર્થં. ઉત્તમ પ્રતિ પત્ર ૩૪ ગાથા ૮૯૦ પ્ર. કા. વડો. નં. ૩૦૮.

## ૪૨૫ જીવસાગર ( ત. કુશલસાગર–હીરસાગર–ગંગસાગર શિ. )

**(૮૬૮) અમરસેન વયરસેન ચરિત્ર સં. ૧૭૬૮ શ્રા. વ. ૪ મંગળ.**

**અંતે—**

'પાતસાહ પ્રતિબોધક સુંદર સોહમગુરૂ અવતારરે,
હીરવિજય સૂરિ હીરો સાચો જૈન તણો શિણગારરે. ૩
પટધારિ તેહનો સુખકારક કુમતિમતંગજ સીહરે,
શુદ્ધાચાર ગુરૂ શુદ્ધ પ્રરૂપક શ્રી વિજયસેન નીરીહરે. ૪
તાસ પટોધર પ્રવર પ્રભાકર જ્ઞાનતણો ભંડારરે,
વિજયદેવ સૂરિ ગચ્છ ધૂરંધર સકલ લોક હિતકારરે. ઇ. ૫
ગુણનિધિ ગચ્છાધિપતિ મતિસાગર ભવિક મનોકજ ભાણુરે,
તાસ પટોધર મહિમા પંડિત શ્રી વિજયપ્રભ જાણુરે. ઇ. ૭
તાસ પટ્ટ ઉદયાચલ ભાસ્કર સન્નિભ જ્ઞાનનિવાસરે,
પરવાદ માતંગ વિદારણ કંઠરવ જસ વાસ રે. ૮
સકલ ગચ્છ સિરદાર તપગચ્છ તપતે બષત દિણુંદરે,
રત્ન સમોવડ ચડત દિવાજેરે શ્રી વિજયરત્ન સૂરીશરે. ઇ. ૯
વાચકચક ચક્રધર ઓપમ તપગચ્છ સોભાકારરે,
સર્વશાસ્ત્ર મહારથ ભાષક ઉપસમ રસ ભૃંગારરે, ૧૦
ગુણ રયણાયર વિદ્યાસાયર કુશલસાગર ગુરૂરાજરે,
વડવષતી સોભાગીસુંદર સાચો ધરમ જહાજરે ઇ. ૧૧
તાસ સીસ પંડિત ગુણમંડિત પાપરહિત શુભ ગાતરે,
હીરસાગર ગુરૂ હીરા સરિષો જસ પસરી જગ ખ્યાતરે. ૧૨
તાસ સીસ તસ તત્પદકજ મધુકર પંડિતમેં શિરતાજરે,
શ્રી ગંગસાગર શુભમતિ આગર માનેં જસ નરરાજરે. ઇ. ૧૩
પરતષ તેહ તણો સુપસાંઇ મનવંછિત ફલ થાયરે,
શાંતિનાથ જગનાથ પસાયેં કથા સરસ કહવાયરે. ૧૪

**ભવત્યષ્ટિ તીરથવસ્સ** જાણો માસ શ્રાવણ ચંગરે,
વદિ ચોથિ ભૃગુવાર જાણો કહ્યૌ પ્રબંધ અભંગરે. ૧૫
જે કાંઈ મિથ્યા મેં પ્રકાસ્યું આપ મતિ અનુસારરે,
તે સર્વે મિથ્યા દુક્કડૈંસું હું ષામું નિરધારરે. ઇ. ૧૬
એહ ષંડ ત્રીજે ઢાલ ચારેં સકલ પૂગી આસરે,
કવિ જીવસાગર ઇમ જંપે ધરમથી જયવાસરે. ઇ. ૧૭

—સંવત્ ૧૭૮૯ વર્ષે મતિ ફાગણ સુદિ ૧૫ દિને ચતુર્થ પ્રહરે ભટ્ટારક શ્રી શ્રી ૧૦૮ શ્રી શ્રી વિજયરત્ન સૂરિસર તત્ શિષ્ય સકલ વાચિક સભા ભામિની ભાલસ્થલ તિલકાયમાન મહોપાધ્યાય શ્રી શ્રી ૨૧ શ્રી હિતવિજય તત્ શિષ્ય શિશુઃ પં. ગુણવિજયેન લિપિકૃતં. શ્રી સોઝિત નગરમધ્યે. ઉદયપુર ભં. ગોડીજીનો.

---

## ૪૨૬ ક્રીસન (કૃષ્ણદાસ મુનિ) ( લોં. સિંઘરાજ શિ. )

**(૮૩૯) કીસન (ઉપદેશ) બાવની.** સં. ૧૭૬૮ આશો સુદ ૧૦

શ્રી **સીંઘરાજ લોં**કાગછ સિરતાજ આજ તિનકિં,
 કૃપાજ્યૂં કવિતાઇ પાઇ પાવનિ,
સંવત **સતર સત્તસઠે** વિજે દસઈ કી,
 ગ્રંથકિ સમાપતિ ભઈ હે મંનભાવનિ,
સાધવિ સૂવિગ્યાંન માકી જાઇ શ્રી રતન્નબાઇ,
 તજી દેહ તાપર રચી હે વિગત્તાવનિ,
મત કિનમતિ લીની તતહીપે રૂચિ દિની,
 વાચક કિસન કીનિ ઉપદેશબાવનિ. ૬૧

—લ. સં. ૧૯૪૬ ચૈ. શુ. ૧૩ ધો. સ. ભં.

—લ. સં. ૧૮૩૩ દા. ૨૩. પત્ર ૧૪ લીં.

## ૪૨૭ દેવચંદ્ર.

[ આ અધ્યાત્મરસિક કવિની સર્વ કૃતિઓ 'શ્રીમદ્ દેવચંદ્રજી ભાગ ૧ લો અને ૨ જો' એ નામના પુસ્તકમાં પ્રકટ થયેલ છે. તેમાંની દેશી ભાષામાં રચાયેલી કૃતિઓ અત્ર નોંધવામાં આવેલી છે કે જે કૃતિઓ, ઉક્ત પુસ્તક પ્રકટ થયા પહેલાં જૂદે જૂદે સ્થલે અને આકારમાં મોટે ભાગે પ્રસિદ્ધ થઇ ગયેલ છે. ઉક્ત પુસ્તક બુદ્ધિસાગર ગ્રંથમાલામાં ૪૫ અને ૫૩ મા મણકા રૂપે અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડલ તરફથી પ્રસિદ્ધ થયેલ છે. આમાં ૨૧ પ્રકારી પૂજા સં. ૧૭૪૭ ની કે જેમાં શ્રાવકના ૨૧ ગુણોનું આલેખન કર્યું છે તે તથા અષ્ટપ્રકારી પૂજા દેવચંદ્રજીની કૃતિઓ તરીકે ગણાવેલી છે તે બરાબર નથી; તે અન્ય કૃત હોવાનું જણાય છે. આના સંબંધમાં વિસ્તારથી 'અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી' પર મેં એક નિબંધ લખ્યો છે તે જોવો.

આ નિબંધ ઉક્ત બુદ્ધિસાગર સૂરિ ગ્રંથમાલા ગ્રંથાંક ૧૦૩-૧૦૪ માં પ્રકટ થયેલ 'શ્રીમદ્ દેવચંદ્રજી વિસ્તૃત જીવનચરિત્ર' એ નામના પુસ્તકમાં વક્તવ્ય તરીકે પ્રસ્તાવનામાં પ્રસિદ્ધ થયેલ છે.

આ આધ્યાત્મિક અને તત્ત્વજ્ઞાની કવિના સંબંધમાં એક 'કવિયણે' દેવવિલાસ નામનો રાસ કવિના મરણ પછી તેર વર્ષે ( સં. ૧૮૨૫ આશો શુદ ૮ રવિવારે ) રચેલો સુભાગ્યે હમણાંજ પ્રાપ્ત થતાં ઉક્ત 'શ્રીમદ્ દેવચંદ્રજી જીવન ચરિત્ર'માં પ્રકટ થયો છે તે પરથી નીચેની હકીકત ટુંકમાં જણાવી છે.

મરૂસ્થલના વીકાનેર પાસેના એક ગામમાં ઓશવંશીય લુણીયા ગોત્રના સાહ તુલસીદાસજી હતા; તેમની સ્ત્રીનું નામ ધનબાઈ હતું. ત્યાં રાજસાગર મુનિ પધારતાં ધનબાઇએ ગુરૂને જણાવ્યું કે પોતાને જે પુત્ર થાશે તેગુરૂને ભાવપૂર્વક વ્હોરાવશે. ધનબાઇને ગર્ભ રહ્યો અને શુભ સ્વપ્નો આવવા લાગ્યાં. ત્યાં (ખરતર ગચ્છના) આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિ વિહાર કરતાં કરતાં તે ગામે આવી ચડયા ને તેમને આ દંપતિએ સ્વપ્નો જણાવ્યા તે પરથી તેમણે સ્વપ્નશાસ્ત્રાધારે જણાવ્યું કે પુત્ર એક મહાન્

થશે–કાંતો તે છત્રપતિ થશે ને કાંતો પત્રપતિ થશે એટલે દીક્ષા લેશે. સૂરિ ગયા પછી સં. ૧૭૪૬ માં પુત્ર જન્મ્યો ને નામ દેવચંદ્ર આપ્યું. તે આઠ વર્ષનો થયો ત્યારે અનુક્રમે વિહાર કરતાં કરતાં ઉપરોક્ત રાજસાગર વાચક પધાર્યા. દેવચંદ્રને માતપિતાએ વ્હોરાવ્યો ને શુભ મુહુર્તે ગુરૂએ તેને સં. ૧૭૫૬ માં લઘુદીક્ષા આપી. જિનચંદ્રસૂરિએ પછી વડીદીક્ષા આપી, ને નામ રાજવિમલ આપ્યું. પછી રાજસાગરજીએ તેમને સરસ્વતી મંત્ર આપ્યો–તેનું ધ્યાન શિષ્ય દેવચંદ્રે બેલાડુ ગામમાં રમ્ય વેણાતટે ભૂમિગૃહમાં યથાર્થ કરતાં સરસ્વતીએ પ્રસન્ન થઈ રસનામાં વાસ કર્યો. શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો. ષડાવશ્યક સૂત્ર, અન્ય દર્શનનાં શાસ્ત્ર, પંચકાવ્ય–નૈષધકાવ્યાદિ, નાટક, જ્યોતિષ, ૧૮ કોષ, કૌમુદી મહાભાષ્યાદિ, વ્યાકરણો, પિંગળ, સ્વરોદય, તત્ત્વાર્થસૂત્ર, આવશ્યક બૃહદ્વૃત્તિ, વિશેષાવશ્યક, હરિભદ્રસૂરિ, હેમાચાર્ય અને યશોવિજયજીના રચેલા ગ્રંથો, છ કર્મગ્રંથ, કર્મ પ્રકૃતિ આદિ અનેક શાસ્ત્રોની જૈન આમ્નાયથી સુગંધ લઇ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન મેળવ્યું. સં. ૧૭૭૪ માં રાજસાગર વાચક દેવલોકે ગયા; સં. ૧૭૭૫ માં જ્ઞાનધર્મ પાઠક સ્વર્ગસ્થ થયા. દેવચંદે વિમલદાસની બે પુત્રી નામે માઇજી અને અમાઇજી માટે આગમસાર નામનો ગદ્યમાં ગ્રંથ રચ્યો; તેઓ સં. ૧૭૭૭માં ગૂજરાત આવી પાટણમાં પધાર્યા. ત્યાં પૂર્ણિમ ગચ્છના શ્રાવક નગરશેઠ શ્રીમાલી વંશીય તેજસી દોસીએ પૂર્ણિમ ગચ્છના ભાવપ્રભસૂરિના ઉપદેશથી સહસકૂટ જિનબિંબ ભરાવ્યાં. દેવચંદ્ર તેમને ત્યાં જતાં શેઠને પૂછ્યું કે સહસકૂટના જિનબિંબ ભરાવ્યાં તો તે સહસકૂટના ૧૦૨૪ જિનનાં નામ ગુરૂમુખે કહિ ધાર્યા છે ? શેઠે અજાણપણું બતાવ્યું. એ અવસરે સંવેગી જ્ઞાનવિમલસૂરિ (જુઓ નં. ૩૭૮ પૃ. ૩૦૮) હતા તેની પાસે જઇ શેઠે સહસ્રકૂટનાં નામ પૂછ્યાં ત્યારે અવસરે જણાવશું એમ તેમણે કહ્યું. એક વખત પાટણમાં શાહની પોળમાં ચોમુખ વાડી પાર્શ્વનાથના મંદિરમાં સત્તરભેદી પૂજા ને સ્તવના થતી હતી ત્યાં જ્ઞાનવિમલસૂરિ આવ્યા. સહસ્ર નામ જ્ઞાનવિમલસૂરિને પૂછતાં તેમણે

જણાવ્યું કે પ્રાયઃ શાસ્ત્રમાં સહસ્રકૂટનાં નામો નથી. કોઇ શાસ્ત્રે કદાચિત હોય. ત્યાં દેવચંદ્રજીએ પ્રતિરોધ કર્યો અને છેવટે પોતે સહસ્ર નામો બતાવી આપ્યાં. આથી બંને મુનિઓ વચ્ચે પ્રીતિ જાગી. રાજસાગરના શિષ્યની ખ્યાતિ થઇ અને તે દેવચંદ્રે પછી ભવ્ય પ્રતિષ્ઠા અને નવા નવા ઓચ્છવ કર્યા અને ક્રિયોદ્ધાર કર્યો. તેમાં અપરિગ્રહ પર બહુ ભાર મૂક્યો. સત્ય પ્રભુ માર્ગમાં મૂર્ચ્છા તજી. સં. ૧૭૮૭ (?) માં અમદાવાદ આવી નાગોરી સરાહમાં ઉતર્યા ને ભગવતી સૂત્રની વાચના કરી. ત્યાં ઢુંઢક માણેકલાલને મૂર્તિપૂજક કર્યો. નવું ચૈત્ય કરાવી તેમાં પ્રતિમા સ્થાપી. ત્યાં શાંતિનાથની પોળમાં સહસ્રફણા બિંબ સ્થાપ્યું. સહસ્રકૂટ જિનબિંબની પ્રતિષ્ઠા કરી. સં. ૧૭૭૯ માં ખંભાત ચાતુર્માસ કર્યું. પછી શત્રુંજય પર નવાં ચૈત્ય કરાવી જીર્ણોદ્ધાર કર્યો. મહાજને તે સિદ્ધાચલ પર કારખાનું મંડાવ્યું. ૧૭૮૧, ૧૭૮૨, અને ૧૭૮૩ માં કારીગરો પાસે કામ કરાવી શત્રુંજયનો મહિમા વધાર્યો. પછી ગુરૂ રાજનગર (અમદાવાદ) આવ્યા, ત્યાંથી સુરત આવ્યા ને સં. ૧૭૮૫, ૧૭૮૬, અને ૧૭૮૭ માં પાલીતાણામાં પ્રતિષ્ઠા કરી; પછી ફરી રાજનગર આવી ચાતુર્માસ રહ્યા. સં. ૧૭૮૮ માં આષાઢ શુદિ ૨ ને દિને દીપચંદ્રજી પાઠક સ્વર્ગે પધાર્યા. દેવચંદ્રજી (ખરતર ગચ્છના) પાસે તપગચ્છના વિવેકવિજય મુનિ ભણ્યા.

અમદાવાદમાં રત્નભંડારી સૂબો હતો તેનો ઇષ્ટ પ્રિય શેઠ આણંદરામ દેવચંદ્રજી પાસે આવી ધર્મચર્ચા કરતો હતો. તેને ગુરૂએ ચર્ચામાં જીત્યો. આણંદરામે ગુરૂની પ્રશંસા કરતાં રત્નસિંહ ભંડારીએ ગુરૂ પાસે વંદના કરી ત્યારપછી ત્યાં મૃગી ઉપદ્રવ-રોગચાળો ચાલ્યો, તે ભંડારીની અને મહાજનની વિનતિથી ગુરૂએ શમાવ્યો. ત્યારપછી રણકુંજીએ સૈન્ય લાવી ભંડારી સાથે યુદ્ધનો પડકાર કર્યો. ગુરૂએ બેફિકર રહેવા ભંડારીજીને કહ્યું. યુદ્ધમાં ભંડારી જીત્યો. ધોલકાવાસી જયચંદ શેઠે એક વિષ્ણુયોગીને ગુરૂ પાસે આણ્યો તેને ગુરૂએ જૈન બનાવ્યો. સં. ૧૭૯૫ માં પાલીતાણા અને સં. ૧૭૯૬ માં નવાનગર ગુરૂ રહ્યા ને ત્યાં ઢુંઢકને જીત્યા. નવાનગરમાં ચૈત્યો ઢુંઢકે લોપ્યાં હતાં ને પૂજા બંધ થઇ હતી

તેનું નિવારણ કરી ફરી સ્થાપ્યાં. ત્યાંથી પડધરીમાં ત્યાંના ઠાકુરને પ્રતિબોધ્યો. ત્યાંથી ફરી પાલીતાણે અને ફરી નવાનગરમાં ગયા. પછી સં. ૧૮૦૨ માં-૧૮૦૩ માં રાણુરાવ રહ્યા. ત્યાંના અધીશ (રાણ)ને ભગંદર રોગ હતો તે ગુરૂએ ટાળ્યો. સં. ૧૮૦૪ માં ભાવનગર આવી ઢુંઢક મેતા ઠાકુરસીને મૂર્ત્તિપૂજક કર્યો અને ત્યાંના રાજાને જૈન ધર્મ પ્રત્યે પ્રીતિવાન્ બનાવ્યો. ત્યાંથી તેજ વર્ષમાં પાલીતાણા જઇ ત્યાંનો મૃગી નામનો રોગચાળો દૂર કર્યો. સં. ૧૮૦૫ અને ૧૮૦૬ માં લીંમડી રહી ત્યાંના આગેવાન શેઠોને શાસ્ત્રાભ્યાસ કરાવ્યો. લીંમડી, ધાંગધ્રા, અને ચૂડા એમ ત્રણ સ્થળે બિમ્બપ્રતિષ્ઠા કરાવી. ધાંગધ્રામાં સુખાનંદજી મળ્યા હતા. સં. ૧૮૦૮ માં ગૂજરાતથી શત્રુંજય સંઘ કઢાવ્યો અને શત્રુંજયમાં બહુ દ્રવ્ય ખર્ચાવી પૂજાઅર્ચા કરાવી. સં. ૧૮૦૯ અને ૧૮૧૦ માં ગૂજરાતમાં ચોમાસાં ગાળ્યાં. સં. ૧૮૧૧ માં કચરાશાહે શત્રુંજયનો સંઘ કાઢ્યો તે સાથે દેવચંદ્રજી પધાર્યા અને શત્રુંજય પર સાઠહજાર દ્રવ્ય ખર્ચી જિનબિંબની પ્રતિષ્ઠા કરી. સં. ૧૮૧૧ માં લીંબડીમાં પ્રતિષ્ઠા કરી, અને વઢવાણમાં ઢુંઢક શ્રાવકને બુઝવ્યા. દેવચંદ્રજીના શિષ્ય મનરૂપજી અને તર્કશાસ્ત્રના અભ્યાસી વિજયચંદ હતા. મનરૂપજીના શિષ્ય વક્તુજી અને રાયચંદજી હતા. સં. ૧૮૧૨ માં ગુરૂ રાજનગર આવ્યા. ગચ્છનાયકને તેડાવી મહોછવ કર્યા. દેવચંદ્રજીને ગચ્છપતિએ વાચકપદ આપ્યું. દેવચંદ્રજી ઉત્તમ વ્યાખ્યાન તત્ત્વજ્ઞાનમય આપતા હતા. તેમણે શ્વેતાંબરીય હરિભદ્રસૂરિ તથા યશોવિજય વાચક કૃત ગ્રંથોનો અભ્યાસ કરવા ઉપરાંત દિગંબરીય શાસ્ત્ર-ગોમટ્ટસારાદિ વાંચ્યાં હતાં અને ગૂજરાત ઉપરાંત મુલતાન અને વીકાનેરમાં પણ ચોમાસાં કર્યાં હતાં. તેમણે નવા ગ્રંથ ટીકા સહિત કર્યા તેનાં નામ દેશનાસાર (અપ્રકટ), નયચક્ર, જ્ઞાનસાર અષ્ટકની (સં. માં) ટીકા, કર્મગ્રંથ પર ટીકા વગેરે. આ દેવચંદ્ર રાજનગરમાં દોશીવાડામાં બિરાજતા હતા ત્યાં એકદિન વાયુ પ્રકોપથી વમનાદિક વ્યાધિ થતાં નિજ શિષ્યોને બોલાવી રૂડી શિક્ષા આપી. શિષ્યોમાં મુખ્ય મનરૂપજી ને તેના શિષ્ય રામચંદજી, વળી બીજા શિષ્ય વિજયચંદજી

ને તેના શિષ્ય રૂપચંદજી, તેમજ સભાચંદજી વગેરે હાજર હતા. 'સૂરિજીની આજ્ઞા વહેજો, સમયાનુસારે વિચરજો, પગ પ્રમાણે સોડ તાણી સંઘની આજ્ઞા ધારજો'-આમ ઉપદેશ શિષ્યોને આપી દશવૈકાલિક ઉત્તરાધ્યયનનાં અધ્યયન સાંભળતાં અરિહંતનું ધ્યાન ધરતાં સં. ૧૮૧૨ ભાદ્રપદ અમાવાસ્યાને દિને રાત એક પ્રહર જતાં દેવચંદ્રજી દેવગતિ પામ્યા. પાછળ ઉત્સવથી માંડવી કરી ઘણું દ્રવ્ય દાનાર્થે ખર્ચી સર્વ શ્રાવકોએ મળી શબને દાહ દીધો. કર્ત્તા કહે છે કે તેઓ આસનસિદ્ધ હતા ને અનુમાને સાત આઠ ભવ કરી મોક્ષે જશે; તથા તેમના મસ્તકમાં મણિ હતી, પણ હાથ આવી નહિ. મહાજને દાહસ્થળે સ્તૂપ કરાવી પાદુકા પ્રતિષ્ઠિત કરી ત્યારપછી થોડા દિવસે મનરૂપજી સ્વર્ગસ્થ થયા. તેમના શિષ્ય રાયચંદજી રહ્યા કે જે ગુરૂ પ્રમાણે વર્ત્તન રાખી ગુરૂનું ધ્યાન ધરતા હતા. તેમણે કર્ત્તાને ગુરૂની સ્તવના કરવા કહ્યું તેથી આ સં. ૧૮૨૫ આસો શુદ ૮ રવિવારે દેવવિલાસ રાસ રચી પૂર્ણ કર્યો.

દેવચંદ્રજીમાં ૨૨ ગુણ હતા તે કર્ત્તાએ આરંભમાં જણાવ્યા છે તે નોંધવા લાયક છેઃ-૧. સત્યવક્તા ૨ બુદ્ધિમાન્ ૩ જ્ઞાનવંત ૪ શાસ્ત્ર ધ્યાની ૫ નિષ્કપટી ૬ અક્રોધી ૭ નિરહંકારી ૮ સૂત્રનિપુણ ( આગમ, કર્મગ્રંથ, કર્મપ્રકૃતિ આદિમાં નિષ્ણાત ), ૯ અન્ય સકલ શાસ્ત્રના પારંગામી ( અલંકાર, કૌમુદિ, ભાષ્ય, ૧૮ કોશ, સકળ ભાષા, પિંગલ, નૈષધાદિ કાવ્યો, સ્વરોદય, જ્યોતિષ, સિદ્ધાંત, ન્યાયશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્રાદિ સ્વ પર શાસ્ત્રમાં પ્રવીણ ), ૧૦ દાનેશ્વરી ( દીનપર ઉપકાર કરનારા ), ૧૧ વિદ્યાના દાનની શાળા પર પ્રેમી-( અનેક ગચ્છના મુનિઓને વિદ્યાધન દેનાર તેમજ અન્ય ધર્મીને વિદ્યા શિખવનાર ), ૧૨ પુસ્તક સંગ્રાહક ૧૩ વાચકપદ પ્રાપ્ત ૧૪ વાદીજીપક, ૧૫ નૂતન ચૈત્યકારક, ૧૬ વચનાતિશયવાળા ( તેથી ધર્મસ્થાને દ્રવ્ય ખર્ચાવનાર ), ૧૭ રાજેન્દ્ર પ્રધાનપૂજિત, ૧૮ મારિ ઉપદ્રવ ટાળક, ૧૯ સુવિખ્યાત, ૨૦ ક્રિયોદ્ધારક, ૨૧ મસ્તકમાં મણિધારક, ૨૨ પ્રભાવક. આ ચરિત્ર વસ્તુની મીમાંસા માટે મારો ઉક્ત નિબંધ જુઓ. ]

(૮૭૦)+ ધ્યાનદીપિકા ચતુષ્પદી સં. ૧૭૬૬ વૈશાખ વદ ૧૩ રવિ.
મુલતાનમાં.

આદિ—

પરમ જ્યોતિ પ્રણમું પ્રગટ, સહજાનંદ સરૂપ,
વસતો નિજ પરિવારસૂં, પ્રણમું ચેતન ભૂપ. ૧
શ્રી જિનવાણી મન ધરિ, પાય નમી ગુરૂરાજ,
સાર બુદ્ધિદાતા સકલ, તારણ ભવીયણ જહાજ. ૨
પરમાતમ સમઝાવિવા, ભવિક જીવ હિત કાજ,
જ્ઞાનસમુદ્ર અગાધ ગુણ, દેષાડયો જિનરાજ. ૩
સંસ્કૃત વાણી વાચણી, કેઇક જાણૈ જાણ,
જ્ઞાતા જનનેં હિતભણી, ભાષા કરૂં વષાણ. ૪
ગુણતાં ભણતાં ગાવતાં, ટાલી મન વિષવાદ,
વિકથા જાંણી વરજ્યો, મત કો કરો પ્રમાદ. ૫

× × × ×

અંતે— રાગ ધન્યાશ્રી. દેશી–ઇણ પરિ ભાવ ભગત મન આણી.
ધ્યાન કથા મેં એહ વખાણી, આતમ રૂપ પિછાણીજી,
પૂરવ સૂત્ર તણી સહીનાણી, જિમ દીઠિ તિમ આણીજી. ધ્યાન. ૧
પંડિત જન મન સાગર ઠાણી, પૂરણ ચંદ્ર સમાનજી,
શુભચંદ્રાચારિજની વાણી, જ્ઞાની જન મન ભાણીજી. ધ્યાન. ૨
ભવિક જીવ હિત કરણી ધરણી, પૂર્વાચારિજ વરણીજી,
ગ્રંથ જ્ઞાનાર્ણવ મોહક તરણી, ભવસમુદ્ર જલતરણીજી. ધ્યાન. ૩
સંસ્કૃત વાણી પંડિત જાણે, સરલ જીવ સુખદાણીજી,
જ્ઞાતા જનને હિતકર જાણી, ભાષારૂપ વખાણીજી. ધ્યાન. ૪
ઢાલ અઠાવન ષડ અધિકારૂ, શુદ્ધાતમ ગુણ ધારૂજી,
આખે અનુપમ શિવસુખ વારૂ, પંડિત જન કિરહારૂજી ધ્યાન. ૫
સંવત લેશ્યા રસ ને વારો ૧૭૬૬, જ્ઞેય પદાર્થ વિચારોજી.
અનુપમ પરમાતમ પદ ધારો, માધવ માસ ઉદારોજી. ધ્યાન. ૬

કૃષ્ણપક્ષ તેરમ રવિવાસર, એ અધિકાર પ્રકાસ્યોજી,
ભણતાં ગુણતાં સુણતાં સુખકર, જ્ઞાનગેહમે આસ્યોજી. ધ્યાન. ૭
ખરતર આચારિજ ગચ્છ ધારી, જિણચંદ સુરિ જયકારીજી,
તસુ આદેશ લહી સુખકારી, શ્રી મુલતાન મઝારજી. ધ્યાન. ૮
અધ્યાતમ શ્રદ્ધાના ધારી, તિહાં વસે નરનારજી;
પર મિથ્યા મતના પરિહારી, સ્વપર વિવેચય કારીજી. ધ્યાન. ૯
નિજગુણ ચરચા તિહાંથી કરતાં, મન અનુભવમે વરતાંજી;
સ્યાદવાદ નિજગુણ અનુસરતાં, નિત અધિકો સુખ ધરતાંજી. ધ્યાન. ૧૦
ભણસાલી મિટ્ઠમલ જ્ઞાતા, આતમ સૂરજ ધ્યાતાજી;
તસુ આગ્રહ કરી ચઉપઇ જોડી, સુણતાં સુખની કોડીજી. ધ્યાન. ૧૧
નિજ શુદ્ધાતમ ધ્યાનને ધ્યાવો, યુગપ્રધાન ગુણ ગાવોજી;
શ્રી જિનચંદ સૂરનો દાવો, મહૂરતમાંહે પાવોજી. ધ્યાન. ૧૨
નિજગુણ પાઠક પુણ્યપ્રધાના, સુમતિસાગર ગુણ થાના;
આતમ સાધુરંગ વખાના, વાચક શુભ ગ્રંથાના. ધ્યાન. ૧૩
જયવંતા પાઠક ગુણધારી, રાજસાર સુવિચારીજી;
નિર્મલ જ્ઞાન ધરમ સંભારી, વાચક સહુ હિતકારીજી. ધ્યાન. ૧૪
રાજહંસ સહૃ ગુરૂ સુપસાવે, મુઝ મન સુખ નિત પાવેજી;
એહ સુગ્રંથ રચ્યો શુભ ભાવે, ભણતાં અતિ સુખ આવેજી. ધ્યાન. ૧૫
અક્ષરત્રય ગુણ ચાહ સુસંગે, નિજ મન તણે ઉમંગેજી;
મિત્ર કુંભકરણને સંગે, દેવચંદ્ર મન રંગેજી. ધ્યાન. ૧૬
ઢાલ બંધ એ ગ્રંથસુ કીધો, માનવ ભવફલ લીધોજી;
આશીર્વાદ એહ મે દીધો, જ્ઞાન લહો સહુ સિદ્ધોજી. ધ્યાન. ૧૭
ધ્યાનદીપિકા એહવો નામો, અરથ અછે અભિરામોજી;
રવિ શશિ લગિ થિરતા એ પામો, દેવચંદ્ર કહે આમોજી. ધ્યાન. ૧૮

—ઇતિશ્રી જ્ઞાનાર્ણવે ઢાલ ભાષા બંધે પંડિત દેવચંદ્ર મુનિ વિર-
ચિતે શુકલધ્યાને સ્યાદ્વાદાધિકાર વર્ણનો નામ ષષ્ઠમો ખંડઃ સંપૂર્ણઃ

(૮૭૧)+ દ્રવ્યપ્રકાશ ભાષા સં. ૧૭૬૭ ઋષભ નિર્વાણ દિને (પોશ વદ ૧૩–મેરૂ તેરસ) વીકાનેરમાં.

આદિ— દોહા.

અજ અનાદિ અક્ષય ગુણી, નિત્ય ચેતના વાન;
પ્રણમું પરમાનંદમય, શિવસરૂપ ભગવાન્ ૧

સ્યાદ્વાદ નમસ્કાર સવૈયા ઇકતીસા

જાકે નિરખત સંતે થિરતાસુ ભાવ ધરૈ,
વરે નિજ મોક્ષપદ હરે ભવતાવકો;
કરમકો બંધ વારે મોહકો વિડાર ડારે,
સારે નિજ શક્તિ વધારે જ્ઞાન દાવકો;
એકાનેક રૂપ જાનૈ નિત્યાનિત્ય ભાવ ઠાનૈ,
આપા પર ભેદ કરી ગ્રહે સ્વ સુભાવકો;
અક્ષર ત્રિગુણ ઈહ કર્મ જાલસો અફંદ,
નમતહે દેવચંદ સ્યાદવાદ ભાવકો. ૨

× × × ×

અંતે—

હિંદુ ધર્મ વીકાનયર, કીની સુખ ચૌમાસ,
તિહાં એ નિજ જ્ઞાનમેં, કીનો ગ્રંથ અભ્યાસ. ૧૫૩

વર્તમાન કાલ થીત આગમ સકલ વીત,
જગમેં જ્ઞાનવાન સબ કહે હે.
જિનવર ધર્મ પરિ જાકી પરતીતિ થિર,
ઔર મત વાતચિતમાંહિ નાહિં કહે હે.
જિનદત્ત સૂરિવર કહી જો ક્રિયા પ્રવર,
ખરતર ખરતર શુદ્ધ રીતિ વહે હે.
પુણ્ય કે પ્રધાન ધ્યાન સાગર સુમતિહિકે,
સાધુરંગ સાધુરંગ રાજસાર લહે હે. ૧૫૪

સબ પાઠક સિરસેહરો, રાજસાર ગુનવાન,
વિચરે આરીજ દેશમે, ભવિજન છત્ર સમાન. ૧૫૫
તાકે શીશ હૈ વિનીત પરભીત સૌ વિતીત,
સાધુ રીત નીત ધારી ગુન અભિરામ હૈ,
આત્મજ્ઞાન ધર્મધર વાચક સિદ્ધાંત વર,
અતિ ઉપશાંત ચિત્ત જ્ઞાનધર્મ નામ હૈ,
તાકે શિષ્ય રાજહંસ રાજહંસ માનસર,
સુપ્રધાન ઉદ્યમાદિ ગુન ગન ધામ હૈ,
અંતેવાસી દેવચંદ કીનો એ ગ્રંથવર,
અપનો ચેતન રામ ખેલિવૈકું ઠામ હૈ. ૧૫૬
કીનો યહાં સહાય અતિ. દુર્ગદાસ શુભચિત્ત;
સમઝાવન નિજ મિત્તકો, કીનો ગ્રંથ પવિત્ત. ૧૫૭
આતમ સભાવ મિઠુમલ્લ કો પહારી દીઠો,
ભેરૂદાસ ભેઉદાસ મૂલચંદ જાન હૈ.
જ્ઞાન લેખ રાજવર પારસ સ્વભાવ ધર,
સોમજીવ તત્ત્વપરિ જાકિ સરધાન હૈ,
જ્ઞાનાદિ ત્રિગુન મંત અધ્યાતમ ધ્યાન મંત;
મુલતાંન થાંન વાસી શ્રાવક સુજાન હૈ.
તાકી ધર્મ પ્રીતિ મન આનિકે ગરથ કીનો,
ગુન પરજાય ધર જામે દ્રવ્યજ્ઞાન હૈ. ૧૫૮

× × × ×

વિક્રમ સંવત માન યહ, ભય લેશ્યાકે ભેદ;
શુદ્ધ સંયમ અનુમોદિકે, કરિ આશ્રવકો છેદ (૧૭૬૭).
તાદિન યા પોથી રચી, વધ્યોં અધિક સંતોષ
શુભ વાસર પૂરન થઇ, પ્રથમ જિનેસર મોક્ષ. ૧૬૩

× × × ×

જ્ઞાન ધ્યાન સુખ થાન યહ, યહ મુગતિકો પંથ,
જીવદ્વાર નવ યહ હૈ, પૂરન ભયો ગરંથ. ૧૬૭

+આગમસાર–ગદ્યગ્રંથ છે ( સંવત્ ૧૭૭૬ ફાગણુ શુદ ૩ ભોમવાર મોટા કોટ મરોટમાં.

આ ગુજરાતી ગદ્યમાં કરેલ ગ્રંથ છે તેમાં છેવટે પોતાના પરિચયરૂપે તેમજ ગ્રંથના હેતુ રૂપે નીચે પ્રમાણે પ્રશસ્તિ આપી છેઃ—

અષ્ટ કર્મવન દાહકે, ભયે સિદ્ધ જિનચંદ;
તાસમ જો અપ્પા ગણે, વંદે તાકો ઈંદ. ૧
કર્મરોગ ઔષધ સમી, જ્ઞાન સુધારસ પુષ્ટિ;
શિવ સુખામૃત સરોવરી, જય જય સમ્યક્ દૃષ્ટિ. ૨
એહિજ સદ્‌ગુરૂ શીખ છે, એહિજ શિવપુર માગ,
લેજો નિજ જ્ઞાનાદિ ગુણ, કરજો પરગુણ ત્યાગ. ૩
જ્ઞાન વૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકીતમૂલ;
અમર અગમ પદ ફલ લહો, જિનવર પદવી ફૂલ. ૪
સંવત સત્તર છિહુત્તરે, મન શુદ્ધ ફાગુણ માસ;
મોટે કોટ મરોટમાં, વસતાં સુખ ચોમાસ. ૫
સુવિહિત ખરતર ગચ્છ સુથિર, યુગવર જિનચંદ સૂર,
પુણ્યપ્રધાન પ્રધાન ગુણ, પાઠક ગુણે પડૂર. ૬
તાસ શિષ્ય પાઠક પ્રવર, સુમતિસાર ગુણવંત;
સકલ શાસ્ત્રજ્ઞાયક ગુણી, સાધુરંગ જસવંત. ૭
તાસ શિષ્ય પાઠક વિબુધ, જિનમત પરમત જાણ,
ભવિક કમલ પ્રતિબોધવા, રાજસા(ગ)ર ગુરૂ ભાણ. ૮
જ્ઞાનધર્મ પાઠક પ્રવર, શમદમ ગુણે અગાહ;
રાજહંસ ગુરૂ ગુરૂ શક્તિ, સહુ જગ કરે સરાહ. ૯
તાસ શિષ્ય આગમરૂચિ, જૈન ધર્મકો દાસ;
દેવચંદ આનંદમે, કીનો ગ્રંથ પ્રકાશ. ૧૦

**આગમસારોદ્ધાર** એહ, પ્રાકૃત સંસ્કૃત રૂપ;
ગ્રંથ કિયો **દેવચંદ** મુનિ, જ્ઞાનામૃત રસકૂપ. ૧૧
કર્યો ઇહાં સહાય અતિ, દુર્ગદાસ શુભ ચિત્ત;
સમજાવન નિજ મિત્રકું, કીનો ગ્રંથ પવિત્ત. ૧૨
ધર્મ મિત્ર જિન ધર્મ રતન, ભવિજન સમકિતવંત;
શુદ્ધ અમર પદ ઓળખણ, ગ્રંથ કિયો ગુણવંત. ૧૩
તત્ત્વજ્ઞાનમય ગ્રંથ યહ, જોવે બાલાબોધ,
નિજપર સત્તા સબ લિખે, શ્રોતા લહે પ્રબોધ. ૧૪
તા કારણ દેવચંદ મુનિ, કીનો આગમ ગ્રંથ;
ભણશે ગુણશે જે ભવિક, લહેશે તે શિવપંથ. ૧૫
કથક શુદ્ધ શ્રોતારૂચિ, મિલજો એહ સંયોગ;
તત્ત્વજ્ઞાન શ્રદ્ધા સહિત, વલી કાય નિરોગ. ૧૬
પરમાગમશું રાચજો, લહેશો પરમાનંદ;
ધર્મ રાગ ગુરૂ ધર્મ સૌં, ધરજો એ સુખકંદ. ૧૭
ગ્રંથ કિયો મન રંગ સોં, સિતપખ ફાગુણ માસ;
ભોમવાર અરૂ તીજ તિથિ, સફલ ફલી મન આસ. ૧૮

આગમસારની પ્રશસ્તિ પછી નીચે પ્રમાણે લેખકે જણાવ્યું છેઃ—

સંવત **સત્તર ત્રયાસીએ**, વદિ તેરસ ગુરૂ માસ;
શ્રી **જાલોલ** સુજાનકે, લિખિત મુનિ દુર્ગદાસ. ૧
શ્રી **થિરાદવાસી** સુધડ, શ્રાવક ચતુર સુજાણ;
**અભયચંદ**કે આગ્રહે, પુસ્તક લિખ્યો પ્રમાણ. ૨
મુલચંદ ટોકર પ્રમુખ, શુદ્ધ પરણુતિ ધારી;
આગમ અધ્યાતમ અરથ, વાંચો વીસ્તારી. ૩
રક્ત વસ્ત્ર બાલપુરી, ધરજો આતમ ધર્મ;
ઔર ધર્મ સબ ભર્મ હે, જાસૌ બંધે કર્મ. ૪
ક્ષેત્ર સ્પર્શનાકે ઉદે, તુમ હમ દર્શન હોય;
મનો વર્ગણા કો મિલન, ચાહત હે નિત સોય. ૫

તુમ્હ જેસે જ્ઞાયક ગુણી, સમઝો સુત સંતોષ;
મિલ્યા જ્ઞાન બિમણો વધે, લહે જ્ઞાન રસ પોષ. ૬
યા ચિતસ્યેં નિત વાંચજો, શ્રી જિનાય નમ શુદ્ધ;
સ્વામી તુમ્હ બાલપુરી, અહનિશિ જ્ઞાન વિશુદ્ધ. ૭

ઇતિ મંગલં.

રાધા વર કે કર વસે, પાંચો અક્ષર એહ;
આદક્ષરો દૂરિ કરિ, વચેં સો હમકો દેહ. ૧
સજન હમ તુમ જાનિયો, યહે પ્રીત વ્યવહાર;
નવ કો અંકુ જ્યાં ના મિટે, નવ કે અંક પહાર. ૨
દોનુઉ દૂહા સમ કૈં, ધરજ્યો જ્ઞાન સનેહ;
પ્રત્યુત્તર પાછો દેયણુ, વૈશેષિક મુત્તી દેહ. ૩

—ઇતિ આગમસાર ગ્રંથ સમાપ્ત.

**+નયચક્રસાર** ( ગદ્ય ગ્રંથ છે ).

આ પણ ગૂજરાતીમાં-લોક ભાષામાં ગદ્ય રૂપે છે તેમાં મંગલાચરણ સંસ્કૃતમાં ત્રણ શ્લોકમાં કર્યું છે કે.

**प्रणम्य परमब्रह्म-शुद्धानन्द रसास्पदम् ।**
**वीरं सिद्धार्थ राजेन्द्र-नन्दनं लोकनन्दनम् ॥**
**नत्वा सुधर्मस्वाम्यादि, संघंसद्वाचकान्वयं ।**
**स्वगुरून् दीपचन्द्राख्य पाठकान् श्रुतपाठकान् ॥**
**नयचक्रस्य शब्दार्थं कथनं लोकभाषया ।**
**क्रियते बालबोधार्थं सम्यग्मार्गविशुद्धये ॥**

**અંતે** પ્રશસ્તિ પદ્યમાં આપી છે કે:—

સૂક્ષ્મબોધ વિણુ ભવિકને, ન હોયે તત્ત્વ પ્રતીત,
તત્ત્વાલંબન જ્ઞાન વિણુ, ન ટલે ભવ ભ્રમ ભીત. ૧
તત્ત્વ તે આત્મ સ્વરૂપ છે, શુદ્ધ ધર્મ પણ તેહ,
પરભાવાનુગ ચેતના, કર્મગેહ છે એહ. ૨

તજી પરપરિણતિ રમણતા, ભજ નિજભાવ વિશુદ્ધ;
આત્મભાવથી એકતા, પરમાનંદ પ્રસિદ્ધ. ૩
સ્યાદ્વાદ ગુણ પરિણમન, રમતા સમતા સંગ;
સાધે શુદ્ધાનંદતા, નિર્વિકલ્પ રસ રંગ. ૪

મોક્ષસાધન તણું મૂલ તે, સમ્યગ્દર્શન જ્ઞાન;
વસ્તુધર્મ અવબોધ વિણ, તુસખંડન સમાન. ૫
આત્મબોધ વિણુ જે ક્રિયા, તે તો બાલકચાલ;
તત્ત્વાર્થની વૃત્તિમેં, લેજો વચન સંભાલ. ૬

રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફલ કહી સદીવ;
લોકવિજય અધ્યયનમેં, ધરો ઉત્તમ જીવ. ૭
ઈંદ્રિય વિષય આસંસના, કરતા જે મુનિ લિંગ;
ખૂતા તે ભવપંકમેં, ભાખે આચારાંગ. ૮

ઇમ જાણી નાણી ગુણી, ન કરે પુદ્ગલ આસ;
શુદ્ધાત્મ ગુણમેં રમે, તે પામે સિદ્ધિ વિલાસ. ૯
સત્યાર્થ નયજ્ઞાન વિનુ, ન હોવે સમ્યગ્જ્ઞાન;
સત્યજ્ઞાન વિણુ દેશના, ન કહે શ્રી જિન ભાણુ. ૧૦

સ્યાદ્વાદવાદી ગુરૂ, તસુ રસ રસિયા શીસ;
યોગ મિલે તો નીપજે, પૂરણુ સિદ્ધ જગીસ. ૧૧
વક્તા શ્રોતા યોગથી, શ્રુત અનુભવ રસ પીન;
ધ્યાન ધ્યેયની એકતા, કરતા શિવ સુખ લીન. ૧૨

ઇમ જાણી શાસનરૂચિ, કરજો શ્રુત અભ્યાસ;
પામી ચારિત્ર સંપદા, લહેશો લીલ વિલાસ. ૧૩
દીપચંદ્ર ગુરૂરાજને, સુપસાયેં ઉલ્લાસ;
દેવચંદ્ર ભવિહિત ભણી. કીધો ગ્રંથ પ્રકાશ. ૧૪

સુણસે ભણસે જે ભવિક, એહ ગ્રંથ મન રંગ;
જ્ઞાન ક્રિયા અભ્યાસતાં, લહેશે તત્ત્વતરંગ. ૧૫

દ્વાદશાર નયચક્ર છે, મલ્લવાદિ કૃત વૃદ્ધ;
સપ્તશતિ નય વાચના, કીધી તિહાં પ્રસિદ્ધ. ૧૬
અલ્પમતિના ચિત્તમેં, નાવે તે વિસ્તાર;
મુખ્ય સ્થૂલ નય ભેદનો, ભાખ્યો અલ્પ વિચાર. ૧૭
ખરતર મુનિ પતિ ગચ્છપતિ, શ્રી જિનચંદ્ર સૂરીશ
તાસ શીસ પાઠક પ્રવર, પુણ્યપ્રધાન મુનીશ. ૧૮
તસુ વિનયી પાઠક પ્રવર, સુમતિ સાર સસહાય;
સાધુરંગ ગુણ સંનિધિ, રાજસાર ઉવજ્ઝાય. ૧૯
પાઠક જ્ઞાનધર્મ ગુણી, પાઠક શ્રી દીપચંદ;
તાસ સીસ દેવચંદ કૃત, ભણતાં પરમાનંદ. ૨૦

**(૮૭૨)+ સ્નાત્ર પૂજા** ( વિધિ સહિત કે જે ગદ્ય પદ્યમાં છે)

**આદિ—** ઢાલ ૧

ચઉત્તિસે અતિસય જુઓ, વચનાતિસય જુત્ત;
સો પરમેસર દેખિ ભવિ, સિંહાસણ સંપત્ત. ૧

× × × ×

**અંતે—** ઢાલ ૮

પૂરણ કલશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે;
આતમ નિર્મલ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે.

× × × ×

ખરતર ગચ્છ જિન આણા રંગી, રાજસાગર ઉવઝાય;
જ્ઞાનધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂતણે સુપસાય.
દેવચંદ્ર જિનભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ;
બોધબીજ અંકૂરો ઉલ્લસ્યો, સંઘ સકલ આનંદ. ૭

કલશ.

× × × ×

દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવપાર;
જિનપડિમા જિન સારખી, કહી સૂત્ર મઝાર. ૪

## (૮૭૩)+ નવપદ પૂજા.

( હાલમાં યશોવિજયજીની શ્રીપાલ રાસાંતર્ગત નવપદપરનાં કાવ્યો, દેવચંદ્રજીનાં કાવ્યો અને જ્ઞાનવિમલસૂરિનાં કાવ્યો એમ ત્રણેનાં મળીને કહેવામાં આવે છે તે પૈકી આ દેવચંદ્રજીનાં જુદાં લઇ શકાય. નવપદ એટલે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, મુનિ, એ પાંચમાં દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચાર મેળવતાં થતાં નવ પદ.)

આદિ—

૧ અરિહંત પદપૂજા. ઉલાલાની દેશી.

તીર્થપતિ અરિહા નમું, ધર્મધુરંધર ધીરોજી,
દેશના અમૃત વરસતા, નિજ વીરજ વડ વીરોજી.

ઉલાલો

વર અખય નિર્મલ જ્ઞાનભાસન, સર્વ ભાવ પ્રકાશતા,
નિજ શુદ્ધ શ્રદ્ધા આત્મભાવેં, ચરણથિરતા વાસતા.

× × × ×

અંતે— કલશ.

ઇય સયલ સુખકર ગુણપુરંદર, સિદ્ધચક્ર પદાવલી,
સવિ લબ્ધિવિદ્યા સિદ્ધિ મંદિર, ભવિક પૂજો મન રૂલી.
ઉવઝાય વર શ્રી રાજસાગર, જ્ઞાનધર્મ સુરાજતા,
ગુરૂ દીપચંદ સુચરણ સેવક, દેવચંદ સુશોભતા. ૨૧

## (૮૭૪)+ અતીતજિન ચોવીશી.

આદિ— પ્રથમ કેવલજ્ઞાની સ્ત૦

નામે ગાજે પરમ આલ્હાદ, પ્રગટે અનુભવ રસ આસ્વાદ,
તેથી થાયે મતિ સુપ્રસાદ, સુણતાં ભાજેરે કાંઈ વિષય વિષાદરે
જિણુંદા તાહરા નામથી મન ભીનો.

× × × ×

અંતે— ૨૧ મા શુદ્ધમતિ જિનસ્ત૦

× × × ×

જે નિજ પાસે હો તે શું માગીએ ? દેવચંદ્ર જિનરાય,
તોપણુ મુજને હો શિવપૂર સાધતાં, હોજો સદા સુસહાય-
શ્રી શુદ્ધ મતિ હો જિનવર પૂરવો.

(આ પછી ૨૨ મા, ૨૩ મા અને ૨૪ મા અતીત જિનપરનાં સ્તવનો પ્રકટ નથી થયાં, કારણુ કે મળી નહી શક્યાં હોય.)

(૮૭૫)+ **અધ્યાત્મગીતા.** [ લીંબડીમાં ].

આદિ— રાગ-ઢાલ ભમર ગીતાની.

પ્રણુમિએ વિશ્વ હિત જૈન વાણિ, મહાનંદ તરૂ સિંચવા અમૃત પાણી,
મહા મોહપુર ભેદવા વજ્રપાણિ, ગહન ભવફંદ છેદન કૃપાણી. ૧

અંત—

વસ્તુ તત્ત્વે રમ્યા તે નિગ્રંથ, તત્ત્વ અભ્યાસ તિહાં સાધુ પંથ,
તિણે ગીતાર્થ ચરણે રહિજે, શુદ્ધ સિદ્ધાંત રસ તો લહિજે. ૪૭
શ્રુત અભ્યાસી ચોમાસિ વાસી લિંબડી ઠામ,
શાસન રાગી સોભાગી શ્રાવકનાં બહુ ધામ.
ખરતરગચ્છ પાઠક શ્રી દીપચંદ્ર સુપસાય,
દેવચંદ્ર નિજ હરખે ગાયો આતમરાય. ૪૮

(૮૭૬)+ **વીર જિનવર નિર્વાણુ.** દિવાલીદિને ભાવનગરમાં.

આદિ— મંગલાચરણુ બે સંસ્કૃત શ્લોકમાં છે.

ઢાલ ૧.

બાર વરસ તપસાધન કીનો, તીસ વરસ શ્રુત વરસ્યો,
અનુપમ જ્ઞાન પ્રકાશી જિનવર, મુનિવર તુંજ રસ ફરસ્યો હો પ્રભુજી. ૧

× × × ×

અંતે— ઢાલ ૧૨.

ગાવો ગાવોરે જિનરાજતણા ગુણુ ગાવો,
સમ્યગ્દર્શન જ્ઞાન ચરણુની નિર્મલ થિરતા પાવોરે. જિ.

× × × ×

સુવિહિત ખરતરગચ્છ પરંપર, રાજસાર ઉવઝાયો,
તાસ શિષ્ય પાઠક શમદમધર, જ્ઞાન ધર્મ સુખદાયોરે. જિ. ૪
દીપચંદ પાઠક ઉપગારી, શાસનરાગ સવાયો,
તાસ શિષ્ય શુચિ ભક્તિ પ્રસંગે, દેવચંદ્ર જિન ગાયોરે. જિ. ૫
ભાવનગર શ્રી ઋષભપ્રસાદે, દીવાલિ દિન ધ્યાયો.
સંઘ સકલ શ્રુતશાસનરાગી, પરમ પ્રમોદ ઉપાયોરે. જિ. ૬
શાસન નાયક વીર જિનેસર, ગુણ ગાતાં જયમાલો,
દેવચંદ્ર પ્રભુસેવન કરતાં, મંગલમાલ વિશાલોરે. જિ. ૭

—પોથી ૬૪-પં. જૈ. શ્વે. ભં. જયપુર શહેર.

**ગજસુકુમાલ સઝાય.**

**આદિ—**

દ્વારિકા નગરી ઋદ્ધિ સમૃદ્ધિ, કૃષ્ણ નરેસર ભુવનપ્રસિદ્ધ.

* * * *

**અંતે—**

ષરતરગચ્છ પાઠિક દીપચંદનો, દેવચંદ્ર વંદે મુનીરાયરે,
સકલ સિદ્ધિસુખકારણ સાધુજીરે, ભવોભવ હોજ્યો સુગુરૂ સહાયરે.
ધન્ય. ૩૮

—સંપુર્ણં લખ્યું છે બાઈ પુરી પઠનાર્થે શ્રી ગજસુકુમાલ સઝાય સમાપ્તં લખીતં મુની મોહનરત્નજી શ્રી ધ્રાંગપુર નયરે મહારાણા શ્રી રણમલસિંઘજી રાજ્યે શ્રી શુભં ભવતૂ. પૃ. ૨ પં. ૧૨ ગુ. વિ. ૩૬ પદ્ય પ્ર. કા. —લિ. ૧૯૧૪ માગ. શુ. ૫. ૩-૧૨ આ. ક.

**દ્વાદશાંગી સઝાય.**

**આદિ—**

ઢાલ. એ ગુણ વીરતણો ન વીસારૂં એ દેશી.

વીર જિણેસર જગ ઉપગારી, ભાષા ત્રિપદી સારરે,
ગણધર બોધ વધ્યો અતિ નિરમલ, પસર્યો શ્રુતવિસ્તારરે. વીર. ૧

અંતે—

શ્રુત સિઝાયૈ જિનપદ લહીયૈ, થાયે તત્ત્વની સોધિરે,
દેવચંદ્ર આણાયૈ સેવો, જિમ લહો શુદ્ધ પ્રબોધરે. વીર. ૧૪

—ગુ. વિ.

આત્મહિત શિક્ષા.

અંતે—

પરમ અધ્યાતમ જે લખે, સદ્‌ગુરૂ કેરે સંગ,
તિણકું ભવ સફલો હવે, અવિહડ પ્રગટે રંગ. ૧
ધર્મધ્યાન કો હેત યહ, શિવ સાધનકો ખેત,
ઐસો અવસર કબ મિલી, ચેત સકે તો ચેત. ૨
વક્તા શ્રોતા સબ મિલેં, પ્રગટેં નિજગુણ રૂપ,
અખય ખજીનો જ્ઞાનકો, તીન ભુવનકો ભૂપ. ૩
એહ પત્ર અનૂપ છે, સમજે જે ચિત લાય,
દેવચંદ્ર કવિ ઇમ કહે, નિજ આતમ થિર થાય. ૪

(૮૭૭)+ **ચોવીશી.** ( ૨૪ તીર્થંકરનાં સ્તવનો ) સ્વોપજ્ઞ બાલાવબોધ સહિત.

અંતે—

(કલશ.)

ચોવીશે જિનગુણ ગાઇયેં, ધ્યાઇયેં તત્ત્વસ્વરૂપોજી,
પરમાનંદપદ પાઇયેં, અક્ષય જ્ઞાન અનૂપોજી. ચો. ૧
ચવદહસેં બાવન ભલા, ગણધર ગુણભંડારોજી,
સમતામયી સાહુ સાહુણી, સાવય સાવયી સારોજી. ચો. ૨

× × × ×

શ્રી જિનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રધાનોજી,
સુમતિસાગર અતિ ઉલ્લાસે, સાધુરંગ પ્રભુ ધ્યાનોજી. ચો. ૭
સુવિહિત ખરતર ગચ્છવરૂ, રાજસાર ઉવઝાયોજી,
જ્ઞાનધર્મ પાઠક તણો, શિષ્ય સુરસ સુખદાયોજી. ચો. ૮

દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજોજી,
દેવચંદ્ર પદ સેવતાં, પૂર્ણાનંદ સમાજોજી. ચો. ૯

૧ રાજસાર-મરૂસ્થલમાં અનેક ચૈત્ય પ્રતિષ્ઠાકારક આવશ્યકોદ્ધાર પ્રમુખ ગ્રંથોના કર્તા. ૨ જ્ઞાનધર્મ-જે ન્યાયાદિક ગ્રંથાધ્યાપક હતા. અને જેણે ૬૦ વર્ષ લગી જીભના રસ તજી શાકભાજી તજી સંવેગવૃત્તિ ધારણ કરી. ૩ દીપચંદ્ર-શત્રુંજય શિવાસોમજી કૃત ચોમુખ અનેક બિંબ પ્રતિષ્ઠા તથા પાંચ પાંડવના બિંબની સમોસરણ ચૈત્ય તથા કુંથુનાથ ચૈત્ય પ્રતિષ્ઠા કરી. રાજનગરમાં સહસ્રફણા પાર્શ્વપ્રભુની પ્રતિષ્ઠા કરી.

—મૂળ સ્તવનોની પ્રત ૧૬-૧૨. સં. ૧૭૫૮ ના વર્ષે પોસ સુદિ ૧૪ વાર શુક્રે, રાજનગરે. ગો. ના.-મો. સેં. લા.

—સં. ૧૮૧૫ વર્ષે ફાલ્ગુન માસે ચતુર્દસ્યાં અર્જુને પક્ષે લિખિતા ઇયં સ્તુતિ જિનાનાં. બાલાવબોધ સહિત. પત્ર. ૧૧૭ પં. ૧૨ આ. કા.

(૮૭૮)+ **વીશી** ( ૨૦ વિહરમાન જિનની સ્તુતિઓ ).

(કલશ)

વંદો વંદોરે જિનવર વિચરંતા વંદો;
કીર્તન સ્તવન નમન અનુસરતાં, પૂર્વ પાપ નિકંદોરે. જિ૦ ૧

× × × ×

સિદ્ધાચલ ચોમાસ રહીને, ગાયો નિજગુણ છંદો;
જિનપતિ ભક્તિ મુગતિનો મારગ, અનુપમ શિવસુખ કંદોરે. જિ૦ ૨
ખરતર ગચ્છ જિનચંદ સૂરિવર, પુણ્ય પ્રધાન મુણિંદો;
સુમતિસાગર સાધુરંગ સુવાચક, પીધો શ્રુતમકરંદોરે. જિ૦ ૩
રાજસાર પાઠક ઉપગારી, જ્ઞાનધર્મ દિણંદો;
દીપચંદ સદગુરૂ ગુણવંતા, પાઠક ધીર ગયંદોરે. જિ૦ ૪
દેવચંદ્ર ગણિ આતમહેતે, ગાયા વીશ જિણંદો;
ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપત્તિ પ્રગટે, સુજસ મહોદય વૃંદોરે. જિ૦ ૫

—ઇતિ વિંશતિ વિરહમાન જિન સ્તવનાનિ સંપૂર્ણ.

—સંવત્ ૧૮૫૨ શાકે ૧૭૧૭ વર્તમાને પં. ઇંદ્રભાણુ મુનિ એષા પ્રતિ લિપીકૃતા શ્રીમજ્જેસલમેરૂ વાસ્તવ્ય બ્રહ્મસર ગ્રામે રાવલશ્રી મૂલરાજજી વિજયરાજયે વાચ્યમાનો ચિરંજીયાત્ ૩-૧૪ ગો. ના.

**પ્રભંજના સ૦**—લીંબડીમાં.

**આદિ**— ગિરિ વૈતાઢયને ઉપરેં, ચક્રાંકા નયરી લો અહો ચ.

× × × ×

**અંતે**—

રાજસાર પાઠક ઉપગારી, જ્ઞાનધર્મ દાતારી;
દીપચંદ પાઠક ખરતર વરે, દેવચંદ સુખકારીરે.
નયર લિંબડી માંહે રહીને, વાચંયમ સ્તુતિ ગાઈ;
આતમ રસિક શ્રોતાજન મનને, સાધનરૂચિ ઉપજાઇરે.
ઇમ ઉત્તમ ગુણ માલા ગાવો, પાવો હર્ષ બધાઇરે;
જૈન ધરમ મારગ રૂચિ કરતાં, મંગલ લીલ સદાઇરે.

( ૨. પત્ર પ્ર. કા. ૪-૧૦ આ. ક.; રત્ન. )

**+પાંચ ભાવના સ.**

**આદિ**—સ્વસ્તિ સીમંદર પરમ, ધરમ ધ્યાન સુખ ઠામ;
સ્યાદ્‌વાદ પરિણામ ધર, પ્રણમું ચેતન રામ.

**અંતે**—

જયવંતા પાઠક ગુણધારી, રાજસાર સુવિચારીજી;
નિર્મલ જ્ઞાનધર્મ સંભાલી, પાઠક સુવિહિત કારીજી.
રાજહંસ સુગુરૂ સુપસાયે, દેવચંદ્ર ઇમ ગાવેજી;
ભવિક જીવ જે ભાવના ભાવૈ, તેહ અમિત સુખ પાવૈજી. ૫
જેસલમેરી સાહ સોભાગી, વરધમાન વડ ભાગીજી;
પુત્ર કલત્ર સકલ સોભાગી, સાધુ ગુણના રાગીજી. ૬
તસુ આગ્રહે ભાવના ભાઇ, ઢાલ બંધ મૈં ગાઇજી;
ભણસ્યૈ ગુણસ્યૈ જે એ ગ્યાતા, લહસ્યૈ તે સુખ સાતાજી. ૭

મન શુધ્ધ પાંચે ભાવના ભાવો, પાવન નિજ ગુણ પાવોજી;
મન મુનિવર ગુણ સંગ વસાવો, સુખ સંપતિ ગૃહ થાવોજી. ૮
—પં-૧૪ આ. ક. મો. સેં. લા.

+ઢંઢણમુનિ સ. (વનિતા વિહસીને વીનવે. દેશી).

આદિ—ધન ધન ઢંઢણ મુનિવર, કૃષ્ણ નરેસર પુત્રોરે;
અંતે—દેવચંદ્ર પદ પામીયૈ, લહીયૈ પરમાનંદોરે. ધ૦ ૨૭
૨-૧૪ આ. ક.

ગિરનાર સ્તુતિ, સિદ્ધાચલ સ્તુતિ, પાર્શ્વજિન નમસ્કાર—
૧. ૧૫. આ. ક.

+અષ્ટપ્રવચન માત સઝાય.

આદિ—

સુકૃત કલ્પતરૂ શ્રેણિનિ, વર ઉત્તર કુરૂ ભૂમિ;
અધ્યાતમ રસ સસિકલા, શ્રી જિનવાણિ નૌમિ. ૧
દીપચંદ પાઠક સુગુરૂ, પય વંદી અવદાત;
સાર શ્રમણ ગુણ ભાવના, ગાઇસુ પ્રવચનમાત. ૨

અંતે—

× × × ×

રાગ ધન્યાશ્રી.

તે તરીયા ભાઈ તે તરીયા, જે જિનશાસન અનુસરિયારે;
જેહ કરે સુવિહિત મુનિ કિરિયા, જ્ઞાનામૃત રસ દરિયારે. ૧

× × × ×

ખરતર મુનિ આચરણા ચરિયા, રાજસાગર ગુણ ગિરિયાજી;
જ્ઞાનધર્મ તપ ધ્યાને વસિયા, શ્રુત રહસ્યના રસિયાજી. ૪
તે દીપચંદ પાઠક પદ ધરિયા, વિનયરયણ સાગરિયાજી;
દેવચંદ મુનિ ગુણ ઉચ્ચરિયા, કર્મ અરિ નિર્જરિયાજી. ૫
સુરગિરિ સુંદર જિનવર મંદિર, શોભિત નગર સવાઇજી;
નવાનગર ચોમાસું કરિને, મુનિવર ગુણથુતિ ગાઇજી, ૬

મુનિ ગુણ માલા ગુણહ વિશાલા, ગાવો ઢાલ રસાલાજી;
ચૌવિહ સંઘ સમણ ગુણ થુણતાં, થાસ્યે લીલ વિલાસજી. ૭

કલશ.

ઇમિ દ્રવ્ય ભાવે સમિતિસમિતા, ગુપ્તિગુપ્તા મુનિવરા;
નિર્મોહ નિર્મલ શુધ્ધ ચિદ્ઘન, તત્ત્વ સાધન તત્પરા,
દેવચંદ્ર અરિહા આણ વિચરે, વિસ્તરે જસ સંપદા;
નિર્ગ્રંથ વંદન સ્તવન કરતાં, પરમ મંગલ સુખ સદા.

—લિ. ૧૯૧૮ આશો શુ. ૭ ભોમે. ૫-૧૪ આ. કા.

**આઠરૂચિ સઝાય.**

**આદિ—** (ઉલાલાની દેશી)

સુરપતિ નતઃ દેવ અમિતગુણી, સવિભાવ પ્રકાશક દિનમણી.

**અંતે—**દેવચંદ્ર આણા રૂચિ હોજો, બાલગોપાલરે,
આતમ તત્ત્વ સંભાલરે, કરજ્યે જિનપતિ બાલરે;
થાસ્યો પરમ નિહાલરે. આ૦ ૧૨

(સ્થાનાંગમાં અષ્ટમબોલમાં આઠ રૂચિ કહે છે).

**નિજગુણ ચિંતવન મુનિ સઝાય.**

આદિ—

ધનધન જે મુનિવર સંયમવર્યાજી;

× × × ×

અંતે—સદ્ગુરૂ પાઠક **દીપચંદ**નોજી, શિષ ગણી ભાખે દેવચંદરે. ધ. ૧૧

૨. આ. ક.

+**ગુરૂગુણ છત્તીસી બાલાવબોધ**—ગદ્યલોક ભાષામાં. મૂળગ્રંથ-પ્રાકૃત વજ્રસેન શિષ્ય કૃત.

આદિ—

પ્રણમ્ય પરમાત્માનં, શુદ્ધ સ્યાદ્વાદદેશકં;
શ્રી **વીરં** શાસનાધીશં, વિશ્વેશં પ્રણમામ્યહં. ૧

શ્રીમદાચાર્યવર્યાણાં, ગુણાનાં ષટ્‌ત્રિંશકા;
ટબાર્થ શિષ્યબોધાય, દેવચંદ્રેણ પ્રોચ્યતે. ૨

× × × ×

અંતે—

શ્રીમત્‌ ખરતર ગચ્છે, પાઠકા રાજસાર સત્સંજ્ઞા;
તત્‌ શિષ્ય પાઠકોત્તમ ધીરા, શ્રી જ્ઞાનધર્માહ્વાઃ ૧
તેષાં શિષ્યપ્રવરા પાઠકા દીપચંદ્રાભાઃ
તેષાં શિષ્યેણાયં બાલબોધો વિનિર્મિતઃ ૨
મુણિગુણ સ્મરણાલંકૃતો, વિશુદ્ધચિત્તેન દેવચંદ્રેણ,
ભવ્યજનાનુગૃહકૃતે, કૃતસ્સદભ્યાસરસિકેન. ૩

—ઇતિશ્રી ગુરૂ ગુણ બાલબોધાર્થ સમાપ્તમ્‌. ૧૨ પં. ૧૬ ગુલાબવિજયજી)

**+વિચારસાર ગ્રંથ.** પ્રાકૃત ગા. ૩૦૫ સ્વોપજ્ઞ સંસ્કૃત નવાનગરમાં ટીકા તથા ટબાસહીત સં. ૧૭૯૬ કાર્તિક શુદ ૧.

અંતે—

ગાથા. ૨૯૭ નો અર્થ—એ વિચારસાર પ્રકરણ તેહના અધિકાર છે. તિહાં પહેલો અધિકાર ગુણ ઠાણાનો, બીજો અધિકાર માર્ગણાનો છે. એ ગ્રંથ રાધનપુરવાસી શ્રદ્ધાવંત **શાંતિદાસ** નામે ગૃહસ્થ તેણે ઉધ્ધાર સર્વ ગુણઠાણે, તથા માર્ગણાઈ ભાવ સર્વ સંગ્રહ્યા ધારી વિચારી ચોખા કર્યા.

ગાથા ૨૯૮ તેહને અનુગ્રહને અર્થઈ ગાથા રચી વિચારસારની. આગમની રીતે તે શુદ્ધ તે. શું ગ્યાનિ વાણી પ્રમાણ છે.

ગાથા ૨૯૯ સુવિહિત યથાર્થી જગ આગમના અનુસારી સાન સમાચારી. તેહવો—એહવો ખર(તર) ગચ્છ છે. તિહાં યુગપ્રધાન સદ્‌ગુરૂ શ્રી જિનચંદ્ર સૂરિ થયા. તેહની સાખા પરંપરા મધ્યે શ્રી જિનચંદ્ર સૂરિ શિષ્ય મહોપાધ્યાય શ્રી પુન્યપ્રધાનજી, તેહના શિષ્યોપાધ્યાય સુકૃતિ સાગરજી, તેહના શિષ્ય વાચક મુખ્ય શ્રી સાધુસારજી, તેહના શિષ્ય જિનવર વચનનો જે તત્ત્વસાર તેહમેં પ્રવીણ ઉપાધ્યાય શ્રી રાજસારજ થયા.

ગાથા ૩૦૦ તેહના શિષ્ય ગ્નાન તથા ધર્મ, જે ચારિત્ર તેહના ધરણહાર ઉપાધ્યાય જ્ઞાનધર્મજી એહવે નામે થયા.

ગાથા ૩૦૧ તેહનો શિષ્ય અધ્યાત્મ તત્ત્વતો રસીક જિન આગમ પ્રમાણુ તત્ત્વ સ્વરૂપનો કથક આગમસાર ગ્નાનસાર તત્ત્વાવબોધ પ્રમુખ ગ્રંથનો રચવેક આત્માને હીત કરવો, જીન ગ્નાન રૂચિ, દેવચંદ્ર ગણી એહવે નામેં એ તેણે સૂત્ર રચ્યો. ગાથા બંધ ભવ્ય જીવને ઉપગાર કાજે.

૩૦૨ રસ ૬ નિધિ ૯ સંજમ ૧૭ એટલે સત્તરસૈ છન્નુ વરસે શ્રી ગૌતમ સ્વામી કેવલ ગ્નાન પામ્યા તે દિવસે એતલે કાર્તિક સુદ ૧ જૂહાર ભટ્ટારક પર્વ દિવસેં આત્માનો બોધ કરવાને ઉધર્યો છે. સમય કહેતાં સિદ્ધાંત તે સમુદ્ર તેહથી સિદ્ધાંતસમુદ્રને પાર પામવાને દુર્લભપર એ અભ્યાસ કલ્યાણ છે.

૩૦૪ કમ્મવયડી જે આહણી પૂર્વનો ઉદ્ધાર છે. તથા શિવસર્વસૂરિ કૃત ભાષ્ય છઈ તથા જિન વલ્લભસૂરિ કૃત કર્મગ્રંથ છે તેહની ટીકા પણ મલયગિરિ સૂરી કૃત છે તથા દેવેંદ્રસૂરી કૃત છે ઇત્યાદિક પૂર્વ સૂરીના જે વચન તે સર્વ જોઇને અનુસારૈ એ વિચારસાર ગ્રંથ રચ્યો છે.

૩૦૫ જા જિણ વાણિ વિજયઈ, ભાવથી રચિઇઇ ઇમં વયણં,
નૂતણપુરંમ્મિ રઇયં, દેવચંદેણ નાણઠં, ૩૦૫

જાસીમ જિનવાણી જયવંતી વરતે તાંસીમ થિર રહો એ ગ્રંથના વચનની રચના, એ ગ્રંથના વચનની રચના, એ ગ્રંથની પૂરણતા નૂતનપુર નવાનગર મધ્યે પંડિત દેવચંદ્ર ગણિ પોતાને તથા પરને પણ ગ્નાન વિશેષ વૃદ્ધિને અરથે કરી ૩૦૫

—પત્ર. ૧૩૪ પં. ૧૦ ગુ. વિ.

---

## ૪૨૮ લાધાસાહ (કડુઆગચ્છે–કડુવો–ખીમ–વીરો–જીવરાજ–તેજપાલ–રતનપાલ–જિનદાસ-તેજ-કલ્યાણ-લધુજી-થોભણ શિ.

(૮૭૯) જંબૂ કુમાર રાસ. સં. ૧૭૬૪ કા. સુ. ૨ ગુરૂ.સોહીગામમાં

અંતે—

કડુક ગછે સાહા કડુઓ[૧], નાયક, ખીમ[૨] વિરૂ[૩] મન ભાયા,
જીવ[૪]રાજ તેજ[૫]પાલ તણે પદ, રતનપાલ ગછરાયારે. ૯
સાતમેં પાટે ધરમગુણ ગ્યાયક, સાહા જિણદાસ થપાયા;
તેજ[૮] કલ્યાંણ[૯] મહા બુદ્ધિધારક, કડુક ગચ્છ દીપાયારે. ૧૦
સાહા લધુજી ગુણવંત વિરાજિત, દશમેં પાટે કહાયા;
એકાદશમેં સાર શ્રી થોભણ, સીલવંત સોહાયારે. ૧૧
તાસ શિષ્ય લાધા[૧૨]મન મોહે, મુનીવર જંબૂમલ્લાયા;
સોહી ગાંમ રહી મન ષાંતે, સરસ સબંધ રચાયોરે. ૧૨
ગ્રંથાગ્રંથ સકલ થયો ગુણ લુંઠાવસેં (?) બત્રીસ અધિકાયારે;
ઢાલ બત્રીશઅ છે અતિ સુંદર, ગાવયો ગુણીજન રાયરે. ૧૩
સંવત સતર ચૌસઠા વરસે, કાર્તિક સુદ સુષદાયારે;
બીજ ગુરૂ દિન પૂરણ કીધો, સારદ સુગુરૂ પસાયારે. ૧૪
જે નરનારી ભણસ્યેં સુણસ્યેં, તસ ભવ પીડ મિટાયારે;
સાહા લાધો કહે સંઘને હોય, દિન દિન સુજસ સવાયારે. ૧૫

( છોટાલાલ વાડીલાલ અમદાવાદ. )

(૮૭૯ક)+ સૂરત ચૈત્ય પરિપાટી સં. ૧૭૯૩ માગશર વદ ૧૦ ગુરૂ સુરતમાં.

આદિ—

પ્રણમી પાસ જિણંદના, ચરણ કમલ ચિત લાય;
રચના ચૈત્ય પ્રવાડની, રચસુ સુગુરૂ પસાય. ૧
સુરત બંદીરમે અછેં, જિહાં જિહાં જિનવિહાર,
નામઠામ કહી દાખવું, તે સુણજ્યો નરનારિ. ૨

× × × ×

અંતે—

કડુકગચ્છે કલ્યાણ વિરાજે, સાહા લહુજી ગુણચંદાજી,
થોભણસી તસ પાટ પ્રભાવિક, પંડિતમાંહે દિણંદાજી. ૭
સંવત સતર ત્રાણુયા વરસેં, રહી સૂરત ચોમાસેજી,
માગસિર વદિ દશમી ગુરવારે, રચીઉ સ્તવન ઉલ્લાસેજી. ૮
તપગછનાયક સુજન સુલાયક, વિજયદયાસૂરિ રાજેજી,
સાહા લાલચંદતણા આગ્રહથી, રચના અધિક વિરાજેજી ૯
અધિકું ઉછૂ જે હોય એહમાં, શુદ્ધ કરજ્યો કવિરાયાજી;
સાહાજી લાધો કહે સૂરતમાંહે, હરષસું જિનગુણ ગાયાજી. ૧૦

—સર્વગાથા ૮૧ શ્રી સૂરતમધે દહેરા ૧૦ છે દેરાસર ૨૩૫ ભૂયરા ૩ પ્રતિમા એકેકી ગણતા ૩૯૭૮ પંચ તીરથીની ૫ ચોવીસવટાની ૨૪ એકલમલ પટ પાટલી સિદ્ધચક્ર કમલચૌમુખ સર્વે થઇનેં ૧૦૦૪૧ છઇ.

—પ્ર. પ્રા. તી. સં. પૃ. ૬૨ થી ૬૯.

(૮૮૦) **શિવચંદજીનો રાસ.** (ઐ.) સં. ૧૭૯૫ આસો શુ. ૫ રાજનગર.

અંતે—

અતિ આગ્રહ કીધો હીરસાગરે હિત આણી,
કરી રાસની રચના સાતે ઢાલ પ્રમાણ;
કડુયા મતિ ગચ્છપતિ સાહજી લાધો કવિરાય,
તિણે રાસ રચ્યો એ સુણત ભણી સુખ થાય. ૧૧

(કલશ).

ઇમ રાસ કીધો સુજસ લીધો આદિ અંત યથા સુણી,
શિવચંદજી ગચ્છપતિ કેરો ભાવ જો ભવિ ગુણમણિ,
સંવત સતરસે પંચાણું આસો માસ સોહામણો,
સુદિ પાંચમી સુરગુરૈ વારે એ રચ્યો રાસ રલિયામણો,
નિરવાણ ભાવ ઉલાસા સાથે રાજનગર માંહે કીઉ,
કહે સાહજી લાધો હીર આગ્રહેથી રાસ એહ કરી દીઉ. ૧

—(ઇડરની બાઇઓનો ભંડાર).

આ લાધાશાહે સં. ૧૮૦૭ ના માગશર માસની શુદ પંચમી ને રવિવારે રાધનપુરમાં ચોમાસું રહી પૃથ્વીચંદ ગુણસાગર ચરિત્ર પર બાળાવબોધ રચ્યો છે તેની અંતે નીચે પ્રમાણે પોતાની પ્રશસ્તિ આપી છેઃ—

श्रीमद् वीरजिनेश्वरस्य सुगतादीशस्य तीर्थेवरे
गच्छे श्री कटुकाभिधे प्रथमतो विद्वत्कलाखंडलः ।
साहेभ्यः कटुकादिमः शुभमतिर्धर्मैकतानोऽभवत्
तत्पट्टे बहुशास्त्रानीश्रितमतिः श्री खीमसाहाह्वयः ॥१॥
वीरशाह इति तत्पदेऽभवत्, जीवराज इति वा चतुर्थके ।
तेजपाल इति पंचमे पट्टे, रत्नपाल अभवच्च षष्टके ॥२॥
तत्पट्टधारी जिनदास नामा तेजादिपालोऽष्टमके बभूव ।
कल्याण नामा नवमे पदेच, दिक् संख्यके भुलहुजीतिनामा ॥३॥
तदनुगे च पदे सुकुलोद्भवे कविकुलाग्रगतो भणनामकः ।
तदनुलब्धक नामकसाहजी शुचिनयादियुतो हि राजते ॥४॥
प्रशस्तबोधशालिनः परोपकारकारिणो
गुरोः पदाम्बुजं मया प्रणम्य भक्तिपूर्वकम् ।
सुशिष्ययाचनेन मे जगज्जनोपकारतो
विशिष्टसच्चरित्रके कृतः सुबालबोधकः ॥६॥
अष्टशततमे (?) वर्षे प्रमिते सप्तमोत्तरे
मार्गशीर्षे सिते पक्षे पंचम्यां भानुवासरे ॥६॥
रचितोऽयं मया ग्रंथो विक्षेपरहितः क्षितौ ।
शोधनीयः सतां धुर्यै यदुत्सूत्रं भवेदिह ॥७॥
प्रमादाद् वीतरागाज्ञाविरुद्धं यन्मयोदितं
परोपकारेण पुण्य–वर्त्तिनः शोध्यतां बुधाः ॥८॥
राधकेति पूर्वद्रंगे चातुर्मास स्थितेन च ।
कटुगच्छेश लब्धेन कृतोऽयं बालबोधकः ॥९॥

## ૪૨૯ દેવવિજય (ત. હીરવિજય સૂરિ–કલ્યાણવિજય ઉ.–ધનવિજય અને કુંઅરવિજય–દીપવિજય શિ.)

**(૮૮૯ક)+ ૧ નેમરાજુલ બાર માસ.**

આદિ— મધુકર માધવને કહેજો–એ દેશી.

બ્રહ્માણી વર હું માગું, કર જોડી તુમ પાય લાગું;
દારિદ્ર દુઃખ હવે મુજ ભાંગુ રે, નેમ જિનેસરને કહેજો. ૧

× × × ×

અંતે—

શ્રી **વિજયરત્ન** સૂરિ રાયા, વાચક દેવેં ગુણ ગાયા;
તુમ નામેં સંપત્તિ પાયારે, નેમ જિનેસરને કહેજો. ૧૭

(૧૭ કડીનું પદ્ય છે. પ્ર. શીલાછાપ જગદીશ્વર છાપખાનું. સં. ૧૯૪૦.

**(૮૮૦ખ)+ ૨ નેમરાજુલ બાર માસ** સં. ૧૭૬૦.

આદિ—

સરસતીને પાય લાગું, હું તો વચન સુધારસ માગું રે; સામલીયા.
નેમ રાજુલના ગુણ ગાઉં, હું તો કેતાં બહુ સુખ પાઉંરે. સામલીયા.

× × × ×

અંતે—

એતો **સંવત સત્તર સાઠે**, ગાયો મેં વિરહી માટેરે, સા૦
શ્રી **વિજયરત્ન** સૂરિરાયા, એતો **દેવવિજય** ગુણ ગાયારે. સા૦ ૧૭

—(પ્ર. ઉપર પ્રમાણે)–જૈ. એ. તીર્થમાલા સાથે.

**(૮૮૦ગ) શીતલનાથ સ્ત૦** સં. ૧૭૬૯ માંડવીમાં.

આદિ—

ઝાડી તે આવી થારાં દેસમેં મારૂજી, ખીરણી દેઇ પાછી વાલ હો;
મૃગાનેણીરા ભમરા, થાંસુ નહિ બોલાં મારૂજી. એ દેશી.

શ્રી સરસતી ચરણે નમી, સાહેબજી પ્રણમી સદગુરૂ પાય હો
ઝીણા મારૂજીસૂં માહરો મન વસ્યો;
સીતલ જિનવર ગાયસ્યૂં સા૦ નામેં નવનિધ થાય હો. ઝીણા૦ ૧

અંતે—

સંવત સતર ઉગણોતરે સાર હો સા, માંડવિમાં ચોમાસ હો, જી.
સીતલ જિનવર મેં સાવ્યા, સા૦ પૂરે સંઘની આસ હો. જી. ૧૦
શ્રી તપગછમાંહે સોભતા સા૦ શ્રી વિજયરત્ન સૂરિરાય હો. જી.
દેવવિજય સૂખ દીજિઈ સા૦ તુમ નામેં સુખ થાય હો. જી. ૧૧
પંડિત દેવ ઇમિ વિનવે સા૦

—મુનિ ઋધવિજય લખિત મંડવિ નગરે. ૧-૧૪ મારી પાસે છે.

**(૮૮૧) રૂપસેન કુમાર રાસ** (દાનવિષયે-સં. ૧૭૭૮ મહા શુદ ૭ કવિવાર કડી નગરમાં)

આદિ— દૂહા.

વિશ્વ વિધાતા વીરજી, વર્ધ્ધમાન વૃદ્ધિ નામ;
ભાવ ભગતિ ધુરથી કરૂં, તસુ પદ જુગ પરિણામ. ૧
વાંદું ગૌતમ વીરના, લબ્ધીવંત ગણધાર;
હોજ્યો અનુદિન સંઘનેં, દાયક સુખ શ્રીકાર. ૨
પય પ્રણમું પરમેશ્વરી, સરસતી સરસ વચન;
આદિ શક્તિ મુઝ આપજ્યો, થાયો માતા પ્રસન્ન. ૩
ધર્મ મૂલ તે ગ્નાન છેં, ગ્નાનેં શુદ્ધ સમ્યકત્વ;
ચારિત્ર તપ તેહથી લહી, ગુરૂ સરસતિ વક્ત. ૪
પ્રભુતા અધિકી જગી હુવે, જન માનેં કરી દેવ:
નિત નમીઇ પદ તેહના, કરીઇ ગુરૂની સેવ. ૫
ગુરૂ સરસતિ જિન ગણધરૂ, પયકજ પ્રણમી ચ્યાર,
ભવિજન ભણસું તે સુણો, ધર્મતણો અધિકાર. ૬
ચ્યાર ભેદ તે ધર્મના, દાન સીલ તપ ભાવ;
પુન્ય વસેં મણુ ભવ લહ્યો, તો ઉલખજ્યો દાવ. ૭
વીરે દાન વખાંણીઉં, ધર્મ ધુરેં સિરદાર;
જિન પણિ સંયમ અવસરિં, સાચવેં દાનાચાર. ૮

સુર આધીન હોઇ દાનથી, વેરી પણિ વસ થાય;
પરજન બંધવ થઈ મિલેં, જો કરેં દાન દેવાય. ૯
રૂપસેન કુંયર તણી, દાન કથા સહુ કોઇ;
સુણજો સકલ શ્રોતારૂ જન, જિણ રૂચિં દાનની હોઇ. ૧૦
× × × ×

અંતે— રાગ ધન્યાસી.

ઇમિ સુખ પામસો દાનથીરે, દેતાં દિલ ઉલ્લસંત;
રૂપકુમર પરિ ઉમંગ ધરીને, ઓલખી મુનિસર મહંત;
—ઘોરે ભવિ ઘોને દાન સુપાત્રેં, જિમ નિરમલ કરો ગાત્ર-ઘોરે ભવિ.

× × × ×

ચોપઇ જીર્ણ તે જોઇને રે સુણયો સકલ કવીસ,
દાન ચરિત્ર રસાલ રચંતાં, પોહતી સકલ જગીસ. ૯ ઘો૦
સાંભલસેં ભણસે જો કોરે, એકમના થઇ એહ;
તે નરનારી સંપદ મીલસેં, નિરમલ કરસ્યેં દેહ. ૧૦ ઘો૦
શ્રી વિજેપ્રેમ સૂરીસરૂરે, રૂડૂં તેહનું રાજ;
દિપેં જિમ સોહમ ગુરૂ સાચા, આરે પાંચમે આજ. ૧૧ ઘો૦
શ્રી વિજયહીર સૂરીસનારે, શ્રી કલ્યાણવિજય ઉવઝાય;
તસ્યાનુક્રમ વાચક દોય વારૂ, શ્રી ધન કુંઅર કહાય. ૧૨ ઘો૦
પ્રગટ સેવક તસુ પયતણા રે, દીપવિજય ગુરૂરાય;
રાસ એ તાસ કૃપાથી ગાયો, દેવવિજય સુખદાય. ૧૩ ઘો૦
સંવત સતર અઠોતરે રે શુદ સાતમ મહા માસ;
કડી નગરે કવીવાર અનોપમ, રચીઓ એ રાસ ઉલ્લાસ. ૧૪ ઘો૦
છત્રીસેં ઢાલેં હૂઓરે, રાસ એ રસીક પ્રમાંણ;
ને સુણતાં નીત્યે હોજ્યે સહૂને, ઘર ઘર કોડિ કલ્યાણ. ૧૫ ઘો૦

—લિ. સં. ૧૯૧૨ મહા વદ ૧૪ બુધ. શ્રી દૂધઇ નગરે લિ. ચેલા રતનસીભાઇ નંદરામને વાંચવાસારૂ ૨૭-૧૫ (ચા૦)-ફાર્બસ ગુજરાતી સભા.

(૮૮૧૬)+ ૩ **નેમરાજુલ બાર માસ.** સં. ૧૭૯૫ પોરબંદર.

આદિ—

ચૈત્રે તે ચતુરા નાર, ચિત્તથી વિમાસે રે;
કંત વિહુણી રાત, કિમ કરી જાશે રે. ૧

× × × ×

અંતે—

આ ફાગુણ આવ્યો માસ, નાહ ન આવ્યો રે;
અબીલ ગુલાલ જ તેહ, સહુ મેં છંટાયો રે. ૧
આ પીયુ ચાલ્યો ગિરનાર, મુજને છોડીરે;
આ શિવ રમણીશું રંગ, પ્રીત એણે જોડીરે. ૨
આ ખોટી જગમાંહે પ્રીતિ, જે નર કરશેરે;
થિર નહીં જગમાંહે કોય, સુકૃત હરશેરે. ૩
પામી તે મન વૈરાગ્ય, સંયમ લીધુંરે;
આ **રાજુલ** સતી ગુણ જાણુ, કારજ કીધુંરે. ૪
આ સંવત **સત્તર પંચાણું**, રહી ચોમાસેરે;
આ **પોરબંદર** શુભ ઠામ, મનને ઉલ્લાસેરે. ૫
શ્રી **વિજયરત્ન** સૂરિંદ, વાચક **દેવ** બોલેરે;
વારી હું **નેમ** જિણંદ, નહીં તુમ તોલેરે. ૬

(પ્ર૦ જગદીશ્વર છાપખાનું. સં. ૧૯૮૦). દરેક માસ ઉપર એક એક નાનું પદ્ય એમ બાર પદ્ય છે. કાવ્યમાં રસ છે.

આ કાવ્ય સાથે ગોડી તથા દાદા સ્તવનની પ્રત દા. ૨૩ લીંબડીના ભંડારમાં છે.

---

**૪૩૦ ભાવરત્ન ૨ ( ભાવપ્રભસૂરિ )** પા૦ ચંદ્રપ્રભસૂરિ પરંપરામાં લલિતપ્રભસૂરિ–વિદ્યાપ્રભસૂરિ–લલિતપ્રભ–વિનયપ્રભસૂરિ–મહિમાપ્રભસૂરિ શિ૦)

**(૮૮૨) હરિબલ મચ્છીનો રાસ.** સં. ૧૭૬૯ કાર્તિક વદ ૩ ભોમ રૂપપુરમાં.

અંતે—

શ્રી વર્ધમાન પરંપર પાટે શ્રી ચંદ્રપ્રભસૂરિ રાયારે,
પ્રધાન શાખા પુનિમ ગચ્છ સોહે, ચરણ પવિત્ર જસ કાયારે. ૧૫
તસ પાઠિ પરંપર સુષકાર, શ્રી વિદ્યાપ્રભ સૂરીસરે,
તસ પાટે ચૂડામણિ સરીષા, શ્રી લલિતપ્રભ યતીસરે. ૧૬
તસ પાટે કુલાચલ સૂરજ, શ્રી વિનયપ્રભ સૂરિંદારે,
ચારિત્ર ગુણ રયણાયર ભરીયા, તપકીય તેજ અમંદારે. ૧૭
તત્પટ્ટ કમલ કમલપ્રભ બાંધવ સમ શ્રી મહિમાપ્રભ સૂરીરે,
ગુણ રયણે રોહણાચલ જાણું, સંયમ સોભા પૂરીરે. ૧૮
સેવીસિં વિદ્યાએ સોહે, મોહિં ભવી ઉપદેશેરે,
ગ્નાન તણા અવષ્ટંભ હેતેં, પરઉપગાર વિસેસેરે. ૧૯
પુસ્તકના ભંડાર ભરાવ્યા, વિવિધ શાસ્ત્ર લિખાવિરે,
શુભ તરૂનો અવષ્ટંભ જિનશાસન કિરતિ શોભાવી,
ગ્નાન દિશા સમજાવીરે. ૨૦
તે સદ્‌ગુરૂની ચરણ સિવાઇ, મુઝમતિ ગ્નાનેં વિલગીરે,
શુભ તરૂનો અવષ્ટંભ લહીનેં, વેલ હુઇ કિમ અલગીરે. ૨૧
**અંદ અંગ અશ્વચંદ્ર** ૧૭૬૯ કહિજઈ, એ સંવચ્છર જાણોરે,
કાર્તિક શૂદ ત્રીજ મંગલવારે, રાસ પ્રારંભ વખાણોરે. ૨૨
કાર્તિક વદિ તૃતીયા ભૌમવારે, થયો સંપૂરણ રાસોરે,
મંગલ પણ મંગલ થયો એ, એ ગુરૂ મહિમા પ્રસાદેરે. ૨૩
રૂપપુર ગામ સદા રલીયાંમણો, લોક સહુ ઋદ્ધિવંતારે,
ઋદ્ધિ સમૃદ્ધિ મુદાતા ભોગતા, વ્યવહારીયા ગુણવંતારે. ૨૪
પુનિમ ગચ્છ દીપાવત રૂડા, અમ્મા પીય સમાનારે,
સાધુના પાત્ર પેષિ ઉલટાયો, શ્રાવક ગુણેં પ્રધાનારે. ૨૫
શ્રી મહિમાપ્રભસૂરિને શિષ્યે, ભાવરત્નઇં ઇમ ભાષ્યોરે. ૨૬

રત્નસેખરગણિ કૃત પડિક્રમણા, વૃત્તિનો સંબંધ એ જોઇરે,
અધિકો ઓછો મિચ્છા દુક્કડ, તેત્રીસમી ઢાલ હોઇરે. ૨૭
ભણતાં ગણતાં સાંભળતાં વલી, મનવંછિત સુખ લહીએરે,
શ્રી રાયતણી પરે ભવિયાં, અવિલચની (?) કહીએરે. ૨૮

—સર્વ ગાથા ૮૪૯ ઇતિશ્રી હરીબલ રાસ સંપૂર્ણમ્. ગુ. વિ.

(૮૮૩) **સુભદ્રા સતી રાસ** સં ૧૭૯૭ મહા શુ. ૩ શુક્ર પાટણ.

આદિ— દૂહા.

સકલ અતિશયે શોભતા, શ્રી **શંખેસર પાસ**,
સેવકને સુરતરૂ સમા, પરતક્ષ પૂરે આસ. ૧
આરાહુ અતિ આદરે, ગુરૂ પય યુગલ પ્રધાન,
જાસ પસાયે પામીઈં, મહાજનમાં બહુ માન. ૨
ગુરૂ અપૂરવ દીવલો, હરે અંતર અંધાર,
જાસ દયાયે શિષ્ય કરે, શાસ્ત્ર સમુદ્રનો પાર. ૩
ચંદ્ર કિરણ જિમ ઉજલી, જેહની દેહની કાંતિ,
તે સરસતિ નિત સમરીએ, ભાજે ભાવઠિ ભ્રાંતિ. ૪

× × × ×

સત્તરમો (શિણગાર) જગિ જાંણીઈં, શીલ સદર સણગાર,
એક વિના સોલે વૃથા, દીસે જેહવા છાર. ૧૧
જેહ **સુભદ્રા** મહાસતી, નિરમલ જાસ ચરિત્ર,
સરસ સંબંધ સુણતાં થકાં, થાસ્યે દેહ પવિત્ર. ૧૨
આલસ ઉંઘ સદા તજી, ધરે શ્રોતા ગુણ જેહ,
ચેતના સન્મુખી સુખી, કહ્યો સચેતન તેહ. ૧૩

× × × ×

અંતે— ઢાલ ૨૦ ધન્યાસી.

દશવૈકાલિક હારિભદ્રિ વૃત્તિ, કહ્યો સુભદ્રા તાતો
ચંપાનયરે જિનદત્ત નામે, જિન સંબંધ વિખ્યાતોરે. ૪

ભિન્ન ભિન્ન સંબંધ છે કાંઇક, વલી અન્ય શાસ્ત્રમે ધારી,
શીલ કુલાદિક શાસ્ત્રને જોઇ, રાસ રચ્યો મેં વિચારીરે. ૫
મુઝને કોઇ દૂષણ મત દેજ્યો, તે તે શાસ્ત્રને જોજો,
અધિકું ઓછું જે મેં ભાખ્યું, મિચ્છા દુક્કડ હોજોરે. ૬
શ્રી પુનિમગછ પ્રધાન શાખા શ્રી વિદ્યાપ્રભસૂરિરાયા,
ભટ્ટાચાર્ય જીતો જેણિં, વાદી નામ ધરાયારે. ૭
તસ પટ્ટ કમલ દિવાકર સરિખા, શ્રી લલિતપ્રભ મુણિંદો,
જેહની લલિત વાણી નિસુણીને, ભવિજન પામે આણંદોરે. ૮
તસ પટ્ટ કુમુદ કલાધર કહીએ, શ્રી વિનયપ્રભ સૂરીશા,
વિનય કરીને નૃપજન સેવે, પામે પરમ જગીશારે. ૯
તસ પટ્ટ ઉદયાચલ વર દિનકર, શ્રી મહિમાપ્રભસૂરિ રાજા
જેહનો મહિમા પડહો જગમેં, વાજે અધિક દિવાજારે. ૧૦
તે ગુરૂ ચરણ સરોજ કૃપાએ, મુઝ મતિ જ્ઞાને વાસી,
શ્રી ભાવપ્રભ સૂરીશ સતીનો, સંબંધ કહે ઉલ્લાસીરે. ૧૧
શ્રી પત્તનપુર ઢંઢેરવાડે, પોલિ પ્રાસાદ ઉત્તંગા,
શ્રી વીર શામલો પાસ જિણેશર, કલિકુંડ પાસ સુચંગારે ૧૨
તુરંગ અંક તુરંગમ ભૂમી, ૧૭૯૭ માન સંવત્સર ધારો,
માહ શુદિ ત્રીજ જયા તિથિ જાણો, દિનવાર શુક્રે સંભારો. ૧૩
શીલ સુવર્ણનાં ભૂષણ ભૂષિત, ગુણરયણેં જેં સુહાયો,
સતી સુભદ્રા નામ સુમંગલ, મનવંછિત સુખ પાયોરે. ૧૪
ભણતાં ગુણતાં વલીય સાંભલતાં, સતી ચરિત્ર રસાલા,
શ્રી ભાવપ્રભસૂરિ વીસમી ઢાલે, ફલી મનોરથમાલારે
સતી સંબંધ સરસ ભાખ્યો. ૧૫

—શ્રી મહાવીર શામલા કલિકુંડ પાર્શ્વનાથાય નમઃ સંવત્ ૧૮૦૩ વર્ષે શાકે ૧૬૬૮ પ્રવર્ત્તમાને માહ વદિ ૪ વાર સોમે લિખિતં પૂજ્યશ્રી ઋષિ શ્રી ૫ મુકુંદજી તત્ શિષ્ય ઋષિ માણિક્યચંદેન ૧૪-૧૮ દા. ૪૩ નં. ૮૩ **ब.** ડે.; ખં.

(૮૮૪) બુદ્ધિવિમલા સતી રાસ. સં. ૧૭૯૯ માગશર શુદ ગુરૂવાર અણહિલપુર પાટણમાં.

આદિ—

સકલ સુરવર મુગટ કુસુમ, અર્ચિત પય અરવિંદ,
કેવલનાંણ દિણેસરૂ, જયજય પાસ જિણંદ. ૧
નીલકમલદલ લોયણાં, નીલમણિ સમ કાંતિ,
નવહાથ ઉન્નત તનુ, દાંત મુગતાફલ પાંતિ. ૨
નિરૂપમ વ્યાખ્યાગેહમૈં, સિંહાસન સોહંત,
ભામંડલ નીલાસિમૈં, અશોક નીલ મિલંત. ૩
શ્રી વામારાણી વિમલ, કુક્ષિ કમલ કલહંસ,
અશ્વસેન રાજેસરૂ, કુલ ઉદયાચલ હંસ. ૪
અતિશય ચઉ સહજન્મના, ઘનઘાતીઇ અગ્યાર,
ઉગણીસ સુરકૃત જાંણીઈ, અન્ય સુરમૈં ન લગાર. ૫
પાડિહેર આઠૈં ભલા, ગલિત અષ્ટાદસ દોષ,
પાંત્રીસ ગુંણ વાણી વદે, સ્યાદ્વાદ શુદ્ધ ઘોષ. ૬
એહવા પાસ જિણેસરૂ, નમતાં પાતિક જાય,
વિઘન હરૈં સુખનૈં કરૈં, પાર્શ્વયક્ષ સહાય. ૭
વાણી વાણીમય તનુ, ધરીઈં હૃદય મઝાર,
વંછિત અર્થ દીઈં સદા, જસ અભિનવ ભંડાર. ૮

યતઃ—

"અપૂર્વઃ કોપિ ભંડારે, દૃશ્યતે તવ ભારતિ,
અવ્યયે વ્યયતાં યાતિ, વ્યયે યાતિ સુવિસ્તરાં." ૧
નરભવ ઉત્તમ કુલ લહી, ધરે ઉજ્જ્વલ વ્યવહાર,
નિર્મલ શીલ ભૂષણ ધરેં, તે પાંમે સુખસાર. ૯
કોઇક શીલ ઉધૈ ધરૈ, કુલ આઠીઇ ધરેં કોઇ,
આપ આપપણેં ધરૈં, તે જગ વિરલા કોઈ. ૧૦

યદાહ આગમે—

અપ્પા ચેવ દમેઅવ્વો, અપ્પા દુખલુ દુદ્દમો,
અપ્પા દંતો સુહી હોઇ, અસિં લોએ પરત્થય. ૧૧
શીલ ધરે લજ્જાદિકૈં, તે વ્યવહારે જાંણિ,
આતમસાખે જે ધરૈ, નિશ્ચયનય પ્રમાંણ. ૧૨
પ્રાણાંતે પિણ નવિ ડગેં, શીલ લક્ષણના જાંણ,
નર સુરનર સુખ અનુભવી, લહે પરમપદ ઠાંણ. ૧૩
શ્રેષ્ઠિ સુત બુદ્ધિલ નિપુણ, જિમ તસ ઘરણી સાર,
વિમલા નાંમ મહાસતી, જાસ સફલ અવતાર. ૧૪
કથાંકોશ થકી લહ્યો, મેં એહનો અધિકાર,
ભાખું ભવિયણ સાંભલો, એકચિતેં સુખકાર. ૧૫

× × × ×

અંતે—

ઢાલ-વીર સુણો મોરી વીનતિ-એ દેશી.

રાગ ધન્યાસી.

દાન શીલ તપભાવના ધર્મભાખ્યો હો જીનશાસનમાંહિ,
શિલધર્મ ઇહાં વર્ણવ્યો, ભવિ સુણજ્યો હો ધરી મનમાં ઉછાંહિ.
શીલ પ્રભાવ મોટો જગેં.

× × × ×

પ્રધાન શાખા જિહાં શોભતી, પુંનિમ ગછ હો જગમાંહિ પ્રસિદ્ધ,
શ્રી વિદ્યાપ્રભસૂરીસરા ભટ્ટ જીતી હો વાદિ પદ લીધ. શી. ૮
તસ્સ પટ્ટ ઉદયાચલ રવિ ભટ્ટારક હો લલિતપ્રભ સૂરીંદ,
લલિતવાણી જેહના સુણિ ભવિ ભાંજે હો ભવભવનાં ફંદ. શી. ૯
તસ્સ પટ્ટ કુવલયચંદ્રમા ભટ્ટારક હો વિનયપ્રભ નાંમ,
જનને દેઈ દેસના શીખવી હો કરેં વિનયનું ધામ. શી. ૧૦
તસ પટ્ટ પદ્મપ્રભાકરા હો મહિમાપ્રભસુર,
મહિમા મહીયલ જેહનો ઉતર્યા હો જિણેં વાદી નૂર. શી. ૧૧

ગચ્છ ચોરાસીઇ જેહની કીર્ત્તિ વિસ્તરી હો નિરમલ ગોખીર,
સકલ આગમ વેત્તાવરૂ ગીતારથ હો બહુ ગુણે ગંભીર. શી. ૧૨
ચિત્કોશ બહુલ લિખાવિયા, જેણે ભાવિયા હો સૂક્ષ્મનયભંગ,
તે ગુરૂના સુપ્રસાદથિ વિદ્યા વાંછિત હો મુઝ ગતિ સુરંગ. શી. ૧૩
**શ્રી મહિમાપ્રભ** સૂરિના પટ્ટધારી હો **ભાવપ્રભ** સૂરિસ,
રાસ રચ્યો રલીયામણો, સાંભલિતાં હો લહીઈ સુજગીસ. શી. ૧૪
સંવત **નવ નવ ઘોડલો ચંદ્ર** સમિત હો જાણો નરહ સુજાણ,
મગસીર સુદ દિન બીજડી ગુરૂવારે હો સૂંદર સૂખખાંણ. શી. ૧૫
**અણુહિલપૂર** પાટણે ઢંઢેરવાડે હો વસતિ સૂવિશાલ,
દીપે મનોહર દેહરાં પેખતાં હો જાઈ પાપની ઝાલ. શી. ૧૬
તિહાં એ રાસ રચ્યો ભલો મતિ સારૂ હો આણિ નૂતન ઢાલ,
બુદ્ધિલ સતિ વિમલાતણો, મિઠો રૂડો હો સંબંધ રસાલ. શી. ૧૭
બીજે ખંડે સોલમી પૂરણ થઈરે, એ સુંદર ઢાલ,
**ભાવપ્રભસૂરિ** કહે સાંભલતાં હો હોઈ મંગલમાલ. શી. ૧૮

—ઇતિશ્રી પૂનિમાગછે પ્રધાનસાખીય ઢંઢેરસંજ્ઞિક ભટ્ટારક શ્રી ભાવપ્રભસૂરિવર વિરચિતે શ્રી બૂદ્ધિલવિમલા સતી ચરિત્રે રાસ સંબંધે દ્વિતીય ખંડ છે સમાપ્તં. પાટનનગરે, પ્રસાદાત્ શ્રી વિજયજિનેંદ્ર સૂરીશ્વર પાર્શ્વે ઉતાવત્ લીપીકૃતં પંચાસર પ્રસાદાત્. ૩૮-૬૫ પ્ર. કા. નં.

**(૮૮૫) અંબડ રાસ.** સં. ૧૮૦૦ પા. ૩

+ **નવવાડ સ.** પૃ. ૧૪૪ બ્રહ્મચર્યની ચોપડીમાં.

નવવાડ રૂડી પરે સાચવે, ધન સીલતણું જન જેહોરે,
શ્રી મહિમાપ્રભ સૂરીસના **ભાવ** જે સાધુસ્યું નેહોરે.

**૧૩ કાઠીયા સ.**

+ **અધ્યાત્મ થુઈ.**

**આદિ**—ઉઠ સવારે સામાયિક કિધૂ પણ બારણૂં નવિ દીધું.
**અંતે**—ભાવ પ્રભસૂરિ કહે નહિ કથલો અધ્યાતમ ઉપજાનોજી.

**આષાઢભૂતિ સ૦**

+ **ઝાંઝરીઆ મુનિની સઝાય.** સં. ૧૭૫૨ આષાડ (આસો?) વદ ૨ સોમ.

**આદિ—** અનંતકાયની ચાલ.

**સરસતી ચરણુ સીસ નમાવી, પ્રણમું સહગુરૂ પાયરે,**
**ઝાંઝરીઆ રૂષિના ગુણ ગાતાં, ઉલટ અંગ સવાયરે;**
**ભવીજન વાંદો મુનિ ઝાંઝરીઆ, સંસાર સમુદ્રજ તરીયારે—**
**સબલ સહી પરિસહ મન શુદ્ધેં, શીલ રયણ કરી ભરીયારે. ભવી.**

× × × ×

**અંતે—** ઢાલ ૪.

**સંવત ૧૭૫૬** ના કેરી, આસોજ (આષાડ) વદ બીજ,
સોમવારે સઝાય એ કીધી, **સાંભલતાં** મન મોહ કે; મુ૦
શ્રી પુનમગચ્છ ગુરૂરાયે વિરાજે, મહિમાપ્રભ સૂરીંદ,
**ભા**વરત્ન શિષ્ય ભણે ઇમિ, સાંભલતાં આણંદ કે; મુ૦

—પા. ૬-૧૧ ક. મુ., પ્ર૦ સ. મા. ભી૦ ૨૮૪

( આજ ભાવરત્ન પછીથી ભાવપ્રભસૂરિ થયા છે. તેમણે યશોવિજયજી કૃત સંસ્કૃતમાંના પ્રતિમાશતક પર સંસ્કૃત ટીકા સં. ૧૭૯૩ માઘ શુકલ અષ્ટમી ગુરૂવારે પૂર્ણ કરી છે અને તે ભાવનગરની આત્માનંદ સભા તરફથી આત્માનંદ ગ્રંથ રત્નમાલાના ૪૩ મા રત્ન તરીકે પ્રકટ થયેલ છે. તેમાંની પ્રશસ્તિ પણ હરિબલ રાસમાં આપી છે તેજ પ્રમાણે છે. વિશેષમાં શ્રીમાલી વીર વંશે રામાકુક્ષિથી થયેલ જયતસીના પુત્ર તેજસી શ્રેષ્ઠીએ ઘણુ દ્રવ્ય ખર્ચી પદ (સૂરિપદ) જેને અપાવ્યું છે એવા ભાવપ્રભસૂરિએ આ વૃત્તિ પૂર્ણ કરી.

આમનું સૂરિપદ પહેલાં ભાવરત્ન નામ હતું અને તેમના પિતાનું નામ માંડણ ને માતાનું નામ બાદ્લા (?) હતું. તે વાત તેમની કાલિદાસ કૃત જ્યોતિર્વિદાભરણપરની સુખબોધિકા નામની સંસ્કૃત ટીકાની નીચેની પ્રશસ્તિ પરથી જણાય છે:—

ज्योतिर्विद्याभरण नाम वरागमस्य ।
संतन्यते गुरु कृपा सुखबोधिकेयं ॥
श्री पत्तने प्रवर पौर्णिमिकाह्वगच्छे
ढंढेर पाठक शुभाश्रय संश्रितानां
श्रीयुक्त पूज्य महिमप्रभ सूरिराज—
शिष्येण भावमुनिना मयका यथावित् ॥

—इति श्री कविकुलचूडामणि श्री कवि कालिदासोदिते श्री ज्योतिर्विद्याभरणे ग्रंथाध्यायनिरूपणक्रम नृप श्री विक्रमार्कवर्णनं नाम द्वाविंशतितमोऽध्यायः ॥

गच्छे श्री महिमप्रभाख्य सुगुरोः श्रीपौर्णिमीयाभिधेः
शिष्यः सूरिवरस्य मांडण सुतो यो भावरत्नाभिधः ।
बादूला कुक्षि समुद्भवः स कृतवान् श्री पत्तने पत्तने
छन्दो व्याकरणाभिधा स्मरणतोऽलंकारयुक्तामिमां ॥
वक्तुवालधिमारूढो वरडाह्नो महाबली ।
सुखाय क्षेत्रपालोऽस्तु राकापक्षकधारणां ॥

પછી પ્રશસ્તિ ગુરૂ પરંપરાની છે.

श्री विक्रमार्का दहिषड् हयोर्वीमिते
गतेऽब्दे खलु राधमासे
शुक्ले तृतीयेऽथ तिथौ, गभस्ति,
वारे समाप्ता सुखबोधिकेयं ॥१६॥

(પીટર્સન અલવાર રાજાની લાયબ્રેરી જુઓ કેટલોગ)

આમના શિષ્ય પુણ્યરત્ને ન્યાયસાગર સૂરિ નિર્વાણ રાસ સં. ૧૭૯૭ માં રચ્યો છે તે માટે જુઓ હવે પછી તે.)

---

**૪૩૧ વેણીરામ** (ખ૦ દયારામ શિ. રાઠોડ માધોસિંહ પીપાડ (જોધપુર)ના જાગીરદારના આશ્રિત.

**(૮૮૬) ગુણજિનરસ** સં. ૧૭૬૯ માહ શુદ ૧૧ પીંપાડમાં.
**આદિ—**

દુહા.

ગણિપતિ **સારદ** પાય નમી, આખું જિનરસ એહ;
વિઘનવિડારણ સુખકરણ, અવિરલ વાણી દેહ. ૧
નમણ કરીનૈ હું નમું, પ્રથમજ સદગુરૂ પાય;
સાસ્ત્ર કેરા સુભ અરથ, દીના મોહી બતાય ૨
પૂરવ પુન્ય જ પાઇઈ, વિધારૈ વરદાંન,
પુન્ય કીયાં પાતિક પુલૈ, સુખ વિલસંત સુજાંન. ૩

× × × ×

**અંતે—**

સંવત **નિંધખંડ સમુદ્ર ચંદ**, જિનરસ કીય રચના;
માઘ સુકલ સુત મહી તિથ જુ એદાદસી નિરણા,
ગછ કોટિક ગુરૂરાંજ, પ્રસિદ્ધ શ્રી પુજ્ય પંચાહણ;
**જિન**હરષ **જિન**લબધ, પાટ હમ્મીર પરાયણ.
**વિ**નય **હ**રી **લ**ખરાજ હુવ, દયારામ દિલ સુદ્ધ લહી;
શિષ એમ પયંપૈ ગુરૂ ભગતિ, કરજોડે વેણીરાંમ કહી. ૧૯૦

દૂહા.

નયરી **પીં**પાડ જ નવલ, કમધજ **માધો**સિંઘ,
કાંમેતી સોભૌ અભૌ, ધરમ ધ્વજા ધયધીંગ. ૧૯૧

—સર્વગાથા ૧૯૧ ઇતિ શ્રી કવિ વૈણીરાંમ કૃત ગુણ જિનરસ સંપૂર્ણ. સંવત્ ૧૮૮૧ રા વર્ષે માસોત્તમ માસે ફાલ્ગુણ માસે શુકલપક્ષે એકાદસી તિથૌ ભોમવાસરે સુભ વેલાયાં લિષતં ભીમવિજૈ પાદરૂ મધ્યે. શ્રી. પં. નિરંદ્રસોમજીરૈ પાઠ વાસ્તૈ લષ્યૌ છ. જબલગ મેરૂ અડિગગહે જબલગ શશીહર સૂર, તબલગ આ પોથી સદા, રહજો ગુણ ભરપુર. શ્રીરસ્તુ કલ્યાંણ મસ્તુ-સુભં ભવતુ-શ્રી પારસનાથ પ્રસાદાત્-શ્રી. શ્રી. પા. ૯-૧૩ ક. મુ.

—હ. સં. ૧૮૮૨. હિંદી સાહિત્યના સને ૧૯૦૧ ની ખોજના રીપોર્ટમાં નં. ૧૦૯.

---

## ૪૩૨ સુખસાગર (ત૦ સત્યવિજય ગણિ સંતાનીય)

**(૮૮૭)+ વૃદ્ધિવિજય ગણિરાસ (ઐ). સં. ૧૭૬૯.**

**આદિ—**

રાગ ગોડી જંબૂદ્વીપ મઝારિ—એ દેશી.

પ્રેમેં પ્રણમી પાય ચોવિસ જિનતણા,
જગનાયક જગહિતકર એ,
સિર ધરૈ જેહની આણ સકલ સુરાસુરા,
આદર આણી અતિઘણો એ.
વલી વલી સરસતિ માય પાયકમલ નમી,
જેહથી મતિ અતિ પામીઇ એ,
ગાઉ ગુરૂગુણરાસ આસ ઉમાહલો,
એ માહરો પૂરણ કરો એ.

× × × ×

**અંતે—**

ઢાલ-મનોહર હીરજી એ—

હવિ પ્રભાતિ વિધિ વષાંણ ભવિ સાચવીરે.

× × × ×

સત્યવિજય કવિ ગુરૂની જિહાં છઇ પાદુકારે, તસ પાસે વલી કીધ,
પગલાં વૃદ્ધિવિજય પંડિત તણાંરે, સંઘ મિલિ જસ લીદ્ધ. સં. ૯
વયરાગી રસત્યાગી ભદ્રકે ગુણે ભર્યારે, ધર્મરૂચિ મંદકષાય;
ધર્મવચન સુણી મનમાંહિ હરખે ઘણુંરે, પ્રાયેં નહી બહુ માય. સં. ૧૦
જ્ઞાની ગુરૂનાં વયણ સુણી ચિત્તમાં ઠરેરે, ન કરેં ગુણ ઉત્કર્ષ;
સંઘાડામાંહિં તિલક સમોવડિ જાણીઇરે, દેખી જન લહે હર્ષ
ન ધરે કાંઇ અમર્ષ. સં. ૧૧

ધર્મમિત્ર સુખસાગર કવિ ઇણિપરિ ભણેરે, હંસવિજયને હેતિ;
તાસ કહણથી ચરિત્ર કહ્યાં એ તેહનોરે, પ્રીતિ તણે સંકેત. સં. ૧૨

કલશ.

શ્રી સત્યવિજય કવિરાજ કેરા શ્રી સીસ સુંદર ગુણનિલા;
શ્રી વૃદ્ધિવિજય પન્યાસ પદવી સોહતા ગુણ અતિભલા,
ગુણ તાસ ગાવે સુખ પાવે હંસવિજય સેવક સદા;
એ ભવિક ભાવે ધરી તે ભણિયા જિમ લહો સુખ સંપદા.

—આ રાસમાં પ્રખ્યાત ક્રિયોદ્ધારક સત્યવિજય પંન્યાસના શિષ્ય વૃદ્ધિવિજયજીનો વૃત્તાંત છે. તે સં. ૧૭૬૯ ના કાર્તિક વદિ અમાવાસ્યાને દિને સ્વર્ગસ્થ થયા-તે વખતે આ રાસ રચાયો છે. વધુ માટે જુઓ ઐ. રા. સં. ભાગ ૩.

સર્વ ગાથા ૮૪ શ્લોક ૧૦૧ પ્ર. જૈ. ઐ. ગૂર્જરકાવ્ય સંચય. એક બીજા સુખસાગર તે દીપસાગરના શિષ્ય થયા છે કે જેણે સં. ૧૭૬૩ માં જિનસુંદરે સં. ૧૪૮૩ માં રચેલા દિવાળી કલ્પ-કલ્પસૂત્ર પર બાળાવબોધ નામે કલ્પપ્રકાશ રચ્યો છે. રચના ઠીક છે. તેની સં. ૧૮૨૪ ની, ૧૮૬૯ ની અને ૧૮૮૮ ની લિખિત પ્રતો લીંબડી ભંડારમાં દાબડા ૨૮ અને ૩૪ માં મળી આવે છે. આ સુખસાગરે જ્ઞાનવિમલસૂરિની પ્રતો પ્રથમાદર્શો લખી છે એમ જણાય છે.

---

## ૪૩૩ લબ્ધિસાગર (૨) (ખ૦ જિનચંદ સૂરિના માણિક શાખામાં કમલકીર્ત્તિ-સુમતિમંદિર-જયનંદન શિ.

(૯૮૮) ધ્વજભુજંગ કુમાર ચોપઇ સં. ૧૭૭૦ આસો વદ ૫. શનિ ચૂડામાં.

અંતે—

શ્રી જિનરંગ સૂરિ પાટવીરે શ્રી જિનચંદ સૂરીંદ;
ગિરવો ગચ્છનાયક ખરતર તણોરે, દીપે તેજ દિણંદ. ૭ રા૦
તસુ ગચ્છ માહે માંણિક સાખમેરે, કમલ કીરતિ ગુરરાજ;
સુમતિલાભ વાચિક તસુ પાટવીરે, સુમતિ મંદિર સુખદાય. ૮ રા૦

તસુ પાટે જયનંદન ચિર જયોરે, લબધસાગર શિષ્ય તાસ;
સંવત સતરૈસૈ સિત્યરે સમૈરે, ઉત્તમ આસૂ માસ. ૯ રા૦
પષિ અંધારે પાંચિમ થાવરૈ રે, ચૂડા ગામ મઝાર;
ચોપી કીધી પૂરી ચૂંપસૂરે, આંણી હરષ અપાર. ૧૦ રા૦
—વિજયધર્મસૂરિ ભં.

—

## ૪૩૪ ચતુર (ગુજરાતી લોંકાગચ્છ પૂજ્ય જસરાજ–રૂપરાજ–સોભા–મોલ્હાજી–પીથા–વીરજી–ધર્મદાસ–ભાઉજી શિ.)

**(૯૮૯) ચંદન મલયાગિરિ ચોપઈ સં. ૧૭૭૧ રાખી નગરમાં.**

આદિ—

શ્રી સદ્ગુરૂભ્યો નમઃ ॥

ગોયમ ગણધર પય નમી, લબધિ તણો ભંડાર;
જસુ પ્રણમઈ સવિ પાઇયઇ, સ્વર્ગ મોક્ષ પદ સાર. ૧
ગુરૂ નમીયઇ ગુરૂતા ભણી, જે વિદ્યા દાતાર;
કીડીથી કુંજર કરઇ, એ મોટા ઉપગાર. ૨
પ્રણમું નિજ સદ્ગુરૂ સદા, મમ ઉપગારી દેવ;
સદ્ગુરૂ તૂસઇ પાઇયઇ, ધર્મ કરમનાં ભેદ. ૩
વલી પ્રણમું **અતિ આઉસા**, મૂલ મંત્ર નમોકાર;
ધરણેંદ્ર અનઇ પદમાવતી, સુરપદ પામ્યા સાર. ૪
હિવ બોલસિ ગુણ સીલના, સીલ વડો સંસારિ;
જિમ મલિયાગરી રાષિયો, તે કહિસું સુવિચાર. ૫
કહાં ચંદન કહાં મલયાગરી, કહાં સાયર કહાં નીર;
જિઉ જિઉ પડઈ અવસ્થડી, તિઉ તિઉ સહઇ શરીર. ૬
× × × ×

અંતે— ઢાલ એહવા સાધુ નમું.

કઠિન માંહિ વ્રત રાષહી, વ્રત રાષહી, સોઇ ચતુર સુજાણ,
ગુણવંત સાધુ નમુ.
અનુક્રમઈ સુષ પામીયાજી, પામ્યો અમર વિમાણ; ગુ૦ ૧

દાનશીલ તપ ભાવના, ચ્યારે ધર્મ પ્રધાન; ગુ૦
સુધઇ ચિત જે પાલસ્યેજી, થાસ્યે સુધ કલ્યાણ. ગુ૦ ૨
સતીયાંના ગુણ ગાવતાંજી, જાવઇ પાતિગ દૂરિ; ગુ૦
ભલી ભાવના ભાવીયઇજી, રહીયઇ ઉપસમ પૂરિ. ગુ૦ ૩
સંવત **સત્રસઇ ઇકોતરઇજી,** કીધો પ્રથમ અભ્યાસ; ગુ૦
જે નરનારી સાંભલઇજી, તસ મન હોઇ ઉલ્હાસ. ગુ૦ ૪
રાષી નયર સુહાવણોજી, વસઇ તિહાં શ્રાવક લોક; ગુ૦
દેવગુરાંનાં રાગીયાજી, લાભઇ સઘલા થોક. ગુ૦ ૫
ગુજરાતી ગછ જાણીયઇજી, શ્રી પૂજ્ય શ્રી **જસ**રાજ; ગુ૦
આચારઇ કરી સોભતાજી, આચારિજ રૂપરાજ. ગુ૦ ૬
તસ ગછ માંહે સોભતાજી, **સોભા** થિવર સુજાણ; ગુ૦
**મોલ્હા**જીનાં જસ ઘણાજી, **પીથા** બુદ્ધિનિધાન. ગુ૦ ૭
વીર વચન કહઇ **વીર**જી હો, તસ પાટે **ધર્મ**દાસ; ગુ૦
**ભાઉ** થિવર વખાણીયઇજી, પંડિત ગુણેહિ નિવાસ. ગુ૦ ૮
તસ સેવક ઇમ વીનવઇજી, **ચતુર** કહઇ ચિત લાય; ગુ૦
ભણસ્યે ગુણસ્યે ભાવસુંજી, તસ મનવંછિત થાય.
ગુણવંત સાધુ નમું. ૯

—લિખતં સ્થિવર ઋષિ શ્રી ૫ ભાઉજી શિષ્યેણ વિદગ્ધાખ્યેનાઽપિ હિંસારવિરોજે લિપીકૃતં. આર્યા ગૌરજા આર્યા ભાગું તી પઠનાર્થં. શ્રીરસ્તુ લેષકસ્ય. ૧૨-૧૫ અનંત.

## ૪૩૫ જિનસુખ સૂરિ (ખ૦)

**(૯૯૦)+ જેસલમેર ચૈત્યપાટી.** ૪ ઢાલ સં. ૧૭૭૧.

**આદિ—** ઢાલ ૧ રસીયાની.

જિનવર જેસલ જુહારીયૈ લીજૈ લિખમીનો લાહ; વિવેકી.
ગાજે બાજે બહુ ગડગાટસું ચૈત્રપ્રવાડે રે ચાહ. વિવેકી. જિ૦ ૧

× × × ×

અંતે—

સંવત બારેસે બારોત્તરે ઓ જેસલગઢ જાણુ;
થાપ્યો સેઠે કીરતથંભ, જ્યૂં મોટો ચૈત્ય મંડાણુ. જિ૦ ૨૧

કલશ.

ઈમ મહા આઠ પ્રાસાદમાંહે બિંબિ પેંતાલીસ સૈં,
ચૌરાશી ઊપર સરવ જિનવર વંદતાં ચિત ઉલસૈ,
દુખ જાય દૂરૈ સુખ પૂરૈ સંઘને સંપત્તિ કરઇ,
સંથુણ્યા શ્રી 'જિનસુખસૂરૈ' સતરે સૈ ઈકહોત્તરઇ. ૨૮

(આમાં જેસલમેર સં. ૧૨૧૨માં સ્થપાયું એમ જણાવ્યું છે. તેનો સ્થાપક જેસલ કરીને હતો તે પરથી તેનું નામ પડયું છે એમ ઇતિહાસ જણાવે છે. જિનસુખ સૂરિનો જન્મ સં. ૧૭૩૪ માગશર શુ. ૧૫, પિતા અને માતાનાં નામ રૂપસી અને સુરૂપા, દીક્ષા સં. ૧૭૫૧ માહ શુ. ૫ પુણ્યપાલસરમાં, દીક્ષાનામ સુખકીર્ત્તિ, સૂરિપદ સં. ૧૭૬૩ અને સ્વર્ગવાસ સં. ૧૭૮૦ જેઠ વદિ ૧૦ રીણીનગરમાં-રત્નસાગર ભાગ ૨ પૃ. ૧૩૦).

---

## ૪૩૬ ગંગવિજય (ત. વિજયદેવસૂરિ-લાવણ્યવિજય-નિત્યવિજય શિ૦).

(૯૯૧) ગજસિંહ કુમાર રાસ સં. ૧૭૭૨ કાર્તિક વદ ૧૦ ગુરૂ.

આદિ— દૂહા

પાસ પંચાસરો સેવીઈ, પ્રહિ ઊગમતે ભાંણુ,
વામાનંદન પૂજીઇ, દિનદિન ચઢતે મંડાણુ. ૧
આદિ જિણંદ શ્રી આદિ દેં, ચોવીસેં જીણંદ,
ચૌદસયેં બાવન ચતુર, જિણ ગણધર સુખકંદ. ૨
ભાવેં પ્રણમું ભારતી, આણિ હેડેં ભક્તિ,
મુરખને પંડિત કરે, એહની મોટી શક્તિ. ૩

મયા કરીને માતજી, આપો વચનવિલાસ,
સમર્થા સેવક જનતણી, પુરૈં મનની આસ. ૪
જિન ચૌવીસ તણા યતી, ભાખ્યા અઠાવીસ લાષ,
અડતાલિશ સહસ અધિક, સૂત્રે સિદ્ધાંતે સાષ. ૫
તે માંહિ મુખ્ય જાણીઈં, શ્રી લાવણ્યવિજય ઉવઝાય,
તસ સીસ પંડિત જગજયો, શ્રી નિત્યવિજય કવિરાય. ૬
એહ ગુરૂના સાહજ્જેથી, રચીસ્યું રાસ ઉદાર,
દાન ઉપર સંબંધ છે, સરસ મીઠો અધિકાર. ૭
ગજસિંહ કુમર તણો, કરીસ્યું ભાવે ચરીત્ર,
એક ચિત્તે સવિ સાંભલો, જિમ હુઈ કાન પવિત્ર. ૮
ગજસિંહ પુન્યવંતનાં, નામ થકી નિસ્તાર,
અવર પ્રાણી એ બાપડાં, કાં સરજ્યાં કિરતાર. ૯
આઉલ કેરે ફૂલડે, પગે ન પૂજા હોઇ,
ચંપક ફૂલ અમૂલિ ગુણ, શિર ચાઢે સહુ કોઇ. ૧૦
તેહ ભણી પુન્યવંતનો, કરીસ્યું ગુણનો પંધ,
ભવિયણ ભાવે સાંભલો, સરસ મીઠો સંબંધ. ૧૧

× × × ×

અંતે— ઢાલ ૨૨ મી દેશી ધન્યાસીરી.

ધન ધન શ્રી ગજસિંધ મહામુનિ, પાલે શુદ્ધ આચારોજી,
નિર્મલ ધ્યાને શુદ્ધ પ્રભાવે, પાલે પંચાચારોજી—૧ ધન.
નિગ્રંથ પંથ તે શુદ્ધ અજુવાલે, નવિહુ લગાડે દોષજી,
ઉપસર્ગાદિક દાપ જે ઉપજે, રાખે ચિત્ત સંતોષજી.–૨ ધન.

× × × ×

દાનપ્રબંધે ગજસિંહ મુનીનો, છે એહનો સંબંધજી,
તિહાં થકી મેં જોઇ કીધો, સરસ મીઠો એ ખંધજી–૧૧ ધન.
બાવીસ ઢાલે અનૂપમ સ્વાદે, રચીયો રાસ રસીલોજી.
હું તો સુરપ બાલ અજાણ, હું સ્યું જાણું જોડીજી,

વિદ્વજ્જન તુમ્હેં સોધી લેજ્યો, મતિ નાખો વિષોડીજી–૧૩ ધન.
શ્રી ગજસિંધ મુનિનો ભાવ પ્રભાવે, દાન ઊપરિં ગુણ ગાયાજી,
વૃદ્ધિ બંધવ પં. શ્રી દેવની સાહેં, અક્ષર અંસ મેં પાયાજી–૧૪ ધન.
સંવત **સંયમ નગ યુગ્મને** વર્ષે, કાત્તિ માસ વદિ પક્ષેજી,
ગુરૂવારિં તિથિ દશમી દિવસે, પૂર્ણ કીધો સુપ્રત્યક્ષેજી–૧૫ ધન.
તપગચ્છમંડણ ભાનૂ સમાનં, શ્રી વિજયદેવ સૂરીરાયાજી,
ભવિયણ ભાવે ગુરૂ ગુણ ગાવે, નવનિધિ રિદ્ધ સિદ્ધિ પાયાજી–૧૬.
તસ સીસ વાચક સકલ ચૂડામણી, શ્રી લાવણ્યવિજય ઉવઝાયજી.
તસ શીસ પંકજ મધુપરિ મનોહર,શ્રી નિત્યવિજયજી કવિરાયા–૧૭.
શ્રી વિજયક્ષમા સૂરીશ્વર રાજ્યે, જયવંતા ગણધારજી,
પુણ્ય ઊપર શ્રી ગજસિંહ મુનીનો, ગાયો રાસ ઉદારજી–૧૮–ધન.
સકલ પંડિત શિરમુગટ ચુડામણિ, શ્રી નિત્યવિજય કવિરાયજી.
ત્રીજા ખંડની ઢાલ બાવીસમી, ગંગવિજયે ગુણ ગાયાજી–૧૯ ધન.
—શ્રી બારેજા નગર મધ્યે લિ૦ હમદપૂર મધ્યે ૯૦—૧૪ હા.
૨૬ લીં.

(૮૯૨)+ **કુસુમશ્રી રાસ.** સં. ૧૭૭૭ કાર્તિક શુ. ૧૩ શનિ માતરમાં.

**આદિ—** શ્રી વરદાયૈનમઃ દૂહા.

પુરૂષાદાંણી પાસજી, તેવીસમો જિનચંદ;
સૂષ સંપતિ જિન નામથી, પામૈ પરમ આણંદ. ૧
વલી ગણધર આદે નમું, ચોદસૈ બાવન્ન;
સમરંતા પાતિક મિટૈ, જપીઈં સાચેં મન્ન. ૨
વીણા પૂસ્તક ધારણી, હંસવાહણી સુવિલાસ;
પ્રણમૂં ભાવેં સારદા, આપેં વચનવીલાસ. ૩
તીર્થંકર ગણધર શારદા, વલી પ્રણમું ગૂરૂરાય;
શ્રી લાવણ્યવિજય ઉવઝાય, નિત નમતાં પાતિક જાય. ૪
તસ શીસ ચરણ સરોરૂહ, મધુકર પરિં મનોહાર;
શ્રી નિત્યવિજય કવિરાયનો, જપિયેં નામ ઉદાર. ૫

તેહ તણા સુપસાયથી, રચિસ્યું રાસ ઉદાર;
શીયલ સબલ ગુણ વર્ણવું, સાંભલો થઈ ઉજમાલ. ૬
સીયલેં શીવ સુષ પાંમીઈ, સીયલેં નવહ નિધાંન;
સીયલેં સૂર સેવા કરેં, શીયલેં લહીયે માંન. ૭
સીયલ તણો મહિમા ઘણો, કરતાં નાવેં પાર;
કુસમશ્રી રાણી તણો, કહિસ્યું ચરિત્ર ઉદાર. ૮
એહ ચરિત્ર સુણતાં થકાં, મટેં પાપ અઘોર;
એ સુણતાં જે ઉંઘસ્યે, તે માણસ રૂપે ઢોર. ૯

અંતે—

રાગ ધન્યાસીરી.

રાજમહોત્સવ કરી દંપતી, આવ્યા ગુરૂનેં પાસેંજી;
પરહરી રાજ્ય મણિ માણક બહુ, સંયમ લઈ ઉલ્લાસેંજી. ધન ધન૦

\+ × × ×

વીરસેનનેં કુસુમશ્રીનો, રાસ રચ્યો રસીલોજી;
એ સાંભલતાં શીયલ સાંભરે, તે લહે મુક્તિનો ચીલોજી. ૧૨ધ૦
હૂં તો બાલક મૂઢ અજાણ, હું સૂં જાંણૂ જોડીજી;
વિબુદ્ધજન સોધી સૂદ્ધ કરજ્યો, નવિ નાષજો વીષોડીજી. ૧૩ધ૦
**સંવત સંયમ નગ સાયર વર્ષે**, કાર્તિક માસ સૂદ પક્ષેજી;
તેંરસનૈં દિવસૈં સૂભયોગેં, વાર +થાવર સૂ પ્રત્યક્ષેંજી. ૧૪ધ૦
તપગછમંડણ ભાનુ સમાંણ, શ્રી વીજયદેવ શ્રી રાયાજી;
તસ પાટેં શ્રી વિજયપ્રભ સૂરીસરૂ, તેજવંત સવાયાજી. ૧૫ધ૦
તસ પાટે પ્રગટયો જગવંદીત, શ્રી વિજયરત્ન સૂરીરાયાજી;
શ્રી વિજયક્ષિમા સૂરીસર રાજ્યેં, મેં સીલ તણાં ગુણ ગાયાંજી. ૧૬ધ૦
માતર નયરેં ચૌમાસ રહીનેં કુસૂમશ્રી ગુણ સવાયાજી;
વૃદ્ધિ બંધવ પં. શ્રી દેવની સાહજ્યે, અક્ષર અંસ મેં પાયાજી. ૧૭ધ૦

+શનિવારને થાવરવાર એ મારવાડની લૌકિક–દેશી ભાષામાં ખાસ બોલાય છે.

દાંનપ્રબંધ ગ્રંથથી જોઇ, બીજો ધર્મ ગુરૂરોજી;
નવ નવ ઢાલેં એ મેં કીધો, નવલ રાસ સનૂરોજી. ૧૮૫૦
પંચાવનમી ઢાલેં નવ નવ સ્વાદેં, કીધો રાસ રસાલજી;
ભણસ્યેં ગણસ્યેં જે સાંભલસ્યેં. તે લહસ્યે મંગલીક માલાજી. ૧૯૫૦
એ શીયલ ગુણ અમૂલિક જગમાં, જાંણૂં શીવરમણી એ માલાજી;
એહવૂં જાંણી શીલવ્રત રોપું, કરજો થઈ ઉજમાલાજી. ૨૦૫૦
શ્રી વિજયદેવ સૂરીસર સેવક, શ્રી લાવણ્યવિજય ઉવઝાયાજી;
શ્રી નિત્યવિજય કવિરાજ પાસાઈ, ગંગવિજય ગુણ ગાયાજી. ૨૧૫૦

—ઇતિશ્રી ગંગવિજય વિરચિતે કુસુમશ્રી રાસ સંપૂર્ણ. (દે. લા. પં. કમલવિજયજી પાસેના) ૬૧. ૫. ૧૩.

(પ્ર૦ આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧લામાં છપાયું).

---

## ૪૩૭ રામવિજય (૧) ( ત. વિમલવિજય શિ૦ )

**(૯૯૨ક) બાહુબલ સ્વાધ્યાય.** સં. ૧૭૭૧ ભાદરવા શુદ ૧.

**આદિ—**

સ્વસ્તિ શ્રી વરવા ભણિ, પણુંમા રીષભ જિણંદ;
ગાયસ્યુ તસ સુત અતિબલિ, બાહુબલિ મુનિચંદ. ૧
ભરતે સાહિ સહસ વરસ, સાધ્યાં ષટ ખંડ દેશ;
અતિ ઉછવ આણંદસ્યુ, વનિતા કિંધ પરવેશ. ૨

× × × ×

કલશ.

**અંતે—**

ઋષભજિન પસાય ઇણિપરે, સંવત સતર એકાતરે,
ભાદર સુદ પડવા દિને રવિવાર ઉલટ ભરે.
વિમલવિજય ઉવઝાય સદગુરૂ શિષ્ય તસ શુભવરે;
બાહુબલ મુનિરાય ગાતાં, રામવિજય જય જય વરે.

—અન્ય કૃતિ સાથે પાનાં ૬૩ ની પ્રત મો. સેં. સા.

(૮૯૨ખ) ગોડીપાસ સ્તવન. સં. ૧૭૭૨ વિજયાદશમી.

સોરઠા.

નયણાં મુનિ મુનિ ચંદ વરસે વિજેદશમિ દિને;
રચિઓ રંગે છંદ કમલા કીર્તિ સંનિધિ.
વિમલવિજય ઉવઝાય, શુભ સીસે રામે મુદા;
પાયા પરમ પસાય ગાયા ગોડિપાસ ગુણ. ૬૩

રોહિણી સ૦

અંતે— વિમલવિજય ઉવઝાયનો સીસ,
રામવિજય લહે સકલ જગીસ. ૯

તીર્થમાલા. જૈ. એ. ઈ.

(૮૯૨ગ) વીર જિનપંચ કલ્યાણક. ૧૭૬૩ આષાઢ શુ. ૫ સુરતમાં.

અંતે—

એમ ચરમ જિણવર સયલ સુખકર થુણ્યો અતિ ઉલટ ભરે,
આષાઢ ઉજ્જવલ પંચમી દિન સંવત સત્તર તિહોત્તરે.
વિમલવિજય ઉવજ્ઝાય પયકજ ભમર સમ સીસએ;
રામવિજય જિન વીર નામે, લહે અધિક જગીસએ.

દુહા.

પંચ કલ્યાણક એમ વખાણ્યા, પ્રભુજીના ઉલ્લાસે;
સંઘતણે આગ્રહે હરખભરિ, સૂરત રહિ ચોમાસે.

( સ્તવનાવલિ નં. ૧૦૬૫ જૈ. એ. ઈંડિયા. )

(૮૯૩)+ ચોવીશી.

આદિ— ઋષભદેવ જિનસ્ત૦

હાંરે મારે જોબનીયાનો લટકો દાહાડા ચ્યારજો—એ દેશી.
હાંરે આજ મલિઓ મુજને તીન ભુવનનો નાથજી;

અંતે— મહાવીર જિનસ્ત.

ભરતનૃપ ભાવશું એ—એ દેશી.

આજ સફલ દિન માહરોએ, ભેટયો વીરજિણંદ કે. ત્રિભોવનનો ધણીએ.

× × × ×

વિમલવિજય ઉવઝાયનો એ, રામ લહે સુખ પૂરકે. ત્રિ૦ ૫

પ્ર૦ ચોવીસી વીસી સંગ્રહ પૃ. ૪૫૨-૪૬૯

(૮૯૪)+ વિજયરત્ન સૂરિ રાસ.(ઐ)સં. ૧૭૭૩ ભાદરવા વદ ૨ પછી.

આદિ—

સુપ્રસન્ન આલ્હાદકર, સદા જાસ સુખચંદ;
વંછિતપૂરણુ કલ્પતરૂ, સેવક શ્રી જિનચંદ.
શ્રી વામારાણી તણો, નંદન નિરૂપમ રૂપ;
સૂરતિમંડણુ પાસજી, ત્રિભુવન તણા ભૂપ.
દોલતિદાઈ તેહના, પ્રણમી પય અરવિંદ;
ગાસ્યું ગિરૂઆ ગછપતિ, શ્રી રત્નવિજય સૂરીંદ.

× × × ×

અંતે— કલશ.

વિજયરત્ન સૂરિંદ સુંદર ગચ્છ ગયણ દિવાયરો;
જગ ચિત્તરંજન કુમતિભંજન કુલ પયોજ કલાધરો.
સંપત્તિદાતા સુખવિધાતા કુસલવલ્લિ પયોહરો;
તસ ચરણ સેવક રામવિજયે ગાયો ગુરૂ ગુરૂ જય કરો.

પ્ર. જૈ. ઐ. ગૂર્જરકાવ્ય સંચય.

---

## ૪૩૮ ઋદ્ધિવિજય ( ત. વિજયપ્રભસૂરિ શિ.

(૮૯૫) રોહિણીરાસ. સ. ૧૭૭૨ (સંવત શશિ રૂષિ હકલાઇ, ચં.)

(૮૯૫ ક) જિનપંચકલ્યાણક સ્ત૦ સં. ૧૭૫૪ ઔરંગાબાદમાં.

આદિ—

સારદ માત નમી કરી, પ્રણમી સદગુરૂ પાય,
પંચકલ્યાણક જિનતણા, ભણતાં સિવ સુખ થાય. ૧
ચ્યવન જનમ દિક્ષા દિવસ, નાંણ સિદ્ધિ ગતિ નાંમ,
પંચકલ્યાણક જાંણુયો, એ જિનના અભિરાંમ. ૨

માસ પૂનિમીઆ સૂત્રમેં, તે તિથિનો અધિકાર,
જાંણિને યુગતે કરો, ભવિયણ તપ વિસ્તાર.

અંતે—

(ઢાલ ૧૦ ગિરિસું નદીયાં ઉત્તરે રેલાલ એ દેશી)

**સતર ચોપને** પ્રેમસુંરે લાલ, કર્યો ચોમાસો રંગરે, ચ.
શ્રી **અવરંગાબાદ**માં રે લા. જિહાં જિનઘર ઉત્તંગરે. ચ. ૬૬
સંઘતણી સુ વીનતીરે લા. તવન રચ્યો અતિસારરે; ચ.
સંઘે પણ સુંણી આદર્યોરે લા. તપ જપ ધરમ પ્રકારરે, ચ. ૬૭
જે કલ્યાણક તપ કરેરે લાલ; તે પાંમે કલ્યાણરે, ચ.
દિન દિન સુખ લીલા લહેરે લાલ, એહવી જિનની વાંણિરે. ચ. ૬૮
શ્રી **વિજયપ્રભ** સૂરીજીરેલાલ, શ્રી જિનશાસન જયકારરે, ચ.
વાચક **ઋદ્ધિવિજય** નમેરે લાલ, શ્રી જિનગુરૂ સુપકારરે,
ચતુરનર, ગણુણો કલ્યાણકનો ગણોરે. ચ. ૬૯

લિ. કલ્યાણવિજય. ૨-૧૯. આ. ક.

---

## ૪૩૯ વલ્લભકુશલ (ત૦ ધીરકુશલ-ગજકુશલ-પ્રીતિકુશલ અને વૃદ્ધિકુશલ-સુંદરકુશલ શિ.)

**(૮૯૬) શ્રેણિકરાસ** સં. ૧૭૭૫ કા. વ. ૧૩ રવિ. જૂનાગઢમાં

અંતે—

જીરણગઢ વર ઉત્તમ નાંમે, શ્રી ગિરનાર સુઠામે એ. ૧૧
જીરણગઢનો સંઘ સુધરમી, વ્યવહારી સુભ કરમી. એ. ૧૨
સંઘની જેકરણ ઉપદેસેં, રાસ રચ્યો શુભ વેસેં, એ. ૧૩
તપગચ્છ પતિ સુલતાન સનૂરો શ્રી વિજયરત્ન સૂરિસૂરો, એ. ૧૪
તસ પાટેં વડ અધિક દિવાજે, શ્રી વિજયક્ષમાસૂરિ ગાજે. એ. ૧૫
પંડિત **ધીર**કુશલ ગુરરા તસ ગચ્છ સોભ કહાયા, એ. ૧૬
શ્રી ગજકુશલ બુધ સુગુરૂ સુહાયા, તેહના પ્રણમું પાયા. એ. ૧૭

તસ શિષ્ય પ્રીતિકુશલ ગણિ કહીઈ, નામે શિવ સુખ લહીઇ. એ. ૧૮
ગુરૂભાઇ પંડિતપદ ધારી, શ્રી વૃદ્ધિકુશલ સુખકારી. એ. ૧૯
તસ શિષ્ય સુંદરકુશલ સુહાયા, ઇમ વલ્લભકુશલ સુખપાયા. એ. ૨૦
સંવત્ ૧૭ પંચ્ચોત્તરા વરષે, કાતી વદિ મનહરષે. એ. ૨૧
વાર રવી તેરસિ દિન કહીઈ ઇમ જગ...........(અપૂર્ણ)

(પ્ર. ૪૧ પં ૧૬. ગુ. વિ.)

(૮૯૭)+ **હેમચંદ્ર ગણી રાસ** (ઐ.) સ. ૧૭૯૩ માગશર શુ. ૨ ભોમ
આદિ— દુહા.

સકલ સદા સુખદાયક, અરિહંત આદિ જિણંદ
પ્રણમું પ્રભુ પરમેસરૂ, પરતખિ પરમાણુંદ. ૧
સમરૂ શ્રુતદેવી સધર, આણી ઉલટિ અંગ,
વચનવિલાસ વિચિત્ર બહુ, દાયક એહ અભંગ. ૨
સહગુરૂને પ્રણમું સદા, જ્ઞાનદૃષ્ટિ દાતાર,
કીડીથી કુંજર કર્યો, એ મુજ ગુરૂ ઉપગાર. ૩
વલિ વંદુ સુધ સાધુને, જિણિ સમર્યા સુખ હોય,
જૈન ધરમ સમરૂ સદા, દોષ ન લાગે કોય. ૪
એ પંચે પ્રણમી કરી, ધરી ધરમનું ધ્યાન,
સાધુ તણા ગુણ ગાયસ્યું, મુજ કવિ દેજ્યો માંન. ૫
હેમચંદ્ર મુનીશના, ગુણ કહિસ્યું અભિરામ,
રાસ રચિય રલિઆંમણો, જિમ સીઝે સવિ કાંમ. ૬
કુણ હેમચંદ્ર કિહાં હવા, કવણ દેશ વિખ્યાત,
ધરમતણી કરણી કરી, તે સુણીયો અવદાત. ૭

× × × ×

અંતે—

ઢાલ દશમી.

ધન ધન હેમચંદ્ર રૂષિરાયા, જસ મન ધરમ સવાયારે,
મહિયલમાંહિ સુયશ ગવાયા, ધરમીને મનિ ભાયારે. ૧

× × × ×

રાસ રચ્યો ભાવે સવિસેસેં, જવહરસાહ ઉપદેસેરે
હેમચંદ્ર મુનિ દખ્ખણ દેસેં, હું પ્રણમું સુવિસેશેરે. ૭
અલ્પમતિ ને કરૂણા કીજે, મુનિવર ધ્યાન રહીજેરે
અધિકું ઓછું જે કહ્યું ખીજેં, તે મિછામિદુક્કડ દીજેરે. ૮
તપગછ પતિ વિજેક્ષેમ સુરિંદા, દીપે જાંણિ દિણંદારે,
તસ પટધર વિજેદયા મુણિંદા, પ્રતપે સાંપ્રતિ ગણીંદારે. ૯
તસ ગછ પંડિત શિરોમણી સોહે, વૃદ્ધિકુશલ બુધ સોહેરે,
ગ્યાતા ગુરૂ સેવક પડિબોહે, ગ્યાન ગયવર આરોહેરે. ૧૦
તસ પદપંકજ સીસ કહાયા, વલ્લભકુશલ ગુણ ગાયારે,
સતર તાણું આ વરસ સુહાયા, સિત મૃગશિર સુખ પાયારે. ૧૧
દ્વિતીયા તિથિ ચંદ્રોદય દિવસેં, ભોમવાર સુધિ સરસેરે,
હેમચંદ્ર મુનિના ગુણ હરસે, સકલ સંઘ સુખ કરસેરે. ૧૨

—પ્ર. જૈન ઐ. ગૂ. રાસસંચય પૃ. ૨૬૫-૨૮૪

---

## ૪૪૦ કાંતિવિજય ( ત. વિજયપ્રભસૂરિ–પ્રેમવિજય શિ. )

**(૮૯૮)+ મહાબલ મલયસુંદરીનો રાસ.** સં. ૧૭૭૫ વૈશાખ સુદ ૩ પાટણ.

આદિ—

સ્વસ્તિ શ્રી સુખસંપદા, પુરણ પરમઉદાર
આદીશ્વર આનંદનિધિ, પ્રણમું પ્રેમ અપાર. ૧
ફણી મણી મંડિત નીલતન, કરૂણારસ ભરપૂર
પારસ જલધર પલ્લવો, બોધબીજ અંકૂર. ૨
શાસનનાયક સાહિબો, ગિરૂઓ ગુણ વિલસંત,
હરીલંછન હીયડેં ધરૂં, મહાવીર અ કુવંત. ૩

× × × ×

અંતે—

ઢાલ ૩૯ મી. દીઠો દીઠોરે વામાજીકો નંદન દીઠો એ દેશી.

ભાવે ભાવેરે, ભવિ કરજો જ્ઞાન અભ્યાસ,
જ્ઞાને સંકટ કોડિ પલાયે, જ્ઞાને કુમતિ ન વાધે,
જ્ઞાને સુજસ લહે જગમાંહિ, જ્ઞાનેં શિવપદ સાધે. ભવિ. ૧
યદ્યપિ નાણાદિક સમુદિત ઇહાં, મુગતિહેતુ જિન ભાંખ્યું,
તોપણ યોગક્ષેમનું હેતુ, પહેલું જ્ઞાનજ દાખ્યું રે. ભ. ૨
પાસતણા નિર્વાણ દિવસથી, વરિસ ગયાં શત એક,
તેહવે હુઇ સત્યશીલ સલૂણી, મલયાસુંદરી સુવિવેકરે. ભ. ૩
શ્લોક એકનો ભાવ વિચારી, તેહ લહી ભવપાર,
તે કારણ શિવસાધન સાચું, જ્ઞાનજ એક ઉદાર રે. ભ. ૪

અંતે—

શંખનરેશ્વર આગે પહિલું, શ્રી કેશીગણધારે,
મલયચરિત ભાખ્યું વિસ્તરથી, જ્ઞાનતણેં અધિકારે. ૫
તેહતણો રસ સર્વસ્વ લેઈ, શ્રી જયતિલક સૂરિંદિ,
નૂતન મલયચરિત સંખેપે, ભાખ્યો અતિ આણંદેરે. ૬
જ્ઞાનરત્ન વ્યાખ્યા ઇતિ નામેં, ત્રિણ અધિકારઇ પ્રસીધો,
તેહમાંહે ઇમ સંબંધ સીધો, ધૂરિ અધિકારેં લીધોરે. ૭
શ્રી તપગણ ગચ્છનાયક ગિરૂયા, શ્રી વિજયપ્રભ સૂરિ,
ગુણવંતા ગૌતમ ગુરૂ તોલે, મહિમા મહિમા સનૂરરે. ૮
તાસ શિષ્ય કોવિદ કુલમંડન, પ્રેમવિજય બુધરાયા,
કાંતિવિજય તસ શિષ્યેં ઇણિપરે, વિધવિધ ભાવ બણાયારે. ૯
સંવત શરમુનિ મુનિ વિધુવર્ષે, રહી પાટણ ચોમાસ,
શ્રી વિજેક્ષમા સૂરીશ્વર રાજ્યે, ગાઇ મલયા ઉલ્હાસેરે. ૧૦
આષાત્રીજતણેં શુભદિવસે, રાસ હૂઓ સુપ્રમાણ,
બાલક્રીડા નિરખી માહરી, હાસી ન કરસ્યો જાંણરે. ૧૧

શ્રી જયતિલક વચનથી જે મેં, ન્યૂનાધિક કાંઇ ભાષ્યું.
સંઘ સકલની શાખેં તેહનું, મિછા દુક્કડ દાષ્યુંરે. ૧૨
ઉત્તમના ગુણ પરિચય કરતાં, હુંઇ સમકીતનો શોધ,
ઉત્તમ લાભ વલિ પામેં શ્રોતા જે પ્રતિબોધરે. ૧૩
પાટણ નગરનો સંઘ વિવેક તસ આગ્રહથી સીધી
ચિહૂં ખંડિ થઇ સર્વ સંખ્યાઇ, ઢાલ એકાણું કીધીરે. ભ. ૧૪
જે ભવિ ભાવેં ભણસ્યે ગુણસ્યેં, લહિસ્યેં તે જયમાલ,
ઓગણચ્યાલીસમી કહી કાંતિ, ચોથા ખંડની ઢાલરે. ભ. ૧૫

—સર્વ શ્લોક સંખ્યાત ૩૪૮૮ પ્ર. ભીમશી માણેક.

—સર્વ ગાથા ૧૦૩૬ ઇતિશ્રી જ્ઞાનરત્નોપાખ્યાનાપર નામનિ શ્રી મલયસુંદરી ચરિત્રે પં. કાંતિવિજય દેવસૂરીશ્વર તત્ શિષ્ય પં. શ્રી ૫ શ્રી જ્ઞાનવિજય ગણિ શિષ્ય લલિતવિજય ગણિ લિખિતમ્ કાર્ત્તિ શુદિ ૯ (પત્ર ૯૨ પ્ર. કા. )—(ગુ. વિ. ભાવ. )

—ઇતિશ્રી જ્ઞાનરત્નોપાખ્યાંના પરં નાંમની મલયસુંદરી ચરિત્રે પં. કાંતિવિજયગણિ વિરચિતે પ્રાકૃત પ્રબંધે શીલાવદાત પૂર્વભવ વર્ણનો નામ ચતુર્થ ખંડ પરિસમાપ્તો. સંવત્ ૧૮૬૦ ના વર્ષે કાર્ત્તિક માસે શુક્લપક્ષે અષ્ટમી તિથૌ રવિવાસરે શ્રી ભુજનગર મધ્યે શ્રી આદિનાથ જિનપ્રાસાદાત્ લિપીકૃતમ્ સકલ પંડિત શિરોમણી પં. શ્રી ૧૯ મેઘવિજયગણી તત્ શિષ્ય વિદ્વાન્ વિનયી પં. શ્રી હંસવિજયગણી તત્ શિષ્ય પં. રત્નવિજય લિષીતં. આત્માર્થે વાંચે તેને ત્રિકાલ વંદના છઈ. શ્રી. શ્લોકસંખ્યા ૫૦૦૦ છે. પૃ. ૯૨ પં. ૧૫ આ. ક.

—સં. ૧૮૮૧ પોષ શુ. ૫ ભૃગુવાસરે પોરબંદિર મધ્યે શાંતિનાથ પ્રસાદાત્ ૧૨૦–૧૪ માં.

—લિ. ૧૮૧૮ આશો શુ. ૮ ભોમે પ્રલ્હાદનપુરે. ઞ....... રાજકોટ પુ. અ.

—પત્ર ૯૫ અમરવિજય સીનોર.

—સં. ૧૮૨૨ ચૈત્ર પ્રથમ શુ. ૧૩ દિને લ૦ સંઘવી ફત્તેહચંદ સૂરસંઘ ૭૦-૧૪ દા. ૪૨ નં. ૩૨ બડે.

—સં. ૧૮૨૨ વર્ષે પોસ વદિ ૭ ને દિને લષિતં સંઘવી ફતેચંદ સૂરસંઘ શ્રી પાલણપુર મધે શ્રી પલ્લવીહાર પ્રાસાદે ગ્રંથાગ્રંથ શ્લોક ૪૦૦૦ ૭૬-૧૩ દા. ૪૧ નં. ૩૧ બડે.

—૧૨૭-૧૧ મો. સેં. લા.

—લિ. સં. ૧૮૫૪ માગશર વ. ૧૪ બ્રમામતિ ગછેં ઋષી લાધારષજી તત્ સીક્ષ લક્ષ્મીકીર્તિ લિ. ૮૮-૧૬ વિ. ને. નં. ૪૫૮૦.

**(૮૯૯) ચોવીશી (ચોવીશ જિનસ્ત૦)** ૧૭૭૮ માગશર શુ. ૧ પહેલાં

**આદિ—**

(અરજ અરજ સુણોનેં રૂડા રાજિયા હોજીએ દેશી)

સુગુણ સુગુણ સોભાગી સાચો સાહિબો હોજી;
મીઠડો **આદિ** જિણંદ.
મોહન મોહન મૂરતિ રૂડો દેખતાં હોજી,
વાધઈ પરમ આણંદ. ૧ સુ૦

**અંતે—**

ઢાલ સાલૂડાની દેશી.

વીરજી ઉભો મદ મોડી જોડી અરજ કરૂ રે લો.

× + × ×

પ્રેમે જે ધ્યાવેં ગાવેં જિન ગુણ આદરેરે લો, વીરજી.
**કાંતિ**વિજય જયમાલા બાલાનેં વરેંરે લો.

—વર્તમાન ચતુર્વિંશતિ જિન સ્તવનાનિ સમાપ્તા સં. ૧૭૭૮ માગશર શુ. ૧ ગુરુવારે શ્રી અણહિલ્લપુર પત્તન મધ્યે ખરા કોટડીયે લિખતા પ્રતિ. ૬-૧૪ આ. ક.

**(૮૯૯ક) એકાદશી સ્ત૦** ઢાલ ૪ ૬ સં. ૧૭૬૯ માગશર શુ. ૧૧ ડભોઇ ચોમાસું.

આદિ—

પ્રથમ ઢાલ ચંદ્રાઉલાની.

દ્વારિકા નયરી સમો સર્યારે, બાવીસમો જિનચંદ;
બે કરજોડી ભાવસ્યુંરે, પૂછે કૃષ્ણ નરિંદ;
પૂછે કૃષ્ણ નરિંદ વિવેકિં, સ્વાંમી ઇગ્યારસ મૌન અનેકે,
એહ તણો કીરણ મુખ ભાષો, મહિમા તિથનો થિર કરી દાષોજી.
જિણંદજી જીરે. ૧

× × × ×

અંતે— કલશ.

ઇય સયલ સુખકર દુરિત દુખહર ભવિકતરૂ નવજલધરૂ,
ભવતાપવારણ જગતતારક જયો જનપતિ જગગરૂ;
**સતરસય ઉગણોતર સમે** રહી ડભોઇ ચઉમાસ એ,
સુદિ માશ મૃગશિર તિથ ઇગ્યારસ રચ્યા ગુણ સુવિસાલ એ. ૧
થય થુઇ મંગલકોડિ ભવના પાપ રજ દૂરે હરે,
જયવાદ આપે કીર્ત્તિ થાપે સુજશ દિશ દિશ વિસ્તરે;
તપગચ્છનાયક **વિજયપ્રભ** ગુરૂ શીસ **પ્રેમવિજય** તણો,
કહે કાંતિ ભણતાં ભવિક સુણતાં લહે મંગલ અતિ ઘણો. ૨
—૨-૧૬ (મારી પાસે છે)

**(૮૯૯ખ) હીરાવેધ બત્રીશી.**

આદિ—

રાજનગર સમ એહ નારિ કાં આદિ રિયાણો,
સાચો રહિ જસ વાચિં રાણ મંડલ **મહિસાંણો**;
જૂનો ગઢ મતિ ખોય સિવ રાવિ અકલેંસિર,
રામ પરાંણે પાજિં બાંધિ લેસ્યે ફત્તેપુર વાસણે એ.

× × × ×

અંતે—

લિયેં થાલ ભરિં લાજા પાલે સુપ્રજન પાલણુ,
પ્રિ સુંણુ રહી વાત નહિષે ધરી;
બત્રીસી કાંતિ કહી વિબુધ વાંચો હીરાવેધરી. ૩૨

(ગામનાં નામ આપી તે પરથી રાવણુને મંદોદરી શીખામણુ આપે છે એવા પ્રકારની આ કૃતિ છે.) ચા૦

**(૮૯૯ગ) સૌભાગ્યપંચમી માહાત્મ્ય ગર્ભિત શ્રી નેમિજિન-સ્તo સં. ૧૭૯૯ શ્રાવણુ શુદ ૫ રવિ. પાલ્રણુપુરમાં.**

આદિ— સુરતિના મહિનાની.

પ્રણુમૂં પવયણુ દેવીરે સૂર બહુ સેવીત પાસ,
પંચમીતપ મહીમા કહું, દેજ્યો વચનપ્રકાશ. ૧
જે સુણુતાં દુખ નિકસેંરે વિકસે સંપદ હેજ,
આતમ સાખિ આરાધતાં સાધતાં વાધે તેજ. ૨

* * * *

અંતે— ઢાલ ૯ મી ધન્યાશ્રી વધાવાની.

સતર **નવાણુઆં** રહીએ, પાલ્હણુપુર ચોમાસ,
શ્રાવણુ સુદિ તિથિ પંચમીએ હસ્તારક દિન ખાસ. જ. ૬
સંઘતણ્ણા આગ્રહ થકી એ કીધી તે દિનજોડિ, જ.
કાંતિ કહે જે સાંભલેં એ તે ધરિ સંપદ કોડિ. જ. ૭

કલશ.

ઇમ ભુવનભૂષણુ દલિતભૂષણુ દુરિતશોષણુ જિનપતિ,
શિરતાજ જગચંદુરાય ગાતાં પાઇએ સુખસંપત્તિ;
શ્રી **વિજયપ્રભ** ગુરૂચરણુસેવક સીસ પ્રેમવિજય તણો,
કહિ **કાંતિ** સુણુતાં ભવિક ભણુતાં પામીઇં મંગલ ઘણો.

—સં. ૧૮૫૮ પોસ શુ ૯ લ. પાટણુનગરે પં. પ્રતાપવિજય વાંચનાર્થં. શ્રી પંચાસરા પ્રસાદાત્ પ્ર. કા. નં. ૫૨૯-૪-૧૭ આ. ક.

(૮૯૯૯ ઘ)+ અષ્ટમી સ્ત.

આદિ—

હાંરે મારે ગોવનીયાનો લટકો દાહા ચ્યારજો એ દેશી.

હાંરે માહરે ઠાંમ ધરમના સાઢા પચવીસ દેસજો,

દીપેરે તિહાં દેશ મગધ સહૂમાં શિરેરે. હાંરે.

* * * *

અંતે— કલશ.

ઇમ ત્રિજગભાસણ અચલસાસણ વર્દ્ધમાન જિણેસરો,

બુધ પ્રેમ ગુરૂ સુપસાય પાંમી સંથુણ્યો અલવેસરો;

જિનગુણ પ્રસંગે ભણ્યું રંગે તવન એ આઠિમતણું,

જે ભવિક ભાવે સુણે ગાવેં કાંતિ સુખ પામે ઘણું.

—(પ્ર૦ કા. નં. ૫૨૯, વી. પા., જૈ. એ. ઇ. ની તીર્થ માલાની પ્રતમાં.

—પ્રકાશિત—ચૈત્ય વંદનાદિ સંગ્રહોમાં પ્રસિદ્ધ છે.

+ ઋષભ જિન સ્ત૦ પૃ. ૬૧૪ જૈ. કા. સાર.

(૮૯૯૯ ઙ) ગોડી પાર્શ્વનાથ છંદ.

આદિ— દૂહા.

સુવચન મુજ સારદા, સામિણ તું સમરત્થ,

ગોડીરા ગુણ ગાવતાં, ઉપજે સરસ અરત્થ. ૧

× × × ×

અંતે—

પારકરો પરતા પ્રબલ, રોગભોગ સંકટ હરણ,

પ્રેમવિજય પ્રભુતા હિયણ, કાંતિવિજય જયજય કરણ. ૫૧

—૩-૧૩ બી. ડી. ૨૦૯ રો. એ. સો. મું. નં. ૧૮૯૧.

(આ કવિની શિષ્યપરંપરા હતી. ભાવદેવ સૂરિના પાર્શ્વનાથ ચરિત્ર પર ગૂજરાતી બાલાવબોધ સં. ૧૮૦૦ માં ભાનુવિજયે રચ્યો તેની પ્રત લખનાર આ કવિની શિષ્યપરંપરામાંના એકે લખી છે તે નીચે પ્રમાણેઃ—

સં. ૧૮૬૨ ના વર્ષે શાકે ૧૭૩૪ પ્રવર્ત્તમાનં ફાગુણ વદિ ૧૪ દિને બુધવાસરે સકલ ભટ્ટારક શ્રી વિજયપ્રભ સૂરિસ્વર ચરણસેવી સિષ્ય પં. પ્રેમવિજય તત્‌શિષ્ય પં. શ્રી કાંતિવિજય તત્ શિષ્ય રાજવિજય તત્‌શિષ્ય કૃષ્ણુવિજય. તત્‌સિષ્ય પં. શ્રી ૫ રંગવિજય ગ૦ તત્ સિષ્ય સેવક ઋષભવિજય લિખિતં આત્માર્થે શ્રી અણુહિલ્લપુર પાટણુ મધ્યે. પત્ર ૫૬૨ નં. ૭૪૨ (પ્ર. કા.)

---

## ૪૪૧ કેસર.

**(૯૦૦) ચંદનમલયાગિરિ ચોપઈ** સં. ૧૭૭૬ લાસમાં.

આદિ—

સાનિધકારી સારદા, સમરૂં હું સુપ્રભાત,
જોડિ કલા દ્યો જુગતિસું, મયા કરેજ્યો માત. ૧
વિઘનવિડારણુ સુખકરણુ, આનંદ અંગ ઉલ્હાસ,
ગવરીસુત પ્રણમું ગહર, પરતક્ષ પુરો આસ. ૨
કવિયણુ કરજોડી કહે, આઇ અરજ સુણેહ,
મનસા પુરો માહરી, કથા કહું ગુણગેહ. ૩
કહાં ચંદણુ મલયાગરી, કહાં સાયર કહાં નીર,
કહિસું તિણુકી વારતા, સુણસી સહુ વડવીર. ૪
એહ કથા સુણતાં અવસ, પરતક્ષ પાપ પુલંત,
જગ જસ બહુલો વિસ્તરે, વંછિત ફલ વરસંત. ૫

* * * *

અંતે—

મુનિવર મારગ સંચર્યોજી, તપ જપ કીધા અપાર,
અંતસમે અણુસણુ ગ્રહીજી, એક વલિ અવતાર. ૫૭
સ્વર્ગ બારમે દેવતાજી, રાજારાંણી થાઈ,
સુખ ભુગતે દિન દિન પ્રતિજી, એહ કથા સુખદાઇ. ૫૮

ચંદનરા ગુણ ગાવતાંજી, પામીજૈ ભવપાર,
દુખ દોહગ દુરૈ ટલૈજી, તીરથનો ફલસાર. ૫૯
સંવત ૧૭૭૬ તરેજી, લાહે નગર ચોમાસ,
મહાજન સહુ સુખીયા વસેજી, દિન દિન લીલવિલાસ. ૬૦
ઠાકુર ગુણ કરી ગાજતોજી, કેસોજી બુધનિધાંન,
ખ્યાગ ત્યાગ અધિકા કહ્યાજી, વંસ વધારણવાન. ૬૧
નુંરોજી નગરી વિષેજી, સુખદાઇ સંસાર,
આસો સાંમ, ધરમ સરદાર. ૬૨
ચ્યાર પેટ ચીહું બાજતીજી, ઓર ખોટ,
રાજકાજ બહુ સાચવેજી, સોભે સોભ અપાર,
નગરી બાઇ રાનીજી, દેસ મવાડ મઝાર. નં. ૬૩
તીણ દીન ચૌપી રચીજી, ચંદન નૃપની એહ,
જય્ દ પંચમ દિનેજી, સંપુર્ણ ગુણ ગેહ નં. ૬૪
ઢાલ ભણી ઇગ્યારમીજી, કવિ કેસર કરજોડ,
જે સુણસ્યૈ ભલ ભાવસુંજી, તે ઘર સંપતિ કોડિ. ૬૫

—લિ. પં. અનોપવિજયેન સં. ૧૮૮૦ વર્ષે મિતિ જ્યેષ્ટ વદ ૯ મધ્યાન્હે ૧૬-૧૩ વિ. ને. નં.

---

## ૪૪૨ રંગવિલાસ ગણિ.

(૯૦૧)+ અધ્યાત્મકલ્પદ્રુમ ચોપઈ સં. ૧૭૭૭.

આદિ—

પરમ પુરૂષ પરમેસર રૂપ, આદિ પુરૂષનઉ અકલ સરૂપ;
સામી અસરણ સરણ કહાય, સકલ સુરાસુર સેવે પાય. ૧
પ્રણમી તાસ ચરણ અરવિંદ, ખરતર ગચ્છપતિ શ્રી જિણચંદ;
સંભારી શ્રી સદ્દગુરૂ નામ, ભાષા લિખું સંસ્કૃત ઠામ. ૨
અધ્યાતમકલ્પદ્રુમ લહ્યઉ, શ્રી મુનિસુંદર સૂરે કહ્યઉ;
પરમારથ ઉપદેશન કરી, નવમ શાંત રસ પતિ અણુસરી. ૩

× × × ×

અંતે—

લિખ્યો શાસ્ત્ર ભાષાપણે, સમઝે સગલા લોગ;
ઇમ નરવિજયતણે વચન, પરમારથ ઉપયોગ. ૧૦
દેખી દેખી વચન તે, લિખિયા મતિ અનુસાર;
પંડિત દેખી સોધજ્યો, દેઈ દ્દષ્ટિ ઉપકાર. ૧૧
સંવત સતર સતોત્તરે, માસ શુકલ વૈશાખ;
રવિવારે પાંચમિ દિને, પૂર્ણ થયો અભિલાષ. ૧૨
ખરતર ગચ્છ માંહે સરસ, આચારજ ગણધાર;
શ્રી જિણચંદ સૂરીસવર, સૌમ્ય ગુણે સિરદાર. ૧૩
તાસ સીસ ગુરૂ ચરણુજ–સમ તે રંગવિલાસ;
નિજપર આતમહિત ભણી, કીનો આદરિ જાસ. ૧૪
ભણિજ્યો ગુણજ્યો વાંચજ્યો, એ અધ્યાતમ રાસ;
જિમ જિમ મનમાં ભાવસ્યો, તિમ તિમ થસ્યે પ્રકાસ. ૧૫

લિ. ગણિ નરવિજયાય ૧૬–૧૪ દા. ૪૩ નં. ૪૮ બ ડેં.

પ્ર૦ રા. મોતીચંદ ગિ. કાપડિયા વિવેચિત અધ્યાત્મકલ્પદ્રુમમાં છેવટે પૃ. ૪૯૬ થી ૫૧૮.

(આમાં જણાવેલા ખરતર ગચ્છપતિ જિનચંદ્રસૂરિ અકબર પાસેથી 'યુગ પ્રધાનપદ મેળવનાર પ્રસિદ્ધ ૬૧ મા પટ્ટધર જિનચંદ્રસૂરિ નથી પણ ખરતર ગચ્છની પટ્ટાવલિમાંના ૬૫ મા પટ્ટધર જિનચંદ્રસૂરિ જણાય છે કે જેના પિતાનું નામ ગણધર ચોપડા ગોત્રીય શાહ સહસકરણ અને માતાનું નામ સુપિયાદેવી અને પોતાનું મૂળ નામ હેમરાજ તથા દીક્ષાનું નામ હર્ષલાભ હતાં. સં. ૧૭૧૧ ભાદ્રવા શુદ ૧૦ ને દિને શ્રી રાજનગરમાં નાહટાગોત્રીય શાહ જયમલ્લ તેજસીની માતા બાઈ કસ્તુરબાઇએ આચાર્ય પદવીનો મહોત્સવ કર્યો, ત્યાર બાદ સૂરિજીએ જોધપુર વાસી શાહ મનોહરદાસે કાઢેલા સંઘની સાથે શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રા કરી તથા મનોહરદાસે બંધાવેલા ચૈત્યશૃંગાર શ્રી ઋષભાદિ ૨૪ તીર્થંકરનાં બિંબોની પ્રતિષ્ઠા કરી. ત્યારબાદ શ્રી જિનચંદ્ર સૂરિજી સં. ૧૭૮૩ માં શ્રી સૂરત બંદરમાં સ્વર્ગસ્થ થયા.)

## ૪૪૨ ક પ્રેમચંદ (કનકચંદ્ર ઉ. શિ.)

**(૯૦૧ક) આબુરાજ સ્તવન. આદિકુમાર સ્તવન.** સં. ૧૭૭૯ જેઠ શુ. ૨

અંતે—

સંવત સતરે ઉગલાસીઇ, બીજને બુધવારરે વાસ,
જેઠ મહિને જુગતસું, ગાયો શ્રી આદિકુમારરે. લાલ. ૩૩
કનકચંદ ઉવઝાયનો, વાચક કહે પ્રેમચંદરે, લાલ.
વંદે પૂજે ભાવસું, પાલે પરમાણુંદરે લાલ. ૩૪

લખ્યા સં. ૧૯૭૦ જેઠ શુદી ૧૧ શનિ પ્ર. કા.

---

## ૪૪૩ પુણ્યવિલાસ (ઉ૦ પુણ્યચંદન શિ.)

**(૯૦૨) માનતુંગ માનવતી રાસ** સં. ૧૭૮૦ શરદના બીજા માસમાં શુ. ૩ રવિ, લૂણકરણસરમાં.

આદિ— દૂહા સોરઠા.

નમું સદા નિતમેવ, આદીસર અરિહંત પય,
દરસણ શ્રીજિનદેવ, લૂણકરણસરમેં લહ્યો. ૧
કવિયણ કેરી માય, વલિ પ્રણમું વાગેશ્વરી,
ચરણ નમું ચિત લાય, વિધિ...વિદ્યાગુરૂ તણા. ૨
જિનવર ધરમ જિ કોઇ, દોઇ પ્રકારૈ દાખીયો;
સાચવતાં સુખ હોઇ, શ્રાવકને વલિ સાધુને. ૩
દ્વાદશ વ્રત અગાર, પંચ મહાવ્રત સાધુના,
સુણો સહૂ અધિકાર, તિણમાં બીજા વ્રત તણો. ૪
માનવતી પરબંધ, મૃષાવાદ ઊપર કહું;
સુણો તાસ સંબંધ, કુણ માનવતી કિહાં થઇ. ૫
જીવ્યૌ તાસ પ્રમાણ, વચન બોલિ પાલૈ જિકે;
જીવત ધિગ્ તસુ જાણ, વચન બોલિ બદલૈ જિકે. ૬

શાખ્યો સીલરતન્ન, પ્રગટ બોલિ જિણ પાલીયો;
મનમાં હુસ્યૌ મગન્ન, સુણતાં તાસ સંબંધ સહુ. ૭

× × × ×

અંતે—

સત્ય વચન ફૂલ તુમે જોઇજ્યો, પ્રિઉનૈ લગાયો પાય;
ઇહ લોકનઇ પરલોકના, સુખ પામ્યારે જિણ વ્રતનઇ પસાય. ૧૬
એ રાસ મઈ રચીયો ભલો, દેખી ચરિત્ર અધિકાર,
બીજા વ્રતનૈ ઊપરઇ, મનમાંહરે આણી હરષ અપાર. ૧૭
સંવત **સતરે અસ્સીયે**, રહ્યા લૂણસર ચૌમાસ,
વાચક શ્રી પુન્યચંદનઈ, સુપસાઇરે કીધો એ રાસ. ૧૮
રવિવાર સુદિ દ્વિતીયા દિનઇ, રિતિ સરદ બીજે માસ,
શિષ્ય પુણ્યશીલનઇ આગ્રહઇ, ઇમ જંપઇરે કવિ પુન્યવિલાસ. ૧૯
કૃતં ચ લિષિતં ચ

—સં. ૧૭૮૨ વર્ષે શ્રાવણ માસે કૃષ્ણપક્ષે તિથૌ નવમ્યાં ૯ ગુરૂવારે લિખતં વીકાનેર મધ્યે. આ કવિની પોતાની **હસ્તલિખિત** પ્રત છે. ૩૯-૧૫ સેં. લા. વડોદરા નં. ૧૭૭૬.

## ૪૪૪ જ્ઞાનવિજય.

**(૯૦૩) મલયચરિત્ર.** સં. ૧૭૮૧ મિશ્ર.

## ૪૪૫ નિત્યલાભ ( આં.* વિદ્યાસાગરસૂરિ–મેરૂલાભ–સહજસુંદર શિ. )

* પિતાનું નામ કર્મસિંહ અને માતાનું નામ કમલા હતું.
શા કર્મસિંહ કુલેં ત્રિદશપતિ સારિખો. માત કમલાતણું સુજસ દીપે,
વિબુધવર છત્રધર નમતિ જાકે સદા, અનડ ભડ કઠિન કંદર્પ ઝીપે–
+ નિત્યલાભં કૃત વિદ્યાસાગરસૂરિ સ્તવન.
જુઓ વિધિપક્ષ પ્રતિક્રમણ પૃ. ૪૫૧.

+ **મૂર્ખની સઝાય** ૧૯૨ સ. મા. ભી.
+ **મહાવીરના ૫ કલ્યાણકનું ચોઢાળીઉં** સં. ૧૭૮૧ સુરત. પૃ. ૫૦ જૈ. પ્ર.
+ **ચંદનબાળા સ.** સં. ૧૭૮૨ આ. વ. ૬, રવિ સુરતમાં. પૃ. ૨૮૭ સ. મા. ભી.

(૯૦૪)+ **ચોવીશી** સં. ૧૭૮૧ સુરતમાં.

અંતે—

સંવત **સતર એકયાસીએજી**, **સૂરતિ** રહી ચોમાસ,
ગુણ ગાતાં જિનજીતણાંજી, પહુતી મનની આસ. કિ. ૫ વી.
**વિદ્યાસાગર** સૂરીસરૂજી, **અંચલગચ્છ** સિણગાર,
વાચક **સહજસુંદર** તણોજી, **નિત્યલાભ** જયજયકાર. કિ. ૬ વી.

—સં. ૧૭૮૨ વર્ષે શ્રી સૂરતિ મધ્યે પં. શ્રી **નિત્યલાભ** લિખિતં. ૯-૧૨ આ. ક. પ્ર૦ ચોવીશી વીશી સંગ્રહ.

+ **વાસુપૂજ્ય સ્ત૦** સં. ૧૭૭૬ માં વાસુપૂજ્યની કચ્છ અંજારમાં સ્થાપના કીધી.

કચ્છ દેશે ગુણમલિ નીલોરે, રૂડું ગામ **અંજાર**,
તિહાં જિનવર પ્રાસાદ છેરે, મહિમાવંત ઉદાર. ૧૦

× × × ×

પૂજતા જિનવર ભાવશુંરે, લહિયેં શિવસુખ સાર,
**સત્તર છહોંતેર** થાપનારે, વદિ તેરસ ગુરૂવાર. ૧૩
**અંચલ** ગચ્છપતિ જાણિયેંરે, **વિદ્યાસાગર** સૂરિરાય,
વાચક **સહજસુંદર** તણોરે, **નિત્યલાભ** ગુણગાય. ૧૪

(૯૦૫) **સદેવંત સાવલિંગા રાસ.** સં. ૧૭૮૨ મહા શુદ ૭ બુધ, સુરતમાં.

આદિ— દૂહા.

સકલ સુખસંપતિકરણ, ગુણનિધિ ગોડિપાસ,
પદકજ પ્રણમું તેહના, પ્રેમ ધરિ સુવિલાસ. ૧

ત્રિન ભુવન રંગે રમેં, સરસતિ સાચું રૂપ,
ધ્યાન ધરૂં મન તેહનું, આપે વચન અનૂપ. ૨
વલિ પ્રણમું ગુરૂદેવતા, જ્ઞાનતણા દાતાર,
મુરખથિ પંડિત કરેં, એ મોટા ઉપગાર. ૩
રસિયા વિણુ શૃંગાર રસ, નવરસ વિના વખાંણ,
લવણ વિના જિમ રસવતી, તિમ ગુરૂ વિના પુરૂષ અજાંણ. ૪
સાર વસ્ત સંસારમાં, સિદ્ધિ બુદ્ધિ ગુણધામ,
તે પ્રસાદ સુગુરૂ તણો, ભગતેં કરૂં પ્રણામ. ૫
ચ્યાર પદાર્થ ધર્મના, દાન શિયલ તપ ભાવ,
વીર જિણંદ વખાંણિયા, ભવજલ તારણ નાવ. ૬
એ ચ્યારે સરિખાચ છે, પણ શિયલ સમો નહિ કોય,
લોકોત્તર લોકિક સુખ, જસ પરસાદેં હોય. ૭
સદેવચ્છનિ વારતા, સરસ ઘણી શ્રીકાર,
કવિ ચતુરાઇ કેલવે, રસના રસ સુવિચાર. ૮
રસિક વિણ શિણગાર રસ, શોભ ન પાવેં શુદ્ધ,
કાંમિણિ વિણ કામિ પુરૂષ, દિસે શુદ્ધ વિસુદ્ધ. ૯
તિણ રસ કો કામિણિ ત્રિયા, વલિ નાયક સુપ્રધાન,
કવિયણ તિણ કારણ કહેં, રસિક હેત ધરિ ગ્યાંન. ૧૦
મધુકર સમ જે નર કહ્યા, તે જાંણે રસભાવ,
સ્યૂં જાણે મૂરખ બાપડા, ગોલ ખોલ એક દાવ. ૧૧

ઢાલ પેહલિ. ૧

(વૃંદાવનમાં કાંહન કુઅરજિ રાધાને મન ભાવેરે. એ દેશી.)

ઇણિંહિં જંબુદ્વિપ મઝારેં, ભરતક્ષેત્ર ગુણ ધારોરે,
સહસ બત્રિસ દેશ તેહમાંહિ, રૂડા આગમમાં અધિકારિરે. ૧

× × × ×

પૂર્વદિસેં સોભતિ, પ્રથવિતિલક ઉપમાંનોરે,
કુંકણવિજય નાંમે નયરિ, ઉત્તમ પૂરૂષ પ્રધાંનોરે. ૩

× × × ×

તે નગરિમાંહિ રાજ્ય કરે છે, દિન દિન અધિક પ્રતાપિરે,
**સાલિવાહન** સુગુણ સોભાગિ, કિરત જગમાં વ્યાપિરે. ૧૧
ગુણમાલા પટરાંણિ તેહનિ, શિલવતિ જગજાંણિરે,
મંદિત ગતિ ગોરિ ગુણવંતિ, રૂપે રંભા સમાંણિરે. ૧૨

* * * *

તસ સુત ચંદ્રકલા દિદાર **શદેવચ્છ** ધણેં નામેરે,
ભોગિ ભમર જિમ ગુણનો રસિઓ, રતિપતિ ઉપમ પાંમિરે. ૧૫

× × × ×

**પદમો** મેહતો તેહ ભૂપતિનો, મંત્રિ બુધિનિધાનોરે,
જનપદના સહુ કાંમ ચલાવેં, રાજાનો પણ માનોરે.
**પદમાવતિ** નામેં તસ ઘરણિ, પ્રિતમનું ચિતહરણિરે,

× × × ×

**સાવલંગા** તનયા તસ રૂડી, અપછરનૈ અવતારિરે.

**અંતે—**

**અં**ચલગચ્છપતિ અધિક પ્રતાપિ, **વિદ્યાસાગર** સૂરીરાયારે,
જગવલ્લભ ગુરૂ ગ્નાનસવાયા, હિતવછલ સુખદાયારે. ૧૦
આણ વહિં શિરે નિશદિન તેહનિ, પાટ ભક્તિ વર દાઇરે,
**મેરૂલાભ** વાચકપદ ધારી, જગ જસ કિરતિ સોહાઇરે. ૧૧ ભ.
શિષ્ય તેહના સુખકારિ, વાચક **સહેજસુંદર** ગુરૂરાયારે,
તાસ કૃપાથિ રાસ એ ગાયો, **નિત્યલાભ** પંડિત સુખ પાયોરે. ૧૨
નગરમાંહે **સુરતિ** રંગીલો, શ્રાવક વસે નગિનારે,
દેવગુરૂના રાગિ દ્દઢ ધરમિ, જિનવર ભગતેં ભિનારે. ૧૩
તે સંઘના આગ્રહથિ મેં રાસ રચ્યો ઉલ્લાસેંરે,
**દેશિનિ ચતુરાઇ આંણિ**, અનુભવને અસાસેરે. ૧૪
સંવત **સત્તરસેં બ્યાસીઈ (નેવાસીયે)** સુંદર માધવ માસેરે,
સુદ સાતમ બુધવાર અનોપમ, પૂરણ થયો સુવિસાલરે. ૧૫

ચોવીસેં ઢાલેં કરિને, રાસ એ રસિક પ્રમાણોરે,
તે સુણતાં નિત હોજ્યો સહુને, ઘરઘર કોડી કલ્યાણોરે. ૧૬
—શીલવિષયે પ્રતિશ્રી પા. ૧૨-૧૬.

લા. ૧૮૪૭ મૃગશિર સુદ ૧ (પ્ર. કા.) ૧૯-૧૬ વી. પા. ૧૬-૧૪ માં.

—શીલવિષયે સદેવછ સાવલંગા રાસ સંપૂર્ણ. શ્રી અંચલગચ્છે શ્રી પુણ્યસાગર સૂરીશ્વર વિજય રાજ્યે તસ આજ્ઞાકારી મુનિ શ્રી ૭ સત્યલાભજી ગણિ તત્ શિષ્ય મુ૦ ન્યાનવર્દ્ધનજી ગણિ લિખિતં શિષ્ય મુ. રતનસુંદર પઠનાર્થં પં. શ્રી અમૃતવિજયજી ગણિના રાસ લિખ્યો છે શ્રી જબુંઉ બિંદર મધ્યે. સંવત ૧૮૫૪ ના ચૈત્ર વદિ ૫ દીને શ્રી ઋષભદેવ પ્રાસાદાત્ ૧૯-૧૫ વ. રા. મુંબઇ.

(૯૦૬)+ **વિદ્યાસાગર સૂરિરાસ** સં. ૧૭૯૮ પોષ ૧૦ સોમ. અંજારમાં.

**આદિ—**

પ્રણમી શ્રી શ્રુતદેવતા, નિજગુરૂ સમરી નામ,
ગચ્છપતિના ગુણ વરણવું, સુખસંપતિ હિત કામ. ૧
પંચમ આરે પરગડા, સાચા સોહમ સ્વામિ,
શ્રી ઉદયસાગર સૂરીસરૂ, ભવિ આસ્યા વિસરામ. ૨
ગુણ બહૂ ગછનાયકતણાં, કહિતાં નાવેં પાર,
અલ્પ બુદ્ધિથી વરણવું, સાંભલજો નરનારિ. ૩

× × + ×

**અંતે—** ઢાલ ૧૦ રાગ ધન્યાસી.

ગાયા ગાયારે મેં પરમ પટોધર ગાયા.
શ્રી ઉદયસાગર સૂરીસર સાહિબ, પૂરવ પુન્યેં પાયારે. ગા. ૧
શ્રી અંચલગછપતિ તેજેં દિનમણિ, જગ યસપડહ વજાયા,
એ ગુરૂના ગુણગ્રામ કરંતા, પુન્ય ભંડાર ભરાયારે. ગા. ૨
શ્રી વિદ્યાસાગર સૂરીસ પટોધર, શ્રી ઉદયસાગર સૂરીરાયા,
સંપ્રતિ કાલે સુરતરૂ સરખા, દિન દિન તેજ સવાયારે. ગા. ૩

**સંવત ૧૭૯૮ ના વરષે**, પોષ દશમ સોમવારેં,
ગછપતિના ગુણ વર્ણન કીધા, ચોમાસ રહી **અંજારે**રે. ગા. ૪
**મેરૂલાભ** વાચકપદ ધારક, શુદ્ધ સિદ્ધાંતી કહાયા,
જ્ઞાનક્રિયા ગુણપૂરણ ભરીયા, પૂજ્યના માન સવાયારે. ગા. ૫
શિષ્ય તેહજના **સહજસુંદર** વાચક, સીતલ પ્રકૃતિ સુહાયા,
રાગદ્વેષ ન મલે કોઇ સાથેં, સહૂકોને મન ભાયારે. ગા. ૬
તસ પદ સેવક વાચક **નિત્યલાભેં**, ગછપતિના ગુણ ગાયા,
ગુરૂસેવા કરતાં નિત્ય લહીઇ, નવ નિદ્ધિ રિદ્ધિ સવાયારે. ગા. ૭

પ્ર૦—ઐ. રા. સં. ભા. ૩

---

**૪૪૬ ન્યાયસાગર.** [ ત૦ ધર્મસાગર ઉ.—વિમલસાગર—પદ્મસાગર-ઉત્તમસાગર શિ. ]

[ ભિન્નમાલ (મરૂધર—મારવાડના)માં ઓસવાલ જ્ઞાતિના મોટા સાહ **અને** રૂપાં ને ત્યાં જન્મ સં. ૧૭૨૮ શ્રાવણ શુદ ૮. નામ નેમિદાસ. ઉત્તમસાગર મુનિ પાસે દીક્ષા. ગુરૂનો સ્વર્ગવાસ સં. ૧૭૫૮ માં. કેશરીઆજીના તીર્થમાં દિગંબર નરેંદ્રકીર્ત્તિ સાથે વાદવિવાદ કરી તેનો પરાભવ. દેહત્યાગ સં. ૧૭૯૭ ભાદ્રપદ વદ ૮ અમદાવાદમાં લુહારની પોલમાં. તેમનો સ્તૂપ ત્યાં કદમપુરાની વાડીમાં કરવામાં આવ્યો—જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય. ]

**(૯૦૭) સમ્યક્ત્વ વિચાર ગર્ભિત મહાવીર સ્તવન.—સમકિત સ્ત૦** ઢાલબંધ સં. ૧૭૬૬ ભા૦ શુ. ૫

**આદિ—**

પ્રણમી પદ જિનવરતણા, જે જગનેં અનુકૂલ,
જાસ પસાઇ મિ‍ઁ લહિઉં, સમકિત રયણ અમૂલ;
તે જિમ **વીરેં** ઉપદિસ્યું, પરષદ મજ્ઝ અનૂપ,
તિમ હું વર્ણવસ્યું હવેં, સમકિત શુદ્ધ સ્વરૂપ.

× × × ×

અંતે— ઢાલ ૬. માઇ ધન્ન સુપનતું-એ દેશી.

**સંવત ઋતુરસ મુનિ ચંદ્ર ૧૭૬૬ સંવત્સર જાણી,**
ભાદરવૈ માસૈં સિત પંચમી ગુણ ખાણી. ૫
શ્રી તપગચ્છનાયક શ્રી વિજયરત્ન સૂરિંદ,
સુરગુરૂ જસ આગલિ કરજોડી મતિમંદ;
તસ રાજે પંડિત ઉત્તમસાગર સીસ,
કહૈ ન્યાયસાગર પ્રભુ પૂરો સંઘ જગીસ. ૬

—મહોપાધ્યાય શ્રી ૧૦૮ શ્રી ભાણુવિજય ગ. શિષ્ય પં. શ્રી મોહનવિજય ગ૦ લષિતં. પ્રેમાપુરં. સં. ૧૭૮૨ વર્ષે માગશિર વદિ ૧૪ બુધે-એક પોથી ૪૬ પાનાની તેમાં પાના ૩૯ થી ૪૬ સુધીમાં છે દા. ૭૧ નં. ૯૪ માં. આ મૂળ સ્તવન તેનાપર સ્વોપજ્ઞ બાળાવબોધ સહિત આ. ક. ના ભંડારમાં છે.

તેના પર સ્વોપજ્ઞ **બાલાવબોધ** સં. ૧૭૭૪ રાજનગરમાં.

વેદ હયાદ્રીંદુ ૧૭૭૪ મિતે, વર્ષે રાજાદિનગરસ્થેન,
વિબુધોત્તમા ચુશિશુના, ન્યાયાદિજલધિના નામ્ના ॥ ૧ ॥
સમ્યકત્વ સ્તવનસ્યાસ્ય લોકભાષા નિબદ્ધે બંધસ્ય
સ્વપરેષાં સ્મૃતિ હેતોરકારિ બાલાવબોધોયં ॥ ૨ ॥

લ૦ ૧૯૩૧ કા. શુ. ૩ ગુરૂ. મુંબઇ. ચિંતામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્—પત્ર. ૪૩ પં. ૧૨. આ. ક.

**૯૭ પિંડદોષ વિચાર સજઝાય.** સં. ૧૭૮૧ ભરૂચમાં.

આદિ—

પ્રણમી જિનવર પદકમલ, સિદ્ધ નમી કરજોડિ,
પિંડ દોષ કહું લેશથી, પહોચઇ વંછિત કોડિ.

અંતે—

સંવત **સતર એકાશીઈ** વર્ષે **ભરૂઅચ** રહી ચોમાસોજી,
એ સઝાય કર્યો જગહેતે, ભણીઈ મનિં ઉલ્લાસોજી. ૧૨

તપગછમાં પંડિત ગીતારથ, ઉત્તમસાગર સીસોજી,
ન્યાયસાગર કહે સંજમ પાલો, દિન દિન અધિક જગીસોજી. ૧૩
—માં૦

**(૯૦૭ ક) નિગોદવિચાર ગર્ભિત મહાવીર સ્તવ.**

અંતે—

હવે પ્રભું તુ મુઝને મિલ્યો, સિદ્ધાં સવિકાજ,
ન્યાયસાગર પ્રભૂનેં કહેં, ધન દિન મુઝ આજ. સુધ.

—પં. રાજેંદ્રવિજય-પં. જગમાલજી અર્થે સ્થંભતીર્થે સં. ૧૮૬૫ ભાદ્રપદસિત પ્રતિપદે લિ. ટબા સહિત. (૭-૧૧; ૩-૧૨ આ. ક.)

**(૯૦૮) મહાવીર રાગમાલા સં. ૧૭૮૪ ધનતેરસ રાનેરમાં.**

( જૂદા જૂદા રાગમાં જેવા કે માલવકોશ વગેરે. )

અંતે— રાગ ધન્યાસી.

ધર ધર મંગલમાલ આજ મારે ધર ધર મંગલમાલ,
વીર નિર્વાણનેં કેવલ ઉત્સવ, ઇંદ્ર કરઈ તતકાલ. આજ. ૧
ધરિ ધરિ રંગવધાઈ મંડન, શોભા ઝાકઝમાલ. આજ. ૨
રહિ રાનેર નયર ચોમાસું, જિહાં જિનભુવન વિશાલ. આજ. ૩
વેદ વસુમુનિ વિધુ મિત, હર્ષે એ રંગમાલ. આજ. ૪
ધનતેરસિ દિનિ પૂરણ કિધી, છત્રીસ રાગ રસાલ. આજ. ૫
સોમચંદસાહ જયચંદ હેતઇં, એ ઉત્તમ ગુણભાલિ. આજ. ૬
પંડિત ઉત્તમસાગર સેવક, ન્યાયસાગર સુરસાલ. આજ. ૭
મહાવીર સ્તવ્યા મેં પૂજી થુઇ ગુણમણિ ભરી થાલ. આજ. ૮

કલશ.

જય જગત લોચન તમવિરોચન મહાવીર જિનેસરો,
મ્હેં થુંણ્યો આગઇ ભક્તિરાગઈ જાગતઈ જગઅઘહરો;
તપગછમંડન દુરિતખંડન ઉત્તમસાગર બુધવરો,
તસ સીસ ભાસઈ પુણ્ય આસય ન્યાયસાગર જય કરો. ૧

—સં. ૧૭૮૪ માર્ગ૦ વ. ૭ ભૃગૌ લેખઃ-૬-૧૦ આ. ક.

(૯૦૯)+ ચોવીસી (૧)

આદિ— આદિનાથ જિનસ્ત.

પ્રભુ તાહરી સૂરતિ મેં ધરી ધ્યાનમાં,

× × × ×

ન્યાયસાગર પ્રભુ સેવટ માચે, વાણી અમૃત પાનમાં. પ્રભુ. ૭

અંતે— મહાવીરસ્ત.

નિરખી સાહિબકી સૂરતિ, લોચન કેરે લટકે હો રાજ,
પ્યારા લાગો.

× × × ×

ઉત્તમ શીશે ન્યાય જગીશે, ગુણ ગાયા રંગ રટકે હો રાજ
પ્યારા લાગો. ૭

+ચોવિસી (૨)

આદિ— આદિનાથસ્ત.

માહરૂં મન મોહ્યુંરે શ્રી વિમલાચલે રે–એ દેશી.

જગ ઉપગારીરે સાહિબ માહરોરે, અતિશય ગુણમણિ ધામ.

× × × ×

ન્યાયસાગર ગુણઆગર સાહિબારે લળિ લળિ નમે નિતુ પાય. મો.

અંતે— મહાવીરસ્ત.

રાગ ધન્યાશ્રી.

વંદુ વીર જીનેસર રાયા, વર્દ્ધમાન સુખદાયાજી

× × × ×

ન્યાયસાગર પ્રભુના ગુણ ગાયા, સુજશ સુબોધ સવાયાજી. ૫

કલશ.

ચોવીશ જિનકર ભવિક હિતકર, સકળ મંગળ સુરતરૂ
વિવિધ દેશી બંધી ગયા, ભક્તિવશથી સુંદરૂ,
તપગચ્છ શોભા કરણ કવિવર ઉત્તમ સાગર પદકજે,
રસિક મધુકર ન્યાયસાગર શીષ જિન ગુણને ભજે.

—બંને પ્ર૦ ચોવીસીવીસી સંગ્રહ પૃ. ૧૪૪–૧૭૧.

તપગચ્છમાં પંડિત ગીતારથ, ઉત્તમસાગર સીસોજી,
ન્યાયસાગર કહે સંજમ પાલો, દિન દિન અધિક જગીસોજી. ૧૩

—માં૦

## (૯૦૭ ક) નિગોદવિચાર ગર્ભિત મહાવીર સ્તવ.

અંતે—

હવે પ્રભું તુ મુઝને મિલ્યો, સિદ્ધાં સવિકાજ,
ન્યાયસાગર પ્રભૂનેં કહેં, ધન દિન મુઝ આજ. સુ૦

—પં. રાજેંદ્રવિજય-પં. જગમાલજી અર્થે સ્થંભતીર્થે સં. ૧૮૬૫ ભાદ્રપદસિત પ્રતિપદે લિ. ટબા સહિત. (૭-૧૧; ૩-૧૨ આ. ક.)

## (૯૦૮) મહાવીર રાગમાલા સં. ૧૭૮૪ ધનતેરસ રાનેરમાં.

( જૂદા જૂદા રાગમાં જેવા કે માલવકોશ વગેરે. )

અંતે— રાગ ધન્યાસી.

ધર ધર મંગલમાલ આજ મારે ધર ધર મંગલમાલ,
વીર નિર્વાણનેં કેવલ ઉત્સવ, ઇંદ્ર કરઇં તતકાલ. આજ. ૧
ધરિ ધરિ રંગવધાઈ મંડન, શોભા ઝાકઝમાલ. આજ. ૨
રહિ રાનેર નયર ચોમાસું, જિહાં જિનભુવન વિશાલ. આજ. ૩
વેદ વસુમુનિ વિધુ મિત, હર્ષે એ રંગમાલ. આજ. ૪
ધનતેરસિ દિનિ પૂરણ કિધી, છત્રીસ રાગ રસાલ. આજ. ૫
સોમચંદસાહ જયચંદ હેતઇં, એ ઉત્તમ ગુણભાલિ. આજ. ૬
પંડિત ઉત્તમસાગર સેવક, ન્યાયસાગર સુરસાલ. આજ. ૭
મહાવીર સ્તવ્યા મેં પૂજી થુઇ ગુણમણિ ભરી થાલ. આજ. ૮

કલશ.

જય જગત લોચન તમવિરોચન મહાવીર જિનેસરો,
મ્હેં થુંણ્યો આગઇ ભક્તિરાગઈં જાગતઈં જગઅઘહરો;
તપગચ્છમંડન દુરિતખંડન ઉત્તમસાગર બુધવરો,
તસ સીસ ભાસઈં પુણ્ય આસય ન્યાયસાગર જય કરો. ૧

—સં. ૧૭૮૪ માર્ગ૦ વ. ૭ ભૃગૌ લેખઃ-૬-૧૦ આ. ક.

(૯૦૯)+ ચોવીસી (૧)

આદિ— આદિનાથ જિનસ્ત.

પ્રભુ તાહરી સૂરતિ મેં ધરી ધ્યાનમાં,

× × × ×

ન્યાયસાગર પ્રભુ સેવટ માચે, વાણી અમૃત પાનમાં. પ્રભુ. ૭

અંતે— મહાવીરસ્ત.

નિરખી સાહિબજી સૂરતિ, લોચન કેરે લટકે હો રાજ,
પ્યારા લાગો.

× × × ×

ઉત્તમ શીશે ન્યાય જગીશે, ગુણ ગાયા રંગ રટકે હો રાજ
પ્યારા લાગો. ૭

+ચોવિસી (૨)

આદિ— આદિનાથસ્ત.

માહરૂં મન મોહ્યુંરે શ્રી વિમલાચલે રે–એ દેશી.

જગ ઉપગારીરે સાહિબ માહરોરે, અતિશય ગુણમણિ ધામ.

× × × ×

ન્યાયસાગર ગુણઆગર સાહિબારે લળિ લળિ નમે નિતુ પાય. મો.

અંતે— મહાવીરસ્ત.

રાગ ધન્યાશ્રી.

વંદુ વીર જીનેસર રાયા, વર્દ્ધમાન સુખદાયાજી

× × × ×

ન્યાયસાગર પ્રભુના ગુણ ગાયા, સુજશ સુબોધ સવાયાજી. ૫

કલશ.

ચોવીશ જિનકર ભવિક હિતકર, સકળ મંગળ સુરતરૂ
વિવિધ દેશી બંધી ગયા, ભક્તિવશથી સુંદરૂ,
તપગચ્છ શોભા કરણ કવિવર ઉત્તમ સાગર પદકજે,
રસિક મધુકર ન્યાયસાગર શીષ જિન ગુણને ભજે.

—બંને પ્ર૦ ચોવીસીવીસી સંગ્રહ પૃ. ૧૪૪–૧૭૧.

+વીશી

આદિ— ૧ શ્રી સીમંધરજિનસ્ત.

રાગ બિહાગડો.

કહેજો વંદન જાય, દધિસુત કહેજો વંદન જાય.

× × × ×

ન્યાયસાગર દાસકોં પ્રભુ, કીજીયે સુપસાય. દધિ૦ ૭

અંતે— ૨૦ શ્રી અજિતવીર્ય જિનસ્ત.

અરજ સુણો ટુક મોરીરે યાદવકે ધોટા—એ દેશી.

અરજ કરૂં દિલ ગ્યાનીરે, સુણુ સાહિબ મેરા,

× × × ×

ન્યાયસાગર પ્રભુ વાંછિત પદવી, દાને કરો મહેરબાની. સુ. ૬

૬-૧૮ આ. ક; પ્ર૦ ચોવીશીવીશી સંગ્રહ પૃ. ૭૩૮-૭૪૮

---

૪૪૭ રામવિજય (૨) (ત૦ હીરવિજયસૂરિ–કલ્યાણવિજય–ધર્મવિજય—જયવિજય–શુભવિજય–સુમતિવિજય શિષ્ય).

(૯૧૧) તેજપાળ રાસ—સં. ૧૭૬૦.

(૯૧૨) ધર્મદત્તઋષિ રાસ—સં. ૧૭૬૬ પાનાં ૨૪. અમ૦

(૯૧૩) શાંતિજિન રાસ—૧૭૮૫ વૈ. શુ. ૭ ગુરૂ રાજનગરમાં.

આદિ—

સકલ શ્રેયવર દાયિની, મુનિવર વંદિત જેહ;

જિનપદ લક્ષ્મી નિત નમું, આણિ અધિક સ્નેહ.

અંતે—

તપગચ્છનાયક સુગુરૂ મુણિંદા શ્રી **હીરવિજય** સૂરિંદારે,

બુઝયો **અકબ્બરશાહ** નરિંદા, મોહનવેલિકંદારે. ૧૩

પડહ અમારિ તણા વજડાયા, જીજીયા કર છોડાયારે

ડાબર સરવર પુણ્ય અંકૂરા, ધર્મકરણ થયા શૂરારે. ૧૪

અકબ્બરશાહ કર્યો જેણે સીધો, બિરૂદ 'જગતગુરૂ' દીધોરે;
મહીયલમાં સબલો જસ લીધો, ચિંતિત કારત કીધોરે. ૧૫
શ્રી વિજયદાન ગુરૂ પાટ પટોધર, ઉદયો અધિક સવાઇરે,
પંચ વિષય પરિહાર કર્યો જિણેં. તપ તપિયા સુખદાઇરે. ૧૬
દોય સહસ અંબિલ જસ કીધાં, ઇમ નિવિ તિમ જાણોરે;
ત્રિણ્ય સહસ ષટ શત વલી ઉપર, તપ ઉપવાસ વખાણોરે. ૧૭
ચાર કોડિ સંખ્યાએ કીધો, શ્રી સહગુરૂ શિષ્ય ભાયોરે,
અષ્ટોતર શત મુનિ જેણેં દીખ્યા, એ ગુરૂ પુન્યે પાયોરે. ૧૮
પંચશત સંખ્યાએ જસ ઉપદેશેં, દેહરાસર પ્રાસાદોરે,
ભવિજન ભાવ ધરીને માંડયા, દીઠે હોવો આણંદોરે. ૧૯
બિંબપ્રતિષ્ઠા કીધી ગુરૂજીએ, પંચાસવાર ઉદારરે,
પાટણ પ્રમુખ નયર બહુ ઉત્સવ, વરત્યો જય જયકારરે. ૨૦
યાત્રા દોય સિદ્ધાચલ કેરી, દોય ગિરિનારે કીધીરે,
લાખ બિંબ જુહાર્યા જિનનાં, મહિયલે ઇજત લીધીરે. ૨૧
માન તજી ઋષિ મેઘજી નામે, લુંકામતનો સ્વામીરે,
જિન પ્રતિમા આરાધક હુઓ, હીરગુરૂને પામીરે. ૨૨
માગશિર સુદિ નવમી દિન સુંદર, શાહ કુંયરા કુલિ આયોરે,
પન્નર આસીએ પાલણપુરમાં, નાથીએ કુંઅર જાયોરે. ૨૩
પન્નર છન્નુએ કાર્તિક વદમાં, બીજે દીક્ષા લીધીરે,
સત્તર સોલસાતે નાગોરે, પંડિત પદવી દીધીરે. ૨૪
સત્તર સોલ આઠે વાચકપદ, મહાશુદિ પંચમીએ દીધૂંરે,
વિજયદાન સૂરીશ્વર ઉત્તમ, ચિંતિત કારજ કીધુંરે. ૨૫
સોલ દાહોત્તરેં સીરોહિમાં, આચારિજ પદ પાયુંરે,
સોભાગી મહિમાનિધિ મોટા, જિનશાસન દીપાયુંરે. ૨૬
શ્રી હિરવિજયગુરૂ પાટે પટોધર, શાહ કર્માકુલ ચંદોરે,
મોત કોઇ ડાઈ કુખિ ઉપન્યા, શ્રીવિજયસેનસૂરિ વંદોરે. ૨૭

સુમતિ ગુપતિ સુધી ગુરૂ ધારે, સમતા રસ ભંડારોરે,
જિણે એ ગુરૂને નયણે નિરખ્યાં, ધન તેહનો અવતારોરે. ૨૮
**શાહિ** સભામાંહિ વાદ કરિને, જિનમતિ થિરતા થાપીરે,
બિરૂદ ' સવાઈ જગતગુરૂ ' પાયો, કીર્તિલતા આરોપીરે. ૨૯
તાસ પાટે ઉદયાચલ ઉદયો, શુદ્ધ પ્રરૂપણાકારીરે,
શ્રી **રાજસાગર** સૂરી જયવંતા, ભવિયણને ઉપકારીરે. ૩૦
દેવીદાસ કુલ અંબર દિનમણિ, માત કોડમદે જાયારે,
મનમોહન સોભાગી સદ્‌ગુરૂ, મહિમાનિધિ મુનિરાયારે, ૩૧
સંવત **સોલ ભ્યાસીયા** વર્ષે, આચારજપદ થાપીરે,
શ્રી **રાજસાગરસૂરિ** નામ જયંકર, **સાગરગચ્છ** દીપાયારે. ૩૨
સાહ શિરોમણિ **સહસકિરણ** સુત, **શાંતિદાસ** સુજાંણરે,
જસ ઉપદેશે બહુ ધન ખરચ્યું, લખ ઇગ્યાર પ્રમાણરે. ૩૩
કીરતિકમલા શ્રી ગુરૂજીની, જગમાંહે ઘણું પસરીરે,
ભવિયણ મહીમાંહે અતિ હરખેં, જસ ગુણમાલા સમરીરે. ૩૪
તેહ ગુરૂ પાટ પટોધર પ્રગટયા, શ્રી **વૃદ્ધિસાગર** સૂરીંદારે,
પંચાચાર વિચારે ચતુરા, મોહનવલ્લીકંદારે. ૩૫
રૂપ અનોપમ સંગ બિરાજે, શુભ લક્ષણ અતિ રૂડારે.
બહુ નરનારી જિણે પ્રતિબોધ્યા, વયણ ન બાગે કૂડારે. ૩૬
ગુણનિધિ તેહને પાટે વિરાજે, શ્રી **લક્ષ્મિસાગરસૂરિ** છાજેરે,
કીરતિ જેહની જગમાંહે ગાજે, ભવિમન સંશય ભાંજેરે. ૩૭
સંપ્રતિ **માનવિજય** તે ગુરૂજી સોભાગી સિરદારોરે,
વૈરાગી વાહલા ભવિજનને, સમતારસભંડારોરે. ૩૮
**તેહ તણે રાજ્યે** એ રચિયો, **શાંતિ** પ્રભુનો રાસોરે,
ભવિયણ ભાવ ધરિને નિસુણો, લહિએ સુખવિલાસોરે. ૩૯

ઢાલ—ધન્યાશ્રી.

શ્રી ગુરૂ **હીરસૂરિસર** શીષ્ય **કલ્યાણવિજય** ઉવઝાય પુરંદર
દિન દિન ચઢતિ જગીસા. ૧ શ્રી.

શા રૂપાનંદન સોભાગી સાચો વડ વૈરાગી
સંમતિ અરથ વિચાર સદ્‌ગુરૂ, સાચો શુભમતિ રાગી. ૨ શ્રી.
માત પૂંજી બાઇ કુખે જાયો, નામે નવનિધિ થાએ,
વાચક **ધર્મવિજયવર** તેહના, દીપે અધિક સવાઈ. ૩ શ્રી.
તસ અંતેવાસી ગુણ એ ભરિયા, બોલ ન બોલે વિરૂઆ,
શ્રી **જયવિજય** વિબુધ શ્રુત દરિયા, પાલેં સૂધી કિરિયા. ૪ શ્રી.
તસ પદપંકજ ભમર સરિખા, શ્રી **શુભવિજય** કવીશા,
ગુણ ગંભીરમ મેરૂ ગિરીશા, શ્રુતજલ સિંધુ મુનીશા. ૫ શ્રી.
તસ ચરણાંબુજ સેવક સુંદર, શુભ કિરિયા ગુણ શૂરા,
સાધે યોગ અભ્યાસ અખંડિત, નહિ ગુણરયણ અધૂરા. ૬ શ્રી.
મહિમાવંત મહંત મુનીસર, ચરણ નમે અવનીશા,
શ્રી ગુરૂ **સુમતિવિજય** ઉપગારી, પ્રતપો કોડિ વરીશા. ૭ શ્રી.
તેથી ગુરૂ મહિમાનિધિ સાંનિધિ, રાસ રસીક મેં નિપાયા,
**શાંતિ** પ્રભુ ગુણરાશિ ભણતાં, નવનિધિ આણંદ પાયા. ૮ શ્રી.
પૂરવ ચરિત તણેં અનુસારે, એ સંબંધ બનાયા,
લાભ અનંત લહ્યો એ રચતાં, દિન દિન સુજશ સવાયા. ૯ શ્રી.
સકલ સંઘને મંગલકારી, **શાંતિ** જિણંદ સુખદાયા,
**રામવિજય** કહે એ જિનવરને, હરખ ધરી ગુણ ગાયા. ૧૦ શ્રી.
**સંવત સત્તર પંચાસીયા વર્ષે**, વૈશાખ માસ કહાયા,
શુદિ સાતમ ગુરૂ પુષ્ય સંયોગે, પૂરણ કલશ કઢાયા. ૧૧ શ્રી.
અધિક ન્યૂન જે કાંઇ ઇણિમેં, અણઉપયોગે લિખાયા,
સુકવિ સવિ શોધી લેજ્યો, કરિ સુનિ જરિ સુપસાયા. ૧૨ શ્રી.
શ્રી**રાજનગર**નો સંઘ સોભાગી, તેહને પ્રથમ સુણાયા,
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટિ અધિકેરી, આણંદ અધિક ઉપાયા. ૧૩ શ્રી.

(ગુ. વિ. રત્ન ભાવ.)

—સં. ૧૮૯૦ માગ. શુ. ૧૧ રવિ બાઇ સુરારજી વાસુદેવ તથા બાઈ કચરા. વિજયદેવ સૂરીશ્વર શિ. મહોપાધ્યાય વિનીતવિજય ગણિ

શિ. પં. તેજવિજય શિ. માનવિજય ગણિ શિ. શુભવિજય શિ. કનકવિજય લિ. શિ. રાજેંદ્રવિજયસ્યાર્થે ૪૦૧ પં. ૧૧ ઘો.

—સંવત્ ૧૮૭૧ ના વર્ષે શાકે ૧૭૩૬ પ્રવર્તમાને પ્રથમ ભાદ્રવ સુદિ ૧ દને મોહપધ્યાય શ્રી શ્રી શ્રી રામવિજય ગણી તત્ શિષ્ય પં. પ્રતપવિજયગણી તત્ શિષ્ય વવેકવિજય ગણી તત્ શિષ્ય પં. હેતવિજયગણી તત્ શિષ્ય પં. લખમીવીજયજી લખાવીતં, શ્રી રાધનપૂર મધ્યે આતમાર્ડ્થે ૨૬૬–૧૫ વિ. ને. નં. ૩૧૬૫

—સં. ૧૮૫૦ પોસ વદિ ૧૩ ભોમે લિ૦ ભાવનગર બિંદરે પત્ર ૩૧૪–૧૧ દા. ૨૬ લીં,

—પા. ૧૧૦, તથા બીજી પ્રત પા. ૨૦૪ પ્રે. ૨.

—પાનાં ૧૧૩ ત્રીજા ખંડ સુધી. અમરવિજય–સીનોર.

—સંવત ૧૭૯૮ વરષે ફાલગુન માસે કૃષ્ણપક્ષે પંચમી ચંદ્રવારે લખિતંગ શ્રી અમદાવાદ નગરે લૂણસાવાડા મધ્યે સા. ભુષણદાશ સુભચંદ વાચનાર્થં. ૨૨૧–૧૫ દા. ૮૩ નં. ૧૯૫ હાલાભાઈ ભંડાર પાટણ.

**(૯૧૪) +લક્ષ્મીસાગરસૂરિ નિર્વાણરાસ.** (ઐ.) સં. ૧૭૮૮ પછી.

**આદિ—**

શ્રી યુગાદિ જિનવર તણા, પદ પ્રણમું કરજોડિ
ભવિ મન વંછિત પૂરવા, કલ્પતરૂની જોડિ. ૧
શાંતિનાથ પ્રભુ સોલમા, વિશ્વસેન કુલચંદ
અચિરાનંદન જગધણી, પ્રણમું પરમાણંદ. ૨

× × ×

તપગછ નાયક જિનવરૂ, શ્રી લક્ષ્મીસાગરસૂરિ
ગુણ તેહના ગાસ્યું ઘણા, આણી આણંદપૂર. ૭

× × ×

**અંતે—** ઢાલ ગિરૂયારે ગુણ તુમ્હ તણા એ દેશી
ભવિજન **સંભવ** જિનની સેવા, ભાવ ધરીને કીજેરે
રાજપુરામાં એ જિન પૂજા, મણુય જનમ ફલ લીજેરે. ૧ ભ.

× × ×

બુધ શ્રી **સુમતિવિજય** ગુરૂ સેવક, કહે ઇણુ પરિ કરજોડીરે;
વાચક **રામવિજય** ગુરૂ ધ્યાનેં, લહીઈ સંપતિ કોડીરે. ૫

—સં. ૧૭૯૨ વર્ષે વૈશાખ સુદિ ૧૫ દિને લખિતં મુનિ મહિમાવિજય ખંભાયત બંદરે. ૧૨–૧૪ લા૦ ખં.

પ્ર જૈ. ઐ. રાસમાળા ભા. ૧ (મારી પ્રયોજેલી)

**(૯૧૫) +ચોવીશી**—મહેસાણામાં.

આદિ—

ગોગમાયા ગરબે રમેરે–એ દેશી

ઓલઘડી **આદિનાથની** જો, કાંઇ કિજેં મનનેં કોડિયો

અંતે— કલશ.

ઇમ ભૂવનભાસન દૂરીતનાસન વિમલશાસન જિનવરા,
ભવભીતિચુરણ આસપુરણ સુમતીકારણ શંકરા,
મેં થુણ્યા ભગતેં વિવિધ જુગતેં નગર **મહિસાણેં** રહી,
શ્રી **સુમતીવિજય** ચરણ સાંનિધિ **રામવિજય** જયસીરી લહી.

—૭–૧૭ આ. ક.; ૧૪. ૯. દા. ૧૧ નં. ૭૬ લેરૂભાઈ વકીલનો પાટણનો ભં. પ્ર૦ ચો. વી. સંગ્રહ. પૃ. ૧૨૬–૧૪૪.

**(૯૧૫ક) ૨૦ વિહરમાન સ્તવનો.**

આદિ—

ભવિ તુમે વંદોરે સુમતિ શાંતિ જિણંદા—એ દેશી.
સુણિ ભવિ પ્રાણિરે શ્રી **સીમંધર** જિન ધ્યાવો,
પ્રથમ પ્રભૂ વિચરત વિદેહેં, ગુણ તસ અહનિસિ ગાવો. સૂણો.

* * * *

શ્રી **સૂમતિ** સુગુરૂ સેવા શુદ્ધ મનથી કરતાં સુજસ ઉપાવો,
વાચક **રામવિજય** કહે જગમાં જીત નિસાન બજાવો. સૂણો.

* * * *

અંતે—

શ્રી **અજિતવીર્યજિન** વીર્ય અનંતૂં પ્રકટયું ક્ષાયક ભાવેરે,
સહજસમાધિની લીલા વિલસે, તે પ્રભુ એક સમાવેરે.

* * * *

સદ્દગુરૂ **સુમતિવિજયકવિ** સાંનિધિ, જગિ લહીઈ જસવાદોરે,
વાચક **રામવિજય** કહે એ પ્રભુ, ધ્યાને અમૃત આસ્વાદોરે. ૭

—માણકવિજૈ પઠનાર્થ શ્રીચંદ લપીકૃતં. ૧૦-૧૨ દા. ૮૩ નં. ૧૦૩ હાલાભાઇ ભંડાર પાટણ.

---

## ૪૪૮ રંગવિજય (ત. વિજયદેવ સૂરિ-લબ્ધિવિજય-રત્નવિજય-માનવિજય-વિવેકવિજય-અમૃતવિજય શિ.)

### (૯૧૬) સંખેશ્વર પાર્શ્વનાથ પંચકલ્યાણક ગર્ભિત પ્રતિષ્ઠા કલ્પ સ્ત૦ સં. ૧૯૭૯.

* * * *

આદિ—

**ભરૂઅચમાં** ઉકેશ લઘુ, લાલા **શ્યામલ**વંત,
તાસ તનય પ્રેમચંદ વલી, મૂલચંદ મતિમંત. ૫
પ્રેમચંદના દો તનુજ, ખુશાલચંદ દેવચંદ,
મૂલચંદ તે ગુણનિલય, અંગજ તારાચંદ. ૬
ખુશાલચંદને કુલતિલય, પૂત્ર **સવાઇચંદ**,
ઇક દિન ગુરૂ મુખથી સુણ્યા, **શંખેશ્વર** ગુણવૃંદ. ૭
પિતા પુત્ર ઉદ્યમ કરી, ખરચી દ્રવ્ય ઉદાર
મૂર્તિ **શંખેશ્વર પાસ**ની, પ્રગટ કરી મનોહાર. ૮
તાસ પ્રતિષ્ઠા કારણે, સામગ્રી, સહુ જોડ
વિધિપૂર્વક ઓચ્છવ કરે, દશ દિન મને કોડ. ૯

× × ×

અંતે—

જિનશાસન ઉન્નત પરસંસા, ખટ દરસનમેં વાધિજી,
ઇમ સદ્વ્યય કરી લખમી જેણેં, સૂર સિવ પદવી લાધિજી,
તપગચ્છઠાકુર ગુણમણીઆગર, શ્રીવિજયદેવ સૂરિંદાજી,
પ્રતપો તબ લગેં નામ એ ગુરુનું, જબ લગેં મેરુગિરીંદાજી. ૯
તાસ સીસ શ્રી લબ્ધિવિજય વર, પંડિતમાંહે લીહાજી,
રત્નવિજય બુધ વિનયિ તેહના, વાદિમત્તંગજ સિંહાજી,
તાસ સીસ બુધ માનવિજયના, વિવેકવિજય વડભાગીજી,
તેહના બુધ ગીતારથ સારથ, અમૃતવિજય સોભાગીજી. ૧૦
તસ ચરણાંબુજ મધુકર સેવી, રંગવિજય કહે હેતેજી.
કર્યું પ્રતિષ્ઠાકલ્પ તવન મેં, લહિ કારણ સંકેતેજી;
બીજું મંદમતિને હેતેં, દશ દિનનું એ વિધાનજી,
કીધું તો પિણ સદ્ગુરુ સંગે, કરજો થઇ સાવધાનજી. ૧૧
વિધિકારક વિધિ એહ સુણીનેં, મત કોઇ દૂષણ દેજ્યોજી,
નામ માત્ર એ રચના કિધી, સુકવિ સુધારી લેજ્યોજી;
નરનારી ઉપયોગપણાથિ, ભણસ્યેં જે હિત આણીજી,
મંગલમાલા લચ્છિવિસાલા, લહેસ્યેં તે ભવી પ્રાણીજી. ૧૨

કલસ.

ઇંમ સયલ સુખકર દુરિત ભયહર પાસજી સંખેસરો,
નિધિ અબ્ધિ વસુ સસી માન વરષે ગાઇયો અલવેસરો,
એહ પ્રતિષ્ઠાકલ્પ તવન સાંભલી જે સદ્વહે,
તે રૂદ્ધિ વૃદ્ધિ સુસિદ્ધિ સઘલે સદા રંગવિજય લહે. ૧૩

—ચંદવતી રંગે લપીકૃતં ભટેવા પ્રભૂ પ્રસાદાત્ ઇતિ અં. (ગ્રં.) ૩૬૪
(પત્ર ૧૪ પ્ર. કા.)

---

**૪૪૯ ગજવિજય** (ત. વિજયપ્રભસૂરિ—પ્રીતિવિજય શિ૦)

**(૯૧૭) જયસેનકુમાર ચોપઇ**—સં. ૧૭૭૪ આશો. શુ. સોમ.
ફલોધીમાં.

**અંતે—**

શ્રી **તપગછ**માંહે રાજીઓ એ, શ્રી **વિજયક્ષમા** સૂરિકે,
**જંબુ થૂલભદ્ર** જિમ ગુંણવરૂએ, નાંમૈ નવનિધિ પૂરકૈ,
શ્રી **તપગછ**માંહી રાજીઆએ. ૫
રાજીઓશ્રી **તપગછ**માંહિ, શ્રી **વિજયદેવ** સૂરીસરો,
તસ પટ શ્રી **વિજયપ્રભસૂરિ** સુલબધ **ગોયમ**ગણહરો,
તસુ સીસ પંડિત સુગુણમંડિત શ્રી **પ્રીતિવિજય** ગુરૂરાજએ
તસ સીસ ભાસૈ ઘણું ઉલાસૈ, ગજવિજય કવિરાજએ. ૬
સંવત **સતર ગુણ્યાસીઇં** માસ આસોજ મઝાર કૈ,
તિથિ સાતમ શુકલ ગિણોએ, ઉદધિસુત કહ્યો વારકે
સંવત **સતર ગુણ્યાસીઇં** એ. ૭
**ગુણ્યાસીઇં** એ વરસમાંહે, નગર **ફુલવરધી** સહી
શ્રી **શાંતિનાથ** જિણુંદ મૂરતિ તાસ પસાઇ એ કહી,
સહૂ ગ્રંથનો એ માંન જાંણો, ચ્યારસેં ઉપરે,
ઇમ સંઘ આગેં ભાષી રાગૈ સુંણજ્યૌ ચિત્ત ભલી પરે. ૮
જિહાં લગ સૂરજ મહી તપેં એ જિહાં લગ મેરૂ અડગ કૈ
તિહાં લગ એ રહિજ્યૌ સદાએ ધ્રૂની પરેં થિર જગ કૈ. -જિહાં૦ ૯
જિહાં લગે એ શાસ્ત્ર સુણતાં બોધબીજ હુઈ નિરમલો,
ઇહ લોક ને પરલોકમાંહે, વિરતવંત કહીઈ ભલો,
ઇમ ભવિક પ્રાંણી ચિત્ત આંણી દોષ જાંણી પરિહરૌ,
ઇમ ગ્રંથ સાખૈ સુગુરૂ ભાખૈ મુગતિ વરરમણી વરો. ૧૦

—ઇતિશ્રી રાત્રીભોજન વિષએ જયસેનકુમાર ચોપઇ સંપૂર્ણ. સં. ૧૭૯૬ વરસે મિતિ કાતી વદ ૭ શુક્રે લિષત દુગોલી મધ્યે શ્રી પાર્શ્વદેવપ્રસાદાત્ પા. ૧૩ પં. ૧૭ ગુ. વિ.

**(૯૧૮) ગુણાવલી** સં. ૧૭૮૪ વિધા૦



## ૪૫૦ જિનેંદ્રસાગર (ત૦ જશવંતસાગર શિ૦)

**ઋષભ સ્ત૦** ૫ કડી સં. ૧૭૮૦ ફા. શુ. ૯

**આદિ—**

પૂજો **ઋષભ** જિણેસર ભાવધરિ સુવિશાલ, પૂજો૦

**અંતે—**

સંવત **૧૭ એસીયા** વરસે સુદિ ફાગણ નોમિ રસાલ, પૂજો.
જૈનેંદ્રસાગર જિનવર પૂજ્યાં હાંરે લહીઈ મંગલમાલ, પૂજો. ૫
—પં. વિનયગણી શિષ્ય લબ્ધિવિજય લિખતાં શિવપૂરી મધે.
મારી પાસે છે.

**પર્યુષણ સ્તુતિ.**

**આદિ—**

વરસ દિવસ માંહે સારજ માસ, તિણમાંહે વલી ભાદ્રવ માસ
આઠ દિવસ અતી ખાસ, પરવ પજુસણ કરિયે ઉલ્લાસ,
પોસા લ્યો ગુરૂ પાસ, વડા કલપનો છેલો કીજે
તેહ તણો વખાંણ સુંણીજેં, ચવદે સુપન વંચિજે,
પડવે દિવસે જનમ વંચાવો, ઉછવ મહોછવ મંગલ ગાવો
**વીર** જિણેસર ધ્યાવો. ૧

× × × ×

**અંતે—**

શ્રી વિજયરત્નસૂરી ગણધાર, જસવંતસાગર સુગુરૂ ઉદાર,
જિનેંદ્રસાગર જયકાર. ૪
૧-૧૧ મારી પાસે છે.

**સીમંધર સ્ત૦**

**આદિ—**

સિમંધરજીકું વંદના નિત હોજ્યો હમારી.

અંતે—

કવી જસવંતસાગરતણો, જેણેંદ થુણુંદારે સી. ૭

—લિખીતં મુનિ ભક્તિસાગરેણુ સંવત ૧૯૦૭ રા ચૈત્ર વદ ૩ દને.
મારી પાસે છે.

**ચિંતામણિ પાર્શ્વનાથ સ્ત.** ૫ કડી. સં. ૧૭૮૧ ચૈ. શુ. ૧૫.
ડુંગરપુરમાં.

આદિ—

ગિરિપુર નગરે સોહે હો, મનમોહન ભવિયણના સદા શ્રી
ચિંતામણિ પાસ.

અંતે—

શ્રી તપગછના નાયક હો, ગુરૂલાયક ભાત્ર સાહિબો શ્રી વિજય-
ક્ષમા સૂરીંદ,

તે તુઝ દરસણ કરવા હો આવ્યા છે ઉદયાપૂરથકી સાથે મુનિજન-
વૃંદ. ૪ ગિ.

સંઘ સવાઇ ગિરપુરનો હો પ્રભુ પાસ પસાઈ, દીપતો નિત પ્રણમે
પ્રભુ પાસ.

**સતરેસેં એકયાસીયેહો** સુદ ચૈત્રી પૂનમને દિન, જિણેંદ્રસાગર
ગુણગાય. ૫ ગિ.

—મારી પાસે છે.

**અનંતજિનસ્ત.**

આદિ—

પ્રભુ આગલ નાચે સૂરપતિ—આંકણી,

અનંત તીર્થંકર શંકર કેરિ, આણા લેઇ ગુણવતી—પ્રભુ.

અંતે—

એહ નાટિક જિણેં દીઠુ રે હોસયેં ધન ધન ધન્ય તે ગૃહપતિ,

જસવંત સીસ જૈનેંદ્ર તે નાટિક, જોવણુ ઉચ્છક છેં અતિ ૯ પ્રભુ.

+શાંતિનાથ ચક્રવર્ત્તિ રિદ્ધિ વર્ણન સ્ત૦

આદિ—　　ચંદ્રાવળાની દેશી.

અચિરાનંદન પ્રણમીએરે, સમય સમય સોવાર,
સેવાથી સુખ લહેરે, એહ ભવ જશ વિસ્તાર,
એહ ભવ જશ વિસ્તાર તે પામે, શાંતિ જિનેશ્વર સાહેબ નામે
જગમાં શાંતિ થઇ તિણુ સાટે, નામ ઠવ્યું પ્રભુનું તીણુ માટે.
શ્રી શાંતિ જિનેશ્વરૂજી. ૧

અંતે—

તપગચ્છનાયક વંદીએરે, વિજયક્ષમા સૂરિરાય,
કાંતિસાગર પંડિત વરૂરે, તાસ તણે સુપસાય,
તાસ તણે સુપસાય કહાયા, સમર્થ શાંતિ જિનેશ્વર ધ્યાયા,
જસવંતસાગર પંડિતરાયા, શિષ્ય જિનેશ્વર સાગર ગુણ ગાયા. શ્રી. ૨૬
—પ્ર૦ શામજી માસ્તરના સજ્જૈન સન્મિત્રમાં પૃ. ૫૮૧-૫૮૫.

---

## ૪૫૧ માણેકવિજય (ત૦ રૂપવિજય શિષ્ય)

(૯૧૯) ૨૪ જિનસ્તવન-ચોવીશી સં. ૧૭૮૮ પહેલાં.

આદિ—　　દેસી-વારિ માહરા સાહિબા.

શ્રી નાભિરાયાં કુલ દિનમણી હો રાજ, મારૂદેવી માતમલાર,
વારિ મારા સાહિબા.
સકલ તીરથ સિરસેહરૂ હો રાજ, શેત્રુંજગિરિ સણગાર,
વારિ મારા સાહિબા.
*　　*　　*　　*
શ્રી રૂપવિજય કવિરાજનો હો રાજ, માંણિક કહે મુઝ તાર.
વારિ મારા સાહિબા. ૭

અંતે—

૨૫ મું-સિદ્ધાર્થરાય કુલતણો એ દેશી.

રિષભ જિણેસર નિત નમૂં એ, બીજા અજિત જિણંદતો,
*　　*　　*　　*

શ્રી રૂપવિજયગુરૂ સેવતાં એ, **માંણિક**ને મંગલમાલનો. ૭

—ઇતિ શ્રી ચઉવીસ તીર્થંકર સ્તુતિઃ ૨૫ સં. ૧૭૮૮ વર્ષે માગશિર વદિ ૫ તિથૌ. ૯-૧૩ દા. ૮૨ નં. ૧૩૩ હાo પાટણ.

---

**૪૫૨ તિલકસૂરિ** (વિજયગચ્છ—ક્ષેમસૂરિ—પદ્મસૂરિ—કલ્યાણસાગરસૂરિ—સુમતિસૂરિ—વિજયસાગરસૂરિ—ભીમસૂરિ શિષ્ય.)

**(૯૨૦) બુદ્ધિસેન ચોપઈ** સં. ૧૭૮૫ કાર્તિક શુ. ૧૨ ગુરવાર જગરોટીમાં.

**અંતે—**

" વિજૈકરણ **વિજૈ**રાજજીરે જિણુ કીધી ગચ્છની થાપ,
સબ ગછ માંહે દીપતૌરે, દિન દિન વધતો રે તેજપ્રતાપ—કિ સં.
ધર્મધુરંધર **ધર્મ**દાસજીરે નામ સદા જયવંત
**ષેમસૂરિજ** પ્રગટોરે **અકબર**રે આવી પાય નમંત કિ સં.
**પદ્મ**સૂરિ પાપમેટણોરે ગુણસાગર ગુણખાણ કિ સં.
કલ્યાણકારી છે ભલોરે **સાગરસૂરિ** કલ્યાણ,
**સુમતિસૂરિ** મતિ આગલોરે ઉપગારી હો પરમારથ જાણુ કિ સં
વિદ્યાવંતજ ગુણનિલોરે શ્રી **વિન(જ)યસાગરસૂરિ**
**ભીમ**સૂરિ ભયભંજણૈ વડભાગીરે સોભાતો અતિ ભૂરિ કિ સં
સંવત **સતરે પચ્યાસી**યેરે કાતિગ માસ વષાંણ
શુકલપક્ષ તેરસિ ભલી શુભવારિ બાર ભલૌ ગુરૂ જાંણુ, કિ સં
જગરોટીમેં દીપતૌરે શ્રી**વીર**જિણંદ
**ચંદણપુર** મહિમા ઘણી પદપંકજ રે સેવૌ સુરનરવૃંદ, કિ સં
**હીરાપુરી** સુહામણોરે સુષ સાતા કો થાંન
શ્રાવક તો સુષીયા વસૈ ધનવંતારે ધર્મતણે પરિમાણ, કિ સં
ચોપઇ તો બુધસેણુ તણીરે રચી ઢાલ રસાલ
**તિલક સૂરિ** તો વર્ણવીરે ભવિ સુણતાંરે હોજ્યો હર્ષ વિસાલ કિ સં.

ઢાલ તો ભાસી ભલીરે, સાહિ મહા સુષ કાર
આદિ તૌ સોરઠ ભલીરે કાંઇ અંતૈરે ધન્યાસી સાર–કિ સં.

કલસ

બુધસેંણુ ગાયો ભવિ સુહાયો મન સુષ પાયો આપણૌ
એ કથા મીઠી નવિ દીઠી સુણત ચરિત સુહામણોં
વિજૈ ગછમંડણુ દુરિતષંડણુ ભીમ સૂરિંદ જુ દીપએ
તિલકસૂરિ કહે સુણો ભવિયણુ દિનદિન મહિમાં ઝપ એ. ૭૧

—ઋષિજી શ્રી ૧૦૮ શ્રી મલૂકચંદજી તતશિષ્ય ઋષિ રતનચંદ લપીકૃતં સિલાવદ નગરી મધ્યે સં. ૧૮૦૦ વર્ષે મિતી માહ સુદિ ૭ કો મંગલવાર.

+ સરખાવો આ ગચ્છના એક લેખકની નીચેની પ્રશસ્તિ.

સં. ૧૭૬૩ વર્ષે શ્રીવિજૈગચ્છે શ્રીભટ્ટારિક શ્રીપૂજ્ય શ્રીસુમતિસાગર સૂરિજી તત્ શિષ્ય ઋષિ શ્રીવીરચંદજી, ઋષિશ્રી ભવાંનીદાસજી ઋષિશ્રી બાલચંદજી તત્ શિષ્ય ઋષિશ્રી ચતુરાજી તત્ શિષ્ય ઋષિશ્રી મયાચંદજી. આસો ૮ માસે કૃષ્ણપક્ષે દ્વાદશી તિથૌ રવિવાસરે ભીમચ નગરે લિપીકૃતં પીતાંબર શ્રી મહારાજાધિરાજ રાણા શ્રી અમરસીંઘ રાજ્યૈઃ–ગૌતમ પૃચ્છા બાલાવબોધ ચેનસાગરજી ભં. ઉદયપુર.

સરખાવો આ ગચ્છના એક સૂરિનો ઉદયપુર પાસેના કેસરીયાનાથ–ઋષભદેવનો પ્રતિષ્ઠા લેખઃ—

ए०० श्री गणेशाय नमः। स्वस्ति श्री (म) ज्जिनेन्द्राय, सिद्धाय परमात्मने। धर्मात्वयकरशाय ऋषभायनमो नमः। संवत् १७३२ वर्षे शाके १५८७ प्रवर्तमाने वैशाख शुक्ल पञ्चम्यां गुरौ पुष्यनक्षत्रे श्रीमेदपाट देशे श्रीवृहत्तशके श्री च (चि)त्रकोटपति सीसोदीया गोत्रे महाराणा श्री जगतसिंहजी तद्वंशोद्धरणधीर महाराजाधिराज महाराणा श्री राजसिंहजी विजयराज्ये श्री वृहत् ओसवाल ज्ञातीय सीसोदीया गोत्रे सुरपुरीया वंशे संघवी श्री तेजाजी–चतुर्थ पुत्र सं. दयालदासजी तद्भार्या सूर्यदेपातमदे पुत्र सांवलदासजी तद्भाया मृगादे समजु परिवार सहितौ श्री ऋषभदेव–

श्री विजयगच्छे श्री पूज्य कल्याणसागर सूरीन्दाः तत्पट्टे श्री पूज्य श्री पूज्य श्री सुमतिसागर सूरिवर तत्पट्टे श्री आचार्य श्री विजयसागरसूरिभिः श्री ऋषभदेवबिंबं प्रतिष्ठितं ।

---

## ૪૫૩ ઉદયસમુદ્ર (ખ૦ જિનચંદ્રસૂરિ સંતાનીય કમલહર્ષ શિ.)

**(૯૨૧) રસલહરી—કુલધ્વજ કેવલિ ચરિત્ર. સં. ૧૭૮૬ ફા૦ શુદિ ૯ રવિ**

અંતે—

જિનચંદ સૂરી સંતાનીયા કમલરે હર્ષ ગુરૂરાય,
વાચનાચારિજ પદ ધરે જસુ ભેટયાં રે ભાવઠિ સહૂ જાય. ૧૦ સ.
તાસ પસાયૈં ઈમ કહે ઉદયસમુદ્ર ઉવઝાય,
અધિકો ઓછો ઈહાં કહો, મિચ્છા દુક્કડ રૈ હોજ્યો શુભ ભાય. ૧૧ સ.

—ઇતિ શ્રીમદાવસ્યકવૃત્તૌ શીલાધિકારે ઉપાધ્યાય શ્રીઉદયસમુદ્રગણિ વિરચિતં ઢાલ ૨૯ ભાષાત્મકં રસલહરી નામકં કુલધ્વજ કેવલી ચરિત્રં સમાપ્તં. સંવત્ ૧૭૮૬ વર્ષે ફાલ્ગુન સુદિ ૯ નવમ્યાં રવિવાસરે.

—ચેનસાગર ભં. ઉદયપુર—કે૦

---

## ૪૫૩ ક કુશલસિંહ (રામસિંહ શિ.)

**(૯૨૧ ક) દશાર્ણભદ્ર ચોઢાળીયું.** સં. ૧૭૮૬ સોજતમાં

આદિ— દૂહા

સારદ સમરૂં મન રલી, સમરૂં સદગુરૂ પાય,
વચન અમીરસ સારિષા, મુઝ દીજ્યો ચિત લાય. ૧
દેસ દસારણનો ધણી, દસારણભદ્ર નરિંદ્ર
સંયમ લીધો સુંપસું, જીતો સુરવર ઈંદ. ૨

× × ×

અંતે—

નગર ભલો સુખદાય હો, સોઝિત સહિર વખાણીયે, રા૦
ગુણ ગાયા ભલૈ ભાવસું હો, સંવત સત્તર છયાસીયૈ રા. ૫
ગછ નાયક ગુણવંત, મહિમાસાગર સેવીયૈ, રા.
રામસિંઘજી ગછરાય હો, કુસલ સીસ ગુણ ગાઇયા. રા. ૬
રાજનજી હો.

—નાનાં પાનાં ૪-૧૩ ક. મુ.

---

૪૫૪ **હંસરત્ન** ( ત૦ વિજયરાજસૂરિ-જ્ઞાનરત્ન શિ. )

**(૯૨૨) +ચોવીસી** સં૦ ૧૭૫૫ માઘ વદ ૩ મંગળવાર.

**આદિ—** શ્રી રૂષભદેવ સ્તવ૦

અજબ રંગાવો સાહેબા ચૂનડી—એ દેશી

સકલ વંછિત સુખ આપવા, જંગમ સુરતરૂ જેહ

× × ×

**અંતે—** કલસ

દીઠો દીઠો રે વામાકો નંદન દીઠો—એ દેશી.

મેં ગાયારે ઇમ જિન ચોવિશે ગાયા.

× + ×

સંવત સતર પંચાવન વરષે, અધિક ઉમંગ બઢાયા,
માઘ અસિત તૃતીયા કુંજવાસરે, ઉઘમ સિદ્ધ ચઢાયારે— ઇ. ૫
તપગણ ગગન વિભાન દિનકર, શ્રી રાજ્યવિજય સૂરીરાયા,
શિષ્ય લેસ તસુ અન્વય ગણિવર, ગ્યાનરત્ન મન ભાયારે— ૬
તસ્ય અનુચર મુનિ હંસ કહે ઇમ, આજ અધિક સુખ પાયા,
જિનગુણ જ્ઞાને બોધે ગાવે, લાભ અનંત ઉપાયારે. ૭

પ્ર. ચોવીસી વીસી સંગ્રહ પૃ. ૩૬૮-૩૮૯

**(૯૨૩) શિક્ષાશતદોધકાઃ** (આમાં સો ઉપર દૂહા છે) સં. ૧૭૮૬ ફાગણ વદ ૫ ગુરૂ. ઉનામાં

આદિ— દૂહા.

સકલ શાસ્ત્ર જે વર્ણવ્યો, વર્ણનમાત્ર અગમ્ય
અનુભવગમ્ય તે નિત્તિ નમું, પરમરૂપ પરબ્રહ્મ. ૧
સોપાધિક દૃષ્ટિ ગ્રહ્યો, દીસે જેહ અનેક,
નિરૂપાધિક પદ ચિંતતાં, જે અનેક થઇ એક. ૨
ભૂવર્ણાદિક ભેદથી, જિમ જલ નાના ભાંતિ,
પણ સ્વાભાવિક ગુણ થકી, જલ ભાસિ ઇક જાતિ. ૩

× × ×

અંતે—

સૂર્ય ગમિ નહિ ધુંકને, જલદ જવાસા ગાત્રિ
તોપણિ મહિમાં તેહનો, ન ઘટિ ઇક તિલ માત્ર. ૧૦૭
જે અયુક્ત ભાખ્યુ ઇહાં, મિં કાંઇ મંદબુદ્ધિ,
તે સમદૃષ્ટિ સંતજન, શોધી કરજ્યો શુદ્ધિ, ૧૦૮
નયપ્રમાણ રત્ને ભર્યો, જે ગંભીર અગાધ
જિન મત રત્નાકર જયો, અવિત વાક્ય અબાધ. ૧૦૯
**સત્તરસેં છયાસી** સમેં, એ શિક્ષાશત સાર,
ફાલ્ગુણ વદિ પંચમ ગુરો, રચ્યો ઉનાઉ મોઝાર. ૧૧૦
એ શિક્ષાશત જે સુગુણ, ભણી ધરી મનભાવ
હંસરત્ન કહિ તસુ ઘરિં, જયકમલા થર થાય. ૧૧૧

—સં. ૧૮૪૬ પોશ શુ. ૭ બુધે શ્રી દ્રાફા મધ્યે
લિ. પં. નેણચંદ્રણ ઘો. ૨-૨૦.

---

**૪૫૫ શાંતસૌભાગ્ય** (ત૦ રાજસાગરસૂરિ-વૃદ્ધિસાગર-લક્ષ્મીસાગર-કલ્યાણસાગરસૂરિ-સત્યસૌભાગ્ય ઉ.-ઇંદ્રસૌભાગ્ય ઉ.-વીરસૌભાગ્ય-પ્રેમસૌભાગ્ય શિષ્ય.)

**(૯૨૪) અગડદત્ત ઋષિની ચોપાઇ—સં. ૧૭૮૭ પાટણમાં.**
(પ્રત—ભાંડારકર ઇન્સ્ટટ્યૂટ. પુના.)

(ઇંદ્રસૌભાગ્ય માટે જુઓ આ ગ્રંથમાં નં. ૩૦૪ પૃ. ૧૪૧).

૪૫૬ જિનવિજય* (૩). (ત૦ સત્યવિજયપન્યાસ-કપૂરવિજય-ક્ષમાવિજય શિ.)

(૯૨૫)+ કર્પૂરવિજય ગણિનો રાસ (ઐ૦) સં. ૧૭૭૯ વિજયાદશમી. શનિ, વડનગરમાં.

આદિ—

પ્રણમી પ્રેમે **પાસ** જિન, પુરિસાદાણી દેવ
ચરણકમલ નિત જેહના, સેવે ચઉવિધ દેવ. ૧
કમલમુખી કમલે સ્થિતિ, કમલશી કોમલ કાય,
વાણી રસ મુજને દિયો, શારદ કરી સુપસાય. ૨

× × × ×

અંતે— ઢાલ ૯ રાગ આશાવરી.

ધન્ય ધન્ય શ્રી ગુરૂ જયકારી, હું જાઉં તોરી બલીહારીરે.
ઉપદેશે કરી જનને તારી, પુન્યવંત પર ઉપગારીરે. ધન્ય. ૧
તાસ શિષ્યમણી મુગટ મનોહર, ક્ષમાવિજય કવિરાયરે
જેહની સેવા કલિયુગમાંહી, કલ્પતરૂની છાંયરે. ધન્ય. ૨
તાસ ચરણ સુપસાય લહીને, **વડનગર** રહી ચોમાસોરે
**પાસ પંચાસર** સાહિબ સંનિધિ, સફલ કીઉ અભ્યાસરે. ધન્ય. ૩
**નિધિ મુનિ સંયમ ભેદી** સંવત્સર, વિજયદશમી શનિવારરે
ગણિ જિનવિજય કહે ગુરૂ નામે, શ્રી સંઘને જયકારરે. ધન્ય. ૪
ભણુશે ગુણશે જે સાંભળશે, તસ ઘરે મંગલમાલરે,
બંધુર સિંધુર તેજી તુખારા, કમલા ઝાકઝમાલરે. ધન્ય. ૫

—૬-૧૧ દા. ૮૨ નં. ૧૧૫ હા૦ પાટણ. (પ્ર૦ મારી જૈન ઐ. રાસમાળા ભા. ૧ કે જેમાં કવિનું ચરિત્ર પણ આપેલ છે. જુઓ ફુટનોટ.)

---

*રાજનગરમાં શ્રીમાળી વણિક ધર્મદાસ અને લાડકુંવરના પુત્ર મૂળનામ ખુશાલ જન્મ સં. ૧૭૫૨. દીક્ષા સં. ૧૭૭૦ કાર્તિક વદ ૬ બુધ અમદાવાદમાં, સ્વર્ગવાસ સં. ૧૭૯૯ શ્રાવણ શુદ ૧૦ મંગળવાર પાદરામાં.

(૯૨૬)+ ક્ષમાવિજય નિર્વાણરાસ (ઐ૦) સં. ૧૭૮૬ પછી.

આદિ—

સ્વસ્તિશ્રી વરદાયિની, જિનપદ પદ્મનિવાસ
સુરવર નરવર સેવતા, સા શ્રી દ્યો ઉલ્લાસ. ૧

શારદ ચરણે જે રહ્યા, તે હોયે પંડિત ખ્યાતિ
હંસજાતિ જિમ જગ કરે, ખીર નીર દોય ભાંતિ. ૨

જિન શારદ ચરણે નમી, થુણસ્યું મુનિ મહિરાણ,
ક્ષમાવિજય પન્યાસનો, સાંભલજ્યો નિર્વાણ. ૩

× × × ×

અંતે— ઢાલ ૧૦મી.

સુગુણ સોભાગી સહી ગુરૂ સાંભરેરે, જનકસુતા જિમ રામ,
કામ હું રતિને ધામ હું પંથીને રે, વ્યાપારી મની દાસ. સુ. ૧

× × × ×

ઇમ સંઘ સુખકર સાત ભયહર, સાત સુખવર દાયકો
ક્ષમાવિજય પન્યાસ પાવન સાધુમંડલી નાયકો
તસુ હસ્ત સુદીક્ષિત પેરે શિક્ષિત, જિનવિજય ગણિ જગે જયો,
સુમતિવિજય કહેણથી એ વચન રસ સફલો થયો.

—પ્ર૦ મારી જૈ. ઐ. રાસમાળા ભા. ૧.

(૯૨૭)+ ચોવીસી. (૧) આદિ જિનસ્ત૦

આદિ— વારિ રંગ ઢોલણાં—એ દેશી.

નાભિ નરેશર નંદના હો રાજ, ચંદન શીતલ વાણી,
વારિ માહરા સાહિબા.

× × × ×

ખિમાવિજય કવિ જિન કહે હો રાજ, દીજે સમકિત દાન. વા. ૫

અંતે— મહાવીરસ્ત૦

રાગ ધન્યાશ્રી—તે તરીયાની દેશી.

વંદો વીર જિનેશ્વર રાયા, ત્રિશલા દેવી જાયારે,

× × × ×

પંડિત ક્ષમાવિજય સુપસાયા, સેવક જિન સુખદાયારે. વા. ૭

(૯૨૮)+ ચોવીસી (૨)

આદિ—

પ્રથમ જિણેસર પૂજવા સહિયર મ્હારી અંગ ઉલટ ધરી આવી.

અંતે—

ક્ષમાવિજય જિન વીર સદાગમ, પામ્યો સિદ્ધિ નિદાનજી.

—લ. સં. ૧૮૫૫ મહાવદ ૧૪ વાર ભોમે પંડિતકુશલ; ૮–૧૪ ગો. ના. ૮–૧૩ આ. ક.–બંને પ્ર૦ ચોવીસી વીસીસંગ્રહ પૃ. ૧૮૯–૨૨૩.

(૯૨૯)+ વીસી સં. ૧૭૮૯ રાજનગરમાં.

આદિ— સીમંધર સ્ત.

સુગુણ સુગુણ સોભાગી, જંબુદ્વીપમાં હોજી,

અંતે— શ્રી વિહરમાન જિનસ્ત૦

સત્તર નવ્યાસી, રાજનગર ચોમાસી,
મુનિ દીપવિજયના કહેણથી કિધિ વીશી. ૯
તપગણ ઉદયાચલ તરણ, તરણી ઉપમાન,
વિજયસિંહ સૂરીશ્વર, જિનશાસન સુલતાન. ૧૦
નિજહસ્તે દિક્ષિત, શિક્ષિત આગમ રાસ,
સંવેગ સુરંગી, સત્યવિજય પંન્યાસ. ૧૧
ગંગાજલ ઉજ્વલ, કીરતિ કામિની કંત,
શ્રી કપુરવિજય કવિ, મહીમંડળ જયવંત. ૧૨
વયરાગી ત્યાગી, ભદ્રક ગુણરાગી,
શ્રી ક્ષમાવિજયગણી, સેવાથી મતિ જાગી. ૧૩

| | | | |
|---|---|---|---|
| ૧૭૭૯ | ભાભાપાર્શ્વનાથ સ્ત. | ઉદયરત્ન | ૪૧૨ |
| ,, | આબુરાજ સ્ત. | પ્રેમચંદ | ૫૩૬ |
| ,, | જયસેનકુમાર ચો, | ગજવિજય | ૫૫૩ |
| લ. ,, | શાંતિનાથ રાસ | લે. રત્નવિજય | ૬૪ |
| લ. ,, | મત્સ્યોદર રાસ | લે. ગંગવિજય | ૩૫૩ |
| ૧૭૮૦ | માનતુંગમાનવતી રાસ | પુણ્યવિલાસ | ૫૩૬ |
| ,, | ઋષભસ્ત૦ | જિનેન્દ્રસાગર | ૫૫૫ |
| ૧૭૮૧ | મલયચરિત્ર | જ્ઞાનવિજય | ૫૩૭ |
| ,, | મહાવીર કલ્યાણક ચોઢાલ | નિત્યલાભ | ૫૩૮ |
| ,, | ચોવીસી | ,, | ,, |
| ,, | ૯૭ પિંડદોષ સ. | ન્યાયસાગર | ૫૪૩ |
| | ચોવીસી બે | ,, | ૫૪૫ |
| | વીસી | ,, | ૫૪૬ |
| ૧૭૮૧ | ચિંતામણી પાર્શ્વસ્ત, | જિનેન્દ્રસાગર | ૫૫૬ |
| લ. ૧૭૮૧ | અનિરૂદ્ધહરણ | લે. માનરાજ | ૨૯૩ |
| ,, ,, | સુરસુંદરીરાસ | લે. ગુલાલવિજય | ૩૪૩ |
| ,, ,, | શીલવતીરાસ | લે. રામવિજય | ૪૫૦ |
| ૧૭૮૨ | +ચંદનબાળા સ. | નિત્યલાભ | ૫૩૮ |
| ,, | સદેવંત સાવલિંગા રાસ | ,, | ,, |
| લ. ,, | માનતુંગમાનવતી ચો. | લે. સંતોષવિજય | ૧૪૭ |
| ,, ,, | દશશ્રાવક ગીતો | લે. લાખણસી | ૧૬૮ |
| લ. ,, | માનતુંગમાનવતી રાસ | લે. કર્તા પુણ્યવિલાસ | ૫૩૭ |
| ,, ,, | સમ્યક્ત્વવીર સ્ત૦ | લે. મોહનવિજય | ૫૪૩ |
| લ. ૧૭૮૩ | શ્રીપાલ રાસ | | ૮૭ |
| ,, ૧૭૮૩ | વયરસ્વામી સ. | લે. જિનેંદ્રસોમ | ૧૧૨ |
| ,, ,, | +કાન્હડ કઠિયારા રાસ | | ૨૨૪ |
| ,, ,, | રોહિણી રાસ | લે. કલ્યાણવિજય | ૨૫૭ |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ,, | +આનંદમંદિર રાસ | લે. જીતવિજય | ૩૨૩ |
| ,, | ,, | વિદ્યાવિલાસ રાસ | લે. મેઘસાગર | ૩૭૪ |
| ,, | ,, | +માનતુંગમાનવતી રાસ | | ૪૩૭ |
| ,, | ,, | +આગમસાર ગદ્ય | | ૪૮૩ |
| | ૧૭૮૪ | શંખેશ્વર શલોકો | દીપવિજય | ૪૭૧ |
| | ,, | ગુણાવલી | ગજવિજય | ૫૫૪ |
| લ. | ,, | +જંબૂરાસ | | ૩૧૭ |
| ,, | ,, | મહાવીરરાગમાલા | | ૫૪૪ |
| | ૧૭૮૫ | શાંતિજિનરાસ | રામવિજય (૨) | ૫૪૬ |
| | ,, | બુદ્ધિસેન ચો. | તિલકસૂરિ | ૫૫૮ |
| લ. | ૧૭૮૫ | ચંદરાજારાસ | લે. ભાણજી | ૧૬૪ |
| ,, | ,, | ચંદ્રલેખારાસ | | ૨૬૭ |
| | ૧૭૮૬ (૨૮) | કુલધ્વજરાસ | ઉદયસમુદ્ર | ૫૬૦,૨૬૮ |
| | ૧૭૮૬ | દશાર્ણભદ્ર ચો. | કુશલસિંહ | ૫૬૦ |
| લ. | ,, | જીવવિચાર સ્ત. | | ૧૫૧ |
| ,, | ,, | વિક્રમાદિત્ય રાસ | લે. ખુશાલવિજય | ૨૧૯ |
| ,, | ,, | રત્નપાલ રાસ | લે. ખુશાલચંદ્ર | ૨૯૬ |
| ,, | ,, | જંબૂરાસ | | ૩૧૮ |
| ,, | ,, | +રત્નપાલ રાસ | લે. ખુશાલચંદ | ૪૩૪ |
| ,, | ,, | +માનતુંગમાનવતી રાસ | લે. ધનજી | ૪૩૮ |
| ,, | ,, | કુલધ્વજચરિત્ર | | ૫૬૦ |
| | ૧૭૮૭ | તેજસાર રાસ | કર્તા અને લે. નેમવિજય | ૪૫૪ |
| લ. | ,, | પરમાત્મપ્રકાશ ચો. | લે. લાખણસી | ૨૪૨ |
| ,, | ,, | નવકાર રાસ | | ૪૨૭ |
| | ૧૭૮૮ પહેલાં | ચોત્રીસી | માણેકવિજય | ૫૫૭ |
| લ. | ૧૭૮૮ | ધમ્મિલરાસ | લે. શિવજી | ૬૨ |

| | | | |
|---|---|---|---|
| ,, લ. ૧૭૮૮ | વિક્રમસેનરાસ | | ૨૨૨ |
| ,, ,, | +રત્નચૂડ રાસ | | ૨૬૪ |
| ,, ,, | +મંગલકલશ રાસ | લે. રાજવિજય | ૪૧૭ |
| ,, ,, | હરિવાહન રાસ | | ૪૩૨ |
| ,, ,, | ચોવીસી | | ૫૫૮ |
| ૧૭૮૮ પછી | +લક્ષ્મીસાગરસૂરિ રાસ (ઐ.) | રામવિજય (૨) | ૫૫૦ |
| ૧૭૮૯ | +સિદ્ધાચલ સ્ત. | ઉદયરત્ન | ૪૧૩ |
| લ. ,, | ત્રિભુવનકુમાર રાસ | લે. અખયકુશલ | ૧૪૮ |
| ,, ,, | +જંબૂરાસ | લે. કુંઅરવિજય | ૩૧૭ |
| ,, ,, | અમરસેન વયરસેન ચરિત્ર | લે. ગુણવિજય | ૪૭૨ |
| લ. ૧૭૯૦ | સીતારાસ | બાલ | ૪૨૨ |
| લ. ૧૭૯૧ | ચંદ્રલેખારાસ | લે. સભલાભ | ૨૬૬ |
| ,, ,, | દૃષ્ટિસઝાય બાલા૦ | લે. ત્રંબક | ૩૩૭ |
| લ. ૧૭૯૨ | વિક્રમચરિત્ર (લીલાવતી) ચો. | | ૧૪૬ |
| ,, ,, | +લક્ષ્મીસાગરસૂરિ રાસ (ઐ૦) | લે. મહિમાવિજય | ૫૫૧ |
| ૧૭૯૩ | +સુરત ચૈત્યપાટી | લાધાસાહ | ૪૯૭ |
| ,, | +હેમચંદ્રગણી રાસ (ઐ.) | વલ્લભકુશલ | ૫૨૫ |
| લ. ,, | વિક્રમસેન રાસ | લે. જિનેંદ્રહર્ષ | ૨૨૨ |
| ,, ,, | વિક્રમાદિત્ય પંચદંડ રાસ | | ૨૪૪ |
| ,, ,, | નવકાર રાસ | લે. મોહનવિજય | ૪૨૭ |
| ,, ,, | વંકચૂલ રાસ | લે. વિવેકસાગર | ૪૪૫ |
| ,, ,, | +ધ્યાનમાલા | | ૪૬૮ |
| લ. ૧૭૯૪ | ત્રિભુવનકુમાર રાસ | લે. રાજસાગર | ૧૪૯ |
| ૧૭૯૫ | +વિમલમેતા શલોકો | ઉદયરત્ન | ૪૧૦ |
| ૧૭૯૫ | +શિવચંદ રાસ (ઐ.) | લાધાસાહ | ૪૯૮ |
| ,, | નેમરાજુલ બારમાસ | દેવવિજય (૩) | ૫૦૩ |
| લ. ,, | શ્રીપાલ રાસ | લે. નાનજી | ૧૩૨ |

| | | | |
|---|---|---|---|
| ૧૭૯૫ | +વિચારસાર ગદ્ય | દેવચંદ્ર | ૪૯૫ |
| લ. ,, | પરદેશી રાજા રાસ | લે. પ્રેમચંદ | ૭૧ |
| ,, ,, | વિક્રમચરિત્ર (લીલાવતી)ચો. | લે. ઉદયવિજય | ૧૪૬ |
| ,, ,, | +નર્મદાસુંદરી રાસ | લે. અમીવિજય | ૪૩૦ |
| ,, ,, | +રત્નપાલ રાસ | લે. અખયચંદ્ર | ૪૩૪ |
| ,, ,, | જયસેન ચો. | | ૫૫૪ |
| ૧૭૯૭ | સુભદ્રા રાસ | ભાવરત્ન | ૫૦૫ |
| લ. ,, | +દૃષ્ટિસઝાય બા. | લે. દેવવિજય | ૩૩૬ |
| ૧૭૯૮ | +વિદ્યાસાગરસૂરિ રાસ (ઐ.) | નિત્યલાભ | ૫૪૧ |
| લ. ,, | +શુકરાજરાસ | | ૫૮ |
| ,, ,, | +જંબૂરાસ | | ૩૧૭ |
| ,, ,, | +ચંદરાજા રાસ | લે. કનકવિજય | ૪૪૧ |
| ,, ,, | +ચોવીસી | | ૪૯૧ |
| ,, ,, | શાંતિજિન રાસ | | ૫૫૦ |
| ૧૭૯૯ | હરિવંશ રાસ | ઉદયરત્ન | ૪૧૦ |
| | મહિપતિમતિસાગર રાસ | ,, | ૪૧૨ |
| ૧૭૯૯ | બુદ્ધિવિમલા રાસ | ભાવરત્ન | ૫૦૭ |
| ,, | સૌભાગ્યપંચમી સ્ત. | કાંતિવિજય (૨) | ૫૩૧ |
| લ. ૧૭૯૯ | ચંદરાજા રાસ | લે. વિનયરત્ન | ૧૬૪ |
| ૧૮૦૦ | અંબડ રાસ | ભાવરત્ન | ૫૦૯ |
| ,, | પાર્શ્વનાથ ચરિત્ર બા. | ભાનુવિજય | ૪૩૨ |
| લ. ,, | બુદ્ધિસેન ચો. | લે. રત્નચંદ | ૫૫૯ |
| | [ હવેથી લખ્યા સંવતજ આવશે. ] | | |
| લ. ૧૮૦૧ | ઉપધાનવિધિ સ્ત. | | ૧૪૨ |
| ,, ,, | વિક્રમાદિત્ય પંચદંડ રાસ | | ૨૪૪ |
| લ. ૧૮૦૨ | સમાધિશતક દોહા, સમનય રાસ અને સામ્યશતક | લે. સંઘવી ફતેચંદ | ૪૪ |

| | | | | |
|---|---|---|---|---|
| લ. | ૧૮૧૮ | +મલયસુંદરી રાસ | | ૫૨૮ |
| લ. | ૧૮૧૯ | મૃગાંકલેખા રાસ | લે. પીતાંબર | ૯૯ |
| | ,, | મેઘકુમાર ચોઢાલ | લે. ગણેશ | ૧૧૯ |
| | ,, | વિક્રમચરિત્ર (લીલાવતી) ચો. | | ૧૪૫ |
| લ. | ૧૮૨૧ | +કુમારપાલ રાસ | લે. જનસાગર | ૯૪ |
| લ. | ૧૮૨૨ | +મલયસુંદરી રાસ | લે. ફત્તેહચંદ | ૫૨૯ |
| | ,, | ,, | ,, | ,, |
| લ. | ૧૮૨૩ | વિક્રમકનકાવતી રાસ | લે વિનયવિજય | ૪૭૦ |
| લ. | ૧૮૨૪ | +કુમારપાલ રાસ | | ૯૩ |
| લ. | ૧૮૨૬ | નવસો કન્યા ચો. | | ૮૪ |
| ૨. | ૧૮૩૦ | સીમંધર સ્ત૦ બા૦ | પદ્મવિજય | ૪૫ |
| લ. | ૧૮૩૦ | અજીતસેન કનકાવતી રાસ | લે. દયારામ | ૧૦૨ |
| લ. | ૧૮૩૩ | ધ્યાનબાવની | | ૪૭૨ |
| લ. | ૧૮૩૫ | +કુમારપાલ રાસ | | ૯૩ |
| લ. | ૧૮૩૫ | +માનતુંગ માનવતી રાસ | લે. વિવેકવિજય | ૪૩૭ |
| લ. | ૧૮૩૬ | યોગરત્નાકર ચો. | | ૩૫૨ |
| | ,, | નવકાર રાસ | લે. રત્નપ્રભ | ૪૨૬ |
| લ. | ૧૮૪૦ | વછરાજ રાસ | લે. અમૃતવિજય | ૪૫૩ |
| લ. | ૧૮૪૧ | શ્રીપાલ રાસ | | ૮૭ |
| | ,, | +ચંદનાની રાસ | લે. પ્રેમવિજય | ૪૪૦ |
| લ. | ૧૮૪૨ | +માનતુંગ માનવતી રાસ | લે. જ્ઞાનવિજય | ૪૩૭ |
| લ. | ૧૮૪૬ | મલયસુંદરી રાસ | | ૪૦૧ |
| લ. | ૧૮૪૭ | નંદિષેણ રાસ | | ૭૩ |
| | ,, | મંગલકલશ ચો. | લે. લક્ષ્મીરત્ન | ૮૩ |
| | ,, | ગુણકરંડ ગુણાવલી રાસ | લે. ફુલચંદ | ૧૦૪ |
| લ. | ૧૮૪૭ | +શીલવતી રાસ | લે. હેમસાગર | ૪૫૦ |
| | ,, | સદેવંત સાવલિંગા રાસ | | ૫૪૧ |

| | | | | |
|---|---|---|---|---|
| લ. | ૧૮૪૯ | મહાવીર સ્ત૦ | | ૩૭ |
| | ,, | સ્થૂલભદ્ર રાસ | લે. ખુસાલવિજય | ૩૯૩ |
| લ. | ૧૮૫૦ | ગુણકરંડ ગુણાવલી રાસ | લે. કીર્તિવિજય | ૧૦૪ |
| | ,, | +ચંદરાજા રાસ | લે. શિવસાગર | ૪૪૦ |
| | ,, | શાંતિજિન રાસ | | ૫૫૦ |
| લ. | ૧૮૫૧ | +જંબૂરાસ | લે. રાઘવજી | ૪૨ |
| | ,, | +શુકરાજ રાસ | લે. તીર્થવિજય | ૫૮ |
| | ,, | ધમ્મિલ રાસ | લે. મોહનવિજય | ૬૨ |
| | ,, | અષ્ટપ્રકારી પૂજારાસ | લે. ભાણુવિજય | ૩૯૧ |
| લ. | ૧૮૫૨ | +રત્નચૂડ રાસ | લે. માણિક્યવિજય | ૨૬૪ |
| | | +વીશી | લે. ઇંદ્રભાણુ | ૪૯૨ |
| લ. | ૧૮૫૪ | +મલયાસુંદરી રાસ | લે. લક્ષ્મીકીર્તિ | ૫૨૯ |
| | ,, | સદેવંત સાવલિંગા રાસ | લે. અમૃતવિજય | ૫૪૧ |
| લ. | ૧૮૫૫ | +જંબૂરાસ | | ૪૨ |
| | ,, | અષ્ટપ્રકારીપૂજા રાસ | | ૩૯૧ |
| લ. | ૧૮૫૬ | +મંગલકલશ રાસ | લે. ધીરવિજય | ૪૧૭ |
| | ,, | +રત્નપાલ રાસ | લે. મંછારામ | ૪૩૫ |
| | ,, | +માનતુંગમાનવતી રાસ | | ૪૩૭ |
| લ. | ૧૮૫૭ | +કુમારપાલ રાસ | | ૯૪ |
| | ,, | રાજસિંહ રાસ | લે. ધનવિજય | ૩૯૮ |
| લ. | ૧૮૫૮ | +લીલાવતી સુમતિવિલાસ રાસ | | ૪૦૫ |
| | ,, | હરિવંશ રાસ | લે. ધનવિજય | ૪૧૨ |
| | ,, | સૌભાગ્યપંચમી સ્ત. | | ૫૩૧ |
| લ. | ,, | ગુણકરંડ ગુણાવલી રાસ | લે. રૂપચંદ | ૧૦૫ |
| | | +સૂક્તિમાલા | લે ધનવિજય | ૪૪૪ |
| | | મલયસુંદરી રાસ | લે. રત્નવિજય | ૫૨૮ |
| લ. | ૧૮૬૧ | +લીલાવતી સુમતિવિલાસરાસ | લે. રાજેંદ્રસાગર | ૪૦૬ |

| | | | |
|---|---|---|---|
| ,, | ગુણજિનરાસ | લે. ભીમવિજય. | ૫૧૨ |
| ,, | મલયાસુંદરી રાસ | | ૫૨૮ |
| લ. ૧૮૮૨ | અજાપુત્ર રાસ | લે. સા ખીમરાજ | ૧૨૨ |
| ,, | વિક્રમચરિત્ર (લીલાવતી) ચો. | લે. ચતુર્ભુજ | ૧૪૬ |
| ,, | વિક્રમાદિત્ય ચરિત્ર | | ૨૧૦ |
| લ. ૧૮૮૩ | +શ્રીપાલ રાસ | | ૧૯ |
| ,, | યશોવિજય વીશી | લે. રાજવિજય | ૪૯ |
| ,, | મૃગાંકલેખા રાસ | લે. માણેકચંદ | ૧૦૦ |
| ,, | વીરભાણ ઉદયભાણ રાસ | | ૩૬૯ |
| લ. ૧૮૮૪ | +આનંદમંદિર રાસ | | ૩૨૩ |
| લ. ૧૮૮૫ | +પંચકારણ સ્ત. | | ૧૪ |
| ,, | કુલધ્વજ રાસ | લે. દેવવિમલ | ૨૭૦ |
| લ. ૧૮૮૬ | સ્થૂલભદ્ર રાસ | લે. સુંદરજી | ૩૯૩ |
| ,, | +લીલાવતી સુમતિવિલાસ રાસ | લે. ખીમચંદ | ૪૦૬ |
| ,, | +રત્નપાલ રાસ | લે. હુકમવિજય | ૪૩૬ |
| લ. ૧૮૮૯ | મંગળકલશ રાસ | લે. રામવિજય | ૨૭૯ |
| લ. ૧૮૯૦ | અષ્ટપ્રકારી પૂજા રાસ | લે. તેજરત્ન | ૮૯૧ |
| ,, | શાંતિજિન રાસ | લે. કનકવિજય | ૫૫૦ |
| લ. ૧૮૯૩ | +લીલાવતી સુમતિવિલાસ રાસ | લે. શિવરામ | ૪૦૫ |
| લ. ૧૮૯૪ | +કુમારપાલ રાસ | | ૯૨ |
| લ. ૧૮૯૬ | સનતૃચક્રી રાસ | | ૭૯ |
| લ. ૧૮૯૮ | +ખેમા હડાલીઆ રાસ | | ૩૬૧ |
| લ. ૧૮૯૯ | ચોવીસી ચોઢાલ | | ૪૬૮ |
| લ. ૧૯૦૦ | જીવવિચાર સ્ત. | | ૧૫૧ |
| લ. ૧૯૦૨ | +ચંદરાજા રાસ | | ૪૪૧ |
| લ. ૧૯૦૬ | ૨૮ લબ્ધિ સ્ત૦ | લે. વંશીધર | ૩૪૪ |
| ,, | +૧૪ ગુણસ્થાન સ્ત. | ,, | ૩૪૫ |

| | | | | |
|---|---|---|---|---|
| લ. | ૧૯૦૭ | આનંદઘન બહોતરી | લે. જોશી મનોરદાસ | ૨ |
| | ,, | પ્રશ્નોત્તર ચો. | લે. દાનવિજય | ૪૬૬ |
| | ,, | સીમંધર સ્ત. | લે. ભક્તિસાગર | ૫૫૬ |
| લ. | ૧૯૧૧ | +સુક્તિમાલા | | ૪૪૪ |
| લ. | ૧૯૧૨ | રૂપસેન રાસ | લે. રતનસી | ૫૦૨ |
| લ. | ૧૯૧૪ | દયાદીપિકા ચો. | લે. રૂપચંદ | ૨૩૭ |
| લ. | ૧૯૧૬ | ૧૪ ગુણસ્થાન વીર સ્ત. | | ૧૩ |
| | ,, | ઉત્તમકુમાર ચો. | લે. રત્નચંદ | ૨૭૭ |
| લ. | ૧૯૧૮ | +અષ્ટ પ્રવચનમાતા સ. | | ૪૯૪ |
| લ. | ૧૯૧૯ | અભયકુમાર રાસ | લે. તેજવિજેજી | ૧૦૯ |
| લ. | ૧૯૨૦ | +સીયલ નવવાડ સ. | લે. પ્રમોદસાગર | ૮૪ |
| લ. | ૧૯૨૩ | સાધુ વંદણા | યશોવિજય | ૩૦ |
| લ. | ૧૯૨૪ | ધમ્મિલ રાસ | લે. સુરજમલ | ૬૨ |
| | ,, | કર્મવિપાક (જંબૂપૃચ્છા) રાસ | લે. ભાગ્યચંદ | ૨૫૫ |
| લ. | ૧૯૨૫ | +રત્નપાલ રાસ | | ૪૩૫ |
| લ. | ૧૯૩૦ | કલ્પ વ્યાખ્યાન | | ૩૩૨ |
| લ. | ૧૯૩૧ | +કુમારપાલ રાસ | | ૯૩ |
| | ,, | સમ્યક્ત્વ વીર સ્ત૦ બા૦ | | ૫૪૩ |
| લ. | ૧૯૩૫ | મહાબલ મલયસુંદરી રાસ | | ૧૦૬ |
| લ. | ૧૯૩૬ | ગૌતમ રાસ | લે. પ્રેમવિજય | ૨૯૭ |
| ,, | ૧૯૩૯ | +કુમારપાલ રાસ | લે. ખુશાલવિજય | ૯૩ |
| લ. | ૧૯૪૩ | +આર્દ્રકુમાર ચો. | મુદ્રક. જગદીશ્વર પ્રેસ શિલા છાપ | ૭૭ |
| લ. | ૧૯૪૬ | ફોસિનબાવની | | ૪૭૨ |
| લ. | ૧૯૫૧ | +કુમારપાલ રાસ | મુદ્રક ડાહ્યાભાઈ લલુભાઈ ને બીજા | ૯૪ |
| લ. | ૧૯૭૦ | આબુરાજ સ્ત૦ | | ૫૩૬ |



# જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ જો.

## પરિશિષ્ટ ૧ લું.

### જૈન કથા નામ કોષ.

રામાયણ, મહાભારત, પુરાણો ઇત્યાદિ જૈનેતર ધર્મગ્રંથોમાં જે ચરિત્રો આવે છે તેનો ટુંક સાર અક્ષરાનુક્રમ પ્રમાણે નામ વાર સ્વર્ગસ્થ કવિવર્ય શ્રી **નર્મદાશંકર લાલશંકરે** પોતાના '**નર્મ કથા કોષ**' એ નામના પુસ્તકમાં સુઘટિત રીતે આપેલ છે. એવીજ રીતે જૈન કથાઓનો કોષ એજ ઢબમાં હજુ સુધી કોઈ પણ વિદ્વાન્ જૈન કે જૈન સંસ્થા તરફથી બહાર પડેલો નથી એ શોચનીય બીના છે. શા. **ભીમશી માણેક** તરફથી 'જૈન કથારત્ન કોષ' એ નામનાં પુસ્તકોના આઠ દશ ભાગ બહાર પડયા છે, પણ તેમાં માત્ર અમુક ગ્રંથો કે રાસાઓ આપી તે અંગે જે કથાઓ આવે તે આપેલી છે.

જૈન કથાઓનો કોષ થવાની ઘણી જરૂર છે, પણ અહીંનો એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે બની શકે તેટલા ગ્રંથોમાંથી કથાઓનાં ચરિત્ર નાયકોનાં નામ પ્રમાણે ગોઠવી તે કથા તે પૈકી કયા ગ્રંથમાં જોવાથી મળી શકશે તે પુસ્તકનું નામ ટુંક અક્ષરમાં જણાવેલું છે. આટલું કર્યા પછી ભવિષ્યમાં કોઇ વિદ્વાન્ નીકળી આવશે કે જે '**નર્મકથાકોષ**ની પદ્ધતિ પર જૈનકથાકોષ ઘડી કાઢશે અને કોઇ જૈન સંસ્થા તેને બહાર પાડશે, એવી હૃદયપૂર્વક આશા રાખીએ છીએ. આવાં અનેક ચરિત્રો પરથી રાસ, ચોપાઇ આદિનાં વસ્તુ ઘડાયાં છે તેથી તે કયાં કયાં આવ્યાં છે તેનાં સ્થાનો મળી શકે તે માટેનો આ અપૂર્ણ કોશ પણ ઉપયોગી થશે. આધાર માટે જે જે પુસ્તકો મળી શક્યાં અને મારાથી જોવાયાં છે તેનાં ટુંકાં નામ મૂકવામાં આવ્યાં છે. તે નીચે પ્રમાણેઃ—

આ+પ્ર૦=આત્મ પ્રબોધ ભાષાંતર પ્રિ૦ જૈન આત્માનંદ સભા, ભાવનગર,
ઋ૦=ઋષિમંડળવૃત્તિ-ભાષાંતર. પૂર્વાર્ધ.
( પ્રકાશક-જૈન વિદ્યાશાળા અમદાવાદ સં. ૧૯૫૮ ).
ઉ૦=ઉપદેશમાળા-ભાષાંતર ( પ્ર૦ જૈન ધર્મ પ્રસારક સભા. ભાવનગર. સં. ૧૯૬૧ ).
ઉ૦ પ્રા૦=ઉપદેશ પ્રાસાદ ( પ્ર૦ જૈન ધર્મ પ્રસારક સભા. )
ચ૦ પ્ર૦=ચતુર્વિંશતિ પ્રબંધ-ભાષાંતર ( પ્ર૦ વડોદરા કેળવણી ખાતું. )
ત્રિ૦ શ૦ પુ૦=ત્રિષષ્ઠિ શલાકા, પુરૂષ ચરિત્ર, ભાષાંતર
( પ્ર૦ જૈન ધર્મ પ્રસારક સભા. )
પ્ર૦ ચ૦=પ્રભાવક ચરિતમ્-સંસ્કૃત મૂળ.
( પ્ર૦ નિર્ણય સાગર પ્રેસ, મુંબઈ. )
ભ૦=ભરતેશ્વર બાહુબલી વૃત્તિ-ભાષાંતર ( પ્ર૦ મગનલાલ હઠીસંગ, અમદાવાદ. સં. ૧૯૬૫. )
યો૦=યોગશાસ્ત્ર-ભાષાંતર ( પ્ર૦ શા ભીમશી માણેક. )
શી૦મા૦=શીલોપદેશમાળા ( પ્ર૦ જૈન વિદ્યાશાળા, અમદાવાદ. સને ૧૯૦૦. )

આંકડા જે મૂક્યા છે તે ઉપદેશ પ્રાસાદ નામના ગ્રંથ સિવાયના સંબંધે પૃષ્ઠ સૂચવે છે. ઉપદેશ પ્રાસાદનું ભાષાંતર પાંચ ભાગમાં છપાયેલું બહાર પડયું છે, તેથી તેના ભાગ ૧ લામાં સ્તંભ ૧ થી ૪, ભાગ ૨જામાં સ્તંભ ૫ થી ૯, ભાગ ૩જામાં સ્તંભ ૧૦ થી ૧૪, ભાગ ૪ થામાં સ્તંભ ૧૫ થી ૧૯ અને ભાગ ૫ મામાં સ્તંભ ૨૦ થી ૨૪ છે. આ દરેક સ્તંભ જૂદા જૂદા વ્યાખ્યાનમાં વહેંચાયેલા છે, તેથી તે સ્તંભ અને વ્યાખ્યાન દર્શાવવા માટે બે આંકડા ઉપદેશ પ્રાસાદના સંબંધે મુકવામાં આવ્યા છે તેમાં પ્રથમ આંકડો સ્તંભ, અને બીજો આંકડો વ્યાખ્યાન સૂચવે છે.

અગડદત્ત. ૩૮૨ શી૦મા૦

અગ્નિભૂતિ ( મહાવીરના બીજા ગણધર ) ૪-૫૬ ઉ૦ પ્રા૦

જીનદેવસૂરિ ૧૧ થી ૧૫ ચ. પ્ર. ૭૮ પ્ર. ચ.
ઢંઢણઋષિ (કૃષ્ણપુત્ર) ૨૨-૩૨૫ ઉ. પ્રા.
ઢંઢણકુમાર ૯૭ ઉ. ૩૭૩ ઋ. ૫૩ ભ.
ઢુંઢકમત ઉત્પત્તિ ૧૬-૨૪૦ ઉ. પ્રા.
ત્રિદંડી ૨૮૩ ઉ.
ત્રિવિક્રમ ૩-૪૦ ઉ. પ્રા.
તામલી તપાસ ૧૪૧ ઉ. ૧૬-૨૩૬ ઉ. પ્રા.
તિષ્યગુપ્ત (૨ જો નિન્હવ) ૨-૧૯ ઉ. પ્રા.
તિલક ૮-૧૦૮ ઉ. પ્રા. ૨૧૬ ચો.
તિલભટ્ટ ૯-૧૨૪ ઉ. પ્રા.
તેતલીપિતા (મહાવીરના ૧૦ મા શ્રાવક) ૨૭૫ આ. પ્ર.
તેતલીપુત્ર ૧૨-૧૭૭ ઉ. પ્રા.
દત્ત ને કાલિકાચાર્ય (સત્ય) ૩૪૫ આ. પ્ર.
દત્તદુહિતા ૩૬૨ શી. મા.
દત્તમુનિ ૧૫૬ ઉ.
દમદંત મહામુનિ ૩૯૩ થી ૩૯૭ ઋ.
દમયંતી ૨૮૬ થી ૨૯૨ ભ. ૧૫-૨૧૨ ઉ. પ્રા.
દવદંતી ૨૬૨ શી. મા.
દર્દુરાંક દેવ ૩૩૪ ઉ.
દશાર્ણભદ્ર ૧૨૬ થી ૧૨૮ ભ. ૧૩-૧૮૧ ઉ. પ્રા.
દ્રાવિડ ને વાલિખિલ્લ ૧૫-૨૨૫ ઉ. પ્રા.
દ્રુમક ૧૮૮ ઉ.
દ્રૌપદી ૩૪૫ થી ૩૫૦ ભ.
દ્વિમુખમુનિ (૩ જા પ્રત્યેકબુદ્ધ) ૨૪-૨૪૯ ઉ. પ્રા.
દ્વૈપાયનઋષિ ૧૮ શી. મા.
દામન્નક ૧૭-૨૪૯ ઉ. પ્રા.
દાસીપુત્ર ૫-૬૭ ઉ. પ્રા.

# પરિશિષ્ટ ૨.

## જૈનગચ્છોની ગુરૂપટ્ટાવલીઓ.

**પ્રસ્તાવ—**

Indian Antiquary નામના પુરાતત્વ સંબંધીના અંગ્રેજી માસિકના પુસ્તક ૧૧ ના સપ્ટેંબરના અંકમાં પૃ. ૨૪૫ થી ૨૫૬ માં Extracts from the Historical Records of the Jainas એટલે 'જૈનોની ઐતિહાસિક નોંધોમાંથી ઉતારા' એ નામના વિષય નીચે ડા૦ Johannes Klatt Ph. D. (બર્લિન) એ નામના વિદ્વાને ખરતરગચ્છ અને તપગચ્છની પટ્ટાવલીઓ અંગ્રેજીમાં સારરૂપે લખેલી પ્રકટ થઇ છે, આ પૈકી પહેલીનું ગૂજરાતી ભાષાંતર 'સનાતન જૈન' નામના માસિકનો હું 'ઉપતંત્રી' હતો ત્યારે તેના ૧૯૦૭ ના જુલાઇના અંકમાં 'ખરતરગચ્છની પટ્ટાવલી' એ મથાળા નીચે, અને બીજીનું તે પત્રના ડીસેંબર ૧૯૦૭–ફેબ્રુઆરી ૧૯૦૮ (પુ. ૩ અંક ૬–૭)માં 'તપગચ્છની પટ્ટાવલી' એ મથાળા નીચે મેં કરેલું પ્રગટ થયું હતું. તેમાં રહેલી અશુદ્ધિઓ દૂર કરી અનેક ટિપ્પણો મારા તરફથી ઉમેરી આ બંને પટ્ટાવલીઓ તેમજ મેં તૈયાર કરેલી તે બંને ગચ્છની કેટલીક શાખાઓની પટ્ટાવલીઓ પરિશિષ્ટરૂપે અત્ર આપવામાં આવી છે.

ડાક્ટર કલાટે ખરતરગચ્છના આચાર્યોની નોંધ લખવામાં ક્ષમાકલ્યાણજીની ખરતરગચ્છ પટ્ટાવલીનો, અને તપગચ્છના આચાર્યોની નોંધ લખવામાં મુનિસુંદરકૃત ગુર્વાવલી તથા ધર્મસાગરકૃત પટ્ટાવલીનો મુખ્યત્વે આધાર લીધો છે એમ સરખાવતાં માલૂમ પડે છે. દરેક ગચ્છની જૂદી જૂદી પટ્ટાવલીઓ છે અને એક એક ગચ્છની પણ જૂદા જૂદા વિદ્વાનોએ તૈયાર કરેલી જૂદી જૂદી પટ્ટાવલીઓ છે, છતાં આ પૈકી એક મુનિસુંદરસૂરિ કૃત ગુર્વાવલી (પ્ર. શ્રી યશોવિજય ગ્રંથમાલા)

સિવાય એકે મૂળસ્વરૂપે ને અખંડપણે પુસ્તકાકારે હજુ મુદ્રિત થઈ બહાર પડેલ નથી, તે ઓછું શોકજનક નથી. પ્રકાશિની સંસ્થાઓએ આવાં ઐતિહાસિક મૂલ્યવાન્ સાધનો પ્રત્યે કેવલ ઉપેક્ષા કરી છે તે અક્ષમ્ય ને અસહ્ય છે.

અમદાવાદના પુરાતત્ત્વમંદિરના આચાર્ય શ્રી જિનવિજયજીએ પોતાના ત્રિમાસિક નામે 'જૈન સાહિત્ય સંશોધક'માં ખંડ ૨ અંક ૧માં મૂળ સંસ્કૃતમાં ઉપકેશ ગચ્છની પટ્ટાવલી પ્રકટ કરી છે, તથા પોતે ખરતરગચ્છની સંસ્કૃતમાં ચાર પટ્ટાવલીઓ (કે જેમાં સં. ૧૫૮૨ની, તથા ક્ષમાકલ્યાણજીની રચ્યા સં. ૧૮૩૦ નો સમાવેશ કર્યો છે) અલગ છપાવી છે પણ હજુ તેમાં તે ગચ્છની વિશેષ બે એક પટ્ટાવલીઓ ઉમેરવાની હોવાથી તે પુસ્તકરૂપે બહાર પડી શકી નથી. આશા છે કે થોડા સમયમાં તે પ્રકાશમાં આવશે.

ગૂજરાતી ભાષામાં તપગચ્છાદિની પટ્ટાવલીઓ પ્રથમ બહાર પાડવાનો પ્રયાસ ઉપર જણાવેલ 'સનાતન જૈન' દ્વારા મેં કર્યો હતો; ત્યારપછી મેં 'જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ હેરલ્ડ'ના તંત્રી તરીકે 'તપગચ્છની પટ્ટાવલી' વિસ્તૃતરૂપમાં એક હસ્તપ્રત (જરા અધૂરી મળી તે) માંથી અક્ષરશઃ ઉતારી તે પત્રના સને ૧૯૧૫ ના પુસ્તક ૧૫માં પ્રકટ કરેલા ખાસ 'જૈન ઇતિહાસ-સાહિત્ય અંક'માં પૃ ૩૨૮ થી ૩૭૩માં પ્રકટ કરી હતી. આજ 'વીરવંશાવલી' એ નામે પૂર્ણ પ્રત મળી તેમાંથી ઉક્ત શ્રી જિનવિજયજીએ પોતાના ઉક્ત ત્રિમાસિક 'જૈન સાહિત્ય સંશોધક'માં ખંડ ૧ અં. ૩ માં પ્રકટ કરી. ખરતરગચ્છની પટ્ટાવલી 'મહાજનવંશ મુક્તાવલિ' (રામલાલ ગણિ કૃત પ્ર. બીકાનેર જૈનવિદ્યાશાલા સં. ૧૯૬૭) અને 'રત્નસાગર' એ નામનાં પુસ્તકોમાં બહાર પડી ગઈ હતી. આ સર્વેની પહેલાં અંચલ ગચ્છની પટ્ટાવલી સ્વર્ગસ્થ ભીમશી માણેકે તે ગચ્છના પંચપ્રતિક્રમણ સૂત્રનું પુસ્તક બહાર પાડતાં તેમાં પ્રકટ કરી હતી (કે જે ઉપરથી ઉપરોક્ત ડૉક્ટર ક્લાટે 'અંચલગચ્છની પટ્ટાવલી' અંગ્રેજીમાં સારરૂપે લખેલી તે Indian Antiquary ના

પુસ્તક ૨૩ ના જુલાઈ ૧૯૧૪ના અંકમાં પૃ. ૧૭૪ થી ૧૭૮ માં પ્રકટ થઈ, કે જેની સાથે સાથે ગોયરક્ષ શાખાની, તપ ગચ્છની, વિજયાનંદસૂરિ ગચ્છની, વિજય શાખાની, વિમલ ગચ્છની, પાર્શ્વચંદ્ર ગચ્છની પટ્ટાવલીઓનો પણ જૂદા જૂદા મથાળાથી ઉલ્લેખ કરી ક્યાંક ક્યાંક સાર આપ્યો છે.). સં. ૧૯૬૮ (સન ૧૯૧૨)માં 'સુધર્મગચ્છ પરીક્ષા' એ નામની પાર્શ્વચંદ્ર સૂરિના પ્રશિષ્ય બ્રહ્મર્ષિએ વિક્રમ સત્તરમી સદીમાં બનાવેલી ગૂજરાતી પદ્યકૃતિ કચ્છના રવજી દેસરે છપાવી પ્રસિદ્ધ કરી. સં. ૧૯૭૩ માં અમદાવાદના જૈનયુવકમંડળે નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલી પ્રકટ કરી, અને તેજ વર્ષમાં અત્રતત્રથી એકઠું કરી 'ગચ્છમત-પ્રબંધ' એ નામની ચોપડી (હાલ ર૧૦) શ્રી બુદ્ધિસાગરસૂરિએ લખેલી તે અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી પ્રકટ થઇ.

મૂલ જે જે પટ્ટાવલીઓ–ગુરૂપરંપરાઓ–ગુર્વાવલીઓ હોય તે પ્રકટ થાય, તેને બીજાં ઐતિહાસિક સાધનોથી–ગ્રંથ પ્રશસ્તિઓ, પ્રતિમાલેખો વગેરેથી કસી તેનાં પર ટિપ્પણો વિસ્તૃત પ્રમાણમાં કરવામાં આવે–બલાબલ ને સત્યાસત્યનો નિર્ણય કરવામાં આવે તો જૈન ઇતિહાસપર ભારે પ્રકાશ પડી શકશે એ નિર્વિવાદ છે.

આ ગ્રંથમાં અમુક ગચ્છના અમુક સૂરિના રાજ્યમાં આ કૃતિ થઇ, એમ અનેક સ્થલે કવિઓએ પોતાની કૃતિની અંતની પ્રશસ્તિમાં નોંધ કરી છે, તેથી તે તે સૂરિનો સમય જાણતાં કૃતિની રચનાનો સમય નિર્ણીત કરવામાં ઘણી સહાય મળી શકે; તેથી અત્ર જૈન શ્વેતામ્બરીય મુખ્ય ગચ્છોની જે પટ્ટાવલીઓ મારાં ટિપ્પણો સાથે આપી છે તે ઉપયોગી નિવડશે.

**મુંબઈ ૧૬–૯–૨૭. મોહનલાલ દલીચંદ દેશાઈ.**

॥ ॐ अर्हम् ॥

# (૧) ખરતર ગચ્છની પટ્ટાવલી.

અંગ્રેજીમાં લેખકઃ–ડૉક્ટર કલાટ્ટ પી. એચ. ડી. (બર્લિન.)

ડાક્ટર ભાઉદાજીએ રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબઇ શાખા પાસે નિબંધ વાંચ્યો હતો તેમાં તેણે મેરૂતુંગની થેરાવલિ અને બીજાં પુસ્તકોને આધારે જૈનોના પ્રાચિન ઇતિહાસપર ઘણું પ્રકાશ પાડયું હતું. આ પૃષ્ઠોમાં જૈનોના બે મુખ્ય ગચ્છ ખરતર અને તપગચ્છની પટ્ટાવલીઓમાંથી સૌથી અગત્યની તારીખ–કાલ હું આપીશ. આ સર્વ ૨૨ હસ્તલિખીત પ્રતોમાંથી લીધું છે. તેમાંથી ૨૦ પ્રતો મુંબઇથી મુંબઇનિા કેળવણી ખાતાના ડાયરેક્ટર કે. એમ. ચૅટ્ફિલ્ડની સહાયતાથી મળી છે તેથી તેનો ઉપકાર માનું છું અને બીજી બે પ્રતો બર્લિનમાંથી મેળવી છે.

## [બૃહત્] ખરતર ગચ્છની પટ્ટાવલી.

**મહાવીર**—કુલ ઇક્ષ્વાકુ, ગોત્ર, કાસ્યપ, પિતા ક્ષત્રિયકુંડ ગ્રામના રાજા સિદ્ધાર્થ, માતા ત્રિશલા, જન્મ ચૈત્ર શુદિ ત્રયોદશીમાં, નિર્વાણુ ચતુર્થ આરાના અંત પહેલાં ૩ વર્ષ અને ૮ા। મહિને પાપા શહેરમાં ૭૨ વર્ષની ઉમરે કાતિક અમાવાસ્યાને દિને થયું તેમને ૧૧ મુખ્ય શિષ્યો–ગણધરો હતા.

તેમના પ્રથમ શિષ્ય **ગૌતમ** ઉર્ફે ઇન્દ્રભૂતિ હતા. તેમના ગોત્રનું નામ ગૌતમ, પિતાનું નામ બ્રાહ્મણ વસુભૂતિ, માતાનું નામ બ્રાહ્મણી પૃથ્વી હતા. જન્મ મગધના ગોબર ગ્રામમાં થયો. નિર્વાણ વીરના નિર્વાણુ પછી વીરાત્ ૧૨ વર્ષ ૯૨ વર્ષની ઉમરે રાજગૃહમાં પામ્યા. ગૌતમે દીક્ષિત કરેલા સાધુઓ પોતાની પહેલાં ગત થવાથી, અને બીજા નવ ગણધરોએ પોતાના શિષ્ય સાધુઓ **સુધર્માને** સોંપી દેવાથી, ૫ મા

**ગણધર સુધર્માની** પાટ ગણાઈ અને તે પાટે પાંચમા આરાના અંતે થનાર દુ:પ્રસહસૂરિ સુધી ચાલશે.

વીર પછી ૧૫ વર્ષ ગયાં પછી **જમાલિ** નામનો **પહેલો નિન્હવ** થયો. અને ૧૬ વર્ષ ગયાં પછી **તિષ્યગુપ્ત** (પ્રાદેશિક) નામનો **બીજો નિન્હવ** થયો.

**૨ સુધર્મા**--જન્મ કોલ્લાકગ્રામમાં, ગોત્ર અગ્નિવૈશ્યાયન, પિતા ધમ્મિલ્લ, માતા ભદ્દિલા; ગૃહસ્થપણે ૫૦ વર્ષ, છદ્મસ્થ તરીકે ૪૨ વર્ષ અને કેવલી તરીકે આઠ વર્ષો રહ્યા. વીર નિર્વાણ પછી-વીરાત્ ૨૦ વર્ષે ૧૦૦ વર્ષની વયે નિર્વાણ પામ્યા.

**૩ જમ્બૂ**—જન્મ રાજગૃહમાં, ગોત્ર કાશ્યપ, પિતા શ્રેષ્ઠી ઋષભદત્ત, માતા ધારિણી; ગૃહસ્થ તરીકે ૧૬ વર્ષ, છદ્મસ્થ તરીકે ૨૦ વર્ષ અને કેવલી તરીકે ૪૪ વર્ષ રહ્યા. નિર્વાણ વીર પછી ૬૪ વર્ષે* ૮૦ વર્ષની વયે પામ્યા. આ છેલ્લા **કેવલી** હતા.

**૪ પ્રભવ**—ગોત્ર કાત્યાયન, પિતા જયપુરના રાજા વિંધ્ય, ગૃહસ્થપણે ૩૦ વર્ષ, સામાન્ય વ્રતી તરીકે ૪૪ (કોઈ કહે છે ૬૪) વર્ષ અને આચાર્ય તરીકે ૧૧ વર્ષ રહ્યા. મરણ વીરના નિર્વાણ પછી એટલે વીરાત્ ૭૫ વર્ષે ૮૫ (અથવા ૧૦૫) વર્ષની વયે થયું.

**૫ સય્યમ્ભવ**—જન્મ રાજગૃહ, ગોત્ર વાત્સ્ય; તેમણે શાંતિજિનની પ્રતિમાનાં દર્શન કરવાથી જૈન દીક્ષા લીધી, પોતાના પુત્ર **મનક** વાસ્તે **દશ વૈકાલિક સૂત્ર** રચ્યું. ૨૮ વર્ષ ગૃહસ્થાશ્રમમાં, ૧૧ વર્ષ વ્રતી તરીકે અને ૨૩ વર્ષ આચાર્ય તરીકે ગાળ્યાં. વીરાત્ ૯૮ વર્ષે ૬૨ વર્ષની વયે સ્વર્ગ પામ્યા.

---

૩ * સરખાવો હેમાચાર્યનું પરિશિષ્ટ પર્વ ૪, ૬૧

श्री वीरमोक्षदिवसादपि हायनानि
चत्वारि षष्टिमपि च व्यतिगम्य जम्बूः ।
कात्यायनं प्रभवमात्मपदे निवेश्य
कर्मक्षयेण पदमव्ययमाससाद ॥

૬ **યશોભદ્ર**—ગોત્ર તુંગીયાયન, ગૃહસ્થપણે ૨૨ વર્ષ, વ્રતી તરીકે ૧૪ વર્ષ, અને આચાર્ય તરીકે ૫૦ વર્ષ રહ્યા. વીરાત્ ૧૪૮ વર્ષે ૮૬ વર્ષની વયે સ્વર્ગસ્થ થયા.

૭-૮ **સમ્ભૂતિવિજય** અને તેના લઘુ ગુરૂભ્રાતા **ભદ્રબાહુ.**

**સમ્ભૂતિવિજય**—ગોત્ર માઠર, ગૃહસ્થપણે વર્ષ ૪૨, વ્રતી તરીકે ૪૦, યુગપ્રધાન તરીકે ૮ વર્ષ ગાળ્યાં અને વીરાત્ ૧૫૬ વર્ષે ૯૦ વર્ષની ઉમરે ગત થયા.

**ભદ્રબાહુ**—ગોત્ર પ્રાચીન. તેમણે ઉપસર્ગહરસ્તોત્ર, કલ્પસૂત્ર, અને આવશ્યક, દશવૈકાલિક વગેરે ૧૦ શાસ્ત્રો પર **નિર્યુક્તિઓ** રચી. ગૃહસ્થપણે વર્ષ ૪૫, વ્રતી તરીકે ૧૭ અને યુગપ્રધાન તરીકે ૧૪ વર્ષ રહ્યા. અને વીરાત્ ૧૭૦ વર્ષે ૭૬ વર્ષની વયે દેવગત થયા.

૯. **સ્થૂલભદ્ર**—( સમ્ભૂતિવિજયના શિષ્ય, અહીં ભદ્રબાહુના શિષ્યો મૂકી દીધા છે ) જન્મ પાટલીપુત્ર, ગોત્ર ગૌતમ, પિતા શકડાલ (તપગચ્છની પટ્ટાવલીમાં શકટાલ) કે જે નવમા નંદના મંત્રી હતા, માતા લાછલદેવી (હેમચંદ્રના પરિશિષ્ટમાં લક્ષ્મીવતી). તેઓ કોશ્યા નામની વેશ્યાને જૈનધર્મમાં લાવ્યા. તે ૧૪ પૂર્વના જાણનારમાં છેલ્લા હતા. પણ તેમાં ફેરફાર નીચે પ્રમાણે કરવો જોઇએઃ—

**दश पूर्वाणि वस्तुद्वयेन न्यूनानि सूत्रतोऽर्थतश्च पपाठ, अन्त्यानि चत्वारि पूर्वाणि तु सूत्रत एवाधीतवान्नार्थत इति वृद्धप्रवादः**

તેઓ ગૃહસ્થ તરીકે ૩૦ વર્ષ, વ્રતી તરીકે ૨૦ અને સૂરિ તરીકે ૪૯ વર્ષ રહ્યા. વીરાત્ ૨૧૯ વર્ષે ૯૯ વર્ષની વયે દેવગત થયા.

વીરાત્ ૨૧૪ વર્ષે **અવ્યક્ત** નામનો ત્રીજો **નિન્હવ આષાઢાચાર્યે** ઉત્પન્ન કર્યો. વીરાત્ ૨૨૦ વર્ષે **સામુચ્છેદિક** નામનો ચોથો **નિન્હવ અશ્વમિત્રે** ઉત્પન્ન કર્યો. અને વીરાત્ ૨૨૮ વર્ષે **ગંગ**×

---

૯ × ગંગને એકસ્મિન્ સમયે અનેક ક્રિયોપયોગવાદી જણાવેલ છે.
ક્ષ.=ક્ષમાકલ્યાણકૃત ખરતર ગચ્છની પટ્ટાવલી. ભદ્રબાહુ ૧૪ પૂર્વધર હતા.
મો. દ. દે.

(દ્વિક્રિય) નામનો પાંચમો **નિન્હવ** થયો.

**૧૦-૧૧ આર્યમહાગિરિ** અને તેના લઘુગુરૂભ્રાતા **આર્યસુહસ્તિ.**

**૧૦. આર્યમહાગિરિ**—ગોત્ર એલાપત્ય ગૃહસ્થ તરીકે ૩૦ વર્ષ, વ્રતી તરીકે ૪૦ વર્ષ, અને સૂરિ તરીકે ૩૦ વર્ષ રહ્યા. વીરાત્ ૨૪૯ વર્ષે (સામાન્ય રીતે વીરાત્ ૨૪૫ વર્ષે) ૧૦૦ વર્ષની ઉમરે દેહત્યાગ કર્યો.

**૧૧. સુહસ્તિન્**—ગોત્ર વાશિષ્ઠ. ગૃહસ્થ તરીકે ૩૦ વર્ષ, વ્રતી તરીકે ૨૪ વર્ષ અને સૂરિ તરીકે ૪૬ વર્ષ રહ્યા. વીરાત્ ૨૬૫ વર્ષે ૧૦૦ વર્ષની વયે સ્વર્ગસ્થ થયા. તેઓ વીરાત્ ૨૩૫ × વર્ષે રાજ્ય કરતા અને શ્રેણિકની ૧૭ મી પેઢીએ ઉતરી આવેલા **સંપ્રતિ** રાજાને પોતાના જૈનધર્મમાં લાવ્યા, અને ત્રિખણ્ડ-ત્રણે ખંડને પ્રાસાદ, બિમ્બો આદિથી સુશોભિત કર્યું અને અનાર્ય દેશમાં વિહાર સ્થાપના કરી. **અવન્તિસુકુમાલ** અને બીજા ઘણાઓને તેમણે જૈન દીક્ષિત કર્યા.

**૧૨. આર્યસુસ્થિત**—( આ સુહસ્તિના શિષ્ય હતા. આર્યમહાગિરિને **બહુલ** અને **બલિસ્સહ** નામના બે શિષ્યો હતા. બલિસ્સહના શિષ્ય પરંપરાની ટીપ આવશ્યક અને નન્દીસૂત્રની સ્થવિરાવલિમાં આપેલ છે.) આર્યસુસ્થિતને **કોટિક** ( કોટિવાર સૂરિમંત્ર જપવાથી ) અને **કાકન્દિક** ( કાકંદાનગરીમાં જન્મવાથી ) નામના બે બિરૂદ હતાં. ગોત્ર વ્યાઘ્રાપત્ય; ગૃહસ્થ તરીકે વર્ષ ૩૧, વ્રતી તરીકે ૧૭ અને સૂરિ તરીકે ૪૮ વર્ષ રહ્યા. અને વીરાત્ ૩૧૩ વર્ષે ૯૬ વર્ષની વયે પંચત્વ પામ્યા. **તેમનાથી કોટિકગચ્છ** જન્મ પામ્યો. તેમના લઘુભ્રાતાનું નામ **સુપ્રતિબુદ્ધ** હતું.

---

૧૧ × ટૉડરાજસ્થાન વૉ. ૧ પૃ. ૨૦૭ (બીજી આવૃત્તિમાં) આ સંબંધીનું વર્ષ વીરાત્ ૨૦૨ આપે છે. સંપ્રતિ તે ચંદ્રગુપ્ત પુત્ર બિંદુસારના પુત્ર અશોકના કુણાલનો પુત્ર. મો. દ. દે. 'તેણે સવાલાખ પ્રતિમા-નવીન જિનપ્રાસાદ કરાવ્યા. સવા કરોડ બિંબો કરાવી તેની પ્રતિષ્ઠા કરાવી, તેરહજાર જીર્ણોદ્ધાર, ૯૫ હજાર પિત્તલની પ્રતિમા, ૭૦૦ સત્રાગાર, બેહજાર ધર્મશાલા કરાવી.' સૌ.

१३. इन्द्रदिन्न.

१४. दिन्न.

१५. सिंहगिरि—जातिस्मरणज्ञानवान्.

આ વખતે **પાદલિપ્તાચાર્ય, વૃદ્ધવાદિસૂરિ અને વૃદ્ધવાદિસૂરિના શિષ્ય સિદ્ધસેન દિવાકર** (કે જેમણે દીક્ષા નામ કુમુદચંદ્ર પ્રાપ્ત કર્યું હતું પ્રભાવકચરિત્ર ૮, ૫૭) થયા. **સિદ્ધસેન દિવાકરે** પોતાના કલ્યાણમંદિર સ્તવના પ્રભાવે ઉજ્જયિનિના મહાકાલ મંદિરમાં રૂદ્રનું લિંગ તોડી તેમાંથી પોતાના પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી બતાવી. તેમણે વીરાત્ ૪૭૦ વર્ષે વિક્રમાદિત્યને જૈન બનાવ્યા.+

**१६. वज्र**—ગોત્ર ગૌતમ, પિતા ધનગિરિ, માતા સુનન્દા. જન્મ તુમ્બવનગ્રામમાં વીરાત્ ૪૯૬ વર્ષે થયો. ગૃહસ્થ તરીકે ૮ વર્ષ, વ્રતી તરીકે ૪૪ વર્ષ અને સૂરિ તરીકે ૩૬ વર્ષ રહ્યા. વીરાત્ ૫૮૪ વર્ષે ૮૮ વર્ષની ઉમરે કાલવશ થયા. તેઓ સિંહગિરિ પાસેથી ૧૧ અંગ શિખ્યા. ત્યાર પછી તેઓ ૧૨ મું દૃષ્ટિવાદાંગ દશપુરથી અવન્તિ (ઉજ્જયિનિ)માં **ભદ્રગુપ્ત** પાસે શિખવા ગયા. ૧૦ પૂર્વ જાણનારામાં તે છેલ્લા હતા. **वज्रस्वामितो दशमपूर्व-चतुर्थसंहननादि व्युच्छेदः** ) અને તેમણે જૈન ધર્મનો પ્રસાર દક્ષિણ તરફના બૌદ્ધ રાજ્યમાં કર્યો. **આ વજ્રમાંથી વજ્રશાખા થઇ.**

---

૧૨ બલિસ્સહના શિષ્ય ઉમાસ્વાતિ (તત્ત્વાર્થાધિગમસૂત્રના કર્તા) હતા; ઉમાસ્વાતિના શિષ્ય શ્યામાચાર્ય (પ્રજ્ઞાપનાના કર્તા) હતા કે જેમનો સ્વર્ગવાસ વીરાત્ ૩૭૬ માં થયો એમ મનાય છે. મો. દ. દે.

૧૫ + પટ્ટાવલિમાં વિક્રમને જૈન બનાવવાનું ૪૭૦ વીરાત્ એ વર્ષ આપ્યુંજ નથી. તેમાં એ વાત જણાવી ઉમેર્યું છે કે વિક્રમરાજ્ય વીરાત્ ૪૭૦ વર્ષે થયું. વિક્રમાદિત્ય રાજા વીરાત્ ૪૭૦ વર્ષે થયો. ક્ષ.

૧૬ + જેમણે આકાશગામિની વિદ્યાથી સંઘરક્ષા કરી, દક્ષિણ દિશામાં બૌદ્ધરાજ્યમાં જિનેન્દ્રપૂજાનિમિત્તે પુષ્પાદિ લાવીને પ્રવચન પ્રભાવના કરી, જેઓ દેવથી વંદાયા, અને જેઓ દશપૂર્વવિદ્‌માં અપશ્ચિમ-છેલ્લા હતા. ક્ષ.

વીરાત્ ૫૨૫ વર્ષે શત્રુંજય તીર્થનો ઉચ્છેદ થયો. અને વીરાત્ ૫૭૦ માં તે તીર્થનો પુનરૂદ્ધાર જાવડે કર્યો. વીરાત્ ૫૪૪ માં ત્રૈરાશિક નિન્હવને રોહગુપ્તે ઉત્પન્ન કર્યો.

૧૭. **વજ્રસેન**—ગોત્ર ઉત્કોશિક? તેમણે સોપારકમાં શ્રેષ્ઠી જિનદત્ત અને તેની સ્ત્રી ઈશ્વરીના ચાર પુત્ર નામે **નાગેન્દ્ર, ચન્દ્ર, નિવૃત્તિ અને વિદ્યાધર કે જે ચારે, ચાર કુલોના સ્થાપક હતા,** તેમને જૈનધર્મ દીક્ષિત કર્યા.

૧૮. **ચંદ્ર**—ગૃહસ્થ તરીકે ૩૭ વર્ષ, વ્રતી તરીકે ૨૩ અને સૂરિ તરીકે ૭ વર્ષ એટલે બધાં મળી ૬૭ વર્ષ જીવ્યા.

---

૧૭ 'એકદા બાર દુકાળી અંતે વજ્રસ્વામિના વચનથી સોપારકે જઇને જિનદત્ત શ્રેષ્ઠીની ભાર્યા નામે ઈશ્વરીએ લક્ષ મૂલ્યનું ધાન્ય લાવી રસોઇ માટે અગ્નિપર ચડાવી હાંડલીમાં વિષ નાંખેલું જોઇને 'પ્રાતઃકાલે સુકાલ થશે' એવું જણાવી વિષનિક્ષેપ નિવારી નાગેંદ્ર-ચંદ્ર-નિર્વૃતિ-વિદ્યાધર નામના ચાર સકુટુંબ શ્રેષ્ઠિપુત્રોને પ્રવ્રજ્યા આપી. તે પરથી સ્વ સ્વનામથી અંકિત ચાર કુલો' થયાં.' ક્ષ.

નાગેંદ્ર કુલાદિની પરંપરા જૂદી થઈ છે પણ તેની અખંડ પટ્ટપરંપરા ઉપલબ્ધ નથી. નાગેંદ્રકુલમાં જંબુએ જિનશતક રચ્યું ને તેના પર તેના શિષ્ય સામ્બમુનિએ ટીકા રચી સં. ૧૦૨૫. નાગેંદ્રગચ્છમાં મહેંદ્રસૂરિ-શાંતિસૂરિ-આનંદ અને અમરસૂરિ-હરિભદ્રસૂરિ-વિજયસેનસૂરિ (કે જેમણે સં. ૧૨૮૮ માં વસ્તુપાલ તેજપાલના ગિરનાર પરના મંદિરમાં પ્રતિષ્ઠા કરી.) થયા. મો. દ. દે.

૧૮ 'ચંદ્રથી **ચાન્દ્રકુલ** પ્રસિદ્ધ થયું. આથીજ અમારા ગચ્છમાં હજુ પણ બૃહદ્દીક્ષા અવસરે अम्हाणं कोडिओ गणो, वयरी साहा, चंद्रं कुलं, अमुग गणनायगा, अमुग महोज्झाया संति, महत्तरा नत्थि ' એવો પાઠ નવીન શિષ્ય પ્રતિ આચાર્ય પાસે રહેલા વૃદ્ધો સંભળાવે છે' એવો સંપ્રદાય છે. ક્ષ.

'આર્યરક્ષિતે સાધિક નવ પૂર્વ શિખીને સમગ્ર નિજકુટુંબને પ્રતિબોધ્યુ' અને જિનશાસન પ્રભાવના કરનાર તેઓ થયા. તેમના શિષ્ય દુર્બલિકા પુષ્યમિત્રસૂરિ થયા. ક્ષ.

તેજ સમયે પુરોહિત સોમદેવ અને તેની ભાર્યા રૂદ્રસોમાના પુત્ર **આર્યરક્ષિત** દશપુરમાં વસતા હતા. તે પોતે વજ્ર પાસેથી નવ પૂર્વ અને ૧૦ મા પૂર્વનો એક ખંડ શીખ્યા અને પોતે તે સર્વ પોતાના શિષ્ય **દુર્બલિકાપુષ્પ મિત્રને** શિખવ્યા.

વીરાત્ ૫૮૪ વર્ષે **ગોષ્ઠામાહિલ** નામનો **સાતમો નિન્હવ** ઉત્પન્ન થયો. વીરાત્ ૬૦૯ વર્ષે **દિગમ્બરોની** ઉત્પત્તિ થઈ.*

**૧૯. સમન્તભદ્ર**—તેનું **વનવાસી** પણ નામ હતું.

**૨૦. દેવ**—અપરનામ **વૃદ્ધ**.

**૨૧. પ્રદ્યોતન.**

**૨૨. માનદેવ—શાન્તિસ્તવના** કર્તા.

**૨૩. માનતુંગ—ભક્તામર** અને **ભયહર** સ્તોત્રોના કર્તા.

**૨૪. વીર**—વીરાત્ ૯૮૦ વર્ષે વલભી પરીષદ્માં લોહિત્ય સૂરિના શિષ્ય **દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે+** સિદ્ધાંતો લેખબદ્ધ કર્યા. દેવર્ધિના સમયમાં એકજ પૂર્વ રહ્યું હતું.

વીરાત્ ૯૯૩ વર્ષે **કાલકે** ભાદ્રપદ શુક્લ પંચમીમાંથી ચતુર્થીપર પર્યુષણ પર્વ ફેરવ્યું. અહીં હસ્તલિખિત પ્રતો Intercalate થાય છે કે એકજ નામના બે આચાર્યો કાલક નામના આ કાલક પહેલાં થયા. તેમાંના એક નામે § **શ્યામે પ્રજ્ઞાપના** રચી હતી અને નિગોદોનો અર્થ કર્યો હતો અને બીજાએ **ગર્દભિલ્લને** વીરાત્ ૪૫૩ વર્ષે હાંકી કહાડયો.

---

૧૮ * સાત નિન્હવો સંબંધી જુઓ વેબરનો ધર્મસાગરકૃત કુપક્ષ કૌશિકાદિત્યપર લેખ. બર્લિન એકેડેમિ ૧૮૮૨. પૃ. ૭૯૪ દિગંબરો સંબંધી તેજ લેખ પૃ. ૭૯૬-૮૦૧.

૧૯-૨૦ પછી સમન્તભદ્ર વનવાસી, પછી દેવસૂરિ વૃદ્ધ આમ પટ્ટાવલિમાં છે. ક્ષ

૨૪ + બીજી રીતે તેમનું નામ દેવવાચક અને તેમના ગુરૂનું નામ દુષ્યગણિ કહેવામાં આવે છે.

૨૪ § સ્યામાચાર્ય વીરાત્ ૩૭૬ માં થયા. ક્ષ.

વળી હસ્તલિખિત પ્રતો વધારે ઉલ્લેખે છે કે **જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ** હતા. તેઓએ **વિશેષાવસ્યકાદિ** ભાષ્ય× રચ્યું છે. તેના શિષ્ય નામે **શિલાંક** અપર નામ કોટયાચાર્યે પ્રથમ અને દ્વિતીય અંગો ઉપર વૃત્તિઓ રચી છે.÷

**હરિભદ્ર**—જન્મે બ્રાહ્મણ હતા. તેમને જિનભટ્ટે જૈન ધર્મમાં દીક્ષા આપી હતી. હરિભદ્રના બે શિષ્યો હંસ, અને પરમહંસને ભોટ-દેશના બૌધ્ધોએ મારી નાંખ્યા હતા. તેમણે ૧૪૪૪ (કેટલાક ૧૪૦૦ કહે છે. જિનદત્તના **ગણધર સાર્ધશતક** ઉપર થયેલી ટીકામાં હરિભદ્રના લગભગ ૩૦ ગ્રંથોની ટીપ આપી છે તેમાંના ઘણા હસ્તલિખિત છે) ગ્રંથો લખ્યા છે જેવાં કે–અષ્ટક, પંચાશક.

૨૫. જયદેવ. [વીરસૂરિપટ્ટે]

૨૬. દેવાનન્દ.

૨૭. વિક્રમ.

૨૮. નરસિંહ.

૨૯. સમુદ્ર.

૩૦. માનદેવ.

૩૧. વિબુધપ્રભ.

૩૨. જયાનન્દ.

૩૩. રવિપ્રભ.

૩૪. યશોભદ્ર.

૩૫. વિમલચંદ્ર.

---

× જુઓ કિલ્હૉર્ન સંસ્કૃત હસ્ત પ્રતોનો રીપોર્ટ ૧૮૮૦–૮૧ પૃ. ૩૭. [આ ભાષ્ય યશોવિજયજી ગ્રંથમાલામાં છપાઈ ગયું છે. મો.]

÷ પ્રભાવક ચરિત્ર ૯. શ્લો. ૧૦૪ પ્રમાણે તેમણે ૧૧ અંગોપર વૃત્તિઓ રચી કે જેમાં બે અંગોપરની વૃત્તિ સિવાયની બધી લુપ્ત થઈ છે. આચારાંગ વૃત્તિઓ રચ્યા સંવત્ શક ૭૯૮ છે, પણ જે શ્લોકમાં તે સંવત્ આપેલ છે તે શ્લોક હસ્તપ્રતની પ્રશસ્તિ પછી ઉમેર્યો હોવાથી બહુ વજનવાળો ગણાય નહિ એમ લાગે છે. કલાટ. હાલની શોધ પ્રમાણે તે વર્ષ ખરૂં લાગે છે.

**૩૬. દેવ. સુવિહિત પક્ષ ગચ્છના સ્થાપક.**

**૩૭. નેમિચન્દ્ર.**

**૩૮. ઉદ્યોતન.*** તેમના શિષ્યોથી **વર્તમાન ૮૪ ગચ્છોની ઉત્પત્તિ થઇ.** ઉદ્યોતને માલવક દેશથી શત્રુંજય જઈ ઋષભને વાંદવાની યાત્રા કરવા માથે લીધું હતું; તે યાત્રાએ જતાં તેઓ દેવગત થયા.

**૩૯. વર્ધમાન—ખરતરગચ્છ§** ના **પ્રથમ સૂરિ.** તેઓ પહેલાં ચૈત્યવાસી જિનચંદ્રના શિષ્ય હતા પણ પાછળથી ઉદ્યોતનના થયા હતા.

---

૩૬ તેમનું સુવિહિત માર્ગે આચરણ હોવાથી 'સુવિહિત પક્ષ ગચ્છ' એમ પ્રસિદ્ધિ થઇ.

૩૮ * સુસ્થિતના મરણ અને **વિક્રમાદિત્ય** વચ્ચેના ૧૫૭ વર્ષના આંતરામાં ૧૩ થી ૧૫ નંબરના ઉપરોક્ત ત્રણ આચાર્યો થયા. વજ્રના સ્વર્ગવાસથી અને દેવર્દ્ધિના વચ્ચેના ૪૦૦ વર્ષનો સમય ૧૭ થી ૨૪ નંબરના ઉપરોક્ત આઠ આચાર્યોએ લીધો; અને દેવર્દ્ધિ અને ઉદ્યોતન વચ્ચેના ૫૫૦ વર્ષોનો કાલ ઉપરોક્ત ૨૫ થી ૩૮ નંબરના ચૌદ આચાર્યોએ લીધો. આ ગણત્રીમાં સ્પષ્ટ રીતે મોટા ગાબડાં (gaps) છે.

૩૯ § ખરતરગચ્છની હસ્તલેખિત પ્રતોની પ્રશસ્તિઓમાં પોતાના આદ્ય પુરૂષ તરીકે સામાન્ય રીતે આરંભ **વર્ધમાનથી** થાય છે.

એકદા ઉદ્યોતનસૂરિને મહા વિદ્વાન્ અને શુદ્ધ ક્રિયાપાત્ર જાણી બીજા ૮૩ સ્થવિરોના ૮૩ શિષ્યો પઠનાર્થે આવ્યા તેમને સારી રીતે ગુરૂ ભણાવતા હતા. તે અવસરે અમ્ભોહર દેશમાં સ્થવીરમંડળીમાં વૃદ્ધ જિનચંદ્રાચાર્ય ચૈત્યવાસીના શિષ્ય નામે વર્ધમાને સિદ્ધાંતનું અવગાહન કરી ૮૪ આશાતનાનો અધિકાર આવ્યો ત્યારે પોતાના તે ગુરૂને એમ કહ્યું 'સ્વામિ ! ચૈત્યમાં વસતા અમોની આશાતના ટલે તેમ નથી, તેથી તે વ્યવહાર મને રૂચતો નથી' એ સાંભળી ગુરૂએ જેમ તેમ સમજાવ્યો કે જેથી સ્વશ્રદ્ધાથી ભ્રષ્ટ ન થાય. પછી ઉદ્યોતનસૂરિને શુદ્ધ ક્રિયાવંત સાંભળી તેની પાસે આવી તેનોજ શિષ્ય થઈ ઉપસંપદ્ ગ્રહણ કરી. પછી ગુરૂએ યોગાદિક વહન કરાવી સર્વ સિદ્ધાંતો ભણાવ્યા. અનુક્રમે યોગ્ય જાણી તે **વર્ધમાનને** આચાર્યપદ આપ્યું વગેરે ક્ષ. પટ્ટાવલિ જુઓ.

તેણે સોમ નામના બ્રાહ્મણના શિવેશ્વર અને બુદ્ધિસાગર નામના બે પુત્રોને અને કલ્યાણવતી નામની પુત્રીને જૈન દીક્ષા આપી હતી. દીક્ષા વખતે શિવેશ્વરે જિનેશ્વર નામ ધારણ કર્યું.

**तथा त्रयोदशसुरत्राणछत्रोद्दालकचन्द्रावतीनगरीस्थापक–पोरवाडज्ञातीय श्री विमलमन्त्रिणा श्री अर्बुदाचले ऋषभदेवप्रासादः कारितः......तत्राद्यापि विमलवसही इति प्रसिद्धिरस्ति । ततः श्रीवर्धमानसूरिः संवत् १०८८ मध्ये प्रतिष्ठां कृत्वा प्रान्तेऽनशनं गृहीत्वा स्वर्गं गतः ॥ ***

૪૦. જિનેશ્વર(૧)—પોતાના ભ્રાતા+ બુદ્ધિસાગરને લઇ મરૂદેશથી ગુર્જરદેશમાં ચૈત્યવાસીઓ સાથે વાદ કરવા ગયા.

---

૩૯ * આમાં આપેલ ૧૦૮૮ ની સાલ શિલાલેખોથી પ્રમાણિત થાય છે. જુઓ હંટર, ઈમ્પી. ગેઝે. આબુ વૉલ્યુ. ૧ પૃ. ૪ ડા. બર્જેસે આપેલ વર્ણન.

ઉદ્યોતનસૂરિનો શિલાલેખ સં. ૯૩૭ નો પ્રાપ્ત થયો છે તેમાં ગચ્છનો નામ નિર્દેશ નથી તેથી તે વખતે ગચ્છની ઉત્પત્તિ થઇ ન હતી એમ અનુમાન કોઈ કરે છે. જુઓ ના. ૨. પૃ. ૧૬૪

૪૦ + श्री बुद्धिसागरसूरिश्चक्रे व्याकरणं नवं ।
सहस्राष्टकमानं तत् श्री बुद्धिसागराभिधं ॥
—પ્રભાવક ચરિત્ર ૯–૯૧.

ચૈત્યવાસીઓ પરાજય પામવાથી કોમલાઃ–'કુંવલા' એ નામ પામ્યા. આ રીતે સુવિહિત પક્ષધારક જિનેશ્વરસૂરિ વિ. સં. ૧૦૮૦ માં 'ખરતર' બિરૂદધારક થયા. ક્ષ. જ્યારે બીજી પટ્ટાવલીઓમાં આ બિરૂદપ્રાપ્તિનું વર્ષ સં. ૧૦૨૪ આપે છે. જેમકે:—

(૧) **દસસય ચિઉ વીસેહી** નયર પાટણ **અણહલપુરિ,**
**હુઓ** વાદ સુવિહિત ચઈવાસીસુ બહુપરિ,
**દુલભ** નરવઇ સભા **સુમુખિ** જિણિ હેલઈ વજિત્તઉ,
**ચિત્તવાસ** ઉથપિઅ દેશ ગુરજર હિવ કિત્તઉ,

વિક્રમ સં. ૧૦૮૦માં ગુર્જર દેશમાં અણહિલપુરના રાજા દુર્લભની રાજસભામાં સરસ્વતિભાંડાગારમાંથી દશવૈકાલિક સૂત્ર લાવી સાધ્વાચાર વિષયપરની ગાથાઓ વાંચી સમજાવી, જિનેશ્વર ચૈત્યવાસીઓનો પરાભવ કર્યો. આથી તેમણે **ખરતર** એ નામનું 'બિરૂદ' મેળવ્યું.

**૪૧. જિનચંદ્ર (૧)—સંવેગરંગશાલા** પ્રકરણના કર્તા.

**૪૨. અભયદેવ**—જિનચંદ્રના લઘુ ગુરૂ-ભ્રાતા, પિતા ધારા નગરીના શ્રેષ્ઠી ધન અને માતા ધનદેવી, તેમનું મૂળ નામ અભયકુમાર હતું. અતિશય દેહદમન કરવાથી ( પટ્ટાવલિમાં–પૂર્વના કર્મના ઉદયથી ) તેમને કોઢ થયો હતો, હાથ તૂટી પડયા હતા પણ એક ચમત્કારથી સર્વ રોગ નાશ પામ્યો હતો. તેમણે સ્તંભનક પાસે પાર્શ્વની પ્રતિમાને

---

સુવિહિત ગચ્છ **ખરતર** બિરૂદ દુલભ નરવઇ તિહાં દિયઉ,
શ્રી **વર્ધમાન** પટ્ટઇ તિલઉ સૂરિ **જિણેસર** ગહગહ્યઉ.
—સં, ૧૬૭૫ આસપાસની ખ૦ પટ્ટાવલી.

(૨) श्री पत्तने दुर्लभराज राज्ये विजित्य वादे मठवासिसूरीन् ।
वर्षेऽब्धि पक्षाभ्रशशि प्रमाणे लेभेऽपि यैः खरतरो बिरुद्दयुग्मं (१) ॥
—સં. ૧૫૮૨ ની ખ૦ પટ્ટાવલી.

પરંતુ સં. ૧૦૨૪ કે સં. ૧૦૮૦ એ બંને પૈકી એક પણ વર્ષ ખરૂં લાગતું નથી. કારણ કે દુર્લભરાજે સં. ૧૦૬૬ થી સં. ૧૦૭૮ સુધી રાજ્ય કર્યું છે. **મો. દ. દે.**

૪૧. જિનચંદ્ર એકદા દિલ્હી નગરે ગયા. ગુરૂએ કહેલ હતું કે તું દિલ્લીપતિ થઇશ. મૌજદિન સુરત્રાણે તેમનો પ્રવેશોત્સવ કર્યો, અને ધનપાલ શ્રીમાલના ગૃહે નિવાસ કરાવ્યો. ધનપાલ શ્રાવક થયો, તેના સંબંધીઓ બીજા ઘણા શ્રીમાલી શ્રાવક થયા. અન્યજ્ઞાતિના પણ કેટલાક રાજ્યાધિકારીઓ શ્રાવક થયા. તેમને પાદશાહે બહુ મહત્ત્વ આપ્યું. તેથી તેઓનું 'મહતીયાણ' એ ગોત્ર સ્થાપ્યું. ચોથી ચોથી પાટે 'જિનચંદ્ર' નામ આપવું એમ પદ્માવતીએ પ્રત્યક્ષ થઇ કહ્યું. ત્યારથી તેવી વ્યવસ્થા થઈ. ક્ષ.

જયતિહુયણુ સ્તોત્રથી પ્રકટ કરી હતી. તેમણે નવ અંગ* પર ટીકાઓ રચી; અને ગુર્જર દેશમાં કપ્પડવણિજ ગ્રામમાં સ્વર્ગવાસ કર્યો.

૪૩. **જિનવલ્લભ**--પહેલાં તેઓ જિનેશ્વરસૂરિ કે જે કૂર્ચપુર-ગચ્છના ચૈત્યવાસી હતા તેમના શિષ્ય હતા પછીથી અભયદેવના શિષ્ય થયા. તેમના રચિત ગ્રંથો આ છેઃ—પિંડવિશુદ્ધિ પ્રકરણ, ગણધરસાર્ધશતક, ષડશીતિ વગેરે. સંવત્ ૧૧૬૭માં તેમને (ચિત્રકૂટમાં) દેવભદ્રાચાર્યે સૂરિપદ આપ્યું ( પદસ્થાપના કરી ) અને ત્યાર પછી તેઓ છ મહિને સ્વર્ગે ગયા.

તેમના વખતમાં **મધુ ખરતરશાખા** જુદી થઈ (નીકળી) અને આથી પહેલો **ગચ્છભેદ** થયો,

૪૪. **જિનદત્ત**—પિતા વાછિગ મંત્રી, માતા વાહડ દેવી, (ધંધૂકા નગર વાસી.) ગોત્ર હુમ્બડ, જન્મ સંવત્ ૧૧૩૨, મૂલ નામ સોમચંદ્ર, દીક્ષાકાલ સંવત્ ૧૧૪૧ ( વાચક ધર્મદેવ પાસે ) અને સૂરિમંત્ર સંવત્ ૧૧૬૯ના વૈશાખ વદિ છઠ્ઠને દિને ચિત્રકૂટમાં દેવભદ્રાચાર્ય પાસેથી મળ્યો. તેમણે ઘણાં શહેરોમાં ચમત્કાર દર્શાવ્યા; આથી જૈનધર્મ ઘણો ફેલાવ્યો. તેમણે **સંદેહદોલાવલિ** અને બીજા ઘણા ગ્રન્થો રચ્યા (જેવી રીતે ગણધર સાર્ધશતક કે જે જિનવલ્લભે રચ્યો હતો તેજ નામનો ગ્રંથ તેમણે પણ લખ્યો હતો ), સંવત્ ૧૨૧૧ના આષાડ શુદિ એકાદશિએ અજયમેરૂમાં મરણવશ થયા.

---

૪૨. *એટલે કે ૩જા થી ૧૧મા (અંગો) ઉપર, તદુપરાંત ૧લા ઉપાંગ ઉપર. પ્રો. જેકોબી અભયદેવસૂરિની ૨ જા ઉપાંગ ઉપરની વૃત્તિનો પણ ઉલ્લેખ કરે છે. Z. D. M. G. વૉલ્યુ. ૩૩ પૃ. ૬૯૪ પરંતુ તે સંબંધી મને શંકા છે. બર્લિન હસ્તલિખિત પ્રતોની પ્રશસ્તિઓ અનુસાર તેણે સ્થાન અને જ્ઞાતાધર્મકથા પર સંવત્ ૧૧૨૦માં, સમવાય અને ભગવતી ઉપર સં. ૧૧૨૮ માં અણહિલપાટકમાં વૃત્તિઓ રચી.

૪૩. દશહજાર જેટલા વાગડના શ્રાદ્ધોને પ્રતિબોધ્યા. ચિત્રકૂટમાં ચંડિકા પ્રતિબોધી. સૂરિમંત્રબલથી ધનવાન થયેલા સાધારણ નામના શ્રાવકે કરાવેલા ૭૨ જિનાલયમંડિત વીરસ્વામિ ચૈત્યની પ્રતિષ્ઠા કરી. ક્ષ.

સંવત્ ૧૨૦૪ માં જિનશેખરાચાર્યે રૂદ્રપલ્લિમાં રૂદ્રપલ્લીય ખરતરશાખા+ સ્થાપી. આ **બીજો ગચ્છભેદ** થયો.

**૪૫. જિનચન્દ્ર (૨)**—જન્મ સંવત્ ૧૧૯૭ ભાદ્રપદ શુદિ અષ્ટમી, પિતા શાહ રાસલ અને માતા દેલ્હણદેવી. દીક્ષાકાલ અજયમેરૂમાં સંવત્ ૧૨૦૩ના ફાલ્ગુન વદિ નવમીને દિને. આચાર્યપદ જિનદત્તે વિક્રમપુરમાં

---

૪૪ + આ ગચ્છમાં સોમતિલકસૂરિ થયા હતા કે જેમણે **શિલોપદેશ-માલા** પર વૃત્તિ રચી; અને તેમના શિષ્ય દેવેન્દ્રે પ્રશ્નોત્તર રત્નમાલા પર વૃત્તિ સં. ૧૪૨૯ માં રચી, બર્લિન હસ્તલિખિત પ્રતોના અંતે આપેલાં વંશવૃક્ષો જુઓ. ક્લાટ.

તેમણે વિક્રમપુર (વીકાનેર)માં મારિ નિવાર્યો, અને તેથી માહેશ્વરી લોકોને પ્રતિબોધી જૈન કર્યાં. (સં. ૧૫૮૨ ની પટ્ટાવલિ તથા ક્ષ.) ૫૦૦ સાધુ અને ૭૦૦ સાધ્વીને દીક્ષા આપી. તેમણે ઘણાં નગરોમાં નાહટા, રાખેચા, ભણશાલી, નવલખા, ડાગા, લૂણીયા આદિ ગોત્રવાળા એક લાખથી અધિક શ્રાવકો કર્યાં. ખરતર ગચ્છના તેમને 'મોટા દાદા' તરીકે કહે છે. દીક્ષા નામ પ્રબોધચંદ્ર. અજમેરના રાજા અર્ણોરાજથી બહુ માન મેળવ્યું હતું. અજમેરમાં વીસલપુર નામે તળાવને કાંઠે તેમનો સ્તૂપ કરવામાં આવ્યો હતો. તેમણે રચેલ ગ્રંથોઃ–સંદેહદોલાવલી, ગણધર સપ્તતિ, ચર્ચરી, ઉત્સૂત્રપદોદ્‌ઘટ્ટનકુલક, ગણધર સાર્ધશતક; ગુરૂ પારતંત્ર્ય સ્તોત્ર, તંજ્યો સ્તોત્ર, પદસ્થાપનવિધિ, પાર્શ્વનાથ સ્તોત્ર, પ્રબોધોદય વગેરે.–જુઓ ધનપતસિંહ ભણશાલી લિખિત તેમનું જીવન.

૪૫ જિનચંદ્રને જિનદત્તસૂરિએ વિક્રમપુરમાં સં. ૧૨૦૫ માં આચાર્ય પદ આપ્યું એમ ૧૫૮૨ ની પટ્ટાવલિમાં જણાવ્યું છેઃ—

वर्षे वाणखपक्षचन्द्र सुमिते श्री विक्रमाख्ये पुरे
यस्योदारमहोत्सवः समभवत् पट्टाभिषेकक्षणे ।
चंचच्चन्द्रनिभाननो नरमणी भालो विशालो गुणैः
सोऽयं श्री जिनचन्द्रसूरि तिलको जीयान्ममोमीष्टदः ॥

આમાં જન્મ સંવત્ આપ્યો નથી. ક્ષમાકલ્યાણની પટ્ટાવલિ (કે જે પરથીજ ક્લાટે પોતાનો લેખ તૈયાર કર્યો જણાય છે) તેમાં સં. ૧૨૧૧ નીજ સાલ આચાર્યપદની આપી છે. તે આચાર્યપદનો ઉત્સવ રાસલે કર્યો હતો.

સંવત્ ૧૨૧૧ ના વૈશાખ શુદિ છઠ્ઠને દિવસે આપ્યું (ઉમર ૧૪ । ની હતી). મરણ સંવત્ ૧૨૨૩ના ભાદ્રપદ વદી ચતુર્દશીને દિને દિલ્લિમાં થયું. ત્યાં તેમના નામનો સ્તુપ કરવામાં આવ્યો. તેમના મસ્તકમાં મણિ હોવાનું કહેવાય છે.

૪૬. **જિનપત્તિ**—જન્મ સંવત્ ૧૨૧૦ ચૈત્ર વદિ ૮, (ગોત્ર માલ્હ), પિતા શાહ યશોવર્ધન, માતા સૂહવદેવી. દીક્ષા સંવત્ ૧૨૧૮ના ફાલ્ગુન વદિ ૮ને દિને દિલ્લીમાં લીધી. સંવત્ ૧૨૨૩ના કાર્તિક શુદિ ત્રયોદશીએ તેમનું પદ સ્થાપન જયદેવાચાર્યે કર્યું. અને સંવત્ ૧૨૭૭માં ૬૭ વર્ષની વયે પાલ્હણપુરમાં મરણ થયું.

સંવત્ ૧૨૧૩ માં **આંચલિકમત**ની ઉત્પત્તિ થઈ અને સંવત્ ૧૨૮૫માં ચિત્રવાલગચ્છના જગચ્ચંદ્રસૂરિથી **તપાગણ**ની ઉત્પત્તિ થઇ.

૪૭. **જિનેશ્વર** § (૨)—જન્મ મરોટમાં સંવત્ ૧૨૪૫ માર્ગશીર્ષ શુદિ ૧૧, (મરોટ વાસી) પિતા ભાંડાગારિક નેમિચન્દ્ર, અને માતા લક્ષ્મી, મૂળનામ અમ્બડ. ખેડનગરમાં સંવત્ ૧૨૫૫માં દીક્ષા લીધી તે સમયે વીરપ્રભ નામ ધારણ કર્યું. સંવત્ ૧૨૭૮ના માઘ શુદિ ૬ને દિને સર્વદેવાચાર્યે તેમની જાલોર (જાવાલપુર) નગરમાં પદસ્થાપના કરી. સંવત્ ૧૩૩૧ના આશ્વિન વદિ ૬ને દિને મરણ થયું.

તેજ વર્ષમાં જિનસિંહસૂરિએ **ત્રીજો ગચ્છભેદ** નામે **લઘુ ખરતર શાખા** સ્થાપી.

---

૪૬ ૧૫૮૨ ની પટ્ટાવલિમાં શ્લો. ૫૭ જણાવ્યું છે કે ૧૨૨૩ માં આહ્વારક નગરે (સૂરિ) પદ મળ્યું. બબ્બેર ગ્રામમાં ૩૬ વાદીઓ પર જય મેળવ્યો. નાગપુરમાં ઊધરણ મંત્રિએ કરાવેલ દેવગૃહમાં પ્રતિષ્ઠા કરી. તે મંત્રીના પુત્ર કુલધરે બાહડમેરમાં મોટું મંદિર બંધાવ્યું. ક્ષ.

૪૭ § તેમના શિષ્ય ધર્મતિલકગણિએ સં. ૧૩૨૨ માં જિનવલ્લભના 'ઉલ્લાસિક્કમ'થી શરૂ થતા અજિતશાંતિ સ્તવ ઉપર વૃત્તિ રચી. જુઓ તે વૃત્તિની પ્રશસ્તિ-ક્લાટ. જિનેશ્વરસૂરિનો આચાર્યપદોત્સવ માલ્હૂ ગોત્રીય સાહ ખીમસીએ ૧૨ હજારના ખર્ચે કર્યો. ક્ષ. આ સૂરિના પિતા નેમિચંદ ભાંડાગારીકે ષષ્ઠીશતક પ્રાકૃતમાં રચ્યું છે. મો. દ. દે.

૪૮. **જિનપ્રબોધ**—દુર્ગપ્રબોધવ્યાખ્યાના કર્તા. પિતા શાહ શ્રીચંદ, માતા સિરીયાદેવી. જન્મ સંવત્ ૧૨૮૫, મૂલનામ પર્વત. દીક્ષા સંવત્ ૧૨૯૬ના ફાલ્ગુન વદિ પંચમીને દિને થિરાપદ્ર (થરાદ) નગરમાં લઇ પ્રબોધમૂર્તિ નામ ધારણ કર્યું. તેમનો પટ્ટાભિષેક સંવત્ ૧૩૩૧ના આશ્વિન વદિ પંચમીને દિને (સંક્ષેપે) થયો અને તેજ વર્ષના ફાલ્ગુન વદિ અષ્ટમીને દિને તેમનો પદમહોત્સવ થયો. તેઓ સંવત્ ૧૩૪૧માં સ્વર્ગ પામ્યા.

૪૯. **જિનચન્દ્ર (૩)**—જન્મ સંવત્ ૧૩૨૬ના માર્ગશીર્ષ શુદિ ચતુર્થીને દિને, સ્થાન સમિયાણાગ્રામમાં, પિતા મન્ત્રિ દેવરાજ, ગોત્ર છાજહડ, માતા કમલાદેવી, મૂલનામ ખંભરાય. દીક્ષા જાલોરમાં સં૦ ૧૩૩૨ માં, પદમહોત્સવ સંવત્ ૧૩૪૧ વૈશાખ શુદિ ત્રીજ ને સોમવારે. તેમણે ચાર રાજાઓને જૈન કર્યા, અને ' કલિ કેવલી ' નામના બિરૂદથી પ્રસિદ્ધ થયા. મરણ સં૦ ૧૩૭૬માં કુસુમાણાગ્રામમાં થયું.

૫૦. **જિનકુશલ**—(ચૈત્યવંદન કુલ વૃત્તિના રચનાર) પ્રસિદ્ધ

---

૪૮ તેમનો પણ આચાર્યપદ મહોત્સવ જાલોરવાસી માલ્હૂ ગોત્રીય સાહ ખીમસીએ ૬૫ હજાર ખર્ચી કર્યો. ક્ષ.

૪૯ તેમનો પણ આચાર્યપદ મહોત્સવ ઉક્ત ખીમસીએ ૧૨ હજાર ખર્ચી કર્યો. ક્ષ, તેમના વારામાં ખરતર ગચ્છ રાજગચ્છ તરીકે પ્રસિદ્ધિ પામ્યો ક્ષ. પ્રતિમા લેખ સં. ૧૩૫૧–૬૬ જુઓ બુ. ૨.

૫૦ ક્ષ. પટ્ટાવલિમાં જન્મસાલ સં. ૧૩૩૦ છે. માતાનું નામ જયંતશ્રી આપેલ છે. પ્રતિમા લેખ સં. ૧૩૮૧, ૧૩૮૭, ૧૩૯૯ ? જુઓ ના૦ ૨, સં. ૧૩૮૦, ૧૩૮૧ ના માટે જુઓ બુ. ૧.

તેઓ 'નાના દાદા'ના નામથી પ્રસિદ્ધ છે. (મોટા દાદા જિનદત્તસૂરિ). તેમના શિષ્યોમાં જયધર્મ, લબ્ધિનિધાન, વિનયપ્રભ આદિ ઉપાધ્યાયો, જિનપદ્મસૂરિ–એ મુખ્ય હતા. તેમણે તરૂણપ્રભને સૂરિપદ આપ્યું હતું; સં. ૧૩૮૧ માં જિનપ્રબોધસૂરિની મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરી હતી કે જે મૂર્ત્તિ ઉદેપુર પાસે દેલવાડાના મંદિરમાં છે. જુઓ. રત્નસાગર બીજો ભાગ પૃ. ૧૧૮.

૫૦ આચાર્ય પદોત્સવ પાટણવાસી સાહ તેજપાલે કર્યો. ૨૪૦૦ સાધુ સાધ્વીને તથા ૭૦૦ વેષધારી દર્શની પ્રમુખને વસ્ત્રો આપ્યાં, તથા તે અવ-

'દાદાજી' નામથી થયા. જન્મ સંવત્ ૧૩૩૭ સમિયાણા ગ્રામમાં, પિતા મંત્રિ જીલ્હાગર, માતા જયતિશ્રી, ગોત્ર છાજહડ, દીક્ષા સંવત્ ૧૩૪૭ માં, સૂરિમંત્ર રાજેન્દ્રાચાર્ય પાસેથી સં૦ ૧૩૭૭ના જ્યેષ્ઠ વદિ એકાદશીને દિને લીધો. મરણ દેરાઊરામાં સં૦ ૧૩૮૯ના ફાલ્ગુન વદિ અમાવાસ્યાને દિને થયું.

૫૧. જિનપદ્મ—વંશ છાજહડ, જન્મ પંજાબમાં. સૂરિમંત્ર તરૂણપ્રભાચાર્ય પાસેથી લીધો અને પાટણમાં સં૦ ૧૪૦૦ ના વૈશાખ શુદ ૧૪ ને દિને મરણ થયું.

૫૨. જિનલબ્ધિ—નાગપુરમાં સંવત્ ૧૪૦૬ માં મૃત્યુ થયું.

---

સરે દિલ્લી વાસી મહતીયાણ ગોત્રના વિજયસિંહ શ્રાવકે ત્યાં આવ્યા ને તેણે પણ ઘણું ધન ખર્ચી તે ઉત્સવ કર્યો. સં. ૧૩૮૦ માં સાહ તેજપાલે કાઢેલ સંઘ સાથે શત્રુંજય તીર્થ ગયા, ને ત્યાં માનતુંગ નામના ખરતરવસતિ-પ્રાસાદે ૨૭ અંગુલ પ્રમાણ શ્રી આદિનાથબિંબની પ્રતિષ્ઠા કરી. તથા વળી જાલોર નગરમાં પાર્શ્વનાથ પ્રતિષ્ઠા કરી. તથા આગરા વાસી સંઘના આગ્રહથી તેની સાથે શત્રુંજય યાત્રા કરી ભાદ્રપદ વદિ ૭ ને દિને પાટણનગરે આવ્યા. તે ગુરૂનો ૧૨૦૦ સાધુનો ને ૧૦૫ સાધ્વીનો સંપ્રદાય થયો. તેમણે વિનયપ્રભ આદિ શિષ્યોને ઉપાધ્યાય પદ આપ્યું. તે વિનયપ્રભ ઉપાધ્યાયે નિર્ધન થયેલ પોતાના ભાઇની સંપત્તિમાં વૃદ્ધિ થાય તે અર્થે મંત્ર ગર્ભિત 'ગૌતમરાસો' (જુઓ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧. પૃ. ૧૫ ) રચ્યો ને તેથી તેમનો ભાઈ ફરી ધનવાન્ થયો. ક્ષ.

૫૧. સં. ૧૩૮૯ જ્યેષ્ઠ સુદિ ૬ દેરાઉરપુરમાં સાહ હરપાલે નંદિ મહોત્સવ કર્યો. પછી આઠમે વર્ષે તરૂણપ્રભાચાર્યે સૂરિમંત્ર આપ્યો. પાટણ પાસે 'બાલધવલ કૂર્ચાલ સરસ્વતી' બિરૂદ તેમણે પ્રાપ્ત કર્યું. ક્ષ.

તરૂણપ્રભે જિનચંદ્રસૂરિ પાસે દીક્ષા લીધી હતી. યશઃ કીર્તિ અને રાજેંદ્રચંદ્ર પાસે અભ્યાસ કર્યો હતો. તેમણે શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર વિવરણ સં. ૧૪૧૧ માં રચ્યું હતું, મો. દ. દે. જિનપદ્મના પ્રતિમા લેખ સં. ૧૩૯૧ —જુઓ ના. ૨

૫૨. તેમનો આચાર્ય પદોત્સવ પાટણ વાસી નવલખા ગોત્રીય સાહ ઈશ્વરે કર્યો. તરૂણપ્રભાચાર્યે સૂરિમંત્ર આપ્યો. ક્ષ.

**५३. जिनचन्द्र(४)**—स्तम्भतीर्थमां संवत् १४१५ ना आषाढ वदि १३ ने दिने मृत्यु थयुं.

**५४. जिनोदय**—पिता शाह रुंदपाल पालणपुरमां वसता हता, माता धारलदेवी, जन्म सं० १३७५, मूळनाम समरो. तेमनुं पदस्थापन स्तम्भतीर्थमां तरुणप्रभाचार्ये संवत् १४१५ ना आषाढ सुदि २ ने दिने कर्युं. तेज जग्याए जिनोदये अजितनुं चैत्य स्थापित (प्रतिष्ठित) कर्युं अने शत्रुंजय उपर तेमणे पांच प्रतिष्ठाओ करी. मरण सं० १४३२ ना भाद्रपद वदि एकादशीने दिने पाटणमां थयुं.

तेमना समयमां सं० १४२२ मां चोथो **गच्छभेद** नामे **वेगड खरतर शाखानी** उत्पत्ति थइ. तेना स्थापक धर्मवल्लभ गणि हता.

**५५. जिनराज (१)**—सं० १४३२ ना फाल्गुन वदि ६ ने दिने पाटणमां तेमने सूरिपद मळ्युं. स्वर्गगमन देलवाडामां सं. १४६१मां थयुं.

---

५३ सं. १४०६ माघ शुदि १० ने दिने नागपुरवासी श्रीमाल साह हाथीए करेल नंदि महोत्सव सहित पदस्थापना थइ. तरुण प्रभाचार्ये सूरि मंत्र आप्यो. क्ष. प्रतिमा लेख सं. १४१२ ना. १.

५४ पदस्थापननो उत्सव लूणीया गोत्रना साह जेसले करेल नंदि महोत्सवथी थयो. तेमणे स्तंभतीर्थमां अजित जिनचैत्य प्रतिष्ठित कर्युं, तथा शत्रुंजय यात्रा करी त्यां पांच प्रतिष्ठा करी. क्ष.

सं. १३८२ मां भीमपल्ली (भीलडी)मां जिनकुशलसूरि पासे दीक्षा लीधी. दीक्षा नाम सोमप्रभ. सं. १४०६ मां जेसलमेरमां वाचनाचार्य पद. दिल्लीवासी रतना, पूनिगे पद स्थापनानो उत्सव कर्यो ने जेसले तो अजित चैत्य कराव्युं तेमां आ सूरिए प्रतिष्ठा करी.–जुओ जिनोदय विवाहलो.

५५ सूरिपद नंदि महोत्सव पाटणमां साह धरणे कर्यो. सवालाख प्रमाण न्याय ग्रंथ तेमने मोढे हता. श्री सुवर्णप्रभ, भुवनरत्न अने सागरचंद्रने ( आचार्यपद आपी ) आचार्यपदे स्थाप्या हता. क्ष. प्रतिमा लेख सं. १३३८–४१–५९ जुओ ना. १ अने सं. १४५८ जुओ बु. १.

**૫૬. જિનભદ્ર**—પહેલાં જિનવર્ધનસૂરિને સં૦ ૧૪૬૧ માં જિનરાજની પાટે સ્થાપિત કર્યાં હતા પણ ચતુર્થ વ્રતનો ભંગ કર્યાથી તેમને અપાત્ર ઠરાવ્યા અને તેમની જગ્યા જિનભદ્રને સં૦ ૧૪૭૫ના માઘ શુદિ પૂર્ણિમાને દિને આપવામાં આવી. જિનભદ્રનું ગોત્ર ભણુશાલિક હતું. મૂળનામ ભાડે. તેમણે ઘણી પ્રતિમાઓ સ્થાપી, ઘણાં મંદિરો અને ભંડારો–પુસ્તકાલયો સ્થાપ્યાં અને સંવત્ ૧૫૧૪ ના માર્ગશીર્ષ વદિ નવમીને દિને કુમ્ભલમેર (તાબે ઉદયપુર) માં સ્વર્ગવાસ પામ્યા.

ઉપર્યુક્ત **જિનવર્ધન સૂરિએ** સં૦ ૧૪૭૪ માં પાંચમો ગચ્છભેદ નામે **પિપ્પલક** ખરતર શાખા સ્થાપી.

**૫૭. જિનચન્દ્ર (૫)**—પિતા શાહ વચ્છરાજ, માતા વાહલાદેવી,

---

૫૬ સૂરિપદે સ્થાપ્યા ત્યારે ભણુસાલિક નાલ્હા સાહે સવાલાખના ખર્ચે નંદિમહોત્સવ કર્યો. અર્બુદાચલ, ગિરિનાર, જેસલમેરૂ પ્રમુખ સ્થાને બિંબ પ્રાસાદની પ્રતિષ્ઠા કરી. ભાવપ્રભાચાર્ય, કીર્તિરત્નાચાર્યને સ્થાપ્યા હતા. સ્થાને સ્થાને પુસ્તક ભાંડાગારો સ્થાપ્યા હતા. ક્ષ.

પુસ્તક ભંડારો, જેસલમેર, જાબાલિપુર, (જાલોર), દેવગિરિ (દોલતાબાદ), અહિપુર (નાગોર) અને પત્તન (પાટણ)માં સ્થાપ્યા. સૂરિપદ ફાગણ વદ ૯ ૧૪૩૨ (બીજી પ્રત ૧૪૩૩) લોકહિતાચાર્યે આપ્યું. સં. ૧૪૪૪ માં ચિતોડગઢ પર આદિનાથ બિંબની પ્રતિષ્ઠા કરી. વિશેષ માટે-જુઓ જિનવિજયજી સંપાદિત વિજ્ઞપ્તિ ત્રિવેણી પ્રસ્તાવના પૃ. ૪૯-૬૨.

જિનભદ્રના પ્રતિમાલેખો પુષ્કળ સાંપડે છે: સં. ૧૪૭૯-૮૪-૯૭, ૧૫૦૩-૦૪-૦૭-૦૯-૧૧-૧૨-૧૫ જુઓ ના. ૧ સં. ૧૪૮૨-૯૩-૯૯, ૧૫૦૩-૦૭-૦૯-૧૧-૧૭ જુઓ ના. ૨; ૧૫૦૫-૦૯ જુઓ બુ. ૨. ૧૪૭૯-૮૮-૯૨-૯૬-૯૯-૧૫૦૫-૦૯-૧૦-૧૧-૧૨ જુઓ બુ. ૧.

૫૭ આચાર્યપદ આપ્યું ત્યારે કુંભલમેરૂવાસી કૂકડ ચોપડા ગોત્રના સાહ સમરસિંહે નંદિમહોત્સવ કર્યો હતો. અને કીર્તિરત્નાચાર્યે પદસ્થાપના કરી હતી. પછી અર્બુદાચલ ઉપર નવફણ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી. ધર્મરત્ન, ગુણરત્નસૂરિ પ્રમુખ અનેકની ( આચાર્ય ) પદ પર સ્થાપના કરી. ક્ષ.

પ્રતિમા લેખ સં. ૧૫૧૯-૨૮-૧૫૩૨ ?-૩૩ ? જુઓ બુ ૨; ૧૫૧૫–

ગોત્ર ચમ્મ, જન્મ સંવત્ ૧૪૮૭ જેસલમેરમાં; દીક્ષા સં૦ ૧૪૯૨, સૂરિપદ સં૦ ૧૫૧૪ ના વૈશાખ વદિ ૨. મરણ જેસલમેરમાં સં૦ ૧૫૩૦ માં.

સં૦ ૧૫૦૮ માં લેખક **લોંકે** અહમદાબાદથી મૂર્તિ ઉત્થાપી, અને સંવત્ ૧૫૨૪ માં પોતાના નામથી ઓળખાતો **મત** ઊભો કર્યો. **(तद्वारके सं० १५०८ अहमदाबादे लौङ्काख्येन लेखकेन प्रतिमा उत्थापिताः।**

**૫૮. જિનસમુદ્ર**—પિતા દેકાશાહ, માતા દેવલદેવી, ગોત્ર પારખ, દીક્ષા સં૦ ૧૫૨૧, પદસ્થાપના સં૦ ૧૫૩૦ માઘ શુદિ ૧૩, મરણ સં૦ ૧૫૫૫ અહમદાવાદમાં.

**૫૯. જિનહંસ**—પિતા શાહ મેઘરાજ, માતા કમલાદેવી, ગોત્ર

---

૧૬–૧૯–૨૬–૨૯–૧૫૩૧ ?–૩૨ ?–૩૩ ? જુઓ ના. ૨; ૧૫૧૭–૧૯–૨૮–૨૯–૩૨–૩૪–૩૫–૩૬ ના. ૧; ૧૫૧૬–૧૯–૨૩–૨૪–૨૮–૩૨ બુ. ૧. ૧૫૧૫–૩૪ જિ. ૨.

૫૮ આચાર્યપદ લીધું ત્યારે જેસલમેરૂ વાસી સંઘપતિ સોનપાલે નંદિ મહોત્સવ કર્યો અને જિનચંદ્રસૂરિએ સ્વહસ્તે તે પદ પર તેમની સ્થાપના કરી. ક્ષ. તેમના આદેશથી કમલસંયમોપાધ્યાયે (જિનભદ્રસૂરિ શિષ્યે) ઉત્તરાધ્યયન સૂત્ર પર ૧૪૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચી ને તેનું સંશોધન ભાનુચંદ્ર વાચકે કર્યું. પ્રતિમાલેખ સં. ૧૫૪૭–૪૯ બુ. ૧, ૧૫૩૬–૩૭–૪૮–૫૧–૫૩ ના. ૧; સં. ૧૫૫૩ અને ૧૫૫૫ ના. ૨. સં. ૧૫૩૬ જિ. ૨.

૫૯ પિતા સાહ મેઘરાજ સેત્રાવા નગરના વાસી અને ચોપડા ગોત્રીય હતા. સં. ૧૫૫૬ વૈશાખ શુદિ ૩ રોહિણી નક્ષત્રે વીકાનેર નગરમાં કરમસી મંત્રીએ પીરોજી લાખ (રૂ.)ના વ્યયથી પુનઃ પદસ્થાપના–મહોત્સવ કર્યો. આગરા સંઘના આગ્રહથી ત્યાં ગયા ત્યારે પાતસાહે મોકલેલા હાથી, અશ્વ, પાલખી વાદિત્ર આદિ આડંબરથી તેમનો પ્રવેશોત્સવ થયો. પાછળથી કોઇના ભંભેરવાથી પાતસાહે ગુરૂને બોલાવ્યા. ધવલપુરમાં રક્ષા થઈ. ગુરૂએ પાતસાહનું દિલ રંજિત કર્યું. ૫૦૦ બંદિજન છોડાવી અમારિ ઘોષણા કરાવી ઉપાશ્રયે આવ્યા, તેમણે ત્રણ નગરે પ્રતિષ્ઠા કરી હતી, અનેકને સંઘપતિ સ્થાપ્યા હતા. ક્ષ. પ્રતિમા લેખ સં. ૧૫૫૭ બુ. ૧, સં. ૧૫૫૮–૬૦–૬૩–૬૫–૬૮–૭૬ ના. ૧, ૧૫૫૯–૬૨ ના. ૨.

ચોપડા, જન્મ સં૦ ૧૫૨૪, દીક્ષા સં. ૧૫૩૫, પદસ્થાપના સં૦ ૧૫૫૫ અમદાવાદમાં, મરણ સંવત્ ૧૫૮૨ પાટણમાં થયું.

સં૦ ૧૫૬૪ માં મરૂ દેશમાં છઠ્ઠો **ગચ્છભેદ** નામે **આચાર્યિક ખરતર શાખા** આચાર્ય શાન્તિસાગરે સ્થાપી.

**૬૦. જિનમાણિક્ય**—પિતા શાહ જીવરાજ, માતા પદ્માદેવી, ગોત્ર કુકડા ચોપડા, જન્મ સં૦ ૧૫૪૯, દીક્ષા સં૦ ૧૫૬૦, પદસ્થાપના સં૦ ૧૫૮૨ ના ભાદ્રપદ વદિ ૯, મરણ સં૦ ૧૬૧૨ ના આષાઢ શુદિ પંચમીને દિને થયું.

**૬૧. જિનચન્દ્ર**—(૬) પિતા શાહ શ્રીવન્ત, માતા સિરિયાદેવી, ગોત્ર રીહડ, જન્મ તિમરી નગર (જોધપુર) પાસેના વડલી ગામમાં સંવત્

---

૬૦ સૂરિપદ વખતે સાહ દેવરાજે નંદિ મહોત્સવ કર્યો હતો ને જિનહંસ સૂરિએ સ્વહસ્તે પદસ્થાપના કરી. પછી ગુર્જર દેશ, પૂર્વદેશ, સિંધુ દેશાદિમાં વિહાર કર્યો; સં. ૧૫૯૩ માં વીકાનેરવાસી વચ્છા સુત મંત્રિ કર્મસિંહે કરાવેલા નમિનાથ ચૈત્યે બિંબ પ્રતિષ્ટા કરી. જેસલમેરૂમાં કેટલાંક વર્ષો રહ્યા. ત્યારે મુનિમાં શિથિલાચાર થયો, પ્રતિમોત્થાપક મત બહુ વિસ્તાર પામ્યો, પછી વીકાનેરવાસી વચ્છાવત મંત્રિ સંગ્રામસિંહે ગચ્છસ્થિતિરક્ષણાર્થે બોલાવ્યા. પોતે દેરાઉર નગરે જિનકુશલસૂરિ યાત્રા કરી પછી ત્યાં જવા વિચાર રાખ્યો. દેરાઉર ગયા. દર્શન કરી જેસલમેરૂ આવતાં જલના અભાવથી પિપાસા પરિષહ થયો. તે વખતે સ્વર્ગવાસ થયો. ક્ષ. પ્રતિમા લેખ સં. ૧૫૮૩-૯૩-૯૮ બુ. ૧, ૧૫૮૪ બુ. ૨, ૧૬૦૬ ના. ૨.

૬૧ સૂરિપદ વખતે જેસલમેરૂ નગરે રાઉત માલદેવ (રાજા) એ નંદિ મહોત્સવ કર્યો. ગચ્છનું શિથિલત્વ જોઇ મંત્રિ સંગ્રામસિંહ પુત્ર કર્મચંદ્રના આગ્રહથી વીકાનેર ગયા. ક્રિયોદ્ધાર કર્યો. પ્રતિમોત્થાપક મતને ટાળ્યો. અહમદાવાદ નગરમાં ચીભડાના વ્યાપારથી આજીવિકા કરનાર અન્યદર્શની પ્રાગ્વાટ જ્ઞાતિના સિવા-સોમજી નામના બે ભાઇઓને પ્રતિબોધી સકુટુંબ મહા ધનવંત શ્રાવક કર્યાં. શાસ્ત્રવાદ ૮૪ ગચ્છના મુનિ સમક્ષ કર્યો. સર્વેએ નવાંગીવૃત્તિ કરનાર અભયદેવસૂરિ ખરતરગચ્છે થયા એમ સ્વીકાર્યું. કુમતિ કુદ્દાલ ગ્રંથ અશુદ્ધ બન્યો. તથા ફલોધિમાં પાર્શ્વનાથ મંદિરે તપાગચ્છનાએ

૧૫૯૫, દીક્ષા ૧૬૦૪, સૂરિપદ જેસલમેરમાં સં૦ ૧૬૧૨ ના ભાદ્રપદ શુદિ નવમીને (ગુરૂ) દિને. તેમણે અકબર બાદશાહને જૈન ધર્મી બનાવ્યા એમ કહેવાય છે. તેમને ૯૫ શિષ્યો હતા—સમયરાજ, મહિમારાજ, ધર્મનિધાન, રત્નનિધાન. જ્ઞાનવિમલ વગેરે; અને તેમનું મરણ વેનાતટે (બિલાડા–મારવાડમાં) સંવત્ ૧૬૭૦ ના આશ્વિન વદિ બીજને દિને થયું.

સં૦ ૧૬૨૧ માં ભાવહર્ષોપાધ્યાયે ૭મો ગચ્છભેદ નામે ભાવહર્ષીય ખરતર શાખા સ્થાપી.

૬૨. જિનસિંહ—પિતા શાહ ચાંપસી, માતા ચતુરંગાદેવી, ગોત્ર ગણધર ચોપડા, જન્મ ખેતાસર ગ્રામમાં સંવત્ ૧૬૧૫ ના માર્ગશીર્ષ શુદિ પૂર્ણિમાને દિને, મૂલનામ માનસિંહ, દીક્ષા વીકાનેરમાં સંવત્ ૧૬૨૩ ના માર્ગશીર્ષ વદિ ૫, વાચકપદ જેશલમેરમાં સં૦ ૧૬૪૦ માઘ શુદિ ૫, આચાર્યપદ લાહોરમાં સં૦ ૧૬૪૯ ફાલ્ગુન શુદિ ૨, સૂરિપદ વેનાતટમાં (બિલાડા-મારવાડ) માં સં૦ ૧૬૭૦, મરણ મેડતામાં સં૦ ૧૬૭૪ પૌષ વદિ ૧૩ ને દિને થયું.

---

દીધેલ તાળાં ઉઘાડયાં. વળી એકદા મંત્રિ કર્મચંદ્રના મુખથી ગુરૂનું મહત્વ સાંભળી પાતસાહે દર્શનાર્થે બોલાવ્યા તેથી લાહોર નગરે જઈ અકબરને પ્રતિબોધી સકલદેશે ફુરમાણક કઢાવી અષ્ટાન્હિકામાં અમારિપાલન કરાવ્યું, તથા (એક) વર્ષ સુધી ખંભાતના સમુદ્રના મત્સ્યોને છોડાવ્યા. પાતસાહે યુગપ્રધાનપદ આપ્યું. તે વખતેજ અકબ્બરના આગ્રહથી ગુરૂએ જિનસિંહસૂરિને સ્વહસ્તે આચાર્ય પદે સ્થાપ્યા. તે વખતે કર્મચંદ્ર મંત્રિએ મહોત્સવ કર્યો. ૯ ગામ, ૯ હાથી, ૫૦૦ ઘોડા યાચકોને આપી સવા કરોડ દ્રવ્ય ખર્ચ્યું. સં. ૧૬૫૨ માં પંચ નદી સાધી અનેક દેવાદિ સાધ્યા. સં. ૧૬૬૯ સલેમ પાતસાહે મુનિઓ સામે એક ફરમાણ કાઢયું; ગુરૂએ જઈ તે ફરમાણ રદ કરાવ્યું. ક્ષ. જુઓ કર્મચંદ્ર મંત્રી પ્રબંધ; પ્રતિમા લેખ સં. ૧૬૨૩–૬૧–૬૪ બુ. ૧, ૧૬૫૩–૬૬ ના. ર. ૧૬૬૧–૬૪ જિ. ૨.

૬૨ લાહોરમાં આચાર્યપદ વખતે વીકાનેરવાસી મંત્રિ કર્મચંદ્રે મહોત્સવ કર્યો. ક્ષ. સં. ૧૬૬૭–૭૭ ના પ્રતિમા લેખ જુઓ બુ. ૨.

૬૩. **જિનરાજ (૨)**—પિતા શા ધર્મસી, માતા ધારલદેવી, ગોત્ર બોહિત્થરા, જન્મ સં. ૧૬૪૭ વૈશાખ શુદિ ૭, દીક્ષા વીકાનેરમાં સં૦ ૧૬૫૬ ના માર્ગશીર્ષ શુદિ ૩, દીક્ષાનામ રાજસમુદ્ર, વાચકપદ સં૦ ૧૬૬૮ અને સૂરિપદ મેડતામાં સં૦ ૧૬૭૪ ના ફાલ્ગુન શુદિ ૭ ને દિને મળ્યું. તેમણે ઘણી પ્રતિષ્ઠાઓ કરી. દાખલા તરીકે સં૦ ૧૬૭૫ વૈશાખ શુદિ ૧૩ ને શુક્રવારે (રાજનગરવાસી પ્રાગ્વાટ જ્ઞાતિના સંઘપતિ સોમજીપુત્ર રૂપજીએ કરાવેલ ચતુર્દ્વાર વિહારમાં) શત્રુંજય ઉપર તેમણે ઋષભ અને બીજા જિનોની ૫૦૧ મૂર્તિઓ બનાવરાવી. તેમણે નૈષધીય કાવ્યપર 'જૈનરાજી' નામની વૃત્તિ રચી છે અને બીજા ગ્રન્થો રચ્યા છે; મરણ પાટણમાં સં૦ ૧૬૯૯ ના આષાઢ શુદિ ૯ ને દિને થયું.

સં૦ ૧૬૮૬ માં આચાર્ય જિનસાગર સૂરિથી આઠમો **ગચ્છભેદ** નામે **લઘવાચાર્યિય ખરતર શાખા** ઉત્પન્ન થઇ અને **સમયસુંદરના** શિષ્ય હર્ષનન્દને વધારી (હર્ષનન્દન ઋષિમંડલ ટીકાના કર્તા હતા.)

સં૦ ૧૭૦૦ માં રંગવિજયગણીએ નવમો **ગચ્છભેદ** નામે શ્રી **રંગવિજય ખરતર શાખા** ઉત્પન્ન કરી. અને આ શાખામાંથી **શ્રી**-સારોપાધ્યાયે ૧૦ મો ગચ્છભેદ નામે **શ્રીસારીય ખરતર શાખા**

૬૩ વાચકપદ આસાઉલિપુરમાં જિનચંદ્રસૂરિએ આપ્યું. સૂરિપદ વખતે મેડતામાં ચોપડા ગોત્રના સાહ આસકરણે મહોત્સવ કર્યો, ને જિનરાજસૂરિ નામ રાખ્યું. તથા બીજા શિષ્ય બોહિત્થરા ગોત્રના સિદ્ધગણિને પણ આચાર્યપદ આપી જિનસાગરસૂરિ નામ આપ્યું. જિનરાજસૂરિએ લોદ્રવપત્તને જેસલમેરૂવાસી ભણસાલિક સાહ થાહરૂએ ઉદ્ધાર કરેલ વિહારમાં શ્રી ચિંતામણિ પાર્શ્વની પ્રતિષ્ઠા કરી. (શત્રુંજય પર પ્રતિષ્ઠા કર્યા પછી) ભાનુ(ણુ)-વડ ગામે સાહ ચાંપસીએ કરાવેલ દેવગૃહમાં શ્રી અમૃતઝરા પાર્શ્વનાથ પ્રમુખ ૮૦ બિંબોની પ્રતિષ્ઠા કરી. તથા મેડતામાં ગણધર ચોપડા ગોત્રના સંઘપતિ આસકરણ સાહે કરાવેલ ચૈત્યમાં અધિષ્ઠાયક શ્રી શાંતિનાથની પ્રતિષ્ઠા કરી. અંબિકાદત્ત વરથી ઘંઘાણીપુરમાં જૂની મૂર્ત્તિઓ પ્રકટ કરી. ક્ષ. પ્રતિમા લેખ સં. ૧૬૭૫–૮૯–૯૮ ના. ૨, ૧૬૭૭–૮૧–૮૮–૯૦ ના. ૧. ૧૬૭૫-૭૭–૮૨ જિ. ૨.

ઉત્પન્ન કરી. **एकादशस्तु बृहत्खरतर नामामूलगच्छ एवमेकादशभेदः खरतरगच्छः**

૬૪. **જિનરત્ન**—વાસી સેરૂણગ્રામના, પિતા શાહ તિલોકશી, માતા તારાદેવી, ગોત્ર લૂણીય, મૂળ નામ રૂપચંદ્ર, સૂરિમંત્ર સંવત્ ૧૬૯૯ આષાઢ શુદિ ૭ ને દિને મળ્યો. મરણ અકબ્બરાબાદમાં સંવત્ ૧૭૧૧ ના શ્રાવણ વદિ ૭ને દિને થયું.

૬૫. **જિનચન્દ્ર (૭)**—પિતા શાહ આસકરણ, માતા સુપિયારદેવી, ગોત્ર ગણધર ચોપડા, મૂલનામ હેમરાજ, દીક્ષાનામ હર્ષલાભ. પદસ્થાપના સંવત્ ૧૭૧૧ ના ભાદ્રપદ વદિ ૧૦ ને દિને થઈ અને મરણ સૂરતમાં સંવત્ ૧૭૬૩ માં થયું.

૬૬. **જિનસૌખ્ય**—પિતા શાહ રૂપસી, માતા સુરૂપા, ગોત્ર સાહલેચા બુહરા, વાસ ફોગપત્તનમાં, જન્મ સં૦ ૧૭૩૯ ના માર્ગશિર્ષ શુદિ ૧૫ ને દિને થયો, દીક્ષા પુણ્યપાલસર ગ્રામમાં સં૦ ૧૭૫૧ ના માઘ શુદિ ૫ને દિને લીધી, દીક્ષાનામ સુખકીર્તિ, સૂરિપદ સં૦ ૧૭૬૩ ના આષાઢ શુદ ૧૧ ને દિને મળ્યું, મરણ રિણીમાં સં૦ ૧૭૮૦ ના જ્યેષ્ઠ વદિ ૧૦ ને દિને થયું.

---

૬૪ પોતાની માતા સહિત દીક્ષા લીધી હતી. સૂરિમંત્ર જિનરાજસૂરિએ આપ્યો હતો. ક્ષ.

૬૫ પદસ્થાપનામાં રાજનગરે નાહટા ગોત્રના સાહ જયમલ્લ તેજસીની માતા કસ્તૂરબાઇએ મહોત્સવ કર્યો હતો. ત્યાર પછી તેમણે જોધપુરવાસી સાહ મનોહરદાસ કાઢેલા સંઘ સાથે જઇ શત્રુંજય યાત્રા કરી હતી અને મંડોવર નગરે સંઘપતિ મનોહરદાસે કરાવેલા ચૈત્યમાં ઋષભાદિ ૨૪ જિનોની પ્રતિષ્ઠા કરી હતી. ક્ષ.

૬૬ દીક્ષા નામ સુખકીર્ત્તિ. સૂરિપદ વખતે સૂરત બિંદરવાસી ચોપડા ગોત્રના પારિખ સામીદાસે ૧૧ હજાર રૂપીઆ ખર્ચી પદમહોત્સવ કર્યો હતો. પછી એકદા ઘોઘા બંદરે નવખંડ પાર્શ્વનાથની યાત્રા કરી. ક્ષ.

**૬૭. જિનભક્તિ**—પિતા શાહ હરિચંદ્ર અને માતા હરિસુખદેવી, ગોત્ર શેઠ, વાસ ઇન્દપાલસર ગ્રામમાં, જન્મ સં૦ ૧૭૭૦ના જ્યેષ્ઠ શુદિ ૩ને દિને થયો. મૂલનામ ભીમરાજ. દીક્ષા સં૦ ૧૭૭૯ ના માઘ શુદિ ૭ ને દિને લીધી, દીક્ષાનામ ભક્તિક્ષેમ, સૂરિપદ રિણીમાં સં૦ ૧૭૮૦ ના જ્યેષ્ટ વદિ ૩ને દિને (દશ વર્ષની વયે!) મળ્યું; મરણ કચ્છ દેશના માંડવીમાં સંવત્ ૧૮૦૪ ના જ્યેષ્ઠ શુદિ ૪ને દિને થયું.

**૬૮. જિનલાભ**—પિતા શાહ પચાયણદાસ, માતા પદ્માદેવી, ગોત્ર બોહિત્થરા, વતન વિકાનેર (પણ) જન્મ વાપેઉ ગ્રામમાં સં. ૧૭૮૪ના શ્રાવણ શુદિ ૫ને દિને થયો, મૂલનામ લાલચંદ્ર, દીક્ષા જેશલમેરમાં સંવત્ ૧૭૯૬ ના જ્યેષ્ઠ શુદિ ૬ ને દિને લીધી, દીક્ષાનામ

---

૬૭ સૂરિપદ મહોત્સવ રિણીપુરના સંઘે કર્યો અને પટ્ટધર આચાર્યે પોતાના હસ્તથી આચાર્યપદ આપ્યું. ગૂઢા નગરમાં અજિતજિન ચૈત્યમાં પ્રતિષ્ઠા કરી હતી તેમના ભક્તિમાન શિષ્યો નામે રાજસોમ ઉપાધ્યાય, રામવિજય ઉપાધ્યાયાદિ પાસે સેવા કરતા હતા ત્યારે સ્વર્ગવાસ થયા. ક્ષ.

૬૮ પદસ્થાપના વખતે છાજડહ ગોત્રના સાહ ભોજરાજે નંદિમહોત્સવ કર્યો હતો. ત્યાંથી જેસલમેર વીકાનેર આદિ અનેક પુરે વિહાર કરી સં. ૧૮૧૯ જ્યેષ્ટ વદ ૫ ને દિને ૭૫ સાધુ સાથે શ્રી ગોડીપાર્શ્વની યાત્રા કરી. પછી સં. ૧૮૨૧ ફાગણ સુદિ ૧ ને દિને ૮૫ મુનિઓ સહિત અર્બુદાચલ યાત્રા કરી. પછી ધાણેરાવસાદડી ગામે આવી પરપક્ષીને જીત્યા. પછી તે દેશના રાણપુરાદિ પંચતીર્થી વંદી વેનાતટ, મેડતા, રૂપનગર, જયપુર, ઉદયપુર આદિ નગરે વિહાર કરી સં. ૧૮૨૫ વૈશાખ સુદ ૧૫ ને દિને ૮૮ મુનિ સાથે શ્રી ધૂલેવગઢના અધિષ્ઠિત ઋષભદેવની યાત્રા કરી. પછી પલ્લિકા, સત્યપુર, રાધનપુર આદિ સ્થલે વિહાર કરી શ્રી શંખેશ્વર પાર્શ્વની યાત્રા કરી શેઠ ગુલાબચંદ શેઠ ભાઇદાસ શ્રી સંઘના આગ્રહથી સૂરત ગયા. ત્યાં સં. ૧૮૨૭ વૈશાખ સુદિ ૧૨ દિને આદિ ગોત્રીય સાહ નેમિદાસના પુત્ર ભાઇદાસે કરાવેલ ત્રણ ભૂમિના પ્રાસાદમાં શીતલનાથ, સહસ્રફણ પાર્શ્વ, ગોડી પાર્શ્વ આદિ ૧૮૧ બિંબોની પ્રતિષ્ઠા કરી. તથા સં. ૧૮૨૮ વૈશાખ સુદિ ૧૨ ને દિને ત્યાંજ દેવગૃહમાં શ્રી મહાવીર આદિ ૮૨ બિંબોની પ્રતિષ્ઠા

લક્ષ્મીલાભ, પદસ્થાપના માંડવીમાં સં. ૧૮૦૪ના જ્યેષ્ઠ શુદિ ૫ને દિને થઇ. તેમણે ઘણી યાત્રાઓ અને પ્રતિષ્ઠાઓ કરી. તેમનું મરણ ગુઢામાં સંવત્ ૧૮૩૪ના આશ્વિન વદી ૧૦ને દિને થયું.

૬૯ જિનચન્દ્ર (૮)—પિતા રૂપચંદ્ર, માતા કેસરદેવી, ગોત્ર વછાવતમુંહતા, ગામ વીકાનેર, જન્મ કલ્યાણસરગ્રામમાં સં૦ ૧૮૦૯માં થયો. મૂલનામ અનૂપચંદ્ર, દીક્ષા મંડોવરમાં સંવત્ ૧૮૨૨માં લીધી, દીક્ષા-

---

કરી. ભરૂચ, રાજનગર. ભાવનગર, ઘોઘા, પાલિતાણા યાત્રાર્થે ગયા. ત્યાં શત્રુંજયની યાત્રા ૭૫ મુનિસહિત સં. ૧૮૩૦ માઘ વદિ ૫ દિને કરી. ત્યાંથી જૂનાગઢ આવી તેજ વર્ષના ફાગણ સુદિ ૯ દિને ૧૦૫ સાધુસહિત ગિરનારમંડન નેમિજિનની યાત્રા કરી. ત્યાંથી વેલાકૂલપત્તન (વેરાવલ), નવાનગર જઈ, કચ્છદેશ માંડવીમાં ગુરૂપદ સ્થાપનાને વંદી ક્રમે રાઉપુર નગરે ચિંતામણિપાર્શ્વ વંદી સં. ૧૮૩૩ ચૈત્ર વદિ ૨ને દિને ગોડીપાર્શ્વની યાત્રા કરી. ક્ષ. પ્રતિમા લેખ સં. ૧૮૨૧ જુઓ ના. ૧.

૬૯ દીક્ષાનામ આ પ્રતમાં ક્યાસાર આપ્યું છે. સૂરિપદ વખતે ગૂઢામાં કૂકટ ચોપડા ગોત્રીય દોસી લકખાસાહે ઉત્સવ કર્યો હતો. ત્યાંથી મહેવાદિપુરનાં ચૈત્ય વંદી ગૌડીપાર્શ્વને નમી ક્રમે જેસલમેર વીકાનેરમાં ચિંતામણિ પાર્શ્વનાથાદિની યાત્રા કરી. જેસલમેરમાં આવશ્યાદિ યોગક્રિયા કરી. પછી અયોધ્યા કાસી ચંદ્રાવતી પાટલીપુત્ર ચંપા મકસુદાબાદ સંમેતશિખર પાવાપુરી રાજગૃહ મિથિલા દુતારા-પાર્શ્વનાથ ક્ષત્રિયકુંડ કાકંદી હસ્તિનાગપુરાદિ યાત્રા કરી. તે પૂર્વદેશમાં લક્ષ્યાઉ નગરે નાહટા ગોત્રના સુશ્રાવક રાજા નામે વચ્છરાજે ત્રણ ચાતુર્માસ મહોત્સવથી કરાવ્યાં. ત્યાં બહુ ફેલાયલ પ્રતિમોત્થાપક મત નિરાકૃત કર્યો. તે નગરના ઉદ્યાનમાં રાજાએ જિનકુશલ સૂરિનો સ્તૂપ કરાવ્યો. ત્યાંથી ગિરનાર શત્રુંજય તીર્થની યાત્રા કરી. પાદલિપ્તપુર (પાલીતાણા)માં પરપક્ષીય સાથે વિવાદ કરી તેમને જીત્યા, રાજાએ બહુમાન કર્યું. ત્યાંથી એક વર્ષ પછી મોરવાડ ગામમાં ગોડીપાર્શ્વની યાત્રાર્થે આવેલ એક લાખથી વધારે માણસોના સંઘમાં ત્યાંના અમાત્યાદિ પ્રધાન પુરુષના વચનથી બંને ભટ્ટારકોનો પરસ્પર મેલ થયો. ત્યાંથી દક્ષિણદેશમાં અંતરિક્ષ પાર્શ્વની યાત્રા કરી. સૂરતમાં સં......માં સ્વર્ગવાસ કર્યો. ક્ષ.

પ્રતિમા લેખ સં. ૧૮૩૪-૪૮-૪૯-૫૬ ના. ૧, ૧૮૪૫ ના. ૨

નામ ઉદયસાર, સૂરિપદ ગુઢામાં સં૦ ૧૮૩૪ના આશ્વિન વદિ ૧૩ ને દિને મેળવ્યું. મરણ સૂરતમાં સં૦ ૧૮૫૬ના જ્યેષ્ઠ શુદિ ૩ને દિને થયું. (આના રાજ્યમાં ક્ષમાકલ્યાણે સં. ૧૮૫૦ માં વીકાનેરમાં જીવવિચાર વૃત્તિ રચી.)

૭૦. જિનહર્ષ—જન્મ વાલીવાગ્રામમાં થયો. પિતા શાહ તિલોકચંદ, અને માતા તારાદેવી, ગોત્ર મીઠડીયા બુહરા, દીક્ષા આણીગ્રામમાં સં૦ ૧૮૪૧માં લીધી, સૂરિપદ સૂરતમાં સં૦ ૧૮૫૬ ના જ્યેષ્ઠ શુદિ ૧૫ ને દિને મળ્યું.

---

અહીં ક્ષમાકલ્યાણ મુનિની પટ્ટાવલિ મુખ્યપણે સં. ૧૮૩૦ ફાગણ સુદિ ૯ દિને જીર્ણગઢમાં રચાયલી પૂર્ણ થાય છે. તે મુનિ, જિનભક્તસૂરિના શિષ્ય પ્રીતિસાગરના શિષ્ય અમૃતધર્મના શિષ્ય હતા. તેમણે આના રાજ્યમાં સં. ૧૮૫૦ માં વીકાનેરમાં જીવવિચાર વૃત્તિ રચી હતી.

૭૦ ઉક્ત પટ્ટાવલિની અનુપૂર્તિમાં આપેલ છે તે પ્રમાણેઃ—સૂરિપદ લીધા પછી સુરતમાંજ ચૈત્ય બિંબ પ્રતિષ્ઠા કરાવી. તથા સં. ૧૮૬૦ અક્ષય ત્રીજે દેવીકોટ વાસી સંઘે બનાવેલ દેવગૃહમાં ૧૫૦ બિંબોની પ્રતિષ્ઠા કરી. સં. ૧૮૬૬ ચૈત્ર સુદિ ૧૫ ને દિને ગિડિયા સંઘપતિ રાજારામ, લૂણીયા ગોત્રના સાહ તિલોકચંદે કાઢેલા સંઘ કે જેમાં સવાલાખ શ્રાવક, ૧૧૦૦ સાધુ હતા તેની સાથે ગિરનાર-પુંડરીકાદિની યાત્રા કરી. સં. ૧૮૭૦ શિખરગિરિની યાત્રા કરી. વળી સં. ૧૮૭૬ માં સંઘ સાથે તેજ ગિરિની યાત્રા કરી. ત્યાર પછી દક્ષિણ દેશમાં અંતરીક પાર્શ્વનાથ, મગસી પાર્શ્વનાથ, ધુલેવગઢ ઇત્યાદિ તીર્થ યાત્રા કરી. સં. ૧૮૮૭ આષાઢ સુદિ ૧૦ દિને શ્રી વીકાનેરમાં સીમંધર સ્વામિના મંદિરમાં ૨૫ બિંબોની પ્રતિષ્ઠા કરી. સં. ૧૮૮૯ મા. સુ. ૧૦ દિને વીકાનેરમાં સેઠિયા ગોત્રના સાહ અમીચંદે કરાવેલ સમ્મેતશિખર ગિરિના ભાવવાળા મંદિરમાં પ્રતિષ્ઠા કરી. સિદ્ધાચલગિરિ પ્રતિ જતાં મંડોવરમાં સં. ૧૮૯૨ કા. વ. ૯ દિને સ્વર્ગવાસ કર્યો. આ જિનહર્ષસૂરિના પ્રતિમા લેખો સં. ૧૮૬૩-૬૪-૭૧-૭૩-૭૫-૭૭-૮૫-૮૯ જુઓ ના. ૨, તથા ૧૮૫૫-૬૧-૭૧-૭૪-૭૫-૭૭-૧૯૦૦ માટે જુઓ ના. ૧ તથા સં. ૧૮૮૫-૮૭-૮૮-૯૧ જુઓ ગે. રે. આના રાજ્યમાં આ પટ્ટાવલિકાર ક્ષમાકલ્યાણે સં. ૧૮૬૦ માં જેસલમેરમાં પર્યુષણાષ્ટાન્હિક રચ્યું.

અહિં હસ્તલિખિત પટ્ટાવલિ અટકે છે, કે જે સંવત્ ૧૮૭૬માં લખાયેલી છે. ક્લાટ.

**૭૧. જિનસૌભાગ્ય**—મારવાડ વાસ્તવ્ય સ્વાધ્ય સેરડાગ્રામે સં. ૧૮૬૨માં જન્મ, મૂલનામ સુરતરામ, ગણધર ચોપડા કોઠારી ગોત્રના શાહ કરમચંદ પિતા, કરણાદેવી માતા, સં. ૧૮૭૭માં સિંધિયા દોલતરાવના લશ્કરમાં દીક્ષા, સૌભાગ્યવિશાલ દીક્ષાનામ, સં. ૧૮૯૨ માર્ગશીર્ષ શુદિ ૭ ગુરૂવારે વિક્રમનગરે (વીકાનેરે) ખજાનચી સાહ લાલચંદ સાલમસિંહના કરેલા મહોત્સવપૂર્વક સૂરિપદ મળ્યું. (એક ખરતરગચ્છ પટ્ટાવલિમાંથી.)

યાવજ્જીવ એકલઠાણું. શાલદુશાલા વગેરે ઓઢવાનો ત્યાગ અને પાદવિહારનો નિયમ સાચવ્યો. વીકાનેરના મહારાજા રત્નસિંહ અને સરદારસિંહ અત્યંત ભક્તિવાળા થયા ને સુવર્ણમુદ્રિકાવડે ચરણકમલની પૂજા કરી. મુર્શિદાબાદમાં ચોમાસું ને નેમિનાથના બિંબની પ્રતિષ્ઠા. કલકત્તા—ત્યાં દૂગડબાબુ પ્રતાપસિંહનો ઉત્સવ. બાલુચરમાં ઇંદ્રચંદ્રજીએ તેમના ઉપદેશથી શત્રુંજયનો સંઘ કાઢ્યો. રસ્તામાં ચંપાનગરીમાં વીકાનેરના સંઘે બનાવેલા જિનમંદિરમાં પ્રતિષ્ઠા કરી. સં. ૧૯૦૨માં સિદ્ધગિરિ. તે વર્ષમાં વીકાનેર આવ્યા ત્યાં સુપાર્શ્વનાથના મંદિરમાં પ્રતિષ્ઠા સં. ૧૯૦૪ માઘ શુદિ ૧૦. ને ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરનાં જિનબિંબોની પ્રતિષ્ઠા સં. ૧૯૦૫ વૈશાખ શુદિ ૫. મંડોવરમાં ખરતરગચ્છ અધિષ્ઠાયક ગોરા નામના ક્ષેત્રપાલને પ્રસન્ન કર્યો સં. ૧૯૦૬ માગસર શુદિ ૧૩. વીકાનેરમાં પ્રતિષ્ઠા સં. ૧૯૧૪ આષાઢ શુદિ ૧, નાલગામમાં પ્રતિષ્ઠા સં, ૧૯૧૬ વૈશાખ વદિ ૬. વીકાનેરમાં સ્વર્ગવાસ સં. ૧૯૧૭ માઘ શુદિ ૩. આ સૂરિના પ્રતિમા લેખો સં. ૧૮૯૩, ૧૯૦૫ ના. ૨, સં. ૧૯૦૦–૦૩–૦૪–૦૭–૧૦ ના. ૧. સં. ૧૯૧૦ ગે. રે.

[સં. ૧૮૯૨ માં **[જિનમહેંદ્રસૂરિથી ૧૧ મો ગચ્છભેદ** નીકળ્યો–મહાજન વંશમુક્તાવલી]. આ જિનમહેંદ્રના પ્રતિમા લેખો સં. ૧૮૯૩–૯૬–૯૭–૧૯૦૬–૧૦–૧૩–૧૪ માટે જુઓ ના. ૨.; સં. ૧૮૯૩–૧૯૦૩ ગે. રે.

**૭૨. જિનસિંહ**—કુલટી ગામના ગોતાણી ગોત્રના શાહ મનસુખ પિતા, જયદેવી માતા. જન્મ સં. ૧૯૦૦, મૂલનામ હિતરામ. દીક્ષા વીકાનેરમાં સં. ૧૯૧૭ ફાગણ વદિ ૫, તે ઉત્સવ ચોપડા કોઠારી ગોવરચંદે કર્યો. દીક્ષાનામ હિતવલ્લભ. પછી આચાર્યપદ. તેનો ઉત્સવ વચ્છાવત અમરચંદજી તથા ઝાલારાપાટણ નિવાસી છાજેડ ભુરામલજી તથા ગોલચ્છા જ્ઞાનચંદજી વગેરેએ કર્યો. વીકાનેરના મહારાજાએ બે ચાર વખત સૂરિનાં દર્શન કર્યાં, અને ગજનેરાદિમાં ભક્તિ કરી. સૂરિ મુર્શિદાબાદ ગયા ત્યાં સં. ૧૯૨૪ ફાગણ વદિ ૪ દૂગડ પ્રતાપચંદના પુત્ર રાવબહાદુર લક્ષ્મીપતિસિંહ અને ધનપતિસિંહની બનાવેલ ચાર જિનપાદુકાઓ સમેતશિખરજીપર પ્રતિષ્ઠિત કરી. અજીમગંજમાં પ્રતિષ્ઠા સં. ૧૯૨૬ ફાગણ શુદિ ૭. વીકાનેર આવ્યા સં. ૧૯૨૯. ત્યાં કુંથુનાથજી મંદિરમાં પ્રતિષ્ઠા સં. ૧૯૩૧ જેઠ શુદિ ૧૦, તથા ચિંતામણિજીના દેરાસરમાં જિનબિંબ પ્રતિષ્ઠા સં. ૧૯૩૨. સ્વર્ગગમન વીકાનેરમાં સં. ૧૯૩૫ કાર્તિક વદિ ૧૨.

**૭૩. જિનચંદ્ર (૯)**—ગોલચ્છા ગોત્રીય. આચાર્યપદ સં. ૧૯૩૫ માઘ શુદિ ૧૧. હાલ વિદ્યમાન છે.

(નં. ૭૧ના બીજા પારાથી તે ૭૩ સુધીની હકીકત 'ગચ્છમતપ્રબંધ'માંથી લીધી છે. તેમાં આખી પટ્ટાવલિ ૪૨મા પટ્ટધરથી આપી છે કે જેમાં ક્ષમાકલ્યાણની પટ્ટાવલિનો સાર આવે છે. જુઓ પૃ. ૨૩૪ થી ૨૭૯).

(નં. ૭૧ પછી મહાજનવંશ મુક્તાવલીમાં નીચે પ્રમાણે પટ્ટધર આપેલ છે:—)

૭૨ **જિનહંસ** પ્રતિમા લેખો સં. ૧૯૨૦–૨૧–૨૫–૩૨–૩૪ જુઓ ના. ૨.

૭૩ **જિનચંદ્ર** પ્રતિમા લેખો સં. ૧૯૫૦–૫૧–૫૬ ના. ૨.

૭૪ **જિનકીર્ત્તિ** (વર્તમાન ભટ્ટારક.)

## ૧ ક. ચોથી ખરતર વેગડશાખાની પટ્ટપરંપરા.

(આ શાખાની સ્થાપના ધર્મવલ્લભ ગણિએ કરી. જુઓ મૂલ પટ્ટાવલિ નં. ૫૪ જિનોદયની નીચે.) તે પોતાને ૫૩મા જિનચંદ્રસૂરિના શિષ્ય-પટ્ટધર ગણાવે છે.)

**૫૪. ધર્મવલ્લભ** (અપર નામ પછીથી) **જિનેશ્વરસૂરિ**— સં. ૧૪૨૨માં વેગડગચ્છની સ્થાપના. છાજડકા મૂલગોત્ર, પિતા ઝાંઝણ માતા ઝબકુ, તેમણે માલૂનો મદ ઉતાર્યો. અણહિલવાડમાં ખાનને પરતો પૂર્યો ને મહાજનના બંદ છોડાવ્યા. રાજનગરમાં મહમદશાહ (બેગડો?) ને પ્રતિબોધ્યો ને શાહે તેને વેગડનું બિરૂદ આપ્યું. સાચોર વગેરે સ્થલે વિહાર કર્યો. સક્તિપુરમાં સં. ૧૪૩૦માં સ્વર્ગવાસ કર્યો.

**૫૫. જિનશેખર.**

**૫૬. જિનધર્મ.**

**૫૭. જિનચંદ્ર.**

[આ સૂરિના રાજ્યમાં સં. ૧૫૮૮માં પં. દેવભદ્રગણિએ સ્વશિષ્ય પં. મહિમમંદિરમુનિના પઠનાર્થે દુર્ગસિંહકૃત કાતંત્ર વ્યાકરણ વૃત્તિની પ્રત લખી છે.]

**૫૮. જિનમેરૂ.**

**૫૯. જિનગુણ.**

**૬૦. જિનેશ્વર.**

**૬૧. જિનચંદ્ર.** બાફણા ગોત્ર, પિતાનું નામ રૂપસી.

**૬૨. જિનસમુદ્ર.**

(આ સૂરિના પસાયથી ગુરૂજિન ગર્ભિત ચતુર્વિંશતિ સ્તવ વેગડશાખાનાજ મહિમાહર્ષે સં. ૧૭૨૨ના સંવત્સરી દિને (ભાદ્રપદ શુદિ ૫) સ્તંભતીર્થમાં ભાષામાં રચ્યું છે. તે ઉપરથી ઉપરની પટ્ટ-પરંપરા લીધી છે. આ જિનસમુદ્રસૂરિએ ભાષામાં કેટલીક નાની નાની કૃતિઓ રચી છે જેવી કે ઉદયપુરસ્થ શ્રી શાંતિનાથ જિનસ્તોત્ર (૨૧

કડીનું ), પાર્શ્વનાથગીત, વિધિ ચૈત્રી પૂર્ણિમા ગર્ભિત શત્રુંજય તીર્થ-સ્તવન, પંચમી તપ રૂપક વર્ધમાન જિનસ્તોત્ર સં. ૧૬૯૮માં સમી-ચાંણાનગરે, સ્થૂલભદ્ર સજ્ઝાય બે એક ૧૪ અને બીજી ૧૭ કડીની, જીવ અને કરણીનો સંવાદ, પંચમી સ્તોત્ર ૯ કડી, ચંદ્રોપમા ગર્ભિત પાર્શ્વનાથ સ્તવ ૧૩ કડી, સીમંધર સ્વામિ વિનતિ સ્તોત્ર સં. ૧૬૯૮ શિવાણામાં. અધ્યાત્મપચીસી વગેરે. વગેરે. )

( ઉપરની હકીકત 'ખરતરગચ્છ વેગડશાખાની કંઈક માહિતી' એ નામના પં. હરગોવિન્દદાસ ત્રિ. શેઠના લેખમાંથી એકઠી કરી છે. —જુઓ જૈન શ્વે૦ કૉન્ફરન્સ હેરલ્ડ પત્રનો ખાસ ઇતિહાસ અંક જુલાઇ—ઑકટોબર સને ૧૯૨૫. )

---

## ૧ ન્ન. પાંચમી શાખા પિપ્પલક ખરતરની પરંપરા.

**૫૭. જિનવર્ધન**—પિપ્પલક ખરતર શાખાના સ્થાપક સં. ૧૪૭૪. તેમના સં. ૧૪૬૯, ૧૪૭૩, ૧૪૭૫ ના પ્રતિષ્ઠા લેખો મળી આવે છે. જુઓ નાહરકૃત જૈન લેખસંગ્રહ બને ખંડ. સં. ૧૪૭૩ ગે. રે.

સં. ૧૪૬૯માં જિનદેવ સૂરિ શિષ્ય મેરૂનંદન ઉ૦ ની મૂર્તિની પ્રતિષ્ઠા કરી ( દેવકુલપાટક પૃ. ૨૧ ).

સં. ૧૪૭૩માં ચૈત્ર શુદી ૧૫ ના દિવસે જેસલમેરમાં જિનબિં-બોની પ્રતિષ્ઠા કરી. (જુઓ શ્રીધર રામકૃષ્ણ કૃત બીજો રીપોર્ટ પૃ. ૯૩).

પૂનાના ભાંડારકર ઇન્સ્ટિટયૂટમાં तात्पर्यपरिशुद्धि નામનું પુસ્તક તાડ-પત્ર પર લખાયેલું છે તેની અંતે संवत् १८७१ वर्षे श्री खरतरगच्छे श्री जिनराजसूरिपट्टे श्री जिनवर्धनसूरीणां पुस्तकं । લખેલું છે

**૫૮. જિનચંદ્ર.**

સં, ૧૪૮૬ માં તેમણે જિનવર્ધનસૂરિની મૂર્તિ બનાવરાવી અને આદિનાથપ્રાસાદમાં પ્રતિષ્ટા કરી. જુઓ ઉક્ત સંગ્રહ. આ સંગ્રહના બીજા ખંડમાં સં. ૧૪૬૯ અને ૧૪૭૬ ના પ્રતિષ્ઠા લેખો છે. ના. ૨.

૫૯. જિનસાગર.

સં. ૧૪૦૧ થી ૧૫૧૦ સુધીના પ્રતિષ્ઠા લેખો મળે છે. એટલે કે ૧૪૯૧—૯૪-૯૫-૯૬-૯૭, ૧૫૦૧—૦૩-૦૭-૦૯-૧૦ ના. ૨, ૧૪૯૫-૧૫૦૩-૧૦, ૧૫૨૦ (?) બુ. ૧. સં. ૧૫૦૫ જિ૦ ૨.

સં. ૧૪૮૯ના ફાલ્ગુન સુદિ ૩ના દિવસે જાઓરમાં સુપાર્શ્વજિન-યુત દેવકુલિકાની, ૧૪૯૧માં દેવકુલપાટકમાં સ્વગુરૂ જિનચંદ્રસૂરિની મૂર્તિની, સં. ૧૪૯૪માં નાગદા ગામમાં શાંતિ બિંબની, તથા ૧૪૯૬ જ્યેષ્ઠ સુદિ ૩ બુધવારે કરેડા (કરહેડા)ના મંદિરમાં વિમલનાથની દેવકુલિકાની પ્રતિષ્ઠા કરી હતી. (જુઓ તે તે ગામોના શિલાલેખો, દેવકુલપાટક પૃ. ૧૭-૨૧.

તેમણે પં. ઉદયશીલ ગણિના આગ્રહથી હૈમલઘુવૃત્તિના ચાર અ-ધ્યાયની દીપિકા બનાવી છે; વળી कर्पूरप्रकरण પર અવચૂરિ વગેરે રચેલ છે. તેમના ઉપદેશથી સં. ૧૪૯૫ના કાર્તિક સુદિ ૧૧ દિને धर्मोपदेश-मालावृत्तिની પ્રત લખાયેલી લીંબડીના ભંડારમાં છે; તેમજ સં. ૧૪૯૨ માં મેદપાટ દેશના દેવકુલપાટકપુરમાં કુંભકર્ણ રાજ્યે ઉકેશવંશી શ્રાવકે आवश्यक बृहद्वृत्ति લખાવી ( પી. રી. ૩,૧૮૮૭ ).

૬૦. જિનસુંદર. પ્રતિમા લેખો સં. ૧૫૧૫-૧૬ ના. ૧, અને બુ. ૧.

૬૧. જિનહર્ષ.

સં. ૧૫૨૩ અને ૧૫૨૮ના લેખો ના. ૨ માં, સં. ૧૫૧૯-૨૭-૨૮-૩૧-૫૧ ના. ૧ માં, ૧૫૧૯-૪૩-૪૯-૫૫ બુ. ૧ અને ૧૫૨૩ જિ. ૨ માં મળે છે.

૬૨. જિનચંદ્ર.

સં. ૧૫૬૭ અને ૧૫૭૨ ના લેખો ના. ૨ માં મળે છે, અને ૧૫૬૬-૬૭ ના ના. ૧ માં મળે છે.

—આ આચાર્યના સમયમાં સં. ૧૫૭૩માં મહાખંડન ટીકા વિદ્યાસાગરીની પ્રત લખાઇ છે તેમાં આ શાખાના મૂળથી તે આ આચાર્ય સુધીની પટ્ટપરંપરાનો ક્રમ આપેલ છે કે:—

'સંવત્ ૧૫૭૩ વર્ષે પ્રાવૃષિ ઋતૌ શ્રાવણિકે માસે કૃષ્ણપક્ષે દ્વિતીયા તિથૌ સૂર્યવાસરે પ્રાતઃકાલે શ્રી ચિત્રકૂટ કોટ્ટોત્તમે શ્રી સંગ્રામરાજ્ઞો વિજયિનિ રાજ્યે શ્રી ખરતરગચ્છે સ્વચ્છે તુચ્છેતરે શ્રી જિનવર્દ્ધનસૂરિ પટ્ટે શ્રી જિનચંદ્ર સૂરયસ્તત્પટ્ટે શ્રી જિનસાગર સૂરય સ્તત્પટ્ટાંભોજમાર્તંડાઃ શ્રી જિનસુંદર સૂરય સ્તત્ પટ્ટોદયાદ્રિનિસ્તંદ્રમિત્રાઃ શ્રી જિનહર્ષ સૂરયોઽભુવન્ । અથ તત્પટ્ટસત્કૈરવાકર વિકસ્વર ક્રિયોદ્યતેષુ સાંપ્રતં શ્રી જિનચંદ્ર સૂરિષુ નિજગણાધીશત્વં કુર્વત્સુ તત્સતીર્થ્યૈઃ શ્રી કમલસંયમોપાધ્યાયૈઃ સ્વહસ્તેનૈષા શ્રી મહાખંડન ટીકાં વિદ્યાસાગરીમિત્યભિધાનાં સ્વસ્માન્યસ્ય લોધાયા લેખિતમ્ ॥ (પાટણના સંઘના ભંડારની પ્રત).

આજ પ્રમાણે કમલસંયમના ઉપદેશથી સં. ૧૫૭૦ વૈશાખ વદિ અમાવાસ્યા ભૃગુવારે અણુહિલ્લપુરપત્તને ઠાણાંગ વૃત્તિ લખાઇ છે. તેમાં પણ ઉપરોક્તજ ક્રમ છે.

૬૩. **જિનશીલ.** સં. ૧૫૯૫ નો લેખ બુ. ૧

૬૪. **જિનકીર્તિ.**

૬૫. **જિનસિંહ.** સં. ૧૬૯૦ લેખ ના. ૨.

૬૬. **જિનચંદ્ર.** આના રાજ્યમાં સં. ૧૭૦૨ માં હૈમવ્યાકરણનો પ્રાકૃત અષ્ટમ અધ્યાય લખાયો.

### ગુરૂપટ્ટાવલી ચઉપઇ.

સમરૂં સરસતિ ગૌતમ પાય, પ્રણમું સહિગુરૂ ખરતર રાય,
જસુ નામઇં હોયઇ સંપદા, સમરંતા નાવઇ આપદા. ૧
પહિલા પ્રણમું ઉદ્યોતનસૂરિ, બીજા વર્દ્ધમાન પુન્ય પૂરિ,
કરિ ઉપવાસ આરાહિ દેવી, સૂરિમંત્ર આપ્યો તસુ હેવિ. ૨
વહરમાન શ્રીમંધર સ્વામિ, સો ધાવિ આવ્યઉ શિરનામિ,
ગૌતમ પ્રતઇ વીરઇ ઉપદિસ્યઉં, સૂરિમંત્ર સુધઉ જિન કહ્યઉં. ૩
શ્રી સીમંધર કહઇ દેવતા, ધૂરિ જિન નામ દેજ્યો થાપતાં,
તાસ પટ્ટિ જિનેશ્વર સૂરિ, નામઇં દુખ વલી જાઇ દૂરિ. ૪

પાયણુ નયર દુલ્લભરાય યદા, વાદ હૂઓ મઢપતિસ્યું તદા,
સંવત દસ અસીયઇં વલી, ખરતર બીરદ દીયઇ મનિ રલી. ૫
ચઉથઈ પટ્ટિ જિનચંદ સૂરિંદ, અભયદેવ પંચમઈ મુણિંદ,
નવંગિ વૃત્તિ પાસ થંભણુઉ; પગટયો રોગ ગયુ તનુ તણુઉ. ૬
શ્રી જિનવલ્લભ છઠઈ જાણી, ક્રિયાવંત ગુણુ અધિક વખાણી,
શ્રી જિનદત્ત સૂરિ સાતમઇ, ચોસઠિ જોગણી જસુ પય નમઇ. ૭
બાવન વીર નદી વલી પંચ, માણુભદ્રસ્યું થાપી સંચ,
વ્યંતર બીજ મનાવી આણુ, થૂભ અજમેર સોહઇ જિમ ભાણુ. ૮
શ્રી જિનચંદ્ર સૂરિ આઠમઇ, નરમણિ ધારક દીલ્લી તપઇ,
તાસ સિસ જિનપત્તિ સૂરિંદ, નવમઇ પટ્ટિ નમું સુખકંદ. ૯
જિનપ્રબોધ જિનેશ્વરસૂરિ, શ્રી જિનચંદ્ર સૂરિ યશ પૂરિ,
વંદું શ્રી જિનકુશલ મુણિંદ, કામકુંભ સુરતરૂ મણિકંદ. ૧૦
ચઉદસમઈ જિનપદ્મસૂરિસ, લબ્ધિ સૂરિ જિનચંદ મુનીસ,
સતરસમઇ જિનોદયસૂરિ, શ્રી જિનરાજ સૂરિ ગુણુ ભૂરિ. ૧૧
પાટિ પ્રભાકર મુકુટ સમાણુ, શ્રી જિનવર્દ્ધન સૂરિ સુજાણુ,
શીલઇં સુદરસણુ જંબુકુમાર, જસુ મહિમા નવિ લાભઇ પાર. ૧૨
શ્રી જિનચંદ્ર સૂરિ વીસમઇ, સમતા સમર ઈંદ્રી દમઇ,
વંદો શ્રી જિનસાગર સૂરિ, જાસ પસાઇ વિઘન સવિ દૂરિ. ૧૩
ચઉરાસી પ્રતિષ્ઠા કીદ્ધ, અમ્હમદાબાદ થૂભ સુપ્રસિદ્ધ,
તાસુ પદઈ જિનસુંદર સૂરિ, શ્રી જિનહર્ષ સૂરિ સુય પૂરિ. ૧૪
પંચવીસમઇ જિનચંદ્ર સૂરિંદ, તેજ કરિ નઇ જાણુઈ ચંદ,
શ્રી જિનશીલ સૂરિ ભાવઇ નમો, સંકટ વિકટ થકી ઉપસમઉ. ૧૫
શ્રી જિનકીર્તિસૂરિ સૂરીસ, જગ ચલઉ જસુ કરઇ પ્રશંસ,
શ્રી જિનસિંહસૂરિ તસુ પદઇ ભણું, ધન આવઇ સમરંતા ઘણું. ૧૬
વર્ત્તમાન વંદો ગુરૂપાય, શ્રી જિનચંદ સૂરિસર રાય,
જિનશાસન ઉદયો એ ભાણુ, વાદીભંજણુ સિંઘસમાણુ. ૧૭

એ ખરતર ગુર પટ્ટાવલી, કીધી ચઉપઇ મનનિ રલી,
ઓગણત્રીસ એ ગુરનાં નામ, લેતાં મનવંછિત થાએ કામ. ૧૮
પ્રહ ઊઠી નરનારી જેહ, ભણઇ ગુણઇ ઋદ્ધિ પામઇં તેહ,
રાજસુંદર મુણિવર ઇમ ભણઇ, સંઘ સહૂનઇ આણંદ કરઇ. ૧૯

—ઇતિ શ્રી ગુરૂ પટ્ટાવલી ચઉપઈ સમાપ્ત ॥ શ્રા૦ કીષ્લાઇ પઠનાર્થે ૧-૧૩ મારી પાસે છે. મો. દ. દે.

—આ પટ્ટાવલી શ્રી જિનચંદ્રના શિષ્ય પં. રાજસુંદરે દેવકુલ પાટનમાં સં. ૧૬૬૯ના વૈશાખ વદિ ૬ સોમવારે શ્રાવિકા થોભણદેના માટે લખેલી છે—જુઓ દેવકુલપાટક પૃ. ૧૬.

---

## ૧ ग. આઠમીશાખાના જિનસાગરસૂરિની પટ્ટપરંપરા.*

[ જિનસાગર માટે મુખ્ય પટ્ટાવલી નં. ૬૩ જિનરાજસૂરિમાં જુઓ. ]

**૬૩ જિનસાગર**—બોહિત્થરા ગોત્રના વીકાનેર વાસી સાહ વચ્છરાજ પિતા, મિરગાદે માતા. સં. ૧૬૫૨ કાર્તિક સુદિ ૧૪ રવિને દિને જન્મ, ચોલા મૂલનામ. સં. ૧૬૬૧ માહ સુદિ ૭ ને દિને અમરસરમાં જિનસિંહ સૂરિએ દીક્ષા આપી. શ્રીમાલ સુહરા અચૂકા શ્રાવકે નંદીમહોત્સવ કર્યો. વાદી શ્રી હર્ષનંદનગણિએ બાલ્યપણાથી સર્વશાસ્ત્રો શીખવ્યાં. સં. ૧૬૭૪ ફાગુણ સુદ ૭ ને દિને મેડતા નગરમાં ચોપડા ગોત્રના સાહ આસકરણે કરેલા મહોત્સવ પૂર્વક સૂરિપદ લીધું, ને નામ જિનસાગરસૂરિ રાખ્યું; અને બીજા શિષ્ય બોહિત્થરા ગોત્રના રાજસમુદ્રગણિ—તેણે આચાર્યપદ લઇ જિનરાજસૂરિ નામ રાખ્યું. ત્યારપછી બાર વર્ષ શ્રી પૂજ્યની આજ્ઞામાં રહ્યા. પછી આચાર્ય જિનરાજસૂરિ સમયમાં ત્રણથી ત્રણ ગચ્છ જુદા થયા. તેની વ્યવસ્થા આ પ્રમાણેઃ—સં. ૧૬૯૯માં

---

* આ પુરાતત્ત્વમંદિરના આચાર્ય શ્રી જિનવિજયજીએ છપાવેલ ખરતર ગચ્છ પટ્ટાવલિ સંગ્રહમાંથી તેના સંસ્કૃતનું ગૂજરાતી ભાષાંતર છે.
મો. દ. દેશાઇ.

બૃહત્ ભટ્ટારક શ્રી રંગવિજયથી રંગવિજય ખરતર શાખા ભિન્ન થઇ. આ નવમો ગચ્છભેદ. પછી તેમાંથી શ્રીસાર ઉપાધ્યાયથી શ્રીસારીય ખરતર શાખા ભિન્ન થઈ તે દશમો ગચ્છભેદ. પછી સં. ૧૭૧૨ માં આચાર્ય જિનરાજસૂરિના બીજા શિષ્ય રૂપચંદથી લઘુ ભટ્ટારક ખરતર શાખા ભિન્ન થઇ, તે અગિયારમો ગચ્છભેદ થયો. ભટ્ટારક શ્રી જિનસાગર સૂરિએ સં. ૧૬૭૪ વૈશાખ સુદિ તેરસ ને શુક્રે શ્રી રાજનગર વાસી પ્રાગ્વાટ જ્ઞાતિના સંઘપતિ સોમજી પુત્ર રૂપજીએ કરાવેલા શ્રી શત્રુંજય ઉપરના ચતુર્દ્વાર વિહાર માટે શ્રી ઋષભાદિ જિનની ૫૦૧ પ્રતિમા પ્રતિષ્ઠિત કરી. આવા જિનમતની ઉન્નતિ કરનાર, અંબિકાએ આપેલ વર ધારણ કરનાર, સમસ્ત તર્ક વ્યાકરણ છંદ અલંકાર કવિ કાવ્ય આદિ વિવિધશાસ્ત્રના જ્ઞાતા, શ્રાવકોથી સ્થાને સ્થાને માન્ય, પરમ સંવેગી, ભાગ્ય સૌભાગ્યવાળા ભટ્ટારક શ્રી જિનસાગર સૂરિ અહમદાવાદ નગરે સં. ૧૭૨૦ ના જ્યેષ્ઠ વદિ ૩ ને દિને ૧૧ દિન અનશન કરી સ્વપટ્ટે જિનધર્મસૂરિને સ્થાપી સર્વ શિષ્યોને શિખામણ આપી સ્વર્ગે ગયા. આ આઠમો **બૃહત્ખરતર** નામનો મૂલગચ્છ. આ રીતે ૧૧ ગચ્છભેદ ખરતર ગચ્છના.

૬૪. **જિનધર્મ**—ભણશાલી ગોત્રના શ્રી વીકાનેરવાસી શા૦ રિણમલ ભાર્યા રતનાદેના પુત્ર, સં. ૧૬૯૮ પોષ સુદિ ૨ અભિજિત્ નક્ષત્રે જન્મ, ખરહથ મુલનામ. સં. ૧૭...વૈશાખ સુદિ ૩ દિને જિનસાગરસૂરિ પાસે દીક્ષા, વાદિ હર્ષનંદન ગણિ પાસે બાલ્ય વયમાં શાસ્ત્રોનું પઠન કર્યું. સં. ૧૭૧૧ માઘ સુદિ ૧૨ આચાર્ય પદ મહોત્સવ ચર્ડ્ (?) ભાર્યા વિમલાદેએ કર્યો. સં. ૧૭૨૦ માં વિક્રમપુરે ભટ્ટારકપદ મહોત્સવ ગોલવચ્છા અચલદાસજીએ કર્યો. પછી ભટ્ટારક જિનધર્મ સૂરિએ સાહ ઉગ્રસેન રતનકૃત શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સંઘયાત્રા કરી; વળી શત્રુંજયે ષષ્ઠ અષ્ટમાદિ તપ કર્યા, સર્વ દેશે વિહાર કર્યો. સં. ૧૭૪૬ મૃગસિર વદિ ૮ જિનચંદ્ર સૂરિને ગચ્છભાર આપી સ્વપટ્ટે સ્થાપી લૂણકરણસરમાં સ્વર્ગસ્થ થયા.

૬૫. **જિનચન્દ્ર**--વાવડીય ગ્રામવાસી વુહરા ગોત્રના શાહ સામલદાસ સાહિબતાના પુત્ર, સં. ૧૭૨૯ માં જન્મ, સુખમલ્લ નામ. સં. ૧૭૩૮ મા જિનધર્મસૂરિ પાસે દીક્ષા. સં. ૧૭૪૬ માગસર સુદિ ૧૨ લૂણકરણસરમાં ભટ્ટારક પદ, તેનો ઉત્સવ છાજહડ રતનસી જોધાણી એ કર્યો. દેશવિહાર. સં. ૧૭૮૫ વીકાનેરમાં જિનવિજયસૂરિને આચાર્ય પદ પોતે આપ્યું. પછી પોતે સં. ૧૭૯૪ જ્યેષ્ઠ સુદિ ૧૫ વીકાનેરમાં ૬૫ વર્ષની ઉંમરે સ્વર્ગે ગયા.

૬૬. **જિનવિજય**—નાહટા ગોત્રના શાહ ડુંગરસી દાડિમદેના પુત્ર સં. ૧૭૪૭ માં જન્મ, નામ રતનસી. સં. ૧૭૫૩ માં જિનચંદ્રસૂરિ પાસે દીક્ષા; સં. ૧૭૮૫ માં વીકાનેરમાં આચાર્યપદ, તેનો ઉત્સવ હાજીખાનડેરાવાસી ડેહરા થાહરૂમલ્લે કર્યો. સં. ૧૭૯૪ માં વીકાનેરમાં ભટ્ટારકપદ, તેનો ઉત્સવ ડાગા પુંજાણીએ કર્યો--પ્રભાવના બાઈ ફૂલાએ કરી. સં. ૧૭૯૭ આસો વદિ ૬ દિને જેસલમેરૂ દુર્ગે સ્વર્ગવાસ.

૬૭. **જિનકીર્ત્તિ**—મારવાડવાસી ખીવસરા ગોત્રના શાહ ઉગ્રસેન પિતા, ઉચ્છરંગ દેવી માતા, સં. ૧૭૭૨ વૈશાખ સુદિ ૭ ફલવર્ધી (ફલોધી) માં જન્મ, કિસનચંદ્ર મૂલનામ, સં. ૧૭૯૭ માં જેસલમેરૂમાં ભટ્ટારક પદ, અનેક દેશમાં વિહાર, પૂર્વ દેશ સમેતશિખરાદિ તીર્થયાત્રા કરી મુકસુદાબાદમાં ત્રણ ચોમાસાં કર્યાં. પછી વિહાર કરી વિક્રમપુરે આવ્યા. પછી સં. ૧૮૧૯ માં વિક્રમપુરે સ્વર્ગવાસ કર્યો. સં. ૧૮૦૩ નો તેમનો પ્રતિષ્ઠા લેખ મળે છે જુઓ. ના. ૧.

૬૮. **જિનયુક્ત**—મારવાડવાસી વુહરા ગોત્રના શાહ હંસરાજ પિતા, લાછલદેવી માતા, સં. ૧૮૦૩ વૈશાખ સુદિ ૫ જન્મ, મૂલનામ જીમણુ. સં. ૧૮૧૫ જિનકીતિસૂરિ પાસે દીક્ષા. અનેક શાસ્ત્રનો અભ્યાસ. સં. ૧૮૧૯ ભટ્ટારક પદ વિક્રમપુરમાં, તેનો ઉત્સવ ગોલેચ્છાએ કર્યો. ત્યાંથી વિહાર કરી જેસલમેરૂ દુર્ગમાં સં. ૧૮૨૩ આસો ૧૨ દિને સ્વર્ગવાસ.

૬૯ **જિનચંદ્ર**—ગ્રામ ભગૂવાવાસી રેહડગોત્રના સાહ ભાગચંદ્ર

પિતા, માતા ભક્તાદેવી. સં. ૧૮૦૩ ચૈત્ર સુદિ ૧૩ જન્મ, સં. ૧૮૨૦ જિનયુક્તસૂરિ પાસે દીક્ષા. વ્યાકરણાદિમાં અભ્યાસ, પરમતખંડન પ્રવીણ. સં. ૧૮૨૪ જેસલમેરમાં આચાર્યપદ, તેનો ઉત્સવ લાખ ખર્ચી ભૂપાલ મૂલસિંઘે કર્યો. અન્યદા રતલામમાં ચાતુર્માસ, ત્યાં જિનબિંબ પ્રતિષ્ઠા કરી. ત્યાંથી શત્રુંજયાદિ યાત્રા કરી વિક્રમપુર આવ્યા. એકદા તેમના મુખથી ધર્મ સાંભળી વિક્રમપુરનો રાજા પરમ શ્રાવક થયો. આ સૂરિ જેસલમેરમાં સં. ૧૮૭૫ કાર્તિક સુદિ પૂર્ણિમા સ્વર્ગવાસ પામ્યા.

૭૦. **જિનઉદય**—સૌવમપાલ ગામના વોત્થરા ગોત્રના શાહ જયરાજ પિતા, જયદેવી માતા, સં. ૧૮૩૨ માઘ સુ. ૭ જન્મ, સં. ૧૮૪૭ માગસર સુદિ ૩ જિનચંદ્રસૂરિ પાસે દીક્ષા. સં. ૧૮૭૫ માગશર સુદિ ૫ જેસલમેર દુર્ગમાં આચાર્યપદ, ઉત્સવ સંઘવી તિલોકચંદે હજાર ખર્ચી કર્યો. અન્યદા મંદસોર ગયા, ત્યાં સં. ૧૮૯૩ વૈશાખ સુદિ ૩ ઋષભજિન બિંબ પ્રતિષ્ઠિત કર્યું. વિક્રમપુરે સં. ૧૮૯૭ વૈશાખ સુદિ ૬ શાંતિનાથબિંબની પ્રતિષ્ઠા. સં. ૧૮૯૭ વૈશાખ સુદિ ૧૩ વિક્રમપુરે સ્વર્ગગમન.

૭૧. **જિનહેમ**—સાણિયાલા ગામના વાસી શાહ પૃથ્વીરાજ ભાર્યા પ્રભાદેવીના પુત્ર, સં. ૧૮૬૬ આષાઢ શુદ ૧ પુષ્ય નક્ષત્રે જન્મ, હુકમચંદ મૂલ નામ. સં. ૧૮૮૩ વૈશાખ સુદિ ૩ જિનઉદયસૂરિ પાસે દીક્ષા, કસ્તુરચંદ્ર ગણિ પાસે બાલ્યાવસ્થામાં શાસ્ત્રનું પઠન. સં. ૧૮૯૭ જ્યેષ્ઠ સુદિ ૫ વિક્રમપુરે ભટ્ટારક પદ, તેનો ઉત્સવ ડાગા સુરતરામજીએ કર્યો. ત્યાર પછી ભટ્ટારકે ઇંદોરમાં ઋષભબિંબની પ્રતિષ્ઠા કરી. ત્યાં સંઘનો દ્વિધાભાવ નિવાર્યો, પછી મનોદગામમાં પાર્શ્વબિંબ પ્રતિષ્ઠા કરી. પછી શત્રુંજયાદિ તીર્થયાત્રા કરી વિક્રમપુરે આવ્યાં. ત્યાં ઘણા વખત સુધી પદ ભોગવ્યું. [ અહીં **પટ્ટાવલિ** અટકે છે. ]



# (૨) તપાગચ્છની પટ્ટાવલી.

અંગ્રેજીમાં લેખક-ડૉક્ટર જ્હૉન્નેસ ક્લાટ, પી૦ એચ૦ ડી. (બર્લિન)

તપાગચ્છની પટ્ટાવલિ પણ મહાવીરથી તે ખરતર ગચ્છના ૩૮ મા સૂરિ ઉદ્યોતન સુધીના આચાર્યોની સરખીજ ટીપ આપે છે. પરંતુ તેમાં થોડા ફેરફાર આવે છે. પહેલાં મહાવીરનો સમાવેશ કરેલો નથી.

तीर्थकृतो ह्याचार्यपरिपाट्या उत्पत्तिहेतवो भवन्ति । न पुनस्तदन्तर्गता ॥

૧ **સુધર્મા** પ્રથમ **ઉદય**ના પહેલા આચાર્ય.

૨ **જમ્બૂ**-આના સંબંધી નીચેના શ્લોકો ટાંક્યા છે.

सत्कृते जम्बुना त्यक्ता नवोढा नव कन्यिकाः ॥
तन्मन्ये मुक्तिवध्वान्यो न वृतो भारतो नरः ॥१॥
चित्तं न नीतं वनीताविकारैः चित्तं न नीतं चतुरैश्च चौरैः ।
यद्देहगेहे द्वितयं निशीथे जम्बूकुमाराय नमोऽस्तु तस्मै ॥२॥

मण १ परमोहि २ पुलाए ३ । आहरग ४ खवग ५ उवसम ६ कप्पे ७ ।
संजमतिग ८ केवल ९ सिज्झणा य १० जंबुमि बुच्छिन्ना ॥१॥

૩ **પ્રભવ.**

૪ **શય્યંભવ**-તેના સંબંધી નીચેના શ્લોકો ટાંક્યા છે.

कृतं विकलवेलायां दशाध्ययनगर्भितं ।
दशवैकालिकमिति नाम्ना शास्त्रं बभूव तत् ॥१॥
अतः परं भविष्य प्राणिनो ह्यल्पमेधसः ।
कृतार्थास्ते मनकवद्भवन्तु त्वत्प्रसादतः ॥२॥
श्रुताम्भोजस्य किञ्जल्कं दशवैकालिकं ह्यदः ।
आचम्याचम्य मोदन्तामनगारमधुव्रताः ॥३॥

---

૧ સુધર્મા સ્વામી-જુઓ આવશ્યક આદિ.

૨ જંબુસ્વામિ માટે જુઓ પરિશિષ્ટ પર્વ સર્ગ ૧ થી ૪.

૩ પ્રભવ-પરિશિષ્ટ પર્વ સર્ગ ૨ અને ૫.

૪ શય્યંભવ—પ૦ પ૦ સર્ગ ૫ તેમજ દશવૈકાલિક સૂત્ર.

इति संघोपरोधेन श्रीशय्यंभवसूरिभिः ।
दशवैकालिकग्रन्थो न संवव्रे महात्मभिः ॥४॥
[ હેમચંદ્ર પરિશિષ્ટ પર્વ ૫, ૮૬, ૧૦૩-૫. ]

**૫ યશોભદ્ર.**

**૬ સમ્ભૂતવિજય** અને **ભદ્રબાહુ** उभावपि षष्ठपट्टधरौ.

**૭ સ્થૂલભદ્ર**—અહિંઆ ખરતર ગચ્છ પટ્ટાવલિમાં આપેલ કાલથી જરાક ભિન્ન વર્ષો જોવામાં આવે છે. તેઓ ગૃહસ્થ તરીકે ૩૦ વર્ષ, વ્રતી તરીકે ૨૪ અને યુગપ્રધાન તરીકે ૪૫ વર્ષ રહ્યા. સ્વર્ગગમન વીરાત્ ૨૧૫ વર્ષે ૯૯ વર્ષની વયે થયું. (આજ વર્ષમાં નવમા નન્દનો વધ ચંદ્રગુપ્તે કર્યો હતો) પરંતુ આની સાથે ખરતર ગચ્છ પટ્ટાવલિમાં આપેલ વર્ષો પણ બતાવ્યાં છે.

**૮ આર્ય મહાગિરિ** અને **આર્ય સુહસ્તિ** (બંને ગુરૂભ્રાતા)—આમાંથી પહેલા, ગૃહસ્થી તરીકે ૩૦ વર્ષ, વ્રતમાં ૪૦, યુગપ્રધાન તરીકે

---

૫ યશોભદ્ર—૫૦ પર્વ સર્ગ ૫-૬.

૬ સમ્ભૂતિવિજ્ય—૫૦ પર્વ સર્ગ ૮.

૬ સંભૂતિવિજયના બાર સ્થવિર-૧ સ્થવિર નંદનભદ્ર ૨ ઉપનંદ ૩ તીશભદ્ર ૪ યશોભદ્ર ૬ સુમનભદ્ર ૬ ગણિભદ્ર ૭ પૂર્ણભદ્ર ૮ **સ્થૂલભદ્ર** ૯ ઋજુમતિ ૧૦ જંબૂ ૧૧ દીર્ઘભદ્ર અને ૧૨ પાંડુભદ્ર. સ્થવિર ( થેર ) એટલે મહા આચાર્ય.—જૈન મતવૃક્ષ.

૬ ભદ્રબાહુ—જુઓ પરિશિષ્ટ પર્વ સર્ગ ૬ અને ૯ તથા આવશ્યક સૂત્ર, તેમના પ્રથમ શિષ્ય ગોદાસથી ગોદાસ નામનો ગચ્છ નીકળ્યો. તે ગચ્છની ચાર શાખાઓ (૧) તામલિપ્તિ (૨) કોટિવર્ષિકા ૩ પાંડવર્દ્ધનિકા ૪ અને દાસીખર્પટિકા નીકળી. ભદ્રબાહુના બીજા શિષ્યો (૨) સ્થવિર અગ્નિદત્ત ૩ સ્થવિર યજ્ઞદત્ત ૪ સ્થવિર સોમદત્ત.—જૈનમતવૃક્ષ.

૭ સ્થૂલભદ્ર—જુઓ ૫૦ પર્વ સર્ગ. ૮, ૯, ૧૦.

૮ આર્ય મહાગિરિ અને આર્યસુહસ્તિ—જુઓ ૫૦ પર્વ સર્ગ ૧૧.

આર્ય મહાગિરિના મુખ્ય ૮ સ્થવિર શિષ્યો (૧) સ્થવિર ઉત્તર (૨) બહુલ અને બલિસ્સહ. તે પૈકી બલિસ્સહથી ઉત્તર બલિસ્સહ ગચ્છ થયો ને તે

૩૦ એટલે બધાં મળી ૧૦૦ વર્ષ જીવ્યા. બીજા, ગૃહસ્થ તરીકે વર્ષ ૩૦, વ્રતી તરીકે ૨૪, અને યુગપ્રધાન તરીકે ૪૬ બધાં મળી ૧૦૦ વર્ષ જીવ્યા અને વીરાત્ ૨૯૧ વર્ષે સ્વર્ગ પામ્યા. પટ્ટાવલિના કર્તા નીચેની વાતની અશક્યતા પર ધ્યાન ખેંચે છે.

---

ગચ્છની ૪ શાખા નામે કોશાંબિકા, સુપ્રવર્તિકા, કોટંબાની, અને ચંદ્રનગરી થઈ, (૩) ધનાર્દ્ધ (૪) ઋદ્ધ (૫) કૌડિન્ય (૬) નાગ, (૭) નાગમિત્ર (૮) ષટ્ઉલ્લુક રોહગુપ્ત. આ રોહગુપ્તે દ્રવ્યગુણાદિ છ પદાર્થ માનનાર વૈશેષિક મત કાઢયો. જુઓ આવશ્યકસૂત્ર, કલ્પસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, સમ્યક્ત્વ સપ્તતિકા વગેરે.—જૈનમતવૃક્ષ.

આર્યસુહસ્તિના મુખ્ય સ્થવિર શિષ્યો ૧૨ (૧) આર્ય રોહણ સ્થવિર–તેમાંથી ઉદ્દેહ ગચ્છ નિકળ્યો. તે ગચ્છની ચાર શાખા નામે ઉદંબરિધિયા, માસપૂરિકા, મતિપત્રિકા અને પન્નપતિયા થઈ તથા છ કુલો નામે નાગભૂત, સોમભૂત, ઉલ્લગચ્છ, હસ્તલિહ, નંદિજ્જમ અને પરિહાસ થયાં. (૨) સ્થવિર યશ–તેમાંથી ઋતુવાટિકા ગચ્છ થયો ને તેની ૪ શાખા નામે ચંપિજ્જિયા, ભદ્દિજ્જિયા, કાકંદિયા અને મેહતિજ્જિયા, તથા ૩ કુલ નામે ભદ્દજસિય, ભદ્દગુત્તિય, યશભદ્ર થયાં. (૩) સ્થવિર મેઘગણિ (૪) સ્થવિર કામર્દ્ધિ–તેમાંથી વેષવાટિકા ગચ્છ થયો કે જેની ૪ શાખા નામે સાવત્થિયા, રજ્જપાલિયા, અંતરિજ્જિયા અને ખેમલિજ્જિયા તથા ૪ કુલ નામે ગણિય, મહિય, કામદ્ધિય અને ઇંદપુરગ થયાં. (૫-૬) સ્થવિર **સુસ્થિત** અને સ્થવિર **સુપ્રતિબદ્ધ**–આ બેથી કોટિક ગચ્છ નિકળ્યો તેની ૪ શાખા નામે ઉચ્ચનાગરી, વિદ્યાધરી, વયરીય અને મજ્જિમિલા તથા ૪ કુલ નામે બંભલિજ્જ, વથ્થલિજ્જ, વાણિજ્જ અને પએહ વારણ થયાં (૭) સ્થવિર રક્ષિત (૮) સ્થવિર રોહગુપ્ત (૯) સ્થવિર ઋષિગુપ્ત કે જેમાંથી માણવગચ્છ થયો–તેની ૪ શાખા નામે કાસવજ્જિયા, ગોયમજ્જિયા, વાસટ્ઠિયા, સોરટ્ઠિયા તથા ૩ કુલ નામે ઋષિગુપ્ત, ઋષિદત્તિક અને અભિજયંત થયા (૧૦) સ્થવિર શ્રીગુપ્ત તેમાંથી ચારણગચ્છ ને તેમાંથી ૪ શાખા નામે હારીય માલાગારી, સંકાસિયા, ગવેધુઆ ને વિજ્જનાગરી તથા ૭ કુલ નામે વચ્છલિજ્જ, પીઇધમ્મીય, હાલિજ્જ, પુપ્ફમિત્તિજ્જ, માલીજ્જ, અજ્જવેડીય અને કએહ થયાં. (૧૧) સ્થવિર બ્રહ્મગણિ, અને (૧૨) સ્થવિર સોમગણિ. કલ્પસૂત્ર આદિ જુઓ.–જૈનમતવૃક્ષ.

यद्यपि श्रीस्थूलभद्रस्य २१५ वर्षे स्वर्गो गुर्वावल्यनुसारेणोक्तः श्री महागिरिसुहस्तिनौ त्रिंशद्वर्षगृहस्थपर्यायावपि शतवर्षजीविनौ दुष्षमासंघस्तोत्रयंत्रकानुसारेणोक्तौ तथा च सति श्री आर्यसुहस्ती श्री स्थूलभद्रदीक्षितो न संपद्येत तथापि गृहस्थपर्यायवर्षाणि न्यूनानि व्रतवर्षाणि चाधिकानीति विभाव्य घटनीयं। क्वचिज्जीर्णपट्टावल्यां सपादशतद्वये २२५ श्री स्थूलभद्रस्य स्वर्ग उक्तो दृश्यते। तथा च न किंचिदनुपपन्नं॥

**૯ સુસ્થિત અને સુપ્રતિબદ્ધ**—સુહસ્તિના શિષ્યો, અપરનામ **કોટિક** અને કાકંડિક, તે સમયથી **નિર્ગ્રંથોનું** નામ બદલાઇ **કોટિક** ગચ્છ પડ્યું.

सुधर्मस्वामिनोऽष्टौ सूरीन्यावन्निर्ग्रन्थाः साधवोऽनगाराइत्यादिसामान्यार्थाभिधायिन्याख्यासीत्। नवमे च पट्टे कोटिका इति विशेषार्थावबोधकं द्वितीयं नाम प्रादुर्भूतं॥

હસ્તલેખો એવું જણાવે છે કે નન્દીની સ્થવિરાવલિમાં અને આવશ્યક સૂત્રમાં એમ કહેલ છે કે જોડીઆભાઇ **બહુલ** અને **બલિસ્સહ** મહાગિરિના શિષ્યો હતા; તત્વાર્થ અને અન્ય ગ્રંથોના રચનાર **સ્વાતિ,** બલિસ્સહના શિષ્ય હતા; પ્રજ્ઞાપનાના રચનાર **શ્યામાર્ય** જે વીરાત્ ૩૭૬ વર્ષે (બીજા ૩૮૬ વર્ષે કહે છે) સ્વર્ગવાસ પામ્યા હતા તે સ્વાતિના શિષ્ય હતા અને જીતમર્યાદાના રચનાર +**શાણ્ડિલ્ય** શ્યામાર્યના શિષ્ય હતા. (શ્યામાર્ય માટે સરખાવો ખરતર પટ્ટા. નં. ૨૪ ના પેટામાં.)

---

\+ શાંડિલ્ય પછીની પરંપરા આ પ્રમાણે છેઃ-(જીતધર)-સમુદ્ર-મંગુ [ ધર્મ-ભદ્રગુપ્ત-વજ્ર-આર્યરક્ષિત ] નંદિલ ક્ષપણ-નાગહસ્તિ-રેવતિ-**સિંહ** (બ્રહ્મદીપિક શાખા)-**સ્કંડિલાચાર્ય** (માથુરી વાચના)-હિમવત્-નાગાર્જુન-[ગોવિંદ-] ભૂતદિન્ન-લોહિત્ય-દેવવાચક (નંદીસૂત્રના કર્તા.)-નંદિસ્થવિરાવલી જુઓ.

૯ સુસ્થિત સુપ્રતિબુદ્ધના પાંચ સ્થવિર થયા (૧) સ્થવિર **ઇંદ્રદિન્ન** (૨) સ્થવિર પ્રિયગ્રંથ-તેનાથી માધ્યમિકા શાખા નીકળી. (૩) સ્થવિર વિદ્યાધર ગોપાલ-તેનાથી વિદ્યાધરી શાખા નીકળી (૪) સ્થવિર ઋષિદત્ત (૫) સ્થવિર અરિહદત્ત. કલ્પસૂત્ર જુઓ. શ્યામાચાર્ય માટે જુઓ કલ્પસૂત્ર પટ્ટાવલી.-જૈનમતવૃક્ષ.

**૧૦ ઇન્દ્રદિન્ન.**

ગર્દભિલ્લના ઉચ્છેદક **કાલકસૂરિ** વીર પછી ૪૫૩ વર્ષમાં વિદ્યમાન હતા. બીજા હસ્તલેખો પ્રમાણે તેજ કાલકે પર્યુષણ તીથિ ફેરવી હતી. આની સાબીતી તરીકે **સ્થાન**કવૃત્તિ, ધર્મોપદેશમાલાવૃત્તિ, પુષ્પમાલાવૃત્તિ, સમસ્ત કાલકાચાર્ય કથા અને પ્રભાવક ચરિત્ર (શૃંગ ૪) નાં પ્રમાણ આપે છે.

**આર્યખપુત** જીર્ણ પટ્ટાવલિ પ્રમાણે તેજ સમયમાં એટલે વીરાત્ ૪૫૩ વર્ષે વિદ્યમાન હતા પણ તે ઉપરાંત એમ કહેવામાં આવે છે કે વર્ષ વીરાત્ ૪૮૪ માં હતા એમ પ્રભાવકચરિત્ર આપે છે.

श्री वीरमुक्तितः शतचतुष्टये चतुरशीति संयुक्ते ।
वर्षाणां समजायत स श्री मानार्यखपुतगुरुः ॥६–७७॥

વીરાત્ ૪૬૭ વર્ષમાં **આર્ય મંગુ, વૃદ્ધવાદી,** અને **પાદલિપ્ત** વિદ્યમાન હતા. તેજ સમયમાં કલ્યાણમંદિર સ્તવના કર્તા અને વિક્રમાદિત્યને જૈન ધર્મમાં લાવનાર **સિદ્ધસેન દિવાકર** વિદ્યમાન હતા. (વીરાત્ ૪૭૦). અહીં પ્રાકૃત ગાથાઓ આપે છે. આ પ્રોફે. બુહલરે ઇં. એ. વૉ. ૨, પૃ. ૩૬૨ માં (શ્લોક ૩ માં નહવાહણને બદલે નહવાણ વાંચવું) ટાંકી છે. બૃહદ્ ગચ્છની એક ગુર્વાવલિમાં નીચેની બે ગાથાઓ ઉમેરી છે.

सुन्नमुणिवयजुत्ता ४७० जिणकला विक्कमो वरिससट्ठी ॥ ६० ॥
धम्माइच्चो चालीस ४० गाइल पणवीस २५ नाहडे अठ्ठ ८॥
इक्कंमि ३ वाससए गयंमि पणतीस वच्छरसदिए १३५ ।
विक्कमकालाउ सागा ण वच्छरो पुण वि संजाओ ॥

**૧૧ દિન્ન.**

---

૧૦–૧૧ ઇંદ્રદિન્ન (વીરાત્ ૪૨૧) તથા દિન્ન માટે જુઓ કલ્પસૂત્ર પટ્ટાવલી. દિન્નના એક શિષ્ય શાંતિશ્રેણિક કે જેનાથી ઉચ્ચ નાગરીશાખા નીકળી; અને બીજા સિંહગિરિ.

૧૨ સિંહગિરિ.

**૧૩ વજ્ર**-જન્મ વીરાત્ ૪૯૬, સ્વર્ગવાસ વીરાત્ ૫૮૪, વગેરે ખરતર પટ્ટાવલિ નં. ૧૬ જુઓ.

तत्र श्री वीरात् ५३३ वर्षे श्री आर्यरक्षितसूरिणा श्रीभद्रगुप्ताचार्यो निर्यामितः स्वर्गभागिति पट्टावल्यां दृश्यते । पर दुष्यमासंघस्तवयन्त्रकानुसारेण ५४४ वर्षातिक्रमे श्री आर्यरक्षितसूरीणां दीक्षा विज्ञायते ॥ तथा चोक्तसंवत्सरे निर्यामणं न संभवतीत्येतद्बहुश्रुतगम्यं ॥ तथा ५४८ वर्षान्ते त्रैराशिकजित् श्री गुप्तसूरिः स्वर्गभाक् ॥

પણ બીજા હસ્તલેખો પ્રમાણે **ભદ્રગુપ્તનું** સ્વર્ગગમન વીરાત્ ૫૫૩ માં અને **આર્યરક્ષિતનું** ૫૫૭ માં અને **શ્રી ગુપ્તનું** વીરાત્ ૫૮૪ માં થયું.

**૧૪ વજ્રસેન**-ગૃહસ્થી તરીકે ૯ વર્ષ, વ્રતી તરીકે ૧૧૬ (?), યુગપ્રધાન તરીકે ૩ ગાળ્યાં; સ્વર્ગગમન ૧૨૮ વર્ષની વયે (!) વીરાત્

---

૧૨ આર્યસિંહગિરિના ૫ સ્થવિર શિષ્ય (૧) સ્થવિર ધનગિરિ (જુઓ ૫૦ પર્વ સર્ગ ૧૨) (૨) સ્થવિર આર્ય **વજ્રસ્વામી**-તેમાંથી વયરી શાખા નિકળી (૩) સ્થવિર આર્યસમિત-તેમાંથી બ્રહ્મદીપિકા શાખા નિકળી (૪) સ્થવિર અરિહદિન્ન અને (૫) સ્થવિર આર્યશાંતિ શ્રેણિક-તેમાંથી ઉચ્ચનાગરી શાખા નીકળી. તે શાંતિશ્રેણિકના ચાર શિષ્ય નામે આર્યશ્રેણિક કે જેમાંથી આર્યશ્રેણિક શાખા નીકળી, આર્યતાપસ કે જેમાંથી આર્યતાપસી શાખા નીકળી, આર્ય કુબેર કે જેમાંથી આર્ય કુબેરી શાખા નીકળી, અને આર્ય ઋષિપાલિત કે જેમાંથી આર્યઋષિપાલિત શાખા નીકળી. કલ્પસૂત્ર પટ્ટાવલી જુઓ.-જૈનમતવૃક્ષ.

૧૩ વજ્રસ્વામી-જુઓ કલ્પસૂત્ર, આવશ્યકસૂત્ર, ૫૦ પર્વ સર્ગ ૧૨ અને ૧૩, પ્રભાવક ચરિત્ર.

૧૪ વજ્રસ્વામીના શિષ્ય સ્થવિર **વજ્રસેનથી** નાગલી શાખા નીકળી, અને બીજા શિષ્ય આર્યપદ્મ સ્થવિરથી આયપદ્મ શાખા નીકળી અને ત્રીજા શિષ્ય આર્યરથથી આર્યજયંત શાખા નીકળી. વલ્લભીવાચનાનુસાર કલ્પસૂત્રમાં આર્યરથથી તે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ સુધીની પટ્ટપરંપરા આ પ્રમાણે છે -

૬૨૦ માં થયું.

**આર્યરક્ષિતના** મરણ વર્ષ સંબંધી નીચલા પર ભાર મૂકાય છેઃ-

श्रीमदार्यरक्षितसूरिः ५९७ वर्षान्ते स्वर्गभागिति पट्टावल्यादौ दृश्यते । परमावश्यकवृत्त्यादौ श्रीमदार्यरक्षितसूरिणां स्वर्गगमनान्तरं ५८४ वर्षान्ते सप्तमनिह्नवोत्पत्तिरुक्तास्ति ॥ तेनैद्बहुश्रुतगम्यमिति ॥

**दुर्बलिकापुष्प** વીરાત્ ૬૧૬ વર્ષે સ્વર્ગમાં ગયા. વીરાત્ ૬૧૭ વર્ષે પહેલો **ઉદય** પુરો થાય છે, અને બીજો શરૂ થાય છે. વીરાત્ ૬૨૦ વર્ષે उज्जयन्तगिरौ जावडयुद्धारः

**૧૫ ચન્દ્ર** तस्माश्चन्द्रगच्छ इति तृतीयं नाम प्रादुर्भूतं ॥

---

આર્યરથ-તેના આર્ય-પુષ્પગિરિ-ફલ્ગુમિત્ર,-ધનગિરિ-શિવભૂતિ-(દુર્જયકૃષ્ણ• કોઠિક)-ભદ્ર, નક્ષત્ર,-નાગ-જેહિલ-વિષ્ણુ-**કાલક**-[ સંપલિત તથા ભદ્ર ]-વૃદ્ધ,-સંઘપાલિત-હસ્તિન્-(કાશ્યપગોત્ર)-ધર્મ (સુવ્રત ગોત્ર)-[હસ્ત-ધર્મ] સિંહધર્મ-શાંડિલ્ય ( જંબૂ-નંદિત, દેશિગણિ, સ્થિરગુપ્ત, કુમારધર્મ, દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ વલ્લભીવાચના કરનાર ) જુઓ કલ્પસૂત્ર. જુઓ રા. કે. પ્રો. મોદીનો ઉપોદ્ઘાત-તત્ત્વાર્થાધિગમસૂત્ર ( જૈન શ્રે૦ મંડલ, મહેસાણા ). તથા જુઓ નં. ૨૧ **વીર**.

શ્રી હેમચંદ્રસૂરિ પરિશિષ્ટ પર્વમાં વજ્રસ્વામિના વજ્રસેન સંબધી કંઈક જણાવી વજ્રસ્વામિનો વંશ વિસ્તાર પામ્યો, એમ કહી ત્યાંજ અટકે છે તે સકારણ લાગે છે.

૧૫ થી ૩૧ એટલે વજ્રસેનના શિષ્ય ચંદ્રથી યશોદેવસૂરિના બધા મળી ૧૭ આચાર્યો થયા તેમાં ચંદ્રસૂરિના ગુરૂ વજ્રસેનનો કાલ વીરાત્ ૬૨૦ ગણાય છે ને યશોદેવના સમયમાં વીરાત્ ૧૨૭૨ માં પાટણની સ્થાપના થાય છે તેથી લગભગ ૬૫૨ વર્ષ જાય છે. તો દરેકને સરાસરી ૩૮ વર્ષ અપાય ત્યારે તેમ બને.

વિજયસેનસૂરિપ્રશ્નોત્તર (શુભવિજય સંગ્રહીત) માં એક પ્રશ્ન એવો પૂછાયો છે કે સ્થવિરાવલીમાં વજ્રસેનના ચન્દ્રાદિ શિષ્યો કેમ નથી બતાવ્યા અને બીજાજ શિષ્યો જણાવ્યા છે? વળી તે બીજા શિષ્યો ચાલુ પટ્ટાવલીમાં કેમ નથી?—તેનો ઉત્તર એવો ત્યાં આપ્યો છે કે માથુરી અને વાલભી એમ બે વાચના થઇ તેથી સ્થવિરાવલીમાં પાઠભેદ થયો સંભવિત છે વગેરે વગેરે.

**૧૬ સામન્તભદ્ર** तस्माच्चतुर्थं नाम वनवासीति प्रादुर्भूतं ॥

**૧૭ વૃદ્ધદેવ**–कोरण्टके नाहडमन्त्रि निर्मापितप्रासादं श्रीमहावीर-प्रतिष्ठाकृत् । सा च प्रतिष्ठा विक्रमात्सपादशतवर्षान्ते गुर्वावल्यामुक्ता । तथा च सति वीरात् ५९५ वर्षाणि संपद्यते । तच्च सम्यग् न विद्मः यतस्तत्रैव वीरात् ६२० वर्षे श्री वज्रसेनस्य स्वर्गो निगदितः । पश्चाच्च श्री चन्द्रसूरिः सामन्तभद्रसूरिश्चेति पट्टधरद्वयं संजातं । ततश्च श्री वृद्ध-देवसूरिणा वीरात् ५९५ वर्षे प्रतिष्ठा कृतेति कथं घटते । इति विचार-णया भूयात् कालः संपद्यते इति भावः ॥

**૧૮ પ્રદ્યોતન.**

**૧૯ માનદેવ.**

**૨૦ માનતુંગ** मालवेश्वरचौलुक्यवयरसिंहदेवामात्यः તેણે **બાણ** અને **મયૂરની** ઇન્દ્રજાલથી છેતરાયેલા તે રાજાને વારાણસીમાં **ભક્તા-મર** સ્તવનથી જૈન બનાવ્યો હતો, અને નાગરાજની **ભયહરસ્તવનથી** ખાત્રી કરી આપી હતી. તેમણે **ભક્તિભરથી** શરૂ થતું એક સ્તવન પણ રચ્યું છે.

श्री प्रभावकचरित्रे प्रथमं श्रीमानतुंगचरित्रमुक्तं । पश्चाच्च वृद्धदेव-सूरिशिष्यश्रीप्रद्योतनसूरिशिष्यश्रीमानदेवसूरिप्रबन्ध उक्तः । परं न तत्र शङ्का यतस्तत्रान्येऽपि प्रबन्धा व्यस्ततयोक्ता दृश्यन्ते ॥

**૨૧ વીર.**

नागपुर नेमिभवनप्रतिष्ठया, महितपाणि सौभाग्यः ।
अभवद्वीराचार्यस्त्रिभिः शतैः साधिकैः राज्ञः ॥ १ ॥

(ખરતર પટ્ટાવલિ પ્રમાણે **વીર, દેવર્ધિગણિના સમકાલિન** હતા. વીરાત્ ૯૮૦ અથવા સંવત્ ૫૧૦)

**૨૨ જયદેવ.**

**૨૩ દેવાનન્દ.**

श्रीवीरात् ८४५ वलभी भङ्गः । §८२६ क्वचित् ८८६ ब्रह्मदी-पिकाः । ८८२ चैत्यस्थितिः ॥

२४ વિક્રમ.

२५ નરસિંહ.

नरसिंह सूरिरासीदतोऽखिलग्रन्थपारगो येन ।
यक्षो नरसिंहपुरे मांसरतिं त्याजितः स्वगिरा ॥ १

२६ સમુદ્ર.

खोमाणराजकुलजोऽपि समुद्रसूरिर्गच्छं शशंस किल यः प्रवणप्रमाणी ।
जित्वा तदा क्षपणकान् स्ववशं वितेने नागह्रदे भुजगनाथनमस्य तीर्थं ॥ १

२७ માનદેવ.

विद्यासमुद्रहरिभद्रमुनींद्रमित्रं
सूरिर्बभूव पुनरेव हि मानदेवः ।
मान्द्यात्प्रयातमपि योऽनघसूरिमन्त्रं
लेभेऽम्बिकामुखगिरा तपसोज्जयन्ते ॥ १

વીરાત્ ૧૦૦૦ માં **સત્યમિત્ર** સાથે છેલ્લું **પૂર્વ** નષ્ટ થયું. નાગહસ્તી, રેવતીમિત્ર, બ્રહ્મદ્વીપ, નાગાર્જુન, ભૂતદિન્ન અને વીરાત્

---

૨૩ § સરખાવો પ્રભાવક ચરિત્ર શ્લો. ૭૯, ૮૦.

श्री वर्धमान संवत्सरतो वत्सरशताष्टकेऽतिगते ।
पंचाधिकचत्वारिंशताधिके समजनि वलभ्याः ॥
भंगस्तुरूष्कविहितः

૨૬ સરખાવો મુનિસુંદર ગુર્વાવલી પૃ. ૪.

खोमाण भूभृत्कुलजस्ततोऽभूत् समुद्रसूरिः स्ववशं गुरुर्यः
चकार नागह्रद पार्श्वतीर्थं विद्याम्बुधिर्दिग्वसनान् विजित्य ॥३९॥

—ખોમાણ રાજાના કુલમાં થયેલ સમુદ્રસૂરિએ દિગમ્બરોને જીતીને નાગહ્રદ (નાગદા–દેલવાડા પાસે આવેલા એકલિંગજીના ડુંગરની તળેટીમાં આવેલું) નું પાર્શ્વનાથનું તીર્થ પોતાને સ્વાધીન કર્યું હતું.

૯૯૩ માં પર્યુષણ પર્વને ફેરવનાર કાલક—આ છએ યુગપ્રધાનો વજ્રસેન (નં. ૧૪) અને સત્યમિત્રની વચ્ચમાં થયા.

વીરાત્ ૧૦૫૫ માં એટલે સં. ૫૮૫ માં યાકિનીના પુત્ર **હરિભદ્રસૂરિએ** સ્વર્ગગ્રાસ કર્યો.

निशीथबृहत्कल्पभाष्यावश्यकादिचूर्णिकाराः श्रीजिनदासगणिमहत्तरादयः पूर्वगतश्रुतधर श्रीप्रद्युम्नक्षमाश्रमणादिशिष्यत्वेन श्री हरिभद्रसूरितः प्राचीना एव यथाकालभाविनो बोध्याः ।

વીરાત્ ૧૧૧૫ માં (બીજી હાથપ્રત પ્રમાણે ૧૧૫૦) **યુગપ્રધાન જિનભદ્રગણિ** વિદ્યમાન હતા તેમણે **જિનભદ્રીય ધ્યાનશતક** નામનું પુસ્તક બનાવ્યાથી તેમને ભિન્ન ગણવામાં આવતા. तस्य चतुरुत्तरशतवर्षायुष्कत्वेन श्रीहरिभद्रसूरिकालेऽपि संभवान्नाशंकावकाश इति ॥

**૨૮ વિબુધપ્રભ.**

**૨૯ જયાનન્દ.**

**૩૦ રવિપ્રભ**—તેમણે વીરાત્ ૧૧૭૦ માં એટલે સં. ૭૦૦માં નડૂલપુરમાં **ને**મિનાથનું મંદિર બંધાવ્યું.

વીરાત્ ૧૧૯૦ માં **ઉમાસ્વાતિ યુગપ્રધાન** વિદ્યમાન હતા. ( श्रावकप्रज्ञप्त्यादिकरणादन्यः )

**૩૧ યશોદેવ.**

વીરાત્ ૧૨૭૨ માં એટલે સં૦ ૮૦૨ માં **વનરાજે અણહિલ્લપુર પાટણ** સ્થાપ્યું.

વીરાત્ ૧૨૭૦ માં એટલે સં. ૮૦૦ માં ભાદ્રપદ શુકલ ૩ ને દિને **આમ** રાજાને જૈન ધર્મમાં લાવનાર × **બપ્પભટ્ટિ**નો જન્મ થયો હતો, અને તેમનું સ્વર્ગગમન વીરાત્ ૧૩૬૫ માં એટલે સં. ૮૯૫ ના ભાદ્રપદ શુકલ ૬ ને દિને થયું હતું.

---

૩૧ × આ વખતે લક્ષ્મણાવતિમાં (ગૌડદેશમાં) ગૌડવધના કર્તા વાક્પતિરાજ, તથા કાન્યકુબ્જના રાજા યશોવર્મન્ વિદ્યમાન હતા. જુઓ પ્રભાવકચરિત્ર ૯.

૩૨ પ્રદ્યુમ્ન.

૩૩ માનદેવ—ઉપધાનવાચ્ય અને બીજા ગ્રંથોના કર્તા.

૩૪ વિમલચંદ્ર.

૩૫ ઉદ્યોતન—વીરાત્ ૧૪૬૪ એટલે સં. ૯૯૪ § માં સર્વદેવસૂરિને (બીજા કહે છે કે આઠ સૂરિઓને) મોટા વડ નીચે અર્બુદાચલ ઉપર આવેલ ટેલીગ્રામમાં સૂરિપદ આપ્યાં. આંહીથી બૃહદ્ અથવા વડ (વટ) ગચ્છ (પાંચમું નામ) ઉત્પન્ન થયો.

૩૬ સર્વદેવ.

अयं च श्री सुधर्मस्वामिनः पञ्चदशपट्टभृतश्चन्द्रगच्छसंज्ञाहेतोः श्री चन्द्रसूरेरेकविंशतितमो बृहद्गच्छसंज्ञायाः प्रथम आचार्यः । केचित्तु श्री संभूतविजयश्रीभद्रबाहु २ श्रीआर्यमहागिरिसुहस्तिनौ २ श्री सुस्थितसुप्रतिबद्धसूरि ३ चेति युगलत्रयाणामप्याचार्याणां पृथक् पृथक् पट्टधरत्वविवक्षया श्री महावीरस्यापि गणनापंक्तौ प्रक्षेपाच्च श्री महावीरत एकोनविंशतितमं श्रीचन्द्रसूरिं वदन्ति । तदिह न विवक्षितं तीर्थकृतः कस्यापि पट्टधरत्वाभावात् । युगलत्रये चैकैकस्यैव संतानस्य प्रवर्तनात् । तस्मात् श्रीसुधर्मास्वामितः श्री सर्वदेवसूरिः षटतृंशत्तम पट्टधर इति बोध्यं । केचित् श्री प्रद्युम्नसूरिसुपधानप्रकरणप्रणेतृश्रीमानदेवसूरिं च पट्टधरतया न मन्यन्ते । तदभिप्रायेण चतुस्तृंशत्तम इति ॥

આ ઉપરાંત નીચેનાં શ્લોકો પણ (મુનિસુન્દરસુરિએ સં. ૧૪૬૬ માં બનાવેલી ગુર્વાવલિમાંથી) ટાંકયા છે.

चरित्रशुद्धिं विधिवज्जनागमात् विधाय भव्यानभितः प्रबोधयत् ।
चकार जैनेश्वरशासनोन्नतिं यः शिष्यलब्ध्याभिनवो नु गौतमः ॥ १

---

૩૫ § ખરતર પટ્ટાવલી પ્રમાણે ઉદ્યોતનના એક શિષ્ય વર્ધમાન સં. ૧૦૮૮ માં સ્વર્ગસ્થ થયા. તે સાલ ખરી હોય તો સર્વદેવને સૂરિપદ આપવાની સાલ મોડી જોઇએ.

नृपाद्दशाग्रे शरदां सहस्रे १०१०, यो रामसैन्याह्वपुरे चकार।
नाभेयचैत्येऽष्टमतीर्थराजबिम्बप्रतिष्ठां विधिवत्सदर्च्यः ॥ २
चन्द्रावती‡ भूपतिनेत्रकल्पं श्री कुंकुणं मन्त्रिणमुच्च ऋद्धिं।
निर्मापितोत्तुंगविशालचैत्यं, योऽदीक्षयच्छुद्धगिरा प्रबोध्य ॥ ३

—સં. ૧૪૬૬ ની મુનિસુંદરની ગુર્વાવલીમાંથી.

સંવત્ ૧૦૨૯ માં **ધનપાલે દેશી નામમાલા** રચી. §

સં. ૧૦૯૬ માં **શાન્તિસૂરિ** (થારાપદ્રગચ્છના. વાદિવેતાલ) સ્વર્ગ પામ્યા તેમણે ઉત્તરાધ્યયનસૂત્રપર ટીકા રચી છે. (જુઓ પ્રભાવક ચરિત્ર શૃંગ ૧૬).

**૩૭ દેવ** અપરનામ **રૂપશ્રી.**

**૩૮ સર્વદેવ.**

**૩૯ યશોભદ્ર** અને **નેમિચંદ્ર** (ગુરૂભ્રાતાઓ)

સંવત્ ૧૧૩૫ માં (બીજાઓ ૧૧૩૯ કહે છે) નવ અંગપર વૃત્તિઓ રચનાર **અભયદેવસૂરિ** દેવલોક પામ્યા.

तथा कूर्चपुरगच्छीयचैत्यवासिजिनेश्वर सूरिशिष्यो जिनवल्लभश्चित्रकूटे षट्कल्याणकप्ररूपणया विधिसंघो विधिधर्म इत्यादि नाम्ना निजमतं प्ररूप्य प्रवचनबाह्यो जातः। सा च प्ररूपणा वि. ११४५ तथा ११५० वर्षे संभाव्यते ॥

**(ખરતર-પટ્ટાવલિ નં. ૪૩ મો સરખાવો)**

**૪૦ મુનિચંદ્ર**—તેમના ગુરૂ, નેમિચંદ્રના ગુરૂભ્રાતા વિનયચંદ્ર હતા. આ સંબંધી નીચેના શ્લોકો (મુનિસુન્દરની ગુર્વાવલિમાંથી ૬૬-૬૯ અને ૭૨) ટાંક્યા છે.

---

૩૬ ‡ संप्रति भीमपल्ली.

§ પ્રભાવકચરિત્ર ૧૭, ૧૯૪.

सर्वज्ञ पुरतस्तत्रोपविश्य स्तुतिमादधो,
जय जंतुकप्पेत्यादि गाथा पंचाशतमिमां ॥

આમાં પ્રાકૃત શબ્દો છે તે ઋષભ પંચાશિકાના આદ્ય શબ્દો છે.

सौवीरपायीति तदेकवारिपानाद्विविधिज्ञो बिरुदं बभार ।
जिनागमाम्भोनिधिधौतबुद्धिर्यः शुद्धचारित्रिषलब्धरेखः ॥ १

संविग्नमौलिर्विकृतीः समस्तास्तत्याज देहेऽप्यममः सदा यः ।
विद्वद्विनेयालिवृतः प्रभावप्रभागुणौघैः किलगौतमाभः ॥ २

हरिभद्रसूरिरचिताः श्रीमदनेकान्तजयपताकाद्याः ।
ग्रन्थनगा विबुधानामप्यधुना दुर्गमा येऽत्र ॥ ३

सत्पञ्जिकादिपद्याविरचनया भगवता कृता येन ।
मन्दधियामपि सुगमास्ते सर्वे विश्वहितबुध्ध्या ॥ ४

अष्टहयेश ११७८ मितेऽब्दे विक्रमकालाद्दिवं गतो भगवान् ।
श्रीमुनीचन्द्रमुनीन्द्रो ददातु भद्राणि संघाय ॥ ५

श्री मुनिचन्द्रसूरिगुरुभ्राता चन्द्रप्रभाचार्यः संविग्नत्वादिगुणगरिष्ठेषु श्रीमुनिचन्द्रसूरिषु बहुमानपरायणस्य कस्यचिन्महर्द्धिकश्राद्धस्य जिनबिम्बप्रतिष्ठामहसि श्रीमुनिचन्द्रसूरिमहिमानं दृष्ट्वा मात्सर्यात् श्राद्धप्रतिष्ठां व्यवस्थाप्य मतभेदकरणाय पूर्णिमापाक्षिकं प्ररूपयन् संघेन निवारितोऽपि श्राद्धप्रतिष्ठा पूर्णिमापाक्षिकं चेत्युभयमप्यनादिसिद्धं त्वं प्ररूपयेति मम स्वप्ने पद्मावत्योक्तमित्यसद्भाषणपुरस्सरं स्वामिनिवेशमत्यजन् श्री संघेन बहिष्कृतः । ततो वि. ११९५ वर्षे पौर्णिमीयकमतोत्पत्तिः तत्प्रतिबोधाय च श्री मुनिचन्द्रसूरिभिः पाक्षिकसप्ततिका कृतेति ॥

મુનિચંદ્રે પોતાનાં સગાં આનન્દસૂરિ અને બીજાઓને ધર્મદીક્ષા આપી.

મુનિચંદ્રના એક શિષ્ય **દેવસૂરિનો** દિગંબર કુમુદચંદ્રાચાર્ય સાથે અણહિલપુર પટ્ટણના રાજા જયસિંહદેવ (જેનું અપર નામ સિદ્ધરાજ છે રાજ્ય સં. ૧૧૫૦-૧૧૯૯ સુધી; સમક્ષ વાદ સં. ૧૧૮૧ માં થયો એમ.

चन्द्राष्टशिव वर्षेऽत्र वैशाखे पूर्णिमादिने ।
आहूतौ वादिशालायां तौ वादिप्रतिवादिनो ॥

**પ્રભાવક ચરિત્ર ૨૧-૯૫**

—આ શ્લોકમાં તે વિષે કહેલ છે ) સભામાં વાદ થતાં જીત મેળવી આથી તે શહેરમાં દિગંબરોના પ્રવેશનો અટકાવ થયો. સં. ૧૨૦૪ માં દેવસૂરિએ ફલવધિ (ફલોધી મા. ક) ગ્રામમાં ચૈત્ય બંધાવ્યું. ( तत्तीर्थं संप्रत्यपि प्रसिद्धं ) અને આરાસણમાં નેમિનાથ પ્રતિષ્ઠા કરી. તેમણે **સ્યાદ્વાદ રત્નાકર** નામનો એક પ્રમાણગ્રંથ રચ્યો કે જેમાંથી **ચતુર્વિંશતિસૂરિ શાખા** જન્મ પામી. દેવસૂરિનો જન્મ સં. ૧૧૪૩, દીક્ષા ૧૧૫૨, સૂરિપદ ૧૧૭૪, સ્વર્ગ ૧૨૨૬ ના શ્રાવણ વદિ ૭ ગુરૂ.§

આજ સમયે દેવચંદ્રસૂરિના શિષ્ય **હેમચંદ્રસૂરિ** વિદ્યમાન હતા તેમણે કુમારપાલને જૈન બનાવ્યા હતા. તેમણે ત્રણ કોટિગ્રંથો ( ગાથા પ્રમાણ ) રચ્યા છે. જન્મ સંવત્ ૧૧૪૫ ના કાર્તિક શુદ ૧૫, દીક્ષા ૧૧૫૦ માં, સૂરિપદ ૧૧૬૬ માં અને સ્વર્ગ ૧૨૨૯+

**૪૧ અજિતદેવ.**

तत्समये वि० १२०१ वर्षे जिनदत्तेन जिनवल्लभव्यवस्थापितं विधि-संघमेव ( સરખાવો ખરતર પટ્ટા. નં. ૪૩, ૪૪ ) शरणीकृत्य तद्वद्वये

---

૪૦ § સરખાવો પ્રભાવક ચરિત્ર ૨૧, ૨૮૭.

सिखिवेदशिवे जन्म दीक्षा, युग्मशरेश्वरे ।
वेदाश्व शंकरे वर्षे सूरित्वमभवत्प्रभोः ॥
रसयुग्मरवौ, वर्षे श्रावणे मासि संगते ।
कृष्णपक्षस्य सप्तम्यामपराह्ने गुरोर्दिने ॥
मर्त्यलोकस्थितं लोकं प्रतिबोध्य पुरंदर– ।
बोधका इव ते जग्मुर्दिवं श्रीदेवसूरयः ॥

૪૦ + સરખાવો પ્રભાવક ચ૦ ૨૨ પૃ. ૮૫૧.

शरवेदेश्वरे वर्षे कार्तिके पूर्णिमानिशि ।
जन्माभवत्प्रभोर्व्योमबाणशंभौ व्रतं तथा ॥
रसषडीश्वरे सूरिप्रतिष्ठा समजायत ।
नन्दद्वयरवौ वर्षेऽवसानमभवत्प्रभोः ॥

मिथ्यादृक् चामुण्डाराधिता । ततो विधिसंघस्यैव चामुण्डिक इति । नाम तथा पत्तने× श्रीजिनपूजोत्थापनन संघताडनभयादुष्ट्रवाहना जावलपुर गतः । ततो लोके स एवौष्ट्रिक इत्युक्तनाम श्रवणाज्जातक्रोधेन सरोषं भाषमाणः खरतरप्रकृतिकत्वाज्जातः । खरतर इत्याख्यास्यातः ( સરખાવો ખરતર પટ્ટાવલિ નં. ૪૦ ).

बारसवाससएसुं विक्कमकालाउ जलहिअहिएसुं ।
जिणवल्लहकोहाओ कुच्चयरगणाउ खरहरया ॥ १ ॥

इति वृद्धसंप्रदायगाथायां जिनवल्लभात्खरतरोत्पत्तिरुक्ता । तच्च जिनवल्लभस्थापितो विधिसंघ एव जिनदत्तदौष्ट्रिकखरतरादिख्यातिभाक् । विधिसंघस्य तु मूलं जिनवल्लभ एवेत्यभिप्रायेणोक्तं बोध्यं ॥

तथा वि० १२१३ वर्षे बिउणपग्रामे पौर्णिमीयकैकाक्षनरसिंहोपाध्यायनाठीश्राविकाभ्यामाञ्चलिकमतोत्पत्तिः ।

वि० १२३६ वर्षे पौर्णमीयकनरसिंहसूरितः सार्धपौर्णिमीयकोत्पत्तिः । वि० १२५० वर्षे पौर्णमीयकाञ्चलिकमतनिर्गताभ्यां देवभद्रशीलगुणाभ्यां श्रीशत्रुंजयपरिसरे आगमिकमतोत्पत्तिः । यदुक्तं ।

हुं नन्देन्द्रियरुद्रकाल ११५९ जनितः पक्षोऽस्तिराकांकितो । वेदाभ्रारुणकाल १२०४ औष्ट्रिकभवो विश्वार्ककालो १२१३ऽञ्चलः । षट्त्र्यर्केषु १२३६ च सार्धपौर्णिम इति व्योमेन्द्रियार्के १२५० पुनः । काले त्रिस्तुतिकः कलौ जिनमते जाताः स्वकीयाग्रहात् ॥ ?

નોટ—( બીજા ગચ્છ એટલે તપગચ્છની પટ્ટાવલિનો પાઠ એમ છે કે काले त्रिस्तुतिकोऽक्षमंगलरवौ १२८५ मोघक्रियास्तापसाः ॥ આ પાંચ ગચ્છ માટે વેબર જુઓ પૃષ્ઠ ૮૦૨-૮૦૭ ).

૪૨ વિજયસિંહ—તેમણે વિવેકમંજરી (વૃત્તિ) સંશોધી.*

૪૧ × એટલે અણહિલપુર પાટણમાં.

૪૨ * આમ ઉ૦ ધર્મસાગર કહે છે, પણ આ ભ્રાંતિયુક્ત છે. આસડ કવિએ પ્રાયઃ સં. ૧૨૪૮ માં વિવેકમંજરી રચી, અને તેના પર વૃત્તિ રચનાર બાલચંદ્રસૂરિ મંત્રી વસ્તુપાલના સમકાલીન સં. તેરમી સદીના

### ૪૩ સોમપ્રભ અને મણિરત્ન.

### ૪૪ જગચ્ચંદ્ર-તપગચ્છના પ્રસિદ્ધ સ્થાપક.

क्रियाशिथिलमुनिसमुदायं ज्ञात्वा गुर्वाज्ञया वैराग्यरसैकसमुद्रं चैत्रगच्छीय श्रीदेवभद्रोपाध्यायं सहायमादाय क्रियायामौग्र्याद् हीरलाजगच्चन्द्र सूरि रिति ख्यातिभाग् बभूव । केचित्तु आघाटपुरे द्वात्रिंशता दिगम्बराचार्यैः सह विवादं कुर्वन् हीरकवदभेद्यो जात इति राज्ञा हीरलाजगच्चन्द्रसूरिरिति भणित इत्याहुः । तथा याबज्जीवमाचाम्लतपोऽभिग्रही द्वादशवर्षै तपाबिरुदमाप्तवान् । ततः षष्ठं नाम वि. १२८५ वर्षे तपा इति प्रसिद्धं । तथा च निर्ग्रन्थ १ कौटिक २ चन्द्र ३ वनवासि ४ बृहद्गच्छ ५ तपा ६ इति षण्णां नाम्नां प्रवृत्तिहेतव आचार्याः क्रमेण श्री सुधर्म स्वामि १ श्री सुस्थित २ श्री चन्द्र ३ श्री सामन्तभद्र ४ श्री सर्वदेव ५ श्री जगच्चन्द्र ६ नामानः षट् सूरयः ॥ वेભરતું પૃ. ૮૦૫ જુઓ.

### ૪૫ દેવેન્દ્ર.

આ સમયે **વિજયચંદ્ર** વિદ્યમાન હતા તેઓ વસ્તુપાલના ગૃહમાં લેખ્યકર્મ કરનાર મંત્રિ હતા. એમને સૂરિપદ જગચ્ચંદ્રે આપ્યું.

लोकैश्च वृद्धशालायां स्थितत्वात् श्रीविजयचन्द्रसमुदायो वृद्धशालिक इत्युक्तः । तथा लघुशालायां स्थितत्वात् श्री देवेन्द्रसूरिमिश्रितसमुद्रायस्य लघुशालिक इति ख्यातिः । यथा पौर्णिमीयकमतोत्पत्त्यनन्तरं तत्प्रतिपक्षभूतस्य तीर्थस्य चतुर्दशीयक इति नाम ॥

સં. ૧૩૦૨ માં દેવેન્દ્ર ઉજ્જયિનિના મહેભ્ય જિનચંદ્રના બે પુત્રો નામે વીરધવલ અને ભીમસિંહને જૈનદીક્ષા આપી અને સં. ૧૩૨૩ માં (ક્વચિત્ ૧૩૦૪ માં) વીરધવલનું **વિદ્યાનન્દસૂરિ** નામ

---

ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. એટલે એ સદીના પ્રારંભમાં વિદ્યમાન આ વિજયસિંહ સૂરિ, તેના સ્વર્ગવાસ પછી રચાયેલા એ ગ્રંથનું શોધન ન કરી શકે એ સ્વાભાવિક છે. બાલચંદ્રસૂરિએ પોતાની વૃત્તિના સંશોધક તરીકે પોતાના સમકાલીન નાગેંદ્રગચ્છીય વિજયસેનનો નિર્દેશ કરેલ છે. —'સિદ્ધરાજ અને જૈનો' એ નામનો પંડિત લાલચંદ્રનો લેખ.

આપી સૂરિપદ આપ્યું; અને ભીમસિંહનું ધર્મકીર્તિ નામ આપી ઉપાધ્યાયપદ આપ્યું. વિદ્યાનન્દે વ્યાકરણ બનાવ્યું. કહ્યું છે કેઃ—

विद्यानन्दाभिधं येन कृतं व्याकरणं नवं ।

भाति सर्वोत्तमं स्वल्पसूत्रं बह्वर्थसंग्रहं ॥

—મુનિસુંદરની ગુર્વાવલિમાંથી શ્લોક ૧૭૧.

દેવેન્દ્રે નીચલા ગ્રંથો રચ્યાઃ—

શ્રાદ્ધ દિનકૃત્ય સૂત્રવૃત્તિ ૨, નવ્યકર્મ ગ્રંથ પંચકસૂત્રવૃત્તિ ૨, સિદ્ધપંચાશિકા સૂત્રવૃત્તિ ૧, ધર્મરત્નવૃત્તિ ૧, સુદર્શનાચરિત્રમ્ ૧, ત્રીણિ ભાષ્યાણિ–ત્રણ ભાષ્ય ૩, સિરિ ઉસહવદ્ધમાણપ્રભૃતિસ્તવાદયઃ केचित्तु श्रावकदिनकृत्यसूत्रं चिरन्तनाचार्यान्तरकृतमित्याहुः ॥

દેવેન્દ્રનું સ્વર્ગગમન માલવામાં સં. ૧૩૨૭ માં થયું, અને તેમના નીમાયલા ઉત્તરાધિકારી વિદ્યાનંદસૂરિનું વિદ્યાપુરમાં તેને ૧૩ મે દિવસે થયું, તેથી વિદ્યાનંદના ભાઇ ધર્મકીર્તિ ઉપાધ્યાયે ધર્મઘોષનું નામ ધરી સૂરિપદ લીધું.

**૪૬ ધર્મઘોષ.**

અહીં સાધુ **પૃથ્વીધર** અને તેના પુત્ર **ઝાંઝણ**ની કથા કહી છે. ધર્મઘોષના ગ્રંથો નીચે પ્રમાણે છેઃ—

સંઘાચારાખ્ય ભાષ્યવૃત્તિ, સુઅધમ્મેતિ સ્તવં, કાયસ્થિતિ અને ભવસ્થિતિ પર સ્તવનો, ચતુર્વિંશતિ જિન સ્તવ ૨૪, શાસ્તાશર્મેતિ નામનું આદિસ્તોત્ર, દેવેન્દ્રૈરનિશમ્ નામનું શ્લેષસ્તોત્ર, યુયં યુવા ઇતિ શ્લેષસ્તુતયઃ, જય વૃષભેતિ આદિસ્તુત્યાદયઃ. તેમનું સ્વર્ગગમન સં. ૧૩૫૭માં થયું.

**૪૭ સોમપ્રભ.** જન્મ, સં. ૧૩૧૦, વ્રત ૧૩૨૧, સૂરિપદ ૧૩૩૨ અને સ્વર્ગવાસ ૧૩૭૩.

તેમના ગ્રંથો નીચે પ્રમાણે છેઃ—

नमिऊण भणै एवं इत्यादि आराधनासूत्रं, सविस्तर–यतिजीतकल्पसूत्रं, यत्राखिलेत्यादि २८ स्तुतयः, जिनेन येनेति स्तुतयः, श्रीमच्छर्मेत्यादयः ।

તેમણે પોતાના શિષ્ય વિમલપ્રભને સૂરિપદ સં. ૧૩૫૭ માં આપ્યું, અને તે શિષ્ય સ્વર્ગસ્થ થવાથી તેમના શિષ્યો-પરમાનંદ અને સોમતિલકને સૂરિપદ આપ્યાં. સોમતિલક તેમની પાટે બેઠા.

૪૮ **સોમતિલક.** જન્મ સં. ૧૩૫૫ માઘ, દીક્ષા ૧૩૬૯, સૂરિપદ ૧૩૭૩, સ્વર્ગ ૧૪૨૪.

રચેલા ગ્રંથો:—

बृहन्नव्यक्षेत्रसमाससूत्रम्, सत्तरिसयठाणम्, यत्राखिल-जयवृषभ-शास्ताशर्म-वृत्तयः, श्रीतीर्थराज०चतुरर्था स्तुतिः तद्वृत्तिश्चः, शुभभावानतः श्रीमद्वीरं स्तुवे इत्यादि कमलबन्धस्तव, शिवशिरसि० श्री नाभिसंभव० श्रीशैवेय इत्यादिनि बहूणि स्तवनानि ॥

તેમણે અનુક્રમે પદ્મતિલકને, ચન્દ્રશેખરને, જયાનન્દને અને દેવસુન્દરને સૂરિપદ આપ્યાં.

**પદ્મતિલક** એક વર્ષ પછી સ્વર્ગ પામ્યા.

**ચન્દ્રશેખરનો** જન્મ સં. ૧૩૭૩, વ્રત ૧૩૮૫, સૂરિપદ સં. ૧૩૯૩, ( મુનિસુંદરની ગુર્વાવલિ પ્રમાણે ), સ્વર્ગગમન સં. ૧૪૨૩ અને ચંદ્રશેખરના રચેલા ગ્રંથો:—

उषितभोजनकथा ( =वासिक भोज्य कथानक ), यवराजर्षिकथा, श्रीमत्स्तंभनकहारबन्धादिस्तवनानि ( शत्रुंजय रैवतस्तुति ).

**જયાનન્દ.** જન્મ સં. ૧૩૮૦. વ્રત ધારા (નગરી)માં ૧૩૯૨ ના આષાઢ શુદિ ૭ શુક્રે. સૂરિપદ અણહિલપુર પાટણમાં સં. ૧૪૨૦ વૈશાખ શુદિ ૧૦, સ્વર્ગગમન સં. ૧૪૪૧. તેમના રચેલા ગ્રંથો:—

स्थूलभद्रचरित्र, देवाःप्रभो यं प्रमृतीनि स्तवनानि.

૪૯ **દેવસુંદર.** જન્મ સં. ૧૩૯૬, વ્રત ૧૪૦૪ મહેશ્વર ગ્રામમાં, સૂરિપદ અણહિલપુર પત્તનમાં ૧૪૨૦; તેમને પાંચ શિષ્ય હતાઃ—જ્ઞાનસાગર, કુલમંડન, ગુણરત્ન, સાધુરત્ન અને સોમસુંદર.

---

૪૯ દેવસુંદરસૂરિનો પ્રતિષ્ઠા લેખ મળે છે. સં. ૧૪૫૮ નો ના ૨. ૧૪૬૬ બુ. ૧. ગુણરત્નનો સં. ૧૪૬૯ બુ. ૧

**જ્ઞાનસાગર**—જન્મ સં. ૧૪૦૫, દીક્ષા ૧૪૧૭, સૂરિપદ ૧૪૪૧, સ્વર્ગ ૧૪૬૦. તેમના રચેલા ગ્રંથોઃ—આવશ્યક, ઓઘનિર્યુક્તિ અને બીજા ગ્રંથો ઉપર અવચૂર્ણિઓ, શ્રીમુનિસુવ્રતસ્તવ, ઘનૌઘનવખંડ-પાર્શ્વનાથસ્તવ ઇત્યાદિ.

**કુલમંડન**—જન્મ સં. ૧૪૦૯, વ્રત ૧૪૧૭, સૂરિપદ ૧૪૪૨, સ્વર્ગ ૧૪૫૫ ના ચૈત્રમાં. તેમના રચેલા ગ્રંથોઃ—

सिद्धान्तालापकोद्धार, विश्वश्रीधरेत्याद्यष्टादशारचक्रबन्धस्तव, गरियो हारबन्धस्तव-વગેરે. તથા विचारामृतसंग्रह સં. ૧૪૪૩.

**ગુણરત્ન**—તેમના રચેલા ગ્રંથોઃ—क्रियारत्नसमुच्चय, षड्दर्शन-समुच्चय बृहद्वृत्ति, लघुक्षेत्रसमास अवचूर्णि વગેરે.

**સાધુરત્ન**—તેમણે યતિજીતકલ્પ પર વૃત્તિ સં. ૧૪૫૬ (નં. ૪૭ સરખાવો) ઇત્યાદિ ગ્રંથો રચ્યા.

**૫૦ સોમસુન્દર**—જન્મ સં. ૧૪૩૦ માઘ વદિ ૧૪ શુક્રે, વ્રત ૧૪૩૭, વાચકપદ ૧૪૫૦, સૂરિપદ, ૧૪૫૭, સ્વર્ગ ૧૪૯૯. ૧૪૯૬ માં રાણપુર પ્રતિષ્ઠા. ભાવનગર શિલાલેખો પૃ. ૧૧૩, ૧૧૭.

તેમણે રચેલા ગ્રંથોઃ—યોગશાસ્ત્ર-ઉપદેશમાલા-ષડાવશ્યક-નવતત્ત્વ ઇત્યાદિ ઉપર બાલાવબોધ કર્યા. તેમના શિષ્યો ૧ **મુનિસુન્દર**, ૨ **જયસુન્દર**, (બીજા જયચંદ્ર કહે છે. આ સમયે પ્રખ્યાત **ક્ષેમંકર** વિદ્યમાન હતા. તેઓ સંભવિત રીતે સિંહાસન દ્વાત્રિંશિકાની જૈન

૫૦ સોમસુંદર સૂરિના પ્રતિષ્ઠાલેખો પુષ્કળ મળે છે. સં. ૧૪૭૫-૮૫-૯૬-૯૯—ના. ૧; ૧૪૮૨-૮૪-૮૫-૮૭-૮૮-૮૯-૯૧-૯૨-૯૪ ના. ૨; ૧૪૪૯-૭૨-૭૪-૭૮-૭૯-૮૧-૮૨-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૩--૯૪-૯૫-૯૬-૯૮ બુ. ૧, ૧૪૭૧-૭૪-૭૯-૮૦-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૩ બુ. ૨; ૧૪૮૫-૧૪૯૬ (રાણકપુર) જિ. ૨.

જયચંદ્રના પ્રતિષ્ઠાલેખો સં. ૧૫૦૩-૦૪-૦૫ બુ. ૧, ૧૪૯૬-૧૫૦૨-૦૩-૦૪-૦૫-૦૬ બુ. ૨, ૧૫૦૩-૦૪ ના. ૧, ૨.

ભુવનસુંદર—પ્રતિષ્ઠાલેખ સં. ૧૪૮૩ ના. ૧.

પદ્ધતિની વાર્તાના કર્તા હતા.) ૩ **ભુવનસુંદર** અને ૪ **જિનસુંદર;** જયસુન્દરનું કૃષ્ણ સરસ્વતિ બિરદ હતું. જિનસુન્દર દીપાલિકા કલ્પના કર્તા હતા.

(બીજાઓ એમ આપે છે કે જ્ઞાનસાગર ૫૦ મા, કુલમંડન ૫૧ મા, અને સોમસુન્દર ૫૨ મા પટ્ટધર છે).

**૫૧ મુનિસુંદર**—(બિરૂદ કાલિસરસ્વતિ-શ્યામસરસ્વતી) જન્મ સં. ૧૪૩૬, વ્રત ૧૪૪૩, વાચકપદ ૧૪૬૬, સૂરિપદ ૧૪૭૮, સ્વર્ગ ૧૫૦૩ કાર્તિક સુદિ ૧. તેમણે નીચેના ગ્રંથો રચ્યા છેઃ—

ઉપદેશ રત્નાકર, સંતિકરં ઇતિ સમહિમશાન્તિસ્તવ, ગુર્વાવલિ. (સં. ૧૪૬૬માં એક પ્રત પ્રમાણે) ઇત્યાદિ.

**૫૨ રત્નશેખર**—(બિરૂદ બાલ સરસ્વતિ), જન્મ સં. ૧૪૫૭ (ક્વચિત્ ૧૪૫૨), વ્રત ૧૪૬૩, પંડિતપદ ૧૪૮૩, વાચકપદ ૧૪૯૩, સૂરિપદ ૧૫૦૨. સ્વર્ગવાસ ૧૫૧૭ પૌષ વદિ ૬.

તેમણે રચેલા ગ્રંથો—श्राद्धप्रतिक्रमणवृत्ति (સં. ૧૪૯૬) श्राद्धविधिसवृत्ति (સં. ૧૫૦૬) आचारप्रदीप (સં. ૧૫૧૬) (તથા लघुक्षेत्रसमास વગેરે)

---

૫૧. મુનિસુંદરના પ્રતિષ્ઠાલેખો સં. ૧૫૦૧ ના. ૧, ૧૪૮૮-૧૫૦૦-૦૧ ના. ૨; ૧૪૯૭-૯૯-૧૫૦૦-૦૧ બુ. ૧, ૧૪૮૯-૯૯-૧૫૦૧ બુ. ૨.

૫૨. રત્નશેખર-સ્તંભતીર્થં બાંબી નામના ભટ્ટે બાલ્યવયમાં બાલસરસ્વતી એવું નામ આ સૂરિને આપ્યું. ૧૧ વર્ષ યુગપ્રધાન પદવી રાખી. (લ. પૌ. પટ્ટાવલી) તેમણે એને નામે લક્ષ્મીસાગરસૂરિ અને સોમદેવસૂરિને આચાર્યપદવી આપેલી હતી. રત્નશેખરને ઉપાધ્યાય પદ દેવગિરિવાસી મહાદેવે દેલવાડા (મેવાડ) માં કરેલા ઉત્સવપૂર્વક સોમસુંદરસૂરિએ આપ્યું હતું (જુઓ सोमसौभाग्य काव्य)

તેમના પ્રતિષ્ઠાલેખો સં. ૧૫૦૬-૦૭-૦૮-૦૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬ બુ. ૧, ૧૫૦૬-૦૭-૦૮-૦૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૫-૧૭ બુ. ૨, સં. ૧૫૦૭-૧૦-૧૨-૧૩-૧૪-૧૫-૧૬ ના. ૧; સં. ૧૫૦૨-૦૪-૦૬-૦૭-૦૮-૦૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૬-૧૭ ના. ૨, ૧૫૦૮-૧૩ જિ. ૨.

સં. ૧૫૦૮માં લુંકા અથવા લુંપાકમત, લેખક લુંકાએ સ્થાપ્યો, અને આ મતમાંથી 'વેશધરો' ઉત્પન્ન થયા. સં. ૧૫૩૩.

**૫૩ લક્ષ્મીસાગર**—જન્મ સં. ૧૪૬૪ ભાદ્ર૰ વદિ ૨, દીક્ષા ૧૪૭૦, પંન્યાસપદ ૧૪૯૬, વાચકપદ ૧૫૦૧, સૂરિપદ ૧૫૦૮, ગચ્છનાયકપદ ૧૫૧૭.

---

૫૩. લક્ષ્મીસાગર—મુંડસ્થલમાં મુનિસુંદરસૂરિએ આપેલ વાચકપદ, પેથાપુરમાં પદસ્થાપના. વિદ્યાપુર લાટાપલ્લિમાં પદાનિ ( પદસ્થાપના ). સાહ નગરાજે પદમહોત્સવ કર્યો. સં. ૧૫૧૮ માં યુગપ્રધાન પદવી લાટાપલ્લી ( લાડોલ ) માં સંઘવી મહાદેવે ( જુઓ દેવકુલપાટક પૃ. ૮, તથા गुरुगुणरत्नाकर काव्य सर्ग ३ શ્લો. ૫–૭) કરેલા મોટા ઉત્સાહપૂર્વક આ સૂરિએ સુધાનંદન અને હેમહંસને વાચનાચાર્યની અને ચૂલા ગણિની સાધ્વીને મહત્તરાની પદવી આપી હતી. લ. પૌ. પટ્ટાવલીમાં લખ્યું છે કે તે મહાદેવના ઉત્સવપૂર્વક બેને ઉપાધ્યાયની અને ૧૧ ને આચાર્ય પદવી આપી હતી. ગિરિપુર (ડુંગરપુર) માં શાહ સાલ્હાકે પ્રતિમા ત્રણ કરાવી તે પ્રતિષ્ઠિત કરી. તેમાં એક ગભારાપાર્શ્વનો પ્રાસાદ હતો. (પાર્શ્વપ્રભુના મંદિરનો ઉદ્ધાર સાલ્હાકે કર્યો એ સં. ૧૫૨૫ ના આંતરીના શાંતિનાથ મંદિરની પ્રશસ્તિમાંથી જણાય છે–ઓઝાજી). મંડપ (દુર્ગ) માં સં. ચાંદાકે ૭૨ દેવાલય ૩૬ પૂર્ણોપકરાઢ્ય ૨૪ પટ્ટ કરાવ્યા તેમાં પ્રતિષ્ઠા કરી સુમતિસાધુને સૂરિપદ આપ્યું, તેનો ઉત્સવ મંડપના સં. સૂરા અને વીરાએ કર્યો. ઉબરહટ્ટમાં ૨૪ પટ્ટપ્રતિષ્ઠા કરી. શુભરત્નને સૂરિપદ આપ્યું—પત્તનમાં દેવગિરિના સંઘવી નગરાજ અને ધનરાજના કરેલા ઉત્સવપૂર્વક. અમદાવાદના શ્રી સંઘમુખ્ય સંઘવી ગદાકે અર્બુદમાં પરિકર સહિત ૪૦ અંગુલની પ્રતિમા કરાવી. બીજાઓને સૂરિપદ સીરોહીમાં સં. ખીમાકે આપવાનો ઉત્સવ કર્યો. પેથાપુરમાં ચારને ઉપાધ્યાય પદવી આપી. તેમાં પંડિત ચરણપ્રમોદગણિ શિષ્ય પ્રમુખ ૨૪ ને પંડિતપદવી આપી. તે ચરણપ્રમોદગણિએ ઘણા સાધુપરિવારને કલ્પપ્રદાન કર્યું. વિબુધ, મહત્તરા, પ્રવર્ત્તિનીની પદવી ઘણાંને આપી. ૫૦૦ સાધુને દીક્ષા આપી, આમ મહાભાગ્યસૂરિ થયા. (લ. પૌ. પટ્ટાવલી). પુનઃ માલવદેશમાં ધારનગરે તેમના ઉપદેશથી પ્રાગ્વાટ વૃદ્ધ સં. હર્ષસિંહે સસઘડી સુવર્ણ સુકૃતિ પ્રાસાદ અગ્યાર નિપજાવ્યા. સં. ૧૫૪૭

## ૫૪ સુમતિસાધુ.

માં ગુર્જરદેશે ધાનધાર ખંડે (પાલણપુર પાસેના દેશમાં) શ્રીયક્ષની ઉત્પત્તિ થઇ. સૂરિએ ભુતગામે બલદુકે પાંચ પ્રાસાદ પ્રતિષ્ઠયા. સં. ૧૫૩૭ (?) માં હાડૌતીદેશે સુમાહલી ગામમાં શ્રી સૂરિનો સ્વર્ગવાસ થયો. સોમદેવસૂરિનો વાગડદેશના વઢિયાર નગરમાં સ્વર્ગવાસ થયો. (વીરવંશાવલી જૈ. સા. સંશોધક ખંડ ૧ પૃ. ૪૯-૫૦)

તેમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૫૧૭-૧૯-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૭-૨૯ ૩૦-૩૨-૩૩-૩૪-૩૫-૩૬-૩૭-૩૯ ના ૧; ૧૫૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૭-૨૯-૩૦-૩૪-૩૫-૩૬-૪૧-૪૨-૫૦ ના. ૨, ૧૫૧૭-૧૮-૧૯ -૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૭-૨૮-૨૯-૩૦-૩૧-૩૨-૩૩-૩૪-૩૫-૩૬-૩૭-૩૮-૪૦-૪૨ બુ. ૧; ૧૫૧૮-૨૧-૨૨-૨૭-૨૮-૨૯-૩૦-૩૧-૪૨-૪૩ બુ. ૨. ૧૫૧૮-૧૫૨૫ જિ. ૨.

તેમણે ૧૧ ને આચાર્યપદ આપેલ તેનાં નામઃ—સુધાનંદન, રત્નમંડન, શુભરત્ન, સોમજય-જિનસોમ-જિનહંસ-સુમતિમંદિર-સુમતિસાધુ, ઇંદ્રનંદિ, રાજપ્રિય આદિ.

૫૪. સુમતિસાધુ—જન્મ સં ૧૪૯૪ મેવાડના જાઉર (જાવર) માં પિતા ગજપતિશાહ, માતા સંપૂરીદેવી, મૂલનામ નપરાજ. દીક્ષા રત્નશેખરસૂરિ પાસે સં. ૧૫૧૧, દીક્ષાનામ સુમતિસાધુ. લક્ષ્મીસાગરસૂરિએ પંડિતપદ આપ્યું ને તેજ સૂરિએ પછી સં. ૧૫૧૮ માં ઇડરમાં શ્રીપાલ આદિના કરેલા ઉત્સવપૂર્વક આચાર્યપદ (ગચ્છનાયકપદ) આપ્યું. સ્વર્ગવાસ (ખમણૂર ગામમાં) સં. ૧૫૫૧-જુઓ 'સુમતિસાધુસૂરિ વિવાહલો' એ૦ રા. સં. ભાગ ૧.

'વીરવંશાવલી' માં એમ આપ્યું છે કેઃ-'જન્મ અર્બુદાસનેં વેલાંગરી નગરે પ્રા. વૃ. નારણગોત્રે શા. ટિહુ, સ્ત્રી રૂડી કુખે સં. ૧૪૯૪, દીક્ષા સં. ૧૫૧૧, ગચ્છનાયકપદ ૧૫૧૮ (? ૧૫૩૮ હોય). તેમણે જેસલમેર, કૃષ્ણગઢ, અર્બુદાસન, દેવકપટ્ટણ, ગઢનગર, ખંભાયત, ગંધાર, ઈડર નગરે જ્ઞાનકોશ ગીતાર્થ પાસે શોધાવ્યા. તેમના ઉપદેશથી માલવદેશે માંડવગઢે પ્રા. વૃ. સરહડીયા ગોત્રે સા. સહસાએ અર્બુદગિરિ ઉપર અચલગઢમાં પાંચલાખ મનુષ્યનો સંઘ લઇ જઈ ઋષભદેવનો ચતુર્મુખ પ્રાસાદ નિપજાવી તેમાં ચાર બિંબ કરાવ્યાં. તેમાં ૮ બિંબ કાઉસગિયા ને ૪ બિંબ ચતુર્મુખ પ્રાસાદના.

## ૫૫ હેમવિમલ.

સં. ૧૫૬૨માં ત્રિસ્તુતિક મતમાંથી કટુક મત જુદો પડયો.

---

સં. ૧૪૫૪ (? ૧૫૪૪)માં સૂરિએ પ્રતિષ્ઠા કરી. સં. ૧૫૫૧ માં ખમણુર ગામમાં સ્વર્ગવાસ '–જૈ. સા. સંશોધક ખંડ ૧ અંક ૩ પૃ. ૫૧.

'લ પૌ. પટ્ટાવલી 'માં જણાવ્યું છે કે:–'તેઓ મંડપ (દુર્ગ) ગયા ત્યાં પ્રવેશોત્સવ મહાડંબરથી કરવામાં આવ્યો. ૧૧ શેર સુવર્ણ ને ૨૨ શેર રૂપાની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. વટપલ્લીમાં સૂરિમંત્ર આરાધી હેમવિમલસૂરિને પટ્ટધર સ્થાપ્યા. તેની પૂર્વે સૂરિપદપર ઈંદ્રનંદિ તથા કમલકલશને સ્થાપ્યા હતા, પણ તે ગચ્છભેદ કરશે એમ જાણી પોતાના પટ્ટપર તે પૈકી કોઇને સ્થાપ્યા નહિ. ૬૦૦ સાધુને દીક્ષા આપી. ૧૮૦૦ સાધુનો પરિવાર હતો.'

તેમના પ્રતિષ્ઠાલેખો સં. ૧૫૪૪–૪૬–૪૭–૪૮ બુ. ૧; ૧૫૪૦–૪૬–૪૭ બુ. ૨.

૫૫. હેમવિમલ–જન્મ મારવાડના વડગામમાં સં. ૧૫૨૨ કાર્ત્તિક સુદ ૧૫, પિતા ગંગરાજ, માતા ગંગારાણી, મૂલનામ હાદકુમાર, દીક્ષા લક્ષ્મીસાગરસૂરિ પાસે સં. ૧૫૩૮, દીક્ષાનામ હેમધર્મ, આચાર્યપદ પંચલાસ (ગૂજરાત)માં શ્રીમાલી પાતુએ (પાતાકે) કરેલા ઉત્સવપૂર્વક સુમતિસૂરિએ આપ્યું સં. ૧૫૪૮, સૂરિનામ હેમવિમલ, ક્રિયોદ્ધાર સં. ૧૫૫૬, પછી ઈડરવાસી કોઠારી સાયર અને શ્રીપાલે તેમનો ગચ્છનાયક તરીકે પદમહોત્સવ કર્યો કે જેમાં ત્યાંના રાજા રાયભાણે ભાગ લીધો હતો. સ્વર્ગવાસ સં. ૧૫૬૮–ઐ. રા સં. ૩ પૃ. ૮૦ આ સ્વર્ગવાસનો સંવત્ ૧૫૬૮ ખોટો છે ને તે સં. ૧૫૮૩ (મારૂ ૧૫૮૪) જોઇએ. વીરવંશાવલીમાં ૧૫૬૮ જ ભૂલથી છપાયો લાગે છે તે પરથીજ આ ઐ૦ રા. સંગ્રહકારની ભૂલ થયેલી.

'વીરવંશાવલી'માં વિશેષ આપ્યું છે કે 'સં. ૧૫૫૫ વર્ષે ગુજ્જરાતે વઢિયાર ખંડે પંચાસરા નગરઇ શ્રીમાલી વૃ. સં. પાતઈ સૂરી પદોત્સવ કીધો.'

તેમના શિષ્ય હર્ષકુલે સં, ૧૫૮૩માં સુયગડાંગ દીપિકા રચી.

તેમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૫૪૧–૪૬–૪૭–૪૮–૫૧–૫૨–૫૩–૫૪–૫૫–૫૬–૫૭–૫૮–૬૧–૬૩–૬૪–૬૭–૭૧–૭૨–૭૬–૭૭–૭૮–૮૧–૮૪ બુ. ૧; ૧૫૫૧–૫૩–૫૫–૫૬–૬૩–૬૫–૬૬–૬૭–૬૮–૭૭–૮૦–૮૪–૮૭ ? બુ. ૨. ૧૫૫૯–૬૪–૬૬–૭૧–૭૬ ના. ૧; ૧૫૫૨–૫૪–૫૭–૬૦–૬૧–૬૫–૬૬–૮૦ ના. ૨.

તેનો સ્થાપક ગૃહસ્થ કટુક (કડવો) હતો. સં. ૧૫૭૦માં **લુંકામત**માંથી **વીજા** નામના વેશધરની અસરથી **વીજામત** જુદો પડયો; અને સં. ૧૫૭૨માં **નાગપુરીય તપાગણ**માંથી ઉપાધ્યાય **પાર્શ્વચંદ્ર** ( યા પાશચંદ્ર )ની અસરથી તેના નામ પરથી કહેવાતો **પાર્શ્વચંદ્રમત** (પાયચંદમત) જુદો પડયો.

**૫૬ આનન્દવિમલ**—જન્મ સં. ૧૫૪૭ ઇલાદુર્ગ (ઇડર) માં,

---

૫૬ આનન્દવિમલ—પિતા ઓસવાળ મેઘજી, માતા માણેકદે, મૂળ નામ વાઘજી, દીક્ષા હેમવિમલસૂરિ પાસે, દીક્ષાનામ આનંદવિમલ (અમૃતમેરૂ-વીરવંશાવલી ), ઉપાધ્યાયપદ તેજસૂરિએ આપ્યું સં. ૧૫૬૮, પછી સિદ્ધ-પુરમાં આચાર્યપદ, સં. ૧૫૭૦ ડાભલામાં ખંભાતવાસી સોની જીવુ અને જાગરાજે કરેલા ઉત્સવપૂર્વક પદસ્થાપના થઇ. આ સમયે શિથિલતા પ્રવર્તતી હતી. તપક્રિયા વગર મોટી પદવી ધરાતી હતી, જિનાજ્ઞા વિરૂદ્ધ આચરણ હતાં. કથણી કંઇ, ને રહેણી કંઈ એમ છતાં લોક પાસે વંદના કરાવાતી. અભિમાન વિશેષ, પરિગ્રહનું ગ્રહણ આદિથી શુદ્ધ સાધુતા નહોતી. આથી તેમણે શુદ્ધ સાધુનો ઉગ્ર આચાર પાલી અને સ્થળે સ્થળે જઇ ઉગ્ર વિહાર કરી ક્રિયોદ્ધાર સં. ૧૫૮૨ માં પાટણ પાસે વડાવલીમાં કર્યો. તેમાં શિષ્ય વિનયભાવની મદદ લીધી. સોમપ્રભસૂરિએ પૂર્વે મરૂભૂમિમાં પાણીના દુર્લભ-પણાથી સાધુવિહાર બંધ કરેલો. તે તેમણે મરૂભૂમિમાં વિહાર કરી ખુલ્લો કર્યો. જેસલમેરનાં ૬૪ દેરાસરો બંધ હતાં તે ઉઘડાવી તેમાં પૂજા ચાલુ કરાવી. સં. ૧૫૯૬ ના ચૈત્ર શુદિ ૭ ને દિને અમદાવાદમાં સ્વર્ગસ્થ. તેઓએ ઉપવાસઆદિ બહુ તપ કર્યો હતો.

તેમણે સં. ૧૫૮૨ માં ગચ્છભાર પોતાના ગુરૂભાઈ સૌભાગ્યહર્ષને આપ્યો કે જેમણે લઘુશાલા લઘુપાશાલ નામની એક શાખા કાઢી પોતાની પાટે સોમવિમલસૂરિને સ્થાપ્યા હતા. બીજી બાજુ આ આણંદવિમલસૂરિએ પોતાની પાટે વિજયદાનસૂરિને સ્થાપ્યા. ( જુઓ આણંદવિમલ સૂરિરાસ ઐ. રા. સં. ભાગ ૩, તે સૂરિની સઝાયો ઐ. સઝાયમાળા, તથા જૈન ઐ. ગૂર્જરકાવ્ય સંચય. )

તેમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૯૫ ના. ૨, સં. ૧૫૯૦-૯૫ બુ. ૧, ૧૫૯૫ બુ. ૨,

વ્રત ૧૫૫૨, સૂરિપદ ૧૫૭૦, સ્વર્ગસ્થ ૧૫૯૬ ચૈત્ર સુદિ ૭ અહમ્મ-મદાવાદમાં. સં. ૧૫૮૭ માં દો. કર્માએ શત્રુંજયોદ્ધાર કર્યો.

**૫૭ વિજયદાન**—જન્મ સં. ૧૫૫૩ જામલામાં, દીક્ષા ૧૫૬૨, સૂરિપદ ૧૫૮૭, સ્વર્ગસ્થ ૧૬૨૨ વૈશાખ સુદિ ૧૨ વટપલ્લીમાં (વડલીમાં).

**૫૮ હીરવિજય**—કે જેમણે **અકબર** બાદશાહને જૈન કર્યો (સરખાવો ખરતર પટ્ટાવલિ નં. ૬૧ ના પેટામાં) જન્મ સં. ૧૫૮૩

---

૫૭ વિજયદાન—જામલા ગામ ગુજરાતના હિમ્મતનગરથી ઉત્તરમાં ૬ મૈલ પર છે. પિતા ભાવડ, માતા ભરમાદે. મૂલનામ લક્ષ્મણ. દીક્ષા દાનહર્ષ પાસે સં. ૧૫૬૨, દીક્ષાનામ ઉદયધર્મ. દાનહર્ષની રજાથી આનંદવિમલસૂરિએ તેમને આચાર્યપદ શીરોહીમાં આપ્યું સં. ૧૫૮૭, સૂરિનામ વિજયદાનસૂરિ, સ્વ૦ વડાવલી ગામ-પાટણ પાસેનું.

તેમણે ઘણા દેશ ગામમાં વિહાર કરી અનેક જિનપ્રતિષ્ઠા કરી હતી. તેમના ઉપદેશથી સુલતાન મહમ્મદના મંત્રી ગલરાજે ( ઉર્ફે મલિકશ્રી નગદલે ) છ મહિનાનો કર છોડાવી શત્રુંજયનો મોટો સંઘ કાઢયો; વળી ગંધારના રામજીશાહે તથા અમદાવાદના કુંવરજીશાહે શત્રુંજયપર ચોમુખ, અષ્ટાપદ વગેરેનાં મંદિરો અને દેરીઓ કરાવી. ગિરિનારના જીર્ણપ્રાસાદનો ઉદ્ધાર કરાવ્યો. સં. ૧૬૧૯ માં ધર્મસાગરને ગચ્છબહાર ને તેના ગ્રંથ નામે 'કુમતિકંદકુદ્દાલ' ને જલશરણ કરેલ હતા.

તેમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૬૦૩-૧૬૧૨ ના. ૧; સં. ૧૫૯૬-૧૬૦૧-૧૬-૧૭-૧૯-૨૨ ના. ૨ ૧૫૯૬-૧૬૧૫-૧૭ બુ. ૧, ૧૫૯૨-૯૫-૯૬-૯૮-૧૬૦૪-૧૨-૧૭ બુ. ૨. ૧૬૨૦ ગે. રે.

૫૮ હીરવિજય—વીસા ઓશવાલ કુંરા (કુંવરજી) પિતા, નાથી માતા, મૂલ નામ હીરજી, સૂરિપદ સં. ૧૬૧૦ પૌષ સુદિ ૫. અકબરબાદશાહને એકંદર ત્રણ વખત મળ્યા. તેમાં પહેલા સં. ૧૬૦૯ જ્યેષ્ટ વદિ ૧૩ ફતેપુર-સીકરીમાં, તે વખતે બાદશાહે પ્રસન્ન થઇ પુસ્તકોનો ભંડાર ભેટ કર્યો કે જે આગ્રામાં સ્થાપિત કર્યો. આ પછી અમુક સમયે પર્યુષણના આઠ દિવસોમાં કોઈ પણ જીવની હિંસા ન થાય એવા હુકમની માગણી કરી. બાદશાહે ચાર દિવસ પોતાની તરફથી ઉમેરી એકંદર બાર દિવસ ( શ્રા. વદિ ૧૦ થી ભા. સુદિ

માર્ગશીર્ષ સુદિ ૯ પ્રહ્લાદનપુર (પાલણપુર) માં, દીક્ષા ૧૫૯૬ કાર્તિક વદિ ૨ પાટણમાં, વાચકપદ ૧૬૦૮ માઘ સુદિ ૫ નારદપુરિમા (નાડલાઇમાં), સૂરિપદ ૧૬૧૦ શિરોહીમાં, સ્વર્ગગમન ૧૬૫૨ ભાદ્રપદ સુદિ ૧૧ ઉન્નાનગરમાં (ઉના–કાઠિયાવાડમાં).

**૫૯ વિજયસેન**—જન્મ સં. ૧૬૦૪ નારદપુરિમાં. દીક્ષા ૧૬૧૩, બાદશાહ અકબર પાસેથી 'કાલિ સરસ્વતી'નું બિરૂદ મેળવ્યું, સ્વર્ગસ્થ ૧૬૭૧ જ્યેષ્ઠ વદિ ૧૧ સ્તંભતીર્થ (ખંભાત) માં.

---

૬ સુધી) માં પ્રાણીવધ બંધ રહે તેનાં છ ફરમાન કાઢી ગુજરાત, માળવા, અજમેર, દીલ્લી, ફતેપુર અને લાહોર એમ પાંચ સ્થળે મોકલી, છઠું સૂરિજીને આપ્યું. પછી વર્ષમાં છ માસ સુધી જીવદયા પાળવાના, ઘોડા, ગાય, બળદ, ભેંશ અને પાડા એ જીવોનો વધ બંધ કરવાના, ઘણા કેદીઓના મુક્ત કરવાના, જજીયા વેરો બંધ કરવાના, શત્રુંજયાદિ તીર્થ કરમુક્ત કરવાના રાજહુકમ મેળવ્યા હતા. 'જગદ્ગુરૂ'નું બિરૂદ મળ્યું.

તેમણે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા, અંતરીક પાર્શ્વનાથ સ્તવ આદિ કૃતિઓ રચી છે. આ મહા પ્રભાવક આચાર્ય થયા છે. સ્વર્ગવાસ પછી ઉનામાં લાડકીબાઇએ સૂરિનો સ્તૂભ બનાવી પગલાંની સ્થાપના કરી હતી. વિશેષ માટે જુઓ સંસ્કૃત હીરસૌભાગ્ય કાવ્ય (નિર્ણયસાગર મુદ્રિત), ઋષભદાસ કૃત હીરવિજય સૂરિનો રાસ (આ. કા. મહોદધિ), સૂરીશ્વર અને સમ્રાટ્ (મુનિ વિદ્યાવિજયજી), તે સૂરિપદની સઝાયાદિ (ઐ. સઝાયમાળા અને જૈ. ઐ. ગૂ. કા. સં.). તેમના પ્રતિષ્ઠાલેખો પુષ્કળ છેઃ–'સં. ૧૬૧૧–૨૩–૨૮–૩૦–૩૪–૩૮–૪૪–૪૭ ના. ૧; સં. ૧૬૧૭–૨૪–૨૭–૨૮–૩૩–૩૭–૩૮–૪૧–૪૨–૪૪–૫૧ ના. ૨; ૧૬૨૪–૨૮–૩૦–૩૬–૩૭–બુ. ૧; ૧૬૨૨–૨૪–૨૬–૨૭–૨૮–૩૦–૩૧–૩૨–૩૭–૩૮–૪૪–૫૩ બુ. ૨; ૧૬૨૦–૪૨–૫૦ જે. રે.

૫૯ વિજયસેન—જન્મ ૧૬૦૪ ફા. સુ. ૧૫ નાડલાઈ મારવાડમાં ઉદયસિંહના રાજ્યમાં ઓશવાલ વંશે વૃદ્ધશાખામાં શાહ કલાશા પિતા, કોડાં દે માતા. મૂલનામ જયસિંહ, દીક્ષા ૧૬૧૩ જ્યેષ્ઠ સુ. ૧૧ સુરતમાં વિજયદાનસૂરિ પાસે. દીક્ષા નામ જયવિમલ, પંડિતપદ ખંભાતમાં શ્રાવિકા પૂનીના કરેલા ઉત્સવપૂર્વક સં. ૧૬૨૬, ઉપાધ્યાય પદસહિત આચાર્યપદ અમદાવાદમાં મૂલા

૬૦ વિજયદેવ—જન્મ સં. ૧૬૩૪, દીક્ષા ૧૬૪૩, પંન્યાસ પદ ૧૬૫૬; જહાંગીર બાદશાહ તરફથી 'મહાતપા' બિરૂદ મેળવ્યું. સ્વર્ગસ્થ સં. ૧૭૧૩ આષાઢ સુદિ ૧૧ ઉન્ના નગર (ઉના) માં. પોતે નીમેલા ઉત્તરાધિકારી વિજયસિંહ પોતાની પહેલાં સ્વર્ગસ્થ થયા.

---

શેઠ અને દીપા પારેખે કરેલા ઉત્સવપૂર્વક મળ્યું સં. ૧૬૨૮ ફાગણ શુદિ ૭. તેમની પાટસ્થાપના પાટણમાં સં. ૧૬૩૦ પૌષ વદિ ૪. સ્વર્ગવાસ ખંભાતના અકબરપુરમાં સં. ૧૬૭૨ ના જ્યેષ્ઠ વદિ ૧૧.

તેમના પ્રતિષ્ઠાલેખો, સં. ૧૬૪૩-૫૨-૫૩-૫૮-૬૭ ના ૧; ૧૬૩૩-૪૩-૫૨-૫૬-૬૧-૬૭-૭૦ ના. ૨; સં. ૧૬૪૨-૪૩-૫૪-૫૫-૫૯-૬૩ બુ. ૧; ૧૬૩૨-૪૨-૪૩-૪૪-૫૪-૫૬-૫૮-૫૯-૬૧-૬૨-૬૮ બુ. ૨; ૧૬૫૦-૫૨ ગે. રે.

૬૦ વિજયદેવ—જન્મ ઈડરવાસી ઓશવાલ સાહ થિરાને ત્યાં રૂપાઈથી. દીક્ષા અમદાવાદમાં વિજયસેનસૂરિ પાસે. પંન્યાસ પદ સિકન્દરપુરમાં; સૂરિપદ સં. ૧૬૫૬ ના વૈશાખ સુદિ ૪ ખંભાતના શ્રીમલ્લ શાહે અઢાર સહસ્ર ખર્ચી કરેલા ઉત્સવપૂર્વક મળ્યું. પાટણના પારેખ સહસવીરે પાંચ હજાર ખર્ચી ગણાજ્ઞાનો નંદમહોત્સવ કર્યો સં. ૧૬૬૧ પૌષ વદિ ૬ રવિ. ભટ્ટારક પદ સં. ૧૬૭૧. જહાંગીરબાદશાહે 'મહાતપા' બિરૂદ માંડવગઢમાં આપ્યું સં. ૧૬૭૪. તેમના ઉપદેશથી ઉદેપુરના રાણા જગત્સિંહજીએ પીછોલા અને ઉદયસાગર એ બે તળાવમાં માછલાંની જાળ બંધ કરી, રાજ્યાભિષેક દિને, જન્મમાસમાં, ભાદ્રપદમાસમાં કોઈ જીવ ન મારે તેવો રાજ્યમાં હુકમ કર્યો. મચીંદદુર્ગમાં કુંભારાણાએ કરાવેલ જિનચૈત્યનો ઉદ્ધાર કર્યો. ૧૬૭૫ માં આરાસણમાં (કુંભારીઆમાં) પ્રતિષ્ઠા કરી. ૬૪ પંડિતો ઇડરમાં કર્યા સં. ૧૭૦૫; સ્વર્ગગમનના સ્થાન ઉનામાં શેઠ રાયચંદ ભણશાળીએ તેમનો સ્તૂભ હીરવિજયસૂરિના સ્થૂભ પાસે કરાવ્યો. વિશેષ માટે જુઓ વિજયદેવ માહાત્મ્ય આદિ ગ્રંથો.

તેમના પુષ્કળ પ્રતિષ્ઠાલેખો છે:-સં. ૧૬૫૮-૬૮-૭૪-૭૭-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૯૪-૧૭૦૦-૦૩ ના. ૧; સં. ૧૬૫૧-૬૭-૭૪-૭૭-૮૫-૮૬-૮૭-૯૪-૯૭-૯૯-૧૭૦૧-૦૫-૦૭ ના. ૨; ૧૬૬૩-૭૦-૭૨-૭૪-૭૫-૭૭-૭૮-૮૧-૮૨-૮૩-૯૬-૧૭૦૧-૦૫-બુ. ૧; ૧૬૬૬-૭૭-૮૩-૯૩-૯૭-૧૭૦૦ બુ. ૨. ૧૬૬૫-૬૬-૭૪-૭૫-૮૧-૮૬-૮૭ જિ. ૨. ૧૬૭૬-૮૯-૯૬ ગે. રે.

**વિજયસિંહ**—જન્મ સં. ૧૬૪૪ મેડતામાં, દીક્ષા ૧૬૫૪, વાચકપદ ૧૬૭૩, સૂરિપદ ૧૬૮૨. સ્વર્ગસ્થ ૧૭૦૯ આષાઢ સુદિ ૨.

**૬૧ વિજયપ્રભ**—જન્મ સં. ૧૬૭૭ કચ્છના મનોહરપુરમાં, દીક્ષા ૧૬૮૬, પંન્યાસપદ ૧૭૦૧, સૂરિપદ ૧૭૧૦ ગંધાર બંદિરમાં, સં. ૧૭૩૨ માં નાગોરમાં પોતાના પટ્ટધર તરીકે **વિજયરત્ન**ની નિમણુક કરી.

અહીં હસ્તલિખિત પ્રત પૂરી થાય છે.

બર્લિન માર્ચ ૧૮૮૨. ક્લાટ.

---

વિજયસિંહ—પિતા ઓસવાળ નથમલ્લ, માતા નાયકદે. મૂલનામ કર્મચંદ્ર. પિતા સાથ વિજયસેનસૂરિ પાસે દીક્ષા સં. ૧૬૫૪ મહા સુદિ ૨, દીક્ષાનામ કનકવિજય, પંડિતપદ સં. ૧૬૭૦, ઉપાધ્યાય-વાચકપદ પાટણમાં શ્રાવિકા લાલિએ કરાવેલી પ્રતિષ્ઠા વખતે વિજયદેવસૂરિએ આપ્યું સં. ૧૬૭૩. સૂરિપદ ૧૬૮૧ (૨) વૈશાખ સુદિ ૬ ઇડરમાં વિજયદેવસૂરિએ આપ્યું. સં. ૧૬૮૪ પોષ સુદિ ૬ બુધે જાલોરમાં મંત્રી જયમલ્લે ગણાનુજ્ઞાનો નંદિમહોત્સવ કર્યો. મેડતા, કિશનગઢમાં પ્રતિષ્ઠાઓ. સ્વર્ગવાસ અમદાવાદના નવીનપુરા (નવાપુરા)માં થયો. જુઓ અ. સઝાયમાળા.

તેમના પ્રતિષ્ઠાલેખો, સં. ૧૬૮૪-૮૬-૮૭-૮૮-૯૩-૯૭-૧૭૦૧ ના ૧; સં. ૧૬૮૬-૯૩-૯૯-૧૭૦૧-૦૩ ના. ૨; ૧૬૯૩-૧૭૦૫ બુ. ૧, ૧૭૦૦ જિ. ૨. ૧૬૮૯-૯૬-૧૭૧૦ ગે. રે.

૬૧. વિજયપ્રભ—કચ્છદેશ વરાહી ગામે પિતા ઓશવાલ શા શિવગણ, માતા ભાણી. માઘ સુદિ ૧૧. દીક્ષા વિજયદેવસૂરિ પાસે લઈ નામ વીરવિજય રાખ્યું. સૂરિપદ સં. ૧૭૧૦ (૧૭૦૯) વૈશાખ સુદ ૧૦ ગંધારમાં, તેનો ઉત્સવ અમદાવાદવાસી અખેચંદ દેવચંદની પત્નિ સાહિબદેએ કર્યો હતો. સં. ૧૭૧૧ માં અમદાવાદમાં સૂરાના પુત્ર સા. ધનજીએ આઠ હજાર ખર્ચી ગણાનુજ્ઞાનો નંદિમહોત્સવ કર્યો હતો. (વંદન મહોત્સવ અમદાવાદમાં ૧૭૧૧ કાર્તિક વદિ ૨ દિને થયો હતો.) સં. ૧૭૪૯ માં ઉનામાં સ્વર્ગવાસ. (જેઠ શુદિ ૧૨).

તેમના પ્રતિષ્ઠાલેખો. સં. ૧૭૧૩-૧૭૧૪ ના. ૨; ૧૭૧૩ બુ. ૨, ૧૭૨૧ જિ. ૨. ૧૭૧૦ ગે. રે.

૬૨ **વિજયરત્ન**—પિતા પાલણપુર વાસી ઓશવાલ હીરા, માતા હીરાદે. મૂલનામ જેઠો યા જયતસી. જન્મ સં. ૧૭૧૧, ગિરનાર યાત્રાએ જઇને માતા સહિત દીક્ષા સં. ૧૭૧૭, દીક્ષાનામ જીતવિજય, સં. ૧૭૨૬ માં તેર વર્ષની વયે પંન્યાસ પદ લીધું. આચાર્યપદ સં. ૧૭૩૨ માઘ વદિ ૬ રવિ દિને નાગોરમાં મૂણોત મોહનદાસે બાર હજાર ખર્ચી કરેલા ઉત્સાહપૂર્વક વિજયપ્રભ સૂરિએ આપી પાટ પર સ્થાપ્યા. સં. ૧૭૩૩ વર્ષે નડુલાઇમાં શ્રાવક સા. રાયકરણે મેડતા મધ્યે વાંદણા મહોત્સવ કીધો. સ્વર્ગવાસ ઉદયપુરમાં સં. ૧૭૭૩ ભાદરવા વદિ ૨. ત્યાં થૂભ કરાવી છે. તેમના પ્રતિષ્ઠાલેખો સં. ૧૭૬૫-૧૭૭૧ ના. ૧.

૬૩ **વિજયક્ષમા**—જન્મ મારવાડના પાલીમાં પિતા ચતુરજી, માતા ચતુરંગદે, જન્મ સં. ૧૭૩૨, નામ ખીમસી; સં. ૧૭૩૯ માં પાલિમાં વિજયરત્નસૂરિ પાસે દીક્ષા, સં. ૧૭૫૬ માં પંન્યાસ પદ, આચાર્યપદ ઉદયપુરમાં મહારાણા સંગ્રામસિંહની હાજરીમાં સં. ૧૭૭૩ ભાદરવા સુદિ ૮ મંગળને દિને વિજયરત્ને આપ્યું. તે વખતે દેવવિજય, લબ્ધિવિજય અને હિતવિજયને પાઠકપદ (ઉપાધ્યાય પદ) અપાયાં. આ ઉત્સવમાં ઉદેપુર સંઘે વીસ હજાર ખર્ચ્યા. મહા શુદ ૬ દિને પદ મહોત્સવ ઉદયપુરના સંઘે કર્યો તે વખતે ત્રણસેં સાધુઓને પંન્યાસ પદ અપાયું. (જુઓ જિણંદસાગરકૃત વિજયક્ષમાસૂરિનો શલોકો). સં. ૧૭૮૫ માં દીવમાં સ્વર્ગવાસ.

૬૪ **વિજયદયા**—સૂરિપદ દીવબંદરે સં. ૧૭૮૫. માંગરોળમાં પાટ પર સ્થપાયા. સૂરતમાં ૧૪ (કોઇ નવ કહે છે.) ચોમાસાં કર્યાં. સ્વર્ગવાસ સોરઠના ઘેરાજીમાં સં. ૧૮૦૯ વૈશાખ વદ ૭, ત્યાં થૂભ કરવામાં આવ્યો. પ્રતિષ્ઠાલેખ સં. ૧૭૮૫-૯૫ બુ. ૧. ૧૭૮૮-૮૫ ગે. રે.

૬૫ **વિજયધર્મ**—જન્મ મેવાડના રૂપનગરમાં ઓસવાલ પ્રેમચંદ સુરાણાને ત્યાં માતા પાટમદેથી થયો. સં. ૧૮૦૩ માં માગશર

શુદિ ૫ ને દિને ઉદેપુરમાં આચાર્યપદ, સં. ૧૮૦૯ માં મારવાડના કછોલી ગામમાં ( આબુપાસે ) ગચ્છનાયક પદ. સં. ૧૮૨૬ માં સૂરતના વાસી કચરાભાઇ તારાચંદે સિદ્ધાચલ-શત્રુંજય પર આચાર્ય પાસેઘણાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. તેમણે ભુજનગરના અધિપતિના અન્યાય મટાડી તેને જિનમાર્ગપર રક્ત અને મદ્યમાંસત્યક્ત કર્યો હતો. સં. ૧૮૪૧ માર્ગશીર્ષ વદિ ૧૦ દિને મારવાડના બલુંદા ગામમાં સ્વર્ગવાસ. સં. ૧૮૪૧ મેડતા મધ્યે ભંડારી ભવાનદાસે બે સહસ્ર ખરચી નિર્વાણ મહોત્સવ કર્યો હતો. પ્રતિષ્ઠાલેખ સં. ૧૮૦૮ ના. ૨; ૧૮૨૫-૨૮-૩૯ બુ. ૧;

૬૬ **વિજયજિનેંદ્ર**—મારવાડમાં શુદ્ધદંતિ (સોજત) માં જન્મ સં. ૧૮૦૧, મેતા હરખચંદ પિતા, ગમાનબાઇ માતા, દીક્ષા સં ૧૮૧૭, સૂરિપદ સં. ૧૮૪૧ માગસર સુદિ ૫; અને પાટપર સ્થપાયા. માગસર શુદ ૧૦ દિને ભટ્ટારક પદ જેતારણ મધ્યે સૂરિમંત્રારાધન. સુરતના મોદી પ્રેમચંદ લવજીએ વિજયધર્મસૂરિના ઉપદેશથી સિદ્ધાચલ પર બાંધેલા બાવન જિનાલય મંદિરમાં અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરી સં. ૧૮૪૩ માઘ સુદિ ૧૧, વિહારમાં પ્રતિષ્ઠા સં. ૧૮૪૫, પાટણમાં સહસ્રકૂટ આદિ બે હજાર બિંબની પ્રતિષ્ઠા સં. ૧૮૫૭ માઘ સુદિ ૭ વગેરે અનેક સ્થલે પ્રતિષ્ઠા કરી. સ્વ૦ સં. ૧૮૮૪ પોસ વદિ ૧૧ સિરોહીમાં. તેમના પ્રતિષ્ઠાલેખો સં. ૧૮૪૫ ના. ૧; સં. ૧૮૪૮-૭૩-૭૬-૮૦ ના. ૨; ૧૮૪૫-૫૪-૬૧-૭૩ બુ. ૧; ૧૮૪૩-૪૫-૬૦ ગે. રે.

૬૭ **વિજયદેવેન્દ્ર.** મારવાડના સેત્રાવનગરમાં જન્મ, દીક્ષા શત્રુંજયમાં સં. ૧૮૭૭, સૂરિપદ સીરોહીમાં સં. ૧૮૮૪ માઘ સુદિ ૧, ઉદયપુરના મહારાણા ભીમસિંહજી યુવાનસિંહજીએ ચંગીર, ચામર, છડી, દુસાલા અને પાલખી મોકલી, મહારાજ શિવસિંહજીએ પણ દુશાલા વગેરે ચીજો મોકલી.

(૬૭-૬૮ ની હકીકત ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટમાં એક પટ્ટાવલીની પ્રત કે જે સં. ૧૮૮૮ ના પોસ વદ ૧ ને દિને માણેકવિજય ઉપાધ્યાયે

લખી છે તે પરથી લીધી છે.) પ્રતિષ્ઠાલેખ સં. ૧૮૮૦-૮૮-૯૨ બુ. ૧. ૧૮૯૭-૧૯૦૫-૧૧-૨૪ ગે. રે.

૬૮ **વિજયધરણેન્દ્ર.** તેમનો પ્રતિષ્ઠાલેખ સં. ૧૯૩૧ નો મળે છે (જુઓ નં. ૧૪૬૯ ના. ૨ એટલે નાહરકૃત જૈન લેખ સંગ્રહ ખંડ ૨ જો).

૬૯ **વિજયરાજ.**

તેમનો પ્રતિષ્ઠાલેખ સં. ૧૯૪૯ ના. ૧, ૧૯૪૩-૧૯૪૮ ના. ૨. મળે છે.

---

## २ क वृद्ध (પૌશાલિક) તપાગચ્છની પટ્ટાવલી.

[ મૂલ શ્રી મહાવીર પ્રભુથી માંડીને આ ગચ્છની પટ્ટાવલી સંસ્કૃતમાં ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય સાક્ષર શ્રી જિનવિજયજી પાસેથી મળી છે તેમાંથી આના સ્થાપકથી શરૂ કરી નીચે ગૂજરાતીમાં સાર રૂપે આપવામાં આવેલ છે. ]

**૪૩ વિજયચંદ્ર**—( જુઓ મૂળ તપાગચ્છ પટ્ટાવલી નં. ૪૫ નીચે ) દેવેન્દ્ર સૂરિ અને આ બંને શ્રી જગચ્ચંદ્રસૂરિના ગુરૂભ્રાતા થાય.

---

૪૩. વિજયચંદ્રને ૪૩ મા પટ્ટધર કહ્યા છે કારણકે આ પટ્ટાવલીમાં ૩૮ મા સર્વદેવસૂરિ છે, તેજ મૂલ પટ્ટાવલીમાં ૩૮ મા છે. પછી આ પટ્ટાવલીમાં ૩૯ મા ધનેશ્વરસૂરિ, ૪૦ મા ભુવનચંદ્રસૂરિ, ૪૧ મા દેવભદ્ર ગણિ અને ૪૨ મા જગચ્ચંદ્રસૂરિ જણાવ્યા છે, કે જેના સંબંધી વિગત આગલી પટ્ટાવલીમાં ફુટનોટ નીચે જણાવી છે. આગલી પટ્ટાવલી પ્રમાણે:-

વિજયચંદ્ર તે મૂળ પ્રસિદ્ધ ગૂજરાત મંત્રીવર્ય વસ્તુપાલને ત્યાં હિસાબ લખનાર મહેતા હતા. ખંભાતમાં વસ્તુપાલની પાસે તેની સ્ત્રી અનોપદેએ એવો આગ્રહ કર્યો કે દેવભદ્ર ઉપાધ્યાય ( જગચ્ચંદ્રસૂરિના ગુરૂ ) પાસે તેને દીક્ષા લેવરાવી તે મહેતાને ઋણમુક્ત કરવો. આથી વસ્તુપાલે દેવભદ્રજીને વિનતિ કરતાં તેમણે દીક્ષા આપી. પછી અનોપદેની વિનતિથી તેમને આ-

કારણ કે બધા દેવભદ્રના શિષ્યો, એમ વિજયચંદ્રના પટ્ટધર ક્ષેમકીર્તિએ પોતાની बृहत्कल्पवृत्तिની પ્રશસ્તિમાં જણાવ્યું છે. (પટ્ટાવલીમાં આ પ્રશસ્તિ, તેમજ દેવેંદ્રસૂરિકૃત धर्मरत्नप्रकरण वृत्ति અને श्राद्धदिनकृत्यवृत्तिની પ્રશસ્તિઓ તથા ગુણરત્નસૂરિ કૃત क्रियारत्न समुच्चयની પ્રશસ્તિમાંથી ઉતારા આપી તે હકીકત પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે.)

હવે દેવભદ્ર અને જગચ્ચંદ્ર બંને ગુરૂઓ સ્વર્ગસ્થ થયા. પછી તેવામાં દેવેંદ્રસૂરિ માલવામાં વિચરતા હતા. વિજયચંદ્રસૂરિ સ્તંભતીર્થમાં હતા ત્યારે દેવેંદ્રસૂરિને બોલાવ્યા પણ કારણવશથી ન આવ્યા તેથી સ્તં·

---

ચાર્યપદ પણ આપ્યું. દેવેન્દ્રસૂરિએ પ્રથમ આચાર્યપદ લીધું હોવાથી તેમના પ્રત્યે ભક્તિભાવ વિજયચંદ્ર કરવા લાગ્યા. વિજયચંદ્ર ખંભાતમાંજ વર્ષોવર્ષ મોટા ઉપાશ્રયમાં રહેવા લાગ્યા. દેવેન્દ્રસૂરિએ વર્ષોવર્ષ એક ગામમાં રહેવું એ શાસ્ત્રવિરૂદ્ધ છે એ પ્રત્યે વખતોવખત ધ્યાન ખેંચ્યું છતાં તે પર લક્ષ ન દેવાયું. દેવેન્દ્રસૂરિ ખંભાત આવ્યા, પણ મોટો ઉપાશ્રય વિજયચંદ્રે રોકેલ હોવાથી પોતે નાના ઉપાશ્રયમાં ઉતર્યા. વિજયચન્દ્ર દેવેન્દ્રને વંદન કરવા ન ગયા તેમ વિધવિધ પ્રરૂપણા કરવા લાગ્યા, જેવી કે વૈદ્યક ક્રિયા, મંત્રતંત્રાદિ કરવાની કરી. ધર્મસાગર ઉપાધ્યાયની શોધિત પટ્ટાવલી તેમની પ્રરૂપણા સંબંધી એમ કહે છે કેઃ-૧ ગીતાર્થો વસ્ત્રની પોટલીઓ રાખી શકે,-૨ હમેશાં ઘી દૂધ વગેરે ખાઇ શકે-૩ કપડાં ધોઇ શકે-૪ ફળ અને શાક લઇ શકે-૫ સાધ્વીએ આણેલો આહાર વાપરી શકે અને-૬ શ્રાવકોને આવર્જિત (ખુશી) કરવા તેમની સાથે બેસીને પ્રતિક્રમણ પણ કરી શકે. આમ સુખશીલ મુનિધર્મની પ્રરૂપણા થઇ એમ જણાવવામાં આવે છે-જુઓ મુનિસુંદર કૃત ગુર્વાવલી ૧૨૩-૧૩૯, ઋષભદાસ કૃત હીરવિજયસૂરિ રાસ પૃ. ૨૫૮-૨૬૩. કલ્પસૂત્ર-લાવણ્યભદ્રે લખેલ. અંતભાગ. પી. રી. ૪ (૧૮૯૪).

બ્રહ્મ ઋષિ ચિત્રાવાલગચ્છ-(કે જેમાંથી તપાગચ્છ થયો) મૂળ એવો હોવાનું જણાવે છે કે 'તેમાં ગચ્છની આચરણાનું વિજ્ઞાન નહોતું, માલારોપણ ઉપધાનની ક્રિયા નહોતી, શ્રાવકને ચરવલો રાખવાનો અધિકાર નહોતો, સમાચારી સૂત્રપંથને ઢીલો કરી રાખવામાં આવી હતી અને સૂત્રવિરૂદ્ધ કંઇ થાય તો પરંપરાને આગળ કરવામાં આવતી.'-જુઓ બ્રહ્મ ઋષિકૃત સુધર્મગચ્છ પરીક્ષા ચોપઈ ગાથા ૧૧૮-૧૨૨.

ભતીર્થમાં સંઘે વિજયચંદ્રને ગણધર પદે સ્થાપ્યા. આ સાંભળી દેવેંદ્રસૂરિ પણ સ્તંભતીર્થે આવ્યા ને જુદા સ્થાને ઉતર્યા. ત્યાં હેમકલશ આદિ સાધુએ વિજયચંદ્રસૂરિના સમુદાયને वृद्धशालिकाः એમ કહ્યો અને દેવેંદ્રસૂરિનાને लघुशालिकाः કહ્યો. એ પ્રમાણે બંને સમુદાયની ખ્યાતિ થઇ.

વિજયચંદ્રનો વ્યતિકર–અહેવાલ એ છે કે પૂર્વે માણુસા નગરમાં ઓસ વંશના મંત્રી ગજરાજકુલમાં વીરધવલ નૃપતિ રાજવ્યાપારી પાંચસો ગામના અધિપતિ જૈન મંત્રી વિજયપાલ હતા. એક અવસરે તેઓ દેવભદ્ર ગુરૂને વિદ્યાપુર (હાલનું વીજાપુર ગાયકવાડનું)માં વિચરતા સાંભળી ૨૫ નૈગમના પરિવાર તેમજ અન્ય પરિવાર સહિત વિદ્યાપુરમાં ગુરૂ સમીપે ચતુર્દશી પૌષધોપવાસ લેવા આવ્યા. દેશના સાંભળી વૈરાગ્ય આવતાં ઘેર જઇ મંત્રી વસ્તુપાલને સર્વાધિકાર આપી પુષ્કળ દ્રવ્ય પુરસ્સર વસ્તુપાલે કરેલા સંયમોત્સવપૂર્વક ૨૫ નૈગમ સહિત પુત્ર કલત્ર સાથે દેવભદ્રગુરૂના હાથે સંયમ–દીક્ષા લીધી. ગુરૂ પાસે શાસ્ત્રાભ્યાસ કરેલો જોઈ વસ્તુપાલ મહામાત્ય હર્ષિત થયા ને દેવભદ્ર અને જગચ્ચંદ્રસૂરિને વિજ્ઞપ્તિ કરી એટલે દેવેંદ્રસૂરિ સાથે વિજયચંદ્રને પણ સૂરિપદ આપ્યું. તેનો ઉત્સવ વસ્તુપાલજીએ કર્યો એમ વૃદ્ધો કહે છે. સ્તંભતીર્થમાં ચતુઃપથ પર આવેલ કુમારપાલ–વિહારમાં વ્યાખ્યાનમાં ૧૮૦૦ મુખવસ્ત્રિકાસહિત મંત્રી વસ્તુપાલ આદિ ગુરૂને વાંદવા આવતા ને બહુમાન કરતા ! +

**૪૮ ક્ષેમકીર્તિ**—વિજયચંદ્રસૂરિના પટ્ટધર. તેમણે સં. ૧૩૩૨ના જેઠ શુદ ૧૦ મીએ ૪૨૦૦૦ શ્લોકની (આદિના ૪૬૦૦ શ્લોક મલય-

+ આ પછી પટ્ટાવલીકાર ઉમેરે છે કે 'જે ન્યૂનાધિક કહે છે તેની વાત તે જાણે, અમે તો બંને ગુરૂઓ (દેવેંદ્ર અને વિજયચંદ્ર)ના ગુણરાગી છીએ. વૃદ્ધામ્નાયથી આ વ્યતિકર લખ્યો છે. તત્ત્વ કેવલિગમ્ય છે.'–આ પરથી જણાય છે કે વિજયચંદ્ર વિરૂદ્ધ જે કંઇ તપગચ્છની મૂળ પટ્ટાવલીમાં કહેવામાં આવ્યું છે તે આ પટ્ટાવલીલેખકના સમયમાં પણ કહેવાતું હશે.

ગિરિકૃત અને બાકીના પોતાના) बृहत्कल्पसूत्र પર वृत्ति રચી.+ ભૂપ સભામાં વાદીઓને જીત્યા. તે વૃત્તિની પ્રશસ્તિમાં પોતે જણાવ્યું છે કેઃ- વિજયચંદ્રસૂરિનો ગચ્છભાર ત્રણુ શિષ્યો વહતા હતા. ૧ વજ્રસેન ૨ પદ્મચંદ્ર ૩ ક્ષેમકીર્તિ.

આ ક્ષેમકીર્તિના શિષ્ય નયપ્રભે गुरुतत्वप्रदीप યાને सूत्रकंदकुद्दाल નામનો ગ્રંથ રચ્યો.

**૪૫ હેમકલશ**—સારંગદેવ ભૂપે અનેક પંડિતજનને લઇને કર્ણાવતીમાં પ્રભાતથી સાંજ સુધી આ ગુરૂનો ઉપદેશ સાંભળ્યો હતો, અને તે તેમજ ઘણા સમ્યકત્વવાસિત થયા હતા.

આ સૂરિએ સ્થાપેલા આચાર્ય યશોભદ્ર પણ વિખ્યાત પ્રભાવક થયા છે.

**૪૬ રત્નાકર**—આ યથાર્થનામા ગુણુવાળા હતા અને તેમના નામથી વૃદ્ધ તપગણ **રત્નાકર** ગચ્છથી ખ્યાતિ પામ્યો. સ્તંભતીર્થ વાસી વ્યવહારી શાહ શ્રી શાણુરાજે ગિરિનાર પર વિમલનાથ પ્રાસાદ બંધાવ્યો તેમાં આપેલી પ્રશસ્તિમાં જણાવ્યું છે કે 'તેમની પાસેથી ધર્મ પ્રાપ્તિ કરી પૃથ્વીધરે (પેથડે) ૯૨ વિહાર રચ્યા તથા સિદ્ધાચલ પર ઋષભનાથ મંદિર હેમકલશવાળું બંધાવ્યું; ગિરિનાર પર હેમમય ધ્વજા ચડાવી. રત્નાકરસૂરિએ સં. ૧૩૭૧માં સમરા શાહે કરાવેલા શત્રુંજય

---

૪૪ + જુઓ મુનિસુંદર કૃત ગુર્વાવલી શ્લોક ૧૪૦-૪૧.

૪૫ ઉક્ત ગુર્વાવલીના શ્લોક ૧૪૨-૪૬ માં એવો ક્રમ છે કેઃ હેમકલશ, યશોભદ્ર, રત્નાકર, રત્નપ્રભ, મુનિશેખર, ધર્મદેવ, જ્ઞાનચંદ્ર, અભયસિંહ, હેમચંદ્ર જયતિલક, માણિક્ય, જ્યારે આ પટ્ટાવલીના ક્રમમાં હેમકલશ પછી યશોભદ્ર નથી ને ત્યારપછી અભયસિંહ સુધી બરાબર ક્રમ આવે છે, પણ ત્યારપછી હેમચંદ્ર નથી આવતા. જયતિલક પછી માણિક્યનું નામ નથી. હેમચંદ્ર માટે જુઓ ૪૭ ફુટનોટ, તથા ૫૧ મા અભયસિંહમાં છેવટનો પારા.

૪૬ પ્રસિદ્ધ આત્મનિંદા—આલોચના ૨૫ હૃદયદ્રાવક રત્નાકર પંચવિંશતિકાના કર્ત્તા આ રત્નાકરસૂરિ સંભવે છે.

મૂલનાયક ઋષભનાથની પ્રતિમાની પ્રતિષ્ઠાનો ઉત્સવ કર્યો ને તે સ્થાપી તેનો શ્લોક નીચે પ્રમાણે છે:—

वर्षे विक्रमतः कुसप्तदहनैकस्मिन् १३७१ युगादिप्रभुः
श्री शत्रुंजयमूलनायकमति प्रौढे प्रतिष्ठोत्सवम् ।
साधु श्री समराभिधस्त्रिभुवनी मान्यो वदान्यः क्षितौ
श्री रत्नाकरसूरिभिर्गणधरैर्यः स्थापयामासिवान् ॥ ७२ ॥ +

---

+આજ ગચ્છના પં. વિવેકધીરગણિએ સં. ૧૫૮૭ માં રચેલ શત્રુંજય તીર્થોદ્ધારમાં આ શ્લોક ઉતારી મૂકયો છે અને તેની ઉપર એક શ્લોક એ મૂકયો છે કે—

आसन् वृद्धतपागणे सुगुरवो रत्नाकराह्याः पुरा
ऽयं रत्नाकरनामभृत्प्रववृते येभ्यो गणो निर्मलः ।
तैश्चक्रे समराख्य साधुरचितोद्धारे प्रतिष्ठा शशि–
द्वीपत्र्येकमितेषु १३७१ विक्रमनृपादब्देष्वतीतेषु च ॥६३॥

જુઓ શ્રી જિનવિજયજી સંપાદિત પ્ર. જૈ આ. સ. ભાવનગર.

આજ ગચ્છના કવિ નયસુંદર શત્રુંજયરાસ ઢાલ ૯ કડી ૯૩-૯૪ માં તેજ પ્રમાણે લખે છે. આ પ્રમાણે પોતાના ગચ્છના એ ઉક્ત કથનની પરંપરા ચાલુ રાખી છે.

પરંતુ કક્કસુરિએ સમરાશાહના સમયમાંજ રચેલ नाभिनंदनोद्धारप्रबंध માં જણાવ્યું છે કે મૂલનાયક આદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરનાર તેમના ગુરૂ ઉપકેશ ગચ્છના સિદ્ધસરિજ મુખ્ય છે. જોકે તેમાં રત્નાકરસૂરિનો ઉલ્લેખ આ પ્રમાણે છે કે 'બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ સંઘ સાથે ચાલ્યા હતા' એટલે પ્રતિષ્ઠા પ્રસંગમાં અન્ય આચાર્યો સાથે આ આચાર્ય પણ સંમિલિત હતા. આ બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ અને વૃદ્ધ તપાગચ્છના રત્નાકરસૂરિ એ બન્ને એક હોય તોપણ પ્રતિષ્ઠા કરનાર સિદ્ધસૂરિજ હતા એમ જણાય છે. આ પ્રસંગમાં રત્નાકરસૂરિએ અન્ય પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હોય એમ સંભવી શકે. પં૰ લાલચંદ ભ. ગાંધી. જુઓ 'શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધારક સમરસિંહ' એ લેખ જૈનયુગ ૧, પૃ. ૨૫૮–૨૫૯.

આ સંબંધે એવી એક વાત પટ્ટાવલિમાં આપી છે કે ' આ ગુરૂ એક વખત ગિરનાર તીર્થે નેમિયાત્રાર્થે જતાં અંબિકાદેવીએ તેમની પરીક્ષા કરવા ચિંતામણિને પર્વતપર દેખાડયો. શિષ્યે પૂછયું કે પૂજ્ય ! આ મણિ કેવો છે ? ગુરૂએ કહ્યું કે ચિંતારત્ન છે. શિષ્યે પૂછયું કે તેની પરીક્ષા શું ? ગુરૂએ કહ્યું ' હે મણિ ! સ્તંભતીર્થના જ્ઞાનભંડારમાંથી સવૃત્તિક ભગવતી સૂત્ર લાવ' ત્યારે તેજ ક્ષણે તે લાવવામાં આવ્યું. આ પરીક્ષાથી તે ચિંતામણિ છે તેમ જણાયું. ગુરૂએ નિર્લોભતાથી મણિને ત્યાંને ત્યાંજ મૂકી ગયા, ને તે અદૃષ્ટ થયો, કોઇએ પૂછયું કે કોઇ શ્રદ્ધાલુને આપવામાં કેમ ન આવ્યો ? ગુરૂએ કહ્યું કે તે નિરીહનો આચાર નથી. આથી બધા ચમત્કૃતિ પામ્યા.

૪૭ **રત્નપ્રભ**—રત્નાકરસૂરિના પટ્ટ પર આ સૂરિ થયા. કોઇ એમ કહે છે તે માત્ર આચાર્ય હતા પણ ઉક્ત પ્રશસ્તિમાં પટ્ટધર તરીકે જણાવેલ છે. +

૪૮ **મુનિશેખર.**

૪૯ **ધર્મદેવસૂરિ**—આરાસન તીર્થની પ્રતિષ્ઠા કરનાર; એમ ઉક્ત પ્રશસ્તિમાં જણાવ્યું છે.

૫૦ **જ્ઞાનચંદ્ર**—આ પટ્ટધર ધર્મદેવના હતા. ક્યાંક તેને માત્ર આચાર્ય કહ્યા છે, તથા ધર્મદેવસૂરિએ સ્થાપેલ આચાર્ય સિંહદત્તસૂરિ હતા, કે જેમણે મેદપાટ, ખડ્ગ, વાગડ દેશમાં વિચરીને ત્યાં અનેક પ્રાસાદ પ્રતિમા કરાવી તે હજુ સુધી જોવામાં આવે છે.

---

૪૭ + સં. ૧૪૨૯ ના એક પ્રતિમાલેખમાં રત્નાકરસૂરિના પટ્ટધર હેમચંદ્રસૂરિ મળે છે ? સં. ૧૩૯૧ના એક લેખમાં રત્નાકરસૂરિના શિષ્ય સોમતિલકસૂરિ જોવાય છે. હેમચંદ્રસૂરિ માટે જુઓ ૫૧ મા અભયચંદ્રમાં છેવટનો પારા.

રત્નાકરસૂરિથી તે જ્ઞાનચંદ્રસૂરિ સુધીના આચાર્યોનો પટ્ટક્રમ બતાવનારા પ્રતિમાલેખો મળ્યા નથી પરંતુ અભયસિંહથી તે ત્યારપછી ઠેઠ ભુવનકીર્ત્તિ સુધીનો (૫૧ થી ૬૨) પટ્ટક્રમ પ્રતિમાલેખોથી બરાબર મળે છે.

**૫૧ અભયચંદ્ર**—ઉપરોક્ત ગિરનાર પ્રશસ્તિ પ્રમાણે જ્ઞાનચંદ્ર-સૂરિના પટ્ટે આ સૂરિ છે જ્યારે પટ્ટાવલી અનુસાર ધર્મદેવસૂરિના પટ્ટે આ સૂરિ છે. તેમણે મહાવીર તપ કર્યું હતું. કહ્યું છે કેઃ—

अभूच्चरम तीर्थकृत समस्त भास्वत्तपाः ।
ततस्तपमहोदय स्त्वभयसिंहसूरिर्गुरुः ॥

આચાર્ય પદ લીધા પછી છએ વિકૃતિઓને તજી હતી, વળી પંચ પંચાશત આચામ્લ ( આયંબિલ ) તપ નિરંતર ત્રીજે વારે કરતા હતા અને દુઃસાધ્ય એવી અંગ વિદ્યાનું પુસ્તક અર્થસહિત સારી રીતે વાંચ્યું હતું.

ઉપરોક્ત પટ્ટાવલીમાં એક સ્થળેથી લઇ જણાવ્યું છે કેઃ—

**આબૂ તારણ** ગઢ ગિરિહિં છઠ કિયા ઇગવીસ,
**વિમલાચલિ** સિત્તરી કીઆ, રેવઇગિરિ અડવીસ. ૧
સિવ કુમારના છઠ કિય, દોસય એગુણતીસ,
દુસમ રૂવાલસ વિવિધ તપ, સોસીઅ તણુ નિસિદિસ. ૨
તવ સિંગાર અલકિય દેહં, નિમ્મલ ચરણુ કરણુ વરગેહં,
**અભયસિંહ** સુરિ હરિસિયં, કરીઅસુ તપ છ માસી વરસીય. ૩
પટ પદ વરસી તપ સિરિ, મુગટ બેઉ છમ્માસી,
કુંડલ ચઉમાસી દોમાસી, હાર અધ હારસુ,
નિમ્મલભદ્ર મહાભદ્ર બેઉ, બાહિરખા વખાણું;
પ્રતિમા સર્વતોભદ્ર રૂદય, સિરિ વસુ જાણું.
અંબિલ નિરંતર પંચ સઇં, મહારયણુ મયહાર ખય,
શિરિ **અભયસિંહ** સૂરિં ગુરિ કિદ્ધ દેહ સિણુગાર તપ. ૪

વળી કુમારપાલ નૃપના પ્રતિબોધક હેમચંદ્રસૂરિના સંભારણા તરીકે આ સૂરિએ એક હેમચંદ્ર નામના આચાર્ય સ્થાપ્યા હતા.

**૫૨ જયતિલક**—કપર્દીયક્ષે મહિમા પ્રકટ કર્યો. અનેક આચાર્ય ઉપાધ્યાય પંડાશ ( ? પંન્યાસ ) મુનીશ્વર મહત્તરા વગેરે ૨૨૦૦ સાધુ સાધ્વીના પરિકરવાળા, ૨૧ વાર શત્રુંજયાદિ તીર્થયાત્રા કરનાર, ૧૨૫

શ્રાવકને સંઘપતિનું તિલક આપનારા થયા. તેમણે ત્રણને આચાર્ય બનાવ્યાઃ—ધર્મશેખરસૂરિ, માણિક્યસૂરિ, રત્નસાગરસૂરિ; ( પછી કરેલા ) ચોથા આચાર્ય સંઘતિલકસૂરિ પ્રભાવક થયા કે જેમણે નિર્વિકલ્પ સૂરિમંત્રકલ્પ કાઢ્યો.

પ્રતિષ્ઠા લેખ સં. ૧૪૫૯ બુ૦૨.

**૫૩. રત્નસિંહ**—આના સંબંધમાં ( ઉપરોક્ત ગિરિનાર પ્રશસ્તિમાંથી) સંસ્કૃત શ્લોક ૭૭ થી ૮૨ મૂકયા છે તેનો સાર એ છે કે જયતિલક સૂરિના પટ્ટે રત્નસિંહ થયા, તેમણે સં. ૧૫૦૯ માઘ શુદ ૫ ને દિને વિમલનાથના પ્રાસાદમાં ગિરનાર પર પ્રતિષ્ઠા કરી. (તે સંબંધી ૭૯ મો શ્લોક નીચે પ્રમાણે છે.)

प्रासादं विमलार्हदादि सकल श्री तीर्थकृन्मंडलीं
प्रत्यष्ठादतिशायिलब्धिनिलयःश्री रत्नसिंह प्रभुः ।
नंदाकाशतिथिप्रमेय समये १५०९ श्री विक्रमाद् वासरे
पंचम्याः सित माघ मासि वसुधा-धीशार्च्चितांद्रिद्वयः ॥७९॥

તેમના ત્રણ મોટા શિષ્યો થયાઃ ૧ હેમસુંદરસૂરિ, ૨ ઉદયવલ્લભસૂરિ અને ૩ જ્ઞાનસાગર સૂરિ. [ ત્યાર પછી ઉક્ત પ્રશસ્તિના ૬ થી ૩૭ શ્લોક ટાંકયા છે તેનો સાર એ છે કેઃ ] 'સ્તંભતીર્થ (ખંભાત) ના શ્રીમાલી વંશના શાણરાજની વંશાવલી આપી છે કે પૂના–જગત–વાઘણનો પુત્ર વિક્રમાદિત્ય થયો કે જેણે તિમિરપુરમાં પાર્શ્વનાથનું ઉંચું વિશાલ મંદિર બંધાવ્યું. તેના પુત્ર માલદેવે સંઘ કાઢી શત્રુંજય ને ગિરનારની યાત્રા કરી 'સંઘપતિ' બિરૂદ મેળવ્યું; તેના પુત્ર વયરસિંહને ભાર્યા ધવલદેથી પાંચ પુત્રો થયા. ૧ + હરપતિ, ૨ વયર, ૩ કર્મસિંહ, ૪ રામ

---

+ હરપતિ સંબંધી ગિરનાર ઉદ્ધાર રાસમાં નયસુંદરે જણાવ્યું છે કેઃ—

શ્રી જયતિલકસુરીંદ, જસ ઉપદેશે આણંદ,
શ્રી શ્રીમાલી વિભૂષણ, હરપતિ સાહ વિચક્ષણ;
વિક્રમ રાયથી વરસેં, ચૌદશે ઓગણપચાશે,
રેવત પ્રાસાદે નેમ, ઉધરિયો અતિ પ્રેમ.

૫ ચંપક. હરપતિને બે ભાર્યા નામે હેમાદે અને નામલદેથી છ પુત્રો સજ્જનાદિ થયા; અને હરપતિએ સં. ૧૪૪૨ માં પડેલા દુકાળમાં બહુ અન્ન વસ્ત્રદાન કર્યું. પિપ્પલકું ગામના રહીશોને ત્યાંના અધિપે બંદીવાન કર્યા હતા તે છોડાવ્યા; ગુર્જર પાતશાહ પાસે સારી ખ્યાતિ મેળવી અને જયતિલકસૂરિના ઉપદેશથી સં. ૧૪૪૯ માં ગિરનાર પર નેમિપ્રાસાદનો ઉદ્ધાર કર્યો. પાતશાહનું ફુરમાન લઇ ૭ દેવાલય સાથે સિદ્ધગિરિ અને ગિરનાર પર સંઘ લઇ યાત્રા કરી અને સં. ૧૪૫૨ માં સ્તંભતીર્થમાં જયતિલક સૂરિએ રત્નસિંહને આચાર્યપદ આપ્યું તેનો મહોત્સવ કર્યો. રત્નચૂલા સાધ્વીને મહત્તરા પદ આપ્યું. તેના ઉક્ત પુત્ર સજ્જનસિંહને કૌતુગદેથી શાણરાજ નામનો પુત્ર થયો, કે જેણે પોતાની બહેન કર્માદેવીના શ્રેયાર્થે મહેસાણામાં ઋષભદેવનો પરિકર રચાવ્યો. મોઢેરાપુર વાસી દ્વિજ ને વણિક જાતિના બંદિવાનને છોડાવ્યા. તેણે વિમલનાથ પ્રાસાદ ગિરનાર પર બંધાવ્યો. ચાર ગુર્જર પાતશાહ અહમદાદિની પાસે સારૂં માન મેળવ્યું.'

રત્નસિંહસૂરિના ઉપદેશથી સાધુશ્રી શાણરાજે સાતે ક્ષેત્રમાં ધન ખર્ચ્યું. તે સૂરિએ ગિરિપુર (ડુંગરપુર) નગરમાં 'ધીઆ વિહાર' નામના વૃષભદેવ પ્રાસાદમાં ૧૨૫ થી અધિક મણના પિત્તલના સપરિકર ઋષભદેવ બિંબની ચૈત્ય પ્રતિષ્ઠા કરી. તેજ ચૈત્યમાં હજુ પણ (પટ્ટાવલીકારના સમયમાં) શેર ભાર રૂપાની આરતી, મંગલપ્રદીપ, બે ચામર તે વખતના જોવામાં આવે છે. તથા કોટ નગરમાં પિત્તલમય સંભવજિન બિંબ ને પ્રાસાદની પ્રતિષ્ઠા કરી. એમ માલવક, મેદપાટ, ખડગ, વાગડ, ગૂર્જર, સૌરાષ્ટ્ર, કુંકણ, દક્ષિણાપથ વગેરે દેશોમાં સ્થાને સ્થાને રત્નસિંહસૂરિનાં પ્રતિષ્ઠિત ચૈત્યબિંબો જોવામાં આવે છે. કહ્યું છે કેઃ

तत्पट्टे सूरयः शश्वद् रत्नसिंहादि दीपिरे ।
सदभ्यः स्वेष्टप्रदानेन यै र्लब्ध्या गौतमायितं ॥

जायते स्माऽहम्मदा वादाधिपः शाहिरहिम्मदः।
तं प्रबोध्य महीपीठे चक्रिरे शासनोन्नतिं ॥

—એટલે અમદાવાદના સુલતાન બાદશાહ અહમ્મદને પ્રતિબોધ્યો ને શાસનની ઉન્નતિ કરી. એમ કહેવાય છે કે રત્નસિંહસૂરિ સોળ વર્ષ સુધી પૃથ્વીમાં વિચરતા હતા, તે સમયે અહમ્મદ બાદશાહે અહમ્મદનગર વસાવ્યું. તેને પત્થરનો દુર્ગ બંધાવ્યો. તે દુર્ગમાં ૬૪ કોષ્ઠક (કોઠા) કર્યા હતા.તેમાં ૬૪ જોગણીનો નિવેશ થયો. રાત્રે સુરત્રાણ પલંગ પરથી ભૂમિ પર પડતો. આથી મુલ્લાના વચનથી બધા જૈન દર્શનીઓને દેશ બહાર કર્યા. અહીં રાજનગર-અહમદાવાદમાં શેઠ શ્રીમાલી ભાઇઓ વ્યવહારી રત્ના ફત્તા નામના રત્નસિંહસૂરિના ભક્ત ભાઇઓ હતા. તે સમયે સુરત્રાણે સર્વે અન્ય દર્શનીક બોલાવી પૂછયું કે યોગિનીનો ઉપદ્રવ નિવારનાર કોણ છે? તેઓએ અનેક ઉપાયો બતાવ્યા પરંતુ એકે ઉપાયથી આ ઉપદ્રવ શમ્યો નહિ. (અહીં સુધી આવી **પટ્ટાવલી અટકે** છે. પટ્ટાવલી અપૂર્ણ ઉતરી લાગે છે.) (આ પછી રત્નસિંહસૂરિએ આ ઉપદ્રવ શમાવ્યો હશે અને તેથી અહમ્મદશાહની પ્રીતિ મેળવી હશે એમ જણાય છે. )

આ સુલતાન અહમદશાહે સં. ૧૫૦૯ માઘ શુદિ ૫ ને દિને આ આચાર્યના પગની પૂજા કરી. તેમના ઉપર જણાવેલ મહાશિષ્યો ઉપરાંત અન્ય શિષ્યો નામે શિવસુન્દર ગણિ,+ ઉદયધર્મ (વાક્યપ્રકાશના કર્તા સં. ૧૫૦૭), ચારિત્રસુંદર (મહીપાલ ચરિત, કુમારપાલ ચરિત આદિના કર્તા-જુઓ કુમારપાલ ચરિતની પ્રસ્તાવના) વગેરે હતા.

---

\+ શિષ્ય તેહ પંડિત મુખ્ય, શ્રી શિવસુંદર ગ્રંથઇ દક્ષ
હેમસિદ્ધિ વિદ્યાનુ ધણી, બીજી લબધિ સુણીજિ ઘણી
શ્રી ગિરનારિ પાજ બંધાઈ, તુ જુ તે ગુરૂ સહૂઉ પસાય,
શિવસુંદરી પાજનું નામ, આજ લગિ દીસઇ અભિરામ.

—સં. ૧૬૬૨ કનકસુંદરકૃત કર્પૂરમંજરી રાસપ્રશસ્તિ.

ચારિત્રસુંદર પોતાના કુમારપાલચરિતની પ્રશસ્તિમાં જણાવે છે કેઃ રત્નાકરસૂરિના પટ્ટધર અનુક્રમે યોગીંદ્ર ચૂડામણિ અભયસિંહ તેમની પાટે જયપુન્દ્ર (જયતિલક)સૂરિ–તેમની પાટે રત્નસિંહસૂરિ (વાદીને જીત-નારા) થયા કે જેના અનેક શિષ્યો પૈકી એક પોતે એટલે ચારિત્રસુંદર ગણિ હતા. રત્નસિંહસૂરિના શિષ્ય માણિક્યસુંદર ગણિ એ સં. ૧૫૦૧ માં મલધારી હેમચંદ્ર કૃત ભવભાવના સૂત્ર પર ગૂજરાતી બાલાવબોધ દેવકુલપાટક (મેવાડ)માં રચ્યો હતો.

રત્નસિંહસૂરિના પ્રતિમા લેખો મળે છે. સં. ૧૪૮૯, ૧૫૧૦-૧૧-૧૨-૧૩ ના. ૨ સં. ૧૪૮૧-૮૯-૧૫૧૩ ના. ૧. ૧૪૫૯ (?)-૮૪-૮૫-૮૭-૮૮-૯૩-૧૫૦૦-૦૩-૦૪-૦૫-૦૮-૦૯-૧૦-૧૧-૧૪-૧૫-૧૭-૧૮ બુ. ૧, ૧૪૮૧-૮૬-૮૮-૧૫૦૩-૦૭-૦૯-૧૦-૧૧-૧૩-૧૬-૧૭ બુ. ૨.

**૫૪ ઉદયવલ્લભ.**

તેમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૧૯ ના. ૧, સં. ૧૫૨૧ ના. ૨, ૧૫૧૪-૧૯-૨૧ બુ. ૧, ૧૫૧૯-૨૧ બુ. ૨.

**૫૫ જ્ઞાનસાગર.** સં. ૧૫૧૭ માં ખંભાતમાં विमलनाथ चरित्र રચ્યું.

તેમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૨૫-૨૮ ના. ૨, સં. ૧૫૩૨-૩૬-૪૯-૫૧ ના. ૧, ૧૫૨૦-૨૩-૨૪-૨૭-૨૮-૩૧ બુ. ૧, સં. ૧૫૨૪-૨૭-૨૮-૨૯-૩૦-૩૧ બુ. ૨; ૧૫૦૦ જિ. ૨.

**૫૬ ઉદયસાગર.**

તેમના પ્રતિષ્ઠાલેખો સં. ૧૫૩૩-૩૫-૫૨-૫૩ ના. ૨, સં. ૧૫૩૩-૩૫-૩૬-૪૨-૪૩-૪૬-૪૯-૫૪ બુ. ૧, ૧૫૩૨-૩૬-૪૬-૫૧ ના. ૧, ૧૫૩૩-૩૪-૩૭-૪૯-૫૨-૫૩-૫૪-૭૩ બુ. ૨.

**૫૭ લબ્ધિસાગર.**

તેમણે સં. માં શ્રીપાલ કથા રચી સં. ૧૫૫૭ પોશ શુદિ ૮ સોમ. આ કથાની પ્રશસ્તિમાં જયતિલકથી પોતાના સુધીની પટ્ટપરંપરા

આપી છે. પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૬૧-૬૨-૬૬ બુ. ૧; ૧૫૫૯-૬૦-૬૧-૬૪-૬૫ બુ. ૨.

**૫૮ ધનરત્ન.**

પ્રતિમાલેખ સં. ૧૫૭૦, સં. ૧૫૮૨ ના. ૧. ૧૫૦૬ (?૧૫૮૬) ૧૫૭૨-૭૯-૮૪-૮૭-૮૮-૯૧ બુ, ૧; ૧૫૭૬ બુ. ૨.

આના બીજા પટ્ટધર સૌભાગ્યસાગરસૂરિ થયા કે જેના પ્ર. લેખ સં. ૧૫૭૯-૮૪ મળે છે.

**૫૯ અમરરત્ન.**

પ્રતિમાલેખ સં. ૧૬૦૪ બુ. ૨.

**૬૦ દેવરત્ન.**

આ સૂરિના શિષ્ય રાજસુંદરના શિષ્ય પદ્મસુંદરે ભગવતી સૂત્રપર સુંદર અને સરલ ગૂજરાતી ગદ્યમાં બાલાવબોધ-ટબ્બો રચેલ છે.

**૬૧ જયરત્ન.**

**૬૨ ભુવનકીર્ત્તિ.**

પ્રતિમા લેખ સં. ૧૭૦૩ બુ. ૧. સ્વર્ગવાસ સં. ૧૭૧૦.

**૬૩ રત્નકીર્ત્તિ,**

પિતા શ્રીમાલી પુંજાશાહ, માતા પ્રેમલદે; જન્મ સં. ૧૬૭૯ રાજનગરમાં, મૂલ નામ રામજી. દીક્ષા ત્યાંજ રાજપુરામાં સં. ૧૬૮૬ વૈશાખ શુદિ ૫, દીક્ષાનામ રાજકીર્ત્તિ, આચાર્યપદ સં. ૧૭૦૭ વૈશાખ શુદ ૩ અમદાવાદમાંજ, સ્વર્ગવાસ ડભોઈમાં સ. ૧૭૩૪ પોસ વદી ૨.

આના રાજ્યમાં રાજસુંદર ઉપાધ્યાય શિષ્ય ઉપરોક્ત પદ્મસુંદરગણિએ ભગવતી અંગપર સુંદર ગુજરાતી બાલાવબોધ રચ્યો છે.

૬૪ ગુણસાગર—દીક્ષા નામ ગંગવિજય. સૂરિપદ રાજનગરના સંઘે આપ્યું સં. ૧૭૩૪ના પોશ પછી. [ જુઓ શ્રીજિનવિજયજી સંપાદિત જૈન ઐ. ગૂ. કાવ્ય સંચય પ્રસ્તાવના પૃ. ૨-૫, વિશેષમાં આનંદકાવ્ય મહોદધિ મૌ. ૬ની પ્રસ્તાવનામાં મારો 'કવિવર નયસુંદર' ઉપર નિબંધ. ]



## (૨) ख લઘુપૌશાલિક ગચ્છની પટ્ટાવલી.

### ૫૫ હેમવિમલ—(જુઓ નં. ૫૫ મૂલ તપાગચ્છ પટ્ટાવલી.)

તેમના સમયમાં ઇંદ્રિનંદિસૂરિ+ અને કમલકલશસૂરિએ* કુતુબપુરા અને કમલકલશા એમ અનુક્રમે જુદા ગચ્છ કાઢયા. મુલ શાખા પાલણુ-પુરા એમ ત્રણ શાખા થઈ. હેમવિમલસૂરિની હેમ શાખા વધુ જામી. સં. ૧૫૫૦ માં દેવદત્તના સ્વપ્નાનુસાર સ્તંભતીર્થના શ્રી સંઘ સાથે શત્રુંજયની યાત્રા હેમવિમલસૂરિએ મહોત્સવપૂર્વક કરી. સં. ૧૫૫૨માં સોની જીવા જાગાએ કરેલી પ્રતિષ્ઠા. દાનધીરને સૂરિપદ આપ્યું પણ તે છ માસમાં સ્વર્ગવાસ પામ્યા; ત્યારપછી ગુરૂએ લાલપુર ચોમાસું કર્યું. ત્યાં સં૦ થિરા સમક્ષ સૂરિમંત્ર આરાધ્યો; તે પ્રમાણે સં. ૧૫૭૦ માં ડાભિલા ગામમાં સ્તંભતીર્થના સોની જીવા જાગાએ આવી કરેલા મહોત્સવપૂર્વક આનંદવિમલને સૂદિપદવી અને દાનશેખર તથા માણિક્ય-શેખરને વાચક પદવી આપી. સં. ૧૫૭૨માં સ્તંભતીર્થ જવા ઇડરથી ચાલતાં કર્પટવાણિજય ( કપડવંજ ) આવતાં સંઘે મોટો પ્રવેશોત્સવ કર્યો. કોઇ ચાડીઆએ આવા પ્રવેશોત્સવ માટે પાતશાહ મુદાફર પાસે

---

+ ઈંદ્રનંદિસૂરિ પ્ર. લેખ સં. ૧૫૫૨ અને ૧૫૬૯ ના. ૧, ૧૫૫૬-૫૮-૬૧-૬૩ બુ. ૨, ૧૫૬૩ બુ. ૧, તેના શિષ્ય સૌભાગ્યનંદિ સૂરિ ( સં. ૧૫૭૧ થી ૧૫૯૦) પ્ર. લેખ સં. ૧૫૭૧ જિ. ૨, ૧૫૯૧ ના. ૧, ૧૫૭૬-૮૯-૯૦-૯૭ બુ. ૧, અને પ્રમોદસુંદર પ્ર. લેખ. ૧૫૭૧ ના. ૧. ઇંદ્રનંદિ નિગમ પ્રાદુર્ભાવક-નિગમીઆ તપાગચ્છ કાઢનાર અને કુતુબપુરા ગચ્છના ઇંદ્રનંદિ કદાચ એક હશે. સં. ૧૫૫૫ માં ઉપદેશ કલ્પવલ્લીના કર્ત્તા નિગ-મીઆ ઇંદ્રહંસગણિ (ઇંદ્રનંદિ શિષ્ય ધર્મહંસ વાચકના શિ.) પોતાની પ્રશસ્તિમાં ઇંદ્રનંદિને લક્ષ્મીસાગરસૂરિ-સોમદેવસૂરિ-રત્નમંડનસૂરિ-સોમજ-સસૂરિ અને તેના શિષ્ય તરીકે જણાવે છે.

* કમલકલશ ( લક્ષ્મીસાગર તથા સોમજયસૂરિ શિ. સુમતિસુંદરસૂરિ શિષ્ય) ગચ્છનાયક (પ્ર. લે. ૧૫૫૨-૫૩-૧૬૦૩ ના. ૧); તેના શિષ્ય જય-કલ્યાણસૂરિ પ્ર. લેખ સં. ૧૫૬૬ જિ. ૨, ૧૫૬૩ બુ. ૨.

વાત કરી; તેણે પકડવા બંદિ મોકલ્યા. ગુરૂ ચુણેલી આવતાં આ વિઘ્નની ખબર પડતાં રાતોરાત નિકળી સોજીત્રા ને ત્યાંથી ખંભાત પહોંચી ગયા. ખોજકોએ ગુરૂને બંદીસ્થાનકે રક્ષિત કર્યા. સંઘપાસેથી બાર હજાર લીધા. પછી તેમણે સૂરિમંત્ર આરાધ્યો. ત્યારપછી શતાર્થી પં. હર્ષકુલગણિ, પં. સંઘહર્ષગણિ, પં. કુશલસંયમગણિ, શીઘ્રકવિ પં. શુભશીલગણિ એ ચારને ચંપકદુર્ગે (ચાંપાનેર) મોકલ્યા. તેમણે સુલતાનને સ્વકાવ્યથી રંજીત કરી દ્રવ્ય પાછું વળાવ્યું ને સૂરિને સુલતાને વંદન કર્યું. સં. ૧૫૭૮ માં પત્તનમાં ચોમાસું કર્યું. સ્તંભતીર્થમાં પ્રતિષ્ઠા કરી. પુનઃ પત્તને દો. ગોપાકે જિનપટ્ટ કરાવ્યા, ને સૂરિએ પ્રતિષ્ઠિત કર્યા. વિદ્યાનગરે કોઠારી સાયર શ્રીપાલે કરાવેલ પ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી. ૫૦૦ સાધુને દીક્ષા આપી. તે વર્ષમાં આણંદવિમલ સૂરિએ કુમરગિરિમાં ચોમાસું કર્યું ને શ્રીપૂજ્યની આજ્ઞા વિના નાની વયની સાધ્વીને દીક્ષા આપી, ને પછી સિદ્ધપુર સિરોહીમાં ૪ ચોમાસાં આણંદવિમલે કર્યાં. ગૂજરાતમાં આવી શ્રીપૂજ્યને પૂછ્યા વગર ૧૫૮૨ વૈશાખ શુદ ૩ ને દિને જુદા ઉપાશ્રયમાં રહ્યા. ત્યાં તેલ ધૂસરથી મલિન વસ્ત્રોની ઋષિમતિ જેવી પ્રવૃત્તિ થઇ. શ્રીપૂજ્ય ૧૫૮૩ માં વીસલનગરમાં અસમાધિ થતાં વટપલિથી ચોમાસું રહેલા આણંદવિમલને બોલાવી ગચ્છભાર લેવા કહ્યું. પોતાને ગચ્છભારની જરૂર નથી એમ કહ્યું એટલે હેમવિમલસૂરિએ સ્વહસ્તથી સૌભાગ્યહર્ષસૂરિને પોતાના પટ્ટે સ્થાપ્યા. સં. ૧૫૮૩ આશ્વિન શુદ ૧૩ દિને સ્વર્ગસ્થ થયા. ૧૫૮૩ માં ઋષિમતની ઉત્પત્તિ થઇ. ઋષિમતમાંથી બિવંદનીક ગચ્છમાં આવેલા રાજવિજયસૂરિએ લઘુ ઉપાશ્રયમત કાઢ્યો. લ. પૌ. પ.

૫૬ **સૌભાગ્યહર્ષ**—જન્મ સં. ૧૫૫૫, પં. હર્ષદાનગણિ વિહાર કરતાં વૃદ્ધનગર આવ્યા ત્યાં સં. ૧૫૬૩ માં હેમવિમલસૂરિએ આપેલ દીક્ષા, તેજ સૂરિએ સૂરિપદ આપી નિજપટ્ટે સ્થાપ્યા સં. ૧૫૮૩ આશ્વિન શુ. ૧૦. તે વખતે વ્યવહારિ ભીમસી રૂપા દેવદત્ત કથા જયવત પ્રમુખે એક લાખ ખર્ચી પદ મહોત્સવ કર્યો. સં. ૧૫૮૬

માં અલવરનગરથી આવેલ ને વૃદ્ધનગરમાં રહેતા ટંકસાલીય સા. ડાહા પ્રમુખ ભઇરવદાસ ભવાનીદાસ ત્યાંના ગૂજરાતના શ્રી સંઘ સહિત આ સૂરિ સાથે પત્તનથી માંડી શત્રુંજય ગિરિનાર સુધી દરેક નગરે સુવર્ણ ટંક ખર્ચી સ્તંભતીર્થની યાત્રા કરી. સ્તંભતીર્થમાં સં. ૧૫૮૯ જ્યેષ્ઠ શુ. ૯ રવિવારે ગચ્છનાયક પદ મહોત્સવ થયો. વિદ્યાપુર ( વીજાપુર)માં સં. ૧૫૯૫ પોષ શુદ ૫ ગુરૂ પુષ્ય યોગે અમદાવાદના સંઘને મળીને પં. સોમવિમલને વાચકપદ આપ્યું. તેજ વર્ષે ઇડરમાં ૫૦૦ પાષાણ પ્રતિમાને ૭૦૦ દિગંબર, ૫૦૦ અન્યગચ્છીય યતિ, ૭૦૦ દર્શન પરિધાપનિકાપૂર્વક પ્રતિષ્ઠિત કરી.

સં. ૧૫૯૬ માં અમદાવાદ આવ્યા. શ્રી સંઘે સં. ૧૫૯૭ આશ્વિન શુદ ૫ દિને વાચક સોમવિમલ તથા સકલહર્ષ મુનિને સૂરિ-પદવી આપી. તેનો મહોત્સવ શા. ગંગાદાસ પુત્ર દેવચંદે કર્યો. વિજય-કુલ અને વિનયકુલને ઉપાધ્યાય પદવી આપી. સં. ૧૫૯૭ કાર્તિ શુદ ૧૨ સ્વર્ગવાસ. તેમણે ઓસવંશના ૩૦૦ ને સાધુ દીક્ષા આપી.

[ પ્રતિષ્ઠા લેખ સં. ૧૫૮૪ બુ. ૨, ૧૫૯૦ બુ. ૧.

આ સૂરિના રાજ્યમાં આગમ ગચ્છીય લક્ષ્મીકલ્લોલે આચા-રાંગની અવચૂર્ણિનો ઉદ્ધાર સં. ૧૫(૮)૯ માં કર્યો. જુઓ તેની પ્રશસ્તિ. રો. એ. મુંબઇ ]

૫૭ **સોમવિમલ**—ખંભાત પાસે કંસારી ગામના વૃદ્ધ પ્રાગ્વાટ મંત્રી સમધરવંશે મંત્રિ રૂપા ( ક્વચિત્ શ્રીવંત ) ભાર્યા અમરાદે કુખે જન્મ સં. ૧૫૭૦, હેમવિમલ સૂરિપાસે દીક્ષા અમદાવાદમાં સં. ૧૫૭૪ વૈ. શુદ ૩. તેનો દીક્ષા મહોત્સવ સં. ભૂંભચ જસુકે કર્યો. ખંભાતમાં પ્રાગ્વાટ સા. ફીકાએ ગણિપદ સં. ૧૫૯૦ ફા. વદ ૫ ને દિને બહુ દ્રવ્યનો વ્યય કરી અપાવ્યું. સીરોહીમાં સં. ૧૫૯૪ ફા. વ. ૫ ને દિને સૌભાગ્યહર્ષસૂરિએ ગાંધી રાણા જોધાએ કરેલા ઉત્સવપૂર્વક પંડિતપદ આપ્યું. અજાહરીમાં શારદા આરાધી વર લીધો. ત્યાંથી ગુરૂ સાથે

વિદ્યાપુર આવ્યા. ત્યાં દો. તેજા માંગાએ ઉત્સવ કરી વાચકપદ અપાવ્યું. સં. ૧૫૯૫. અમદાવાદમાં સૌભાગ્યહર્ષસૂરિએ સ. ૧૫૯૭ માં સૂરિપદ આપ્યું. તેજ વર્ષમાં ચૈત્ર માસે વીજાપુરના દો. તેજાએ બહુ ગામના સંઘ સાથે ૩૦૦ સાધુ સહિત સોમવિમલસૂરિ સાથે વિમલાચલ યાત્રા ૪ લાખના વ્યયથી યાત્રા કરી. સં. ૧૫૯૯ પાટણમાં ચાતુર્માસ. સં. ૧૬૦૦ કાર્તિક શુદ ૧ દિને પત્તનના સંઘ સાથે શત્રુંજય, રૈવતાચલની યાત્રાએ ગયા. ત્યાંથી દીવ બંદર જઇ ચૈત્ર શુદ ૧૪ દિને અભિગ્રહ લીધો. તે પૂરો થયા પછી શત્રુંજય યાત્રા કરી ધોળકા, પછી ખંભાત, ને ત્યાંથી કાન્હમ દેશે વણછરા ગામે આવ્યા. ત્યાં આણંદપ્રમોદને વાચકપદ દીધું. પછી આમ્રપદ (આમોદ) આવીને સં. માડણના કરેલા ઉત્સવપૂર્વક વિદ્યારત્ન, વિદ્યાજયને વિબુધની પદવી આપી. અમદાવાદ ચાતુર્માસ સં. ૧૬૦૨. પછી વાગડદેશમાં ગોલનગર, ત્યાંથી ઇડર. સં. ૧૬૦૫ માં ખંભાત ચોમાસું. ત્યાં ૧૬૦૫ ના માઘ શુદ ૫ દિને ગચ્છાધીશ પદ મળ્યું. સં. ૧૬૦૮ રાજપુરમાં ચોમાસું. પછી હબિદ-પુરમાં માસકલ્પ. સં. ૧૬૧૦ માં પાટણમાં ફરી ચોમાસું. પછી ત્યાં વૈશાખ શુદ ૩ ને દિને ચીઠીઆ અમીપાલે કરાવેલી પ્રતિમાઓ પ્રતિષ્ઠી. સં. ૧૬૧૭ માં અક્ષયદુર્ગે ચોમાસું. ત્યાં આશો શુદ ૧૪ દિને અશુભ સૂચક જોતાં સંઘને જણાવ્યું કે તે દુર્ગનો ભંગ થશે, એમ કહી સાતમે ગુરૂ હાથિલ ગામમાં જઇ હુંડપદ્રની મરકી નિવારવા ત્યાંના સંઘથી હુંડ-પદ્રમાં જઈ મરકી નિવારી. સં. ૧૬૧૯ માં ખંભાત ચોમાસું પછી દુરબારમાં. સં. ૧૬૨૩ અમદાવાદમાં છ વિગયને ત્યાગવાનો અભિગ્રહ. અનેક અભિગ્રહો ધર્યા ને તે પાળ્યા. અષ્ટાવધાની, ઇચ્છાલિપિ વાચક, વર્ધમાન વિદ્યા સૂરિમંત્ર સાધક, ચૌર્યાદિભય તથા કુષ્ટાદિરોગ નિવારક, કલ્પસૂત્ર ટબાર્થાદિ બહુ સુગમ ગ્રંથકારક, શતાર્થબિરૂદધારક થયા. સં. ૧૬૩૭ માર્ગશીર્ષ માસે સ્વર્ગવાસ. કુલ ૨૦૦ ને સાધુદીક્ષા આપી, તેમના પ્રતિષ્ઠાલેખો સં. ૧૬૦૩-૨૨ બુ. ૨ જુઓ.

**આણંદસોમ**—જન્મ સં. ૧૫૯૬ કા. શુ. ૧૫., દીક્ષા સં. ૧૬૦૧ કા. શુ. ૧૫., પંડિતપદ પા. સાંડાએ કરેલ ઉત્સવપૂર્વક મળ્યું. સં. ૧૬૨૫ વૈ. શુ. ૫ દિને પત્તનમાં સં. દેવજકૃત ઉત્સવથી શ્રી સોમવિમલસૂરિએ સૂરિપદ આપ્યું. અમદાવાદમાં સં. ૧૬૩૦ માઘ શુ. ૫ આચાર્યવંદન મહોત્સવ થયો, તે વખતે હંસસોમ અને દેવસોમને વાચક પદવી આપી. તે ઉત્સવ વૃદ્ધનગરના સંઘવી લખમણ પુત્ર નાનજી આદિએ કર્યો. સ્વર્ગવાસ સં. ૧૬૩૬ ભાદ્ર. વદિ ૫ દિને થયો. આથી સોમવિમલસૂરિએ પછી હેમસોમને સૂરિપદ આપ્યું.

**૫૮ હેમસોમ**—ધાણધાર (પાલણપુર પાસેનો) દેશમાં પ્રાગ્વાટ વૃદ્ધ સા. જોધરાજના પત્ની રૂડી શ્રી સં. ૧૬૨૩ માં જન્મ, મૂલનામ હરખો (હર્ષરાજ) આઠ વર્ષની વયે વડગામ આવેલ સોમવિમલસૂરિને વાંદવા જતાં ત્યાં દીક્ષા સં. ૧૬૩૦, દીક્ષાનામ હેમસોમ, પંડિતપદ સં. લખમણે કરેલા ઉત્સવ પૂર્વક સં. ૧૬૩૫, સૂરિપદ સં. ૧૬૩૬ વૈશાખ વદિ ર દિને સં. લખમણ વૃદ્ધનગરવાસી બધા સંઘે મળીને સોમવિમલસૂરિના હસ્તે આપ્યું.

અહીં+ **પટ્ટાવલી અટકે** છે અને ત્યાર પછી જે પટ્ટધર આવ્યા તેનાં નામો ઉમેરાયાં છે તે નીચે મૂકયાં છે.

[ હેમસોમસૂરિના રાજ્યમાં સં. ૧૬૫૪ માં સંઘવીરગણિ શિષ્ય ઉદયવીર ગણિએ સં. પાર્શ્વનાથ ગદ્યબંધ લઘુચરિત્ર રચ્યું. (મુદ્રિત પ્ર. જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર.)

હેમસોમના પ્રતિષ્ઠા લેખો સં. ૧૬૬૭-૮૭ બુ. ૧. ]

**૫૯ વિમલસોમ.** પ્રતિષ્ઠા લેખ સં. ૧૬૭૧ બુ. ૧.

**૬૦ વિશાલસોમ.**

---

+ આ પટ્ટાવલીની પ્રત પ્રવર્ત્તક મુનિ મહારાજશ્રી કાન્તિવિજયજીના વડોદરાના ભંડારમાં છે અને તે પરથી ઉતારેલી પ્રત શ્રીમન્ જિનવિજયજી પાસેથી મને મળી તેનો અત્ર ઉપયોગ કર્યો છે.

૬૧ ઉદયવિમલ.
૬૨ ગજસોમ.
૬૩ મુનીંદ્રસોમ.
૬૪ રાજસોમ.
૬૫ આણંદસોમ.
૬૬ દેવેન્દ્રવિમલસોમ.
૬૭ તત્ત્વવિમલસોમ.
૬૮ પુણ્યવિમલસોમ.

---

## ૨ ગ વિજયાણંદસૂરિગચ્છ (આણંદસૂર ગચ્છ) શાખા.

**૫૯ વિજયસેન**—( જુઓ મૂળ તપગચ્છપટ્ટાવલી નં. ૫૯ ) તેમની પાટે જુદા જુદા આચાર્ય થયા ૧ વિજયદેવસૂરિ ૨ વિજયતિલકસૂરિ ૩ રાજસાગરસૂરિ.

**૬૦ વિજયતિલક**—વીસલનગરના પોરવાડ પિતા દેવજી શાહને ત્યાં માતા જયવંતીથી જન્મ સં. ૧૬૩૫, મૂળ નામ રામજી. દીક્ષા વિજયસેનસૂરિ પાસે સં. ૧૬૪૪, દીક્ષાનામ રામવિજય. આચાર્યપદ વિજયસેનસૂરિ સ્વર્ગસ્થ થતાં કેટલાક મુનિઓએ ભેગા મળી રાજનગરમાં આપ્યું સં. ૧૬૭૩ પૌષ સુદિ ૧૨ બુધ. મકરૂખખાને સારૂં માન આપ્યું. સં. ૧૬૭૬ ના પૌષ સુદિ ૧૪ શીરોહીમાં સ્વ૦. તેમનો પાદુકાલેખ સીરોહીમાં સં. ૧૬૭૬ ફાગણ સુદિ ૨ નો છે.

( વીર વંશાવલીમાં કહે છે કે પિતાનું નામ પ્રા. વૃ. હલસર ગોત્રીય દેવરાજ હતું, જન્મ સં. ૧૬૫૧. દીક્ષા પાવાગઢમાં સં. ૧૬૨૨ દીક્ષાનામ રામવિજય, પંડિતપદ જીર્ણગઢમાં સં. ૧૬૬૭, ગચ્છનાયક ખંભાતમાં સં. ૧૬૭૩.)

**૬૧ વિજયાણંદ**—મારવાડના રોહ ગામમાં જન્મ સં. ૧૬૪૨ શ્રાવણ સુદ ૮, (ચાયણુસા ચહૂઆણ ગોત્ર–વીર વં.) પોરવાડ શ્રીવંત

પિતા, સિણુગારદે માતા, મૂલનામ કલો, દીક્ષા હીરવિજયસૂરિ પાસે સં. ૧૬૫૧ મહા શુદ ૬, દીક્ષાનામ કમલવિજય, પંડિતપદ વિજયસેનસૂરિએ આપ્યું. સં. ૧૬૭૦, આચાર્યપદ વિજયતિલકસૂરિએ શિરોહીમાં આપ્યું, સં. ૧૬૭૬ પોષ સુદિ ૧૩ (૧૪ શુક્ર) સૂરિનામ વિજયાણંદસૂરિ.+ તેમણે દેવસૂરિ સાથે મેલ કર્યો સં. ૧૬૮૧ પ્રથમ ચૈત્ર સુદિ ૯. વળી ભેદભાવ રહ્યો, એટલે વિજયરાજને પોતાની પાટપર સ્થાપ્યા. ઘણાં તીર્થોની યાત્રા કરવા ઉપરાંત ઘણાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી. એકલા કયરવાડામાં એક સાથે ૨૫૦ બિંબોની પ્રતિષ્ઠા કરી (સં. ૧૬૮૦-સં. ૧૬૮૪ માં વીરપ્રતિમા પ્રતિષ્ઠિત કરી.) ×

---

+ તપાગચ્છમાં ધર્મસાગર ઉપાધ્યાયની ચળવળ આ પહેલાં બહુ થઇ ને તેમા અનેક કલહ ભેદભાવ તેને પરિણામે થયા, તેમાં હવે બે ભાગ પડયા. દેવસુર (વિજયદેવસૂરિની આજ્ઞા માનનારનો), અને આણંદસૂર (વિજયાણંદસૂરિની આજ્ઞા માનનાર.)

×દેવવિજય કયરવાડા વીરસ્તવન રચ્યું છે તેમાં જણાવ્યું છે કે:—

તપગચ્છ મંડણરાયરે સંતિ સોહમ, શ્રી **વિજયાણંદસૂરી** વંદિઇએ. ૩૬

......**વિજયદસમી** દિનઈં, સંવત **સોલિંગ્યાસીઇ**એ. ૩૯

માણિક્યવિજય (વિધમાન સં. ૧૭૨૯ માં) પોતાના હાથથી લખિત પોતાની કયરવાડા વીર સ્તુતિમાં કહે છે કે:—

**મે**ઘશેઠ મોટઈં મંડાણઇ, પ્રતિષ્ઠા કરી સુખકારીજી,
સંવત **સોલચોરાસિ** વરસે, જિનબિંબ ભરાવ્યો સારોજી;
શ્રી **વિજયઆણંદ** સૂરીસ્વર હાથઈ, વ્રત ઉચાર ત્યાં કીધોજી,
**કનકપુરઈં** સંઘ સદા વિવેકી, સબલો જસ ત્યાં લીધોજી.

આ કનકપુર તે કયરવાડાનું બીજું નામ છે કે જે આ માણિક્યવિજયના ગુરૂ મેરૂવિજયે આપ્યું હતું, જ્યારે તે પહેલાં વિજયરાજસૂરિએ શ્રી બારેજાથી સમસ્ત સંઘને કાગલ મોકલ્યો ત્યારે કયરવાડાનું નામ કર્પૂરવિજય પોતે સ્થાપ્યું હતું એમ આ કવિ જણાવે છે. પ્રતિષ્ઠા લેખ સં. ૧૬૮૩ બુ. ૧

સ્વ૦ ખંભાતમાં સં. ૧૭૧૧ આષાઢ વદિ ૧ મંગળવાર. (જુઓ મારી જૈન ઐતિહાસિક રાસમાળા નિવેદન પૃ. ૩૦-૩૧ ઐ. સઝાય-માળા ભાગ ૧ પ્રસ્તાવના પૃ. ૧૮-૨૦)

(વીર વંશાવલીમાં વિશેષમાં કહ્યું છે કે પંડિતપદ અણહિલ્લપત્તને શ્રી પંચાસર પાસ પ્રાસાદે મળ્યું.) સીરોહીમાં પદ મહોત્સવ પ્રા. વૃ. પોલિટયા ગોત્રે સં૦ મેહાજલે કીધો. તે મેહાજલે ૭ તીર્થ-સિદ્ધાચલ, ગિરિનાર, તારણગિરિ, અર્બુદગિરિ, ઘોઘા નવખંડ પાસ, શંખેશ્વર પાસ, બંભણવાડ સંઘ કાઢી પોતે સંઘાધિપતિ થયો. વધુ માટે જુઓ વીરવંશાવલિ. આ સૂરિના પ્રતિષ્ઠા લેખ સં. ૧૭૦૬ ના. ૨, ૧૬૮૩-૧૭૦૬ બુ. ૨.

## ૬૨ વિજયરાજ.

ગુર્જરદેશના કડી વાસી શ્રીમાલી વંશીય ખીમા શાહ પિતા, ગમતાદે માતા, મૂળ નામ કુંવરજી, જન્મ સં. ૧૬૭૯ વૈશાખ શુદ ૩, દીક્ષા વિજયાણંદ સૂરિ પાસે પિતા સહિત રાજનગરમાં લીધી સં. ૧૬૮૯ આષાઢ શુદ ૧૦, દીક્ષા-ઉત્સવ રાજનગરમાં શાહ મનજીએ કર્યો, દીક્ષા નામ કુશલવિજય, સૂરિપદ સં. ૧૭૦૪ (૧૭૦૩)માં સિરોહીમાં વિજયાણંદસૂરિએ આપી પોતાના પટ્ટધર બનાવ્યા; સા રાઉતે પદ મહોત્સવ કર્યો. (સં. ૧૭૦૫ માં ખંભાતમાં વિમલાદે શ્રાવિકાએ વાંદણા મહોત્સવ કર્યો.) ૧૭૦૬ માં ભટ્ટારકપદ ખંભાતમાં. ૧૭૨૦ માં કાળ પડતાં અમદાવાદના મનિયા સુત શાંતિદાસે તે માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું. સ્વ૦ સં. ૧૭૪૨ આષાઢ વદિ ૧૩ ખંભાતમાં.

મોઢ જ્ઞાતીય શ્રીવંત લાલજી પિતા તથા લલિતાદે માતાના બે પુત્રો નામે માલજી અને રામજીએ અમદાવાદથી શત્રુંજયનો સંઘ કાઢયો ને સૂરિ સાથે યાત્રા કરી સં. ૧૭૨૩ ફાગણ સુદ ૭. (જુઓ વિજયરાજસૂરિ રાસ પરથી હકીકત જૈનયુગ કા૦-માગશર ૧૯૮૩ નો અંક).

તેમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૭૦૬-૧૭૧૦ ના. ૨; ૧૭૦૬-૨૧ બુ. ૧, ૧૭૦૯-૧૦-૨૧ બુ. ૨, ૧૭૨૧ જિ. ૨.

### ૬૩ વિજયમાન.

બરાનપુરમાં પોરવાડ શાહ વાઘજીને ત્યાં વિમલાદે (વીરમદે) થી જન્મ સં. ૧૭૦૭, મૂલનામ મોહન, દીક્ષા પોતાના મોટા ભાઈ ઈંદ્રજી સાથે લીધી સં. ૧૭૧૯, દીક્ષા નામ માનવિજય. આચાર્યપદ સિરોહીમાં વિજયરાજ સૂરિએ સં. ૧૭૩૬ માં મહા શુદ ૧૩ આપ્યું અને તેનો ઉત્સવ સા. ધર્મદાસે કર્યો હતો. પટ્ટધર પદ વિજયરાજ સૂરિની પાટે સં. ૧૭૪૨ ફાગણ વદ ૪. સ્વ૦ સાણુંદમાં સં. ૧૭૭૦ મહા સુદ ૧૩.

### ૬૪ વિજયઋદ્ધિ.

મારવાડમાં આબુ પાસે સ્થાણુના વતની વીશા પોરવાડ મૂલનામ જશવંત શાહ. અમદાવાદમાં વિજયમાનસૂરિ પાસે દીક્ષા, દીક્ષાનામ સૂર વિજય, આચાર્યપદ તેજ સૂરિએ સિરોહીમાં આપ્યું સં. ૧૭૬૬. સ્વ૦ સં. ૧૭૯૭.

વીરવંશાવલીમાં કહ્યું છે કેઃ—વૃદ્ધ મરૂધર દેશે ભેટાહલ્લા નગરે શ્રી૦ વૃ૦ લિંબ ગોત્રે સા. જશવંત સ્ત્રી યશોદા તેહનો પુત્ર સં. ૧૭૨૭ વર્ષે જન્મ, સં. ૧૭૪૨ વર્ષે પિતા સા. જશવંત પૂત્ર સહિત શ્રી રૂદ્રપુરે દીક્ષા, સં. ૧૭૬૬ વર્ષે સીરોહીમાં આચાર્યપદ, સા૦ હરરાજ ખીમકરણે પદોત્સવ કર્યો. સં. ૧૭૭૧ ગચ્છનાયક પદ સાણુંદમાં, મહેતા દેવચંદ મહેતા મદને પાટ મહોત્સવ કર્યો. સં. ૧૮૦૬ માં સુરત બંદરે સ્વર્ગવાસ થયો.

પ્રતિષ્ઠા લેખ સં. ૧૭૯૮ વૈશાખ શુદ ૧. નં. ૧૭૪૫ ના૦ ૨.

[ આ આચાર્યના બે પટધર થયા. ૧ સૌભાગ્ય સૂરિ. ૨ પ્રતાપસૂરિ. વિજયસૌભાગ્ય સૂરિના વિજયલક્ષ્મીસૂરિ અને વિજયપ્રતાપ સૂરિના પટ્ટધર વિજયઉદયસૂરિ થયા. ]

**વિજયઉદય સૂરિ**—જન્મ મારવાડના બાંકલી ગામમાં આચાર્યપદ મુઢાડામાં. મુખ્ય દક્ષિણ દેશમાં વિચર્યા. ત્યાં ઉપકાર કરી સુરત આવ્યા ત્યાં સ્વર્ગવાસ સં. ૧૮૩૭ પોષ શુદિ ૧૦.

**૬૫ વિજયસૌભાગ્ય.**

પાટણના ઓસવાલ. સં. ૧૭૯૫ પોસ સુદ ૨ રવિને દિને ગોડવાડના સાદડી ગામમાં (અન્યત્ર સિરોહીમાં) આચાર્યપદ; અને વાંદણા મહોત્સવ અમદાવાદમાં મનીઆ દોસીને ત્યાં થયો હતો. સ્વર્ગવાસ સીનોરમાં સં. ૧૮૧૪માં ચૈત્ર શુદ ૧૦ (આ મિતિની તેમની પાદુકાનો લેખ સીનોરમાં છે.)

તેમની પાદુકાનો લેખ ૧૮૧૫ બુ. ૨.

**૬૬ વિજયલક્ષ્મી.**

મારવાડમાં આબુ પાસેના પાલડી ગામના રહીશ પોરવાડ વણિક હેમરાજ પિતા, આણંદ માતા, જન્મ સં. ૧૭૯૭ ચૈત્ર શુદ ૫, મૂલનામ સૂરચંદ, દીક્ષા સં. ૧૮૧૮ મહા શુદ ૫ શુક્ર વિજય સૌભાગ્યસૂરિ પાસે સીનોરમાં- દીક્ષાનામ સુવિધિવિજય. સુરિપદ તેજ વર્ષમાં ચૈત્ર શુદ ૯ ગુરૂ સીનોરમાં, ને તેનો ઉત્સવ ત્યાંના છીતા વસનજી તથા સંઘે કર્યો. સ્વર્ગવાસ પાલીમાં સં. ૧૮૬૯

(ઉપર જણાવ્યું તેમ જુદા પટધર વિજય ઉદયસૂરિ થયા. તેમનો સ્વર્ગવાસ થયા પછી સં. ૧૮૪૯ માં તેમની પણ પાટપર વિજયલક્ષ્મી સૂરિને સ્થાપી બંને પરંપરાને એક કરી દીધી. વિશેષ હકીકત માટે જુઓ દીપવિજયજી કૃત સોહમકુલ પટ્ટાવલી રાસ રચ્યા સં. ૧૮૭૩, કે જેપરથી 'આણંદસૂર ગચ્છ સંબંધી કંઇક માહિતી' એ નામનો લેખ જૈન ૧૦-૧-૧૯૧૫ના અંક પૃ ૨૫ થી ૨૮ પ્રકટ થયો છે, 'વિજય લક્ષ્મીસૂરિ' એ લેખ જૈનયુગ ફાગણ ૧૯૮૨નો અંક પૃ. ૨૪૯ થી ૨૫૪, મારી જૈન ઐ. રાસ માળા. તેમની પાદુકાનો લેખ સં. ૧૮૬૮ બુ. ૨. પ્રતિષ્ઠા લેખ સં. ૧૮૪૪ જિ. ૨.

૬૭ વિજયદેવેન્દ્ર.

સુરતના શ્રીમાળી હતા. સૂરિપદ ને વાંદણા મહોત્સવ વડોદરામાં સં. ૧૮૫૭. સ્વ. અમદાવાદમાં સં. ૧૮૬૦ (૧૮૬૧).

૬૮ વિજયમહેન્દ્ર.

ઓસવાળ દીક્ષા ભિન્નમાલના આમોદમાં જેઠા ગાંધીને ત્યાં સં. ૧૮૨૭, સૂરિપદ ને વાંદણા મહોત્સવ અમદાવાદમાં સં. ૧૮૬૦ (૧૮૬૧), સ્વ૦ સં. ૧૮૬૩ (દીપવિજયજી પોતાના ઉપરોક્ત રાસમાં સ્વ. ૧૮૬૫ વાજાપુરમાં થયો એમ જણાવે છે.)

૬૯ વિજયસૂરીંદ્ર.

જન્મ ગોઢાણ દેશના ઝવલા ગામમાં, પિતા હરનાથ, માતા પુરાદે, સૂરિપદ પૂનામાં સં. ૧૮૬૫ માગશર. દક્ષિણ-ગૂજરાત-મારવાડમાં વિહાર, અનેક તીર્થોની જાત્રાઓ કરી. તેમના રાજ્યમાં સં. ૧૮૭૩માં દીપવિજયજીએ સોહમકુલ રત્ન પટ્ટાવલી રાસ સુરતમાં રચ્યો.

આ ગચ્છમાં (વિજય) ધનેશ્વરસુરિનો સં. ૧૮૯૩ નો પ્રતિષ્ઠા લેખ છે બુ. ૧. ગે. રે. તથા તેના પટ્ટધર (વિજય) વિદ્યાનંદનો સં. ૧૯૧૧નો લેખ ગે. રે.

---

## (૨) ઘ તપગચ્છ વિમલ શાખા પટ્ટાવલી.

**વિજયપ્રભસૂરિ**-જુઓ મુખ્ય તપગચ્છ પટ્ટાવલી નં. ૬૧ પૃ. ૭૨૮.

**૬૨ જ્ઞાનવિમલ**—ભિન્નમાલના વીસા ઓસવાલ વાસવગોત્રી વાસવ શેઠ પિતા, કનકાવતી માતા, જન્મ સં. ૧૬૯૪, મૂલ નામ નાથુમલ્લ. દીક્ષા ધીરવિમલગણિ (તપાગચ્છ નં. ૫૬ના આનંદવિમલસૂરિ-હર્ષવિમલ-જયવિમલ-કીર્તિવિમલ-વિનયવિમલ શિષ્ય ) પાસે સં. ૧૭૦૨, દીક્ષાનામ નયવિમલ; પંન્યાસ પદ વિજયપ્રભ સૂરિએ ઘાણેરાવમાં સં.

૧૭૨૭ મહા શુદિ ૧૦, આચાર્યપદ વિજયપ્રભસૂરિની આજ્ઞાથી મહિમાસાગર સૂરિએ સડેસરમાં સં. ૧૭૪૮ (૧૭૪૯) ફાગણ સુદિ ૫ ગુરૂ. સ્વ૦ ખંભાતમાં ૮૯ વર્ષની વયે ૧૭૮૨ આસો વદ ૪ ગુરૂ.

તેમના ઉપદેશથી સુરતના શેઠ પ્રેમજી પારેખે શત્રુંજયનો સંઘ કાઢયો હતો. સં. ૧૭૭૭. ( જુઓ સુખસાગરકૃત પ્રેમવિલાસ રાસ ) તેમણે અનેક સંસ્કૃત, પ્રાકૃત, ગૂજરાતી કૃતિઓ રચી છે. ( જુઓ પ્રાચીન સ્તવન રત્નસંગ્રહ પ્ર. શેઠ જમનાભાઇ ભગુભાઇ અમદાવાદ).

તેમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૭૬૪ નાર; ૧૭૫૧-૫૯ બુ. ૧, ૧૭૬૪-૬૫-૮૪ બુ. ૨.

વીરવંશાવલીમાં કહેલું છે કે સં. ૧૭૪૯માં પં. નયવિમલ થકી સંવિગ્ન મત થયો.

**૬૩ સૌભાગ્યસાગર.**

**૬૪ સુમતિસાગર.**

**૬૫ વિબુધવિમલ.**—જન્મ સીતપુરના પોરવાડ ગોકલ મહેતાને ત્યાં, રૂઇઆ ભાર્યાથી મૂલ નામ લખમીચંદ. દીક્ષા બાલપણે ઋદ્ધિવિમલના શિષ્ય કીર્તિવિમલ મુનિ પાસે. દીક્ષા નામ લખમીવિમલ. સં. ૧૭૯૮ વૈશાખ શુદિ ૩ સુમતિસાગર સૂરિએ શંખેશ્વરમાં સૂરિપદ આપ્યું. સં. ૧૮૧૪ માગશર વદી ૩ ઔરંગાબાદમાં સ્વર્ગવાસ. તેમણે સમ્યકત્વપરીક્ષા ગ્રંથપર ગૂજરાતીમાં બાલાવબોધ રચ્યો છે. [ જુઓ વિબુધવિમલસૂરિ રાસ-જૈન ઐ૦ ગૂર્જર કાવ્ય સંચય ] તેમણે સં. ૧૭૮૦ વિજયાદશમીને દિને ગૂજરાતીમાં વીશી (૨૦ વિહરમાન જિન સ્તવન)રચેલ છે.

**૬૬ મહિમાવિમલ.**

સં. ૧૮૧૩ ફાગણ સુદિ ૫ વિબુધવિમલસૂરિએ સૂરિપદ ઔરંગાબાદમાં આપ્યું. [જુઓ ઉપરોક્ત સમ્યકત્વપરીક્ષા બાલાવબોધની પ્રશસ્તિ.]

## (૨) ક તપગચ્છ સાગર શાખા પટ્ટાવલી.

**વિજયસેન**—(જુઓ મુખ્ય તપગચ્છ પટ્ટાવલી નં. ૫૯ પૃ. ૭૨૬).

**૬૦ રાજસાગર.**

ગુર્જર દેશના સિદ્ધપુર (વડનગર પાસેનું શીપુર) ગામમાં ઓસવાલ દેવીદાસ પિતા, કોડાં (કોડમદે) માતા. મૂળ નામ મેઘજી, જન્મ સં. ૧૬૩૭, દીક્ષા પ્રસિદ્ધ ધર્મસાગરના શિષ્ય લબ્ધિસાગર પાસે લીધી; દીક્ષા નામ મુક્તિસાગર, પંડિતપદ મળ્યું સં. ૧૬૬૫ નાડલાઇમાં, ઉપાધ્યાય પદ સં. ૧૭૬૯, સૂરિપદ વિજયદેવસૂરિથી આપવામાં આવ્યું રાજનગરમાં સં. ૧૬૮૬ જ્યેષ્ઠ માસમાં, તેનો ઉત્સવ વર્ધમાનના પુત્ર વસ્તુપાલે કર્યો હતો. પ્રસિદ્ધ શાંતિદાસ શેઠે આમાં ખાસ ભાગ લીધો હતો, તેમણે આ સૂરિની સહાયથી સાગરગચ્છ કાઢ્યો અને તેમણે આ સૂરિના ઉપદેશથી ૧૧ લાખ રૂ. ધર્મ કાર્યમાં ખર્ચ્યા હતા. શાંતિદાસ સ્વર્ગસ્થ સં. ૧૭૧૫. સૂરિનો સ્વ૦ સં. ૧૭૨૧ ભાદ્રપદ શુદિ ૬ અમદાવાદમાં. [જુઓ મારી જૈન ઐતિહાસિક રાસમાળા ભા. ૧, અને જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય. ]

લબ્ધિસાગરનો પ્રતિષ્ઠાલેખ સં. ૧૬૬૧, ૧૬૬૫–૬૬ જિ૦ ૨.

આના રાજ્યમાં અને વૃદ્ધિસાગરસૂરિના યૌવરાજ્યમાં સં. ૧૭૦૭ માં શાંતિસાગર ( ધર્મસાગર ઉ.–શ્રુતસાગર શિ. ) વાચકે કલ્પકૌમુદી રચી.

**૬૧ વૃદ્ધિસાગર.**

ગૂજરાતના ચાણસમામાં શ્રીમાલી શા. ભીમજી પિતા, ગમતાદે માતા. જન્મ સં. ૧૬૪૦ ચૈત્ર શુદ ૧૧ રવિ. મૂલ નામ હરજી, દીક્ષા ખંભાતમાં પાટણના રૂપજી દોસીએ કરેલા ઉત્સવપૂર્વક સં. ૧૬૮૯, દીક્ષાનામ હર્ષસાગર, આચાર્ય પદ અમદાવાદમાં શાહ શ્રીપાલના પુત્ર વાઘજીએ કરેલા ઉત્સવપૂર્વક રાજસાગર સૂરિએ આપ્યું સં. ૧૬૯૮ પૌષ સુદિ ૧૫, સૂરિનામ વૃદ્ધિસાગર, ત્યાજ વંદના મહોત્સવ સં. ૧૭૦૭ વૈશાખ સુદ ૭. સ્વર્ગવાસ સં. ૧૭૪૭ આસો સુદિ ૩ અમદાવાદમાં ૬૭ વર્ષની વયે (જુઓ વૃદ્ધિસાગર રાસ ઐ૦ રાસ સંગ્રહ ભાગ ૩).

તેમના રાજ્યમાં અમૃતસાગરે ( ત. ધર્મસાગર ઉ.–શ્રુતસાગર–શાંતિસાગર શિ૦ ) સર્વજ્ઞશતક પર ગૂ૦ બાલાવબોધ (લીં. ભં.) રચ્યો.

**૬૨ લક્ષ્મીસાગર.**

મારવાડના સિવાણચી ગામ વાસી છાજડ ગોત્રના ઓસવાલ વણિક હેમરાજ પિતા, રાજાબાઇ માતા, ખંભાતમાં જન્મ સં. ૧૭૨૮ ચૈત્ર સુદિ ૫, મૂલ નામ ધનજી. દીક્ષા વડોદરામાં વૃદ્ધિસાગરસૂરિ પાસે સં. ૧૭૩૬ વૈશાખ શુદિ ૩, દીક્ષા નામ નિધિસાગર, સૂરિપદ અમદાવાદમાં શાંતિદાસ શેઠના પુત્ર લખમીચંદ શેઠના ઉત્સવપૂર્વક સં. ૧૭૪૫ વૈશાખ વદ ૨. સૂરિનામ લક્ષ્મીસાગર, સ્વ૦ સુરતમાં સં. ૧૭૮૮ આશો વદ ૭. (જુઓ મારી જૈન ઐ૦ રાસમાળા ભા. ૧ નિવેદન પૃ. ૨૦–૨૧).

**૬૩ કલ્યાણસાગર.**

મારવાડના શ્રીપુર ગામના વાસી ઓસવાલ સોલંકી ગોત્રના સા. સામલજી પિતા, સૌભાગ્યદે માતા. દીક્ષા અમદાવાદમાં લક્ષ્મીસાગરસૂરિ પાસે બાલવયમાં સં. ૧૭૫૨ વૈ. શુ. ૧૦ ગુરૂ. દીક્ષાનામ પ્રમોદસાગર, પંડિત પદ પછી ઉપાધ્યાય પદ સૂરતમાં, આચાર્યપદ સં. ૧૭૮૮ વિજયાદશમી ગુરૂ સૂરતમાં, સ્વ૦ સં. ૧૮૧૧ જેઠ વદ ૨ સૂરતમાં. ૬૭ વર્ષની વયે [જુઓ કલ્યાણસાગરસૂરિ રાસ. જૈન ઐ૦ ગૂ. કાવ્ય સંચય].

**૬૪ પુણ્યસાગર.**

સૂરિપદ અમદાવાદમાં કલ્યાણસાગરસૂરિના હાથે સં. ૧૮૦૮ વિજયાદશમી ગુરૂ. તેમના ઉપદેશથી રાધનપુરમાં શાંતિનાથ મંદિર થયું ને ત્યાં તેમણે સં. ૧૮૩૮માં મૂર્તિઓ તેમજ ગુરૂપાદુકા પ્રતિષ્ઠિત–સ્થાપિત કરી. જુઓ જિનવિજયજીકૃત પ્રાચીન લેખ સંગ્રહ ભા. ૨ લેખ નં. ૪૬૦.

**૬૫ ઉદયસાગર.** પ્રતિષ્ઠા લે. સં. ૧૮૪૫ શુ. ૧.

**૬૬ આણંદસાગર.**

**૬૭ શાંતિસાગર.**—પ્રતિષ્ઠાલેખ ૧૮૯૨–૯૩ શુ. ૧; સં. ૧૯૦૫ ના. ૨; સં. ૧૮૮૬–૮૯–૯૩–૧૯૦૫ ગે. રે.

## (૨) ચ નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલી.

[ આ પટ્ટાવલિ મુખ્યપણે અમદાવાદના જૈનયુવક મંડળ (કાર્યાલય અને લાયબ્રેરી) તરફથી પ્રસિદ્ધ થએલ આચાર્ય શ્રી ભ્રાતૃચંદ્રસૂરિ ગ્રંથમાલા નં. ૧. તરીકેની શ્રીમન્નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલીમાંથી ઉતારેલ છે. ]

તપાગચ્છની મૂલ પટ્ટાવલિમાં મુનિચંદ્રસૂરિ ( નં. ૪૦ ) થયા તેના શિષ્ય વાદિદેવસૂરિ થયા., તેમના સમયમાં એટલે વિ. સં. ૧૧૭૪ ( ક્વચિત્ ૧૧૭૭ ) માં નાગપુરીય તપા એ નામ પડ્યું. તે એવી રીતે કે તેમના શિષ્ય પદ્મપ્રભ સૂરિએ ગુરૂની આજ્ઞાથી વિચરતાં નાગોર નગરમાં સં. ૧૧૭૭ માં આવીને ઉગ્ર તપ કર્યો અને ઉપદેશથી રાણાને જૈનધર્મી કર્યો તેથી તે રાણાએ 'નાગપુરીય તપા શ્રી પદ્મપ્રભસૂરિ' એ નામ આપ્યું. વાદિદેવ સૂરિએ ચોવીસને આચાર્ય-પદે સ્થાપ્યા હતા તેમનાં નામઃ—પદ્મપ્રભ, મહેંદ્ર ( આવશ્યક સપ્તતિ ટીકાના કર્તા), રત્નપ્રભ (રત્નાવતારિકા ટીકા ને ઉપદેશમાલા ટીકાના કર્તા), મનોરમ, ભદ્રેશ્વર, માનતુંગ, શાન્તિ, વર્ધમાન, ચંદ્રપ્રભ, જયપ્રભ, પૂર્ણભદ્ર, પરમાનંદ, દેવેન્દ્ર, પૂર્ણદેવ, યશોભદ્ર, વજ્રસેન, પ્રસન્નચંદ્ર, કુમુદ, પદ્મદેવ, માનદેવ, ષેણ, હરિષેણ, અને સોમ (વૃત્તરત્નાકર ટીકાના કર્તા). વાદિ દેવસુરિના જન્માદિ વર્ષ મૂળ પટ્ટાવલિમાં આપેલ છે. તેમનું દીક્ષા નામ રામચંદ્ર હતું અને કહેવાય છે કે ૩૫ હજાર ઘરને જૈન બનાવ્યા હતા. તેમણે નાગપુરના રાજા આલ્હાદનને પ્રતિબોધ્યો જેથી એ આચાર્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા થઇ હતી.

**૪૧ ×વાદિ દેવસૂરિ.**

---

× આજ ગચ્છના ચંદ્રકીર્ત્તિ સૂરિ છંદઃકોશ પરની પોતાની વૃત્તિની પ્રશસ્તિમાં જણાવે છે કેઃ—

वर्षैः चतुः सप्तति युक्तरुद्र शते ११७४ रतीतैरथ विक्रमार्कात् ।
वादिन्द्रमुख्यो गुरु देवसूरिः सूरींश्चतुर्विंशतिमभ्यषिंचत् ॥
तेषां च यो दीपकशास्त्रकर्ता पद्मप्रभः सूरिवरो बभूव ।
यदिय शाखा प्रथिता क्रमेण ख्याता क्षितौ नागपुरी तपेति ॥

તેમના સમયમાં શ્રીહેમચંદ્રાચાર્યના ગુરૂ દેવચંદ્રસૂરિ સ્વર્ગસ્થ થયા સં. ૧૧૬૭. એવામાં અનેક ગ્રંથના રચનાર નંદીસૂત્ર ટીકા વગેરેના કર્ત્તા મલયગિરિસૂરિ સ્વર્ગે ગયા. કુમારપાલ મંત્રી ઉદયનસુત વાગ્ભટ્ટે શત્રુંજય પર 'બાહડવસહી'–એ નામનાં દેરાં ત્રણ કરોડના ખર્ચે કરાવ્યાં. આ વાગ્ભટ્ટ મંત્રી બહુ વિદ્વાન્ હતો. તેણે કાવ્યાનુશાસન રચેલ છે.

૪૨ +**પદ્મપ્રભ**—સં. ૧૧૯૪ આચાર્યપદ. ભુવનદીપક નામનો જ્યોતિષનો ગ્રંથ સં. ૧૨૨૧ માં રચ્યો; ૧૫૦૦ રજપૂતોને પ્રતિબોધ્યા. તેમના ગુરૂભાઈ રત્નપ્રભસૂરિએ ઉપદેશમાલા પર દોઘટ્ટી વૃત્તિ, અને પ્રમાણનયતત્વાલોકાલંકાર પર રત્નાવતારિકા વૃત્તિ, નેમિનાથ ચરિત્ર પ્રાકૃત વગેરે ગ્રંથો રચ્યા. પદ્મપ્રભનો સ્વર્ગવાસ સં. ૧૨૪૦.

૪૩ **પ્રસન્ન (પ્રશ્ન) ચંદ્ર**—આચાર્યપદ સં. ૧૨૩૬. તેમણે ૫૦૦ ઘર મોઢ માહેશ્વરીનાં, જૈન કર્યાં. સં. ૧૨૮૬માં સ્વર્ગસ્થ.

૪૪ **ગુણસમુદ્ર**—આચાર્યપદ પાટણમાં. સ્વ૦ સં. ૧૩૦૧.

૪૫ **જયશેખર**—આચાર્યપદ નાગોરમાં સં. ૧૩૦૧. ૧૨ ગામ પ્રતિબોધ્યા.

પદ્મપ્રભસૂરિના ભુવનદીપકપર વૃત્તિ વિબુધચંદ્રસૂરિ શિ૦ સિંહતિલક સૂરિએ સં. ૧૩૨૬ માં રચી; વળી તેમણે વર્ધમાન વિદ્યાકલ્પ રચ્યો.

૪૬ **વજ્રસેન**—સં. ૧૩૪૨ માં સારંગ ભૂપતિએ તે વર્ષમાં 'દેશના જળધર' એ બિરૂદ આપ્યું. તેજ વર્ષમાં આચાર્યપદ (ક્વચિત્ સં. ૧૩૫૪). લોઢાગોત્રીય એક હજાર ઘર જૈન કર્યાં. સિંહડ મંત્રીને પ્રતિબોધ્યો તેથી અલ્લાઉદ્દીનની શ્રદ્ધા થઈ રૂણગામમાં કેટલીક સનંદો મળી. તેમણે લઘુ ત્રિષષ્ઠી શલાકા પુરૂષચરિત્ર, તથા ગુરૂગુણ ષટ્ત્રિંશિકા રચેલ છે. આવશ્યક સપ્તતિની ટીકા રચવામાં મહેશ્વરસૂરિને સહાય કરી હતી. એમના શિષ્ય હરિમુનિએ કર્પૂર પ્રકર, નેમિનાથચરિત્ર વગેરે ગ્રંથો રચ્યા છે. સં. ૧૩૮૩ માં સ્વર્ગસ્થ.

**૪૭ હેમતિલક**—આચાર્ય પદે સં. ૧૩૮૨. સં. ૧૩૯૯ સુધી વિદ્યમાન. તેમણે ભાટી રાજાને તેમજ દુલચીરાયને ઉપદેશી જૈનધર્મ-રક્ત કર્યા હતા.

**૪૮ રત્નશેખર**—જન્મ સં. ૧૩૭૨, દીક્ષા સં. ૧૩૮૫, ૧૩૯૯ (યા ૧૪૦૦)માં બીલાડા નગરે આચાર્યપદ. 'મિથ્યાંધકાર નભોમણિ' નામનું બિરૂદ હતું. એક હજાર ઘર જૈન કર્યાં. સં. ૧૪૦૭ માં દિલ્લીની ગાદીપર ફિરોજશાહ તખલખ બાદશાહને પ્રતિબોધ્યો. તેમના રચેલા ગ્રંથોઃ-ગુણસ્થાનક ક્રમારોહ સ્વોપજ્ઞવૃત્તિ, લઘુક્ષેત્ર સમાસ સ્વોપજ્ઞવૃત્તિ, ગુરૂ ગુણષટ્ત્રિંશિકા વૃત્તિ, શ્રીપાલચરિત્ર પ્રાકૃત, સંબોધસિત્તરી સટીક, છંદઃકોશ, સિદ્ધયંત્ર ચક્રોદ્ધાર, વગેરે. આ મૂળ તપગચ્છના મુનિસુંદર સૂરિના પટ્ટધર રત્નશેખર સૂરિ (સં. ૧૫૦૨ થી ૧૫૧૭ સુધીમાં થયેલા)થી ભિન્ન જાણવા.

આ નાગોરી રત્નશેખરસૂરિનો પ્રતિષ્ઠાલેખ સં. ૧૪૨૨ ના. ૨.

**૪૯ હેમચંદ્ર**—પોતાના ઉપરોક્ત ગુરૂના શ્રીપાલચરિત (આદિ) ગ્રંથનો પ્રથમાદર્શ સં. ૧૪૨૮ માં લખ્યો.

**૫૦ પૂર્ણચંદ્ર**—હિંગડગોત્રીય, આચાર્યપદ સં. ૧૪૩૦ (બીજે ૧૪૨૪).

**૫૧ હેમહંસ**—ખંડેવાલજ્ઞાતીય (તથા અત્રરૂણ શાખા હિંગણ ગોત્રીય) જન્મ સં. ૧૪૩૧, દીક્ષા સં. ૧૪૩૯, આચાર્યપદ સં. ૧૪૫૩ તેમણે કલ્પાંતરવાચના વગેરે ગ્રંથ લખ્યા.

તેમના એક શિષ્ય રત્નસાગરને સૂરિપદ આપ્યું. તે રત્નાકરસૂરિ તરીકે પ્રસિદ્ધ થયા. તેમણે રત્નાકર પંચવિંશતિ રચી (?)

હેમહંસસૂરિના પ્રતિષ્ઠાલેખો મળે છે તે સં. ૧૪૮૫-૯૦-૧૫૦૭ ના. ૧, સં. ૧૪૫૩-૬૬-૭૫-૯૦-૯૬-૯૮-૧૫૦૧-૦૪-૧૦-૧૧-૧૩ ના. ૨;

હેમહંસસૂરિની પટ્ટે હેમસમુદ્રસૂરિ થયા કે જેના પ્રતિષ્ઠાલેખો સં. ૧૫૧૭-૧૫૨૧ મળે છે ના. ૧; અને હેમસમુદ્રની પાટે હેમરત્નસૂરિ

થયેલા કે જેનો પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૩૭ ના. ૨ મળે છે; અને જેના રાજ્યમાં ક્ષમાસમુદ્રે સં. ૧૫૩૨ માં લખેલ પ્રત મુનીજીના ભં. નયાઘાટ કાશીમાં છે.

**૫૨ લક્ષ્મીનિવાસ**—આચાર્યપદ સં, ૧૪૭૦ માં વિદ્યમાન.

**૫૩ પુણ્યરત્ન**—આચાર્યપદે સં. ૧૪૯૯ માં વિદ્યમાન.

**૫૪ સાધુરત્ન**—સંઘવી ગોત્રીય સં. ૧૫૩૭ આચાર્યપદ. સ્વ. સં. ૧૫૬૫. આ સમયમાં આ નાગોરી ગચ્છમાં સોમરત્નસૂરિ પણ હતા એમ તેમના સં. ૧૫૪૫ અને સં. ૧૫૭૯ ના. ૧ ના પ્રતિષ્ઠાલેખ પરથી જણાય છે.

**૫૫ પાર્શ્વચંદ્ર**—હમીરપુરવાસી પ્રાગવંશ વેલ્હગશાહ પિતા, વિમલાદે માતા. જન્મ સં. ૧૫૩૭, દીક્ષા સં. ૧૫૪૬, ઉપાધ્યાય પદ સં. ૧૫૫૪, આચાર્યપદ સં ૧૫૬૫; યુગપ્રધાનપદ સં. ૧૫૯૯, સ્વર્ગગમન સં. ૧૬૧૨ માગશરશુદિ ૩ જોધપુર. અનેક ગૂર્જરભાષામાં ગદ્યપદ્ય કૃતિઓ રચી. તેમના એક શિષ્ય વિજયદેવ સૂરિ હતા કે જેના શિષ્ય બ્રહ્મર્ષિ ( વિજયદેવ સૂરિ ) થયા કે જેમણે દશાશ્રુત સ્કંધ સૂત્રવૃત્તિ, જંબુદ્વીપ પન્નતિ વૃત્તિ, પાખી સૂત્રવૃત્તિ વગેરે રચેલ છે. વળી તેમના સંઘાડામાં રાજરત્નસૂરિ, ને તેમના શિષ્ય ચંદ્રકીર્ત્તિસૂરિ, વગેરે હતા.

આ પાર્શ્વચંદ્રથી **પાર્શ્વચંદ્ર** (પાયચંદ) **ગચ્છશાખા** નીકળી.

પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૭૭ ના. ૨;

**૫૬ સમરચંદ્ર**—સિદ્ધપુર પાટણ ( અણહિલપુર પાટણ ) વાસી શ્રીમાલી પિતા ભીમાશાહ, માતા વાલાદે. જન્મ સં. ૧૫૬૦ માગસર શુદિ ૧૧, દીક્ષા સં. ૧૫૭૫ માગસર સુદ ૫, ઉપાધ્યાય પદ સં. ૧૫૯૯, સૂરિપદ સં. ૧૬૦૪, સ્વર્ગવાસ સં. ૧૬૨૬ જેઠ વદી ૧ ખંભાતમાં.

તેમના સમુદાયમાં વિનયકીર્ત્તિસૂરિ, માનકીર્ત્તિસૂરિ (જય(રાજ)શેખર-સોમરત્ન-રાજરત્ન-ચંદ્રકીર્ત્તિ શિ. ), હર્ષકીર્ત્તિસૂરિ (ચંદ્રકીર્ત્તિ શિ.)

વગેરે વિચરતા હતા. હર્ષકીર્ત્તિએ સારસ્વતની ટીકા, સિંદૂરપ્રકરણ વૃત્તિ, કલ્યાણમંદિર સ્તોત્ર વૃત્તિ સં. ૧૬૬૮, બૃહત્‌શાંતિ વૃત્તિ સં. ૧૬૫૫, અનિટ્‌કારિકા વિવરણ સં. ૧૬૬૩, ધાતુપાઠ તરંગિણિ-ધાતુપાઠ વિવરણ, શારદી નામ માળા, શ્રુતબોધ વૃત્તિ, યોગચિંતામણિ ( વૈદ્યક ), વૈદ્યક સારોદ્ધાર ( વૈદ્યક ) રચેલા છે.

વળી આનંદમેરૂ શિષ્ય પદ્મમેરૂ સૂરિના શિષ્ય પદ્મસુંદર ગણિ થયા તેમણે રાયમલ્લાભ્યુદય મહાકાવ્ય, સં. ૧૬૧૫, પાર્શ્વનાથ મહાકાવ્ય સં. ૧૬૨૬, જંબુસ્વામિચરિત્ર ( પ્રાકૃત ), પ્રમાણસુંદર ન્યાય ગ્રંથ, પદાર્થચિંતામણિ, શબ્દાર્ણવ, સુંદરપ્રકાશ, જ્ઞાનચંદ્રોદય નાટક, આદિ રચેલ છે. અકબરની સભામાં તેઓ પ્રસિદ્ધ થયા છે; વિદ્યમાન સં ૧૬૧૨ થી ૧૬૩૫ સુધીમાં. તેમનો ગ્રંથભંડાર તેમની હયાતીબાદ દરબારમાં ગયેલો તે અકબર બાદશાહે હીરવિજય સૂરિને આપવા માંગ્યો, તે તેમણે ન રાખ્યો એટલે આગરામાં તે પુસ્તકભંડાર ખોલવામાં આવ્યો [ પ્રમાણસુંદર આ પદ્મસુંદરે સં. ૧૭૩૨ ( કરાગ્નિ જલધીંદુ વર્ષે, રચ્યો નં. ૭૨ પ્ર. કા. વડો. તો ઉપરોક્ત અકબરની વાત આદિ કેમ ઘટે? એ પ્રશ્ન થાય છે. )

**૫૭ રાજચંદ્ર**—જંબુગામે શ્રીમાલી દોશી ભાવડ (જાવડ) પિતા, કમલાદે માતા, જન્મ સં. ૧૬૦૬ ભાદરવા વદિ ૧, દીક્ષા સં. ૧૬૨૫ (૧૬૨૬), આચાર્યપદ સં. ૧૬૨૬ વૈશાખ સુદિ ૯ ખંભાતમાં, સ્વર્ગવાસ સં. ૧૬૬૯ જેઠસુદ ૬ ખંભાતમાં. આ આચાર્યે સંથારો શાસ્ત્રોકત રીતે કર્યો હતો.

તેમની સં. ૧૬૫૦ માં લખેલી પ્રત વઢવાણના વિજયકેસરસૂરિના ભંડારમાં છે. તેમના રાજ્યમાં મેઘરાજે ( શ્રવણ શિ. ) ગૂ. માં સાધુ સમાચારી સં. ૧૬૬૯ માં રચી. (વૃદ્ધિચંદ્રજી ભં. ભાવનગર.)

**૫૮ વિમલચંદ્ર**—રાજનગરના શ્રીમાલી સંઘવી રાજપાલ પિતા, સુખમાદે માતા, દીક્ષા સં ૧૬૫૬ વૈશાખ શુદ ૬, આચાર્યપદ સં.

૧૬૬૯ વૈશાખ સુદિ ખંભાતમાં, સ્વર્ગ. સં. ૧૬૭૪ આસો સુદ ૧૩ રાજનગરે.

તેમના ગુરૂભાઇ રત્નચંદ્રના શિષ્ય વચ્છરાજે શાંતિનાથ ચરિત્ર સંસ્કૃતમાં, સમ્યકત્વકૌમુદી રાસ આદિ રચેલ છે. આ સમયમાં ઉગ્રતપધારી પુંજા ઋષિ થયા.

**૫૯ જયચંદ્ર**—વીકાનેરના રાકાગોત્રીય ઓશવાલ જેતાશાહ પિતા, જેતલદે માતા. દીક્ષા વીકાનેરમાં સં. ૧૬૬૧ મહાસુદિ ૫, આચાર્યપદ સં. ૧૬૭૪ આસો સુદિ ૧૩ ખંભાતમાં (વા શ્રીરાજનગરમાં). સ્વર્ગવાસ સં. ૧૬૯૯ અષાડ સુદિ ૧૫.

માનકીર્તિસૂરિ શિષ્ય અમરકીર્તિસૂરિએ સંબોધસિત્તરીપર ટીકા રચી. અને સં. ૧૬૭૭ માં સૌંદર્યલહરી સટીકની પ્રત લખી.

**૬૦ પદ્મચંદ્ર**—રાજનગર શ્રીમાલી સંઘવી શિવજી પિતા, સુરિમાદે (સુરમદે) માતા, જન્મ સં. ૧૬૮૨ ચૈત્ર શુદ ૧૫, દીક્ષા સં. ૧૬૯૮ ફાગણ સુદ ૩, આચાર્યપદ સં. ૧૬૯૯ આસાડ સુદિ ૧૫ (વૈશાખ સુદિ ૩) રાજનગરમાં, સ્વર્ગવાસ સં. ૧૭૪૪ આસો વદિ ૧૦ વીરમગામ.

**૬૧ મુનિચંદ્ર**—જોધપુરના સોનિગોત્રે ઓશવાલ શાહ ધનરાજ પિતા, ધારલદે માતા, જન્મ સં. ૧૬૯૩ જેઠ સુદ ૭, દીક્ષા સં. ૧૭૦૭ માગસર સુદ ૫ આગ્રામાં, આચાર્યપદ સં. ૧૭૨૨ અસાડ સુદ ૧૦ ખંભાતમાં (ગચ્છ પ્રબંધમાં સં. ૧૭૩૭), ભટ્ટારક પદ સં. ૧૭૪૪ વીકાનેરમાં, સ્વર્ગ. સં. ૧૭૫૦ આસોવદ ૧૦ વીરમગામમાં.

[સં. ૧૭૨૮ માં આ આચાર્યના શિષ્ય પં. ગોવિંદજી તત્ શિષ્ય ત્રીકમજીએ અંતગડ સૂત્રની પ્રત લખી. રો. એ. સો. મુંબઇ પાસેની.]

**૬૨ નેમિચંદ્ર**—રત્નપુર (સુરપુર) ના નાહાડ ગોત્રીય ઓશવાલ શાહ ભારમલ પિતા. ભક્તાદે માતા, જન્મ સં ૧૭૩૧ ચૈત્ર વદિ ૫, દીક્ષા સં. ૧૭૪૦ વૈશાખ શુદિ ૩ વીકાનેરમાં, આચાર્યપદ સં. ૧૭૫૦

ભાદરવા સુદિ ૧૫ વીરમગામમાં, ભટ્ટારક પદ સં. ૧૭૫૦ આસો વદી ૧૧, સ્વર્ગવાસ સં. ૧૭૯૭ વૈશાખ વદિ ૫ વીકાનેરમાં.

**૬૩ કનકચંદ્ર**—વીકાનેર (દહીરવાસ) ના મુણોત ગોત્રીય શા માઇદાસ પિતા, મહિમાદે માતા. જન્મ સં. ૧૭૪૬ શ્રાવણ સુદિ ૩, દીક્ષા સં. ૧૭૫૭ મહા સુદિ ૫, આચાર્યપદ સં. ૧૭૯૬ મહાશુદિ ૧૩ વીકાનેરમાં, ભટ્ટારક પદ સં. ૧૭૯૭ આષાઢ સુદ ૨ વીકાનેરમાં, સ્વર્ગવાસ સં. ૧૮૧૦ મહાવદ ૯ વીકાનેરમાં.

**૬૪ શિવચંદ્ર**—માંડલના શ્રીમાલી ગાંધી શા દીપચંદ પિતા, ધનબાઇ માતા, જન્મ સં. ૧૭૫૬ કાર્તક સુદ ૬, દીક્ષા સં. ૧૭૭૪ અસાડ શુદ ૨, આચાર્યપદ સં. ૧૮૧૦ મહાવદ ૬ વીકાનેર, ત્યાંજ ભટ્ટારકપદ સં. ૧૮૧૧ મહાસુદ ૫, સ્વર્ગવાસ સં. ૧૮૨૩ પ્રથમ ચૈત્ર સુદ ૯ વડુ ગામે.

**૬૫ ભાનુચંદ્ર**—કરમાવાસના ઓસવાલ ભણશાલી શા પ્રેમરાજ પિતા, પ્રેમાદે માતા, જન્મ સં. ૧૮૦૩, દીક્ષા સં. ૧૮૧૫ વૈશાખ સુદ ૭ વીકાનેર, આચાર્યપદ સં. ૧૮૨૩ પ્રથમ ચૈત્ર સુદ ૯ વડુ ગામમાં, ભટ્ટારક પદ તેજ વર્ષમાં બીજા ચૈત્ર સુદ ૫ સોમ; સ્વર્ગવાસ સં. ૧૮૩૭ કાતિક વદ ૯ વીરમગામમાં.

**૬૬ વિવેકચંદ્ર**—જાલોરના ઓસવાલ સંઘવી શા મૂળચંદ પિતા, મહિમાદે માતા, જન્મ સં. ૧૮૦૯ સં. ૧૮૨૦ નાગોરમાં, આચાર્યપદ સં. ૧૮૩૭ આસો સુદ ૨ વીરમગામ, ભટ્ટારક પદ સં. ૧૮૩૭ મહા સુદી ૫ વીરમગામ, સ્વર્ગવાસ સં. ૧૮૫૪ શ્રાવણ વદિ ૧૩ ઉજ્જેણીમાં.

**૬૭લબ્ધિચંદ્ર**—વીકાનેરના ઓસવાલ છાજેડ ગોત્રના પિતા શા. ગિરધર, માતા ગોરમદે. જન્મ સં. ૧૮૩૫ શ્રાવણ વદ, દીક્ષા સં. ૧૮૪૯ વૈશાખ સુદ ૩ ખંભાત, આચાર્યપદ સં. ૧૮૫૪ શ્રાવણ વદ ૯ ઉજ્જેણમાં, ભટ્ટારકપદ સં. ૧૮૫૪ માગસર વદ ૫ ઉજ્જેણમાં, સ્વર્ગવાસ સં. ૧૮૮૩ કાર્તિક વદ ૧૦ વીકાનેર. તેમણે સિદ્ધાન્તરત્નિકા વ્યાકરણ જ્યોતિષ જાતક ગ્રંથ વગેરે રચ્યા. એમના ઉપદેશથી

ઉદેપુર વાસી પટવા જોરાવરમલ્લજીએ ૨૫ લાખ ખર્ચી શત્રુંજયનો સંઘ કાઢયો.

૬૮ હર્ષચંદ્ર—બંગાલના સાધાસર (સાધાસણ) ગામના ઓસવાલ સંઘવી ગોત્રીય શગતા શાહ પિતા, વખતાદે માતા. દીક્ષા સં. ૧૮૮૧ મહા શુદ ૧૩, આચાર્યપદ સં. ૧૮૮૩ કારતક વદિ ૭ વીકાનેરમાં—તેજ વર્ષમાં ભટ્ટારક પદ મહા શુદ ૫, સ્વર્ગવાસ સં. ૧૯૧૩ ફાગણ વદ ૧૩ શંખેશ્વરમાં. સં. ૧૯૦૮ નો પ્રતિષ્ઠાલેખ ગે. રે.

તેમના ઉપદેશથી મુર્શિદાબાદ વાળા પ્રતાપસિંહ બાબુએ સં. ૧૯૦૪ માં કેશરીઆજીનો સંઘ કાઢયો. આના શિષ્ય કુશલચંદ્ર ગણિ (કચ્છ કોડાય વીશા ઓસવાળ જેતસિંહના ભીમબાઇથી પુત્ર જન્મસં. ૧૮૮૭, દીક્ષા સં. ૧૯૦૭ માગશર શુદ ૨, સ્વ. ૧૯૭૦ ભાદરવા શુદ ૧૦ કચ્છ કોડાયમાં) થયા.

૬૯ હેમચંદ્ર—કચ્છ કોડાયના ઓસવાળ જ્ઞાતિ શાહ ડુંગરશી પિતા, દીક્ષા સં. ૧૯૧૪ વૈશાખ શુદ ૩, આચાર્યપદ સં. ૧૯૧૫ વીકાનેરમાં, સ્વર્ગવાસ સં. ૧૯૬૭ ચૈત્ર વદી ૭ વીકાનેરમાં.

૭૦ ભ્રાતૃચંદ્ર—જન્મ વાંકડીયા વડગામ (મરૂધર દેશમાં) બ્રાહ્મણ ઔદિચ્ય દાનમલજી પિતા, વિજયા માતા, જન્મ સં. ૧૯૨૦, દીક્ષા સં. ૧૯૩૫ ફાગણ સુદ ૨ વીરમગામમાં, આચાર્યપદ સં. ૧૯૬૭ વૈશાખ સુદ ૧૩ શિવગંજમાં, સ્વર્ગવાસ સં. ૧૯૭૨ ના વૈશાખ વદ ૮ બુધ રાજનગર—અમદાવાદમાં.

૭૧ દેવચંદ્ર—હાલ વિદ્યમાન છે. કે જેમણે સં. ૧૯૮૨ માં મુંબઇમાં ભરાયેલી યતિપરિષદ્‌માં પ્રમુખસ્થાન લીધું હતું.

[ આ પટ્ટાવલીની હકીકત મુખ્યત્વે કરી ગચ્છપ્રબંધમાં છપાયેલ તે પટ્ટાવલિ પૃ. ૧૭૨ થી ૧૮૯, તથા શ્રીમન્નાગપુરીય તપાગચ્છની—પ્ર૦ જૈન યુવકમંડળ અમદાવાદ એ બંને પરથી ટૂંક સાર રૂપે સમન્વય કરી લીધો છે. ]

## ૩ વિધિપક્ષ ગચ્છ–અંચલ ગચ્છની પટ્ટાવલી.

ઉદ્યોતનસૂરિ.

૩૬. સર્વદેવ.

૩૭. **પદ્મદેવ.**—શંખેશ્વર પાર્શ્વનાથની યાત્રાએ આવતાં ત્યાં સાંખ્ય દર્શનીઓને વાદમાં જીતવાથી તેમનું બીજું નામ સાંખ્યસૂરિ પડયું, અને શંખેશ્વરમાં એ વાત બની તેથી **શંખેશ્વર ગચ્છની** સ્થાપના થઇ.

૩૮ ઉદયપ્રભ.

૩૯ પ્રભાનંદ.

નાણુક ગામમાં ત્યાંના શ્રાવકોએ ઘણાં નાણાં ખર્ચી મહોત્સવ પૂર્વક તેમનો નગર પ્રવેશ કરાવ્યો. નાણુક ગામ પરથી યા ઘણું નાણું ખર્ચ્યું તેથી **નાણુક ગચ્છની** સ્થાપના થઇ.

+૪૦ ધર્મચંદ્ર

૪૧ સુવિનયચંદ્ર

૪૨ ગુણસમુદ્ર

૪૩ વિજયપ્રભ

૪૪ નરચંદ્ર

૪૫ વીરચંદ્ર

૪૬ જયસિંહ

+૪૭ આર્યરક્ષિત

ભાંડારકર રીપોર્ટ ૧૮૮૩–૮૪ પૃ. ૩૨૧ માં નીચેની પરંપરા આપે છેઃ—ઉદ્યોતન, સર્વદેવ, પદ્મદેવ, ઉદયપ્રભ, પ્રમાનંદ, ધર્મચંદ્ર, સુમનચંદ્ર, ગુણચંદ્ર, વિજયપ્રભ, નરચંદ્ર, વીરચંદ્ર, મુનિતિલક, જયસિંહ, આર્યરક્ષિત.

મેરૂતુંગની પ્રબંધ ચિંતામણીની પ્રસ્તાવનામાં પૃ. ૧૦ એમ છે કે–ઉદ્યોતન, સર્વદેવ, (ધનપાલ વિ. ૧૦૨૯) પદ્મદેવ, ઉદયપ્રભ, નરચંદ્ર, શ્રીગુણસૂરિ, વિજયપ્રભ, નરચંદ્ર, વીરચંદ્ર, આર્યરક્ષિત.

આત્મારામજીના વંશવૃક્ષમાં એમ છે કેઃ—સર્વદેવસૂરિના સમયમાં આઠ શાખા થઇ—સર્વદેવ, પદ્મદેવ, ઉદયપ્રભ, પ્રભાનંદ, ધર્મચંદ્ર, શ્રીવિનયચંદ્ર, ગુણસમુદ્ર, વિજયપ્રભ, જયસિંહ, નરચંદ્ર, વિજયચંદ્ર, આર્યરક્ષિત.

+આર્યરક્ષિત-દંત્રાણા ગામમાં પ્રાગ્વાટ વણિક નામે દ્રોણ પિતા, જન્મ સં. ૧૧૩૬ મૂલનામ ગોદુ, દીક્ષા સં. ૧૧૪૬ (મેરૂતુંગના પ્રબંધચિંતામણી ની અમદાવાદ આવૃત્તિની પ્રસ્તાવનામાં સં. ૧૧૪૧, શતપદી સમુદ્ધારમાં સં. ૧૧૪૨)-જયસિંહ સૂરિ પાસે દીક્ષા નામ વિજયચંદ્ર. દશવૈકાલિક આદિ સૂત્ર વાંચી સાધુ આચાર પ્રમાણે શુદ્ધ-નિરવદ્ય આહાર લેવો, તપ કરવું વગેરે ક્રિયા કરવા લાગ્યા. ગુરૂએ ઉપાધ્યાય પદ આપ્યું. અમુક વખત સુધી શુદ્ધ આહાર ન મળ્યો. પાવાગઢ પાસે ચક્રેશ્વરીદેવીના કથનથી ભાલેજ નગરમાં આહાર મળ્યો. ત્યાં યશોધન ભણશાલીએ મોટું નવું દેરાસર બંધાવી પ્રતિષ્ઠા કરાવી. ઉપાધ્યાયજીની વિધિસહિત શુદ્ધ ક્રિયાની પ્રશંસા દેવવાણીએ કરી. ને ત્યાંથી સં. ૧૧૬૯ મા વર્ષે, મૂળ નાણક ગચ્છને બદલે **વિધિપક્ષ ગચ્છ**ની સ્થાપના થઇ. (જુઓ ભાંડારકર રીપોર્ટ સન ૧૮૮૩-૪ પૃ. ૪૪૨).

વિજયચંદ્ર ઉપાધ્યાયે માલવદેશમાં વિહાર કર્યો. ૨૧૦૦ સાધુને, ૧૧૦૦ સાધ્વીને દીક્ષા આપી. ગુરૂએ (જયસિંહ સૂરિએ) વિજયચંદ્રને મહાવિર નગરે આચાર્યપદ આપી આર્યરક્ષિત સૂરિ નામ રાખ્યું. સં. ૧૨૦૨. સ્વર્ગવાસ સં. ૧૨૩૬ માં થયો.

સૂરિપદ લીધા પહેલાં આ વિજયચંદ્ર ઉપાધ્યાયે વિણપ નગરમાં કોડી (કોટી) વ્યવહારીને પ્રતિબોધ્યો. તેની પુત્રી-સમયશ્રીએ દીક્ષા લીધી. આ વ્યવહારીને જેસિંગદે (સિદ્ધરાજ જયસિંહે) પોતાનો ભંડારી કર્યો હતો. તે કુમારપાલના સમયમાં પ્રતિક્રમણ કરતાં હેમાચાર્યને પોતાના વસ્ત્રનો છેડો રાખીને વાંદણાં દેવા લાગ્યો. કુમારપાલ રાજાએ તેને વસ્ત્રાચલે કેમ વાંદણાં આપે છે એમ પ્રશ્ન કરતાં હેમચંદ્રાચાર્યે કહ્યું કે તે પ્રમાણે

---

+ મેરૂતુંગની લઘુશતપદીમાં એવો ક્રમ છે કેઃ-ઉદ્યોતન, સર્વદેવ, પદ્મદેવ, ઉદયપ્રભ, પ્રભાનંદ, ધર્મચંદ્ર, સુગુણચંદ્ર, ગુણસમુદ્ર, વિજયપ્રભ, નરચંદ્ર, વીરચંદ્ર, મુનિતિલક, જયસિંહ, આર્યરક્ષિત. ભા. ક. શા રવજી દેવરાજ મુદ્રિત સં. ૧૯૫૧.

સિદ્ધાંતનો માર્ગ છે. ત્યારે કુમારપાલ રાજાએ **વિધિપક્ષ** ગચ્છ એવું નામ સાર્થક છે એમ કહી પ્રશંસા કરી વિધિપક્ષ નામ રાખવાને ઉત્સુક થઇ **અંચલ** ગચ્છ નામ સ્થાપ્યું છે.

આ સૂરિએ ૨૧૦૦ સાધુને ૧૧૩૦ સાધ્વીને દીક્ષા આપી, ૧૨ સાધુને આચાર્યપદ, ૨૦ સાધુને ઉપાધ્યાય પદે, ૭૦ સાધુને પંડિત પદે, ૧૦૩ ને—(સમયશ્રી આદિ સાધ્વીઓને મહત્તરા પદે, ૮૨ મોટી સાધ્વી ને પવત્તણી—પ્રવર્તિની પદે) સ્થાપિત કર્યા—કુલ ૩૫૧૭ સાધુ આદિનો પરિવાર થયો.

**૪૮ જયસિંહ. (૨)**

કુંકણદેશે સોપારાપુરમાં કોટિ દ્રવ્યનો ધણી દાહડ શેઠ પિતા, નેઢી માતા, જન્મ સં. ૧૧૭૯ મૂલનામ જેસિંહકુમાર, દીક્ષા વિજયચંદ્ર ઉપાધ્યાય પાસે થિરાદ્ર (થરાદ) માં સં. ૧૧૯૩ (મેરૂ. પ્ર. તથા શત. ૧૧૯૭), સૂરિપદ સં. ૧૨૩૬, સ્વર્ગ૦ સં. ૧૨૬૮ ઉમર વર્ષ ૭૯.

આ સૂરિએ મુંગીપટ્ટણથી કુમારપાલ રાજાએ બોલાવેલા ને પીરાણા પાટણમાં પોતાના ભટ્ટારક સહિત આવેલા દિગંબરી સાળવીઓને તેના ભટ્ટારક સાથે વાદ કરી તેને જીતી શ્વેતાંબર કર્યા. આ દિગંબરી શાખાના—યતિઓ હમણાં પણ **હર્ષના સંઘાડાના** કહેવાય છે. તે સર્વ **અંચલ** ગચ્છના જાણવા.

તેમના સ્વર્ગવાસનું વર્ષ ભંડારકર રીપોર્ટ ૧૮૮૩-૮૪ પૃ. ૩૨૩ માં ૧૨૪૯ નું આપે છે ને વળી ઉપદેશચિંતામણીની પ્રશસ્તિ પૃ. ૪૪૨ ઉતારે છે કે:—

मौलिं धुनोति स्म विलोक्य यस्य निःसंगतां विस्मितचित्तवृत्तिः ।
श्री सिद्धराजः स्वसमाजमध्ये सोऽभूत्ततः श्री जयसिंहसूरिः ॥

**૪૯. ધર્મઘોષ—**(મરૂદેશે) **માહવપુરે ચંદ્ર વ્યવહારી પિતા, રાજલદે માતા, જન્મ સં. ૧૨૦૮, દીક્ષા સં. ૧૨૧૬, સૂરિપદ સયંભરી નગરીમાં સં. ૧૨૩૪, સ્વ. સં. ૧૨૬૮ ઉમર વર્ષ ૫૯.**

+તેમણે શાકંભરી (સાંભર) દેશમાં રાજાને દારૂ અને આહેડા (શિકાર)નું વ્યસન મૂકાવી પાર્શ્વપ્રતિમા પૂજતો કીધો. સં. ૧૨૬૩માં શતપદી (અષ્ટાદશ પ્રશ્નોત્તર રૂપ) ગ્રંથ પ્રાકૃતમાં રચ્યો (જુઓ પીટર્સન રીપોર્ટ ૧, પૃ. ૬૩ પરિશિષ્ટ પૃ. ૧૨). તેમનું 'વાદિસિંહ શાર્દૂલ' એ બિરૂદ હતું.

**૫૦. મહેંદ્રસિંહ**—સર નામના નગરમાં શ્રેષ્ઠિ દેવપ્રસાદ પિતા, ખીરદેવી માતા (શત૦ સ્થિરાદેવી), જન્મ સં. ૧૨૨૮ (મેરૂ. પ્ર. સં. ૧૨૨૦), મૂલ નામ મહેંદ્ર. દીક્ષા સં. ૧૨૩૭, આચાર્યપદ સં. ૧૨૬૩, ગચ્છનાયકપદ સં. ૧૨૬૯, સ્વ. ૮૨ વર્ષની વયે તથરવાડે સં. ૧૩૦૯. તેમણે પોતાના ગુરૂના શતપદી ગ્રંથપર સં. ૧૨૯૪માં ટીકા રચી કે જેને બૃહત્ શતપદી કહેવામાં આવે છે, અને ૧૧૧ પ્રાકૃત ગાથાનું તીર્થમાલાસ્તવન રચ્યું કે જે વિધિપક્ષ પ્રતિક્રમણમાં છપાયું છે.

**૫૧. સિંહપ્રભ**—વીજાપુરના શ્રેષ્ઠી અરિસિંહ પિતા, પ્રીતિમતિ માતા, જન્મ સં. ૧૨૮૩, દીક્ષા સં. ૧૨૯૧, આચાર્ય તથા ગચ્છ-નાયક પદ સં. ૧૩૦૯ (મેરૂ. પ્ર૦ સં. ૧૩૦૮), સ્વ૦ ૩૦ વર્ષની વયે સં. ૧૩૧૩.

**૫૨. અજિતસિંહ**—ડોડ ગામમાં (મેરૂ૦ પ્ર૦ તથા શત૦ માં ટોડ ગામમાં) જિનદેવ શેઠ પિતા, જિનદેવી માતા, જન્મ સં. ૧૨૮૩, દીક્ષા સં. ૧૨૯૧, આચાર્ય ૧૩૧૪ (અણહિલ્લપાટણમાં), ગચ્છનાયકપદ જાલોરમાં સં. ૧૩૧૬, સ્વ૦ વર્ષ ૫૬ ની વયે સં. ૧૩૩૯.

તેમણે સુવર્ણ નગરી(જાલોર)ના રાજા સમરસિંહને પ્રતિબોધી દેશમાં થતી જીવહિંસા બંધ કરાવી. (શિલાલેખ સં. ૧૩૪૨ અને ૪૪ કીલ્હૉર્ન.

---

+ધર્મઘોષસૂરિ અનેક થયા છે. બોધિત-શાકંભરીભૂપ: એવા ધર્મઘોષ-સૂરિ તે શીલભદ્રસૂરિના શિષ્ય હતા તે ધર્મઘોષસૂરિના શિષ્ય યશોભદ્રસૂ-રિના શિષ્ય દેવસેનગણિના શિષ્ય પૃથ્વીચંદ્રસૂરિએ પોતાના કલ્પટિપ્પનની પ્રશસ્તિમાં જણાવ્યું છે. નં. ૧૬૩ સન ૧૮૮૧-૮૨ કિલ્હૉર્ન રીપોર્ટ.

ઈ. એ૦ વૉ. ૧૪ પૃ. ૩૪૫-૫૫, વૉ૦ ૨૦ પૃ. ૧૩૭. જૈન શિલાલેખ જ. એ. સો. મુંબઇ વૉ૦ ૫૫, ભાગ ૧ પૃ. ૪૭). ૧૫ ને એક સાથે આચાર્ય પદવી આપી.

**૫૩. દેવેન્દ્રસિંહ**—પાલણપુરમાં શ્રીમાલી સાંતુશેઠ પિતા, સંતોષશ્રી માતા, જન્મ સં. ૧૨૯૯, દીક્ષા થિરાદ્ર (થરાદ)માં ૧૩૦૬, આચાર્યપદ તિમિરપુરમાં ૧૩૨૩, ગચ્છનાયકપદ ૧૩૩૯, સ્વ૦ ૧૩૭૧ અણુહિલપુર પાટણમાં ૭૨ વર્ષની વયે.

**૫૪. ધર્મપ્રભ**—ભિન્નમાલમાં શ્રીમાલી લીંબાશેઠ પિતા, વિજલદે માતા, જન્મ સં. ૧૩૩૧, દીક્ષા જાલોરમાં ૧૩૪૧, આચાર્યપદ ૧૩૫૯, ગચ્છનાયકપદ અણુહિલપુર પાટણમાં ૧૩૭૧,

**ભુવનતુંગસૂરિ** શાખાચાર્ય થયા. તેને રાઉલ ખેંગારની સમક્ષ જુનાગઢમાં ( ખેંગાર ૪ થો રાજ્ય સં. ૧૩૩૬-૯૦ જુઓ આર્કો૦ સર્વે વેસ્ટ ઇંડિયા ૨, પૃ. ૧૬૪-૫ ) તક્ષનાગને પ્રત્યક્ષ આણી ૧૬ ગારૂડીઓના વાદ જીત્યા ને તેમની પાસે જીંદગી સુધી સર્પ પકડવાનો ને ખેલાવવાનો ધંધો ન કરવો એવો નિયમ કરાવ્યો. પાતસાહની મંજૂરીયાતથી સવાલાખ જાલ છોડાવી, ૫૦૦ ભઠી બંધ કરાવી.

ધર્મપ્રભનું બીજું નામ પ્રજ્ઞાતિલકસૂરિ હતું. તે આચાર્ય ૬૩વર્ષની વયે આસોટી ગામમાં સ્વર્ગસ્થ થયા. સં. ૧૩૯૩.

તેમણે અંકાષ્ટયક્ષ (સં. ૧૩૮૯)માં કાલિકાચાર્ય કથા રચી (જુઓ જયસોમનો વિચારરત્નસંગ્રહ, અને સમયસુંદરનું સામાચારી શતક). આ કથાનું સંશોધન જર્મન ડા૦ લૅાયમને કરી જર્નલ જર્મ૦ ઓર. સો. વૉ. ૪૭ પૃ. ૫૦૫-૯માં પ્રકટ કર્યું છે.

**૫૫. સિંહતિલક**—મરૂદેશે અઇવપુરે (મેરૂ૦ પ્ર૦ અને શત૦ આહિત્સવાટકે) આશાધર શેઠ પિતા, ચાંપલદે માતા, જન્મ સં. ૧૩૪૫, દીક્ષા ૧૩૫૨, આચાર્ય ૧૩૭૧ આણંદપુરમાં, ગચ્છનાયકપદ પાટણમાં ૧૩૯૩, સ્વ૦ સ્તંભતીર્થે ૫૦ વર્ષની વયે ૧૩૯૫.

**૫૬. મહેન્દ્રપ્રભ**—( શત૦ મહેન્દ્રપ્રભુ )-વડગામમાં ઓસ૦ આશા શેઠ (મેરૂ૦ પ્ર૦ પારેખ આભા) પિતા, જીવણાદે માતા, જન્મ સં. ૧૩૬૩, દીક્ષા વીજાપુરે ૧૩૭૫ (મેરૂ૦ પ્ર૦ અને શત૦ ૧૩૬૫), આચાર્યપદ ૧૩૯૩ ( મેરૂ૦ પ્ર૦ ૧૩૮૯ ) અણુહિલ્લપુર પાટણમાં, ગચ્છનાયકપદ સ્તંભતીર્થખંભાત બંદરે ૧૩૯૮, સ્વ૦ ૮૧ વર્ષનું આયુષ્ય ભોગવી સં. ૧૪૪૪ (મેરૂ૦ પ્ર૦ અને શત૦ ૧૪૪૩).

તેમના સમયમાં શાખાચાર્ય અભયસિંહસૂરિ થયા. તેના ઉપદેશથી સં. ૧૪૩૨ માં પાટણવાસી મીઠડિયા ગોત્રના શા૦ ખેતો નોડીએ પાર્શ્વપ્રતિમા ભરાવી કે જે શ્રી ગોડી પાર્શ્વનાથજી હાલ વિદ્યમાન છે. (જુઓ ગોડીપાર્શ્વનાથ ચોઢાલીઉં-વિધિપક્ષ પ્રતિક્રમણમાં છપાયું છે તે, તથા ભંડારકર ૧૮૮૩-૮૪ નો રીપોર્ટ પૃ. ૩૨૩).

મહેંદ્રપ્રભનો પ્રતિષ્ઠાલેખ ૧૪૫૪ બુ. ૧.

**૫૭. મેરૂતુંગ**—નાણી (મરૂદેશે જીર્ણપુરમાં) ગામમાં પોરવાડ વોરા વયરસિંહ પિતા, નાહ્લણદે માતા, જન્મ સં. ૧૪૦૩, દીક્ષા ૧૪૧૮, આચાર્યપદ ૧૪૨૬, ગચ્છનાયક પદ ૧૪૪૬, સ્વ૦ ૬૮ વર્ષની વયે ૧૪૭૧.

એમણે વઢીયાર દેશમાં શંખેશ્વર પાસે લોલાડ ગ્રામમાં જીરીકાપલ્લી પાર્શ્વનાથના પોતે રચેલા ॐ નમો દેવદેવાય એથી શરૂ થતા સ્તોત્રથી તેની સ્તવના કરી વિઘ્ન નિવાર્યું અને તેજ ગામમાં બાદશાહ મહમદની ફોજ લઇ આવતાં તેની ફોજને પાર્શ્વનાથના મહિમાથી પાછી વાળી. વડનગરના નાગર વાણીઆનાં ત્રણસો ઘર ત્યાંના નગરશેઠના પુત્રને ડંખેલ સર્પનું ઝેર પોતાના ઉપરોક્ત સ્તોત્રથી નિવારી શ્રાવક કર્યાં. આ સ્તોત્ર વિધિપક્ષ પ્રતિક્રમણમાં છપાયું છે.

પ્રતિષ્ઠાલેખો સં. ૧૪૫૬-૬૮-૭૦ બુ. ૧, ૧૪૪૫-૬૮ બુ. ૨. ૧૪૫૯ ના. ૨, ૧૪૪૭-૪૯ ના. ૧.

તેમના ગ્રંથો+—કાલિદાસ માઘ આદિનાં પંચકાવ્ય પેઠે પોતે પાંચ કાવ્ય રચ્યાં (૧) નાભિવંશકાવ્ય. (૨) યદુવંશસંભવ કાવ્ય. (૩) નેમિદૂત કાવ્ય વગેરે. ઉપરાંત નવીન વ્યાકરણની રચના કરી. સૂરિમંત્ર કલ્પ (જુઓ પીટર્સન રીપોર્ટ ૩ પૃ. ૩૬૪-૫) અને બીજા ગ્રંથો રચ્યા. મેઘદૂતકાવ્ય પણ (જુઓ તેજ રીપોર્ટ પૃ. ૨૪૮) રચ્યું, શતપદીસમુદ્ધાર પોતાની ૫૩મા વર્ષની વયે (એટલે સં. ૧૪૫૬) અથવા તે શતકના ૫૩મા વર્ષે (એટલે સં. ૧૪૫૩માં), (લઘુશતપદી સં. ૧૪૫૦ માં) શ્રી કંકાલય રસાધ્યાય (જુઓ વેબર વર્ક. ૧, પૃ. ૨૯૭) રચ્યાં.

ક્લાટ કહે છે કે પ્રબંધચિંતામણી, ઉપદેશ-શત અને કાતંત્ર-વ્યાખ્યાન આ સૂરિથી મોટા મેરૂતુંગસૂરિ કે જે નાગેંદ્ર ગચ્છના હતા તેમણે રચ્યા છે.

લીંબડીભંડારમાં મેરૂતુંગસૂરિનો રાસ (દા. ૪૨ નં. ૨૫) છે તે આ સૂરિના સંબંધમાં વધારે પ્રકાશ પાડી શકે તેમ સંભવ છે.

જયશેખરસૂરિ—આના સમયમાં શાખાચાર્ય થયા. તેઓ મહેંદ્રસૂરિના શિષ્ય હતા. તેમણે ( શેકડા ગ્રામમાં ) ઉપદેશચિંતામણિ ૧૨૦૦૦ શ્લોકમાં ( સં. ૧૪૩૬ જુઓ ભાંડારકર રીપોર્ટ ૧૮૮૩-૪ પૃ. ૧૩૦, ૪૪૨-૩ ), પ્રબોધચિંતામણિ-સં. ૧૪૬૨ ( કીલહૉર્ન રીપોર્ટ પૃ. ૯૫ જુઓ ), સંબોધસત્તરી ( જુઓ પીટર્સન પહેલો રીપોર્ટ પૃ. ૧૨૫), આત્માવબોધકુલક અને બીજા ( કુલક ૧૨ ) તેમજ બીજી નાની કૃતિઓ જેવી કે બૃહદ્અતિચાર ( વિધિપક્ષ પ્રતિક્રમણમાં છપાયેલો છે. પૃ. ૮૮-૨૨૮ ), અજીતશાંતિસ્તવન ( તેમાં પૃ. ૩૫૭-૬૫) રચેલ છે.

---

+ આ મેરૂતુંગસૂરિએ સપ્તતિભાષ્યટીકા સં. ૧૪૪૯ માં રચી છે તેમાં પોતાના જે અન્ય ગ્રંથોનો ઉલ્લેખ કરે છે તેનાં નામઃ-મેઘદૂત સવૃત્તિ, ષડ્દર્શન સમુચ્ચય બાલાવબોધવૃત્તિ, અને ધાતુપારાયણ.

વિશેષમાં કુમારસંભવ કાવ્ય,+ તથા ધમ્મિલ ચરિત્ર (સં. ૧૪૬૨) છે. પ્રતિષ્ઠા લેખ ૧૫૧૭ બુ. ૧.

**માણિક્યસુંદર સૂરિ**—બીજા શાખાચાર્ય મેરૂતુંગના શિષ્ય છે. તેમણે ગુણવર્મા ચરિત્ર (જુઓ બેન્ડલ્લ. જર્નલ પૃ. ૬૪), સત્તરભેદી પૂજા કથા, પૃથ્વીચંદ્ર ચરિત્ર (જુઓ વેબર વર્ઝ૦ ૨ પૃ. ૧૭૫ નં. ૨૪૧ સન ૧૮૭૩-૭૪ બુહુલરરી; કસ્તૂરસાગર ભં. ભાવનગર), ચતુઃપર્વી કથા ધર્મદત્તસ્થાનક આદિ રચેલ છે. વળી શુકરાજ કથા (૧૮૮૦-૮૧ રીપોર્ટ પૃ. ૨૭), મલયસુંદરી કથા-ગૂજરાતના શંખરાજાની સભામાં (પીટર્સન પહેલો રીપોર્ટ પૃ. ૧૨૩), સંવિભાગ-વ્રત-કથા (મિત્ર, નોટીસઝ ૮, પૃ. ૨૩૭-૮) પણ રચેલ છે.

**માણિક્યશેખરસૂરિ**—નામના મેરૂતુંગના શિષ્યે આવશ્યક નિર્યુક્તિદીપિકા રચી (નં. ૩૭૬-સન ૧૮૭૯-૮૦ ભં. ઇ.) તેમાં તેણે પોતાના અન્ય ગ્રંથોનો ઉલ્લેખ કરેલ છે તેનાં નામઃ-પિંડનિર્યુક્તિદીપિકા, ઓઘનિર્યુક્તિદીપિકા, દશવૈકાલિક દીપિકા, ઉત્તરાધ્યયનદીપિકા, આચારાંગદીપિકા અને નવતત્ત્વ વિવરણ. પિંડનિર્યુક્તિદીપિકા ( નં. ૩૮૯ સન ૧૮૭૯-૮૦ ભાં. ઇ. ) વિશેષમાં કલ્પનિર્યુક્તિ પર અવચૂરી ( નં. ૧૯ સન ૧૮૭૭-૭૮ ભાં. ઇ. ) રચી.

**૫૮ જયકીર્ત્તિ**—તિમિરપુરમાં શ્રીમાલી ભૂપાલ શેઠ પિતા, ભરમાદે માતા, જન્મ સં ૧૪૩૩, દીક્ષા ૧૪૪૪, સૂરિપદ ખંભાત બંદરે ૧૪૬૭, ગચ્છનાયકપદ પાટણમાં ૧૪૭૩, સ્વ૦ ૬૭ વર્ષની વયે સં. ૧૫૦૦.

---

+ તેમના શિષ્ય ધર્મશેખરે કુમારસંભવ કાવ્ય પર ટીકા સં. ૧૪૮૨ માં રચી છે. તેમાં આ પ્રમાણે છે.

श्रीमदंचलगच्छे श्री जयशेखर सूरयः ।
चत्वारस्तै महाग्रंथाः कविशक्रैर्विनिर्मिताः ॥
प्रबोधश्चोपदेशश्च चिंतामणि कृतोत्तारो ।
कुमारसंभवं काव्यं चरित्रं धम्मिलस्य च ॥

તેમના શિષ્ય શીલરત્નસૂરિએ મેરૂતુંગના મેઘદૂત કાવ્યપર વૃત્તિ રચી સં. ૧૪૯૧ ચૈત્ર વદ ૫ બુધ અણહિલ્લપુર પાટણમાં. તેને ઉપરોક્ત માણિક્યસુંદરસૂરિએ સંશોધી. (જુઓ પીટર્સન ત્રીજો રીપોર્ટ પૃ. ૨૬૯-૫૦ તથા ઇં. એ. વૉ. ૧૯ પૃ. ૩૬૬).

જયકીર્તિના પ્રતિષ્ઠા લેખ સં. ૧૪૮૧-૮૭-૮૮-૯૩-૯૯-૧૫૦૩-૦૫ બુ. ૧; ૧૪૭૩-૮૪-૮૭-૯૦-૯૧-૯૯ બુ ૨; ૧૪૮૧-૮૩ ના. ૧, ૧૪૮૩-૯૦-૯૪ ના. ૨.

**૫૯ જયકેસરી**—પાંચાલદેશે શ્રીથાન (થાન)નગરે શ્રીમાલી દેવસિંહ શેઠ પિતા, લાખણદે માતા, જન્મ સં. ૧૪૬૧, મૂપ નામ ધનરાજ, દીક્ષા સં. ૧૪૭૫, આચાર્યપદ ૧૪૯૪, ગચ્છનાયકપદ ચાંપાનેરમાં ૧૫૦૧, સ્વ૦ ૮૧ વર્ષની ઉમરે ૧૫૪૨. તેમણે અનેક ચમત્કાર કર્યા છે.

પ્રતિષ્ઠા લેખ સં. ૧૫૦૭-૦૮-૦૯-૧૦-૧૧-૧૩-૧૬-૧૭-૧૯ ૨૦-૨૨-૨૪-૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૨-૩૬ બુ. ૧; ૧૫૦૪-૦૮ ૧૨-૧૩-૧૭-૨૦-૨૧-૨૨-૨૭-૨૮-૨૯-૩૧ બુ. ૨; ૧૫૦૩-૦૭-૦૯-૨૨-૨૩ ૩૦-૩૧-૩૨-૩૯ ના. ૧; ૧૫૦૫-૦૯-૧૩-૧૫-૨૩-૨૪-૨૭-૨૮-૨૯-૩૦ ના. ૨.

**૬૦ સિદ્ધાંતસાગર**—પાટણ નગરે ઓસવાલ સોની, જાવડ પિતા, પૂરલદે માતા, જન્મ સં. ૧૫૦૬, મૂલ નામ સોનપાલ, દીક્ષા ૧૫૧૨, આચાર્યપદ ૧૫૪૧, ગચ્છનાયક પદ ૧૫૪૨, સ્વ. ૫૪ વર્ષની વયે સં. ૧૫૬૦.

પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૪૫-૪૭-૪૮-૪૯-૫૨-૫૩-૫૫ બુ. ૧, ૧૫૪૨-૪૮-૫૧-૫૩-૫૭-૬૦ બુ. ૨; ૧૫૫૧ ના. ૧; ૧૫૪૫-૫૪-૫૫ ના. ૨.

**૬૧ ભાવસાગર**—મારવાડ દેશે નરસાણી ગામે શ્રીમાલી વોરા સાંગા પિતા, સિંગારદે માતા, જન્મ સં. ૧૫૧૦, મૂલ નામ ભાવડ, દીક્ષા જયકેસરિસૂરિને હાથે ખંભાયત બંદરે ૧૫૨૦, આચાર્ય ને ગચ્છેશ પદ માંડલ ગામમાં ૧૫૬૦, સ્વ. ૭૩ વર્ષની વયે સં. ૧૫૮૩.

તેમના રાજ્યમાં વિનયહંસે સં. ૧૫૭૨ માં દશવૈકાલિક પર વૃત્તિ રચી (જુઓ મિત્ર, નોટીસઝ ૮, પૃ. ૧૬૮-૯.)

તેમના પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૬૦-૬૪-૬૫-૬૬-૬૭-૬૮ બુ. ૧; ૧૫૬૦-૬૧-૬૩-૮૧ બુ. ૨; ૧૫૬૧-૬૫-૭૪-૭૬ ના. ૧;

**૬૨ ગુણનિધાન**—પાટણનગરે શ્રીમાલી નગરાજ પિતા, લીલાદે માતા, જન્મ સં. ૧૫૪૮ મૂલ નામ સોનપાલ, દીક્ષા સિદ્ધાંતસાગર-સૂરિ હાથે ૧૫૫૨, સૂરિપદ ને ગચ્છેશપદ સ્તંભતીર્થે ૧૫૮૪, સ્વ. ૫૪-વર્ષે સં. ૧૬૦૨.

તેમના રાજ્યમાં સં. ૧૫૯૮ માં એક પ્રત તે ગચ્છના દયાશીલને આપવામાં આવી (ઘોઘા ભં.)

પ્રતિષ્ઠાલેખ સં. ૧૫૮૭-૯૧ બુ. ૧, ૧૫૮૪-૮૭-૯૧-૧૬૦૦ બુ. ૨; ૧૫૭૯ ના. ૨.

**૬૩ ધર્મમૂર્ત્તિ**—ત્રંબાવતી-ખંભાતના શ્રીમાલી હંસરાજ વણિક પિતા, હાંસલદે માતા, જન્મ સં. ૧૫૮૫, મૂલ નામ ધર્મદાસ, દીક્ષા ૧૫૯૯, આચાર્ય પદ અમદાવાદમાં ૧૬૦૨, ગચ્છનાયક પદ એજ વર્ષમાં. સ્વ૦ પાટણમાં ૮૫ વર્ષે સં. ૧૬૭૦.

તેઓ ઉગ્ર ત્યાગી હતા. તેમના રાજ્યમાં ઉત્તરાધ્યયન-દીપિકાની પ્રત સં. ૧૬૪૩-૪ માં લખાઇ હતી. (જુઓ વેબર વર્ઝ. ૨, પૃ. ૭૧૮) અને વ્યવહારસૂત્રની પ્રત સં. ૧૬૬૫ માં લખાઇ હતી. (જુઓ તેજ પૃ ૬૩૮). તેમણે પોતે વૃદ્ધચૈત્યવંદન (શ્રાવક પ્રતિક્રમણાદિ સૂત્ર ૧૮૮૬ મુંબઇ પૃ. ૪૮-૫૫ માં મુદ્રિત) અને પ્રદ્યુમ્ન ચરિત (જુઓ. કુંતે રીપોર્ટ ૧૮૮૧, પૃ. ૪૪) રચેલ છે.

તેમના રાજ્યમાં સં. ૧૬૬૬ માં સૂત્રકૃતાંગ નિર્યુક્તિની પ્રત લખાઇ. (વઢવાણ શહેર વિદ્યાશાલા ભંડાર.)

પ્રતિષ્ઠાલેખ સં. ૧૬૨૯ બુ. ૧; ૧૬૪૪-૫૪ (અલાઇ ૪૨) બુ. ૨; ૧૬૨૧ ના. ૨

## ૬૪ કલ્યાણસાગર.

લોલાડા ગામના શ્રીમાલી કોઠારી નાનિગ પિતા, નામિલદે માતા, જન્મ સં. ૧૬૩૩, મૂલ નામ કોડણ, દીક્ષા ધવલપુરે સં. ૧૬૪૨, આચાર્યપદ અમદાવાદે ૧૬૪૯, ગચ્છેશપદ પાટણે ૧૬૭૦, સ્વ૦ ભુજ નગરમાં ૮૫ વર્ષની વયે ૧૭૧૮.

તેમણે કચ્છના અધિપતિને પ્રતિબોધ આપી આહેડો (શિકાર) મૂકાવ્યો. સં. ૧૬૭૬ માં લાલણ ગોત્રે ઓસવાલ જ્ઞાતિના શા વર્ધમાન પદમસીએ નવલાખ મહમુદી ખર્ચી આ ગુરૂના ઉપદેશથી નવાનગરમાં મોટો જિનપ્રાસાદ કરાવ્યો. તેમાં ૫૧ મોટાં બિંબ પધરાવ્યાં, ૪૪૧ નાનાં બિંબ ભરાવ્યાં; તથા તેજ શા વર્ધમાન પદમસીએ શત્રુંજય પર મોટું જિનાલય કરાવ્યું ને ત્યાં બીજા સાત દેરાસરમાં પ્રતિષ્ઠા કરાવી.

વળી સં. ૧૬૭૫ ના વૈશાખ શુદિ ૮ રવિવારે નવાનગર વાસી ઓસવાલ જ્ઞાતિ નાગડાગોત્રના અચલગચ્છના શા રાજસીએ ૫૫૧ જિન બિંબ ભરાવી એક મોટું બાવન જિનાલય ચૈત્ય કરાવ્યું તેમાં પ્રતિષ્ઠા વખતે આજ આચાર્ય હતા. એક દેરાસર પર નવલાખ મહમુદી ખર્ચ્યા તથા ૨૧ પ્રાંસાદ બીજા કરાવ્યા તેમાં ચોરાશી લાખ કોરી ખર્ચી.

તેમના ઉપદેશથી આગ્રાથી કોનપાલ અને સોનપાલે સમેતશિખરનો સંઘ કાઢયો ને ત્યાં વીસે તીર્થંકરનાં પગલાં સમરાવી પ્રતિષ્ઠા કરાવી. તે યાત્રા સં. ૧૬૭૧ માં થઇ. આ બંને ભાઇઓએ સં. ૧૬૭૧ માંજ આ સૂરિના હસ્તથી જિનબિંબો પ્રતિષ્ઠિત કરાવ્યાં છે. જુઓ 'કુરપાલ સોણપાલ પ્રશસ્તિ' એ લેખ પૃ. ૨૫ થી ૩૫ જૈન સાહિત્યસંશોધક ખંડ ૨-અંક ૧.

તેમના રાજ્યમાં જાતકપદ્ધતિ વૃત્તિ સં. ૧૬૭૩ માં રચાઇ (જેકોપીનો સંગ્રહ) અને અભિધાન-ચિંતામણિ પરની વ્યુત્પત્તિ રત્નાકર નામની વૃત્તિ સં. ૧૬૮૬ માં દેવસાગરે ( અં. પુણ્યચંદ્ર-માણિક્યચંદ્ર-વિનયચંદ્ર-રવિચંદ્ર શિ. ) રચી (જુઓ વેબર વર્ઝ૦ ૨, પૃ. ૨૫૭).

આ સૂરિના શિલાલેખો સં. ૧૬૭૫ અને ૧૬૮૭ માટે (જુઓ એપિ-ગ્રાફિકા ઇંડિકા વૉ. ૨, ૩૯) ગે. રે.

તેમણે પોતાના શિષ્ય વિનયસાગર માટે મિશ્રલિંગકોશ રચ્યો (પ્ર. કા. છાણી.)

અને તે શિષ્ય વિનયસાગરે ભોજવ્યાકરણ રચ્યું (જુઓ વેબર વર્ઝ. પૃ. ૨૦૩–૪ સરખાવો પૃ. ૧૨૦૬ ) તથા સારસ્વતનાં સૂત્રોને છંદમાં મૂકી વૃદ્ધચિંતામણિ રચ્યો.

પ્રતિષ્ઠા લેખ સં. ૧૬૬૭–૮૧–૮૩ બુ. ૨; ૧૬૭૧–૭૬–૭૮–૧૭૦૨ ના. ૨.

૬૫ **અમરસાગર**—મેવાડના ઉદયપુરમાં (કરહટપુરમાં) શ્રીમાળી (ઓસ) ચોધરી ધોધા પિતા, સોના માતા, જન્મ સં. ૧૬૯૪ મૂલ નામ અમરચંદ્ર, દીક્ષા ૧૭૦૫, આચાર્યપદ ખંભાયતમાં ૧૭૧૫, ગચ્છેશપદ કચ્છના ભુજનગરમાં ૧૭૧૮, સ્વ. ધોલકામાં ૬૮ વર્ષની આયુએ સં. ૧૭૬૨ માં.

તેમના રાજ્યમાં ઉપદેશ–ચિંતામણિની પ્રત સં. ૧૭૩૯ માં લખાઇ (જુઓ ભાંડારકર રીપોર્ટ ૧૮૮૩–૮૪ પૃ. ૪૪૩)

[પાલીતાણીય શાખા આ સૂરિથી નીકળી છે. જુઓ નયશેખરની યોગરત્નાકર ચોપાઇની પ્રશસ્તિ]

[ સં. ૧૭૩૮ માં અંચલગચ્છના ધર્મસાગરસૂરિ શિષ્ય હેમસાગરસૂરિ શિષ્ય લાલજીએ લખેલ પ્રત ભાવનગરના સંઘના ભંડારમાં છે. ]

૬૬ **વિદ્યાસાગર**+—કચ્છદેશે ખીરસરા બંદરમાં ઓસવાલ શા કર્મસિંહ ( કરસના ) પિતા, કમલાદે માતા, જન્મ સં. ૧૭૪૭ આસોવદ ૭, મૂલ નામ વિદ્યાધર, દીક્ષા ૧૭૫૬ ફાલ્ગુન શુદિ ૨, આચાર્ય ધોલકામાં ૧૭૬૨ શ્રાવણ શુદ ૧૦ કે જેનો મહોત્સવ વોરા

+ જુઓ વિદ્યાસાગરસૂરિ રાસ (ઐ૦ રાસ સંગ્રહ ભાગ ૩) નિત્યલાભ કૃત રચ્યા સં. ૧૭૯૮ પોસ ૧૦ અંજારમાં.

અભયચંદ્રે કર્યો, ભટ્ટારક પદ માતર ગામમાં ૧૭૬૨ કાર્તિક વદ ૪ બુધ, સ્વ. ૫૦ વર્ષની વયે ૧૭૯૭ કાર્તિક શુદ ૫.

પ્રતિષ્ઠાલેખ સં. ૧૭૮૫ બુ ૧.

વિદ્યાસાગરસૂરિસ્તવન નિત્યલાભકૃત વિધિપક્ષ પ્રતિક્રમણ મુંબઇ ૧૮૮૯ની આવૃત્તિ પૃ. ૪૫૧માં પ્રકટ થયું છે.

વિદ્યાસાગર શિષ્ય જ્ઞાનસાગર ગણિએ (પછીથી ઉદયસાગરસૂરિએ) ગુણવર્મા ચરિત્ર ( જુઓ મિત્ર, નોટીસીઝ ૮, પૃ. ૧૪૫-૬ ) અને ચોત્રીશ અતિશયનો છંદ (જૈન કાવ્ય પ્રકાશ ભાગ ૧ મુંબઇ ૧૮૮૩ આવૃત્તિ પૃ. ૭૪-૫માં મુદ્રિત) રચ્યા છે.

સત્યસાગર ગણિ માટે જુઓ આ પટ્ટાવલીનો નં. ૬૯.

૬૭. **ઉદયસાગર**—નવાનગરમાં(જામનગરમાં) ઓશવંશના શા. કલ્યાણજી પિતા, જયવંતી માતા, જન્મ સં. ૧૭૬૩, મૂલનામ ઉદય-ચંદ, દીક્ષા સં. ૧૭૭૭, દીક્ષાનામ જ્ઞાનસાગર, આચાર્યપદ ૧૭૯૭ કાર્તિક શુદ ૩ રવિ, ગચ્છેશ પદ તેજ વર્ષ માગશર શુદ ૧૩, સ્વ૦ ૬૩ વર્ષની વયે ૧૮૨૬ આસો શુદ ૨ સુરતમાં. (વિદ્યાસાગરસૂરિ રાસમાં આ સૂરિનું મૂલ સંસારી નામ ગોવર્ધન હતું એમ જણાવ્યું છે).

તેમણે સ્નાત્ર પંચાશિકા સં. ૧૮૦૪ ( અબ્ધિ ખાષ્ટેંદુમિતે વર્ષે ) પાલીતાણામાં શ્રીમાલી ફીકાના પુત્ર કચરાએ કાઢેલા સંઘની સાથે યાત્રા કરતાં રચેલ છે (પીટર્સન ત્રીજો રીપોર્ટ પરિશિષ્ટ પૃ. ૨૩૬-૯).

ક્ષમાસાગરગણિ માટે જુઓ આ પટ્ટાવલીનો નં. ૬૯.

૬૮. **કીર્તિસાગર**—કચ્છના દેસલપુરમાં ઓસવંશી સાહ માલ-સિંહ પિતા, આસબાઇ માતા, જન્મ સં. ૧૭૯૬ મૂલનામ કુંઅરજી, ઉદયસાગરસૂરિના શ્રાવકપણે શિષ્ય થયા સં. ૧૮૦૪, દીક્ષા સં. ૧૮૦૯ માંડવી બંદરમાં, આચાર્યપદ સુરતમાં ૧૮૨૩ કે જે વખતે શા. ખુશા-લચંદ તથા ભુખણદાસે ૭ હજાર ખર્ચી મહોત્સવ કર્યો, ગચ્છેશપદ અંજારમાં ૧૮૨૬, સ્વ૦ ૪૮ વર્ષની વયે સુરતમાં ૧૮૪૩ ભાદરવા શુદિ ૬.

૬૯. પુણ્યસાગર—ગૂજરાતના વડોદરાના પોરવાડ સા. સયસી પિતા, મીઠીબાઇ માતા, જન્મ સં. ૧૮૧૭, મૂલનામ પાનાચંદ, કીર્તિસાગર સૂરિના શ્રાવકપણે શિષ્ય સં. ૧૮૨૪, દીક્ષા ભુજમાં ૧૮૩૩, આચાર્ય અને ગચ્છેશ પદ સુરતમાં ૧૮૪૩ કે જેનો મહોત્સવ શા. લાલચંદે કીધો. સ્વ૦ પાટણમાં ૫૩ વર્ષની વયે ૧૮૭૦ કાર્તિક શુદ ૧૩.

તેમનો શિલાલેખ ૧૮૬૧ નો (એપિ૦ ઇ. વૉ. ૨, ૩૯) ગે. રે.

તેજસાગરે સુરત બંદિરે સં. ૧૮૪૪ શાક ૧૭૦૯ આષાઢ શુદિ ૫ બુધે બર્લિન સંગ્રહની ૨૦૧૩ નંબરની પ્રત લખી છે. તેજસાગર, અમરસાગરસૂરિ (નં. ૬૫) ના શિષ્ય સત્યસાગર ગણિના શિષ્ય ક્ષમાસાગર ગણિના શિષ્ય હતા.

૭૦ રાજેંદ્રસાગર—સુરતમાં જન્મ; સ્વ. માંડવીમાં સં. ૧૮૯૨. તેમનો સં. ૧૮૮૫ નો શિલાલેખ ( એપ. સિટ ૩૯ ) સં. ૧૮૮૬ નો ગે. રે.

૭૧ મુક્તિસાગર—માલવદેશે ઉજ્જેણીના ઓસવાલ શા ખીમચંદ પિતા, ઉમેદ માતા, જન્મ સં. ૧૮૫૭, મૂલ નામ મોતીચંદ, દીક્ષા ૧૮૬૭ વૈશાખ શુદિ ૩, આચાર્ય ને ગચ્છેશ પદ પાટણમાં ૧૮૯૨ વૈશાખ શુદિ ૧૨ કે જેનો મહોત્સવ શેઠ નથુ ગોકલજીએ કર્યો; સ્વ. ૫૭ વર્ષની વયે સં. ૧૯૧૪ માં.

તેમણે સં. ૧૮૯૩ માં પાલીતાણામાં શેઠ ખીમચંદ મોતીચંદે અંજન શલાકા કરી તેમાં ૭૦૦ બિંબની પ્રતિષ્ઠા કરી. ૧૮૯૭ મહા શુદિ ૫ ને દિને નલિનપુરમાં (કચ્છના નલિયામાં) શેઠ નરસિંહ નાથા (લઘુજ્ઞાતીય નાગડા ગોત્રીય) એ કરાવેલ ચંદ્રપ્રભની પ્રતિષ્ઠા કરી. તે શેઠે સિદ્ધાચલ પર દેરાસર કરાવ્યા વગેરે અનેક સુકૃત કર્યા. સં. ૧૮૯૭ ફાગણ શુદિ ૩ ને દિને શા ચાપશી ભીમશી વીસા ઓસવાલે ચિંતામણી પાર્શ્વનાથના બિંબની પ્રતિષ્ઠા ગુરૂ પાસે કરાવી. ખંભાતની પાસે વટાંદરામાં ગોડીજીની પ્રતિષ્ઠા ગુરૂએ કરી. સં. ૧૯૦૫ મહાશુદિ ૫ ને દિને જખૌમાં જીવરાજ રતનસિંહે કરાવેલ મહાવીર ચૈત્યમાં પ્રતિષ્ઠા કરી.

શેઠે ત્રણ લાખ કોરી ખર્ચી પુસ્તકોનો ભંડાર કરાવ્યો. સં. ૧૯૧૦ નલિયામાં ભારમલ તેજસીએ દેરાસર કરાવ્યું ને ગામ સાંધાણમાં શેઠ માંડણ તેજસીએ નવું દેરાસર કરાવ્યું વગેરે.

શિલાલેખ સં. ૧૯૦૫ (એપિ. ઇં. વૉ ૨, ૩૯) ગે. રે.

**૭૨ રત્નસાગર**—કચ્છના મોથારા ગામના શા લાડણ પચાણ પિતા, ઝુમાબાઇ માતા, જન્મ સં. ૧૮૯૨, દીક્ષા ૧૯૦૫, આચાર્યપદ ને ગચ્છેશ પદ ૧૯૧૪, સ્વ૦ સુથરીમાં ૩૬ વર્ષની વયે ૧૯૨૮ શ્રાવણ શુદ ૨

એમના સમયમાં ઓસવંશીય શેઠ નરસિંહ નાથાએ સાતે ક્ષેત્રમાં પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું તથા એજ જ્ઞાતિના શેઠ કેશવજી નાયકે દશલાખ રૂપીઆ ખર્ચી પાલિતાણામાં અંજનશલાકા કરીને ૬૦૦૦ જિન-બિંબ ભરાવ્યાં.

આના શિલાલેખ સં. ૧૯૧૮ (જુઓ ડી. પી. ખખ્ખરનો રીપોર્ટ કચ્છપ્રાંત. પૃ. ૭૫), સં. ૧૯૨૧ નો (જુઓ એપિગ્રાફિક ઇંડિકા વૉ. ૨ ૩૯)–ગે. રે.

અન્ય પ્રતિષ્ઠાલેખ–સં. ૧૯૨૧ બુ. ૧; ૧૯૨૧ રત્નશેખર (? રત્ન-સાગર) સિદ્ધક્ષેત્રે કેશવજી નાયકની પ્રતિષ્ઠા ના. ૨.

**૭૩. વિવેકસાગર**—કચ્છના આશંબીયા ગામના ઓસવાલ શા. ટોકરસિંહના પુત્ર, જન્મ સં. ૧૯૧૧, આચાર્યપદ ને ગચ્છેશપદ મુંબઇમાં સં. ૧૯૨૮. સ્વ૦ મુંબાઇમાં ૩૭ વર્ષની વયે સં ૧૯૪૮ ફાગણ શુદ ૩. પ્રતિષ્ઠાલેખ સં. ૧૯૪૦ ગે. રે.

**૭૪. જિનેંદ્રસાગર.**—કચ્છના ગોધરા ગામના ઓસવાળ સા કલ્યાણજીના પુત્ર.

**ગૌતમસાગર.**

[ આ અંચલગચ્છની પટ્ટાવલી માટે કચ્છકોડાયવાળા શ્રાવક રવજી દેવરાજે શતપદી ભાષાંતર સં. ૧૯૫૧ માં પ્રકટ કરેલ તેમાં છેવટે આપેલ પટ્ટાવલી વગેરે જોઇ. આમાં આવશ્યક સુધારો વધારો કર્યો છે, છતાં તે જોઈ જવા ભલામણ છે. વળી જુઓ ઇ. એં; વૉ. ૨૩ પૃ. ૧૭૪–૧૭૮. ]

# પરિશિષ્ટ ૪.

## રાજાવલી.

૧ [ શ્રીમેરૂતુંગસૂરિની વિચારશ્રેણી=સ્થવિરાવલીમાંથી. ]
જૈન સાહિત્ય સંશોધક ખંડ ૨-અંક ૩-૪.

' જં રયણિં કાલગઓ અરિહા તિત્થંકરો મહાવીરો,
તં રયણિમવંતિવઈ અહિસિત્તો પાલગો રાયા. '

—જે રાત્રિએ શ્રી અર્હન્ તીર્થંકર મહાવીર કાલગત થયા—મોક્ષ પામ્યા તે રાત્રિએ [ ઉજ્જયિનીમાં ચંડપ્રદ્યોત મરણ પામતાં તેના પટ્ટે તેનો પુત્ર ] પાલક રાજા અવંતિપતિ તરીકે અભિષિક્ત થયો.

' સટ્ઠી પાલગરન્નો પણવન્નસયં તુ હોઈ નંદાણં
અટ્ઠસયં મુરિયાણં તીસચ્ચિય પૂસમિત્તસ્સ. ।
બલમિત્ત-ભાણુમિત્તાણ સટ્ઠિ વરિસાણિ ચત્ત નહવહણે
તહ ગદ્દભિલ્લરજ્જં તેરસ વાસે સગસ્સ ચઉ । '

—પાલક રાજાનું ૬૦ વર્ષ રાજ્ય થયું. નંદોનું ૧૫૫ વર્ષ, મૌર્યોનું ૧૦૮, પુષ્યમિત્રનું ૩૦, બલમિત્ર-ભાનુમિત્ર બંનેનું ૬૦, અને નભોવાહનનું ૪૦ વર્ષ. પછી ગર્દભિલ્લનું રાજ્ય ૧૩ અને શકોનું ૪. [ એમ કુલ ૪૭૦ વર્ષ ]

તે પાટલી પુત્રમાં કૂણિકના પુત્ર ઉદાયિ નૃપને કોઇએ મારી નાંખ્યા પછી ગણિકાપુત્ર નંદ વીરાત્ ૬૦ વર્ષે નૃપ થયો. જુઓ પરિશિષ્ટપર્વઃ—

**अनन्तरः वर्द्धमानस्वामिनिर्वाणवासरात् ।**
**गतायां षष्ठिवत्सर्यामेष नन्दोऽभवन्नृपः ॥**

નવ નંદો પાટલીપુરમાં અનુક્રમે થયા. તેમનું રાજ્ય ૧૫૫ વર્ષ રહ્યું. આમ કુલ ૨૧૫ વર્ષ. પરિશિષ્ટપર્વમાં જે કહ્યું છે કેઃ—

'एवं च श्री महावीरमुक्तेर्वर्षशते गते ।
पंचपंचाशदधिके चन्द्रगुप्तो ऽभवन्नृपः ॥

એટલે કે મૌર્ય ચંદ્રગુપ્ત મહાવીરના નિર્વાણથી ૧૫૫ વર્ષે રાજા થયો' તે વિચારવા યોગ્ય છે. આથી આમ ૬૦ વર્ષ તૂટે છે, અને અન્ય ગ્રંથો સાથે વિરોધ આવે છે.

ત્યારપછી ૧૦૮ વર્ષ મૌર્યોનું રાજ્ય. મૌર્યો તે નવમા નંદને ઉથાપી ચાણાક્યે પાટલીપુત્રમાં ચંદ્રગુપ્તાદિ સ્થાપ્યા તે. કુલ આમ ૩૨૩. ત્યારપછી–મૌર્ય રાજ્ય પછી પુષ્યમિત્ર રાજાનું ૩૦ વર્ષ રાજ્ય. પછી બાલમિત્ર–ભાનુમિત્ર એ બંને રાજાનું ૬૦ વર્ષ રાજ્ય. આ તેજ કે જેઓ કલ્પચૂર્ણિમાં ચતુર્થી પર્વના કરનાર કાલકાચાર્યને કાઢી મૂકનારા ઉજ્જયિનીમાં હતા જણાવ્યા છે તે. ત્યારપછી નભોવાહનનું ૪૦ વર્ષ રાજ્ય. આ કોઇ નરવાહન રાજા થયો કહેવાય છે. એમ વીર નિર્વાણથી ૪૫૩ વર્ષ થયાં આ વર્ષમાં ગર્દભિલ્લના ઉચ્છેદક કાલકાચાર્યની સૂરિપદે પ્રતિષ્ઠા થઇ. તથા નભોવાહન રાજા પછી ગર્દભિલ્લનું રાજ્ય ૧૫૨ નર્ષ જાણવું. એવો ભાવ છે કે ગર્દભિલ્લ વગેરેનું રાજ્ય તે ગર્દભિલ્લરાજ્ય. અહીં જ્યારે જે રાજા ખ્યાતિમાન્ થયો ત્યારે તેનું રાજ્ય ગણાય છે. તેમાં પટ્ટાનુક્રમ નથી.

તેથી નભોવાહન પછી ગર્દભિલ્લે ઉજ્જયિનીમાં ૧૩ વર્ષ રાજ્ય કર્યું. તે વખતે શ્રી કાલકાચાર્યે બ્હેન સરસ્વતીના પ્રઘટ્ટકમાં ગર્દભિલ્લને ઉચ્છેદી ઉજ્જયિનીમાં શકરાજાઓ સ્થાપ્યા. તેઓએ ૪ વર્ષ રાજ્ય કર્યું. એમ ૧૭ વર્ષ. ત્યારપછી ગર્દભિલ્લનાજ પુત્ર વિક્રમાદિત્ય રાજાએ ઉજ્જયિનીનું રાજ્ય મેળવી સુવર્ણપુરૂષ-સિદ્ધિબલથી પૃથિવીને અનૃણી કરી વિક્રમસંવત્સર પ્રવર્ત્તાવ્યો. તે વાષિક દાનના વર્ષથી શ્રી વીરસંવત્સરથી ૫૧૨ વર્ષે થયેલો જાણવો. વિક્રમનું રાજ્ય ૬૦ વર્ષ, પછી તેના પુત્ર વિક્રમચરિત્ર અપરનામ ધર્માદિત્ય રાજાનું રાજ્ય ૪૦ વર્ષ. પછી ભાઇલ્લરાજનું રાજ્ય ૧૧ વર્ષ. પછી શ્રી નાઇલ્લ (નાઇલ્લ)નું રાજ્ય ૧૪ વર્ષ. પછી શ્રી નાહડનું રાજ્ય ૧૦ વર્ષ રહ્યું. તેના વારામાં

૯૮ લક્ષ ધનપતિઓએ અપ્રાસનિવાસ એવો જાલઉરપુર સમીપના સુવર્ણગિરિના શિખરે શ્રી મહાવીર નાથનો શ્રી યશવસતિ નામનો મહા-પ્રાસાદ બનાવરાવ્યો.

વિક્રમાદિત્ય પછી વર્ષ ૧૩૫. તેમાં ૧૭ વર્ષ ક્ષિપ્ત થતાં સર્વ વર્ષ ૧૫૨.

વિક્રમરાજ્ય પછી ૧૭ વર્ષે વત્સરની પ્રવૃત્તિ થઇ. શા માટે? નભોવાહન રાજ્યથી ૧૭ વર્ષે વિક્રમાદિત્યનું રાજ્ય અને તે રાજ્ય પછી ત્યારેજ વત્સરપ્રવૃત્તિ થઇ. પછી ૧૫૨ માં ૧૭ વર્ષ જતાં બાકી ૧૩૫ વિક્રમકાલમાં ઉમેર્યા; એટલે વિક્રમાદિત્યથી અંકિત સંવત્સરથી શાક સંવત્સર સુધીનો જેટલો કાલ તે વિક્રમકાલ. તે પૂર્વોક્ત ૧૩૫ વર્ષનું માન.

વિક્કમરજ્જારંભા પરઓ સિરિ વીરનિવ્વુઈ ભણિયા,
સુન્ન-મુણિ-વેય-જુત્તો વિક્કમકાલાઉ જિણકાલો.
[તિત્થુગ્ગાલી પ્રકીર્ણક]

વિક્રમકાલના વર્ષમાં શૂન્ય (૦), મુનિ (૭), વેદ (૪) એટલે ૪૭૦ વર્ષ તે શ્રી મહાવીર અને વિક્રમાદિત્યની વચ્ચેનું અંતર છે. વિક્રમ રાજ્યના આરંભથી શ્રી વીરનિવૃત્તિ-નિર્વાણ આ રીતે ગણવી:—

| | | | |
|---|---|---|---|
| પાલક | ૬૦ | તે પછી વિક્રમાદિત્ય | ૬૦ |
| નંદ | ૧૫૫ | ધર્માદિત્ય | ૪૦ |
| મૌર્ય | ૧૦૮ | ભાઇલ્લ | ૧૧ |
| પુષ્યમિત્ર | ૩૦ | નાઇલ્લ | ૧૪ |
| બાલમિત્ર-ભાનુમિત્ર | ૬૦ | નાહડ | ૧૦ |
| નભોવાહન | ૪૦ | | |
| ગર્દભિલ્લ | ૧૩ | એ રીતે | ૧૩૫ |
| શાક | ૪ | | |
| | ૪૭૦ | બંને મળી | ૬૦૫ |

ત્યારથી શાક સંવત્સર પ્રવૃત્તિ થઇ.

**श्री वीरनिर्वृत्तेर्वर्षैः षड्भि पंचोत्तरैः शतैः ।**
**शाकसंवत्सरस्यैषा प्रवृत्ति र्भरतेऽभवत् ॥**

એટલે વિક્રમ સંવત્‌માં ૪૭૦ ઉમેરવાથી અને શક સંવત્‌માં ૬૦૫ ઉમેરવાથી વીર સંવત્-વીરનિર્વાણ સંવત્-વીરાત્ આવે.

શ્રી વીરના ઉપાસક શ્રેણિક ( બિમ્બિસાર )નો પુત્ર કૂણિક (અજાતશત્રુ) તેનો પુત્ર ઉદાયિ-તેની પછી પાટલીપુત્રમાં નવ નંદે રાજ્ય કર્યું. તેને ઉત્થાપી ચાણિકયે ચંદ્રગુપ્તને રાજા સ્થાપ્યો. તેના પુત્ર બિન્દુસાર, તેનો પુત્ર અશોકશ્રી, તેનો પુત્ર કુણાલ અંધ હતો. તેનો પુત્ર સંપ્રતિરાજ ઉજ્જયિનીમાં થયો. તેના વંશમાંજ ગર્દભિલ્લ રાજા થયો. તેનો ઉચ્છેદ કરી શક રાજા થયો. પછી ગર્દભિલ્લનાજ પુત્ર વિક્રમાદિત્યે શકને ઉચ્છેદી ત્યાંજ રાજ કર્યું. તેણે શ્રી વીરમોક્ષથી ૪૭૦ વર્ષે સંવત્સર અંકિત કર્યો-કાઢયો.

+ [ **ચાવડા વંશ** ]

ત્યાર પછી ૮૨૧ વર્ષે વૈશાખ સુદિ ૨ સોમે ચાવડા વંશમાં ઉત્પન્ન થયેલ શ્રી વનરાજે શ્રી અણહિલ્લપુર સ્થાપ્યું.

| | | | |
|---|---|---|---|
| વનરાજ | સં. | ૮૨૧ થી ૮૮૧ | (૬૦ વર્ષ) |
| યોગરાજ | સં. | ૮૮૧—૮૯૦ | (૯ વર્ષ) |
| રત્નાદિત્ય | ,, | ૮૯૧—૮૯૪ | (૩ વર્ષ) |
| વૈરિસિંહ | ,, | ૮૯૪—૯૦૫ | (૧૧ વર્ષ) |
| ક્ષેમરાજ | ,, | ૯૦૫—૯૪૪ | (૩૯ વર્ષ) |
| ચામુંડરાજ | ,, | ૯૪૪—૯૭૧ | (૨૭ વર્ષ) |
| ઘાઘડ | ,, | ૯૭૧—૯૯૮ | (૨૭ વર્ષ) |
| પૂઅડ | ,, | ૯૯૮-૧૦૧૭ | (૧૯ વર્ષ) |
| કુલ ૮ રાજા | | | ૧૯૬ વર્ષ |

+ રાજાવલી-કોષ્ટકમાં એમ જણાવ્યું છે કે:—

'વનરાજ સં. ૮૦૨-૮૬૨, યોગરાજ ૮૬૨-૮૯૭, ક્ષેમરાજ ૮૯૭-૯૯૨,

§ [ સોલંકી વંશ ]

| | | |
|---|---|---|
| મૂલરાજ | સં. ૧૦૧૭—૧૦૫૨ | (૩૫ વર્ષ) |
| વલ્લભરાજ | ૧૦૫૨—૧૦૬૬ | (૧૪ વર્ષ) |
| દુર્લભરાજ | ૧૦૬૬—૧૦૭૮ | (૧૨ વર્ષ) |
| ભીમદેવ | ૧૦૭૮—૧૧૨૦ | (૪૨ વર્ષ) |
| કર્ણદેવ | ૧૧૨૦—૧૧૫૦ | (૩૦ વર્ષ) |
| જયસિંહદેવ | ૧૧૫૦—૧૧૯૯ | (૪૯ વર્ષ) |
| કુમારપાલ | ૧૧૯૯—૧૨૨૯ | (૩૦ વર્ષ) |
| અજયપાલ | ૧૨૨૯—૧૨૩૨ | (૩ વર્ષ) |
| લઘુમૂલરાજ | ૧૨૩૨—૧૩૩૪ | (૨ વર્ષ) |
| ભીમદેવ | ૧૨૩૪—૧૨૩૬ | (૨ વર્ષ) |

(પછી ગજ્જનક–ગીઝનીનું રાજ્ય થયું )

---

ભૂયડ ૯૯૨-૯૫૧, વૈરિસિંહ ૯૫૧-૯૭૬, રત્નાદિત્ય ૯૭૬-૯૯૧ સામંતસિંહ ૯૯૧-૯૯૮.'

§ રાજાવલી–કોષ્ઠકમાં જણાવ્યું છે કેઃ—

'વૃદ્ધમૂલરાજ સં. ૯૯૮-૧૦૫૩, ચામુંડરાજ ૧૦૫૩-૧૦૬૬, દુર્લભરાજ ૧૦૬૬-૧૦૭૮, ભીમરાજ ૧૦૭૮-૧૧૨૦, કર્ણદેવ ૧૧૨૦-૧૧૫૦, જયસિંહ ૧૧૫૦-૧૧૯૯, કુમારપાલ ૧૧૯૯-૧૨૩૦, અજયપાલ સં. ૧૨૩૩-૧૨૬૩. (અજયપાલના બે સુત લઘુમૂલ–ભીમ અત્ર ઘણા વિસંવાદ દેખાય છે. અમે કીર્ત્તિકૌમુદી અનુસારે લખ્યું છે.) લઘુમૂલરાજ સં. ૧૨૬૬ (?)-૧૨૭૪ લઘુભીમ સં. ૧૨૭૪......આમ ૨૭૬ વર્ષમાં ૧૧ ચૌલુક્યરાજા થયા.'

ઓઝાજી જણાવે છે કેઃ—

'મૂલરાજ સં. ૧૦૧૭-૧૦૫૨, ચામુંડરાજ ૧૦૫૨-૧૦૬૬, વલ્લભરાજ ૧૦૬૬ (છમાસ), દુર્લભરાજ ૧૦૬૬-૭૮, ભીમદેવ ૧૦૭૮-૧૧૨૦, કર્ણ ૧૧૨૦-૧૧૫૦, સિદ્ધરાજ જયસિંહ ૧૧૫૦-૧૧૯૯, કુમારપાલ ૧૧૯૯-૧૨૩૦, અજયપાલ ૧૨૩૦-૩૩, મૂલરાજ (૨) ૧૨૩૩-૩૫, ભીમદેવ (૨) ૧૨૩૫-૯૮, અને ત્રિભુવનપાલ ૧૨૯૮-૧૩૦૦.'

*( વાઘેલાવંશ )

| | |
|---|---|
| વીસલદેવ (વીરધવલબંધુ) | સં. ૧૩૦૦—૧૩૧૮ |
| અર્જુનદેવ | ૧૩૧૮—૧૩૩૧ |
| સારંગદેવ | ૧૩૩૧—૧૩૫૩ |
| લઘુકર્ણ | ૧૩૫૩—૧૩૬૦ |

સં. ૧૩૬૦ માં માધવ નાગરવિપ્ર યવનોને લાવ્યો.

---

૨. હવે પછીનું **રાજાવલીકોષ્ટક**માંથી (લ. સં. ૧૫૮૭ જુઓ શ્રીજિનવિજય સંપાદિત શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધનું પરિશિષ્ટ.)

ગૂજરાત્રામાં ઉમરા થયા. અલૂખાન. પછી જાલહુરે (જાલોરમાં) કાન્હડદે ચઉઆણ. ખાનખાના, દફરખાન, તતારખાન.

---

* 'વાઘેલા વંશમાં આનજી, મૂલજી, સીહરણ, વસ્તુપાલાદિએ સ્થાપેલ વીરધવલરાજા થયો સં. ૧૨૮૨–૧૨૯૪, વીસલદેવ ૧૨૯૪–૧૩૨૮, અર્જુનદેવ ૧૩૨૮–૧૩૩૦, સારંગદેવ ૧૩૩૦–૧૩૫૧, ગ્રથિલકર્ણ સં. ૧૩૫૧–૧૩૫૭.

આ રીતે અણહિલપુરની સ્થાપનાથી સં. ૧૩૪૯ વર્ષ, ૧ માસ ને દિન ૨૫ માં ૫૩૭ વર્ષ ૮ માસ ૨૯ દિનમાં ૨૪ છત્રપતિ (રાજા.) તેમાં ગ્રથિલ (ઘેલો) એવો કર્ણ ભયત્રસ્ત હતો. સં. ૧૩૫૧ વર્ષે માસ ૧ દિન (?) સ્વ પ્રજાવતી પદ્મિની લઈ જવાથી રૂષ્ટ નાગરમંત્રી માધવના પ્રયોગથી ગૂર્જરાત્રામાં યવનપ્રવૃત્તિ થઈ.' —રાજાવલી કોષ્ઠક.

ઓઝાજીઃ—'અર્ણોરાજને કુમારપાલે વાઘેલા ગામ આપ્યું. તેનો પુત્ર લવણપ્રસાદ ભીમદેવનો મંત્રી થયો. ને જાગીરમાં ધોલકા મળ્યું. પછી તેનો પુત્ર વીરધવલ પછી રાજસંચાલક થયો. તેના મંત્રીઓ વસ્તુપાલ–તેજપાલ થયા. ઘણા દેશ જીતી સં. ૧૨૯૪ કે ૯૫ માં સ્વર્ગસ્થ. પછીથી તેના પુત્ર વીસલદેવે ૧૩૦૦ માં પાટણનું રાજ્ય ત્રિભુવનપાલ પાસેથી છીનવી લઈ સં. ૧૩૧૮ સુધી રાજ્ય કર્યું. અર્જુનદેવ ૧૩૧૮–૩૧; રામદેવ–થોડો સમય, સારંગદેવ ૧૩૩૧–૫૩, કર્ણદેવ ૧૩૫૩–૧૩૫૬.'

## દિલ્લીના પાદશાહો.

| | | | |
|---|---|---|---|
| ૧ સુલતાન મહિમદ | સં. ૧૦૪૫ થી ૧૧૦૭ | વર્ષ ૬૨ | |
| ૨ સાજર | સં. ૧૧૦૭ થી ૧૧૮૩ | ,, ૭૬ | |
| ૩ મોજદીન | સં. ૧૧૮૩–૧૨૨૨ | ,, ૩૯ | |
| ૪ કુતબદીન વૃદ્ધ | સં. ૧૨૨૨–૧૨૪૦ | ,, ૧૮ | |
| ૫ સહાબદીન | ૧૨૪૦–૧૨૬૬ | ,, ૨૬ | |

વીસવાર જેણે શહાબદીનને કેદ કરી છોડેલ છે એવા પૃથ્વીરાજને તેણે કેદ કર્યો.

| | | | |
|---|---|---|---|
| ૬ રૂકમદીન | ૧૨૬૬–૧૨૬૭ | ,, ૧ | |
| ૭ બીબી જૂઆં | ૧૨૬૭–૧૨૭૦ | ,, ૩ | |
| ૮ મોજદીન | ૧૨૭૦–૧૨૯૮ | ,, ૨૮ | |
| ૯ અલાવદીન | ૧૨૯૮–૧૩૧૯ | ,, ૨૧ | |
| ૧૦ નસરત વૃદ્ધ | ૧૩૧૯–૧૩૩૨ | ,, ૧૩ | |
| ૧૧ ગ્યાસદીન વૃદ્ધ | ૧૩૩૨–૧૩૪૪ | ,, ૧૨ | માસ ૬ |
| ૧૨ મોજદીન | ૧૩૪૪–૧૩૪૬ | ,, ૨ | |
| ૧૩ સમસદીન | ૧૩૪૬–૧૩૪૭ | ,, ૧ | |
| ૧૪ જલાલદીન | ૧૩૪૭–૧૩૫૪ | ,, ૭ | |
| ૧૫ અલાવદીન | ૧૩૫૪–૧૩૭૩ | ,, ૧૯ | માસ ૬ |

સં. ૧૩૫૪ વર્ષમાં અલાવદીન. ૮૪ રાજાને જીતનાર હમીરદેવને

---

ગીઝનીવંશ—સુલતાન મહમૂદ ગજની સં. ૧૦૫૮–૧૦૮૭ (મૃત્યુ), મસૂદ ૧૦૮૭–૧૦૯૯, મૌદૂદ ૧૦૯૯–૧૧૦૫. પછી ૧૧૦૫ થી ૧૧૭૪ માં ૭૦ વર્ષમાં ગજનીની ગાદીપર ૮ સુલતાન થયા. પછી બહેરામશા સં. ૧૧૭૫ તેને અલાવદીન ઘોરીએ જીત્યો. —ઓઝાજી.

ઘોરીવંશઃ—અલાઉદ્દીન પછી ગ્યાસુદ્દીનઘોરી. પછી શાહબુદ્દીન યા મહમદ ઘોરીએ હિંદપર ઘણી ચઢાઇઓ કરી. મરણ સં. ૧૨૬૩. તેના ગુલામજાતિના સેનાપતિ કુતુબુદ્દિને વિ. સં. ૧૨૫૦ માં દિલ્લી લઈ ત્યાં રાજધાની કરી, ને પોતે સં. ૧૨૬૩ માં ગાદીપર બેઠો. —ઓઝાજી.

જીત્યો. રણથંભોરનો દુર્ગ લીધો. ગૂર્જરાત્રામાં ઉલૂખાનને મોકલ્યો અલાવદીન આદિ ૭ સુરત્રાણોએ દિલ્લી અને ગૂર્જરાત્રા ભોગવી.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | કુતબદીન | ૧૩૭૩-૧૩૭૭ | વર્ષ ૪ | |
| ૧૭ | સહાબદીન | ૧૩૭૭-૧૩૭૮ | „ ૧ | |
| ૧૮ | ખસરબદીન | ૧૩૭૮-૧૩૭૮ | | માસ ૬ |
| ૧૯ | ગ્યાસદીન | ૧૩૭૮-૧૩૮૨ | „ ૪ | |
| ૨૦ | મહિમુંદ | ૧૩૮૨-૧૪૦૭ | „ ૨૫ | |
| ૨૧ | પીરોજ | ૧૪૦૭-૧૪૪૫ | „ ૩૮ | |
| ૨૨ | બુત્રક | ૧૪૪૫-૧૪૪૬ | „ ૧ | |
| ૨૩ | તુગલક | ૧૪૪૬-૧૪૪૭ | „ ૧ | |
| ૨૪ | મહિમુંદ | ૧૪૪૭-૧૪૪૮ | „ ૧ | |

દેશે દેશે યવનો થયા.

---

ગુલામવંશઃ—કુતુબુદ્દિન સં. ૧૨૬૩-૧૨૬૭, આરામ ૧૨૬૭-૬૮, અલ્તમસ ૧૨૬૮-૯૩, રૂકનુદ્દીન ૧૨૯૩-રજીયાબેગમ ૧૨૯૩-૯૬, મવજુદ્દીન ૧૨૯૬-૯૮, અલાઉદ્દિન ૧૨૯૮-૧૩૦૩, નાસરૂદ્દિન ૧૩૦૩-૨૨, ગ્યાસુદ્દીન ૧૩૨૨-૪૪, કૈકુબાદ ૧૩૪૪-૪૭.

ખીલજીવંશઃ—જલાલુદ્દિન સં. ૧૩૪૭-૫૨, અલાઉદ્દિન ૧૩૫૨-૭૨, ઉમર ૧૩૭૨-૭૩, મુબારક ૧૩૭૩-૭૭, ખુશરૂ ૧૩૭૭-૮૭.

તઘલખવંશઃ—ગ્યાસુદ્દિન સં. ૧૩૮૭-૯૨, મહમદતઘલખ ૧૩૯૨-૧૪૦૮, ફીરોજુદ્દિન ૧૪૦૮-૪૫, ગ્યાસુદ્દિન (૨) ૧૪૪૫-૪૬, અબુબકર ૧૪૪૬, નાસરૂદ્દિન ૧૪૪૬-૪૯, મહમદ (૨) ૧૪૪૯-૬૯, સરદાર દોલતખાં ૧૪૬૯-૭૧.

સૈયદવંશઃ—ખીજરખાં સં. ૧૪૭૧-૭૮, મુબારક ૧૪૭૮-૯૦, મહમુદ ૧૪૯૦-૧૫૦૦, અલાઉદ્દિન ૧૫૦૦-૦૭.

લોદીવંશઃ—બહીલોલખાં સં. ૧૫૦૭-૪૫, સીકંદર ૧૫૪૫-૭૪, ઇબ્રાહીમ ૧૫૭૪-૮૩

મુગલવંશઃ—બાબર સં. ૧૫૮૩-૮૭, હુમાયું ૧૫૮૭-૧૬૧૩, અકબર ૧૬૧૩-૬૨, જહાંગીર ૧૬૬૨-૮૪, શાહજહાં ૧૬૮૪-૧૭૧૫, ઔરંગઝેબ (આલમગીર ૧) ૧૭૧૫-૬૪, બહાદુરશાહ (શાહઆલમ ૧) ૧૭૬૪-૬૯,

## * ગૂર્જરાત્રામાં સુરત્રાણ (ગૂજરાતના સુલતાનો.)

મુજાફ્ફર સં. ૧૪૩૦—૧૪૫૪ વર્ષ ૨૪
(તેનાં બીજાં બે નામ મલમલેક્ષાતિસદૂમલિક અને ઉજ્જહેલ.)
આને ઉપરના પીરોજશાહે ગૂજરાતનું રાજ્ય આપ્યું.
અહિમદ ૧૪૫૪—૧૪૮૫ વર્ષ ૩૨
( અમદાવાદના સ્થાપક સં. ૧૪૬૮ વૈશાખ વદિ ૭ રવિ પુષ્યે )
મહિમુંદ ૧૪૮૫—૧૫૦૭ વર્ષ ૨૧
કુતુબદીન ૧૫૦૭—૧૫૧૫ ,, ૮ માસ ૧૧
મહિમુંદ બેગડુ ૧૫૧૫—૧૫૬૭ ,, ૫૨
( પાવાગઢ-જૂનાગઢ લેનાર)

---

જહાંદારશાહ ૧૭૬૯-૭૦, ફરોકશીર ૧૭૭૦-૭૬, મહમદશાહ ૧૭૭૬-૧૮૦૫, અહમદશાહ ૧૮૦૫-૧૧, આલમગીર (૨) ૧૮૧૧-૧૬, શાહઆલમ (૨) ૧૮૧૬-૬૩, અકબર (૨) ૧૮૬૩-૯૪, મહમદ બહાદૂરશાહ ૧૮૯૪-૧૯૧૪ [ કે જે વર્ષ ઈ. સ. ૧૮૫૭ નું પ્રખ્યાત વર્ષ છે. તે વખત પછી બ્રિટિશ રાજ્યની સત્તા સમગ્ર હિંદ પર જામી. ]

( હુમાયુંના સમયમાં સુરવંશ દિલ્લીની ગાદી પર આવી ગયો તે વંશના શિરશાહ સં. ૧૫૯૭-૧૬૦૨, સલીમશાહ ૧૬૦૨-૧૦, ને આદીલશાહ ૧૬૧૦-૧૩ થયા ને પછી હુમાયુ ને અકબર આવ્યા ).

—જુઓ મોહનલાલ જે. બારોટ કૃત હિંદના ઇતિહાસનો મુખ્તેસર હેવાલ.

* ગૂજરાતના સુલતાનોની વંશાવળી શ્રી બુદ્ધિસાગર કૃત વિજાપુર વૃત્તાંતમાં આપેલી છે તેમાં આપેલ ઇ. સ. ના વર્ષમાં ૫૭ ઉમેરી વિ. સં. કરતાં રાજ્યવર્ષો એ છે કે:—મુજફરશાહ (૧) સં. ૧૪૬૪-૧૪૬૮, અહમદશાહ (૧) ૧૪૬૮-૧૪૯૮, મહમ્મદશાહ ૧૪૯૮-૧૫૦૯, કુત્બુદ્દીનશાહ ૧૫૦૯-૧૫૧૬, દાઉદશાહ ૧૫૧૬, મહમૂદશાહ (૧) ૧૫૧૬-૧૫૭૦, મુજફરશાહ (૨) ૧૫૭૦-૧૫૮૩, સિકંદરશાહ ૧૫૮૩, મહમુદશાહ, બહાદુરશાહ લતીફખાન પછી મહમ્મદશાહ શાહ (૨) ૧૫૯૩, મહમદશાહ (૩) ૧૫૯૩-૧૬૧૧, અહમદશાહ (૨) ૧૬૧૧-૧૬૧૮, મુજફરશાહ (૩)=ખોટો ઉભો કરેલો છોકરો નથુ ૧૬૧૮-૧૬૩૦.

| | |
|---|---|
| મુજ્જફ્ફર | ૧૫૬૭—૧૫૮૨ ,, ૧૫ માસ ૭ દિન ૪ |
| શકંદર | ૧૫૮૨, ચૈત્ર શુ. ૩ માસ ૨ દિન ૭ |
| મહિમુંદ | ૧૫૮૨—૧૫૮૩ માસ ૨ દિન ૧૧ રાજ્ય જ્યેષ્ઠ વદ ૬ ભૃગુવાર. |
| બાધરશાહ | ૧૫૮૩ રાજ્યાભિષેક ભાદ્રપદ શુદિ ૨ ગુરૂ મધ્યાન્હે. |

# પરિશિષ્ટ ૫

## જૈન ગૂર્જર કવિઓ-પ્રથમ ભાગ સંબંધી અભિપ્રાયો.

૧ ગૂર્જર સાક્ષર શિરોમણિ દિ. બ. **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.** બી. એ. આ પુસ્તકની પહોંચ સ્વીકારતાં.

(૧) જૈન શ્વે૦ કૉન્ફરન્સના સ્થાનિક જનરલ સેક્રેટરીઓને પોતાના ૨૫-૧૧-૨૬ ના પત્રથી જણાવે છે કે:—

" આપશ્રીના તરફથી '**જૈન ગૂર્જર કવિઓ-પ્રથમ ભાગ**' એ નામનું પુસ્તક આજે ભેટ મળ્યું, તેની પ્હોંચ આનંદ તથા આભાર સાથે આપતાં લખવાની રજા લેઉં છું કે કૉન્ફરન્સે એ પુસ્તક બહાર પાડી પરમ ઉત્સાહી સંશોધક મોહનલાલ દલીચંદ દેશાઇએ અંતરના

દિલ્લીના મોગલ બાદશાહ અકબરે ગૂજરાત જીતી લીધું સં. ૧૬૩૦. (જુઓ મુગલવંશ આદિ) અત્ર વડોદરાની ગાદી પર રાજ્યકર્ત્તા જણાવવા યોગ્ય છે:—દામાજીરાવ, પછી પીલાજીરાવ સં. ૧૭૮૧-૮૯, દામાજીરાવ ૧૭૮૯-૧૮૨૫, સયાજીરાવ ૧૮૨૫-૩૫, ફત્તેહસિંહરાવ ૧૮૩૫-૫૦, ગોવિંદરાવ ૧૮૫૦-૫૭, આનંદરાવ ૧૮૫૭-૭૬ સયાજીરાવ (૨) ૧૮૭૬-૧૯૦૪, ગણુપતરાવ ૧૯૦૪-૧૩, ખંડેરાવ ૧૯૧૩-૨૭, મલ્હારરાવ ૧૯૨૭-૩૨, સયાજીરાવ ૧૯૩૨ થી ચાલુ.

ઉમંગથી લીધેલા પરિશ્રમની કદર કરી છે અને ગૂજરાતી જૈન સાહિત્ય વિષે માહીતી સર્વસુલભ કરી ગૂજરાતી સાહિત્યના અભ્યાસને અપૂર્વ અનુકૂળતા પૂરી પાડી છે. મહાભારત, રામાયણ અને પુરાણના આધારનું ગૂજરાતી સાહિત્ય ચૌટે ચકલે ગવાતું હતું. પરંતુ પુષ્ટિમાર્ગીય, સત્સંગી અને જૈન સાહિત્ય મંદિર અને ઉપાશ્રયમાં જ તેની પવિત્રતાની સુવાસ ફેલાવતું હતું. આ કારણથી ઇતર પંથ અને ધર્મની જાણબહાર તે અત્યારસુધી રહ્યું છે. આ સૂચિથી તે સંબંધી અજ્ઞાન ઘણે દરજ્જે દૂર થશે. ખંડિત મૂર્તિરૂપે, ઘસાઇ ગયેલા સિક્કા રૂપે, ત્રુટિત પાનાં રૂપે જૂનાં સંસ્મરણો જનતાનો અને સાહિત્યનો ઇતિહાસ ઘડવામાં બહુ ઉપયોગી નીવડે છે, તો જૈન ગૂજરાતી સાહિત્યના ભંડાર વિષે શું કહેવું? ફરીને એક વાર મોકલેલી અમૂલ્ય ભેટ માટે આભાર પ્રદર્શિત કરી તથા 'જૈન ગૂર્જર કવિઓ-દ્વિતીય ભાગ' વેળાસર મારા જેવા વૃદ્ધ મનુષ્યથી લાભ લેવાય એમ પ્રગટ થવાની વિજ્ઞાપના કરી વિરમું છું.

લે. આધીન સેવક,

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

(૨) તથા આ પુસ્તકના પ્રયોજકને પરબારા તેજ તારીખના એક કાર્ડથી તેઓશ્રી જણાવે છે કેઃ—

સદા સ્નેહી મોહનલાલભાઇ,

આજે, બહુ દિવસથી જેની હું વાટ જોતો હતો તે **જૈન ગૂર્જર કવિઓ-પ્રથમ ભાગ** મને મળ્યો. તમારી મહેનત અથાગ છે. તમે જૈન ગૂજરાતી સાહિત્યની જેવી સેવા બજાવી છે તેવી જૈનેતર ગૂજરાતી સાહિત્યની સેવા બજાવનાર કોઇ નથી-શેષપૂર્તિ ક્યારે થશે તેનો પણ ખ્યાલ આવતો નથી. **બીજો ભાગ** હવે ક્યાર સોરો બહાર પડશે?

તમારી સૂચિ હું આદ્યંત અવકાશમાં વાંચી જઇશ. પણ અવસ્થાએ મારા (પર) અમલ જમાવવા માંડ્યો છે તેથી તમારી સૂચનાઓ મારાથી કેટલે દરજ્જે પળાશે તે શક પડતું છે........"

---

(૩) તથા તા. ૮-૩-૨૮ ના તાજા પત્રથી જણાવે છે કેઃ—

'જૈન ગુર્જર કવિઓ' નું બીજું પુસ્તક બહાર પડી ચૂક્યું કે શું ? જૈન સાહિત્યને પ્રકાશમાં લાવવાના તમારા ભગીરથ પ્રયત્નને ધન્યવાદ ઘટે છે.

---

૨—વડોદરાથી પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી જણાવે છે કેઃ—

'શ્રીમતી જૈન શ્વે૦ કો૦ ઑફિસે આવા ગ્રંથને પ્રકાશમાં મૂકીને અને સાહિત્યરસિક ઇતિહાસપ્રેમી મધ્યસ્થ સજ્જન સાક્ષરવર્ગમાં અમૂલ્ય વિતરણની યોજના કરીને અતીવ પ્રશંસાપાત્ર કાર્ય કર્યું છે એમ સહજ ઉદ્‌ગાર પ્રકટ થાય છે. પ્રકાશક સંસ્થાને મ્હારાં અન્તરનાં અભિનંદન છે, તે સાથે સંગ્રાહક અને સંપ્રયોજક શ્રીયુત મોહનલાલ દ. દેશાઇના સુપ્રશસ્ત પ્રયત્ન માટે ધન્યવાદ ઉચ્ચાર્યા સિવાય રહી શકાતું નથી. આ ગ્રંથ સંબંધમાં મ્હારો વિશેષ અભિપ્રાય ગ્રંથનું આંતર અવલોકન કર્યા પછી આગળ ઉપર જણાવીશ.'

---

૩—પ્રસિદ્ધ લેખક શ્રીયુત 'સુશીલ' ૧૮-૧૨-૨૬ ના ટૂંક પત્રમાં જણાવે છે કેઃ—

'ગુર્જર જૈન કવીઓ વાળું પુસ્તક પણ રા. દેવચંદભાઇ (જૈન પત્રના તંત્રી) પાસેથી માગી લીધું. મેં તો ધાર્યું કે પાંચ-પચીસ ફારમનો ગ્રંથ હશે. પણ મોટું દળદાર વૉલ્યુમ નીહાળી હું તો દંગજ થઇ ગયો—આ ડીક્શનેરી જેવડો ગ્રંથ હું ક્યારે વાંચી શકીશ ? આપની ધીરજને પણ ખરેખર ધન્યવાદ ઘટે છે. સાહિત્ય એક સાધના છે—તેમાં અનંત ધૈર્ય કેટલું આવશ્યક છે તે તમારા આ પ્રકાશન ઉપરથી સમજાય છે. સમાલોચનાની ખાતર નહીં તો પણ મારા પોતાના વિનોદની ખાતર વાંચીશ. કારણકે મને પોતાને તેમાંથી ઘણું નવું જાણવાનું મળશે.'

---

૪—સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. M. A. L. L. B. મુંબઇની સ્મોલ કૉઝીઝ કોર્ટના વડા જજસાહેબે જે અભિપ્રાય ૧૯૨૬ ના ડીસેંબરમાં આપ્યો તે જાન્યુઆરીના ૨૭ ના મોડર્ન રિવ્યુમાં પ્રકટ થયો છે:—

JAIN GURJAR POETS. PART I: + *By Mohanlal Dalichand Desai, B. A. LL. B., Vakil, High Court, Printed at the Diamond Jubilee Printiug Press, Ahmedabad. Cloth Cover. Pp. 320 + 656. Price Rs. 5-0-0 (1926).*

This is a treasure house of old poems written by Jain poets in Gujarati between the XIIth and XVII ceaturies of the Vikrama Era. The collection is the 'result' of Mr. Desai's persistence and assiduity as he has left hardly a single Jain Bhandar unexplored, wherever and whenever he could help it. His opinion is that prior to the XIIIth century, the literature of Gujarat was written in *Apabramsha* (very old Gujarati) and hence he has taken that century as the starting point for his collection. A preface of staggering volume consisting of 320 pages, containing a *short* history of old Gujarati forms an important part of this book. If the author calls this a *short* history we wonder what the 'size' his preface would have been, had it been a full one. He passes in rapid review the different stages of the development of the language from Sanskrit to Prakrit, thence to Shaurseni and Paishachi, Apa-

bramsha, old Gujarati to its present state. He asserts the principle that the prior or older forms of the language were not dying or becoming dead, but that they were developing and presenting an altered exterior. The preface is replete with quotations, from very old writers in support of the facts stated by the writer who is at pains to show that so far as the language or vehicle for expression was concerned there was no difference or distinction between the writings of Jain and Non-Jain (Brahmin) writers in those far off days, just as there is none now. We congratulate Mr. Desai in his *magnum opus*, and await the second part with great interest.

K. M. J.

*Modern Review* January 27.

આનું ગૂજરાતી ભાષાંતર એ છે કેઃ—

**જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧લો**—કર્તા મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ એલ. બી. વકીલ હાઇકોર્ટ. મુદ્રિત—ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદ. લુગડાનું પુઠું પૃ. ૩૨૦+૬૫૬ કિંમત રૂ. પાંચ (૧૯૨૬)

આ પુસ્તક વિક્રમ સંવત્ ૧૩ મા સૈકાથી તે ૧૭ મા સૈકા સુધીના ગૂજરાતીમાં જૈન કવિઓએ લખેલાં જૂનાં કાવ્યોનો એક ખજાનાનો સંગ્રહ—મહા સંગ્રહનિધિ છે. આ સંગ્રહ મી. દેશાઇના સતત્ આગ્રહ અને ખંતવાળા ઉદ્યમનું 'પરિણામ' છે કારણ કે તેણે પોતાથી બની શક્યું ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે કોઇ પણ જૈન ભંડારને તપાસ્યા વગરનો ભાગ્યેજ રાખેલ છે. તેનો અભિપ્રાય એ છે કે ૧૩ મા શત-

કની પહેલાં ગૂજરાતનું સાહિત્ય અપભ્રંશ (ઘણી જૂની ગૂજરાતી) માં લખાયું હતું અને તેથી તેણે પોતાના આ સંગ્રહના પ્રારંભના અગ્રબિંદુ તરીકે તેર-તેરમા શતકને લીધું છે. જૂની ગૂજરાતીના 'સંક્ષિપ્ત' ઇતિહાસ વાળી ૩૨૦ પૃષ્ઠોની આંજી નાંખે તેટલા મોટા પ્રમાણવાળી પ્રસ્તાવના એ આ ગ્રંથનો એક અગત્યનો ભાગ સારે છે. જો કર્ત્તા આને 'સંક્ષિપ્ત' ઇતિહાસ કહે છે તો અમને અચરજ એ થાય છે કે તે પૂરો ઇતિહાસ હોત, તો પોતાની પ્રસ્તાવનાનું 'કદ' કેવડું હોત ! તે સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં, પછી શૌરસેની અને પૈશાચી, અપભ્રંશ, જૂની ગૂજરાતી તે અત્યારની વર્તમાન સુધીના ભાષાના વિકાસની જુદી જુદી ક્રમિક અવસ્થાઓનું ઝડપથી અવલોકન કરે છે. ભાષાનાં પૂર્વનાં યાતો વધુ જૂનાં રૂપો મરતાં નહોતાં યા મૃત થતાં નહોતાં પરંતુ તેઓ વિકાસ પામીને ફેરફાર થયેલો-વિકૃત થયેલો બાહ્ય ઘાટ દાખવતા હતા એ મુખ્ય સિદ્ધાંતને તેણે સિદ્ધ-સ્થાપિત, યા નિશ્ચયપૂર્વક પ્રતિપાદિત કરેલ છે. આ પ્રસ્તાવના લેખકે મૂકેલી હકીકતોના સમર્થનમાં લીધેલાં ઘણા પ્રાચીન લેખકોનાં અવતરણોથી ભરપૂર છે. કર્ત્તાએ શ્રમ લઇને બતાવ્યું છે કે જ્યાં સુધી ભાષા અથવા વિચારપ્રદર્શન માટેના વાહનને લાગે વળગે છે ત્યાં સુધી જેવી રીતે વર્ત્તમાનમાં બીલકુલ નથી તેજ પ્રમાણે તે જૂના કાલમાં પણ જૈન અને જૈનેતર (બ્રાહ્મણ) લેખકોનાં લખાણોમાં કંઇ પણ તફાવત કે ભેદ હતો નહિ. મી. દેશાઇને તેના આ **મહાભારત ગ્રંથ** માટે અમે અભિનંદન આપીએ છીએ અને તેના બીજા ભાગની અતિ રસપૂર્વક રાહ જોઇએ છીએ.

કૃ. મો. ઝ.

મોડર્ન રિવ્યુ જાન્યુ. ૨૭.

---

૫—શ્રીયુત મંજુલાલ રણછોડલાલ મજમુદાર B. A. LL. B.-'ત્હમારી વિસ્તૃત પ્રસ્તાવના જૂની ગૂજરાતીના સંબંધમાં હકીકતની ખાણ રૂપ છે. હું ધારૂં છું, ત્હેમાં આવી છે ત્હેવી અને તેટલી હકીકત

એક ઠેકાણે તો માત્ર ત્હમારા પુસ્તકમાંજ કેન્દ્રસ્થ કરવામાં આવેલી છે. વળી ત્હમે સંસ્કૃત અને પ્રાકૃત અપભ્રંશના અર્થનો સ્ફોટ પણ ગૂજરાતીમાં આપ્યો છે તેથી ત્હમારી પ્રસ્તાવનાનો ઉપયોગ ખૂબ બહોળો થવા સંભવ છે. આટ આટલી હકીકતોને એક ઠેકાણે આપવા માટે, ખરેખર ત્હમારા પ્રેમ-પરિશ્રમને અભિનન્દન જ ઘટે છે.'

વડોદરા તા. ૩૧-૧૨-૨૬

---

૬—સૌરાષ્ટ્રમાં 'કલાને મંદિરે' એ મથાળા નીચે વિદ્વાન લેખક રા. કેતુ નીચે પ્રમાણે જણાવે છેઃ—

જૈન સાહિત્યકારોએ ગુર્જરી વાણીની શી શી સેવા કરી તેની આજ પ્રતીતિ પડે છે. નરસિંહ મહેતાની પૂર્વે પણ પાંચ-છ સદીઓ સુધી ગુર્જર સાહિત્યનું ગૌરવ, મધપૂડામાં મધુ પૂરતી મધમાખીઓની માફક પુષ્કળ જૈન કવિઓ સંઘરી રહ્યા હતા-અને તે કેવળ એક જ દિશામાં નહિઃ ઇતિહાસ, વાર્તા, કાવ્યો, સુભાષિતો, અલંકારશાસ્ત્રો અને કઠોર વ્યાકરણઃ એવી સર્વદેશીય સાહિત્ય-આરાધનામાં સાધુઓ સુદ્ધાં શામિલ હતા. બેશક, ભાષા તે વખતે અપભ્રંશ હતી. પણ તે અપભ્રંશ હોવાને કારણે જ શિષ્ટ અશિષ્ટ સહુ નરનારીઓને સુગમ્ય હતી. અપભ્રંશ હતી, છતાં અર્થવાહિની, ઉંડાણવાળી, જાજરમાન અને સુમિષ્ટ કેવી હતી તે એનાં સુભાષિતો બતાવે છેઃ—

મહુ કન્તહો બે દોસડા, હેલ્લિ મ ઝંખહિ આલુ
દેન્તહો હઉં પર ઉવ્વરિઅ જુજ્ઝન્તઓ કરવાલુ

[હે સખી! મારા કંથના બે દોષ: આળ મ દે: એક તો તેના (દાન) દેતાં દેતાં હું જ ફક્ત ઉગરી. અને ઝુઝતાં ઝુઝતાં ફક્ત તલવાર જ બચી!]

જીણ મારગ કેહરિ વુવો, રજ લાગી તિરણાંહ
તે ખડ ઉભી સુખસી, નહિ ખાસી હરિણાંહ

આજ એ દુહો ભાષા-પલટો ખાઇને એમ બોલાય છે કે,

જે મારગ કેસરી ગયો, રજ લાગી તરણાં
તે ખડ ઉભાં સૂકશે, નવ ખાશે હરણાં.

ન ભૂલીએ કે એક દિવસ આ ભાષા જીવતી હતી. લોકોના પ્રાણમાંથી વ્હેતી હતી. આ દૃષ્ટાંતો તો બિન્દુ સમાનજ છે. એક પ્રચૂર સાહિત્ય-ખાણની એ નિશાની છે.

*   *   *   *

પાંચ સદીઓની આ અંધારી ગુફામાં મશાલ લઇ જવાનો યશ રા. મોહનલાલ દલીચંદ દેસાઇને મળે છે. આ દટાયેલ સમૃદ્ધિની મૂળ ભાળ દેનાર તો સ્વ. મનસુખભાઇ. પરંતુ ભા. દેસાઇના અપરિશ્રાંત ઉદ્યમ વિના એ રત્નાકર ઉખેળવાનો સમય આટલો નજીક કોણ લાવત! સવા વર્ષથી એ બંધુ 'જૈનયુગ' નામનું માસિક કાઢી, ઇતિહાસ, ભાષા અને સંસ્કૃતિની દૃષ્ટિએ ચુપચાપ સંગીન સંશોધન કર્યે જાય છે. પણ કમભાગ્યે જનસમુદાયની આંખો આડે પંથ-દૃષ્ટિના કાચો જડાયા હોવાથી એમના પ્રયાસો બહુ થોડાનીજ નજરે ચડતા હશે. દરમીઆન આજ એમણે 'જૈન ગુર્જર કવિઓ' નામનો છસો પૃષ્ઠોનો સંશોધન-ગ્રંથ ગુજરાતને ખોળે મેલ્યો છે. અને એની પાછળ બીજો ભાગ પણ ચાલ્યો આવે છે. અમને લાગે છે કે ગ્રંથ-દૃષ્ટિની સંકુચિતતા ભેદી અન્યોન્ય સેવા-વિનિમયનો ભાવ જગાડવામાં આ પ્રયાસ મોટો ફાળો આપશે.

**સૌરાષ્ટ્ર** ૫-૨-૨૭.

---

૭. '**નવો ફાલ**' એ મથાળાથી નીચે પ્રમાણે તા. ૫-૨-૨૭ના **સૌરાષ્ટ્ર**માં વળી સમાલોચના પ્રકટ થઇ છેઃ—

**સંશોધન.**

**જૈન ગૂર્જર કવિઓ** (પ્રથમ ભાગ): પ્રયોજક મોહનલાલ દલીચંદ દેશાઇ. બી. એ. એલ એલ. બી, પ્રકાશક શ્રી જૈન કોન્ફરન્સ ઓફીસ, મુંબાઇ. પાકું પૂઠું, પૃષ્ઠ ૬૫૬, મૂલ્ય પાંચ રૂપિયા.

ગુર્જર સાહિત્યમાં પ્રાંતિક અસ્મિતાની જે જ્વાલા પ્રગટ થઇ છે, તેને અજવાળે અજવાળે આપણી ભાષા તથા ઇતિહાસના ઉંડા ભૂતકાળની ગુફામાં પ્રાચીનતાના અનેક આશકો આજે પરિભ્રમણ કરી કરી, આપણા અસલી બળનું પ્રેરણા-સ્થળ શોધી રહ્યા છે. એ ત્વરિત ગતિથી ખોદાઇ રહેલા સંશોધન પ્રદેશમાં પ્રસ્તુત ગ્રંથના કર્તાએ કરેલું અપૂર્વ સાહસ આજે ગુજરાત સહર્ષ વધાવી લેશે. નરસિંહ મહેતાની પૂર્વે તો કેમ જાણે ગુજરાતી સાહિત્ય જીવતુંજ નહોતું, એવી તમામ ભ્રમણાઓને વિદારીને આ ગ્રંથ દસમી સદીથી માંડીને સત્તરમી સદી સુધીના અપભ્રંશ સાહિત્યના વિપુલ ખજાનાને આપણી સમક્ષ ખુલ્લો મૂકી દે છે. આશ્ચર્ય ઉપજાવે તેટલા બધા પ્રાચીન રાસાઓ અને હસ્તલિખિત પુસ્તકોમાંથી અવતરણો ટાંકી ટાંકી, પ્રકરણોવાર એ વિષયને ક્રમશઃ વ્હેંચી નાખી, ગુર્જર સાહિત્યના પાયામાં બળવાન ચણતર કરનાર ત્રણસો જેટલા જૈન કવિઓનાં કાવ્યો ઉતારી, ગ્રંથકાર વિદ્વત્તાભેર સિદ્ધ કરે છે કે અપભ્રંશ વાણી વાટે વિકસેલું ગુર્જર સાહિત્ય સારી પેઠે સમૃદ્ધિવંત હતું. ભાષાના ઘડતર ઉપર તો આ ગ્રંથ અત્યંત ઉજ્જવલ જ્યોતિ પાથરે છે, અને ગુર્જર સાહિત્યને જાજ્વલ્યમાન બનાવવામાં જૈન કવિઓનો મહાન્ હિસ્સો પૂરવાર કરે છે. ગ્રંથકારના આવા ભગીરથ પરિશ્રમ માટે ઉચ્ચ આદર ઉપજે છે.

સૌરાષ્ટ્ર તા. ૫-૨-૨૭.

---

૮. શ્રીયુત **નાનાલાલ ચીમનલાલ મહેતા** આઇ. સી, એસ. ડેપ્યુટી કમિશનર પર્તાબગઢ, અવધ તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૨૭ના પત્રથી આ સંબંધે જણાવે છે કેઃ—

I have read the introduction of your book which alone I am in a position to appreciate. Your book is really a book for the book-makers. There is so much matter new and interesting

that nobody interested in Jaina and Prakrit literatures can afford to ignore it. The only criticism I have to make is that the presentation might have been more concise and systematic with a detailed Synopsis at the beginning. A few footnotes for the old verses would have been also useful.

—મેં તમારા પુસ્તકની પ્રસ્તાવના વાંચી છે, કે જે એકજની કદર કરવાની સ્થિતિમાં હું છું. તમારૂં પુસ્તક ખરેખર પુસ્તકના કર્તા થવા માંગતાને માટે છે. તેમાં એટલું બધું નવું અને રસપ્રદ દ્રવ્ય-વસ્તુ છે કે જૈન અને પ્રાકૃત સાહિત્યોમાં રસ લેનાર કોઇને પણ તેથી અજાણ્યા રહેવાનું પાલવે નહિ. ફક્ત એક ટીકા-સૂચન મારે કરવું પડે છે કે આરંભમાં વિગતવાર સારાંશ આપીને વસ્તુનિવેદન-પ્રતિપાદન વધુ સંક્ષિપ્ત અને વધુ વ્યવસ્થિત કદાચ થઇ શકત. જૂની કવિતા માટે થોડી 'ફુટનોટ' પણ ઉપયોગી નિવડત.

---

૯. માર્ચ ૧૯૨૭ ના '**સાહિત્ય**'માં નીચે પ્રમાણે 'ગ્રંથાવલોકન'માં પ્રગટ થયું છેઃ—

**જૈન ગુર્જર કવિઓ**—પહેલો ભાગ સંઘરનાર મોહનલાલ દલીચંદ દેશાઇ, મુંબાઇ. જૈન શ્વેતામ્બર કોનફ્રન્સ ઓફિસ કિંમત રૂ. ૫) આ સાલમાં બહાર પડેલાં પુસ્તકોમાં આને અમે સૌથી અગત્યનું ગણીએ છીએ; તેનાં બે કારણો આઃ આમાં જુની ગુજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ એ નામનો નિબંધ ભાઇ મોહનલાલે લખ્યો છે, અને વિક્રમના તેરમા સૈકાની કવિતા પહેલી વાર બહાર પાડી છે. એ ખરૂં, કે નિબંધ જૂદી જૂદી તૈયાર સામગ્રી પરથી ઘડાયો; પરંતુ મુદ્દાની વાત એ કે તૈયાર સામગ્રીની યથાયોગ્ય ચાળવણી કરીને ઉપયોગી સાધનોને એકઠાં કરી તે પરથી માન્ય થઇ શકે એવા સિદ્ધાંતો બાંધવા એ

મુશ્કેલ કામ ભાઇ મોહનલાલે કર્યું છે. એમનો આ નિબંધ ભાષાશાસ્ત્રીને જોમ આપે તેવો અને ભાષાશાસ્ત્રના અભ્યાસીને કામમાં લાગે તેવો છે. એમાં વિદ્વતા, વાંચન અને મનનનાં પરિણામો સ્પષ્ટ તરવરી રહે છે. એઓ સાચું કહે છે કે "જૂની અપભ્રંશ સંસ્કૃત અને પ્રાકૃત સાથે મળતી છે અને પાછળની અપભ્રંશ જૂની ગુજરાતીને મળતી છે." આગળ ચાલતાં તેઓ સારી રીતે સાબીત કરી શક્યા છે કે "તેરમી ચૌદમી સદીમાં ગુજરાતીનું વાંગ્મય નિર્માણ થયું, તેથી ગુજરાતી ભાષા તેટલી પ્રૌઢ થઇ હતી એવું જણાય છે. તે પૂર્વે ત્રણ સદી તો તે બોલાતી હોવી જોઇએ. + + આ સંબંધે કેવળ અનુમાન પર તે વાતનો આધાર રાખવા જેવું નથી રહ્યું. + + સંવત ૮૩૫ માં રચાયેલી કુવલયમાળામાં મુખ્ય દેશમાં + + ગુર્જર લોક ને તેમની ભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ છેઃ--

'ન ઉરે ભલ્લઉં ભણિરે અહ પેચ્છઇ ગુજ્જરે અવરે

એટલે–પછી ગુર્જર લોકોને જોયા. એ લોકો × × ન ઉરે ભલ્લઉં એમ બોલનારા હોય છે.' મતલબ કે અમારી માન્યતા છે કે ગુજરાતી ઘણી જુની છે.–પારસીઓના હિંદમાંના વસવાટ જેટલી જુની છે, તે બીજી રીતે ભાઇ મોહનલાલ સાબીત કરી શક્યા છે. હવે જોવાનું છે, કે પૂ. નરસિંહરાવ ભાઈ કેવી રીતે આનું ખંડન કરે છે.

આ નિબંધમાંના એક મંતવ્યનો અમારે વિરોધ કરવો જોઇએ. ભાઇ મોહનલાલ માને છે, કે જૈનો અને બ્રાહ્મણોનાં સાહિત્ય જુદાં જુદાં ખીલ્યાં નહોતાં આને માટે કશો આધાર તેઓ આપી શક્યા નથી. પોતાની વિરૂદ્ધનો પુરાવો એમણે પ્રગટ કરેલી આ ચોપડીથી મળી રહે છે. 'જૈન ગુર્જર કવિઓ' એ નામ સંપ્રદાયનું, તેમ અંદરની કવિતા પણ સંપ્રદાયની છે. એથીજ અમે કહીએ છીએ, કે જૈન ગુજરાતીને જુની ગુજરાતી માનવાની ભૂલ ન કરો. જૈન ગુજરાતી એજ તે તે કાળના હિંદુ લખનારની ભાષા હતી અને હાલનાં રૂપ તો બહુ–પ્રતના (?) ક્રમને લીધે લાધ્યાં એમ કહેવું ન્યાયયુક્ત નથી. એ ચર્ચા જવા

દઈશું, અને આ ચોપડીમાંથી સંવત ૧૨૪૧ માં લખાયેલ કવિતાની બે ચાર લીટી વાનગી તરીકે રજુ કરી અટકીશું.

"ગુણ ગણહં એ તણઉં ભંડાર, સાલિભદ્રસૂરિ જાણીઇએ
કીધીઉ એક તિણી ચરિતુ ભરહ નરેસર રાસુ છંદિઇ
* * * *
સંવત એ બાર એકતાલિ ફાગણુ પંચમિઇ એઉ કીઉએ

**સાહિત્ય**. માર્ચ. ૨૭.

---

**૧૦—'ગુજરાત'**માં **મી. જ્યોતીન્દ્ર હ. દવે** M. A. 'નવું સાહિત્ય' એ નામના વિભાગમાં ફાલ્ગુન સં. ૧૯૮૩ ના અંકમાં નીચે પ્રમાણે લખે છે:—

**જૈન ગુર્જર કવિઓ**:—પ્રથમ ભાગ: પ્રયોજક: રા. મોહનલાલ દલીચંદ દેસાઇ: પ્રકાશક: શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરંસ ઓફીસ, મુંબાઈ. મૂલ્ય રૂ. પાંચ.

જૈન સાહિત્યના પ્રખર અભ્યાસક તરીકે રા. મોહનલાલનું નામ સુપરિચિત છે. સંસદ્ પ્રયોજિત 'ગુજરાતી સાહિત્ય'ના પાંચમા ખંડમાં તેમણે મધ્ય યુગના જૈન કવિઓનો પરિચય કરાવ્યો છે.

આ પુસ્તકમાં વિક્રમના તેરમા શતકથી તે સત્તરમા શતક સુધીના ગુજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિમાંથી નમુના આપીને ઓળખાણ કરાવી છે.

આપણા આદિ કવિ નરસિંહ મહેતા પહેલાં અનેકાનેક જૈન કવિઓ થઇ ગયા છે; અને ત્યાર પછી પણ ઘણા થઇ ગયા છે. એ સર્વની કૃતિઓનું પરિશીલન કરીને તેમાંથી સારદોહન કરવાનું કાર્ય કેટલું કઠણ છે તે સહજ સમજાય એમ છે. પ્રસ્તુત સંગ્રહ તૈયાર કરતાં રા. મોહનલાલને કેટલો પરિશ્રમ કરવો પડ્યો હતો, કેટકેટલી પ્રતોનું અવલોકન કરવું પડયું હતું તેનો ઝાંખો ખ્યાલ 'નિવેદન' વાંચ્યાથી આવે એમ છે. આ ગ્રંથને જૈન સાહિત્યની Encyclopideaનું નામ આપીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી.

આ ઉપરાંત ગ્રંથના આરંભમાં 'ગુજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ' આપ્યો છે તે બહુ ઉપયોગી છે. એના સાત વિભાગ પાડયા છે. પહેલા વિભાગમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષા સંબંધી વિવેચન છે. બીજા વિભાગમાં દશમી સદીથી માંડી સોળમી સદી સુધી અપભ્રંશ સાહિત્યનો પરિચય કરાવવામાં આવ્યો છે. ત્રીજા વિભાગમાં હેમચંદ્રાચાર્ય તથા તેના વ્યાકરણ પર વિસ્તારપૂર્વક ચર્ચા કરવામાં આવી છે. ચોથા વિભાગમાં સોમપ્રભાચાર્યના કુમારપાલ પ્રતિબોધ વીશે, પાંચમામાં પ્રબંધ ચિંતામણિ વીશે બહુજ ઉપયુક્ત માહિતી આપવામાં આવી છે. છઠ્ઠા વિભાગમાં ' અપભ્રંશ સંબંધી કેટલીક હકીકતો' અને સાતમામાં 'જુની ગુજરાતી સંબંધી કેટલીક હકીકતો' આપવામાં આવી છે. ૩૨૦ પાનાનો આ વિસ્તૃત નિબંધ ઘણી રીતે ઉપયોગી છે. વર્ષોના અભ્યાસનું એ પરિણામ છે એમ તરત જણાઇ આવે છે. આખો નિબંધ રા. મોહનલાલ છુટો છપાવશે તો ગુજરાતી ભાષાના અભ્યાસીઓ પર એમનો મોટો ઉપકાર થશે.

રા. મોહનલાલ આનો બીજો ભાગ સત્વર પ્રગટ કરશે એવી આશા સાથે વિરમીશું.

ગુજરાત—ફાલ્ગુન ૧૯૮૩.

---

૧૧—**જૈન સાહિત્ય સંશોધક** નામના ત્રિમાસિકના ફાલ્ગુન સં. ૧૯૮૩ ના અંકમાં તેના વિદ્વાન્ તંત્રી ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય શ્રી **જિનવિજય** 'નવ પ્રકાશિત ગ્રંથપરિચય'માં પોતાના વિચારો અને ઉદ્‌ગારો નીચે પ્રમાણે જણાવે છે:-

**જૈન ગૂર્જર કવિઓ**—પ્રથમ ભાગ. [ વિક્રમ તેરમા શતકથી તે સત્તરમા શતક સુધીના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિ સહિત વિસ્તૃત સૂચિ. 'જૂની ગૂજરાતી ભાષાના ઇતિહાસ' ની વિસ્તૃત પ્રસ્તાવના સમેત **સંગ્રાહક અને સંપ્રયોજક** શ્રીયુત **મોહનલાલ દલીચંદ દેસાઈ** બી. એ. એલ્‌એલ. બી. વકીલ હાઇકોર્ટ મુંબઇ. પ્રકાશક જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ઑફીસ, મુંબઇ. ]

આ ગૌરવ ભરેલા ગ્રંથના 'સંપ્રયોજક' શ્રીયુત મોહનલાલ. દ. દેશાઇ આ વિષયમાં, અમારા સમવ્યસની અને સમસ્વભાવી ચિરમિત્ર છે. જૈન સાહિત્ય અને જૈન ઇતિહાસના પરિશીલનનો તેમને ઘણો જૂનો રોગ છે. જે વખતે અમને કલમયે ઝાલતાં નહોતી આવડતી તે વખતના એ જૈન ઇતિહાસ અને જૈન સાહિત્યના વિચારગ્રેલા અને અનન્ય આશક બનેલા છે. કોઇ ૨૦-૨૨ વર્ષથી જે એક પોતાના પ્રિય-વિચારરૂપ સુપુત્રની એ પ્રતિપાલના કરતા આવ્યા છે તેના લગ્નોત્સવ સમાન સૌભાગ્ય ભરેલા સુપ્રસંગ જેવો, આ ગ્રંથને પ્રકાશમાં મૂકવાનો તેમના માટે સુઅવસર આવેલો ગણાય. અને એ સુઅવસરને જોવા મોહનભાઇ સફળ થયા તે માટે અમે એમને વધામણી આપીએ છીએ.

આ યુગના જૈન વ્યવસાયી ગૃહસ્થોમાં મોહનભાઇ જૂના જૈન ગૂજરાતી સાહિત્યના અભ્યાસી તરીકે સર્વાગ્ર છે એમ જો કહીએ તો તેમાં જરાયે અમને અતિશયતા નથી લાગતી. ક્યાં તો વકીલાતનો વહેતો ધંધો અને ક્યાં આ અખંડ સાહિત્ય સેવા! ખરી રીતે જ્યાં આ બે પ્રવૃત્તિઓને જરાયે મેળ નથી ત્યાં મોહનભાઇ આવું અત્યુત્તમ ફળ નીપજાવી શકયા તે માટે એમના ઉદ્યોગની શી વર્ણના કરી શકાય. કેવળ સાહિત્ય પ્રવૃત્તિ એજ જેમના જીવન નિર્વાહનો ખાસ ઉપાય હોય અને એજ જાતનું જીવન જીવવા માટે જેઓ સરજાયા હોય તેવા પુરુષો પણ, જે કાર્ય મોહનભાઇએ કરી બતાવ્યું છે તે, કરી બતાવવા ભાગ્યેજ ભાગ્યશાળી નીવડે છે. મોહનભાઇ જો ન જન્મ્યા હોત તો કદાચ જૈન ગૂર્જર કવિઓની ઝાંખી કરવા જગતને ૨૧ મી સદીની વાટ જરૂર જોવી પડત.

હવે મુદ્દા ઉપર આવીએ; આ ગ્રંથમાં ગૂજરાતી ભાષામાં પદ્ય રૂપે જે જે જૈન વિદ્વાનો, જે કંઇ લખી ગયા છે તેની વિગતવાર યાદિ આપવાનો મુખ્ય ઉદ્દેશ રાખેલો છે. આ ભાગમાં ૨૮૦ લેખકોની ૫૪૦ કૃતિઓની નોંધ આવેલી છે અને તેણે લગભગ ૬૦૦ પાનાં રોક્યાં છે. એ એકલી નોંધજ નથી પણ ખરી રીતે ૫૦૦ વર્ષના ગાળામાં

થયેલા ૭૦૦ જેટલા ગૂજરાતી ભાષાના ઉત્કર્ષ અને પોષક એવા જૈન વિદ્વાનોના જીવનકાર્યનું સારભૂત તારણ છે. આ ૬૦૦ પાનાના મૂળ ગ્રંથ ઉપર ૩૦૦ કરતાંયે વધારે પાનાની 'પ્રસ્તાવના(!)' છે. એનું નામ પ્રસ્તાવના છે, પણ વાસ્તવિકમાં ગૂજરાતી ભાષાના બંધારણ અને ઇતિહાસ ઉપર પ્રકાશ પાડનારા અનેકાનેક પ્રસ્તાવો—પ્રકરણો–પ્રબંધોના સંગ્રહનો આ એક મોટો ગ્રંથ જ બનેલો છે. સુંદના ગાંઠિયે ગાંધી જેવા બનેલા સાક્ષર વર્ગમાંના મોટા ભાગને તો આ ગ્રંથનાં પૂરાં પાનાં ફેરવી જવાં જેટલું ધૈર્ય પણ હોવું કઠણ છે ત્યારે મોહનભાઇ તો આવા અનેક ભાગો લખી, સુધારી, છપાવી બહાર પાડવાના હજી તો મોટા મનોરથો કરી રહ્યા છે. ભગવતી શ્રુતદેવતા એમના એ મહનીય મનોરથોને સફળ કરવાની શુભ તક આપે.

—જૈન સાહિત્ય સંશોધક-ફાલ્ગુન સં. ૧૯૮૩.

---

**૧૨. શ્રી આત્માનંદ પ્રકાશ.** પુ૦ ૨૪, અંક ૮ પૃ. ૨૩૪–૩૫.

**જૈન ગુર્જર કવિઓ. પ્રથમ ભાગ**—સંગ્રાહક અને પ્રયોજક મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ. એલ. બી. જૈનયુગના તંત્રી, પ્રકાશક શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ–મુંબઇ કિંમત રૂા. ૫–૦–૦] આપણી વિજયવતી જૈન કોન્ફરંસ સાહિત્ય માટે જે પ્રયાસો કરે છે તેની આ એક વૃદ્ધિ છે. જૈન ગ્રંથાવલી, જૈન રાસમાળાની ટીપ એ પ્રકાશ થયેલ હતા તેમાં આ ગ્રંથ પ્રસિદ્ધ કરી ગુર્જર સાહિત્યમાં જૈનોનો મોટો ફાલો પ્રથમથી જ છે તેવી ઉદ્દઘોષણા કરી છે. આ ગ્રંથમાં શતકવાર રચના કાળના અનુક્રમ પ્રમાણે કવિઓની સંકલના કરી છે. તેરમા સૈકાથી પ્રારંભ કરી સત્તરમા સૈકા સુધીનો સંગ્રહ આ પ્રથમ ભાગમાં આપવામાં આવેલ છે. કર્તાનામ, તેમનો ગચ્છ અને કોના શિષ્ય તેનો પરિચય, કૃતિનો રચના સમય, સ્થલ, આદિ ભાગ, પ્રશસ્તિ વિભાગ, પાનાં, પંક્તિ વગેરે અનેક હકીકત બરાબર ગોઠવેલ હોવાથી સુંદર રચના હોવા સાથે જિજ્ઞાસુઓને પઠન પાઠન માટે સુર-

લતા કરી આપેલ છે. ભાઇ શ્રી મોહનલાલની આ ઉત્તમ રચના સાથે પ્રસ્તાવનામાં જુની ગુજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ નામનો લખાયેલો નિબંધ તેમનું પ્રયત્નપૂર્વકનું સંશોધનપણું અને વિદ્વત્તા જણાવે છે, તેટલુંજ નહિ પરંતુ તે નિબંધનું અવલોકન કરનાર ગમે તે મનુષ્યને ગુજરાતી સાહિત્યની શરૂઆત જૈનોથી થયેલી હોઇ તેના મૂલ પાયા રૂપ જૈન સાહિત્ય જ છે તેમ જણાયા સિવાય રહેશે નહિ. અનેક પ્રતો, ગ્રંથો, સાધનો અને અનેક ભંડારોની તપાસણીને અંતે લખાયેલ આ ગ્રંથ ખરેખર વિશેષ અગત્યનો અમો માનીયે છીએ. જુદી જુદી સામગ્રીઓ અને સાધનો મેળવી ભાઇ મોહનલાલે તૈયાર કરેલી આ વાનીમાંથી ભાષાના અભ્યાસીઓને નવીન અને રસપ્રદ જાણવા જેવું ઘણુંજ મળી આવશે. આવી તૈયાર કરેલી વસ્તુને શ્રીમતી જૈન કૉન્ફરંસ ઓફીસ અને તેના મુખ્ય કાર્યવાહકોએ પ્રગટ કરવા બતાવેલી ઉદારતા અને કાર્યદક્ષતા માટે ધન્યવાદ ઘટે છે. દરેક જૈન કે જૈનેતર મનુષ્યે અવશ્ય તેનો લાભ ખાસ લેવા જેવું છે. કિંમત યોગ્ય છે. મળવાનું સ્થળ શ્રી જૈન કૉન્ફરંસ ઓફીસ, પાયધુની-મુંબાઈ.

—શ્રી આત્માનંદ પ્રકાશ ફાલ્ગુન. વીરાત્ ૨૪૫૩.

---

૧૩. **શ્રી જૈન ધર્મ પ્રકાશ.** પુસ્તક ૪૩. અંક ૧. પૃ. ૩૬.

**જૈન ગુર્જર કવિઓ. પ્રથમ ભાગ**—પ્રયોજક મોહનલાલ દલીચંદ દેશાઇ-પ્રકાશક શ્રી જૈન શ્વે૦ કૉ૦ ઓફીસ-મુંબઇ. કિંમત રૂ. ૫) આ સંગ્રહમાં પ્રયોજકે અત્યંત પ્રયાસ કર્યો છે. પ્રારંભમાં ૭ વિભાગમાં જુદાં જુદાં પ્રકરણો પાડીને તેમાં ભાષા સંબંધી તેમજ જૈન વિદ્વાનો સંબંધી અનેક હકીકતો સમાવી છે; ત્યાર પછી પૃષ્ટ ૫૦૩માં જૈન ગુર્જર કવિઓ ૨૮૭ ની અનુક્રમણિકા, તેમની કરેલી કૃતિઓ ૫૪૬ ના પ્રારંભમાં ને અંતના થોડા થોડા ભાગ સાથે આપેલી છે. ત્યારબાદ એ કૃતિઓની અક્ષરવાર અને કર્તાઓની અક્ષરવાર અનુક્રમણિકા આપી છે. છેવટે સંવતવાર અનુક્રમણિકા આપી છે. કુલ પૃષ્ટ ૧૦૦૦ છે.

આનો બીજો ભાગ હજુ હવે બહાર પડનાર છે. ગુજરાતી ભાષામાં જૈન સાહિત્ય કેટલું છે તેનો આ ઘણો પ્રશંસાપાત્ર ચિતાર આપે છે. આ બુક દરેક શ્રીમંતોએ ખરીદ કરીને ઘરમાં રાખવા લાયક છે. અમે એના પ્રયોજકને અંતઃકરણથી ધન્યવાદ આપીએ છીએ.

—**જૈનધર્મ પ્રકાશ** ચૈત્ર સં. ૧૯૮૩.

---

૧૪. પ્રાકૃત શબ્દ મહાર્ણવ નામનો પ્રાકૃત કોશ રચનાર કલકત્તામાં પ્રાકૃત ભાષાના પ્રોફેસર **પંડિત શ્રી હરગોવિન્દદાસ** જણાવે છે કેઃ—

'જૈન ગુર્જર કવિઓ'નો પ્રથમ ભાગ મારા જોવામાં આવ્યો. રા. રા. દેશાઇએ આ પુસ્તક તૈયાર કરવામાં ભગીરથ પ્રયત્ન કર્યો છે એમ, તેમાં આપેલી ૩૨૦ પૃષ્ઠોની સુવિસ્તૃત પ્રસ્તાવના અને વિક્રમની તેરમી સદીથી લઇને સતરમી સદી સુધીના ૨૮૭ જૈન કવિઓની ૫૪૧ નાની મોટી પદ્યકૃતિઓના નમૂનાઓ સાથે કરવામાં આવેલા ઉલ્લેખો ઉપરથી, સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. પ્રસ્તાવનામાં અર્ધમાગધી, મહારાષ્ટ્રી, શૌરસેની, પૈશાચી, અપભ્રંશ અને જુદી ગુજરાતી ભાષા સંબંધે ઘણી ઉપયોગી હકીકતોનો સંગ્રહ કરવામાં આવેલ છે. ચિરકાળથી પ્રાકૃત ભાષાને તો જૈનોએજ અપનાવી છે અને સંસ્કૃત ભાષાના સાહિત્યની વૃદ્ધિમાં જૈન ગ્રન્થકારોએ મોટો ફાળો આપેલ છે આ તથ્ય જેમ પશ્ચિમના અને પૂર્વના વિદ્વાનોના પરિશ્રમથી પ્રકાશમાં આવ્યું છે તેમ 'પ્રાચીન ગુજરાતી ભાષાના સાહિત્યની શ્રીવૃદ્ધિ પણ મોટે ભાગે જૈનોનેજ આભારી છે' આ સત્યને બહાર લાવવામાં રા. દેશાઇનું આ એકજ પુસ્તક પૂરતું છે, એમ કહેવું અત્યુક્તિ ભરેલું નથી.

કલકત્તા, ૫ જેકશન લાઇન,
તા. ૫-૮-૨૭. } —**હરગોવિંદ ત્રિકમચંદ શેઠ.**

---

૧૫. '**ગુજરાતી**' પોતાની સાહિત્યપૂર્તિ તા. ૨૭-૧૧-૨૭ માં તેના વિદ્વાન્ ઉપતંત્રી સાક્ષરશ્રી **અંબાલાલ બુલાખીરામ જાની**

બી. એ. વિસ્તૃત સમાલોચના લે છે અને તેમાં પહેલો હપ્તો નીચે પ્રમાણે આપે છે:—

"જૈન ગુર્જર કવિઓ"

(૧)

**પ્રથમ ભાગ:** [ વિક્રમના તેરમા શતકથી તે સત્તરમા શતક સુધીના ગુજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિઓ સહિત વિસ્તૃત સૂચી ] 'જુની ગુજરાતી ભાષાના ઇતિહાસ'ની વિસ્તૃત પ્રસ્તાવના સમેત સંગ્રાહક અને સંપ્રયોજક રા. **મોહનલાલ દલીચંદ દેશાઇ**, બી. એ. એલ. એલ. બી વકીલ હાઇકોર્ટ, **મુંબાઇ** [ જૈન રાસમાળા પૂરવણી, જૈન ઐતિહાસિક રાસમાળા, જૈન કાવ્યપ્રવેશ "જૈન શ્વેતાંબર કોન્ફરંસ હેરોલ્ડ" અને ચાલુ "જૈનયુગ"ના તંત્રી] વિ. સં. ૧૯૮૨. ઇ. સ. ૧૯૨૬, પૃષ્ઠ ૨૪+૩૨૦+૬૫૬=કુલ ૧,૦૦૦; કિમ્મત રૂા. પાંચ. પ્રકાશક શ્રી જૈન શ્વે. કોન્ફરંસ ઓફિસ, ૨૦, પાયધુની, મુંબાઇ.

મનુષ્ય જેમ કાળને આધીન છે તેમ કોઇ ધારેલું કાર્ય પાર ઉતરવું તે પણ કાલ અને સંજોગના બળને આધીન છે. ઘણીક વખત એમ બને છે કે કોઇ કાર્ય વિલંબને ધકકે કદિમદિ ચઢી ગયું હોય છે તો તે વિલંબની આંટાફેરીમાંથી સહજ મુક્ત થઇ શકતું નથી અને દૂર ને દૂર ધકેલાયાં જાય છે. આમ થવામાં કેટલાકો મનુષ્યને, તે નિમિત્ત લેખાતો હોઇને, દોષપાત્ર ગણે છે. અલબત્ત મનુષ્ય કંઇક અંશે દોષપાત્ર ખરો એની ના કહેવાય નહીં, પરંતુ વાસ્તવિક રીતે તો જે ચોક્કસ કાર્ય જે એક ચોક્કસ સમયે થવાને નિર્માયું હોય છે, તે સમય આવે ત્યારેજ પરિણત થાય છે. અસ્તુ. ગમે તેમ પણ अकरणात् मंदकरणं वरम् એ નીતિસૂત્ર અનુસાર સં. ૧૯૮૨ ના આષાઢ-શ્રાવણમાં પ્રકટ થયેલા આ મહત્ત્વના અને ઉપયોગી પુસ્તક "જૈન ગુર્જર કવિઓ"ના પ્રથમ ભાગનો પરિચય આટલે અસુરેથી થોડો થોડો પણ કરાવવો એ આવશ્યક છે. તેમ થતાં જૈન ધર્મશાસ્ત્ર, જૈન સાહિત્ય,

જૈન તત્ત્વજ્ઞાન, જૈન ઇતિહાસ આદિના પ્રખર અભ્યાસી અને પર્યેષક રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇને તેમના ભૂરિ પરિશ્રમ અને ઇષ્ટ કર્તવ્યપાલન માટે યથાયોગ્ય ન્યાય મળે છે, એટલુંજ નહીં પણ સાથે સાથે ગુજરાતી સાહિત્યના એક મુખ્ય અને મહત્વના અંગ જૈન સાહિત્ય અને જૈન ગુર્જર ગ્રંથકારોને પણ આવશ્યક ન્યાય મળે છે.

આ મોટા ગ્રંથને પહેલી નજરે જોતાં એ સત્ય તરતજ નજરે તરી આવે છે કે રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ પ્રાચીન જૈન સાહિત્ય રૂપી અત્યાર સુધીમાં અપ્રકાશિત રહેલી રત્નખાણમાંથી મહાન અનેક મૂલ્યવંતાં કવિરત્નોનો, અલબત્ત અત્યલ્પ પ્રમાણમાં, પરિચય કરાવ્યો છે. એ સાધુજીવન જીવનારા મહાત્મા જૈનકવિઓએ પોતાના સમયમાં પોતાના સહબંધુ, અલ્પજ્ઞ વા જિજ્ઞાસુ અને જ્ઞાનપિપાસુ જનસમૂહને પોતાની આખ્યાન કૃતિઓ દ્વારા ધર્મ, તત્ત્વ, સાહિત્ય, ઉપદેશ, ભક્તિ, નીતિ, સંસાર સંબંધમાં આવશ્યક માર્ગદર્શક જ્ઞાનજ્યોતિ દાખવી, અને તેમનામાં ઉન્નત જીવન જીવવાનું બળ ઉદ્ભાવ્યું અને સદાગ્રહ પ્રેર્યો છે. એ નિરભિમાની, લોકહૃદયજ્ઞ કવિઓની અત્યાર સુધી જૈન ભંડારોમાં સચવાઇ રહેલી કૃતિઓની તેના રચનસંવતવાર યાદી વ્યવસ્થિત રીતે આનુપૂર્વી અને સંકલના અનુસાર ગોઠવી આ પ્રથમ ભાગમાં રા. મોહનલાલે પ્રકટ કરી છે; અને તેમ કરવામાં રા. મોહનલાલે પરિશ્રમની કાંઇ કચાશ રાખી નથી. તે ઉપરાંત તેમણે પોતાના ધંધા અને અન્ય કર્તવ્યનો પણ ભારે ભોગ આપી, જૈન સાહિત્ય પ્રત્યેના પ્રીતિકાર્યની સાધના સિદ્ધ કરી છે.

વળી તેમણે આ ગ્રંથ સાથે જૂની ગુજરાતી ભાષાનો વિશાળ અને સર્વગ્રાહી ઇતિહાસ આલેખ્યો છે. અને તે માટે જરૂરી સામગ્રીઓ અને સાધનો એકઠાં કરવામાં, અવલોકવામાં અને તેનાં અવતરણોનો યથાયોગ્ય સ્થળે ઉપયોગ કરવામાં વિશેષ બુદ્ધિપરિશ્રમ પણ કર્યો છે; તેમ તેમણે સાથે સાથે આ ગ્રંથ 'રેફરન્સ' તત્ત્વદર્શી સૂચક-આકર ગ્રંથ તરીકે અભ્યાસકોને તેમ પર્યેષકોને પણ ઉપયોગી

થઇ શકે તે સારૂ તેના અંત ભાગમાં વિવિધ સૂચિઓ અને અનુક્રમણિઓ અને આરંભમાં પણ વિસ્તૃત વિષયાનુક્રમણી સંયુક્ત કરી છે. આટલાથી રા. મોહનલાલને સંતોષ થયો નથી જણાતો. તેઓ ધર્મજ્ઞ અને કર્તવ્યનિષ્ટ હોઇને હવે પછી આ ગ્રંથના તૈયાર થતા બીજા ભાગમાં "જૈનો અને તેમનું સાહિત્ય" એ સંબંધી એક વિસ્તૃત નિબંધ તથા ખરતર, અંચળ વગેરે ગચ્છોની પટ્ટાવલીઓ, શતકવાર કવિઓની કાવ્યપ્રસાદી વગેરે 'ઘણી ઉપયુક્ત બાબતો' પ્રકટ કરવા ધારે છે.

આટલો અછરતો પરિચય પ્રાચીન ગુજરાતી સાહિત્યના જ્ઞાતા અને પર્યેષકને આ ઉપયોગી ગ્રંથ પ્રત્યે આકર્ષશે એટલુંજ નહિ પણ સંતુષ્ટ હૃદયથી તેને સાદ્યંત અવલોકવાને ઉત્કંઠિત કરશે, એટલી ખાત્રી રહે છે. છતાં તેનો સર્વ સાધારણ પરિચય કરાવવાને તેના ઉંડાણમાં વિગતસર ઉતરવાની અપેક્ષા જણાય છે.

વાસ્તવિક રીતે જેને પ્રાચીન ગુજરાતી સાહિત્યની સ્પષ્ટ સંજ્ઞા આપી શકીએ, એ ગદ્યપદ્યમય સાહિત્યનો ઉદય ક્યારથી થયો, અને કોણે-બ્રાહ્મણી સાહિત્યના સર્જકોએ કે જૈની સાહિત્યના સર્જકોએ, તેનો આરંભ કર્યો, તેનું પરિષ્ટાપણ કર્યું, તે ચોક્કસ કહી શકાતું નથી, એનાં કારણો ઘણાં છે તેમાંનું વિશેષ કરીને મુખ્ય કારણ તેના પૂર અને વિષય સંબંધી અજ્ઞાન-અપરિચય, એ છે; જે કંઇ પ્રાચીન ગદ્યપદ્ય સાહિત્ય જૈન તેમજ બ્રાહ્મણી ભંડારોમાં કે જાહેર તેમજ ખાનગી સંગ્રહાલયોમાં સુરક્ષિત સચવાયલું છે અને વ્યવસ્થિતપણે ગોઠવાયલું છે તે બધાની વિષયવાર, કવિવાર અને સંવતવાર સંયોજિત યાદીઓ થઇ નથી. આ એક શોચનીય વસ્તુસ્થિતિ છે. વળી જે કંઇ યાદીઓ કે નોંધો છૂટક છૂટક પ્રકટ થઇ છે તે પણ જિજ્ઞાસુ અભ્યાસીઓના જાણવામાં વા અવલોકવામાં આવી નથી. આથી પ્રાચીન ગુજરાતી સાહિત્યનું પૂર કેટલું છે અને તેમાં કીયા કીયા વિષયો, કીયાં કીયાં દૃષ્ટિબિંદુઓથી, કીયા કીયા આશયથી, કેવા કેવા સ્વરૂપમાં આલેખાયા

છે, તેની માહિતી તજજ્ઞોને મળી શકી નથી. આવી સ્થિતિ ઉપલબ્ધ અને સંગ્રહિત સાહિત્ય સંબંધમાં છે. અને તે એના સ્વરૂપનો વાસ્તવ ક્યાસ બાંધતાં અભ્યાસકને અટકાવે છે; અને એ કારણે પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઉદયસમય સુનિશ્ચિત થઈ શક્યો નથી તેમ તેના સ્વરૂપનો ક્યાસ બંધાઇ શક્યો નથી. પદ્યગદ્ય હજીયે ઘણાક સંગ્રહો અપ્રકટ અને દુર્લભ છે તે સંશોધાવાની અને તેમાંના ગ્રંથોની સૂચીઓ પ્રકટ થવાની અગત્ય છે; વિદ્યારસિક ગુજરાતમાં હજી જોઇએ તેવો અને તેટલો ખંતીલો અને ઉત્સાહી પ્રયાસ આ દિશામાં થયો નથી. પ્રસ્તુત ગ્રંથના સંયોજક રા. મોહનલાલેજ થોડાંક વર્ષ ઉપર જે "જૈન રાસમાળાની પૂરવણી" પ્રકટ કરી હતી તેના કરતાં તેમના સાંપ્રત ગ્રંથમાં મોટા પ્રમાણમાં માહિતી જૈન કવિઓ અને તેમની કૃતિઓ સંબંધમાં મળે છે. તેનું પરિશીલન કરતાં જે કાંઇ ફલિતાર્થ સાહિત્યના સ્વરૂપ અને બંધારણ સંબંધમાં તેમણે તે વેળાએ બાંધ્યો હતો તેમાં પ્રસ્તુત ગ્રંથના પરિશીલનથી, તેમનેજ ઘણોક પલટો કરવો પડયો છે. અલબત્ત, આ વિષયજ એવો વિષમ છે કે વિશેષ માહિતી મળતાં સાચા સાહિત્યશોધકને એમ કરવું પડે. અર્થાત્ હજીયે સંગ્રહાયલું સાહિત્ય-જૈની તેમજ બ્રાહ્મણી જે પ્રકટ અને ઉપલબ્ધ પણ અપ્રકટ સાહિત્ય કરતાં પૂરમાં વિશેષ હોવું સંભવે છે તેને રા. મોહનલાલ દલીચંદ દેશાઇ જેવા સંગ્રાહકો અને સંયોજકો સાહિત્યરસિક ધનિકો અને સંસ્થાઓના આશ્રયથી શોધી બહાર આણશે ત્યાર પછીજ ગુજરાતી સાહિત્યના ઉદયસમય અને સ્વરૂપ વિષે ચોક્કસ, યથાયોગ્ય ક્યાસ બાંધી શકાશે. દરમ્યાન જે કાંઇ ક્યાસ બંધાયો છે તેથી અને બંધાતો જાય છે તેથી તેને ખીલવનારી, અંગભૂત ચોક્કસ કોમોને પોતાની કોમના કવિઓની કદર યથાયોગ્ય થયેલી લાગતી નથી, અને ઉલટો એવો ક્યાસ અન્યાય કરનારો લાગ્યો છે, એ સાહિત્યપ્રકાશનની નીચેની ટુંકી તવારીખથી જણાઇ આવશે.

૨ખડપટીના અને અત્યાચારના વમળે ચઢાવનારી પેશ્વાઇ ગુજરાતમાંથી ગયા પછી ઇંગ્રેજી અમલમાં થાળે પડતાં ગુજરાતી પ્રજાની

સાહિત્યરસિક વૃત્તિ પુનઃ ઉત્તેજિત થઇ અને લીથો પ્રેસમાં નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, શામળ, વલ્લભભટ્ટ, દયારામ આદિની કૃતિઓ પ્રકટ થવા માંડી. પછી છાપાકળા વધતાં પ્રકાશકોએ તે કાર્ય ઉપાડયું; અને શુદ્ધિ અશુદ્ધિનો, સવ્યાપસાવ્યનો વિચાર સરખોએ ન કરતાં પૂરપાટ ગ્રંથો છપાવી પ્રસાવવા માંડયાં; પછી નર્મદાશંકર, દલપતરામ, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ આદિએ કાવ્યમાળા અને કાવ્યદોહનો કાઢયાં; ધીરે ધીરે પ્રજાનો સાહિત્યરસ પૂરપાટ ખીલ્યો અને બહેલ્યો.

આમ થતાં પ્રકટ થયલા ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ તારવવાની વૃત્તિ અભ્યાસીઓને ઉગી આવી અને શાસ્ત્રી વ્રજલાલ, પંડિત ડાહ્યાભાઇ, કવીશ્વર દલપતરામ, કવિ નર્મદાશંકર, રા. બ. હરગોવિંદદાસ, રા. છોટાલાલ નરભેરામ, રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, રા. કેશવ હર્ષદ ધ્રુવ આદિએ પ્રકટ અને ઉપલબ્ધ પણ અપ્રકટ કૃતિઓ અવલોકી કવિઓ અને તેમની કૃતિઓનો પરિચય કરાવવા માંડયો. એમ થતાં કંઇક નિશ્ચિત સ્વરૂપમાં ગુજરાતી સાહિત્યના ત્રણ યુગ પડયા છેઃ (૧) પ્રાચીન ગુજરાતી કે અપભ્રંશ યુગ. વિક્રમના દશમા, અગીઆરમા, શતકથી ચૌદમા શતક સુધીનો; (૨) મધ્યકાલીન કે જૂની ગુજરાતીનો યુગ પંદરમા શતકથી સત્તરમા સૈકા સુધીનો; (૩) અર્વાચીન ગુજરાતી યુગ સત્તરમા શતકથી ઓગણીશમા શતક સુધીનો. વળી એ સહુ વિવેચકોએ જૂની ગુજરાતીના યુગની કાવ્યકૃતિઓનું અવલોકન કરી જૂનાગઢના ભક્ત કવિ નરસિંહ મેહેતાને આદિકવિપદે મૂકયા છે. પરંતુ વખત જતાં જેમ જેમ નવાનવા બ્રાહ્મણી અને જૈની કવિઓની સાહિત્યકૃતિઓ વિશેષને વિશેષ પ્રકાશમાં આવતી ગઇ અને તેનાં અવલોકનો થતાં ગયાં તેમ તેમ જણાયું કે જુની ગુજરાતી સાહિત્યનો ઉદયસમય નરસિંહ મેહેતાના સમયથી પણ પૂર્વે આગળ જાય છે અને એ કાળના બ્રાહ્મણી સાહિત્યને અવલોકીને બંધાયલો ખ્યાલ જૈન સાહિત્યના અવલોકનથી બદલવો પડે.

એમ છે; તેમજ કેવળ વિષ્ણુભક્તિનું સાહિત્યજ લખાયું છે એ ખ્યાલ પણ બદલવો પડે એમ છે.

પરંતુ આ સંક્રાતિકાલમાં જે કંઇક નિશ્ચિત આલેખન થયું તેથી જૈન ભાઇઓ, કે જેમના મુનિ મહારાજો સૂરિઓએ પણ અથાક અને અગાધ પ્રમાણમાં ગુજરાતી સાહિત્યની અભિપ્રેત અને પ્રશસ્ત સેવા બજાવેલી છે તેમની તેમજ તેઓની કૃતિઓની જાણી બુઝીને અવજ્ઞા અને અનાદર કરાયાં છે, એવી ફર્યાદ ઉઠી; જો કે વાસ્તવમાં તેવું કાંઇ હેતુપૂર્વક થયલું હતુંજ નહીં અને હોઇ ન શકે. જૈનો ભલે અન્ય બ્રાહ્મણી ધર્મીઓથી ધર્મના સ્વરૂપમાં ભિન્ન માર્ગે હોય; છતાં નિત્યના સર્વ વ્યવહારોમાં તો સરળ રીતે સંયુક્ત છે, તેમની સાહિત્ય–કૃતિઓ અને સાહિત્યભાવનાથી બ્રાહ્મણી સાહિત્યના રસિકો અલિપ્ત રહી શકે નહીં, અને વસ્તુસ્થિતિથી પૂરવાર કરે (? થાય) છે તેમ જૈની સાહિત્યસર્જકો અને ઉપદેશકો તેમજ બ્રાહ્મણી સાહિત્ય-સર્જકો અને ઉપદેશકો પરસ્પરની સાહિત્યપ્રવૃત્તિથી અલિપ્ત રહી શક્યા નથી, અને ભવિષ્યમાં અલિપ્ત રહી શકશે પણ નહીં.

આથી જણાશે કે જાણી બુઝીને પણ અન્યાય કરવા ખાતર, અનાદર અને અવગણના ખાતર જૈન સાહિત્યકારો અને તેમની સંમાન્ય કૃતિઓ તરફ ઉપેક્ષાબુદ્ધિ બ્રાહ્મણી સાહિત્યના અવલોકનકારોએ અને અભ્યાસીઓએ દાખવી નથી. માત્ર સમયની તાણ, સાધનોની તંગી, સ્ફુરણા–પ્રેરણાબળની ઊણપ એજ એવા દેખાતા અનાદરનું કારણ છે.

છતાં કેટલાક જૈન વિદ્વાનોને એમ લાગ્યું અને ગુજરાતી સાહિત્ય પરિષદના રાજકોટના તૃતીય અધિવેશનથી રા. રા. મનસુખલાલ કીરતચંદ મહેતા, રા. મનસુખલાલ રવજીભાઇ મહેતા આદિએ જૈન સાહિત્યનો ગુજરાતી સાહિત્યમાં ફાળો, ગુજરાતી સાહિત્યના આરંભનો જૈનોનો યશ, એવાં એવાં દૃષ્ટિબિંદુઓવાળા, સારા વિચારણીય નિબંધો લખવા લખાવવા માંડયા, અને જૈન રાસમાળાની સૂચિઓ; જૈન બૃહ-

તુકાવ્યદોહન, આદિ સંગ્રહો પ્રકટ કરવા માંડયા. ભાવનગર પરિષદમાં તે સંબંધી નિબધોની અતિશયિતા થઇ હતી.

પરંતુ એનું એક સુફળ આપણે અત્યારે જોઇએ છીએ. જૈન સાહિત્યરસિક લેખકોની આવી સ્તુત્ય આતુરતા અને ઉત્સાહને પરિણામે અનેક જૈન રાસાઓ, રાસાસંગ્રહો, કાવ્યસંગ્રહો તેમ ગદ્યકૃતિઓ પ્રકટ થવા માંડી છે અને ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ પણ તેનું પરિશીલન રસપૂર્વક કરતા થયા છે. આનંદ કાવ્યમહોદધિનાં સાત મૌક્તિકો શેઠ શ્રી દેવચંદ લાલચંદ જૈન પુસ્તક ભંડાર તરફથી શેઠ શ્રી જીવણચંદ સાકરચંદ ઝવેરીએ ભારે પરિશ્રમ લેઈ પ્રકટ કર્યાં છે અને પોતાની સદ્બુદ્ધિ અને ઉંચી કર્તવ્યનિષ્ઠાનો પરિચય ગુર્જરી સાહિત્યરસિક જનતાને કરાવ્યો છે, અને હજી નવાં મૌક્તિકો પ્રકટ કરવાનો તેમનો ઉત્સાહ સતત સચેત રહ્યો જણાય છે.

તેમજ રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈએ જે પરમ સ્તુત્ય પરિશ્રમ લેઇને પ્રસ્તુત વિસ્તૃત ગ્રંથનો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો છે અને બીજો ભાગ પણ ટુંક સમયમાં પ્રકટ કરનાર છે, તે પણ એનું બીજું મહાન સુફળ છે.

જેમ જૈન બંધુઓની પોતાના સહધર્મી સાહિત્યસર્જકોને અન્યાય થયાની આવી ફર્યાદ છે તેમ મુસલમાની બંધુઓ, જેમનો નિકટ પરિચય ગુજરાતી પ્રજાને વિક્રમની ૧૪ મી સદીથી થતો રહ્યો છે, તેમણે પણ ગુજરાતી સાહિત્ય ઉપર સીધી નહી તો આડકતરી અસર અવશ્યે કરેલી છે, ગુજરાતી ભાષાના બંધારણમાં તો એ અસર સ્પષ્ટ છે, તેમની સેવાનો પરિશોધ થવો અને યથાયોગ્ય કદર પણ થવી ઘટે છે. સં. ૧૯૮૩ના "ગુજરાતી"ના **વિજયાંક**માં એક સાહિત્યરસિક મુસ્લીમ લેખક રા. કોકીલે એ સંબંધી કંઇક સૂચન પણ કર્યું છે. ગમે તેમ પણ જો મુસલમાની સાહિત્યસર્જકોની અસર અને ફાળાનો ઘટતો પરિશોધ અને કદર થશે, તથા એમના ગુર્જરી સાહિત્યનું પરિશીલન અને અવલોકન

થશે ત્યારે પોતાના પ્રાચીન મુસલમાની સાહિત્યકારોને થયેલા અન્યાયનો જે આક્ષેપ ગુજરાતી સાહિત્યજ્ઞોને શિરે મૂકાય છે તે દૂર થશે.

આટલું તવારીખી દિગ્દર્શન પ્રાપ્ય ગુજરાતી સાહિત્યના પ્રકાશન અને સંશોધનને અંગે બંધાયલો કેટલોક ભ્રમજનક ક્યાસ દૂર કરશે.

ટુંકમાં ઉપર કહ્યું તેમ નરસિંહ મહેતાને પ્રાચીન ગુજરાતી સાહિત્યના આદિકવિનું પદ અપાય છે, તે માત્ર લાક્ષણિક છે, દિગ્બંધન વિધિને અનુસરતું છે. જૈન કવિઓની કૃતિઓ તેમાં નરસિંહ મહેતાના પૂર્વના અને સમકાલીન બ્રાહ્મણી કાવ્યસાહિત્યના અપૂરતા પરિચયથી એ મત બંધાયો છે, અને જૈનોથી ગુજરાતી સાહિત્યનો પુરો સંશોધ હજી થયો નથી, તથા આસમાની સુલતાનીથી તેમજ બંતીલી ચિવ્વટની ઉણપથી ઘણુંક સાહિત્ય નષ્ટ થઈ ગયું છે. (ઘણુંક) તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયું છે, તેમજ **ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, શ્રીમંત ગાયકવાડ સરકારનું પ્રાચીન પુસ્તક સંગ્રહ ખાતું** આદિ સંસ્થાઓએ, પ્રાચીન સાહિત્યરસિક સંશોધકોએ (? ને) ઉત્તેજી, હજીયે એળે જતું, અસ્તવ્યસ્ત થતું, કીડા ઉધાઇઓના ખોરાક થતું, વા જલપ્રલયોમાં તણાઇ જતું સાહિત્ય સંગ્રહાવું અને સંશોધાવું ઘટે છે. (અપૂર્ણ)

'**ગુજરાતી**'ની સાહિત્યપૂર્તિ ૨૭-૧૧-૨૭

( આનું અનુસંધાન હવે પછી 'ગુજરાતી'માં બહાર પડશે ત્યારપછી તે અમો વાચકો સમક્ષ સાદર રજુ કરીશું. વિદ્વાન્ અવલોકનકાર હજુ ઘણું ઘણું લખી નવો પ્રકાશ ફેંકનાર છે તેની રાહ આતુરતાથી જોવાય છે.)

**૧૬. પ્રસ્થાનના** તંત્રી સાક્ષરશ્રી **રામનારાયણ પાઠક** સં. ૧૯૮૩ ના દીપોત્સવી અંકમાં પોતાનો અભિપ્રાય પ્રકટ કરે છે કે:—

**જૈન ગુર્જર કવિઓ. પ્રથમ ભાગ:**—સંગ્રાહક અને સંપ્રયોજક: **મોહનલાલ** દલીચંદ દેસાઇ બી. એ. એલ. એલ. બી. વકીલ, હાઇકોર્ટ મુંબઇ. કિંમત પાંચ રૂપીઆ.

જૈન સાહિત્યના વિષયના અભ્યાસી તરીકે આ કર્તાનું નામ સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. આ ગ્રંથ તેમની અથાગ મહેનતના ફ્લરૂપ છે. આ મોટા ગ્રંથમાં વિક્રમ તેરમા શતકથી સત્તરમા શતક સુધીના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની વિસ્તૃત સૂચી આપેલી છે. ગ્રંથના પ્રારંભમાં ૩૨૦ પૃષ્ટનો જૂની ગૂજરાતી ભાષાનો ઇતિહાસ આપેલો છે જે આપણી ભાષાના ઇતિહાસમાં એક મૂલ્યવાન ઉમેરો ગણાવો જોઇએ. આ ગ્રંથ સ્વતંત્ર પુસ્તક તરીકે પણ બહાર પાડયો હોત તો સારૂં એમ લાગે છે. ગૂજરાતીનો અપભ્રંશ જોડેનો સંબંધ બતાવેલો છે. અને વિષયની ચર્ચામાં સદ્‌ગત ડો. ગુણે અને ચિમનલાલ દલાલ તથા શ્રી ગૌરીશંકર ઓઝા જેવા પ્રમાણભૂત વિદ્વાનોના લેખોનો ઉપયોગ કર્યો છે તેથી ઇતિહાસનો ભાગ અભ્યાસીને સારી રીતે ઉપયોગી બન્યો છે.

મૂળ પુસ્તકમાં ઘણોખરો ભાગ પદ્યાત્મક જ છે અને છેવટનાં થોડાં પાનાં ગદ્યનાં છે. અંતે કવિઓની, મોટી કૃતિઓની, નાની કૃતિઓની અને સંવતવાર એમ ચાર અનુક્રમણિકાઓ આપેલી છે.

પુસ્તક જૈન કવિઓનું જ છે પણ ગૂજરાતી ભાષાના સર્વ અભ્યાસીઓને ઉપકારક છે.

આ પુસ્તકને માટે સંગ્રાહકને અમે અભિનંદન આપીએ છીએ. આવા સંગ્રહની કદર સામાન્ય રીતે વાંચનાર કરતો નથી. સંગ્રહની ગણના મૌલિક ગ્રંથથી ઉતરતી કરાય છે પણ આવા શાસ્ત્રીય સંપાદનની કિંમત્ત સાહિત્યમાં ઘણી મોટી છે અને તેની મહેનત તો તે પ્રકારનું કામ જેણે થોડું ઘણુંયે કર્યું હોય તે જ સમજે છે. અમે આશા રાખીએ છીએ કે ગૂજરાત આ સાહિત્યસેવાની કદર કરશે.

**પ્રસ્થાન-દીપોત્સવી અંક ૧૯૮૩.**

**૧૭. પાટીદાર**ના વિદ્વાન્ તંત્રી શ્રીયુત **નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલ** (ગ્રંથ પરિચય) માં જણાવે છે કે:—

જૈન ગુર્જર કવિઓ. પ્રથમ ભાગ:—પ્રયોજક–મોહનલાલ દલીચંદ દેસાઇ, બી. એ., એલ. એલ. બી., વકીલ હાઇકોર્ટ, મુંબઇ; પ્રકાશક–શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સ ઑફીસ, મુંબઇ; પૃ. ૨૪+૩૨૦+૬૫૬, પાકું પૂઠું; કીમત પાંચ રૂપીઆ. આર્યોની વેદભાષા પૂર્વે કઇ ભાષા હતી તેનાં સ્પષ્ટ લક્ષણ હજી પ્રત્યક્ષ રીતે સિદ્ધ નથી થયાં. વેદ ભાષા પણ લોકભાષા નહોતી, સાહિત્ય ભાષા હતી; છતાંયે લોકભાષાથી બહુ દૂર નહોતી. તે સમયની લોકભાષામાંથી રૂપરૂપાન્તર પામતી પામતી ભાષાઓ આજે વિવિધ પ્રાન્તોમાં બોલાય છે. અને તેમાં વેદભાષાનાં અનેક તત્ત્વો–પાણિનિની સંસ્કૃત ભાષામાં નહિ ઉતરેલાં એવાં અનેક તત્ત્વો–ઉતરી આવ્યાં છે, સચવાઇ રહ્યાં છે. વેદભાષામાંથી બીજી બાજુએ સંસ્કાર પામતી પામતી સાહિત્યની સંસ્કૃત ભાષા ઉત્પન્ન થઇ ને તેને પાણિનિ આદિ આચાર્યોએ વ્યાકરણબદ્ધ કરી દીધી. એ ભાષા પંડિતોની હતી, લોકસમાજમાં કદી પણ બોલાતી નહિ. આમ લોકભાષા તે પ્રાકૃત અને પંડિતભાષા અથવા સાહિત્યભાષા તે સંસ્કૃત. સંસ્કૃત ભાષા વ્યાકરણના નિયમોથી બંધાએલી તે સરોવરના જેવી સ્થિર થઇને એનું સાહિત્ય આજ સુધી સચવાઇ રહ્યું. પ્રાકૃતભાષા નદીની પેઠે વહેતી ચાલી ને તેમાંથી દેશકાળને અનુસાર જુદી જુદી–મુખ્ય છ–પ્રાકૃતભાષાઓ બોલાતી થઇ. માણસ બાળક મટી કિશોર અને કિશોર મટી યુવાન કયે વર્ષે, કયે દિવસે ને કઇ પળે થયો તે જેમ સ્પષ્ટ રીતે કહી શકાય નહિ, તેમ જ કયે વર્ષે, દિવસે ને પળે પાછલી પ્રાકૃત બોલાતી બંધ થઇ ને નવી બોલાતી શરૂ થઇ એ પણ કહી શકાય નહિ. એ વિકાશ તો ધીરે ધીરે જ થાય, લોકમુખે બોલાતાં ઘસાઇ ઘસાઇને ભાષા ધીરે ધીરે સ્વરૂપ બદલે. પાંચસો વર્ષ ઉપર, આજથી જુદી જ તરેહની ગુજરાતી ભાષામાં રચાએલાં નરસિંહ મહેતાનાં ને મીરાંબાઇનાં ભજન રૂપિઆની પેઠે ઘસાઇને આજનું સ્વરૂપ પામ્યાં છે. લોકમુખે ચઢેલે સાહિત્યે આમ ઘસાતાં વર્તમાન સ્વરૂપ ધારણ કર્યું, પણ એમ લોકમુખે નહિ ચઢેલું સાહિત્ય મૂળ સ્વરૂપમાંજ બંધાઇ રહ્યું. નરસિંહની અને મીરાંની સહેજ પાછી થએલા પદ્મનાભના 'કાન્હડદે પ્રબંધ'ની ભાષા લોકમુખે નહિ ચઢવાથી

મૂળ સ્વરૂપે જ બંધાઇ રહી છે. બેશક લહિયા નકલ કરતાં તેમાં કરી નાખે એટલો ફેરફાર તો થાય જ. આ ગ્રંથમાં ૨૪મા પૃષ્ઠ ઉપર 'પ્રબોધચિન્તામણિ'ની શરૂઆત આમ છેઃ

" પહિલું પરમેસર નમી, અવિગતુ અવિચલ ચિત્તિ;
સમરિસુ સમરસિ ઝીલતી, હંસામણિ સરસત્તિ. "

ત્યારે સાક્ષરથી કેશવલાલના અહુણા જ પ્રસિદ્ધ થએલા 'પ્રાચીન ગુર્જર કાવ્ય'માં પૃષ્ઠ ૯૬ ઉપર એનો પાઠ આમ છે:

" પહિલઉં પરમેસરુ નમી અવિકલ અવિચલ ચિત્તિ;
સમરિસૂં સમરસિ ઝીલતી હંસામણી સરસત્તિ. "

પણ આ તો જે તે સમયની લોકભાષાનું જ પ્રતિબિંબ જ છે.

વળી લોકમુખે ન ચઢેલું સાહિત્ય લાંબે કાળે ભુલાયું. જૈનકથા 'તરંગવતી' ઘણું કરીને પહેલા બીજા સૈકામાં આચાર્ય પાદલિપ્તે પોતાના સમયની લોકભાષામાં રચેલી, તે વખત જતાં ભાષા બદલાતી ચાલી એટલે સમજવી કઠણ થઇ પડી, ને ત્યાર પછી હજારેક વર્ષે નેમિચન્દ્ર ગણિએ પોતાના સમયની લોકભાષામાં એ કથાનો 'તરંગલોલા'ને નામે પુનરુદ્ધાર ના કર્યો હોત તો મૂળ કથાનો ક્યારનોય લોપ થઇ ગયો હોત. આમ આપણું પુષ્કળ લોકસાહિત્ય–પ્રાકૃત સાહિત્ય–નાશ પામી ગયું છે. બહુ પ્રાચીન કાળનું આપણું સાહિત્ય આજે મળવું વિરલ થઇ ગયું છે. જે સાહિત્ય મળે છે તે ઘણું કરીને દશમા સૈકા પછીનું જ છે. બેશક આપણા પ્રાચીન સમ્પ્રદાય પ્રમાણે ત્યારે પણ 'ગુજરાતી'નું સ્વરૂપ ધારણ કરતા જતા શુદ્ધ લોકપ્રાકૃતમાં તેમજ પંડિતોના સાહિત્યપ્રાકૃતમાં–અપભ્રંશમાં–સાહિત્ય રચાતું. અને એ પ્રાકૃત ભાષા પણ લોકમાં બોલાતી ભાષા કરતાં તો ઉંચી, એટલે સાહિત્ય ગુજરાતી (High Gujarati) હતી. સં. ૧૫૨૧ ના અરસામાં યશઃકીર્તિએ અપભ્રંશમાં રચેલા ચંદપ્પહચરિયનો આદિભાગઃ " ણમિઊણુ વિમલકેવલલચ્છી સંવંગદિસ્ય પરિરંભં,"[૧] સં. ૧૫૧૬ માં ન્યાયસુંદરે સાહિત્યગુજરાતીમાં રચેલી

ચોપાઇ: "સંવત પનર સોલ વરસંમિ, સંઘ વેયણુ એવિહિય સુરામ"[2] અને વળી એજ સાલમાં મોડાસાની ભાગોળે બોલાતી ગુજરાતીમાં લખાએલો હીરૂવાવનો લેખ: "સંવત ૧૫૧૬ માહે ફાગણુ વદી ૬ .·. આ લવાવ બાઇ હીરૂની બંધાવી. ગાઉ હરાના વાવ રાસુની દીકરી તે શ્રી બીકાના સેટિની દીકરીની દીકરી."[3] આ નમુનાથી એક જ સમયે વપરાએલી ત્રણે ભાષા વચ્ચેનો ભેદ સ્પષ્ટ સમજાશે. તે સમયે મારવાડી ને ગુજરાતી એ બે રાજસ્થાનીની પુત્રીઓ ક્યારનીયે જુદી પડી ગઇ હતી. અપભ્રંશ અને જે તે કાળની ગુજરાતી એ બંને ભાષાઓમાં બ્રાહ્મણ તેમ જ જૈનસંપ્રદાયના સાહિત્યરસિકોએ ઘણું લખ્યું છે ને જૈન સાહિત્ય તો જૈનોના સરસ્વતિ ભંડારોમાં ઘણું સચવાઇ પણ રહ્યું છે.

ભાઇ મોહનલાલે એ અનેક ગ્રન્થોનું શોધન ને દોહન કરી, વિક્રમના ૧૩માથી ૧૭મા સૈકા સુધીના જૈન ગુર્જર કવિઓની કૃતિઓને તારવી કાઢી, તેના નમુના આ ગ્રન્થમાં કાળક્રમે ગોઠવ્યા છે. આમ કરવામાં એમણે અગાધ શ્રમ લીધો છે તે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. પણ એથીયે ઉપયોગી તો ૩૨૦ પૃષ્ઠમાં અપભ્રંશ અને જુની ગુજરાતી ભાષાના ઇતિહાસ સંબંધે કરેલી ચર્ચા છે. બેશક એમાં ઇતિહાસની દૃષ્ટિ છે એટલી ભાષાતત્ત્વની નથી, પણ છતાંયે એ ભૂમિકા ભાષાના અભ્યાસીને અતિ ઉપયોગી છે. કોઇ સ્થળે શંકા થાય પણ ખરી: (૧) લેખક લખે છે કે "कन् કે જેનો અર્થ નાનું છે,...कन्यामां તે મોજુદ છે."[4] મને લાગે છે કે कन्यामां कन् ધાતુ પ્રીતિઅર્થે છે અને એ જ ધાતુમાંથી એ જ અર્થે कनक અને कानन શબ્દો નિપજ્યા છે.[5] (૨) "જૂના લહીઆઓ દ્વિત્વવાળા અક્ષર બતાવવા માટે બે વાર અક્ષર (જોડાક્ષર) લખવાના પરિશ્રમથી બચવા માટે અક્ષર ઉપર અનુસ્વાર

---

૧ ભૂમિકા પૃ. ૮૫. ૨ ગ્રંથ પૃ. ૫૧. ૩ 'સાહિત્ય' નવેમ્બર' ૨૭ પૃ. ૭૭૪. ૪ ભૂમિકા પૃ. ૧૧૭. ૫ તારાનાથ તર્કવાચસ્પતિનો शब्दस्तोममहानिधिः ।

જેવું મોઢું મૂકતા હતા, તે કેટલાક શબ્દોમાં તેને ભ્રમથી 'ન' શ્રુતિ ગણવામાં આવી. જેમકે સં. મર્કટ, પ્રા. મક્કડ; તેને મ૦કડ લખવામાં આવ્યું, પછી ભ્રમથી મંકડ સમજાયું."[1] આ વાત સાચી નથી લાગતી. મોટે ભાગે તો બોલેલી ભાષા લખાય છે, લખેલી ભાષા બોલાતી નથી. મંકડ શબ્દ બોલાતો થયા પછીજ લખાયો હોવો જોઇએ. સં. अक्षि, પ્રા. अक्खी, ગુ. આંખ; સં. इष्टिका, પ્રા इंट्टिआ, ઈંટ; સં. पृथुकाः, પ્રા. पहुआ, ગુ. પહુંવા; સં. पाशक, પ્રા. पासउ, ગુ. ફાંસો; સં. छाया, પ્રા. छाआ, ગુ. છાંયડો અને એવા અનેક શબ્દો છે કે જેમાં દ્વિત્વ અક્ષર લખવાના પરિશ્રમમાંથી બચવા ૦ લખવાનું છે જ નહિ. કોઇ નિયમે ગભીર–ગંભીર, સતત–સંતત, તીર્થકર–તીર્થંકર એમ બેવડાં સ્વરૂપ છે; કોઇ નિયમે સંસ્કૃત इदित् ધાતુઓ રૂપાખ્યાનમાં અનુનાસિક લે છેઃ ઘટ્ અવાજ કરવો, એ ધાતુ इदित् છે માટે घण्टयते; પણ ઘટ્ ચેષ્ટા કરવી, એ इदित् નથી, માટે घटते. વળી અમે ચરોતરમાં તો ગામને ગાંમ, નામને નાંમ અને માણસને માંણસ બોલીએ, ત્યાં વળી જુદો જ નિયમ છે અને એમ અનુનાસિક થવાના તો અનેક નિયમ છે, પણ આવી આવી શંકાઓ તો નજીવી છે ને લેખકના અથાગ શ્રમમાં કયાંય ઢંકાઇ જાય છે. વળી ગ્રન્થને છેડે (૧) કવિઓની, (૨) તેમની કૃતિઓની અને (૩) તેમના કાળક્રમની સૂચિઓ આપીને વાચકને બહુ સરળતા કરી આપી છે. આ ગ્રન્થને આમ અનેક રીતે શાસ્ત્રીય સ્વરૂપે રચવા માટે ગુજરાતના સાહિત્યસેવકોએ ભાઇ મોહનલાલને ખરેજ ધન્યવાદ આપવો ઘટે. આશા છે કે ભાઇ મોહનલાલ આ ગ્રંથનો ૨ જો ભાગ પણ વહેલે મોડે પ્રસિદ્ધ કરશે જ. શ્રમ અતિશય પડશે, પણ એટલો સેવાશ્રમ ઉઠાવી ગુજરાતને ઋણી કરશે એવી આશા અજુગતી નથી.

—પાટીદાર, પોષ ૧૯૮૪.

---

૧ ભૂમિકા પૃ. ૨૪૩.

૧૮. 'જૈન' પોતાના ૧૮-૩-૨૮ ના અંકમાં જણાવે છે કે:—

જૈન ગુર્જર કવિઓ ( પ્રથમ ભાગ )

પ્રયોજક:—મોહનલાલ દલીચંદ દેશાઇ

પ્રકાશક:—શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ ઓફીસ. મુંબઇ. મૂલ્ય રૂા. ૫-૦-૦.

પ્રયોજકે આ ગ્રંથ તૈયાર કરવામાં લગભગ પંદર વર્ષ ખર્ચ્યાં છે એ એક જ વાત આ પુસ્તકની મહત્તા સૂચવવા બસ થશે. ભાષાનો ક્રમિક વિકાસ કેવી રીતે થયો, કયા કયા કવિએ ભાષા સાહિત્યના અંગને કેવી રીતના શ્રૃંગાર સજાવ્યા અને એ દરેક કવિની પ્રતિભા કેટલી ધારદાર હતી તે બતાવવા માટે પ્રયોજકે પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ "ધૂળધોયા" તરિકેનો આનંદ અનુભવી શકે તેજ કઇક પોતાનો અધિકાર સ્થાપી શકે અને અમને જાણીને આનંદ થાય છે કે માત્ર જૈન સાહિત્યસેવકોએ જ નહીં પણ ગુજરાતી સાહિત્યના સર્વ ઉપાસકોએ રા. દેશાઇના આ ગ્રંથ તેમજ તે પાછળના અનન્ય પ્રીતિપરિશ્રમનો મુક્તકંઠે પ્રશંસા કરી છે. જૈન ગુર્જર કવિઓ એ એકી સાથે પ્રશસ્તિઓનો વિશાળ સંગ્રહ જ નથી, કવિઓ અને ઐતિહાસિક તથ્યોનો એક સરસ કોષ પણ છે એમ ખુશીથી કહી શકાય. નર્યાં જીવનચરિત્રો કરતાં જે સાહિત્યે એ ચરિત્રો વિકસાવવામાં સહાય કરી હોય તે સાહિત્ય ઇતિહાસનું મુખ્ય પ્રેરક બળ બની રહે છે. ભાઇ દેશાઇએ એકે એક પ્રાચીન સદીને છૂટી પાડી કાવ્ય, ઇતિહાસ ને ભાષાની દૃષ્ટિએ તેની વિશિષ્ટતા બતાવી આપી છે. જૈન સાહિત્યના દરેક અભ્યાસીને માટે આ ગ્રંથ એક માર્ગદર્શક રૂપ થઇ પડશે એવી અમને સંપૂર્ણ ઉમેદ છે. જૈન શ્વે. કોન્ફરન્સ ઓફીસે આવાં ગ્રંથ પ્રકટ કરવા પાછળ જે ખંત બતાવી છે તે પણ તેટલીજ સ્તુત્ય છે. ભાઇ દેશાઇ જૈન ગુર્જર કવિઓના બીજા ભાગ પણ આજ પ્રમાણે સાહિત્ય-સરસ્વતીના ચરણે ધરવાને વિશેષ શક્તિમાન થાય એમ અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ.

—જૈન તા. ૧૮-૩-૨૮.

૧૯. શ્રીયુત ઉમરાવસિંધ ટૅન્ક, પ્લીડર, માલવારા દિલ્હી, પ્રયોજક પરના ૭-૨-૨૮ના પત્રમાં જણાવે છે કે:—

I heartily admire your wonderful energy, patient labour and critical sense.

—હું આપની આશ્ચર્યકારક કાર્યશક્તિ, ધૈર્યપૂર્વક મહેનત અને વિવેચક બુદ્ધિને અંતઃકરણપૂર્વક વખાણું છું.

૨૦. શ્રી અભેચંદ કાલીદાસ, વકીલ, જેતપુર (કાઠિયાવાડ) પ્રયોજક પરના પોતાના ૧૫-૬-૨૮ ના પત્રથી જણાવે છે કે:—

ઉપર ઉપરથી આ પુસ્તક જોતાં તથા ગુજરાતી ભાષાના ઇતિહાસ સંબંધીનાં પ્રકરણો જોતાં આપની અથાક મહેનત તથા અવલોકનશક્તિની ખાત્રી થાય છે; અને તેની સાથે અંધારામાં રહેલા જૈન કવિઓ તથા તેમના સાહિત્યને અજવાળામાં લાવી વાસ્તવિક ઇનસાફ આપેલો છે. આપના આવા પરિશ્રમને માટે ધન્યવાદ છે.

૨૧. રા. મધુસુદન ચિમનલાલ મોદી M.A. એ અંગ્રેજીમાં લખેલા 'Origin and Nature of the Dialect (or Dialects) called Apabhransha'—'અપભ્રંશ નામની ભાષા (યા ભાષાઓ) ની ઉત્પત્તિ તથા સ્વરૂપ' એ નામના નિબંધમાં નીચે પ્રમાણે જણાવ્યું છે:—

The awakenment and consciousness among Jains of the vast literature that their religion has produced have led to the establishment of societies like Jain S'wetambar Conference &c. for the publication of this ignored literature. The Gujarat Sahitya Parisad has recognised the great importance of the contributions of Jainas. The most important outcome of these activities is the publication of 'Jain Gurjara Kavis' Part I with an introductory essay on Apabhrams'a and Old

Gujarati by M. D. Desai, published by Jain S'wetambar Conference 1926. The publication is the most monumental bibliographical work. The second part of the same work is in press. It is an outcome of fifteen years of strenuous and hard labour. He has examined almost all the Bhandars of Gujarat and some of Rajputana to which he got free access as a Jain. He also examined the collections of old Mss. in the private possession of Jain priests and congregations. He says that so many collections of Mss. in private possessions of priests remain to be examined both in Rajputana-in the places like Jesalmere, Bikaner, Jodhpur etc, in Gujarat in the places like—Patan, Cambay, Ahmedabad etc. ( Preface p. 8) If all this booty he gathered, what a vast literature will be revealed! It would be really a wonder to stare at. It is reported that Prof. Velankar of Wilson College, Bombay is preparing the detailed catalogue of Jain works (preface p. 7). It will be, we expect, a land-mark in the history of Jain literature as a whole, and so also in the history of अपभ्रंश literature. We have within these last ten years unearthed most valuable and great bulk of अपभ्रंश literature. And the flood-gates, as it were, for the study of अपभ्रंश, as hundreds of books in Mss. have seen the light of the day, are opened for the persevering specialists to work upon.

—જૈનોમાં જાગૃતિથી અને પોતાના ધર્મે ઉત્પન્ન કરેલા વિશાલ સાહિત્ય સંબંધી પ્રતીતિથી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ આદિ જેવી મહાસંસ્થાઓની સ્થાપના આ ઉપેક્ષિત સાહિત્યના પ્રકાશન માટે થઇ છે. ગૂજરાત સાહિત્ય પરિષદે જૈનોના સાહિત્ય-ફાળાની મહાન્ ઉપયોગિતા પીછાણી છે. આ સક્રિય ચળવળોનું સૌથી મહત્વનું પરિણામ અપભ્રંશ અને જૂની ગૂજરાતી ઉપર પ્રસ્તાવનામાં આપેલા નિબંધ સહિતનો એમ. ડી. દેશાઇ કૃત 'જૈન ગૂર્જર કવિઓ' પ્રથમ ભાગ એ નામનો જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સે પ્રકટ કરેલો ગ્રંથ છે. આ પ્રકટ થયેલ ગ્રંથ સૌથી મોટો કીર્તિસ્થંભરૂપ-શકવર્ત્તી પુસ્તક-વર્ણનની માહિતીવાળો ગ્રંથ છે. આજ ગ્રંથનો બીજો ભાગ પ્રેસમાં છપાય છે. આ ગ્રંથ, ગ્રંથકારની જહેમત ભરી સખત મહેનતવાળાં પંદર વર્ષોનું પરિણામ છે. તેણે જૈન તરીકે છૂટથી જોવાની તક મળી તેવા ગૂજરાતના લગભગ બધા અને રાજપૂતાનાના થોડા ભંડારો તપાસ્યા છે. વળી તેણે જૈન સાધુઓ અને સંઘોના અંગત-ખાનગી કબજામાં જૂની હસ્તલિખિત પ્રતોના સંગ્રહો પણ તપાસ્યા છે. તે જણાવે છે કે સાધુઓના તેમજ અંગત કબજાના ભંડારો-જેસલમેર, વિકાનેર, જોધપુર વગેરે રાજપુતાનાનાં સ્થલોમાં અને પાટણ, ખંભાત, અમદાવાદ વગેરે ગૂજરાતનાં જોવાનાં બાકી છે. (નિવેદન પૃ. ૮). જો આ મેળવેલી નિધિ એકઠી કરવામાં આવે તો કેવું વિશાલ સાહિત્ય પ્રકાશમાં આવે! તે પ્રત્યે નજર રાખી રહેતાં આશ્ચર્યજ થાય! એમ કહેવામાં આવે છે કે મુંબઇની વિલ્સન કૉલેજના પ્રોફેસર વેલણકર જૈન પુસ્તકોનું વર્ણનાત્મક કેટલોગ તૈયાર કરે છે (નિવદન પૃ. ૭). આપણે આશા રાખીએ છીએ કે સમગ્ર જૈન સાહિત્યના ઇતિહાસમાં, તેમજ અપભ્રંશ સાહિત્યમાં તે એક સીમાચિન્હ થશે. આપણે આ છેલ્લાં દશ વર્ષોમાં આ અપભ્રંશ સાહિત્યનો અત્યંત મૂલ્યવાન્ અને મોટો જથો છૂપો હતો તે બહાર કાઢયો છે. અને હસ્તલિખિત સેંકડો પ્રતો પ્રકાશમાં આવ્યાથી અપભ્રંશના સાહિત્ય માટે જલપ્રવાહનાં દ્વારો ખંતથી સતત કાર્ય કરનારા વિશારદોને માટે ખુલ્લાં થયાં છે.

卐

# 卐 મોહનલાલ દલીચંદ દેશાઇ કૃત પુસ્તકો. 卐

૧ **Shrimad Yashovijayaji**—આ શ્રીમદ્ યશોવિજયજીના સંક્ષિપ્ત ચરિત્રરૂપે અંગ્રેજીમાં નિબંધ છે. કિંમત ચાર આના. મેઘજી હીરજી બુકસેલર પાયધુની મુંબઈથી મળી શકશે.

૨ **જૈન ઐતિહાસિક રાસમાળા**—આમાં અમદાવાદના નગરશેઠ પ્રસિદ્ધ શાંતિદાસ શેઠ તેમજ તેમના કુટુંબમાં થયેલ નામાંકિત પુરૂષોનું, કેટલાક જૈનાચાર્યો તેમજ સાધુઓના પદ્યમય ચરિત્રો છે ને તેનો સાર પ્રસ્તાવનામાં ટિપ્પણો સહિત મૂકેલો છે. પ્ર૦ અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ, પાદરા, પાસેથી મળશે.

૩ **જિનદેવદર્શન**—જિન પ્રભુનાં ખરાં દર્શન કરવાની ઉત્તમ રીત જોઇતી હોય તો આમાં છે. ચૈત્યવંદન, તેનો અર્થ, અને વિધિમાં રહેલ ઉત્તમ હેતુ આમાં ખાસ બતાવેલ છે. પ્રભુપૂજા કરનાર દરેક શ્રાવક શ્રાવિકાને અવશ્ય વાંચવા યોગ્ય છે. બીજી આવૃત્તિ હમણાંજ બહાર પડી છે. કિં. ૭ આના પ્ર. મેઘજી હીરજી બુકસેલર પાયધુની મુંબઇ.

૪ **જૈન કાવ્ય પ્રવેશ**—આમાં આપણા વિદ્વાન્ સાધુ પુરૂષોનાં રચેલાં ૮૮ કાવ્યો છે. તેમાં સ્તવન, સઝાય, પદ વગેરે ચુંટી કાઢી તેનો સર્વ અર્થ પૂરેલ છે. દરેક શ્રાવક શ્રાવિકાને 'સ્વાધ્યાયકાળ'–'ભાવના'માં ઉપયોગી થાય તેમ છે તેમજ જૈનશાળાના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવું શાળાપયોગી પુસ્તક છે. આની નકલ ખપી ગઇ છે. બીજી આવૃત્તિ બહાર પડનાર છે.

૫ **નયકર્ણિકા**—આમાં મૂળ શ્લોકો, તેનો અર્થ, સાતે નયો પર વિસ્તારપૂર્વક વિવેચન આપેલ છે. આના કર્ત્તા કલ્પસુબોધિકાકાર શ્રી વિનયવિજયજીનું જીવનચરિત્ર છે. જૈન તત્ત્વજ્ઞાનમાં પ્રવેશ કરવા અર્થે આ ઉપયોગી છે. કિં. ૭ આના. મેઘજી હીરજી, પાયધુની મુંબઇ.

૬ **Naya Karnika**—આ ઉપરના ગ્રંથની અંગ્રેજી આવૃત્તિ છે. જૈન ગેઝેટ, મદ્રાસને ત્યાંથી મળશે.

૭–૮ **જૈન ગૂર્જર કવિઓ પ્રથમ અને બીજો ભાગ**—પહેલામાં એક હજાર પૃષ્ઠનો દળદાર શકવર્ત્તી ગ્રંથ વિક્રમ તેરમી સદીથી સત્તરમી સદીના જૈન કવિઓ તેમની ગૂજરાતી કૃતિઓ સહિતનું વર્ણનાત્મક સૂચિપત્ર–તેમજ ગૂજરાતી ભાષાની ઉત્પત્તિ-વિકાસમાં જૈનોએ શું જબર ફાળો આપ્યો છે તે, સર્વ કવિઓ ને કૃતિઓના સમય-નિર્દેશ–તે જ્યાં મળી શકે છે તે સર્વ આપ્યું છે. બીજામાં ૧૮ મા સૈકાના કવિઓનું તે પ્રમાણે છે ને તેમાં જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પણ છે. પ્ર૦ જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑફિસ, પાયધુની મુંબઇ, દરેકની કિંમત રૂ. પાંચ, મેઘજી હીરજી બુકસેલર, પાયધુની મુંબઇ પાસેથી પણ મળી શકશે.

## જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઓફિસથી પ્રકાશિત પુસ્તકો.

**શ્રી જૈન ગ્રંથાવલી**—૪૮૦ પાનાનો દળદાર રૉયલ ઓક્ટેવો ગ્રંથ પાકું પુંઠું. તેમાં આગમો તેમજ બીજું સંસ્કૃત પ્રાકૃત જૈન સાહિત્યનું સૂચિપત્ર છે. પુસ્તકનું નામ, તેનું શ્લોક પ્રમાણ, કર્ત્તા, રચ્યા સંવત્ અને કયા ભંડારમાં તે મળી શકે છે તેનો નિર્દેશ કરી ઘણી ઉપયોગી માહિતી ઘણાં વર્ષોના પરિશ્રમથી મેળવી પૂરી પાડી છે. મુદ્રિત સં. ૧૯૬૫ માં. તેની મૂળ કિં. ત્રણ રૂ. હતી તે ઘટાડીને કિંમત રૂ. ૧-૮-૦

| | |
|---|---|
| **શ્રી જૈન ડિરેક્ટરી** ભાગ ૧ અને ૨ સાથે. | રૂ. ૧-૦-૦ |
| **શ્રી જૈન ડિરેક્ટરી** ભાગ ૧. | રૂ. ૦-૮-૦ |
| **શ્રી જૈન શ્વેતાંબર મંદાવલી.** | રૂ. ૦-૧૨-૦ |
| **જૈન** ગૂર્જર કવિઓ પ્રથમ ભાગ. | રૂ, ૫-૦-૦ |
| **જૈન** ગૂર્જર કવિઓ બીજો ભાગ. | રૂ. ૫-૦-૦ |

**जैन न्यायावतार-सवृत्ति** with English Notes by Dr. P. L. Vaidya. પ્રેસમાં છે

**पाइअ लच्छीनाममाला**—મહાકવિ ધનપાલકૃત પ્રાકૃત નામનો કોશ. સં. પંડિત બહેચરદાસ. રૂ. ૧-૦-૦

લખો

**શ્રી જૈન શ્વેતાંબર કાન્ફરન્સ.**

૨૦ પાયધુની પોસ્ટ નં. ૩ **મુંબઈ.**